લેથી સરકારની મંજુરી લીધા શિવાય પીનલકોડ મુજબ કામ ચલાવી શકાય છે. રાણી વિરૂદ્ધ કલકત્તા શેહેરની મ્યુનીસીપાલ કોરપોરેશન, ઈ. લા. રી. ૩ ક. પ્ર. ૭૫૮.

કોઈ ઈજીનીયરને જો કે પૈસા ખરચવાની મંજુરી આપવાનો અધિકાર ના હોય તો-પણ તે મ્યુનીસીપાલ પૈસા આપ લે કરતો હોય તો, આ કલમના ૧૦ મા ક્લોઝના અર્થ મુજબ સરકારી નોકર ગણાય છે. રાણી વિ. નઉતમરામ ઉત્તમરામ ૬ મું. હા. કો. રી. પ્ર. ૬૪.

સરકારે સોંપેલું કામ કેટલેક દરજ્જે કરવાને માટે નોકર રાખેલો માણસ એવો આ કલમના ક્લોઝ ૮ માં "અમલદાર" એ શબ્દનો અર્થ થાય છે. તે માણસને પોતાને કેટલોક અધિકાર હોવો જોઈએ અથવા તેનું કામ કોઈ અધિકારવાળા માણસને મદદ કરવાનું હોવું જોઈએ. તે ઉપરથી કોઈ ઈઝારદાર એટલે ગામડાનો ભાડવાત (lessee) જેણે જંગલની ઉપજના હિસાબમાંથી કેટલીક રકમ સરકારમાં ભરી બાકી પોતે રાખવાનું માથે લીધું હોય તે અમલદાર ગણાતો નથી, અને તેટલા માટે આ કલમના અર્થ મુજબ તે સરકારી નોકર ગણાતો નથી. કાયદેસર તજવીજ ચલાવી પુરાવો લેવાનો અધિકાર ના હોય તેવા જંગલના અમલદારની રૂબરૂ રજુ કરવાના ઈરાદાથી જુદા હિસાબો રાખવા તે પીનલકોડની કલમ ૧૯૩ ના અર્થ મુજબ જુઠો બનાવટી પુરાવો ગણાતો નથી. આસીસ્ટંટ સેશનજડજે કોઈ માણસ ઉપર, (૧) સરકારી નોકર તરીકે સાપરાધ વિશ્વાસઘાત કરવાનો યત્ન કરવાનું, (૨) નુકશાન કરવાના ઈરાદાથી સરકારી નોકર તરીકે ખોટો દસ્તાવેજ બનાવવાનું, (૩) કોઈ માણસને શિક્ષામાંથી બચાવવાને માટે સરકારી નોકર તરીકે ખોટો દસ્તાવેજ કરવાનું, એ પ્રમાણે તોહમતો રાખી જો કે તેણે કપટ કરવાના ઈરાદાથી દસ્તાવેજ બનાવ્યો હતો એવું જડજને લાગ્યું, તોપણ સરકારી નોકર નથી એવું કારણ બતાવી તેને નિર્દોષ ઠરાવી છોડી મુકવામાં આવ્યો હતો. હાયકોર્ટે એમ ઠરાવ્યું કે પુરાવાનો પ્રયત્ન કરવાને માટે તેને ક્રીમીનલ પ્રોસીજરકોડ (સન ૧૮૭૨ ના ૧૦ મા)ની કલમો ૪૫૫ અને ૪૫૬ મુજબ ગુન્હેગાર ઠરાવવો જોઈતો હતો અને તે તોહમતની હકીકત અને સાપરાધ વિશ્વાસઘાતના તોહમતની હકીકત એક [illegible] કામ ચાલતી વખતે ઉઠાવેલી તકરાર, જો કે સરકારે પોતાની અપીલમાં સ્પષ્ટ [illegible] ત્રાતી નોતી તોપણ ચાલવા દીધી, અને તોહમતદારની ફરીથી તપાસ ચલાવવાનો હુકમ કર્યો. રાણી વિરૂદ્ધ રામજીરાવ બાજીરાવ. ૧૨ મું. હા. કો. રી. પ્ર. ૧.

ગવરનર જનરલે કરેલી ગોઠવણી મુજબ સરકારની મંજુરીથી સરકારી સોલીસીટરે કલકત્તાની પોલીસ કોર્ટોમાં કામ ચલાવવને નીમેલો માણસ આ કલમના અર્થ મુજબ સરકારી નોકર ગણાય છે. રાણી વિ. બતોકીસ્તોદાસ, ઈ. લા. રી. ૩ ક. પ્ર. ૪૯૭.

જે જાગીર સગીર કોર્ટના તાબામાં હતી તે જાગીરના વહિવટદારે રાખેલો સીપાઈ આ કલમના અર્થ મુજબ સરકારી નોકર ગણાતો નથી. રાણી વિરૂદ્ધ આરાયી. ઈ. લા. રી. ૭ મ. પ્ર. ૧૭.

સરકારે રાખેલો ગાડીવાન આ કલમના અર્થ મુજબ સરકારી નોકર ગણાતો નથી. રાણી વિરૂદ્ધ નચીમુતુ. ૭ મ. પ્ર. ૧૮.

કોઈ પણ માણસને પગાર મળતો હોય અગર ના મળતો હોય, તોપણ કોઈ સરકારી નોકરની જગ્યાની ફરજ અને જુમ્મેદારી પોતાને સીર લેવાનું તે પસંદ કરે, અને સરકારી નોકર છે એવી રીતે તે પોતે ઓળખાતો હોય તો, તે માણસ સરકારી નોકર ગણાય છે, અને પછીથી

તે એમ કહી શકે નહી કે તે સરકારી ફરજો બજાવતો હતો તથા સરકારી નોકર તરીકે ઓળખાતો હતો, તોપણ આ કલમમાં બતાવેલી વાખ્યાના અર્થ પ્રમાણે તે "સરકારી નોકર" નથી. રાણી વિરૂદ્ધ પરમેસરદત્ત. ઈ. લા. રી. ૮ અ. પ્ર.૨૦૧.

સન ૧૮૬૭ ના ૩૧ મા આકટથી રેલવેના નોકરો રૂશ્વત લે તે સબંધી સરકારી નોકર સમજી આ કાયદાની કલમ ૧૬૧ થી ૧૬૫ સુધીની કલમનો ઉપયોગ કરવો.

"જંગમ મિલકત". **૨૨. "જંગમ મિલકત" એ શબ્દોવડે જમીન તથા જમીનને ચોટેલી વસ્તુ, અથવા જમીનને ચોટેલી વસ્તુ જોડે જાથું જડાયલી વસ્તુ સિવાયની કોઇ પણ પ્રકારની સાકાર મિલકત સમજવી.**

## *વિશેષ સમજુતી.

જમીનને જાથુ જોડાએલી વસ્તુ હોય પણ તેથી તેને છુટી પાડવામાં આવે, તો તે જંગમ મિલકત થાય છે—જુઓ આગળ કલમ ૩૭૮ નો ખુલાસો ૧ લો.

**ફેંસલો**—કાયદેસર પકડવામાં આવે તો કાયદા વિરૂદ્ધ કૃત્યના વધારામાં ગુન્હો કર્યાની માહિતી, જેવી કે આ કલમ મુજબ તોહમતદારને ગુન્હેગાર ઠરાવવાને જરૂર છે તેવી માહીતી હોઈ શકે નહી. પોલીસ અમલદારને પકડવાના કાયદેસર આપેલા અખત્યાર ઉપરાંત કાંઈ વધારે અખત્યાર તેણે બજાવ્યો હોય, તોજ તે પોતે કાયદા વિરૂદ્ધ ચાલે છે એવી માહિતી અને દ્વેષથી અને દુષ્ટ બુદ્ધિથી તે ચાલ્યો છે કે નહી, એ સવાલો ધ્યાનમાં લેવાની જરૂર છે. રાણી વિરૂદ્ધ અમરસીંગ જેઠા. ઈ. લા. રી. ૧૦ મુ. પ્ર. ૫૦૬.

"ગેરવ્યાજબી લાભ" **૨૩. "ગેરવ્યાજબી લાભ" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મેળવેલી મિલકત જે મિલકતપર તે મેળવનાર સખસનો કાયદા પ્રમાણે હક્ક નથી.**

"ગેરવ્યાજબી હાનિ" **"ગેરવ્યાજબી હાની" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મિલકતનું જવું, જે મીલકતપર તે જેની પાસેથી જાય છે તે સખસનો કાયદા પ્રમાણે હક્ક છે.**

"ગેરવ્યાજબીલાભમાંમિલકતનુંગેરવ્યાજબી રાખવું પણસમજવું." "ગેરવ્યાજબી હાનીમાંકાંઈ મિલકત લેવામાં ગેરવ્યાજબી પ્રતિબંધ થાય તે પણસમજવો." **કોઇ સખસને ગેરવ્યાજબી રીતે કાંઇ મળે ત્યારે, અને તેમજ તે ગેરવ્યાજબી રીતે પોતાની પાસે રાખે ત્યારે, પણ તેને ગેરવ્યાજબી લાભ થયો એમ સમજવું. કોઈ સખસની પાસેથી ગેરવ્યાજબી રીતે કાંઈ મિલકત લઇ લેવાય ત્યારે, અને તેમજ તેને કાંઇ મિલકત લેતાં ગેરવ્યાજબી રીતે પ્રતિબંધ થાય ત્યારે, પણ તેને ગેરવ્યાજબી હાની થઇ, એમ સમજવું.**

"બદ ધાનતથી" **૨૪. જે માણસ કાંઈ વસ્તુ એક સખસને ગેરવ્યાજબી લાભ કરવાના, અથવા બીજા સખસને ગેરવ્યાજબી હાની કરવા-**

ના ઇરાદાથી કરે, તે માણસે તે વસ્તુ બદદ્યાનતથી કરી એમ સમજવું.

"દગલબાજી થી." **૨૫. જો કોઇ સખસ કાંઇ વસ્તુ દગો કરવાના ઇરાદાથી કરે, તો તે વસ્તુ તેણે "દગલબાજીથી" કરી એમ સમજવું, નહિ તો નહી.**

"માનવાનું કારણ" **૨૬. જો કોઇ સખસને કાંઇ વસ્તુ માનવાનું પાકું કારણ હોય તો, તેને તે વસ્તુ "માનવાનું કારણ"છે એમ સમજવું, નહી તો નહી.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં 'માનવાનું કારણ' એવું વાક્ય છે તેનો અર્થ ઘણો જાણવા લાયક છે. આગળ ઘણી કલમોમાં "તોહમતદારે અમુક હકીકત જાણીને કિંવા માનીને કરી" એવાં ઘણાં વાકયો આવે છે. જેમકે "ચોરીનો માલ જાણીને અથવા માનવાનું કારણ છતાં લીધો" એવું આગળ કલમ ૪૧૧ માં આવશે, તેનો લાંબો અર્થ એટલો છે કે—માલ ઓછી કીંમતે મળે છે, છાની રીતે વેચનાર આપી જાય છે, વેચવાવાળો સખસ તે ચીજનો વેહેપાર કરવાવાળો નથી, એ વિગરે હકીકત હોય, તો પોતે લીધેલો માલ ચોરીનો છે એવું તે માને છે, એમ સાધારણ બુદ્ધિનું માણસ પણ સેહેજ અનુમાન કરી શકે. દરેક કેસમાં આવી રીતે માનવાનાં પાકાં કારણ જુદાં જુદાં હોય છે. દુનિયામાં બનતા બનાવ વધારે જોનાર જાણનારને વધારે સુજે છે, અને તેથી ઉતરતા લોકોને થોડા સુજે છે.

સ્ત્રી, મેહેતા, અથવા નોકર ના કબજામાં ની મિલકત. **૨૭. જયારે કાંઇ મિલકત કોઇ સખસની વતી તે સખસની સ્ત્રી, મેહેતા, અથવા નોકરના કબજામાં હોય, ત્યારે આ કાયદાના અર્થ પ્રમાણે તે, તેજ સખસના કબજામાં છે એમ સમજવું.**

**ખુલાસો—જે સખસને થોડી વાર અથવા કોઈ વિશેષ પ્રસંગે મેહેતા, અથવા નોકરની માફક રાખ્યો હોય, તેને આ કલમના અર્થ પ્રમાણે મેહેતો અથવા નોકર સમજવો.**

"ખોટું બનાવવું." **૨૮. જે સખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે, એવા ઇરાદાથી કે તે સરખાપણાથી ફરેબ કરવો, અથવા એવું જાણીને કે તેથી ફરેબ થશે, એવો સંભવ છે, તો તે સખસે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું.**

**ખુલાસો ૧ લો—કંઈ વસ્તુ ખોટી બનાવવામાં નકલ બરાબર થવી જોઇએ, એમ જરૂર નથી.**

**ખુલાસો ૨ જો—જે સખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે અને તે સરખાપણું એવું હોય કે તેથી બીજા કોઇ સખસ ઉપર ફરેબ થશે; ત્યારે એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરનાર સખસનો તે સરખાપણાથી ફરેબ થશે એવો ઈરાદો હતો, અથવા તેથી ફરેબ થશે એવો સંભવ છે એમ તે જાણતો હતો એવું અનુમાન, તે વિરૂદ્ધ શાબીત કરવામાં આવશે નહી ત્યાં સુધી કરવું.**

## વિશેષ સમજુતી.

આ કલમનો બીજો ખુલાસો સન ૧૮૮૯ ના આકટ ૧ લાથી વધ્યો છે.

**૨૯. "લેખ" એ શબ્દવડે કાંઇ પણ બાબત સમજવી, જે બાબત કોઇપણ વસ્તુ ઉપર અક્ષર અંક કે ચિન્હવડે અથવા એ માંહેના એકથી વધારે**

સાધનોવડે સમજાવી અથવા બયાન કરેલી હોય, અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઇરાદો કર્યો હોય અથવા વપરાય.

ખુલાસો ૧ લો—ગમે તે સાધનવડે અથવા ગમે તે વસ્તુ ઉપર તે અક્ષર, અંક અથવા ચિન્હ કાહાડયાં હોય, અને તે પુરાવો કોઇ ઇનસાફની કોર્ટને માટે ઇરાદો રાખીને કર્યો હોય કે નહી, અથવા તે કોઇ ઇનસાફની કોર્ટમાં વપરાય કે નહી તેની કાંઇ ફિકર નહી.

દ્રષ્ટાંત.

એક લખતમાં કાંઇ કરારની શરતો લખી છે. અને તે લખત તે કરારના પુરાવાની માફક વાપરી શકાય એવું છે તો, તે લેખ છે.

કોઇ સરાફની ઉપરનો ચેક લેખ છે.

વકીલાતનામું અથવા મુખત્યારનામું લેખ છે.

નકસો જે પુરાવામાં વાપરવાનો ઇરાદો કરેલો હોય, અથવા જે પુરાવામાં વપરાય, તે લેખ છે

જે લખતમાં કાંઇ હુકમ લખ્યો હોય, અથવા કેમ કરવું એ બાબત કાંઇ સલાહ લખી હોય, તે લેખ છે.

ખુલાસો ૨ જો—અક્ષર, અંક અથવા ચિન્હોવડે વેપારીઓના અથવા બીજા રીવાજ મુજબ જે સમજાતુ હોય, તે આ કલમના અર્થ પ્રમાણે તે અક્ષર, અંક અથવા ચિન્હોવડે સમજાય છે એમ સમજવું; પછી તે સઘળું સવિસ્તર લખ્યું ન હોય તોપણ.

દ્રષ્ટાંત.

અ. હુકમ કરે તેને નાણાં આપવાં એવી તરેહની એક હુંડીની પાછળ અ. પોતાનું નામ લખે, તો એ પાછળ લખવાનો અર્થ વહેપારીઓના રીવાજ મુજબ એવો છે કે એ હુંડી જેની પાસે હોય તેને નાણાં આપવાં, હવે પાછળ જે લખ્યું છે તે લેખ છે. અને "આ જેની પાસે હોય તેને નાણાં આપજો," એ શબ્દો અથવા એજ મતલબના બીજા શબ્દો જાણે તે સહીની ઉપર લખ્યા હોય, એ પ્રમાણે તેનો અર્થ કરવો.

ફેંસલો—ખોટો લેખ બનાવવાના ગુન્હામાં તે લેખ કોઈ હયાત માણસના નામનો હોવાની જરૂર નથી. ફક્ત લેખ ખોટો બનાવ્યો એમ હોવું જોઈએ. રાણી વિરૂદ્ધ સીફત અમીનાં. લા. રી. વા. ૨ પ્ર. ૧૨.

"કિમતી દસ્તાવેજ." ૩૦. "કિમતી દસ્તાવેજ" એ શબ્દોવડે જે લેખથી કાંઇ કાયદેસર હક્ક ઉત્પન્ન થતો હોય, વધતો હોય, બીજાને અપાતો હોય, ઓછો થતો હોય, નાબુદ થતો હોય, અથવા છોડી દેવાતો હોય અથવા જે લેખથી કોઇ સખસ કબુલ કરતો હોય કે મ્હારી કાયદેસર જુમ્મેદારી છે, અથવા ફલાણો કાયદેસર હક્ક મ્હારો નથી, એવો લેખ, અથવા એવી મતલબનો લેખ સમજવો.

દ્રષ્ટાંત.

અ. એ એક હુંડીની પાછળ પોતાનું નામ લખ્યું. હવે એ લખવાની અસર એવી છે કે તે હુંડીપરનો હક્ક જે માણસની પાસે તે હુંડી

**કાયદા પ્રમાણે આવે તેને પોંહોંચે, માટે પાછળ જે લખ્યું તે "કિંમતી" દસ્તાવેજ છે.**

**ફેંસલા**—હિસાબ માંડી વાળ્યાનું લખવામાં આવ્યું હોય અને તેના ઉપર કોઈ માણસની સહી ના થઈ હોય, તોપણ તે આ કલમની વ્યાખ્યા મુજબ "કીંમતી દસ્તાવેજ" ગણાય છે. એક્ષપાર્ટી કપાલવયા સર્યા. ૨ મ. હા. કો. રી. પ્ર. ૨૪૭.

છેડા છુટકાનું લખત આ કલમના અર્થ મુજબ "કીંમતી દસ્તાવેજ" ગણાય છે. આવી જાતનો ખોટો દસ્તાવેજ રજુ કરી તેને રજીષ્ટર કરાવવામાં આવ્યો હોય તો, પીનલકોડની કલમ ૪૭૧ ના અર્થ મુજબ "વાપરયો" ગણાય છે. રાણી વિરૂદ્ધ આઝીમુદીન વિગરે. ૧૧ વિ. રી. પ્ર. ૧૫.

આ કલમના અર્થ મુજબ ભાડાચીઠીની નકલ "કીંમતી દસ્તાવેજ" ગણાતો નથી. રાણી વિરૂદ્ધ. ખુશાલ હીરામન અને ઈંદ્રાગર. ૪ મું. હા. કો. રી. પ્ર. ૧૮.

જુઓ કલમ ૪૭૭ નીચેનો ફેંસલો. ૭ મ. હા. કો. રી. અપે. પ્ર. ૨૬.

પટાની નકલ એ કાંઈ આ કલમના અર્થ પ્રમાણે કીમતી દસ્તાવેજ નથી. મુંબાઈ હાઈકોર્ટ તા. ૧૭ જુલાઈ સન ૧૮૬૭ વા. ૪ પ્રષ્ટ ૨૮.

"વીલ." **૩૧. 'વિ'લ એ શબ્દોવડે કોઇપણ વશિયતનામાનોલેખ સમજવો.**

## વિશેષ સમજુતિ.

૧ **વીલ**—હમેશાં કાયદેસર રીતે સહી સાક્ષીઓ સાથે થએલું હોવું જોઈએ.

કામનેકેહેનારાશબ્દોમાં કાયદા વિદ્ધકસુરોપણ સમજવી. **૩૨. આ કાયદાના હરએક ભાગમાં કરેલાં કામોના બોધ કરનારા શબ્દો હોય, તે શબ્દો કાયદા વિરૂદ્ધ કસુરોને પણ લાગે છે એમ સમજવું, પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અર્થ દેખાતો હોય તો ત્યાંહાં તેમ અર્થ કરવો.**

"કામ." "કસુર." **૩૩. "કામ એ શબ્દ એક કામને, અને તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલા અનેક કામોને પણ લાગે છે; અને "કસુર" એ શબ્દ એક કસુરને, તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલી અનેક કસુરોને પણ લાગે છે.**

ઘણાસખસોનો ઈરાદોપાર પાડવાસારૂ તે સઘળાસખસોએ મળીનેકરેલા કામનીજવાબદારી. **૩૪. ઘણા સખસોનો ઈરાદો હોય તે પાર પાડવા સારૂ તે સઘળા સખસોએ મળીને જ્યારે કાંઈ ગુન્હાનું કામ કર્યું હોય, ત્યારે તેઓમાંનો હરએક સખસ તે કામ તેણે એકલાએજ કર્યું હોય એ રીતે તે કામને માટે જવાબદાર છે.**

**ફેંસલો**—પણ તે દરેક સખસના કામને સારૂ જવાબદાર થવાને તે કામ સઘળાઓનો સાધારણ ઈરાદો પાર પાડવા કરેલું હોવું જોઈએ. પણ જે કામ સઘળાઓના વિચારથી થએલું નથી તેને વાસ્તે તે જવાબદાર નથી. ( રેવીન્યુ, સિવીલ એન્ડ ક્રિમિનલ રિપોર્ટ કલકત્તા ક્રિમિનલ રૂલીંગ વાલ્યુમ ૧ પાને ૪૩). એ કામમાં સર બી. પીકોક ચિફ જસ્ટીસ બોલ્યા કે-

"જો. ને લોકોએ અમુક દીન્ને પકડયો, તે લોકોની મતલબ તથા ઈરાદો ચોરીના"
"તોહમત ઉપર તેને થાણામાંજ લેઈ જવાનો માત્ર હતો, અને તેને માર માર્યો એ કાંઈ"
"તેમના સાધારણ ઈરાદાનો ભાગ ન્હોતો, તો તે મારના પરિણામને સારૂ તેઓ હાજર"
"હતા એટલાજ ઉપરથી તેઓ બધા જવાબદાર થશે નહિં. કાયદો એમ કહે છે કે—જ્યારે"
"કેટલાક સખસો ભેગા કાંઈ એક કાયદેસર યા ગેરકાયદેસર સાધારણ કામમાં લાગેલા"
"હોય અને તેઓમાંનો એક જણ બાકીનાઓના જાણપણામાં અગર કબુલાયત વિના કાંઈ"
"ગુન્હો કરે તો તે ગુન્હો કોઈ રીતે પણ તેમનો સાધારણ ઈરાદો પાર પાડવા કરેલો હો-"
"ય, તે શિવાય તેમાં તે બાકીના સખસો સામેલ ગણાશે નહીં."

"વળી જો કોઈ માણસ કોઈ મ્હોટો ગુન્હો થતી વખતે હાજર હોય, ને જો તે તે-"
"માં ભાગ ન લે અને તે ગુન્હો કરનારની સાથે રહી કાંઈ કામ ન કરે તો, પછી તે"
"ગુન્હો થતો અટકાવવા અગર ગુન્હેગારને પકડવા કોશીસ નહીં કરે એટલાજ સબબ ઉ-"
"પરથી માત્ર તે ગુન્હેગાર નહીં ગણાય."

"પણ જો કેટલાક માણસો કોઈ માણસને પકડીને તેને ચોરીના તોહમત બદલ થા-"
"ણામાં લેઈ આવવાના કારણસર ભેગા થાય, અને તેમાંથી કોઈ બાકીનાઓના દેખતાં"
"તે માણસ ઘાતકીપણે અને બળાત્કારથી માર મારે, અને તેની સાથે ખરાબ રીતે વ-"
"ર્તે, અને બીજાઓ ઉભા રહીને જોયાં કરે પણ તેમને વારે નહીં; તો મને લાગે છે"
"કે—જેઓની આગળ આવી હકીકત પડી હોય તેઓ ઘણી યોગ્ય રીતે એવું અનુ-"
"માન કરી શકે કે—તેઓ બધાએ તેમાં સલાહકારી છે; અને તે કામ સલાહથી કરે"
"લું, અને એ માર સાધારણ ઈરાદો પાર પાડવા મારેલો."

"પુર્વેનો શો હેતુ હતો તે હું જાણતો નથી, મારે એટલુંજ જણાવવાની મરજી છે"
"કે બધા હાજર હોય છે, તેઓ જે કામ તેમની રૂબરૂમાં બન્યું હોય તેને જરૂરા જરૂર"
"પોતાના હોવાથી મદદ કરે છે એમ નથી, અને તેટલા માટે મુખ્ય ગુન્હેગારો તરીકે શિ-"
"ક્ષાને લાયક નથી."

જ્યારે એવું કાંઇ કામ સાપ્રાધ જ્ઞાન અથવા ઈરાદાથી થયાને લીધે ગુન્હો ગણાતું હોય ત્યારે.

**૩૫ જો કાંઇ કામ ઘણા સખસોએ કર્યું હોય, અને તે કામ કાંઇ સાપ્રાધ જ્ઞાન અથવા ઇરાદાથી થયાને લીધેજ ગુન્હો ગણાતું હોય તો તેઓમાંનો હરએક સખસ જે તે કામમાં તેવાં જ્ઞાન અથવા ઇરાદાથી સામીલ થયો હોય તે, તેણે એકલાએજ તેવા જ્ઞાન અથવા ઇરાદાથી તે કામ કર્યું હોય, એ રીતે તે કામને માટે જવાબદાર છે.**

## વિશેષ સમજુતિ.

આ આખા કાયદામાં "ઈરાદા" શબ્દનો ઉપયોગ વારંવાર આવે છે, પરંતુ તેનો અર્થ બતાવેલો જણાતો નથી—"અમુક સખસોએ અમુક કૃત્ય ઈરાદાથી કર્યું" તેનો અર્થ એ કે—તે સખસે તે કૃત્ય ખુશીથી કર્યું. ખુશીથી કૃત્ય કરવામાં આવે ત્યારે કાયદો એવું અનુમાન કરે છે કે કરેલા કૃત્યનું અમુક પરીણામ આવશે એવું તે જાણતો હોવો જોઈએ, તેથી અમુક પરીણામ નીપજશે એવું તેણે ધાર્યું, ઈછ્યું કિંવા ઈરાદો કર્યો ન હોય, તોપણ માણસ જાતના અનુભવ પ્રમાણે કરેલા કૃત્યથી અમુક પરીણામ નીપજશે. એવું માણસો

જાણે છે. તે નિયમ પ્રમાણે નીપજેલું પરીણામ તેણે ઈરાદા પુર્વક આણ્યું એવું માનવામાં આવે છે. ન્યાયનું એક મહાવાક્ય છે કે બાહારના ફ્લથી મનની અંદરનો ઈરાદો જણાઈ આવે છે. એટલે કે ઈચ્છા જે ફ્લ અમલમાં લાવવા ધારે છે તે બાહારની ઇંદ્રીથી અમલમાં લવાય છે. ઈરાદો કાંઈ એવી શાકાર વસ્તુ નથી કે તે માણસની નજરે પડી શકે. માણસના મનની અંદર પેશી તેનો ઈરાદો કેવો છે તે જાણી શકાતું નથી, અને તે જાણવાનું પ્રયત્ન કરવું એ માણસની અક્કલની શકતીની બાહાર છે. જેમકે માણુસ જાતમાં પોતાને કરેલાં ખરાબ ક્રર્મનો વેર લેવાનો સ્વભાવિક ગુણ હોય છે. તે નિયમ પ્રમાણે તે માણસને કોઈ સખસે કાંઈ હાની કરી હોય તેનું વેર લેવું જોઈએ, એવું મનની ઈચ્છા સુચવે, એ સુચના પ્રમાણે તરવાર લૈ એ ઈચ્છા અમલમાં લાવવા માટે એ ખુરૂં કરનાર સખસ ઉપર ઊઘાડી તલવારથી હાથ ધસવાનું કરે, એટલી હકીકત હોય ત્યારે તોહમતદારનો ઈરાદો સામા સખસને તલવારથી મારી નાખવાનો હતો એમ સમજવું.

થોડીએક કાંઇ કામથી તથા થોડીએકકાંઇ કસુરથી કરેલી અસર.

**૩૬. જો કાંઇ કામથી અથવા કાંઇ કસૂરથી કાંઇ અસર કરવી. અથવા અસર કરવાની કોશીસ કરવી એ કાંઇ ગુન્હો હોય તો, તેજ અસર થોડી કાંઈ કામથી કરવી અને થોડી કાંઇ કસુરથી કરવી, એ પણ તેજ ગુન્હો છે એમ સમજવું.**

દ્રષ્ટાંત

अ. ज. ને ખોરાક આપવાની કાયદા વિરૂદ્ધ કસુર કરીને તથા ज. ને મારીનેઇરાદાથી ज. નું મોત થાય એમ કરે, તો अ. એ ખુન કર્યું એમ સમજવું.

ઘણાકામો મળીને કાંઈ ગુન્હો થતો હોય તોતેઓમાંનુંએકકામકરીને મદદકરવી.

**૩૭. જો કોઇ ગુન્હો ઘણાં કામો કરવાથી થયો હોય, તો જે સખસ એકલો અથવા બીજા કોઈ સખસોની સાથે રહીને તે કામો માંહેનું ગમે તે એક કામ કરીને તે ગુન્હો કરવામાં ઇરાદાથી સહકાર કરે, તે સખસે તે ગુન્હો કર્યો એમ સમજવું.**

દ્રષ્ટાંત.

(अ.) (अ.) તથા (ब.) હરએક જુદે જુદે વખતે થોડું થોડું ઝેહેર આપીને (ज.) ને મારી નાંખવાનો ઠરાવ કરે અને (अ.) તથા (ब.) તે ઠરાવ મુજબ ज. ને મારી નાખવાના ઇરાદાથી ઝેહેર આપે, અને તેને જુદે જુદે વખતે આપેલા તે ઝેહેરની અસરથી ज. મરી જાય તો એ ઠેકાણે ખુન કરવામાં अ. તથા ब. ઇરાદાથી સહકારી થયા; અને તેઓનાં કામ જુદાં જુદાં છે તોપણ તે બંને તે ગુન્હાના તકશીરવાર છે એમ સમજવું, કેમકે તેઓમાંના હરએકે જેથી મોત થયું એવું કામ કીધું છે.

(ब.) अ. તથા ब. એ બે એકઠા જેલરં છે, અને તેઓના હોદ્દાને લીધે ज. એક કેદી છે તે વારાફરતી છ છ કલાક એક એકના હવાલામાં રેહે છે. હવે ज. નું મોત આણવાના ઇરાદાથી, તે અસર પેદા

કરવામાં જાણી બુજીને તેઓ સહકારી થાય, એવી રીતે કે ज ને પોહોચાડવા સારૂ તેઓને આપેલો ખોરાક તેઓ પોત પોતાની હાજરીના દરમિયાનમાં, ज. ને પોહોંચાડવા કાયદા વિરૂદ્ધ કસુર કરે, અને ज ભુખે મરી જાય, તો अ. તથા ब. એ બંનેએ ज. નું ખુન કર્યું એમ સમજવું.

(क.) अ. જેલરના હવાલામાં ज. કેદી છે. ज. નું મોત આણવાના ઈરાદાથી अ. ज. ને ખોરાક આપવામાં કાયદા વિરૂદ્ધ કસૂર કરે, જેથી ज. ઘણો અશક્ત થઈ જાય, પણ તે ભુખમરો એટલો ન થઇ પડે કે તેથી તે મરી જાય. પછી अ. પોતાના હોદ્દાપરથી બરતરફ થઇને ब. તેની જગોપર મુકરર થાય, અને ब. अ. ની સાથે મિલાપી અથવા સહકારી ન થતાં, ज. ને ખોરાક આપવામાં કાયદા વિરૂદ્ધ કસૂર કરે, એવું જાણીને કે તેમ કરેથી ज. મરી જશે એવો સંભવ છે, અને ज. ભુખે મરી જાય, તો ब. એ ખુન કર્યું એમ સમજવું, પણ अ. કાંઈ ब. ની સાથે સહકારી થયો નહી, માટે अ. એ માત્ર ખુન કરવાની કોશીસ કરી એમ સમજવું.

કાંઈ ગુન્હાનું કામ કરવામાં ઘણા સખસો સામીલથયાહોય, તો તેઓ જુદા જુદા ગુન્હાના તકશીરવારથઇશકે.

૩૮. કાંઇ ગુન્હાનું કામ કરવામાં ઘણા સખસો લાગેલા અથવા સામીલ હોય, તો તેઓ તે કામથી જુદા જુદા ગુન્હાના તકશીરવાર થઇ શકે.

દ્રષ્ટાંત.

(अ.) (ज.) ની ઉપર હુમલો કરે, પણ તે વખતે તેને એટલો ભારે ક્રોધ ચડેલો હોય કે તેને હાથે (ज.) નું મરવું ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણીય મનુષ્યવધ થાય; તેવામાં (ब.) ની ઉપર દ્વેષભાવથી તથા (ज.) ને મારી નાખવાના ઇરાદાથી, (अ.) ની માફક ક્રોધ ન ચડ્યા છતાં, (ज.) ને મારી નાખવામાં (ब.) (अ.) ને મદદ કરે, તો એ ઠેકાણે, અગર (ज.) નું મોત આણવામાં (अ.) તથા (ब.) એવું બંને શામિલ છે, તોપણ, (ब.) એ ખુન કીધું, અને (अ.) એ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કીધો એમ સમજવું.

"બુદ્ધિપૂર્વક" ૩૯. જ્યારે કોઇ સખસે જે ઉપાયથી કાંઇ અસર પેદા કરવાનો ઇરાદો કર્યો હોય તે ઉપાયથી અથવા જે ઉપાયથી તે અસર પેદા થશે એવો સંભવ છે, એમ તે ઉપાય કામે લગાડતી વખતે તેણે જાણ્યું હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તે ઉપાયથી, તે તે અસર પેદા કરે, ત્યારે તેને બુદ્ધિપુર્વક તે અસર પેદા કરી એમ સમજવું.

દ્રષ્ટાંત.

એક મ્હોટા શેહેરમાં એક ઘર છે. તેમાં માણસો રેહે છે. તે ઘરને, રાતને વખતે, અપહરણનો ગુન્હો સેહેલ કરવા માટે (अ.) આગ લગા-

**ડે, અને તેથી એક સખસનું મોત થાય, તો એ ઠેકાણે કોઇનું મોત આણવાને (अ) એ ઇરાદો ન કીધો હોય, અને પોતાના કામથી મોત થયું એમ જાણીને (अ) દિલગીર પણ થાય, તોપણ તેને બુદ્ધિપુર્વક તે મોત આણ્યું એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં "બુદ્ધીપુર્વક" શબ્દ છે તેનો ઘણોખરો અર્થ કલમ ૩૫ માં ઈરાદાની જે સમજુતી આપી છે તેમાં આવી જાય છે. માનવાના કારણ માટે જુઓ કલમ ૨૬ ની સમજુતી.

"ગુન્હો." **૪૦. આ કલમની બીજી અને ૩ જી રકમમાં લખેલા બાબ અને કલમો સિવાય "ગુન્હો" એ શબ્દવડે જે વસ્તુને માટે આ કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે તે વસ્તુ સમજવી.**

**"૪ થા બાબમાં અને હેઠળ લખેલી કલમોમાં એટલે ૬૪ મી, ૬૫ મી, ૬૬ મી, ૬૭ મી, ૭૧ મી ૧૦૯ મી, ૧૧૦ મી, ૧૧૨ મી, ૧૧૪ મી, ૧૧૫ મી, ૧૧૬ મી, ૧૧૭ મી, ૧૮૭ મી, ૧૯૪ મી, ૧૯૫ મી, ૨૦૩ જી, ૨૧૧ મી, ૨૧૩ મી, ૨૧૪ મી, ૨૨૧ મી, ૨૨૨ મી, ૨૨૩ મી, ૨૨૪ મી, ૨૨૫ મી, ૩૨૭ મી, ૩૨૮ મી, ૩૨૯ મી, ૩૩૦ મી, ૩૩૧ મી, ૩૪૭ મી, ૩૪૮ મી, ૩૮૮ મી, ૩૮૯ મી, અને ૪૪૫ મી કલમમાં "ગુન્હો" આ શબ્દ લખેલો છે, તે શબ્દવડે જે વસ્તુને માટે આ કાયદામાં, અથવા આ કાયદામાં વ્યાખ્યા લખેલી છે તેવા કોઈ વિશેષ કાયદામાં અથવા સ્થાનિક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે તે વસ્તુ સમજવી."**

**"અને ૧૪૧ મી, ૧૭૬ મી, ૧૭૭ મી, ૨૦૧ લી, ૨૦૨ જી, ૨૧૨ મી, ૨૧૬ મી, અને ૪૪૧ મી કલમમાં "ગુન્હો આ શબ્દ લખેલો છે તે શબ્દનો અર્થ જે વસ્તુને માટે વિશેષ કાયદામાં કે સ્થાનિક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે અને તેજ કાયદા ઉપરથી તે વસ્તુને માટે દંડ સુદ્ધાં અથવા દંડ વગર છ મહિનાની અથવા તે કરતાં વત્તી મુદતની કેદની શિક્ષા કરવા ફરમાવ્યું હોય, ત્યારે તેવોજ અર્થ સમજવો."**

## વિશેષ સમજુતી.

આ કલમનો ૨–૩ પેરેગ્રાફ સન ૧૮૭૦ ના આકટ ૨૭ માથી વધ્યા છે. એ બેઉ પારેગ્રાફ ઘણી સમજના છે. એટલે વીશેષ અને સ્થાનિક કાયદાને પણ તેમાં બતાવેલી કલમો લાગુ કરી છે. તેમાં ત્રીજા પારેગ્રાફમાં બતાવેલી કલમોમાં તો પીનલકોડ શિવાય સ્થાનિક અને વિશેષ કાયદા પ્રમાણે છ મહિના અથવા તે ઉપરાંત વધારે શિક્ષા કરવા લાયક ગુન્હો એવો અર્થ કરવા ઠરેલું છે, એ કલમોમાં જે ગુન્હા છે તેતો પીનલકોડના કાયમ છેજ. પરંતુ તે કલમોમાં જે ઠેકાણે ગુન્હો એવો શબ્દ આવે તે ઠેકાણે એ ગુન્હો કીયો તે સમજાવવામાં આવ્યું છે.

"વિશેષ કાયદો" **૪૧. "વિશેષ કાયદો" એટલે કાંઈ ખાસ બાબતને લાગુ પડે એવો કાયદો.**

## વિશેષ સમજુતિ.

વિશેષ કાયદો એટલે જેમકે સ્ટાંપનો, હથિયારોનો, પોસ્ટનો, આબકારીનો, મીઠાનો અફીણનો, વિગરે.

"સ્થાનિક કાયદો." ૪૨. "સ્થાનિક કાયદો" એટલે બ્રિટિશ ઇંડયાના કોઈ વિશેષ ભાગનેજ લાગુ પડે એવો કાયદો.

### વિશેષ સમજુતિ.

સ્થાનિક કાયદો એટલે જેમકે મુંબાઈએટને લાગુ પડે એવા કાયદા, પુના મ્યુનિસિપાલિટીનો કાયદો, વિગરે.

"કાયદા વિરૂદ્ધ." "કાયદા પ્રમાણે ફરજ" ૪૩. "કાયદા વિરૂદ્ધ" એ શબ્દો જે જે વસ્તુ ગુન્હો છે, અથવા કાયદાએ મને કરેલી છે, અથવા દિવાની ફરિયાદીનું કારણ થાય છે. તે પ્રત્યેકને લાગુ પડે છે; અને જે સખસ જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વિરૂદ્ધ થાય, તે વસ્તુ કરવાની તે સખસની "કાયદા પ્રમાણે ફરજ છે" એમ સમજવું.

"નુકશાન." ૪૪. "નુકશાન" એ શબ્દવડે કોઇ પણ સખસના શરીરને, મનને, આબરૂને અથવા મિલકતને કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કાંઇ પણ હાનિ સમજવી.

### વિશેષ સમજુતિ.

૧. આ કલમમાં નુકશાન શબ્દ છે, જેને ઈજા પણ કહે છે. નુકશાન અને ઈજામાં કાંઈ તફાવત નથી, બંનેનો અર્થ એકજ છે. જુઓ ટાર્ટ (અપકૃત્ય) શાસ્ત્ર કલમ ૨—૩.

"જીંદગી" ૪૫. "જીંદગી" એ શબ્દવડે માણસની જીંદગી સમજવી; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અર્થ દેખાતો હોય, તો ત્યાંહાં તેમ અર્થ કરવો.

"મોત." ૪૬. "મોત" એ શબ્દવડે માણસનું મોત સમજવું; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અર્થ દેખાતો હોય, તો ત્યાંહાં તેમ અર્થ કરવો.

"જાનવર" ૪૭. "જાનવર" એ શબ્દવડે માણસ સિવાય બીજી કાંઈ પણ જીવવાળી વસ્તુ સમજવી.

"વાંહાણ" ૪૮. "વાંહાણ" એ શબ્દવડે જળમાર્ગે માણસોને અથવા મિલકતને લેઇ જવા માટે કરેલી કાંઈ પણ વસ્તુ સમજવી.

"વર્ષ." ૪૯. જે જે ઠેકાણે વર્ષ એ શબ્દ અથવા "મહિનો" એ શબ્દ લખ્યો હોય, તે તે ઠેકાણે એમ સમજવું કે અંગ્રેજી પંચાંગ પ્રમાણે તે વર્ષ અથવા મહીનો ગણવો.

"કલમ." ૫૦. "કલમ" એ શબ્દવડે આ કાયદાના બાબના જે જે ભાગોની આગળ આંકડા લખીને તેઓને જુદા પાડેલા છે, તેઓમાંનો એક ભાગ સમજવો.

"સોગંદ" ૫૧. "સોગંદ" એ શબ્દમાં સોગંદને ઠેકાણે ધર્મ પુર્વક પ્રતિજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવેલું હોય તે પ્રતિજ્ઞા, તથા ઇનસાફની કોર્ટમાં કે બીજે ઠેકાણે કોઈ સરકારી નોકરની આગળ કાંઇ પણ એકરાર કરવાનું કાયદામાં ફરમાવ્યું અથવા રજા આપી હોય, અથવા જે એકરર પુરાવાના કારણસર વાપરયો હોય તે એકરાર પણ સમાય છે, એમ સમજવું.

## વિશેષ સમજુતી.

હિંદુસ્તાનના સન ૧૮૭૩ ના આક્ટ ૧૦ મા ( સોગંદ ) નો નીચેનો ઉતારો આ ક-લમના સબંધમાં ઉપયોગી છે.

સોગન ખવરાવવાનો અને પ્રતિજ્ઞા આપવાનો અધિકાર નીચે લખેલી કોર્ટોને છે.( કલમ ૪)

(अ) જે કોર્ટને તથા માણસોને કાયદા પ્રમાણે અથવા પક્ષકારના અનુમતથી જુ-બાની લેવાનો અધિકાર હોય તે સઘળી કોર્ટો અને માણસોને.

(ब) પોતાના સ્ટેશનમાં લશ્કરના કમાંડીંગ ઓફીસરને.

(क) જસ્ટીસ ઓફ ધી પીસને.

જે સુખસ સોગન ખાવાને હરકત લેતા હોય, તેઓએ સોગનને બદલે પ્રતિજ્ઞા કરવી જોઈએ. જુઓ ( કલમ ૬ )

સોગનને બદલે પ્રતિજ્ઞા કરી હોય, કિંવા પ્રતિજ્ઞાને બદલે સોગન દીધા હોય તો, તેટ-લાજ ઉપરથી ચાલેલું કામ ગેરઉપયોગી થતું નથી. ( કલમ ૧૩ )

"શુદ્ધબુદ્ધિ" **પર. જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વિના કરી અ-થવા માની હોય, તે "શુદ્ધબુદ્ધિથી" કરી અથવા માની એમ સમજવું નહીં.**

## વિશેષ સમજુતી.

ઘટતી સંભાળ અને ધ્યાન એટલે શું. તેનું ખરેખરૂં માપ બાંધવું એ શક્ય નથી. દરેક કેસની કેફીયત ઉપર તેનો આધાર છે. સાધારણ રીતે તેનો અર્થ એવો થાય છે કે સાધારણ બુદ્ધિનું માણસ દરેક કામમાં જેવા સંભાળ અને ધ્યાન આપે છે તેને ઘટતી સંભાળ અને ધ્યાન કેહે છે, અને તે સિવાયની સંભાળ અને ધ્યાનને ઘટતી સંભાળ અને ધ્યાન લેવામાં આવતાં નથી.

ઘટતી સંભાળ અને ધ્યાન વગર સરકારી અમલદારો કામ કરે તો તેમની કેટલી જ-વાબદારી છે. તે માટે જુઓ કલમ ૭૭, ૭૮ ઉપરની સમજુતી.

---

## બાબ ૩ જો.

## શિક્ષા બાબત.

"શિક્ષા" **પ૩. આ કાયદાના ઠરાવો પ્રમાણે ગુન્હેગારો જે શિક્ષા-ઓને લાયક છે, તે નિચે પ્રમાણેઃ—**

**પેહેલી. મોત.**

**બીજી. સમુદ્રપાર.**

**ત્રીજી. સાસનિક દાસત્વ.**

**ચોથી. કેદ બે પ્રકારની છેઃ—**

**(૧) સખત, એટલે સખત મજુરી સાથે.**

**(૨) આસાન.**

**પાંચમી. મીલકત સરકાર જમે થવી.**

**છઠી. દંડ.**

## વિશેષ સજુમતિ.

૧. આ કલમ આ કાયદા મુજબ શીક્ષા થૈ શકે તે માટે છે. એમાં જે ૭ પ્રકારની શીક્ષા બતાવી છે તે સિવાય વળી સન ૧૮૬૪ ના આકટ ૬ હાથી ફટકાની સજા પણ કેટલા એક ગુન્હાઓમાં થૈ શકે છે.

૨. સ્ત્રી ગર્ભવંતી હોય ત્યારે મોતની સજાનો હુકમ થાય તો, એ શીક્ષાનો હુકમ બંધ રાખવો અને તે બદલવાનો હાઈકોર્ટને અખ્તીયાર છે. જુઓ. (ક્રી. પ્રો. કોડ. કલમ ૩૮૨)

૩. આ કલમમના સબંધમાં નીચેના મહાવાક્ય (કાયદાની કેહેવતો) સજાનો હુકમ કરતી વખતે ધ્યાનમાં રાખવાનાં છે.

(૧.) સકત શજા કરવા કરતાં જે શીક્ષાથી ફરી ગુન્હો કરતો અટકે, એવી શીક્ષા કરવી એ ન્યાયછે.

(૨.) શીક્ષા હમેશાં ગુન્હાના પ્રમાણુમાં કરવી.

(૩.) જે ગુન્હા અટકાવવા મુસ્કેલ હોય તેવા ગુન્હામાં સજા સક્ત કરવી.

(૪.) એકજ જણને અથવા ઘણા માણસોને એકજ જાતના ઘણા ગુન્હાઓ કરવાની ટેવ પડી જતી હોય તો, શીક્ષા સખત કરવી.

(૫.) નાણાનો મ્હોટો દંડ કરવા કરતાં શરીરની ન્હાની શીક્ષાથી તોહમતદારને ઘણી અસરથાય છે.

(૬.) ખરા ગુન્હેગારને છોડી મુકવાથી નીરઅપ્રાધી રૈયત ભયમાં પડે છે.

(૭.) શિક્ષા કરતી વખતે દયા રાખવી ખરી, પણ એ દયા એવી ન રાખવી કે તેથી ગુન્હેગારને ગુન્હાઓ કરવાનું ઊત્તેજન મળે.

૪. વળી—મહાવિદ્વાન મી. બેનથામનાં વાક્ય પણ ધ્યાનમાં રાખવાં યોગ્ય છે કે,

(૧) શિક્ષા એવી કરવી કે ગુન્હેગારે ગુન્હો કરી જે ફાયદો મેળવ્યો છે તે ફાયદો તણાઈ જઈ ઓર વધારે ગેરફાયદો તેને થાય.

(૨) એક ન્હાનો ગુન્હો ને એક મ્હોટો ગુન્હો એવા બે ગુન્હા તોહમતદારે કરેલા હોય તો, મ્હોટા ગુન્હાની સજા એવી કરવી કે ફરીથી ન્હાનો ગુન્હો કરતાં પણ અચકાય.

(૩) એના એ ગુન્હા માટે સઘળા સખસોને એકની એકજ શિક્ષા કરવી ન જોઈએ. મુકદમાની કેફીયત ઉપરથી વધારે ઘટાડે કરવી જોઈએ.

(૪) શિક્ષા એવી કરવી કે તોહમતદાર જે વર્ગનો હોય તે વર્ગના લોકમાં તે શિક્ષાથી તેને લજવાવું પડે, એટલે કેનીચ વર્ગના લોકોને જુદી તથા ઊંચ વર્ગનાને જુદી.

આ કલમમાં સખત કેદની શિક્ષા લખી છે. તે કેવી તેનો ખુલાસો એ કે—દાણા દળવા, તેલ કાડવું, ખાંડવું, દળવું, જમીન ખોદવી કે જવી, પાણી ખેંચવું, લાકડાં કાપવાં, લુવાર તથા સુથારી કામ કરવું, એ છે.

૫. આસાન કેદ કે કેદીને જેલમાં રાખવો, ને કાનુન પ્રમાણે ખાવાનું આપવું. તેની ખુશી વિરૂદ્ધ કાંઈ કામ કરાવું નહી.

૬. એકાંત કેદની શિક્ષા ફક્ત સક્ત કેદની શિક્ષા થઈ શકતી હોય તેવા ગુન્હા માટે થઈ શકે, તે માટે આગળ કલમ ૭૩,૭૪ જુઓ. એકાંત કેદ એટલે જે ઠેકાણે કોઈનો પણ આવર જાવર નહી એવી જગોએ પુરી રાખવો. ખાવાપિવાને માટે પણ માણસ તેની નજરે ન પડે એવી રીતે આપવું.

૭. ફટકાની શિક્ષા નીચે લખેલા સખસોમાંથી કોઈ પણ સખસને કરી શકાશે નહી. જુઓ ક્રી. પ્રો. કો. કલમ. ૩૯૩.

[अ.] સ્ત્રીઓને,

[ब.] જે મરદો ઉપર મોતનો, સમુદ્રપારની, સાસનિકદાસત્વની કે પાંચ વર્ષ કરતાં વત્તિ મુદતની કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મરદોને,

[क.] જે મરદો ૪૫ વર્ષ કરતાં વત્તિ ઊંમરના છે એવું કોઈને લાગતું હોય, તે મરદોને,

૮. ફટકાની શિક્ષા સોળ વર્ષ કરતાં વધારે ઊંમરવાળા સખસોને, જેનો વ્યાસ અરધા ઇંચ કરતાં ઓછો ન હોય એવી ઝીણી નેતરવડે મારવા, અને તે કરતાં ઓછી ઊંમરનો સખસ હોય તો ઝીણી નેતરવડે નિશાળમાં શિક્ષા કરે છે તે રીતે મારવા જોઈએ. જુઓ. ક્રી. પ્રો. કો. કલમ ૩૨૯.)

મોતની શિક્ષાને બદલે બીજી શિક્ષા.

**૫૪. જે જે બાબતમાં મોતની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં ગુન્હેગારની રજામંદી સિવાય, હિંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે ગુન્હેગારને શિક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શિક્ષાને બદલે આ કાયદામાં ઠરાવેલી બીજી ગમે તે શિક્ષા કરવાને મુખત્યાર છે.**

## વિશેષ સમજુતી.

૧. મોતની શિક્ષા કરવાનો અધિકાર સેશનજડજને છે. સેશનજડજ હાયકોર્ટની મંજુરીની શરતે આવી શિક્ષા કરે છે. (જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૩૭૪.)

૨. આ કલમમાં અને ૫૫ મી કલમમાં હિંદુસ્થાનની સરકાર તથા સ્થાનિક સરકારને મોત અથવા સમુદ્રપારની શિક્ષા બદલે બીજી ગમે તે શિક્ષા કરવાનોજ અધિકાર આપ્યો છે. તેનું કારણ સન ૧૮૩૭ નો કાયદો ઘડવા માટે બેઠેલા કમીશનરોના નીચેના રીપોર્ટથી ખુલ્લું જણાશે.

"એવું જોવામાં આવશે કે અમે સરકારને કેટલીક બાબતમાં ગુન્હેગારની રજામંદી વગર શિક્ષા બદલવાનો અધિકાર આપ્યો છે. આ બાબત અમે જે નિયમ કર્યા છે તે સર્વે વ્યાજબી ધારશે. મોતને બદલે આ કાયદામાં ફરમાવેલી બીજી શિક્ષા કરવાનો સરકારને અધિકાર આપવો જોઈએ, એ ખુલ્લી રીતે યોગ્ય છે. વળી-અમને એમ પણ યોગ્ય લાગે છે કે જન્મદેશનીકાલની સજા કરેલા કેદીને જન્મપર્યંત કેદ રાખવાનો અધિકાર સરકારને આપવો જોઇએ. કેટલીએક વખતે એવું બને છે કે જન્મપર્યંત દેશનીકાલ કરવાની સજા અમલમાં લાવતાં ઘણું અગવડ ભરેલું થૈ પડે છે. આવા બનાવ શું છે તે શિક્ષા કરનાર કોર્ટ કરતાં સરકારના ધ્યાનમાં વધારે હોવા જોઇએ. જે ઠેકાણે કેદીઓને જન્મદેશનીકાલ કરવામાં આવે છે તે ઠેકાણાની સ્થીતી જોતાં ત્યાં વધારે જન્મદેશકાલના કેદીઓ ભરવા ન જોઇએ. એ હકીકત શિક્ષા કરનાર કોર્ટ કરતાં સરકાર વધારે જાણે છે."

જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષાને બદલે બીજી શિક્ષા.

**૫૫. જે જે બાબતમાં જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય, તે તે બાબતમાં ગુન્હેગારની રજામંદી સિવાય, હિંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શિક્ષાને બદલે ચૌદ વર્ષની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવાને મુખત્યાર છે.**

## વિશેષ સમજુતી.

હિંદુસ્તાનની સરકાર તથા સ્થાનિક સરકારને આવો અધિકાર આપવાનું કારણ શું છે. તે માટે જુઓ આ કાયદો ઘડવા બેસનારા કમીશનરોએ સન ૧૮૩૭ માં રીપોર્ટ કર્યો છે, તેમાં ખુલાસો છે. જે કે ઉપરની કલમ ૫૪ ની સમજુતીમાં બતાવ્યો છે તે.

યુરોપીયન તથા અમેરિકન લોકોને સમુદ્રપારની શિક્ષાને બદલે સાસનિક દાસત્વ નીશિક્ષાકરવી

**૫૬. જે જે બાબતમાં કોઇ સખસ યુરોપિયન અથવા અમેરિકન છતાં, આ કાયદામાં જેને માટે સમુદ્રપારની શિક્ષા ઠરાવી છે એવો કોઈ ગુન્હો તેની ઉપર શાબીત થાય, તે તે બાબતમાં સમુદ્રપારની શિક્ષાનો હુકમ ન કરતાં સન ૧૮૫૫ ના ૨૪ મા આકટના ઠરાવો મુજબ કોર્ટે તે ગુન્હેગારને સાસનિક દાસત્વની શિક્ષાનો હુકમ કરવો.**

જીવતાં સુધીની શિક્ષાનો ઠરાવ નહી હોય અને દસ વર્ષ કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો ઠરાવ હોય તે બાબતવિશેષઠરાવ.

**પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ આકટ ઠરયો નહીં હોય તો જે ગુન્હા બાબત યુરોપિયન અથવા અમેરિકન માણસ જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક થતે નહી, પણ દસ વર્ષ કરતાં વત્તી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા પામવાને અથવા તેને તે શિક્ષા કરવાનો હુકમ થયાને તે લાયક થતે તો, તે ગુન્હા બાબત તે માણસ કોર્ટની નજરમાં આવશે ને પ્રમાણે છ વર્ષ કરતાં વત્તી મુદત સુધી સાસનિક દાસત્વની શિક્ષા પામવાને અથવા તેને તે શિક્ષા કરવાનો હુકમ થવાને તે લાયક થશે, પણ જીવતાં સુધી સાસનિક દાસત્વની શિક્ષાને લાયક થશે એમ સમજવું નહી.**

## વિશેષ સમજુતી.

આ કલમ ઘડવા માટેના કારણ સન ૧૮૩૭ માં બેઠેલા કમીશનના મેમબરો નીચે પ્રમાણે આપે છે.

* * * * "અમોને ખાત્રી છે કે દયાના કાનુન અને રાજ્ય પદ્ધતિ પ્રમાણે આ કલમ અથવા એવી મતલબની કલમ હોવી જોઇએ."

યુરોપીયન અને દેશી વચ્ચે શરીરના બાંધા વગેરેનો જે તફાવત છે તેથી દેશીઓને અને યુરોપીયનોને એક કેદખાનાની શિક્ષા આપી મંજુરી કરાવવી એ અશક્ય છે. જ્યાં બે તોહમતદાર (એક દેશી હોય, એક યુરોપીયન હોય,) ત્યાં બેઉની શિક્ષામાં ખુલ્લો ફેરફાર હોવો ન જોઇએ. એ ખરૂં છે. * * * *

હિંદુસ્તાન જેવો દેશ જ્યાં યુરોપીયનોને જોતાં અમલચેન ન મળે તો તેમની જીંદગી કંટાળા ભરેલી થૈ પડે છે. ત્યાં તેને લાંબી મુદત સુધી જેલમાં રાખવો એ ઘાતકી કામ છે. જો ઘાતકી કામ નહી તો, રાજ્યપદ્ધતિ વિરૂદ્ધ તો છે.

"પ્રજા તરીકેની આપણી પદ્ધી ઊંચી છે, એવું હિંદુસ્તાનના લોક માને અને એવી પદ્ધીના લોક વારંવાર જેલમાં જાય, અને ત્યાંહાં નીચી મજુરી કરે. તેથી હિંદુસ્તાનના લોકના મનમાં આપણી એ પદ્ધી વિશે કેવો નીચો મત પડે એ હકીકત આપ નામદાર સાહેબને બતાવવી એ હમો જરૂરનું જોતા નથી."

"દેશીના જેવી કેદની સજા યુરોપીયનોને કરવાનાં જેવાં મુજબુત કારણ છે, તેમ જે યુરોપીયનો માહંત ગુન્હા કરે તેમને આ દેશમાં રેહેવા ન દેવા. એ માટે પણ મજબુત કારણ છે, કેમકે અમને ખાત્રી છે. કે પ્રમાણીક, ઊદ્યોગી અને ભણેલા અંગ્રેજો આ દેશમાં દાખલ કર્યા વગર સરકારની મજબુતાઇ વધશે નહી, તેમ લોકોને ફાયદા ભરેલું થશે નહી, તેમ અમને એવી પણ ખાત્રી છે કે ખરાબ ચાલના ઈંગ્રેજોને આ દેશમાં જથાબંધ આવવા દેવાથી સરકારને અને લોકોને જે દુઃખ આવી પડે તે બીજા કોઇથી આવી પડે નહી. આવા લોક રાજ કરતી કોમના અને તેવાજ વર્ણના છે. તેઓ ભાષા પણ તે રાજ કરતી કોમની બોલે છે. પોશાક પણ તેવોજ પેહેરે છે, તેમની ચાલથી સરકારને એબ લાગે તેવું થાય છે.

શિક્ષાની મુદતના ભાગ. **૫૭. શિક્ષાની મુદતોના ભાગોની ગણતી કરવામાં જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને વીસ વર્ષની સમુદ્રપારની શિક્ષાની બરાબર ગણવી.**

## વિશેષ સમજુતિ.

આ કલમની મતલબ એવી છે કે અમુક સખસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થૈ એટલે કે વીશ વર્ષ સુધી સમુદ્રપાર રેહેવાનો હુકમ થયો, ઠરાવમાં જીવતાં સુધી સમુદ્રપાર રેહેવાનો હુકમ થયો. અને ગણત્રી કરવામાં વીશ વર્ષ સમુદ્રપાર લેખવો. એ પ્રથમ વર્ષને અગવડ ભરેલું લાગે તેવુ છે, પરંતુ તેમ નથી. આમ કરવાનું કારણ એટલુંજ જણાય છે કે ભાગોની ગણત્રી કરવી, એટલે આ કાયદામાં મદદગારીના ગુન્હાઓમાં તથા ગુન્હાની કોશીસ કલમ ૫૧૧ માં $\frac{1}{2}$, $\frac{1}{4}$ એ મુજબ શિક્ષા કરવી ફરમાવેલી છે, તેવે પ્રસંગે અમલ થવા ધુચવાણ ન પડે માટે આ કલમમાં ૨૦ વર્ષ હદ મુકરર કરી છે. હવે વીશ વર્ષ કરતાં ઓછી નહી કરી તેનું કારણ એમ જણાય છે કે વીશ વર્ષ સુધી માણસના જુસ્સાને અટકાવમાં રાખવાથી પછી તેનો અસલ જુસ્સો રેહેતો નથી, અને જુસ્સો જવાથી કેવળ સ્વભાવ બદલાઇ જાય છે અને આથી જે જુસ્સા બાબત સજા થૈ હતી તેતો જાણે મરણ પામ્યો અને નવા જુસ્સાનો જન્મ થયો. એવું માનવામાં આવે છે કે આ એક તરક છે, કારણ કેટલાએક એવા બદમાશ છે કે આ સજા ભોગવ્યા બાદ પણ ગુન્હા કરે છે.

જેગુન્હેગારોનેસમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે ગુન્હેગારોને સમુદ્રપારકરતાં સુધી શું કરવું. **૫૮. જે જે બાબતમાં સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં જે ગુન્હેગારને સમુદ્રપાર કરતાં સુધી જાણે તેને સખત કેદની શિક્ષાનો હુકમ થયો હોય એ રીતે તેની ઉપર અમલ કરવો, અને તે કેદ રેહે તે મુદતના દરમિયાનમાં તેણે સમુદ્રપારની શિક્ષા ભોગવી એમ સમજવું.**

## વિશેષ સમજુતિ.

સમુદ્રપારની શિક્ષાના કેદીઓને રાખવાની જગા હાલ પોર્ટબ્લેર છે. શિક્ષા કરનારી કોર્ટે કયે ઠેકાણે તોહમતદારને સમુદ્રપાર મોકલવો તે ઠરાવમાં દર્શાવવાનીજરૂર નથી. (જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૩૬૮)

૨

મુંબાઇ ઇલાકામાંની જે જે કોર્ટો આવી શિક્ષા કરે ત્યારે તે કેદીને અરોડાની સેંટ્રલ જેલમાં મોકલી દેવો જોઇએ. ત્યાંથી સમુદ્રપાર મોકલવાની તજવીજ સરકાર તરફથી થશે (જૂઓ ગેજીટ ઓફ ઈંડીઆ સન ૧૮૭૩ પ્ર. ૭૩૨.)

કેદને ઠેકાણે સમુદ્રપારનો હુકમ ક્યારે થઇ શકે.

**૫૯. જે જે બાબતમાં ગુન્હેગારને સાત વર્ષ અથવા તેથી વધારે મુદતની કેદની શિક્ષા થઇ શકતી હોય, તે તે બાબતમાં તે ગુન્હેગારને કેદની શિક્ષાનો હુકમ ન કરતાં સમુદ્રપારનો હુકમ કરવાને તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ કરનારી કોર્ટ મુખત્યાર છે; પણ તે સમુદ્રપારની શિક્ષા સાત વર્ષ કરતાં ઓછી મુદતની હોવી ન જોઇએ તથા આ કાયદા મુજબ જેટલી મુદતની કેદની શિક્ષાને તે ગુન્હેગાર લાયક હોય તે કરતાં વધારે મુદતની પણ ન હોવી જોઈએ.**

## વિશેષ સમજુતિ.

આ કલમમાં બે બાબત ઉપર લક્ષ આપવું જોઇએ, પેહેલું એ કે જે ગુન્હા માટે સમુદ્રપાર મોકલવો તે ગુન્હો સમુદ્રપાર મોકલવા લાયક હોવો જોઇએ. જો કાયદામાં સમુદ્રપારની શિક્ષા ન ફરમાવી હોય તો મોકલી શકાય નહી. તેમજ વળી જો એકજ ગુન્હામાં ૭ વર્ષ અગર વધુ વર્ષની શિક્ષા થૈ હોય, તેતો કાયદેસર હોય તોજ મોકલાય, પણ બંધવાએ કેટલાએક ગુન્હા કર્યા છે તેમાં એક ગુન્હામાં બે વર્ષ બીજામાં ૨ વર્ષ, ત્રીજામાં ૨ વર્ષ તથા ચોથામાં ૧ વર્ષ એ રીતે સર્વાળો ગણતાં વર્ષ તો ૭ થાય અગર વધારે થાય, તોપણ તેવી શિક્ષા માટે સમુદ્રપાર મોકલવા હુકમ થઇશકે નહી. પણ કોઇ ગુન્હા ૧૦ વર્ષની અથવા જન્મટીપની શિક્ષા લાયક હોય તે માટે જડજની નજરમાં આવે તો ઓછી શિક્ષા કરી શકે છે. જોઇએ તો ૧૦ ને બદલે ૭ વર્ષ અથવા જન્મટીપને બદલે ૧૦ વર્ષ સમુદ્રપાર કાહાડી શકે છે.

બીજી બાબત ધ્યાનમાં રાખવા જોગ એવી છે કે ગુન્હો ગમે તે શીક્ષાને લાયક હોય, પરંતુ ન્યાયાધીશને જેટલી મુદત સુધી શિક્ષા કરવાની સત્તા છે. તેટલીજ મુદતની શિક્ષા કરી શકાય. કોઇ મુફસીલ કોર્ટના ન્યાયાધીશને ૪ વર્શ વધુમાં વધુ શિક્ષા કરવાની સત્તા હોય તે ગુન્હેગારનો ગુન્હો દશ વર્શ શિક્ષા કરવા યોગ્ય હોય તોપણ તેનાથી ૪ વર્શથી વધુ મુદત કરાય નહી. જો વધારે શિક્ષા કરવાની મરજી હોય તો તેણે પોતાથી વડી કોર્ટને ગુનેગાર સોંપી આપવો કે પછી તે પોતાના અધિકાર મુજબ વર્તશે.

**ફેંસલા**—આ કલમ મુજબ જે કેસમાં ફક્ત સાત અથવા સાત વર્ષ કરતાં ઉપરાંત સજા કોર્ટ કરી શકે, તેજ કેસમાં દેશ નિકાલની સજા થઈ શકે છે. ગુન્હાને માટે સજા કરતી વખતે કેદની સજા બદલીને દેશ નિકાલની સજા તે કરી શકે છે; પણ કેદની સજા કર્યા પછી તે સજા બદલી શકાય નહી. રાણી વિ. પ્રેમચંદ ઓસવાળ વિગરે વિ. રી. સપ્ટંબર. પ્ર. ૩૫.

આ કલમનો અમલ કરવાને માટે એકલી એક ગુન્હાને માટે કરેલી સજા સાત વર્ષની હોવી જોઈએ, પણ બે સજાઓ એકઠી કરીને સાત વર્ષની સજા કરી હોય તો, એવી રીતે એકઠી કરેલી સજા બદલીને તેટલીજ મુદતને માટે સમુદ્રપારની સજા થઈ શકે નહી. રાણી વિ. મુનબીકોરા. ૨ વિ. રી. પ્ર. ૧

જો ગુન્હેગારને ઓછામાં ઓછી એક કેસમાં સાત વર્ષની સજા કરવામાં આવી હોય, તોજ તે બદલીને દેશ નિકાલની સજા થઈ શકે છે. રાણી વિ. ટુનુરામ માલી વિગરે. ૩ વિ. રી. પ્ર. ૪૪

આ કલમ અને કલમ ૪૧૨ મુજબ દેશ નીકાલની સજા દશ વર્ષ કરતાં ઉપરાંત થઈ શકે નહી. રાણી વિ. મોહાનંદો ભંડારી વિગરે. ૫ વી. રી. પ્ર. ૧૬

સમુદ્રપારની સજા સાત વર્ષ કરતાં ઓછી મુદતને માટે થઈ શકે નહી. આ કલમ અમલમાં લાવવાને માટે એકલી એક ગુન્હામાં કરેલી સજા સાત વર્ષ કરતાં ઓછી હોવી જોઈએ નહી. બે અથવા વધારે ગુન્હાઓમાં કરેલી સજામાંની એક સજા જો સાત વર્ષ કરતાં ઉપરાંતની હોય તો સાધારણ રીતે બે અથવા વધારે ગુન્હાઓને માટે સમુદ્રપારની સજા કરવી કાયદા વિરૂદ્ધ છે. રાણી વિ. સોનાઉલા હસન, ૫ વિ. રી. ૪૪ તથા રાણી વિ. ગોરચંદર રોય. ૮ વિ. રી. પ્ર. ૨

જીંદગી પર્યંત દેશ નીકાલ અથવા અમુક મુદતની કેદ, એ બેમાંથી એક સજા જે ગુન્હામાં થઈ શકે તેવા ગુન્હામાં જીંદગી કરતાં ઓછી સમુદ્રપારની સજા કરવામાં આવી હોય, તો તેવી રીતની સમુદ્રપારની સજા કેદની મુદત કરતાં વધારે થઈ શકે નહીં. રાણી વિ. નૈદડા, ઈ. લા. રી. ૧ અ. પ્ર. ૪૩.

દંડને બદલે કોઈ ગુન્હેગારને કોર્ટે કેદની સજા કરી હોય તો તેવી સજાને બદલે સમુદ્રપારની સજા કરવાનો આ કલમમાં અખત્યાર આપ્યો નથી. રાણી વિ. કનહુસા, ઈ. લા. રી. ૫ મ. પ્ર. ૨૮

(કેટલી એક બાબતોમાં) કેદ આખી મુદત અથવા થોડી મુદત સુધી સકત અથવા આસાન એવો હુકમ થઈ શકે.

**૬૦. જે જે બાબતમાં ગુન્હેગારને બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઇ શકતી હોય, તે તે બાબતમાં આખી કેદ સખત અથવા આખી આસાન, અથવા તે કેદનો કાંઈ ભાગ સખત તથા બાકીનો ભાગ આસાન, એ પ્રમાણે શિક્ષાના હુકમમાં ફરમાવવાને તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ કરનારી કોર્ટ મુખત્યાર છે.**

## વિશેષ સમજુતિ.

સોળ વર્ષ અંદરના ગુન્હેગારોને કેદની શિક્ષા કરવામાં આવે ત્યારે તેને જેલમાં મોકલવાને બદલે તેને સુધારવાને જે જગો મુકરર થૈ હોય ત્યાં મોકલી શકાય (જુઓ સન ૧૮૮૨ નો આક્ટ ૧૦ મો કલમ ૩૯૯)

જે દીવશે કોર્ટે શિક્ષાનો હુકમ કર્યો હોય, તે દીવશ પણ શીક્ષાની મુદતમાં ગણવો.

મિલકત સરકાર જપ્ત થાય એવો હુકમ.

**૬૧. જે જે બાબતમાં કોઈ સખસની ઉપર એવો ગુન્હો શાબિત થાય કે તે ગુન્હાને માટે તે ગુન્હેગાર પોતાની સઘળી મિલકત સરકાર જપ્ત થવાને લાયક છે, તે તે બાબતમાં ફરમાવેલી શિક્ષા અથવા તેને બદલે કરવામાં આવી હોય એવી બીજી શિક્ષા ભોગવી રહ્યા વિના અથવા તેને માફ થયા વિના સરકારના લાભ સિવાય બીજી રીતે તે ગુન્હેગારથી કાંઈ મિલકત મેળવી શકાશે નહી.**

### દ્રષ્ટાંત.

**હિંદુસ્તાનની સરકારની સામા લડાઇ કરવાનો ગુન્હો અ ની ઉપર શાબિત થયો, તેથી તેની સઘળી મિલકત સરકાર જપ્ત થવાને અ લાયક છે. હવે શિક્ષાનો હુકમ થયા પછી તથા તે હુકમ કાયમ છે તે દરમિયાનમાં અ. નો બાપ કાંઈ મીલકત મુકીને મરી જાય, જે મિલકત અગર સરકાર જપ્તીનો હુકમ ન થયો હોત તો અ. ની થાત; તો તે મિલકત સરકારની થાય એમ સમજવું.**

જે ગુન્હેગારો મોતની,સમુદ્ર-પારની અથવા કેદની શિક્ષા થઈ શકે એ-વો હોય તેઓ-નીમીલકત સર કાર જપ્તથવી.

**૬૨. જે જે બાબતમાં કોઇ સખસની ઉપર મોતની શિક્ષા થઇ શકે એવો ગુન્હો શાબિત થાય, તે તે બાબતમાં તે સખસની સ્થાવર જંગમ સઘળી મિલકત સરકાર જપ્ત થાય એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે; અને જે જે બાબતમાં કોઇ સખસની ઉપર એવો ગુન્હો શાબિત થાય કે તે ગુન્હાને માટે તેને સમુદ્રપાર કરવામાં આવે, અથવા સાત વર્ષ અથવા તે કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં તેના સમુદ્રપારની અથવા કેદની મુદતના દરમિયાનમાં તે સખસના કુટુંબ તથા અનુભવીઓને માટે સરકારની નજરમાં દુરસ્ત જણાય તેવો બંદોબસ્ત સરકાર કરે એવી છુટ રાખીને, તે મુદતના દરમિયાનમાં તે સખસની સર્વે સ્થાવર તથા જંગમ મિલકતનું ભાડું તથા ઉપજ સરકાર જપ્ત થાય, એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.**

## વિશેષ-સમજુતિ.

કલમ ૬૧ ને ૬૨ ની શિક્ષા એકજ છે, પરંતુ તફાવત એટલોજ કે કલમ ૬૧ માં કોઇ એવો રાજ વિરૂદ્ધ ગુન્હો હોય કે તે ગુન્હા અર્થેજ માલમીલકત સરકાર જપ્તીમાં શિક્ષા તરીકે આવી જાય. ને ૬૨ મી કલમમાં ચોકસ ગુન્હેગારને શિક્ષા કરતાં કોર્ટ તેની માલમીલકત જપ્ત કરવાનો હુકમ માત્ર શિક્ષા તરીકેજ કરી શકે છે. મતલબ એ કે ઘણાજ ઘાતકી ગુન્હા કર્યા હોય તેમાં થાય. ૧૨ વી. રિ. ક્રિ. પૃષ્ટ. ૧૭.

**ફેંસલા**—જે મીલકત સરકાર દાખલ કરવા વિશેની છે, તેમાં પક્ષકારોને જે કેસોમાં સમુદ્રપારની અથવા સાત વર્ષ કરતાં ઉપરાંત સજા થઈ હોય. તેવા કેસો આવી જાય છે. રાણી વિ. ફીપામોઈચસની વિગરે, ૮ વિ. રી. પ્ર. ૩૫.

મનુષ્યહરણ થયેલા માણસને કાયદા વિરૂદ્ધ કેદમાં રાખવાને માટે કોઈ જમીનદારને ગુન્હેગાર ઠરાવી સેશનજડજે સમુદ્રપારની સજા કરી હતી, અને વળી વધારામાં આ કલમ મુજબ ભાડુ અને જમીનનો નફો સરકાર જપ્ત કરવાનો હુકમ કર્યો હતો. હાઈકોર્ટે આ કલમ મુજબ કરેલી સજા ઘણી સખત ગણી રદ કરી. આવી રીતની સજા ઘણાજ ઘાતકી અને ભારે ગુન્હાઓમાં કરવી જોઈએ. રાણી વિ. મહમદ આખીર ઉરફે તોતાહમીયાં, ૧૨ વિ. રી. પ્ર. ૧૭.

દંડની રકમ.

**૬૩. કેટલે સુધી દંડ કરવો એની રકમ જ્યાં ઠરાવી નથી, ત્યાં ગુન્હેગારને જે દંડ થઇ શકે તે દંડની કાંઈ હદ બાંધી નથી, પણ અતિશય દંડ કરવો નહીં.**

## વિશેષ સમજુતિ.

દંડની રકમ વસુલ થાય તેમાંથી ફરીને કોર્ટ નુકશાની બદલ યોગ્ય રકમ ધારે તેટલી અપાવી શકે છે.( જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૫૪૫.)

દંડ ન આપે તો કેદનો હુકમ.

**૬૪. કેદની તથા દંડની શિક્ષા થઇ શકે એવા ગુન્હાની જે જે બાબતમાં ગુન્હેગારને કેદ સાથે કે કેદ વગર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે તે બાબતમાં, અને કેદની અથવા દંડ-**

**ની અથવા ફક્ત દંડની શિક્ષા થઈ શકે, એવા ગુન્હાની જે જે બાબતમાં ગુન્હેગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં તે ગુન્હેગાર દંડ ન આપે તો તે આટલી મુદત સુધી કેદ ભોગવે એ પ્રમાણે તે ગુહેન્ગારને શિક્ષાનો હુકમ કરનારી કોર્ટ તે હુકમમાં ફરમાવવાને મુખત્યાર છે. અને તે કેદ બીજી કાંઈ કેદની શિક્ષાનો હુકમ તે ગુન્હેગારની ઉપર થયો હોય, તે કેદની ઉપરાંત અથવા એક શિક્ષાને બદલે બીજી શિક્ષા કરવાના હુકમ ઉપરથીજ કેદને તે લાયક હોય તે કેદની ઉપરાંત સમજવી.**

જેગુન્હાનેમાટે કેદ તથા દંડ એબંને શિક્ષા થઈ શકતી હોય, તેવાગુન્હામાં દંડ ન આપેતો તેને બદલે કેદ નીમુદતનીહદ.

**૬૫. અગર કોઈ ગુન્હાને માટે કેદ તથા દંડ એ બંને શિક્ષા થઇ શકતી હોય, તો તે ગુન્હો કરનાર દંડ ન આપે તો તેને આટલી મુદત સુધી કેદ કરવો. એ પ્રમાણે જે કોર્ટ ફરમાવે તેણે તે મુદત તે ગુન્હાને માટે ઠરાવેલી ઘણામાં ઘણી કેદની જે મુદત હોય તેના ચતુર્થાંશ કરતાં વધારે ઠરાવવી નહી.**

## વિશેષ સમજુતિ.

૧. આ કલમ જે ગુન્હામાં કેદ તથા દંડની ઘણામાં ઘણી શિક્ષા થઇ શકતી હોય તે કેદની મુદતના $\frac{1}{4}$ કરતાં વધારે દંડ બદલ શિક્ષા કરવી નહીં એવું કેહે છે.

૨. આ બાબત વળી જાસ્તી ખુલાસો. ક્રી. પ્રો. કોડ. ક. ૩૩ થી થયો છે તે.

"(૩૩) દંડ ન આપે તો જેટલી મુદતની કેદ કાયદા પ્રમાણે થૈ શકતી હોય તેટલી" "મુદતની કે તે દંડ ન આપે તો ઠરાવવાને હરકોઇ માજીસ્ટ્રેટની કોર્ટ મુખત્યાર છે, પણ એવું" "ઠરાવ્યું છે કે સદરહુ મુદત આ કાયદા પ્રમાણે તે માજીસ્ટ્રેટના અધિકાર કરતાં વત્તી નહી જોઇએ."

"વળી એવું પણ ઠરાવ્યું છે કે જે મુકદમામાં ફેંસલો કોઇ મેજીસ્ટ્રેટે કર્યો હોય અને" "તેમાં પેહેલાંની શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી હોય તે મુકદમામાં દંડ ન આપેથી" "કેદ કરવાની જે મુદત ઠરાવવી તે, દંડ ન આપેથી જે કેદ ઠરાવવામાં આવે તે સીવાય" "તે ગુન્હાને સારૂ જેટલી મુદતની બીજી કેદની શિક્ષા કરવાનો તે માજીસ્ટ્રેટને અધિકાર હોય" "તે મુદતનો $\frac{1}{4}$ કરતાં કદાપી વધારે ઠરાવવી નહી."

"આ કલમ પ્રમાણે જે કેદ ઠરાવવી તે ૩૨ કલમ પ્રમાણે ઘણામાં ઘણી જેટલી મુદ-" "તની પેહેલાંની કેદની શિક્ષાનો હુકમ તે મેજીસ્ટ્રેટથી કરી શકાય તે ઉપરાંત ઠરાવવાનો અખત્યાર છે".

૩. હવે દરેક માજીસ્ટ્રેટનો શિક્ષા કરવાનો કેટલો અધિકાર છે તે જાણવું જોઇએ, માટે તે નીચે દાખલ કરૂં છું.

(अ) પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટોની કોર્ટ તથા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટોની કોર્ટને આ કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થૈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં બે વર્ષ સુધીની કેદ, એક હજાર રૂપીયા સુધી દંડ, તથા ફટકા મારવા.

(ब) બીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોર્ટને—
કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થૈ શકતી હોય તેટલી એકાંત કેદ સુધાં છ મહિનાની મુદત સુધીની કેદ, બસેં રૂપીયા સુધી દંડ તથા ફટકા મારવા.

(क) ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટને—

એક મહીના સુધી કેદ તથા પચાશ રૂપીયા સુધી દંડ.

"જે શિક્ષા ફરમાવાનો કાયદાથી પોતાને અધિકાર હોય તેમાંથી ગમે તે શિક્ષા" "એકઠી કરીને કાયદાસર ગમે તે શિક્ષા ફરમાવાનો અખત્યાર હરકોઇ મેજીસ્ત્રેટને છે."

"બીજા વર્ગના કોઇ માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષ કરીને અધી-" "કાર આપ્યો નહી હોય તો તેવા માજીસ્ત્રેટની કોઇ પણ કોર્ટે ફટકા મારવાની શિક્ષાનો" "હુકમ કરવો નહી." ક્રી. પ્રો. કોડ. ક. ૩૨.

**ફેંસલા**—સન ૧૮૬૧ નો આકટ ૨૫ મો ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪૦ ની વાખ્યામાં બતાવ્યા પ્રમાણે આ કલમ તે કોડ મુજબ થએલા ગુન્હાઓને લાગુ પડે છે, એટલુંજ નહી પણ પ્રકરણ ૨૧ મુજબ માજીસ્ત્રેટને અખત્યાર હોય એવા દરેક ગુન્હાને લાગુ પડે છે. રાણી વિ. વીઠોબા બીન સોમા. ૫ મું. હા. રી. પ્ર. ૬૧.

માજીસ્ત્રેટથી આ કલમ મુજબ જે કેદની મુદત ઠરાવાય તેથી વધારે મુદત સન ૧૮૭૨ ના આકટ ૧૦ મા ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૦૯ થી ઠરાવાતી નથી. રાણી વિ. દરબા. ઈ. લા. રી. ૧ અ. પ્ર. ૪૬૧.

આ કલમમાં ઠરાવેલી મુદત કરતાં વધારે મુદતની સજા દંડ નહી આપ્યાને બદલે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૩ (સન ૧૮૮૨ ના આકટ ૧૦ મા) મુજબ માજીસ્ત્રેટ કરી શકતો નથી. રાણી વિ. મહમદ સાહેબ ઈ. લા. રી. ૧ મ. ૨૭૭ નો કેસ સન ૧૮૮૧ થી રદ કરવામાં આવ્યો હતો), રાણી વિ. વંકટેશ ગડુ વિગરે ઈ. લા. રી. ૧૦ મ. પ્ર. ૧૬૫.

આ કલમ અને પીનલકોડની કલમ ૩૫૨ ઉપર નજર રાખતાં હુમલો થએલા કેસમાં પચાસ રૂપીયા દંડ ના આપે તો એક માસ કેદની સજા કરવી તે કાયદા વિરૂદ્ધ ગણાય છે. જેહાનબક્ષ વિગરે અરજદારો, ૧૬ વિ. રી. પ્ર. ૪૨.

*દંડ ન આપે તો કેદનો પ્રકાર.*

**૬૬. દંડ ન આપવાને સારૂ જે કેદનો કોર્ટ હુકમ કરે તે કેદ, તે ગુન્હાને માટે ગુન્હેગારને જે પ્રકારની કેદની શિક્ષાનો હુકમ થઇ શકે, તે પ્રકારની થઇ શકે.**

*ગુન્હાની શિક્ષામાં દંડજ થઈ શકતો હોય ત્યારે અગર દંડ ન આપે તો કેદની મુદત.*

**૬૭. અગર દંડનીજ શિક્ષા થઇ શકે એવો ગુન્હો હોય, તો તે દંડ ન આપે તો કોર્ટ જે કેદની શીક્ષા કરે તે આસાન હોવી જોઇએ, અને દંડ ન આપે તેને બદલે તે ગુન્હેગારને કેદ કરવાનું કોર્ટ ફરમાવે તેની મુદત નીચે લખી છે તે કરતાં વધારે ન હોવી જોઇએઃ-એટલે દંડની રકમ પચાસ રૂપીઆથી વધારે ન હોય તો કેદની મુદત બે મહીનાથી વધારે ન હોવી જોઇએ, અને દંડની રકમ એકસો રૂપિયાથી વધારે ન હોય, તો કેદની મુદત ચાર મહીનાથી વધારે ન હોવી જોઇએ, અને બીજી કોઇ બાબતમાં છ મહીનાથી વધારે હોવી ન જોઇએ.**

*તે કેદ દંડ આપે કે બંધ થાય.*

**૬૮ દંડ નહી આપવાથી જે કેદ કરી હોય તે કેદ તે દંડ આપવામાં આવે અથવા કાયદાના હુકમથી વસુલ કરવામાં આવે, એટલે બંધ થશે.**

*દંડના હિસાબેનીકળેતેટલો*

**૬૯. દંડ નહી આપે તેને માટે કેદની મુદત જે ઠરાવી હોય, તે મુદત પુરી થતા પેહેલાં અગર તે દંડનો એટલો ભાગ**

ભાગઆપે કે કેદ બંધથાય.

આપવામાં કે વસુલ કરવામાં આવે કે દંડનો જેટલો ભાગ બાકી રહયો હોય તેના પ્રમાણમાં દંડ ન આપ્યાથી ભોગવેલી કેદની મુદત ઓછી ન હોય તો, કેદ બંધ થશે.

દ્રષ્ટાંત.

अ. ને શિક્ષાનો એવો હુકમ થયો છે કે તે એક સો રૂપીયાનો દંડ આપે અને દંડ ન આપે તો ચાર મહિના કેદ રેહે. હવે એ ઠેકાણે તે કેદનો એક મહિનો પુરો થતાં પેહેલાં તે દંડમાંના પોણોસો રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો પેહેલો મહિનો પુરો થાય એટલે તુરત अ. ને છોડી મુકવામાં આવશે. જો પેહેલો મહીનો પુરો થાય તે વખતે અથવા ત્યાર પછી अ. કેદમાં છતાં કોઈ બીજી વખતે પોણોસો રૂપીયા આપવામાં કે વસૂલ કરવામાં આવે તો अ. ને તરત છોડી મુકવામાં આવશે. જો કેદના બે મહિના પુરા થતા પેહેલાં તે દંડમાંના પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો બે મહિના પુરા થાય એટલે તરત अ. ને છોડી મુકવામાં આવશે. જો તે બે મહિના પુરા થાય તે વખતે અથવા ત્યાર પછી अ. કેદમાં છતાં કોઈ બીજી વખતે પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો अ. ને તે તરત છોડી મુકવામા આવશે.

દંડ છ વર્ષ સુધીમાં અથવા કેદની મુદતસુધીમાં કોઈપણ વખતે વસુલથઈ શકે.

૭૦. દંડ અથવા તેનો જેટલો ભાગ આપવાનો બાકી રેહે તેટલો ભાગ શિક્ષાનો હુકમ થયા પછી છ વર્ષ સુધીમાં કોઇ પણ વખતે વસુલ થઇ શકે, અને અગર તે શિક્ષાના હુકમ મુજબ ગુન્હેગાર છ વર્ષ કરતાં વધારે મુદતની કેદને લાયક હોય તો તે મુદત પુરી થતા પેહેલા કોઇ પણ વખતે વસુલ થઇ શકે અને ગુન્હેગારના મોતથી જે મિલકત તેનું મરણ થયા પછી તેના કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય, તે મિલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી.

ગુન્હેગારના મોતથી તેની મીલકત જવાબદારીમાંથીછુટતી નથી.

## વિશેષ સમજુતિ.

૧. દંડ ન આપે તો આટલી મુદત કેદ ભોગવે. આ કેદની શિક્ષા દંડ બદલ સમજવી નહી, પરંતુ ન આપવામાં કોર્ટનો હુકમ તોડયો તે બદલની સમજવી. જે છેલ્લી છએ કલમમાં દંડ વિશેના નિયમ કર્યા છે તેનો હેતુ શું, તો લા કમીશનરોએ પોતાના સન ૧૮૪૭ ના રીપોર્ટમાં કલમ ૪૮૭ થી ખુલ્લી રીતે જાહેર કર્યું છે કે.—

"હમે આમ કેહેવા માગતા નથી કે કેદખાનાની ટીપ દંડની પુરતીઅવેજીમાં કર્યામાં"
"આવે છે. આ પ્રમાણે ઠરાવવું એતો પછી ગુન્હેગારની ખુશીનો સોદો થયો, કે. તેની મરજી"
"આવે તો તે પોતાના શરીરની શીક્ષા ખમે ને મરજીમાં આવે તો માલમીલકતમાં ખમે."
"જેમને દંડ કરવો વધારે બેસતો આવે છે ને જેઓ દંડથીજ વધુ ડરતા હોય અને"

"જેથી ગુન્હા કરતાં અટકે તેમને દંડનીશિક્ષાથી મુકત કરવા વ્યાજબી છે. વળી દંડ સારૂ જે"
"ગુન્હેગારને કેદની શીક્ષા મળી હોય તે તેટલી મુદત સુધી કેદ રહ્યા પછી પણ દંડમાંથી"
"મોકળો થઇ શકતો નથી. કેદ ભોગવ્યાથી દંડ સારૂ તેનું શરીર મોકળુ થયું પણ તેથી કાંઇ"
"તેની મીલકત મોકળી થૈ નથી. માટે અમુક મુદત સુધી એટલે આ કલમમાં વર્ષ ૬"
"જણાવ્યાં છે તેટલામાં તેની મીલકતથી વસુલ થઇ શકે. દંડ ખાતર તે કેદમાં હોય અને"
"દંડ ભરે તો તેજ વખતથી તેનું કેદખાનું છુટવું જોઇએ. જુઓ (કલમ ૬૮) અને દંડનો"
"કાંઇ ભાગ ભરી શકે તો તે ભાગના પ્રમાણની મુદત કેદખાનામાંથી ઓછી થવી જોઇએ."
"જુઓ કલમ ૬૯."

૨. સદરહુ વારંટ જે કોર્ટે મોકલ્યું હોય તે કોર્ટની હદમાં તે બજાવી શકાશે, અને સદરહુ કોર્ટની હદ બાહાર બજાવવું હોય તો તે ડીસ્ત્રીકટના માજીસ્ત્રેટની તે વારંટ પાછળ સહી થશે, એટલે તે વારંટ ઉપરથી તે મીલકત જપ્ત કરીને વેચાશે. જુઓ ક્રી. પ્રો. કોડ ક. ૩૮૭ તથા દંડની શિક્ષા બાબત ક્રી. પ્રો. કોડમાં કલમ ૩૮૬–૩૮૮ જોવાથી સુધળી બાબતનો ખુલાસો થશે.

૩. પણ વિશેષ અને સ્થાનિક કાયદામાં જો દંડ બીજી રીતે વસુલ કરવાનું ફરમાવ્યું હોય તો, તે કામમાં તે મુજબ વર્તવું, આ કાયદા મુજબ વર્તવું નહી.

૪. ફક્ત દંડજ થયો હોય તો તે ગુન્હેગાર મુદત માગેથી દંડ ભરવા માટે પંદર દિવશ સુધીની મુદત કોર્ટ આપી છોડી શકે છે. (જુઓ ક્રી. પ્રો. કો. ક. ૩૮૮). અને ગાયકવાડી રાજ્યમાં તો ફક્ત આઠ દિવશ સુધીની મુદત આપવાનું ઠર્યું છે. (જુઓ વરીષ્ટ કોર્ટ સરક્યુલર નંબર. ૧૧ તા. ૩૦–૭–૮૧)

૫. દંડની રકમ વસુલ કરવામાં ગુન્હેગારની જંગમ મિલકતજ જપ્ત થઇ શકે છે, તેમાંથી પણ કેટલીક મિલકત જપ્ત કરવા મનાઇ થએલી છે તે.

(૧) કુટુંબના નિર્વાહ માટે અવસ્ય જોઇએ એવાં લુગડાં તથા વાસણ.
(૨) સ્ત્રીના શરીર ઉપર જોઇએ તેવાં સૌભાગ્ય ભુષણ.
(૩) સ્ત્રી ધન (જાતે સ્ત્રી સ્વતઃ આરોપી ન હોય તો.)
(૪) ખાવાને બે માસ સુધીનું ધાન.
(૫) ઉપજીવીકાના સાધનની વસ્તુ.
(૬) કોર્ટની નજરમાં યોગ્ય જણાય તેટલાં ખેતીના કામમાં જરૂર પડે એવાં ઢોર.

સદરહુ છ પ્રકારની મિલકત દંડની રકમ વસુલ કરવામાં વેચાણ કરવી નહીં. (જુઓ વરીષ્ટકોર્ટ સરક્યુલર નંબર. ૪૪૧ તા. ૧૧–૫–૭૮. ગાયકવાડી ફોજદારી સંગ્રહ પ્રષ્ટ ૪૦–૪૧)

૬. આ કલમ ૭૦ થી દંડની રકમ ૭ વર્ષ સુધી અગર તે કરતાં વધારે શિક્ષા હોય તો તે શિક્ષાની મુદત પુરી થતાં પેહેલાં કોઇ પણ વખતે વસુલ થઇ શકે, એવું ઠર્યું છે. પરંતુ ગાયકવાડી રાજ્યમાં તો છેલ્લી હદ દસ વર્ષ સુધી દંડ વસુલ કરવા મુકરર થઇ છે. જુઓ હજુર કચેરી સરક્યુલર નંબર. ૨૨ તા. ૨૮–૬–૭૯ ગા. ફો. સંગ્રહ પૃષ્ટ. ૨૩૯.

**ફેંસલો**—દંડને માટે જંગમ મીલકત જપ્ત કરવી તે ફક્ત ગુન્હેગારની જીંદગી સુધી લાગુ પડે છે કે શી રીતે, અને તેના મુવા પછી આ કલમ મુજબ સ્થાવર મિલકતમાંથી દંડની રકમ વસુલ થાય કે નહી એ બાબત વિષે હાઇકોર્ટને લખી પુછવાથી, તે કોર્ટે એવો મત આપ્યો કે કાયદા પ્રમાણે ફક્ત જંગમ મીલકત જપ્ત કરી અને તે વેચીને દંડ વસુલ

કરી શકાય છે, અને સ્થાવર મિલકત જપ્ત કરવાનો કાંઈ શીરસ્તો નથી. રાણી વિ. લક્ષુ કારવાર. ૫ મું. હા. રી. પ્ર. ૬૩.

જેગુન્હોઘણા ગુન્હાથીબનેલો હોયતેનીશિક્ષા ની હદ.

**૭૧. જો જે. વસ્તુ ગુન્હો છે તે જુદા જુદા ભાગોથી બંનેલી હોય, અને તે ભાગો માંહેલો હરકોઇ ભાગ જાતેજ ગુન્હો હોય તો એથી બીજી રીતે કરવું એવો સાફ ઠરાવ ન કર્યો હોય તો, ગુન્હેગારને તે તેના ગુન્હામાંના એક કરતાં વધારે ગુન્હાની શિક્ષા કરવી નહીં,**

**જ્યારે કાંઈ પણ વસ્તુ જે ચાલુ કાયદા ઉપરથી ગુન્હાઓની વ્યાખ્યા કરવામાં આવતી હોય તથા તેઓ બદલ શિક્ષાત કરવામાં આવતી હોય તે ચાલુ કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુન્હો હોય ત્યારે, અથવા.**

**જે કૃત્યમાંનું એક કૃત્ય અથવા એક કરતાં વધતાં કૃત્ય જાતેજ ગુન્હો થાય તેવાં કેટલાંક કૃત્યો એકઠાં કરવામાં આવે ત્યારે કાંઇ જુદો ગુન્હો થાય ત્યારે ગુન્હેગારનો ઇનસાફ કરનારી કોર્ટ સદરહુ ગુન્હાઓ પઇકી કોઇ પણ એક ગુન્હા બદલ જેટલી સિક્ષા કરી શકતા હોય તે કરતાં વધારે સખત શિક્ષા તે ગુન્હેગારને કરવી નહીં.**

**દૃષ્ટાંતો.**

**(अ). अ. ज. ને એક લાકડીથી પચાસ સપાટા મારે, તો એ ઠેકાણે એ સઘળા મારથી, તથા તે સઘળા મારમાં જેટલા સપાટા આવ્યા છે તેમાંના હરએક સપાટાથી પણ ज. ને બુદ્ધિપુર્વક વ્યથા કરવાનો ગુન્હો अ. એ કર્યો હોય એમ બની શકે છે. હવે જો તે હરએક સપાટાને માટે अ. શિક્ષાને લાયક હોય, તો દરએક સપાટાને સારૂ એક વર્ષ એ પ્રમાણે પચાસ વર્ષની કેદ अ. ને થઇ શકે. પણ સઘળા મારને સારૂ એકજ શિક્ષાને તે લાયક છે.**

**(ब). પણ अ. ज. ને મારે છે. એટલામાં य. વચે પડે અને अ. ઇરાદાથી य. ને મારે, તો ज. ને બુદ્ધિપુર્વક વ્યથા કરવાની એક શિક્ષાને તથા य. ને સપાટો માર્યો તેની બીજી શિક્ષાને अ. લાયક છે, કેમકે જે કામથી अ. એ ज. ને બુદ્ધિપુર્વક વ્યથા કરી તે કામનો य. ને મારેલો સપાટો કાંઈ ભાગ નથી.**

## વિશેષ સમજુતી.

૧. આ કલમ એક સખસ ઉપર ઘણા ગુન્હા એક વખતે શાબીત થાય તે માટે નથી. જે ગુન્હાનું તોહમત હોય તે જુદા જુદા ભાગોથી બન્યું હોય, અને તે દરેક ભાગ ગુન્હો હોય તે માટે છે. જેમકે ઘરફોડ ચોરી જુઓ, એમાં ગ્રહપ્રવેશ, ચોરી, બીગાડ ઈત્યાદિક ગુન્હાઓ આવી જાય છે, ને તે જુદી જુદી વાખ્યાઓ પણ છે.

**ફેંસલા**—પીનલકોડની કલમ ૪૫૭ મુજબ ઘર ફોડવાનું અને કલમ ૩૮૦ મુજબ તે પ્રસંગે ચોરી કરવાનું એ બે તોહમતો જેના ઉપર રાખ્યાં હોય તેવા માણસના કેસને આ કલમ લાગુ પડે છે. રાણી વિ. અરજુન. ૧ મું. હા. રી. પ્ર. ૮૭.

પીનલકોડની કલમ ૧૪૭ મુજબ હંગામાનું અને હંગામો કરતી વખતે મહાવ્યથા કરવાનું એ બંને તોહમત કલમ ૧૪૭ અને ૩૨૫ મુજબ શાબીત ઠરાવી જુદી જુદી શિક્ષા કરવામાં આવી હતી. પુરાવા ઉપરથી એમ માલમ પડી આવે છે કે ત્રણ કેદીઓ-માંના દરેક માણસે પોતાના હાથે જુદુ જુદુ બળ વાપર્યું, તેથી વ્યથા અથવા માહાવ્યથાનો ગુન્હો હંગામાના ગુન્હાથી જુદો બનેલો છે, અને પીનલકોડની કલમ ૩૨૫ મુજબ કાયદેસર જુમ્મેદારી શાબીત કરવાને હંગામાની હકીકત એ પુરાવાનો જરૂરીયાત ભાગ નથી, તેથી કલમ ૧૪૭ અને ૩૨૫ મુજબ જુદી શિક્ષા કરેલી કાયદેસર છે. રાણી વિ. રામસરૂપ. ઈ. લા. રી. ૭ અ. પ્ર. ૭૫૭.

ચોરી કરવા છાનામાના ઘર પ્રવેશ કરવો તે ભારે ગુન્હાને એક જુદો ન્હાનો ગુન્હો કરવો, જેવો કે પીનલકોડ, કલમ ૪૫ મુજબ રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કરી કલમ ૩૮૦ મુજબ ચોરી કરી એઓને માટે જુદી જુદી સીક્ષાની જરૂર નથી. કલમ ૪૫૭ અગર ૪૫૬ મુજબ શીક્ષા કરવી જોઈએ. રાણી વિ. રામચરણુનીકાયરી. ૭ વી. રી. પ્ર. ૩૯.

પીનલકોડની કલમ ૪૫૭ અને ૩૭૯ પ્રમાણે જુદી જુદી કરેલી શીક્ષા રદ કરી. કલમ ૪૫૭ મુજબ કરેલી શીક્ષા કાયમ રાખી. જોગીનપુલી વિ. નોબોપુલિ. ૬ વિ. રી. પ્ર. ૪૯.

अ. નામનો પક્ષકાર જેને કોર્ટમાં હાજર રાખવાને માટે પોલીસ કાનસ્ટેબલને હુકમ કરવામાં આવ્યો હતો, તે પક્ષકાર તેની સાથે નહી આવવાથી અને વળી તેણે પોલીસ કાન્સ્ટેબલનો હાથ પકડ્યાથી, અને જે ટટુનો ખોટો ઉપયોગ કરવાને માટે તેના ઉપર તોહમત રાખવામાં આવ્યું હતું, તે ટટુ લેઈ જવામાં કાન્સ્ટેબલની સામે થવાથી તેને પીનલકોડની કલમ ૩૫૩ અને કલમ ૧૮૩ મુજબ જુદા ગુન્હાઓને માટે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો, અને દરેક ગુન્હાને માટે જુદી સજા કરવાથી આ કલમ મુજબ કાંઈ બાધ આવતો નથી. રાણી વિ. જોયાહ મોહનચંદર. ૧૪ વિ. રી. પ્ર. ૧૯

પીનલકોડની એક કલમ મુજબ કેટલાક ગુન્હાઓના કેસમાં વ્યાજબી રસ્તો એ છે કે, તે કલમ મુજબ જે ગુન્હાઓ સ્પષ્ટ રીતે તોહમતદાર ઉપર શાબીત થાય, તે કેટલાક જુદા જુદા ગુન્હાઓમાંના દરેક ગુન્હાને માટે તેની રજુઆત ચાલાવવી જોઈએ. રાણી વિ. સોબરાઈ ગોવાલાહ વિગેરે. ૨૦ વિ. રી. ૭૦

બે માણસો ઉપર પ્રાણઘાત હથીયારથી હંગામો કરવો અને બુદ્ધિ પૂર્વક ભય ઉપજાવે તેવા હથિઆરથી વ્યથા કરવી એ બંને જુદા ગુન્હાઓ ગણાય છે, અને આવી રીતના ગુન્હાઓને માટે તોહમત રાખેલા માણસને ઈજા થયેલા માણસોમાંના દરેકને વ્યથા અને હંગામો કરવાના સબંધમા ગુન્હેગાર ઠરાવી સજા થઈ શકે છે. પીનલકોડની કલમ ૧૪૮ મુજબ પ્રાણઘાતક હથીઆરોથી હંગામો કરવાનું, અને કલમ ૧૪૯ સાથે રાખી કલમ ૩૨૪ મુજબ ભય ઉપજાવે તેવા હથિયારોથી क નામના માણસને વ્યથા કરવાનું એ બંને તોહમતો अ અને ब ઉપર રાખવામાં આવ્યાં હતાં, અને વધારામાં કલમ ૩૨૪ મુજબ ड ને વ્યથા કરવાનું તોહમત ब ઉપર રાખવામાં આવ્યું હતું, અને अ. ઉપર પણ ब. એ ड. ને કરેલી વ્યથાના સબંધમાં કલમ ૧૪૯ સાથે રાખી કલમ ૩૨૪ મુજબ વળી તોહમત રાખવામાં આવ્યું હતું. अ. અને ब. ને સઘળા તોહમતોને માટે અપ્રાધી ઠરાવી તોહમત રાખેલા દરેક ગુન્હાના સબંધમાં જુદી જુદી સજાઓ એક પછી બીજી અમલમાં આવે તેવી રીતે કરવામાં આવી હતી; કલમ ૩૨૪ મુજબ બનેલા ગુન્હાઓ હંગામાની દરમિયાન થયેલા હતા. એમ ઠરાવવામાં

આવ્યું કે કેટલાંક કૃત્યો જેને માટે કેદીઓને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા છે તે કૃત્યો પીનલકોડની કલમ ૭૧ માં આવી જતાં નથી, કારણ કે વ્યથા કરવી તે એવું બળ હતું કે જે એકલાથી હંગામાનો ગુન્હો બને છે, અને તેથી કરીને કરેલી કેટલીક સજાઓ પુરેપુરી કાયદેસર હતી. રાણી વિ. લોકનાથ સરકાર, ઈ. લા. રી. ૧૧ ક. પ્ર. ૩૪૯.

કાયદા વિરૂદ્ધ બનેલી ટોળીની સાધારણ મતલબ પાર પાડતી વખતે મ. એ મહાવ્યથા કરી હતી. મ. અને ટોળીના બીજા માણસો જેમને જાતે બળ અથવા જોર જુલમ વાપર્યું હતું કે નહી એ વિષે પુરાવો ન્હોતો. તેમને પીનલકોડની કલમ ૧૪૭ મુજબ હંગામા માટે અને પીનલકોડની કલમ ૩૨૫ મુજબ મહાવ્યથાને માટે ગુન્હેગાર ઠરાવી દરેક ગુન્હાને માટે જુદી જુદી મુદતની કેદની સજા કરી હતી. વધારેમાં વધારે સજા જે મ. ને કરવામાં આવી હતી તે ૭ વર્ષની સખત મજુરી સાથે કેદની હતી, તેમાં હંગામાને માટે એક વર્ષ અને મહાવ્યથાને માટે પાંચ વર્ષની સજા ઠરાવી હતી. એમ ઠરાવવામાં આવ્યું કે પીનલકોડની કલમ ૭૧ લાગુ પડે છે એમ અનુમાન કરીએ તોપણ સજાઓ કાયદા વિરૂદ્ધ ન્હોતી, કારણ કે કેદની મુદતો એકઠી કરતાં વધારેમાં વધારે સાત વર્ષની સખત મજુરી સાથે કેદની સજા જે કલમ ૩૨૫ મુજબ બનેલા ગુન્હાને માટે થઈ શકે તેના કરતાં કોઈ પણ કેદીની બાબતમાં વધારે સજા કરવામાં આવી નથી. વળી એમ પણ ઠરાવવામાં આવ્યું કે કોઈ પણ કેસમાં હંગામો તે કલમ ૩૨૫ મુજબ બનેલા ગુન્હાનો ભાગ ગણાતો નથી, કે જેથી કરીને કલમ ૭૧ લાગુ પાડી શકાય નહી, અને તેથી કરીને સજાઓ કરેલી કાયદેસર હતી. રાણી વિ. ડુંગરસીંગ (ઈ. લા. રી. ૭ અ. ૨૯), રાણી વિ. રામસરૂપ (ઈ. લા. રી. ૭ અ. ૭૬૭), રાણી વિ. અબ્દુલ્લાહ (૭ વિ. રી. ક્રી. ૧૩), રાણી વિ. લોકનાથ સરકાર (ઈ. લા. રી. ૧૧ ક. ૩૪૯), રાણી વિ. પરસાદ (ઈ. લા. રી. ૭ અ ૪૧૪), રાણી વિ. ચંદ્રકંત ભટાચારજી (ઈ. લા. રી. ૧૨ ક. ૪૯૮), અને રાણી વિ. તુકાયા બીન ટમના (ઈ. લા. રી. ૧ મું. ૨૧૪) ના કેસો ઉપર નજર રાખવામાં આવી. રાણી વિ. બીશેસર વિગેરે (ઈ. લા. રી. ૯ અ. પ્ર. ૬૪૫.)

ગુન્હેગારે ઘણા ગુન્હાઓ માંથી એક ગુન્હો કર્યો એમ શાબિત થાય છે પણ કીયો એ બાબત શક છે એ પ્રમાણે ફેંસલામાં લખવામાં આવે ત્યારે શિક્ષા.

**૭૨. જે જે બાબતમાં એવો ફેંસલો આપવામાં આવે કે ફલાણા ફલાણા જુદા જુદા ગુન્હામાંનો એક ગુન્હો ફલાણા સખસે કર્યો છે, પણ તેઓમાંનો કીયો એક કર્યો છે તે વિશે શક છે, તે સર્વે બાબતોમાં અગર તે સઘળા ગુન્હાઓને સારૂ એક સરખીજ શિક્ષા ન ઠરાવી હોય તો, જે ગુન્હાને સારૂ ઓછામાં ઓછી શિક્ષા ઠરાવી હોય તે શિક્ષા તે ગુન્હેગારને કરવામાં આવશે.**

**ફેંસલો**—સોગન ઉપર અથવા પ્રતિજ્ઞા પુર્વક વિરૂદ્ધ હકીકત શાબીત કરવામાં આવી હોય, પણ તેમાંની કંઈક હકીકત ખોટી છે એનો પુરાવો ના હોય તો, એમાંની ગમે તે બાબતની ખોટી શાહેદી આપી છે એમ ઠરાવી શિક્ષા કરવી તે આ કલમ મુજબ વ્યાજબી ગણાય છે. પાલની ચેતીની બાબતમાં, ૪ મ. હા. રી. પ. ૫૧

એકાંત કેદ. ૭૩. કોઈ સખસની ઉપર એવો ગુન્હો શાબિત થાય કે તેને માટે આ કાયદા મુજબ તેને સખત કેદની શિક્ષા કરવાનો કોર્ટને અખત્યાર છે, તો તે ગુન્હેગારને જેટલી મુદતની કેદનો હુકમ કરવામાં આવે તે મુદતના આટલા ભાગ અથવા ભાગો સુધી તેને એકાંત કેદમાં રાખવો, એ રીતે તેના શિક્ષાના હુકમમાં ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે; પણ સઘળુ મળીને તે એકાંત કેદની મુદત ત્રણ મહિનાથી વધારે ન હોવી જોઇએ, અને તે નીચેના હિસાબ પ્રમાણે હોવી જોઇએ. (એટલે)—

જો કેદની મુદત છ મહીનાથી વધારે ન હોય, તો એકાંત કેદની મુદત એક મહિનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત છ મહિનાથી વધારે હોય અને એક વર્ષથી ઓછી હોય, તો એકાંત કેદની મુદત બે મહિનાથી વધારે ન જોઇએ

જો કેદની મુદત એક વર્ષથી વધારે હોય, તો એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ના જોઇએ.

એકાંતકેદની હદ. ૭૪ એકાંત કેદની શિક્ષાનો હુકમ બજાવવામાં તેવી કેદ એકી વખતે કદાપી ચૌદ દિવશ કરતાં વધારે ના હોવી જોઇએ, અને એકાંત કેદની મુદતોની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ; અને જ્યારે કેદની શિક્ષા ત્રણ મહિનાથી વધારે મુદતની હોય, ત્યારે તે ફરમાવેલી આખી કેદની મુદતના કોઇ પણ એક મહિનામાં સાત દિવશ કરતાં વધારે એકાંત કેદ ન હોવી જોઇએ. અને એકાંત કેદની મુદતોની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ.

**ફેંસલો**—કોઈ માણસને કેદ કરવામાં આવ્યો હોય તો તેના બધા વખત સુધી એકાંત કેદ કરી શકાય નહી. આ કલમ મુજબ તેને આંતરે આંતરે એકાંત કેદ રાખવો જોઈએ. નાયસકમેથરની બાબતમાં, ૩ એં. લા. રી. કી, અ. પ્ર. ૪૯.

જેસખસોની ઉપર એકવાર આગળ ત્રણવર્ષ કેદનીની શિક્ષાથાયએવોગુન્હોશાબિત થયોહોયતેઓની ઉપરતેવોકોઈ બીજોગુન્હોશાબિત થાય,તો તેઓને શિક્ષા.* ૭૫. જે સખસની ઉપર એવો કોઇ ગુન્હો શાબિત થયો હોય કે જેને માટે આ કાયદાના બાબ ૧૨ મા અથવા બાબ ૧૭ મા મુજબ ત્રણ વર્ષ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઇ શકે, તે સખસ ફરીથી એવો કોઈ ગુન્હો કરે કે જેને માટે તે બે બાબો માંહેના ગમે તે બાબ મુજબ ત્રણ વર્શ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઇ શકે; તો તે સખસ એવા પાછળના હરએક ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને અથવા દશ વર્ષ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદને તે લાયક થશે.

## વિશેષ સમજુતી.

૧. આ કલમમાં બતાવેલા ગુન્હા ૩૫, ૩૬, ૩૭ મા પાનામાં લખ્યાનીચે પ્રમાણેના છે.

૨૩૧. શિક્કો ખોટો બનાવવો.
૨૩૨. રાણીનો શિક્કો ખોટો બનાવવો.
૨૩૩. શિક્કો ખોટો બનાવવાના કારણસર કાંઈ છાપ અથવા હથિયાર બનાવવાં વિગરે.
૨૩૪. રાણીનો શિક્કો ખોટો બનાવવાના કારણસર કાંઈ છાપ અથવા હથિયાર બનાવવાં વિગરે.
૨૩૫. શિક્કો ખોટો બનાવવાના કારણસર હથિયાર અથવા તેનો સામાન પાસે રાખવો.
૨૩૬. હિંદુસ્તાનમાં રહીને હિંદુસ્થાનની બાહાર ખોટો શિક્કો બનાવવામાં મદદગારી કરવી.
૨૩૭. ખોટો શિક્કો આ દેશમાં લાવવો, અથવા આ દેશમાંથી બાહાર લેઈ જવો.
૨૩૮. રાણીનો. " " "
૨૩૯ ખોટો શિક્કો જાણિને રાખ્યો હોય તે બીજાને આપવો.
૨૪૦. રાણીનો ,, ,,
૨૪૨. પાસે આવતી વખતે કોઈ શિક્કો ખોટો છે એમ જાણીને રાખવો.
૨૪૩. રાણીનો શિક્કો. " " "
૨૪૪. ટંકશાળમાં નોકર રહેલા માણસે નિયમ વિરૂદ્ધ જુદા વજન અથવા મેળવણીનો શિક્કો બનાવવો.
૨૪૫ શિક્કા પાડવાનું કાંઈ હથિયાર ટંકશાળમાંથી કાયદા વિરૂદ્ધ રીતે લેઈ જવું.
૨૪૬. દગલબાજી કે બદયાનતથી કોઈ શિક્કાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો.
૨૪૭. ઉપર પ્રમાણે રાણીના શિક્કાનું.
૨૪૮. કોઈ શીક્કો બીજા શિક્કાને ઠેકાણે ચાલે એવા ઈરાદાથી તે શિક્કાનું રૂપ બદલવું.
૨૪૯. ઉપર પ્રમાણે રાણીના શિક્કાનું.
૨૫૦. ફેરફાર થયેલો શિક્કો જાણીને પાસે આવતી વખતે રાખ્યો હોય, તે બીજાને આપવો.
૨૫૧. ઉપર પ્રમાણે રાણીનો શિક્કો.
૨૫૨. ફેરફાર થયેલો છે એમ પાસે આવતી વખતે જાણ્યા છતાં તે કબજામાં રાખવો.
૨૫૩. ઉપર પ્રમાણે રાણીનો શિક્કો.
૨૫૫. સરકારી સ્ટાંપ ખોટો બનાવવો.
૨૫૬. કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઈ હથિયાર અથવા સામાન પાસે રાખવો.
૨૫૭. સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઈ હથિયાર બનાવવું અથવા વેચવું.
૨૫૮. સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો વેચવો.
૨૫૯. સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો પાસે રાખવો.
૨૬૦. સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો જાણીને ખરા દાખલ વાપરવો.
૨૬૧. સરકારી સ્ટાંપ ઉપરથી કાંઈ ચેહેરી નાંખવું વિગરે.
૨૬૩. સ્ટાંપ વાપરેલો છે એવી રીતની કાંઈ નિશાની છોલી નાંખવી.
૩૭૯. ચોરી.
૩૮૦. ઈમારત, તંબુ અથવા વાંહાણમાંથી ચોરી.

૩૮૧. મેહેતા અથવા ચાકરે ચોરી કરવી.
૩૮૨. ચોરી કરવા સારૂ મોત, વ્યથા કે તેનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને ચોરી કરવી.
૩૮૪. જબરાઈથી કહડાવવું.
૩૮૬. મોત અથવા મહાવ્યથાનો ભય પમાડીને જબરાઈથી કહડાવવું.
૩૮૭. જબરાઈથી કહડાવવા સારૂ મોત અથવા મહાવ્યથાનો ભય ઉત્પન્ન કરવો.
૩૮૮. મોત, સમુદ્રપાર, કે ૧૦ વર્ષ સુધી કેદની શિક્ષા થઈ શકે એવો ગુન્હો કરવાનું તોહમત મુકીને અથવા તેનો ભય ઉત્પન્ન કરીને જબરાઈથી કહડાવવું.
૩૮૯. ઉપર પ્રમાણે ભય ઉત્પન્ન કરવો.
૩૯૨. અપહરણ.
૩૯૩. અપહરણની કોશીસ.
૩૯૪. અપહરણ કરવામાં બુદ્ધીપૂર્વક વ્યથા કરવી.
૩૯૫. ડાકાઈટી.
૩૯૬. ખુનની સાથે ડાકાઈટી.
૩૯૭. ખુન અથવા મહાવ્યથાની કોશીસની સાથે અપહરણ અથવા ડાકાઈટી.
૩૯૮. ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હોય તે વખતે અપહરણ અથવા ડાકાઈટી કરવાની કોશીસ.
૩૯૯. ડાકાઇટી કરવાની તૈયારી કરવી.
૪૦૦. ડાકાઇટોની ટોળીમાં હોવું.
૪૦૧. ચોરીની ભટકતી ટોળીમાં હોવું.
૪૦૨. ડાકાઇટી કરવાના કારણસર એકઠા થવું.
૪૦૪. કોઇ સખસ મરી જાય તે વખતે તેની પાસે જે મિલકત હોય, તે મિલકતનો બદઘાનતથી ખોટો ઉપયોગ કરવો.
૪૦૬. સાપ્રાધ વિસ્વાસઘાત.
૪૦૭. ભારવાહક વિગરેએ સાપ્રાધ વિસ્વાસઘાત કરવો.
૪૦૮. મેહેતા અથવા ચાકરે સાપ્રાધ વિસ્વાસઘાત કરવો.
૪૦૯. કોઇ સરકારી નોકરે અથવા સરાફ, વેહેપારીઓ, કે આડતીયાએ સાપ્રાધ વિસ્વાસઘાત કરવો.
૪૧૧. ચોરીની મિલકત બધાનતથી લેવી.
૪૧૨. ડાકાઇટી કરતાં ચોરેલી મિલકત બદઘાનતથી લેવી.
૪૧૩. નિત્ય ચોરીની મિલકતનો ધંધો કરવો.
૪૧૪. ચોરીની મિલકત સંતાડવામાં મદદ કરવી.
૪૧૮. જેનો લાભ જાળવવાની જે સખસની ફરજ હોય તેને ગેરવ્યાજબી હાની થશે એવું જાણીને તે સખસે ઠગાઇ કરવી.
૪૧૯. વેસ લેઈને ઠગાઈ કરવી.
૪૨૦. ઠગાઈ કરીને કાંઈ મિલકત બદઘાનતથી અપાવવી.
૪૨૯. ઢોરો વિગરેને અથવા ૫૦ રૂપિયા કે તે કરતાં વધારે કિંમતના જાનવરોને મારી નાંખીને કે લંગડું, લુલુ કરીને બિગાડ કરવો.
૪૩૦. પાણી સીંચવાના કામોને નુકશાન કરીને અથવા ગેરવ્યાજબી રીતે પાણીનો રસ્તો બદલી બિગાડ કરવો.

૪૩૧. સરીયામ રસ્તાને, પુલને, અથવા નદીને નુકશાન કરીને બિગાડ કરવો.
૪૩૨ નુકશાની થાય એવી રીતે કોઈ સરીયામ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બિગાડ કરવો.
૪૩૩ દાંડીનો દિવો કે દરિયાની નિશાનીને નાશ કરી, ખશેડી, ઓછી ઉપયોગી કરી અથવા ખોટી રોશની બતાવી બિગાડ કરવો.
૪૩૫. સો રૂપીયાની કે તેથી વધારે અથવા ખેતીના ઉત્પન્નની બાબતમાં દસ રૂપિયાની કે તેથી વધારે નુકશાની કરવાના ઈરાદાથી અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થવડે બિગાડ કરવો.
૪૩૬. ઇમારતનો નાશ કરવાના ઈરાદાથી અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થવડે બિગાડ કરવો.
૪૩૭. વાંહાણનો નાશ કરવાના ઈરાદાથી અથવા તે વાંહાણને જોખમ ભરેલું કરવાના ઈરાદાથી બિગાડ કરવો.
૪૩૮. ઉપલો બિગાડ અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થવડે કરવો.
૪૩૯. ચોરી વિગરે કરવાના ઈરાદાથી વાહાણને જમીન ઉપર કે કીનારા ઉપર ચડાવી દેવું.
૪૪૦. મોત અથવા વ્યથા કરવાની તૈયારી કરીને બિગાડ કરવો.
૪૪૯. મોતની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ ગ્રહપ્રવેશ.
૪૫૦. જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો ગુન્હો કરવા સારૂ ગ્રહપ્રવેશ.
૪૫૧. કેદની શિક્ષા થઈ શકે એવો કોઇ ચોરીનો ગુન્હો કરવાના ઇરાદાથી ગ્રહપ્રવેશ.
૪૫૨. વ્યથા કરવાની તૈયારી કરીને ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો.
૪૫૪. કેદની શિક્ષા થઇ શકે એવો ગુન્હો કરવા સારૂ ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવું.
૪૫૫. વ્યથા કરવાની તૈયારી કરીને ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવું
૪૫૬. રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવું.
૪૫૭. કેદની શિક્ષા થઇ શકે એવો ગુન્હો કરવા સારૂ રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવું.
૪૫૮. વ્યથા કરવાની તૈયારી કરીને રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવું.
૪૫૯. ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઇને મહાવ્યથા કરવી.
૪૬૦. ઘણા સખસો ઘર ફોડવા વિગરેમાં સામેલ હોય, અને તેઓમાંનો કોઇ એક મોત અથવા મહાવ્યથા કરે તો, સઘળા સખસો તે કૃત્યને માટે જવાબદાર છે.
૪૬૨. જેને નિધાન સોંપ્યું હોય તેણે નિધાન ફોડવું.

બીજી વખત કિંવા વારંવાર આ એક બાબ વિરૂદ્ધના ગુન્હા કરનારને ઘણુંકરીને સેશન કમીટ કરવો જોઈએ. (જુઓ ક્રી. પ્રો. કોડ, ક. ૩૪૮.)

તોહમતદારને આગળ સજા થઈ છે એવું શાબીત કરવા માટે આગળ કામ ચાલી ગયું હોય, તેનું દફતર કિંવા તે દફતરની નકલ રજુ કરવી જોઈએ, વિગરે (જુઓ ક્રી. પ્રો. કોડ. કલમ ૫૧૧.)

અગાઉ ગુન્હો શાબીત થવાની હકીકત પાછળથી થએલા ગુન્હા સ્થાપીત• કરતી વખતે, એ અગાઉ ગુન્હો શાબીત થવાની વાત તોહમતનામામાં લખવી જોઈએ. તોહમતનામામાં તે વાત લખી ન હોય તો શિક્ષાનો હુકમ કરતા પેહેલાં કોઈ પણ વખતે તે વાત લખી શકાય છે. શિક્ષાનો હુકમ કર્યા પછી લખી શકાતી નથી. (જુઓ ક્રી. પ્રો. કો. ક, ૨૨૧).

**ફેંસલો**—કેદી ઉપર પીનલકોડની કલમ ૩૮૦ અને ૪૫૪ મુજબ તોહમત રાખવામાં આવ્યાં હતાં. તે કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે આવી જાતના ગુન્હાઓને માટે ઘણી વખત કેદીને શીક્ષા થએલી હોવાથી તેને આ કલમ મુજબ વધારે સીક્ષા થવાને સારૂ સેશનકોર્ટમાં મોકલવો જોઇએ. રાણી વિ. ગાનું લાડુ. ૨ મું. હા. રી. ૧૨૬.

પીનલકોડના પ્રકરણો ૧૨ અને ૧૭ મુજબ ત્રણ વર્ષ અથવા વધારે મુદતની સજા થઇ શકે તેવા ગુન્હાઓને માટે પ્રથમ ગુન્હાઓને માટે પ્રથમ ગુન્હેગાર ઠરેલા તોહમતદારને પછીથી એ પ્રકરણોમાંના એક પ્રકરણ મુજબ ત્રણ વર્ષ કરતાં વધારે સજા થઈ શકે, તેવા એક ગુન્હાને માટે અપરાધી ઠરાવી સાત વર્ષની કેદની સજા કરવામાં આવી હતી. એમ ઠરાવવામાં આવ્યું કે સાત વર્ષની કેદની સમુદ્રપારની સજા કાયદા વિરૂદ્ધ હતી. આ કલમ મુજબ તોહમતદારને જીંદગી પર્યંત દેશ નિકાલની સજા થઈ શકે, પણ ૭ વર્ષ કરતાં વધારે મુદતની કેદની સજા થઈ શકે નહી. રાણી વિ. માધુ, ઈ. લા. રી. ૬ મું. પ્ર. ૬૯૦

પીનલકોડના પ્રકરણો ૧૨ અને ૧૭ મુજબ થએલા ગુન્હાઓ જેમાં કેદની સજા ત્રણ વર્ષ અને તે ઉપરાંત થઈ શકે, તેવા ગુન્હાઓ ફક્ત આ કલમમાં બતાવેલા છે, પણ આવા ગુન્હાઓના યત્ન કરવાથી થયેલો ગુન્હો કાંઈ તેમાં આવી જતો નથી, તેમજ ત્રણ વર્ષ અથવા તે ઉપરાંત સજા થઈ શકે તેવો બીજો કોઈ ગુન્હો પણ તેમાં આવી જતો નથી. રાણી વિરૂદ્ધ દામુદરી. ૧૧ વિ. રી. પ્ર. ૩૫.

પીનલકોડના પ્રકરણો ૧૨ અને ૧૭ મુજબ સજા ત્રણ વર્ષ અથવા તે ઉપરાંત થઈ શકે, એવા કોઈ એક ગુન્હાને માટે જો કોઈ માણસને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હોય, અને પછીથી તે માણસ તેવા કોઈ ગુન્હાનો યત્ન કરવાને માટે ગુન્હેગાર થાય, તો આ કલમમાં બતાવ્યા પ્રમાણે તે સજાને પાત્ર થતો નથી, રાણી વિ. નાના રહીમ, ઈ. લા. રી. ૫ મું. પ્ર. ૧૪૦

કોઈ માણસને પીનલકોડના પ્રકરણ ૧૭ ની કલમ ૪૫૭ મુજબ પહેલાં ગુન્હેગાર ઠરાવવામાં આવેલો, અને પછીથી તે માણસ એવો ગુન્હો કર્યાના યત્નને માટે ગુન્હેગાર ઠર્યો હતો, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે આ કલમની મતલબત આવા માણસને લાગુ પડતી નથી. રાણી વિ. રામદયાળ, ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૭૭૩.

પીનલકોડના પ્રકરણ ૧૭ મુજબ સજા થઇ શકે તેવા કોઈ ગુન્હાને માટે કેદની સજા થઈ હોય એજ ફક્ત આ કલમ મુજબ વધારે શિક્ષાને કોઈ ગુન્હેગાર પાત્ર થાય છે. રાણી વિ. પથન ૫ વિ. રી. પ્ર. ૬૬.

પીનલકોડ મુજબ તોહમતદાર પ્રથમ ગુન્હેગાર ઠર્યો હોય, તોજ તેને આ કલમ મુજબ શિક્ષા થાય. રાણી વિ. મુન્નારજવાર, ૧૦ ક. લા. રી. પ્ર. ૩૯૨.

આ કલમ મુજબ સજા થઇ શકે એવા ગુન્હાને માટે કોઇ કેદીનું કામ ચલાવવામાં આવ્યું હોય તો, તે કલમ મુજબ જુદું તોહમત રાખી તોહમતનામું લખવું જોઈએ. રાણી વિ. ડોરાસામી, ઈ. લા. રી. ૯ મ. પ્ર. ૨૮૪.

કોઇ માણસ ચોરી ( પીનલકોડના પ્રકરણ ૧૭ મુજબ સજા થઈ શકે તેવા ગુન્હા ) ને માટે ગુન્હેગાર ઠર્યો હોય, તો ચોરીના યત્ન કરવાને માટે ગુન્હેગાર ઠર્યાથી આ કલમમાં બતાવેલી વધારે સજા તેને થઈ શકતી નથી. રાણી વિ. શ્રી ચરનબોરી. ઈ. લા. રી. ૧૪ ક. પ્ર. ૩૫૭.

પીનલકોડની કલમ ૩૯૨ મુજબ ચૌદ વર્ષની સમુદ્રપારની સજા કરેલી રદ કરવામાં આવી, કારણ કે જે ગુન્હાને માટે આવી રીતે સજા કરવામાં આવી હતી તે ગુન્હો પ્રથમ

અપ્રાધી ઠરયા પછી કરવામાં આવ્યો ન્હોતો, અને તેથી કરીને કલમ ૭૫ ગેરવ્યાજબી રીતે લગાડવામાં આવી હતી. કેદીને જેટલી સજા કરવાનો સેશનજડજને અધિકાર છે તે સજા, કેદીને પ્રથમ કરેલી કેદની સજા જે તે ભોગવતો હોય તેની અંદર પીનલકોડની કલમ ૭૫ અથવા બીજી કોઈ રીતે ઉમેરીને તે સઘળી સજાને બદલે, જે ગુન્હાને માટે તેને છેવટ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હોય, અને તેને માટે તેને જેટલી સજા થઇ શકે તેના કરતાં વધારે મુદત સુધી સમુદ્રપારની સજા સેશનજડજ કરી શકતા નથી. રાણી વિ. સઆવલદે કાવજી, ૫ મું. હા. કો. રી. પ્ર. ૩૬.

પ્રથમ ગુન્હો કર્યાને માટે તથા આ કલમ મુજબ વ્યાજબી રીતે વધારે સજા કરવાને માટે બંને ગુન્હાઓ પીનલકોડના પ્રકરણો ૧૨ અને ૧૭ માં આવી જવા જોઈએ. અને તે કોડ અમલમાં આવ્યા પછી થયેલા હોવા જોઈએ. રાણી. વિ. મોલુકચંદ ખાલીફા, ૩ વિ. રી. પ્ર. ૧૭

જ્યારે પીનલકોડની કલમ ૪૧૧ અને ૭૫ પ્રમાણે સજા કરવાને તજવીજ ચલાવનાર માજીસ્ટ્રેટને અધિકાર હોય તે કરતાં વધારે શિક્ષાને પાત્ર ગુન્હો છે, એવું માલમ પડે, ત્યારે તેમને માટે સુગમ રસ્તો એ છે કે તેમણે તોહમતદારને તજવીજ થવા સારૂ સેશનકોર્ટમાં કમીટ કરવો જોઈએ. મહારાણી વિ. ખલક, ઈ. લા. રી. ૧૧ અ. પ્ર. ૩૯૩.

# બાબ ૪ થો.

## સાધારણ અપવાદ.

જે કામકરવાની જે સખસની ફરજછે, અથવા જેકરવાની મ્હારી કાયદાપ્રમાણે ફરજછેએમ જે સખસ કાંઈ હકીકતની ભુલને લીધે માનેછે તે સખસે કરેલું તે કામ.

**૭૬. જે સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે, અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહી, પણ હકીકતના કાંઇ ભુલના સબબથી જે સખસ શુદ્ધબુદ્ધિથી એમ માનેછે કે એ વસ્તુ કરવાની મ્હારી કાયદા પ્રમાણે ફરજ છે, તે સખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે, એમ સમજવું નહીં.**

દ્રષ્ટાંતો.

(अ). अ. સોલજર કાયદાના હુકમ મુજબ પોતાના ઉપરી અમલદારના ફરમાવ્યાથી લોકોના એક ટોળા ઉપર બંદુકનો એક બ્હાર કરે તો, अ. એ કંઇ ગુન્હો કીધો એમ સમજવું નહીં

(ब.) એક ઇનસાફની કોર્ટના અમલદાર अ ને તે કોર્ટ य. ને પકડવાનો હુકમ કરયા ઉપરથી ઘટતી તજવીજ કરીને ज. ને य. માનીને તે ज. ને પકડે, તો अ. એ કાંઇ ગુન્હો કીધો એમ સમજવું નહી.

## વિશેષ સમજુતી.

આ કલમ ઘણી ઉપયોગી છે. તે કાયદાની ભુલથી નહી પણ હકીકતની ભુલથી જે સખસ કોઇ વસ્તુ વગર કપટ કરે તેને ગુન્હો ઠરાવતી નથી. કાયદાની ભુલ એટલે

શું, અને હકીકતની ભુલ એટલે શું, તે આ કલમના નીચેના દ્રષ્ટાંતોમાં ઇસારા તરીકે બતાવવામાં આવ્યું છે; પણ આ કાયદાની ભુલ અને હકીકતની ભુલની વાખ્યા જરા વધારે વિસ્તારથી આપણે જાણવી જોઇએ; માટે ટુંકામાં વિવેચન કરૂં છું.

(૧) ન્યાયનું એક મહાવાક્ય (કેહેવત) છે કે કાયદો જાણતો નથી, એવી અજ્ઞાનતા બતાવી કોઇ છુટી જઇ શકે નહી. (જુઓ શ્રીનીવાસ કૃત કાયદાની કેહેવતનું પુસ્તક પ્ર. ૪૪૪). વળી બીજું એક મહાવાક્ય છે કે દરેક જણ કાયદો જાણે છે એવું કાયદો માને છે. એ કાયદો તે જાણતો નથી એવું બાહાનું બતાવી કોઇ સખસ છુટી જઇ શકે નહીં (જુઓ એજ ગ્રંથનું એજ પાનું). આ ઉપરથી રાજ્યની દરેક રૈયત તથા કોઈ પરદેશી માણસ આ રાજ્યમાં આવી રહ્યો હોય તે જો બાળક અથવા ગાંડો ન હોય તો, આ દેશનો કાયદો જાણે છે એવું ન્યાયશાસ્ત્ર કર્તાઓએ ઠરાવ્યું છે. હું એ કાયદો જાણતો નથી એવો પુરાવો કોઇ આપી શકે નહી. એવું ચીફજસ્ટીસ ટીનડાલે એક નોટનના પ્રખ્યાત મુકરદમામાં ઠરાવ્યું છે; (જુઓ એજ ગ્રંથનું પૃ. ૪૪૪).

(૨) રૈયત ઉપરની આ ફરજ ભણેલા તથા અભણ સર્વે ઉપર સરખી નાંખી છે. પ્રથમ દર્શનિક આ ફરજ ઘણી સક્ત લાગે એવી છે, પણ તેમ નથી. રૈયત જાણી જોઈને જે કાયદાથી પોતે જ્યાં રેહે છે ત્યાં પોતાના ઉપર અમલ ચાલે છે. તે કાયદાથી અજાણી રેહે તો તેમાં તેની કસુર છે. તેઓની આવી અજ્ઞાનતાથીજ પરીણામ થાય તે તેણે ભોગવવું જોઈએ. જ્યારે હવે સઘળા કાયદા રૈયત વિગરે જાણે છે એવું ગણવું જોઈએ કે તેની કાંઈ હદ છે તે જાણવાની ઉત્કંઠા દરેક સમજુ સખસને સેહેજ ઉત્પન્ન થાય તેવું છે. ઘણી તકરારો ચાલ્યા બાદ ન્યાયરૂદી કર્તાઓએ નક્કી કર્યું છે કે, જે કાયદામાં અમુક વસ્તુ કરવા અથવા ન કરવાનો હુકમ આપેલો હોય, તે દરેક કાયદો રૈયતે જાણવો જોઈએ. આવા કાયદા હાલ નીચે પ્રમાણે:—

क. પીનલકોડ ( ફોજદારી શિક્ષાનો કાયદો. )

ख. કરારનો કાયદો.

ग. મુદતનો કાયદો.

घ. ખતપત્ર નોંધવાનો કાયદો ( રજીસ્ટ્રેશન આકટ )

ङ. સ્ટાંપ સબંધીનો કાયદો.

च. હિંદુધર્મ શાસ્ત્ર તથા મુસલમાની શરેહ.

छ. ટાર્ટ ( અપકૃત ) શાસ્ત્ર.

એ વિગરે જે કાયદામાં ન્યાયશાસ્ત્ર કર્તાઓએ ફરમાવ્યું હોય તે જાણવાની દરેક માણસની ફરજ છે.

૨. માટે આ હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સઘળા માણસોએ અવસ્ય જાણવો જોઈએ. અજાણ્યોછું એમ કહી શકાશે નહી.

૩. હવે દ્રષ્ટાંતો બાબત ટુંકામાં વીવેચન કરૂં છું, તે જુઓ.

આ કલમમાં બે દ્રષ્ટાંત આવેલાં છે. પેહેલું દ્રષ્ટાંત એક સોલજર પોતાના ઉપરીના હુકમથી કાયદામાં ફરમાવ્યા પ્રમાણે એક ટોળા ઉપર બંદુકનો બાહાર કરે, તેથી કોઈનું મરણ થાય તો તે માટે તે સોલજરને જવાબદાર નહી ગણવા મતલબનું છે. કાયદામાં ફરમાવ્યા પ્રમાણે એટલે કે એક હુલડ ઉઠયું હોય, અને તે ભયંકર હોય તેવે પ્રસંગે લશ્કર

બોલાવ્યું હોય, ટોળા ઉપર બંદુકો છોડયા વગર તે હુલડખોરોનું જોર કમી થાય તેમ જણાતું નથી, તેવે પ્રસંગે તેનો ઉપરી અમલદાર હુકમ કરે ને તે હુકમ ઉપરથી સીપાઇ બંદુક ચલાવે ને તેમાં કાંઈ ઈજા વિગરે થાય તો, તેવે પ્રસંગે લાભ મળી શકે (જુઓ ક્રી. પ્રો. કો. ક. ૧૨૭ થી ૧૩૨ સુધી), પરંતુ ભયંકર હુલડ નહી છતાં બંદુક ચલાવી કોઈ પ્રાણીને ઈજા કરે તો, લાભ મળશે નહીં, પણ શિક્ષાને પાત્ર થશે.

૪. ત્યારે આ દ્રષ્ટાંત ઉપરથી એવું સમજવાનું નથી કે વગર કારણે સોલજરો અથવા તાબાના માણસો તેના ઉપરીના હુકમથી કાયદા વિરૂદ્ધ કૃત્ય કરે, તે માટે તેઓ જવાબદાર નથી. આવા કૃત્ય માટે તો તેઓ જવાબદાર છે. રસ્તે ચાલતાં એક પોલીસ અમલદાર તેના તાબાના નોકરને કેહે કે અમુક સખસને તલવારનો ઝટકો માર. આમ કરવાનુ કાંઈ કારણ ન હોય તો તેને આ કલમનો લાભ મળે નહીં. પણ એક ગુન્હેગાર નાસી જતો હોય તેનો પીછો લેતાં તેને દોડી પોહોચી ઘટતા ઉપાયથીજ પકડવો, અગર તેવે પ્રસંગે ખાનગી બચાવનો હક્ક જે વાપરવાનો છે તે આ કાયદાની કલમ ૯૬ થી તે ૧૦૬ માં કહ્યો છે તે ઉપર નજર રાખી વાપરવો. વળી પકડવા બાબત ક્રીમીનલ પ્રો. કોડમાં બાબ ૫ કલમ ૪૬ થી ૫૩ છે તે જુઓ. તેમાં માત્ર ૪૬ મી કલમના ૩ જા પેરેગ્રાફમાં સાફ કહ્યું છે કેઃ—

"જે સખસની ઉપર મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવા લાયક" "કોઈ ગુન્હાનું તોહમત આવ્યું ન હોય, તે સખસનું મોત આણવાનો હક્ક આ કલમ" "માંહેના કોઈ પણ મચકુરથી આપવામાં આવતો નથી." માટે ગેરકાયદે જે હુકમ હોય તે તાબાના નોકરે માનવાનો નથી. દાખલો કે,

૫. વગર વારંટે પકડાય નહી એવા ગુન્હા માટે કોઈ પોલીસ અમલદાર અગર તેના તાબાનો નોકર કોઈને પકડે. આમ કરવા કાયદાએ અધિકાર આપ્યો નથી, એવું તે જાણતો હોય તેમ છતાં તેને પકડે તો, તેના પરીણામ માટે તે આ કલમનો લાભ લઈ શકે નહી.

૬. બીજું દ્રષ્ટાંત હકીકતની ભુલ એટલે શું તે બતાવે છે. એક સખસને પકડી રજુ કરવા એક પોલીસ અમલદારને વારંટ મળ્યું હોય, જેને પકડવાનું વારંટ મળ્યું હોય તેને પકડવાનો છે તેજ છે, એવું કરેલી તજવીજ ઊપરથી તે પકડનાર અમલદારને જણાય તો, એ ખોટી રીતે પકડેલા સખસની ફરીયાદ ચાલે નહી, કેમકે કાયદો વારંટમાં લખેલા સખસને પકડવાનો અધિકાર આપે છે. હકીકતની કાચાઈનેલીધે ખોટો માણસ પકડાયો તોપણ જો એ પકડવું કાંઈ દ્વેષ વિગરે કારણથી ન હોય તો, તે પકડનાર જવાબદાર નથી.

૭. આ કલમની મુખ્ય મતલબ એજ છે કે કાયદાની ભુલથી નહી, પણ હકીકતની ભુલથી શુદ્ધબુદ્ધિથી કોઈ સખસ કાંઇ વસ્તુ [કૃત્ય] કરે તો તે ગુન્હો નથી. કહી કહી હકીકત કાયદાની ભુલ કેહેવાય અને કહી હકીકત, હકીકતની ભુલ કેહેવાય તેનું ખુલ્લું લીસ્ટ આપવું અશક્ય અને સંભવતાના નિયમની બાહાર છે. દરેક કેસની કેફીયત ઉપર તેનો આધાર છે.

૮. આ કાયદામાં આ સાધારણ અપવાદનો બાબ ૪ થો કલમ ૭૬ થી કલમ ૧૦૬ સુધી છે, તેમાં જે ગુન્હા છે તેની શિક્ષા કોઈ ગુન્હેગારને કરવી હોય તો ઠરાવ લખતા પેહેલાં અપવાદોમાં તો નથી જતો, તે ધ્યાનમાં રાખવું; વળી આ અપવાદો સિવાય લા કમીશનરો પોતાના સન ૧૮૩૭ ના રીપોર્ટમાં કેહે છે કે, અમુક ગુન્હામાં જે અપવાદો ધ્યાનમાં લેવાના છે તે તે કલમમાં જુદા બતાવ્યા છે.

૯. આ અપવાદો ચોથા બાબ મધ્યેના એકલા પીનલકોડના ગુન્હાનેજ લાગુ પડે છે, એમ નથી, પરંતુ સ્થાનિક અને વિશેષ કાયદાના ગુન્હાઓને પણ લાગુ પડે છે. (જુઓ પાછળ કલમ ૪૦ અને તે નીચેની ટીપો).

ઈનસાફનું કામ કરતાં કરેલું જડજનું કામ.

**૭૭. જે અખત્યાર જે જડજને કાયદાએ આપેલો છે, અથવા જે જડજ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે આ અખત્યાર મને કાયદાએ આપેલો છે, તેવો કોઇ અખત્યાર અમલમાં લાવતાં તે જડજ ઇનસાફનું કામ કરવામાં જે વસ્તુ કરે તે ગુન્હો છે, એમ સમજવું નહી.**

## વિશેષ સમજુતિ.

આ કલમનો આધાર કોઈ પણ જડજના શુદ્ધબુદ્ધિના કામ વિષે સવાલ ઉઠવો નહી જોઈએ, એ ન્યાયની કેહેવત ઉપર છે. (જુઓ શ્રીનીવાસ કૃત કાયદાની કેહેવતના પુસ્તકનું પ્ર. ૬૫).

૨. કોર્ટમાં દાદ લેવા આવનાર પક્ષકારમાંથી ગમે તે એક પક્ષકાર તો હારે છે, એ દરેક માણસના જાણવામાં છે, આ હારનાર પક્ષકાર જડજની ખાનગી ચાલ ઉપર ટીકા કરવાને તેના ફેંસલાના ગુણદોષ ઉપર ટીકા નહી કરતાં તેની જાતને એબ લગાડે એવી કાંઈ પણ હકીકત કેહેવાને છુટ આપવામાં આંવે તો, કોઈ પણ આબરૂદાર ગ્રહસ્થ જડજનો હોદ્દો લેવાને ના પાડે એ સ્વાભાવિક છે. એટલા માટેજ આ કલમ છે.

૩. આ ઉપરથી એમ સમજવાનું નથી કે જડજની ઉપર કોઈ પણ વખતે ફરીયાદ થઈ ઇનસાફ પોહોચાડાય નહીં. પણ સન ૧૮૫૦ નો આકટ ૧૮ મો સરકારી ઇનસાફના અમલદારો શુદ્ધબુદ્ધિથી કામ કરે તે માટે તેમની ઉપર ફરીયાદ ચાલે નહીં તે સારૂ છે. જડજો જાણી બુજીને કિંવા ઘણીજ અજ્ઞાનતાથી અને ગફલતીથી કાંઈ કામ કરે તો, તેથી તેઓ આ કલમથી તથા સન ૧૮૫૦ ના આકટ.૧૮ માથી પોતાનો બચાવ કરી શકે નહીં.

૪. કોઈ માજીસ્ટ્રેટ અધિકાર વગર કામ કરે કે કાંઇ પણ પાકી ખબર મળ્યા વગર કોઈને પકડવાનું વારંટ કાહાડે, અથવા એક સાક્ષીને હેરાન કરવાનાઈરાદાથી જોઈએ તે કરતાં વધારે દિવશ રોકી રાખે તો, તેઓ તેમના કરેલા કૃત્ય માટે જવાબદાર છે, અથવા આ ફરીયાદનું તું રાજીનામું આપ, નહી તો હું તને શિક્ષા કરીશ એવું કહી કોઇ માજીસ્ટ્રેટ કોઈ સખસને કેદ કરે તો તેની ઉપર ગેરવ્યાજબી કેદ કરવ્યાનું તોહમત મુકી શકાય..

૫. જડજો ઉપર જડજ તરીકે કરેલા કૃત્ય બાબત આરોપ મુકી ફરીયાદ માંડવી હોય તો ક્રી. પ્રો. કોડ. કલમ ૧૯૭ માં ફરમાવેલા અમલદારની મંજુરી પ્રથમ લેવી જોઈએ. મંજુરી વગર કોઈ કોર્ટ ફરીયાદ દાખલ કરશે નહીં.

૬. એક જડજ ફાંશીની શીક્ષાનો હુકમ એક ગુન્હેગાર ઉપર કરે છે, હવે તે હુકમ હાયકોર્ટની મંજુરીયાત વગર અમલમાં લાવી શકાતો નથી એવી કાયદાથી ફરજ છે; છતાં મંજુરી મેળવ્યા વગર મોતની શિક્ષાનો હુકમ અમલમાં આણે છે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકે નહીં.

કોઈ ઈનસાફની કોર્ટના ફેંસલા અથવા હુકમ મુંજબ

**૭૮. કોઇ ઈનસાફની કોર્ટનો ફેંસલો અથવા હુકમ કાયમ હોય તે દરમિયાનમાં તે ફેંસલા અથવા હુકમ મુજબ કરેલી કાંઈ વસ્તુ અથવા તે ફેંસલા અથવા હુકમથી થઇ શકે એવી કાંઈ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી, પછી તે ફેંસલો અ-**

કરેલું કામ. થવા હુકમ કરવાનો તે કોર્ટનો અખિકાર ન હોય તેની કાંઇ ચિંતા નહી; પરંતુ તે કામ કરનાર સખસે શુદ્ધબુદ્ધિથી એમ માનવું જોઇએ કે તે કોર્ટને તે અખિકાર છે.

## વિશેષ સજુમતિ.

જે સખસ કોઇ જડજના હુકમથી કાંઇ કામ કરતો હોય તો, તે કામ તે ગેરવ્યાજખી હેતુથી કરે છે એવું માનવું નહી જોઇએ; કેમકે તેનો હુકમ માનવો એ તેનું કામ છે. આ કલમનો આધાર શ્રીનીવાસ કૃત કાયદાની કેહેવતના પુસ્તકના પાને ૭૫ મે છે.

૨. આ કલમનો લાભ ક્રી. પ્રો. કોડ કલમ ૪૫, ૬૪ પ્રમાણે જે ખાનગી સખસો માજીસ્ટ્રેટોને મદદ કરતા હોય તેઓને પણ મળે છે. આવો હુકમ માનતી વખતે અને તે પ્રમાણે કરતી વખતે પણ તે હુકમ અમલમાં લાવનાર સખસે જોઇતી સંભાળ અને હુંશીયારી વાપરવાની છે. જો તેમ ન થાય તો તેમના કરેલા કામ માટે તેઓ જવાબદાર છે. કેમકે ન્યાયની કેહેવત છે કે કોઇ જડજ અખિકાર ઉપરાંત કામ કરતો હોય તો, તેનો હુકમ માનવાની જરૂર નથી.

**ફૈસલો**—કોઇ પણ પ્રતીવાદી કોર્ટના હુકમ મુજખ પુરાવો આપવાને કોર્ટમાં જતો હોય, તે વખતે કોઇ પણ અમલદારે તેને કોર્ટનું અપમાન કર્યું અને બળ વાપર્યું એમ બતાવી દિવાની પ્રોસેસથી પકડયો હોય તો, તે અમલદારને આ કલમનો લાભ મળી શકતો નથી. ઠાકોરદાસ નંદી વિ. સંકર રાય વિગરે, ૩ વી. રી. પ્ર. ૫૩.

જે કામ કરવાની જે સખસને કાયદાથી રજા છે, અથવા જે કરવાની મને કાયદાથી રજા છે એમ જે સખસ કાંઈ હકીકતની ભુલને લીધે માને છે. તે સખસે કરેલું તે કામ.

**૭૯. જે સખસને જે વસ્તુ કરવાની કાયદાથી રજા છે, અથવા કાયદાની કાંઈ ભુલના સબબથી નહી, પણ હકીકતની કાંઈ ભુલના સબબથી જે સખસ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની મને કાયદાથી રજા છે, તે સખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહી.**

દૃષ્ટાંત.

ज. ખુન કરે છે, એવું સમજીને अ. ज. ને પકડે હવે ખુનકરનારાઓને ખુન કરતાં પકડવાનો અખત્યાર કાયદો સઘળા સખસોને આપે છે તે અખત્યાર પોતાની અક્કલ શુદ્ધબુદ્ધિથી ચલાવીને અમલમાં લાવતાં अ. ज. ને પકડે, એવા હેતુથી કે તેને યોગ્ય અમલદારની આગળ હાજર કરવો, તો अ. એ કાંઈ ગુન્હો કરયો એમ સમજવું નહી; પછી એમ માલમ પડે કે ज. પોતાના બચાવમાં કાંઇ કામ કરતો હતો, તોપણ.

## વિશેષ સમજુતિ.

મેહેતાજી છોકરાને સેહેજ શિક્ષા કરે તો તે ગુન્હો નથી. મા બાપ છોકરાને સેહેજ શિક્ષા કરે તો તે પણ આ કલમ પ્રમાણે ગુન્હો નથી. પરંતુ તેઓ ઘાતકી રીતે માર મારે તો ગુન્હામાં આવે છે.

૨. આ કલમમાં બે બાબત છે.

૧. કાયદાથી અમુક કામ કરવાની મને રજા છે, એવું જાણીને કાંઈ કામ કરે તો તે ગુન્હો નથી, એટલે કે કોઈ માણસને જે કામ કરવાનો કાયદાએ અધિકાર આપ્યો છે, તેનો તે કામ કરવાનો હક્ક છે; અને જે કાયદાસર હક્ક હોય તે કરેલું કામ અમલમાં લાવતાં ગુન્હો નથી.

૨ કાયદાની ભુલથી નહી, પણ હકીકતની ભુલથી કોઇ માણસ શુદ્ધબુદ્ધિથી કાંઈ કામ કરે તો, તે ગુન્હો નથી.

૩. કાયદાની બંને હકીકતની ભુલને માટે જુઓ આ કાયદાની કલમ ૭૬ નીચેની વિશેષ સમજુતી.

**ફૈસલો**—સન ૧૮૫૯ ના આકટ ૧૦ માની કલમ ૧૧૬ મુજબ નોટીસ આપી હોય તો, જમીનદાર ભાડા બદલ જમીનની પેદાશ લેઈ શકે છે; અને આવી જાતના કેસમાં જે ખેડુતો જાણીબુજીને સામા થાય છે તેમને પીનલકોડની કલમ ૭૯ મુજબ લાભ મળતો નથી, પણ નોટીસ આપ્યા શિવાય જમીનદારના માણસો ભાડા દાખલ પેદાશ લે તો, આવી જાતનું કૃત્ય તે પ્રવેશ થયો એમ ખેડુતો કાયદેસર ધારી શકે છે. છેવટની બાબતમાં પકડેલી ચીજો અટકાવી હોય અને માણસોને કેદ કરયા હોય તો પીનલકોડ કલમ ૯૭ અને ૯૯ મુજબ ખેડુતોને લાભ મળી શકે છે. રાણી વિ. કાનહી શાહુ વિગરે, ૨૩ વિ. રી. પ્ર. ૪૦.

આ કલમમાં બતાવેલા સાધારણ અપવાદ પ્રમાણે પુરતી કાળજી અને ધ્યાન રાખ્યા સિવાય ચાલેલા પોલીસ અમલદારનો બચાવ થતો નથી. શીઓસરન શાહી વિ. મહમદ ફા. ઝલખાન, ૧૦ વિ. રી. પ્ર. ૨૦.

કાંઈ કાયદેસર કામ કરતાં ઈતેફાક.

**૮૦. કાંઇ કાયદેસર કામ, કાયદેસર રીતે, કાયદેસર ઉપાયોથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતાં ઈતેફાકન અથવા કમનશીબથી અને સાપ્રાધ ઇરાદા કે જ્ઞાન વિના થએલી કાંઈ વસ્તુ ગુન્હો છે, એમ સમજવું નહી.**

દ્રષ્ટાંત.

**અ. એક કુહાડો લઇને મજુરીનું કામ કરે છે, એટલામાં તેનું માથું હાથમાંથી જુદુ થઇને ઉડીને પાસે ઉભેલા એક માણસને લાગીને તે માણસ મરી જાય, તો એ ઠેકાણે જો બરાબર ખબરદારી રાખવામાં અ. ની તરફની કાંઇ કસુર ન હોય, તો અ. નું કામ માફ કરવા જેવું છે, ગુન્હો નથી એમ સમજવું.**

## વિશેષ સમજુતિ.

આ કલમ• પ્રમાણે લાભ લેનાર સખસે નીચેની બાબતો શાબીત કરવી જોઈએ, કારણ કે પુરાવાના આકટ (સન ૧૮૭૨ ના ૧ લા) ની કલમ ૧૦૫ મુજબ તેને સીર બોજો છે.

(૧) જે કામ કરતો હતો તે કાયદેસર હતું.

(૨) કાયદેસર રીતે કરતો હતો.
(૩) કાયદેસર ઉપાયથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી તે કરતો હતો.
(૪) થયેલું ફેલ અકસ્માતે અથવા કમનસીબથી અને સાપ્રાધ ઈરાદા કે જ્ઞાન વગર થયેલું છે.

જો ઉપરની હકીકત તોહમતદાર શાબીત કરી શકે નહી તો, લાભ મળનાર નથી.

૨. હવે કાયદાસર કામ એટલે શું, કાયદેસર રીત એટલે શું, કાયદેસર ઉપાયથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતો હતો એટલે શું, એ સર્વની વાખ્યા બાંધવી અશક્ય છે. દરેક કેસની કેફીયત ઉપર તેનો આધાર રહચો છે. દુનિયામાં પોતાના નીભાવ માટે માણસે કાયદેસર કામ ઘણાં કરવાનાં છે; એટલે તેની તમામ તપસીલ આપવી એ બની શકે તેમ નથી.

૩. પરંતુ આ કલમ નીચે જે દ્રષ્ટાંત કાયદા ઘડનારે ટાંક્યું છે તેમાં સંપૂર્ણ વર્ણન બતાવી ગુન્હેગારનો બચાવ દર્સાવ્યો છે.

૪. દ્રષ્ટાંત એ એક કલમનો ખુલાસો યાને દાખલા રૂપ છે. હવે એ આધારે સઘળા દાખલા મેળવવા દુનીયામાં બનતા તમામ દાખલા આપવા એ કાંઈ કાયદો કરનારનું કામ નથી. તેણે તો ઇસારા તરીકે તમોને સમજ પડે એવી રીતે બતાવી દીધું છે. હવે એ નિયમ પ્રમાણે બનેલી હકીકત છે કે નહી તે વિચારવાનું કામ જજ્જો વિગરે ઈનસાફદારનું છે.

૫. આ કલમ ઉપલી કલમોનો એક બાબતમાં વધારો છે, ૭૯ મી કલમમાં કાયદેસર મળેલા અખત્યારનો સત્તાવાળો કોઈ હકીકતની ભુલ કરે તેને ગુન્હામાંથી છુટી જવાની છુટ મળે છે. એ દેખીતુંજ છે કે તે ભુલથી પણ ગુન્હો કરે, તથાપી તેના મનમાં તો એમજ સમજે છે કે તે પોતાના અખત્યારસર ચાલે છે—હકીકતની ભુલ પડી એટલે કાયદાની ભુલનું તેને ભાન રેહેતું નથી, ને તે વખતે તે જે કરે તે ગુન્હો હોયજ નહી. આ કલમ કેટલીક રીતમાં ગેરવ્યાજબી છે;—જેમકે એક ફોજદાર પોતે પેરા ઉપર ફરવા નીકળ્યો છે, તે વેળા કોઈ ગમાર માણસ તેની વચ્ચે આવે છે ને તેને બાજુ થવા કેહે—તે ગમાર બાજુએ ન જાય ને તેટલી બાહોસ ઉપરથી તે ફોજદાર તેને અપમાન કરે અથવા હડસેલી મેહેલે, ને તેટલા ઉપરથી ફોજદાર ઉપર તે ફરીયાદ થાય. પછી ફોજદાર સોગન ઉપર કેહે કે તેણે જે કર્યું તે પોતાની સત્તા સમજી કર્યું, ને તેમાં કાંઈ ઈર્ષા હતી નહી, તો તે કારણ પુરતુ સમજાય છે. કોઈ ઝાહેર મેલાવડામાં કોઈ સારા સખસને એમ અપમાન થયું તો તેની ફરીયાદ આટલા ઉપરથી ઉડી જાય છે.

૬. ઉપર પ્રમાણે એક અમલદારને જેમ હકીકતની ભુલથી છુટ મળે છે, તેમ ૮૦ મી કલમમાં સામાન્ય લોકને છુટ આપી છે. પણ જે ગુન્હાની વસ્તુ થઈ હોય તે “ઘટતી સંભાળ અને ખબરદારી” રાખ્યા બાદ થઈ જવી જોઈએ. કલમમાં કોહોવાડાના માથાનું દ્રષ્ટાંત આપી ખુલાસો કરચો છે કે, એક માણુસ કોહાડાથી કામ કરતો હોય ને કોહાડાનું માથું હાથમાંથી ઉડી જઈ પાસેના મજુરને વાગી તે મરી જાય તો તે ગુન્હો નથી. પણ એ મોતને ખુન ન સમજવા માટે પેલા માણુસની તપાસમાં બે બાબત મુખ્ય છે—એક તો તેની કોહાડો વાપરવામાં પુરતી ખબરદારી જોઈએ. હાથામાંથી માથું ઉડી ગયું તે શું તેણે બેસંભાળ રહી છુટુંજ રાખ્યું હતું અથવા બરાબર બેસાડ્યા વગર કોહાડો ઉચકવા ગયો હતો? જો ઉતાવળથી અથવા બેસંભાળ રહી કોહાડાનું માથું જેમ તેમ મુકી આવ્યો હોય, ને તેથી હાની થાય તો તે ગુન્હો ઠરે છે; કાંકે પુરતી સંભાળ રાખવી એ તેનું કામ હતું.

૭. બીજું કોહાડો ઉચકનારનો હાથો ને માથું છુટું પડ્યું ને તેથી હાની થઈ, તેમાં જે આદમીને હાની થઈ તે વિશે કોહાડાવાળાના મનમાં અગાઉની અથવા તુરતની કાંઈ ઈર્ષા અથવા સાપ્રાધ ઈરાદો ન્હોતો, એવી તેની ખાત્રી થવી જોઈએ.

૮. જે ખબરદારી વાપરવી જોઈએ એમ ઉપર કહ્યું તે ખબરદારી કાયદાસરની સાધારણ જોઈએ છે. જો ઘોડેસ્વાર થયા ને રોજની લગામ સાધારણ બાંધે છે તેમ બાંધી ને તે રસ્તામાં તુટીને ઘોડો ભડકી માણસ ચાંપી નાખે તો તેમાં ગુન્હો નથી; પણ લગામ વગર બેઠા અથવા બેઠા બાદ ઘોડાને માર મારી ઘણો ગરમ કરયો, ને તે પછે હાથમાં ન રહી માણસ ચાંપી નાખે તો તે ગુન્હો છે; કાંકે જે હાની થઈ તે હાની આપણી પોતાની લગામ વગર બેસવાની બેપરવાઈથી થઈ અથવા ઘોડાને માર મારી ગરમ કરવાના પોતાના કામથી થઈ.

જે કામથી હાની થાય એવો સંભવ હોય તે કામ ગુન્હાના ઈરાદા વગરત થા બીજી હાની અટકાવવાને કરેલું.

**૮૧. જો કાંઈ વસ્તુ હાની કરવાના સાપ્રાધ ઇરાદા વગર, તથા શુદ્ધબુદ્ધિથી શરીર અથવા મિલકતને થતી બીજી હાની અટકાવવાને અથવા તેથી તે બચાવવાને કરી હોય, તો તે વસ્તુથી હાની થશે એવો સંભવ છે એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબપરથી તે ગુન્હો છે, એમ સમજવું નહીં.**

**ખુલાસો—એવી બાબતમાં તે અટકાવવાની અથવા જેથી બચાવ કરવાનો તે હાનિ એવી તરેહની તથા એટલી નજદીકની હતી કે જે કામથી બીજી હાનિ થશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તે કામનું જોખમ માથે લેવું એ કાયદેસર અથવા માફ કરવા જેવું ગણાય, એ હકીકતની બાબત છે**

દૃષ્ટાંતો.

**(अ.) એક આગબોટના કપતાન अ. ને એકાએક, તથા પોતાની તરફની કાંઈ ભુલ અથવા ગફલત વિના એમ દીઠામાં આવે કે, હું એવી સ્થિતિમાં આવી પડયો છઊં કે જો હું મ્હારા વાંહાણનો માર્ગ બદલું નહીં તો તેને હું અટકાવી શકું, તે પેહેલાં ૨૦ અથવા ૩૦ ઉતારૂવાળી એક ब. હોડીને એ વાંહાણ લાગીને જરૂર નીચે બેસાડી દેશે; અને જો હું મારગ બદલું તો માત્ર બે ઉતારૂવાળી એક क. હોડી નીચે બેસાડી દેવાનું જોખમ માથે લેવું પડે, અને તે હોડી એવી છે કે ब. ને તો બચી પણ શકે. હવે એ ઠેકાણે क. હોડી નીચે બેસાડી દેવાના ઇરાદા વગર તથા શુદ્ધબુદ્ધિથી ब. હોડી માંહેના ઉતારૂઓને બચાવવાના હેતુથી, જો अ. પોતાનો મારગ બદલે, તો જે કામ કરેથી क. હોડી નીચે બેશી જશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તે કામ કરેથી क. હોડી નીચે બેશી જાય, તોપણ अ. એ કાંઇ ગુન્હો કીધો એમ સમજવું નહીં; પરંતુ હકીકતની બાબત દાખલ એમ માલમ પડવું જોઇએ કે જે**

ભયમાંથી બચવાનો તેણે ઇરાદો કર્યો તે એટલો મ્હોટો હતો કે તેને લીધે તેણે ક. હોડી નીચે બેસાડી દેવાનું જોખમ માથે લીધું તે માફક થઇ શકે.

(च.) એક મ્હોટી આગમાં अ. લોકોના ઘરો તોડી પાડે, એટલા સારૂ કે તે આગ પથરાતી અટકે, અને એ કામ તે શુદ્ધબુદ્ધિથી, માણસની જીંદગી અથવા મીલકત બચાવવાના ઇરાદાથી કરે તો, એ ઠેકાણે જો એવું માલમ પડે કે અટકાવવાની હાની એવી તરેહની તથા એટલી નજદીકની હતી કે તેથી अ. નું કામ માફ થાય તો, अ. એ એ ગુન્હો કીધો એમ સમજવું નહીં.

## વિશેષ સમજુતી.

હાની અટકાવવાને સારૂ સાપ્રાધ ઇરાદા વગર તેમજ શુદ્ધબુદ્ધિથી બીજી હાની કરી હોય, તેઓને જવાબદાર નહી ગણવા તે માટે આ કલમ છે. જે હાની કરી હોય તે એટલી નજીકની તથા તે એવા પ્રકારની હોય કે તેમ કર્યા વગર ચાલે નહી, એવું હોય, ત્યારેજ તોહમતદારને આ કલમ પ્રમાણે લાભ મળે.

૨. આ કલમ નીચે જે દ્રષ્ટાંતો આપ્યાં છે તે ઉપરથી કેટલીક વસ્તુ કરવામાં મ્હોટી છુટ મળે છે. તે એકે એક વસ્તુ જો એક માણસ કરે ને તે હાની ભરેલી છે, અથવા કાયદાથી ઉલટી છે, પણ તે કર્યાથી વધારે મ્હોટી હાની અટકે છે તો, થોડી હાનીવાળી વસ્તુ કરવાને તેને છુટ છે. પરંતુ અહી હાની શબ્દની બારીકી સમજવી જોઇએ છીએ, પેલો માણસ જે વધારે હાની થતી અટકાવતાંજ ન્હાની હાની ભરેલી વસ્તુ બેતકસીર રહી કરે છે, તેમાં હાની પોતા ઉપરની અટકાવે છે કે બીજા ઉપરની. પોતાના ઉપરની હાની અટકાવવા (પછી અગર તે મ્હોટી હોય) બીજાને ન્હાની હાનીની વસ્તુ કરવામાં ગુન્હો છે. નહી તો ચોર ચોરી કરતાં કેહે કે હું ભુખે મરી જતો હતો માટે મ્હારો જીવ ઉગારવા મેં રૂ. ૩) જેવી ન્હાની રકમ ચોરી છે, તો તેથી તેને આ કલમ ૮૧ મીનો લાભ મળે નહી. ચોરીના બચાવ માટે કોઈ પણ ઈંગ્રેજી કાયદો કબુલ રાખતો નથી. ને પીનલકોડના બનાવનારાઓ તે વિશે નોંધ કરી ગયા છે કે. "પોતાની ચોરી માટે ચોરે લોકે ભુખમરો ને વિપત્તિની ગરજ વારંવાર જણાવે છે. આ વાત ખરી છે કે ચોરીની શિક્ષા કરતાં તેથી આમ લોકમાં થતી ફજેતી કરતાં વીકાળ દુખના દબાણથી ઘણી ચોરીઓ થાય છે, તોપણ તેટલા ઉપરથી ચોરી કરનારને શિક્ષા કરવી એ અયોગ્ય નથી. કારણ ભુખે મરતો હોય ત્યારે તેને શિક્ષા થશે તેની બીહીથી પણ માણસ ચોરી કરતાં અટકશે નહી. પણ તેની શિક્ષાની ધાસ્તીથી ભુખે મરતા ન થઈ પડવું એવી હાલતમાં તે આવવા સીખશે.

૩. ઉપર જણાવ્યું કે મ્હોટી હાની અટકાવવા ન્હાની હાનીવાળી વસ્તુ કરવી એ ગુન્હો નથી, જો અટકતી હાની પોતાના ઉપરજ ન હોય, તોપણ ચોકસી એકજ વખત પોતાના ઉપરની હાની બચાવતાં બીજાને હાનીવાળી વસ્તુ કરવાની છુટ છે. વાંહાણ ડુબતાં એક હોડીમાં બે ચાર માણસ બેશી ગયાં ને બીજાઓ માંહે આવવાથી બેઠેલા ડુબે છે. તો તેઓને બીજાઓને ચડીને આવતાં દરીયામાં ફેંકી દેવાનો અખત્યાર છે. હવે ૪ માણસ એક હોડીમાં બેઠાં છે. રસ્તે જતાં વળી માણસ ૪ માંથી ઓછાં થાય, તો હોડી બચે, નહી તો ડુબી જશે એવું હોય, ને ૪ માંથી ઓછાં માણસ કરવાં એવી કુદરતી ફરજ પડે તો, નબળાને જબરૂ માણસ ફેંકી દે તેમાં ગુન્હો નથી.

૪. પણ આ સબંધી ફરીયાદ થાય તો તોહમતદારે શાબીત કરવું જોઈએ. (જુઓ પુરાવાના કાયદાની કલમ ૧૦૫).

૭વર્ષથી ઓછી ઉમરનાબાળકેકરેલું કામ.

**૮૨. સાત વર્ષથી ઓછી ઉમરના બાળકે કરેલી કાંઈ પણ વસ્તુ ગુન્હો છે, એમ સમજવું નહીં.**

## વિશેષ સમજુતિ.

સાત વર્ષ કરતાં ઓછી ઉમરનું છોકરૂં હમેશાં નિર્દોષ હોય છે. આ એક ઈશ્વરી નિયમ છે. માટે કાયદો ઘડનારે તેને આ કાયદામાં ફરમાવેલી સાફ શિક્ષાથી તદન મોકળા રાખ્યા છે.

૨. હવે બાળક છોકરાંની અક્કલ ઉપર જે વિચાર કરવાનો છે તે બાબત આ કાયદાની કલમ ૮૩ જોઈ કે સંશય દુર થશે.

૭વર્ષથીવધારે અને ૧૨ વર્ષથી ઓછી ઉમરનું બાળક, જેની અક્કલજોઈએ એટલી પુખ્ત થઈ નથી તેનું કામ.

**૮૩. સાત વર્ષથી વધારે અને બાર વર્ષથી ઓછીઉમરનું બાળક, જેની અક્કલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શું પરિણામો થશે એ બાબત વિચાર કરી શકે એટલી પુખ્ત થઇ નથી, તેણે કરેલી કાંઈ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.**

## વિશેષ સમજુતિ.

આ કલમ પ્રમાણે ૧૧ વર્ષ પુરેપુરાં થઈ ૧૨ મું વર્ષ બેઠું કે બાળકને ગુન્હાની બાબતમાં મ્હોટા માણુસ સમાન ગણે છે. ઈંગ્લંડમાં બે વર્ષ વધારે એટલે ૧૪ વર્ષની ઊંમર રાખી છે. મતલબ ગરમ દેશમાં માણુસની શક્તિયો વધારે જલદીથી ઉગી નીકળે છે.

૨. વર્ષ બાબત ઉપર હદ બતાવેલી છે, તોપણ મ્હોટો આધાર બાળકની અક્કલ ને સમજ શક્તિ ઉપર છે.

૩. બાળક જો કે ૨૦. વર્ષનો હોય પણ તેનામાં કાંઈ પણ સમજણ અગર ભાન ન હોય તો તે કાયદાની ઊંમરમાંજ આવેલો ગણાય છે. તેમજ ૭ વર્ષ કરતાં વધારે ઊંમરનો બાળક હોય ને તે ખુન કરે તે તપાસમાં બાળકે બુદ્ધિ સાથે ખુન કરેલું તે કામના જોખમની પુરતી સમજણ રાખતો દેખાય—જેમકે મારી નાંખવું. મુડદુ દાટી આવવું; પોતે છુપી જવું, ઈનકાર જવું વિગરે બાબત બદ્ધિ હુંશીયારી ને સમજણની નીશાની દેખાડે તો, તે બાળકને તેના ગુન્હામાં મ્હોટો માણુસ સમાન ગણી શકે છે.

૩. બાળક ગુન્હેગારોને માટે શિક્ષા ઘણી નરમ હોય છે. ક્રી. પ્રો. કોડમાં ૧૬ વર્ષની અંદરના છોકરાને કેદખાનામાં ન રાખતાં સુધારાશાળામાં મોકલવાની માજીસ્ટ્રેટને સત્તા છે. તેમજ ઝીણી નેતરવતી ફટકા મારવાની પણ છુટ રાખી છે. જુઓ ક્રી. પ્રો. કોડ ક. ૩૯૨-૩૯૯.

**ફેંસલો**—તોહમતદાર પુખ્ત ઊંમરનો ન્હોતો, કે જેથી પોતાની વર્તણુંકથી કેવી જાતનું કામ અથવા પરીણામો નિપજશે એમ ધારી શકે. એવી જાતનો વાંધો પ્રથમ લેવાની કાંઈ જરૂર નથી, પણ કેસમાંથી નીકળી આવતા બીજા મુદ્દાઓની સાથે ઉઠાવે તો, તે ઉપર ધ્યાન

આપવું જોઈએ. જ્યાં તોહમતદાર સાત વર્ષ ઉપરાંત અને બાર વર્ષની અંદરનો હોય અને ગુન્હો કરવાની નાલાયકી જ્યાં તોહમતદાર કાચી ઊંમરનો હોય છે ત્યાં ધારી શકાય છે. આવી જાતની કાચી ઉંમર ખુલ્લી રીતે તકરારમાં બતાવવી જોઈએ, અને શાબીત કરવી જોઈએ. આ કલમમાં બતાવેલા તેની વર્તણુંકના પરીણામો ગુન્હેગારની શિક્ષાના પરીણામો તેની ખુશીથી કરેલા કૃત્યમાંથી નીપજતા પરીણામો છે. રાણી વિ. લખીની આગ્રાડાની, ૨૨ વિ. રી. પ્ર. ૨૭.

આ કલમનો અર્થ કરતી વખતે ખોટું કામ કરવાની છોકરાની શક્તિ વર્ષના પ્રમાણમાં પારખી કાઢવાની નથી, પણ ગુન્હો કરનારની સમજણ અને વિચાર કરવાની શક્તિ ઉપરથી શોધી કાઢવાનું છે. કેસની હકીકત ઉપરથી કેટલી દ્વેષબુદ્ધિ હતી એ "દ્વેષબુદ્ધિથી ઉપર જણાય" એ કેહેવત વ્યાજબી રીતે લગાડીને શોધી કઢાય રાણી વિ. મુસામતઔઈમોનીઆ ૧ વિ. રી. પ્ર. ૪૩.

દિવાનાસખ્સનું કામ. **૮૪. જે શખસ કાંઈ કામ કરતી વખતે દીવાનગીના સબબથી, હું કેવી રીતનું કામ કરૂં છું એ, અથવા જે કામ હું કરૂં છું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહીં.**

## વિશેષ સમજુતિ.

કાયદાની રીતથી દરેક માણસ ૧૨ વર્ષ પછી તો ગુન્હાને માટે શીક્ષાને પાત્ર થાય છે, કારણ ૧૨ વર્ષની ઊંમરનો દરેક માણસ પુરતી સમજણમાં ગણાય છે; પણ કોઈ પણ ગુન્હેગારને તેની યોગ્ય શીક્ષામાંથી બચાવવા શાબેત કરવું જોઈએ છે કે તે પુરો સમજણો છે—હવે જે વયમાં તે પુષ્પ કેહેવાયો તેને કોર્ટમાં અણસમજુ ગણવા માટે ત્રણમાંથી એક હાલતમાં શાબેત કરવો જોઈએ—૧ કાંતો ગાંડો કે ગમાર (રોઝ જેવું Idiot), ૨ દિવાનો થએલો અથવા ૩ છાકટાપણું, અફીણ અથવા તેવીજ કોઈ પણ રીતથી થોડોવાર બેભાન થએલો.

૨. ગાંડો કે ગમાર માણસ એ કે જે જન્મથીજ વગર અક્કલનો હોય, ને તે માણસને હાથે ગુન્હો થાય ત્યારે તે વગર સમજણે કરેલો સમજાય છે.

૩. દિવાનો માણસ બે રીતનો હોય છે. એકતો જે દિવાનાપણાની ધુંનમાંજ રેહેતો હોય, ને બીજો જેને ચોકસ બાબતનુંજ દિવાનાપણું થએલું. પેહેલી રીતના દિવાનાને પોતાનું કાંઈ પણ ભાન હોતું નથી —પછે છોને થોડીવાર તેનામાં શાણપણ આવતું હોય તોપણ; હવે જે થોડો વખત તે શાણપણમાં હોય તે વખતમાં જે વસ્તુ થાય તે કાયદાસર ન હોય તો ગુન્હા માફક ગણાય છે. પણ તે વેળા તે શાણપણમાં હતો અથવા શાણપણમાં રેહે છે તે શાબેત થવું જોઈએ.

૪. કેટલીક વેળા દિવાનાપણું ચોકસ રીતનુંજ હોય છે—(अ) ને સર્વ વાતનું શાણપણું છે, પણ એકજ વાતમાં (अ) નું દીલ ચળી ગયું છે, (अ) ને એક એટલું લાગુ છે ને માને છે કે અમુક માણસ (ब) મારો વેરી છે. તેટલા ઉપરથી (ब) ને જુવે છે કે તે રાડો પાડે છે, એમ કરતાં એક વખત (ब) પાસે આવતાં તે મગજે ખશી જઈ (ब) નું ખુન કરે છે, તો તે ગુન્હો સમજવો કે નહી?

૫. આ સવાલ બહુ બારીક છે ને તે ઉપર કાયદાના માહીતગારો વચ્ચે તકરાર ઘણી ચાલી છે; પણ છેવટ એટલું દીસે છે કે જો તેનો ગુન્હો ખરેખર તેને ચેટકના જોસ્સાથી થયલો માલમ પડે તો તે તકસીરવાર ઠરતો નથી. પણ કાયદાની નજરમાં જે મા-

ણુસ તપાસ ઉપર ઉભો રહેલો હોય તે દરેક ઉમરે પુખ્ત થયો તો સમજણો ગણાય છે; પરંતુ તે દિવાનો અથવા હરકોઈ ચેટકમાં પડેલો છે એવો બચાવ કરતાં તેને દિવાનો અથવો ચેટકવાળો માણુસ શાબેત કરવો પડે છે.

૬. મુગો ને બેહેરો માણુસ કોઈ પણ ઈસારતથી સમજી શકતો નથી, તો તેને કાયદામાં ગમાર અથવા દિવાના સરખો ગણે છે. મુખ્યત્વે કરીને તેના ઉપર શું ગુન્હો મુક્યો છે તે કોઈ પણ લખાણુ, ઈસારત અથવા (૨) ચીન્હોથી તેને સમજાવવામાં આવે ને તે સમજે તો તેની કુદરતી ખામી તેના લાભમાં જતી નથી; ને જેવો તે સમજી વળતો જવાબ, લખાણુ, ઈસારત અથવા ચિન્હથી આપે કે તેની તપાસ શરૂ થઈ શકે; પણ ના આપે તો તેને ગાંડામાં કાહાડી બેતપાસે છોડી શકે, તોપણુ તેવી ઈસારતથી તે સમજતો નથી તે જાણીબુજીને છુટી જવાંના હેતુથી કે ખરેખરી કુદરતી ખામીથીજ કરે છે તે મુકરર કરવું. ગાંડા ઘેલા ને દિવાનાઓની તપાસનીશીક્ષા માટે "ક્રિમિનલ પ્રોસીજર"માં કેટલીક કલમો ઠરાવી છે:—

૭. સ્થાનિક સરકારને તે ગુન્હેગાર વિશે જાણુ કરવામાં આવે છે, ને દિવાનાખાના (ઈસ્પિતાળ)માં અથવા તેના વારસવકીલોને સોંપવામાં આવે છે.

૮. દિવાનાખાનામાં (ઈસ્પિતાળ)માં મોકલાવ્યા પછી તેને છોડવો હોય તો, તે બાબત પણુ તેમાં ખુલાસો છે.

૯. ગાંડા માણુસો ગાંડા હોય તે વખતે જે કામ પોતે કરતા હોય તે કેવા પ્રકારનું છે; તથા એ કામ ખોટું છે એવું તેઓ જાણુતા ન હોય તો તેમને ગુન્હેગાર ગણુવા નહીં જોઈએ, એવું સમજવા માટે આ કલમ છે. ન્યાયની એક કેહેવત છે કે "ગાંડા માણુસને ગાંડપણુ એજ શિક્ષા છે." એટલે કે દુનિયામાં માણુસને અક્કલનું સાધન છે, તેથી તે પોતાને જોઈતો પદાર્થ મેળવી સુખથી રહી શકે છે. એ અક્કલ ગાંડા માણુસને ન આપી કુદરતે તેને હમેશની શીક્ષા કરેલી છે. ગુન્હો કરતી વખતે તોહમતદાર ગાંડો હતો કે નહી તેમજ એ ગુન્હો કરવો એ ખોટું છે એવું જાણુતો હતો કે નહી, એ તેનો ઈનસાફ કરતી વખતે ઘણીજ ઘુંચવણુ ભરેલી તપાસની બાબત થઈ પડે છે. આવી બાબતનો પુરાવો ડાક્ટરો આપે છે, અને જે હકીકત તે ગુન્હાને બન્યા પેહેલાં બનતી વખતે અને બન્યા પછી થઇ હોય તેથી પણ જણાય છે, તોપણુ આ એક વૈદક શાસ્ત્રની બાબત છે, અને તેને સંપૂર્ણ રીતે તપાસવી જોઈએ, જેથી નીચેના ઉતારા દાખલ કરવામાં આવે છે;

૧૦. ગાંડા માણુસોની મનની હાલત નીચે પ્રમાણે હોય તો, તે ગાંડો ગણાય. (ગેસાહેબનું વૈદક ન્યાયશાસ્ત્ર પ્ર. ૨૦૨.)

(૧) કોઈ બાબત ઉપર તેનું ધ્યાન લગાડવું હોય તો ઘણી મુસ્કેલી પડે.
(૨) કાંઈ વાત સમજતાં ઘણી વાર લાગે.
(૩) થોડા વખત ઉપર બનેલા બનાવની વિસ્મૃતી થઈ જાય.
(૪) એક બીજા સાથે પોતાનું અંદર અંદર સગપણુ થાય છે, તે સબંધ ભુલી જાય છે.
(૫) તેની ઉમ્મર કેટલી છે, તે ક્યાં રેહે છે, તેનો વખત કેમ ગાળે છે, ચાલતું વર્ષ કયું છે, કયો મહીનો છે, કઈ તારીખ છે, કયો વાર છે તે ભુલી જાય છે.
(૬) સાધારણુ લોકની માફક ચાલતી બાબત હાલ કઈ છે. હાલના રાજા વિગરે મુખ્ય અધિકારીનું નામ શું છે. તે ભુલી જાય છે.
(૭) ગણીતશાસ્ત્રનું જ્ઞાન ન હોય.

(૮) ખરા ખોટા સબંધી ઘણુંજ અપૂર્ણ જ્ઞાન હોય.
(૯) ઘણા મ્હોટા તથા દરેક જણ જાણે એવા ગુન્હાની જવાબદારી વિશેનું અ-નજાણપણું હોય.

૧૧. ડાક્ટર કિંવા વૈદને જ્યારે કોઈ ગાંડા માણુસને તપાસ કરવાનું સોંપવામાં આવે, ત્યારે નીચે લખેલી હકીકતનો તેણે તપાસ કરવો જોઈએ.

(૧) માથાનો આકાર અને દેખાવ કેવો છે, ચેહેરો કેવો લાગે છે; બોલવાની રીતી અને ચાલવાની હીલચાલ કેવા પ્રકારની છે.
(૨) ગાંડા માણુસની તંદુરસ્તી કેવી રેહે છે, તેને ભુખ કેવી લાગે છે, તેની પાચનશક્તી કેવી છે, તેને ઝાડો કેવી રીતનો આવે છે, તેની જીભની હાલત કેવી છે, તેની ચામડી કેવી છે, અને તેની નાડી કેમ ચાલે છે તે નક્કી કરવું. મન વળગી રેહે છે કે ઉસ્કેરાયેલું રેહે છે કે ઉછાંછળુ રહે છે. કિંવા સ્તબ્ધ રેહે છે, તે વિશે તથા ઊંઘ સારી રીતે આવે છે કે રાતમાં નીદ્રા જતી રેહે છે. સ્ત્રી દરદીઓને અવંતર આવવાની હાલત પણ જોવી જોઇએ.
(૩) ગાંડા માણુસનો ઇતિહાસ જાણવો જોઇએ, કારણ કે તે ઉપરથી ઊતરોત્તર ગાંડપણ ચાલ્યું આવતુ હોય અને એ કુટુંબના કોઇ માણુસને એવું ગાંડપણુ આવ્યું હોય અથવા એવા ગાંડપણુની ચાલ ચલાવી હોય તે નક્કી થઇ શકે.
(૪) ગાંડા માણુસની જાતનો ઇતિહાસ પણ એવી સંભાળથી નક્કી કરવો જોઇએ. જો મન ગાંડુ માલમ પડે તો તે ગાંડપણ જન્મથી કિંવા બાળપણાથી કિંવા કયા વખતથી થયું છે તે નક્કી કરવું. મ્હોટી ઉમ્મર થયા પછી ગાંડપણ થયું હોય તો એ ગાંડપણ કોઇ ભારે શરીરમાં રોગ થયાથી; કાંઇ અકસ્માત થયાથી કિંવા મનને કાંઇ ધક્કો લાગવાથી, ઘણા દીવશ સુધી મન સ્થીર રેહેવાથી કિંવા મનને અતી આંહાર કરવાની ટેવથી, એ સઘળામાંના કયા કારણથી થયું છે તે નક્કી કરવું.
(૫) જે વખતે ગાંડા માણુસ ડાહ્યો હતો તે વખતે તેના મનની જે સ્થીતી હતી, તેથી હાલ મુખ્ય ભાગે જુદી છે કે કેમ તે તપાસવું, અને તેની લાગણી, પ્યાર અને સંસારી ચાલચલણમાં એ ગાંડપણથી કાંઇ જબરો તફાવત પડએ છે. કે કેમ તે પણ તપાસવું
(૬) ગાંડા માણુસે તેનું નાણું ઉડાવી દીધું છે, અધીરો થઇ ગયો છે, આશપાશ ભટક્યો રેહે છે. તેનું શરીર ઉઘાડું મુક્યાં કરે છે, ન્હાની ચોરીઓ કરે છે, અથવા પૈસાના કે ભભકાના તોર આવ્યા કરે છે, તે નક્કી કરવું.
(૭) ઉપલી વાત નક્કી કરવા માટે ડાક્ટર અથવા વૈદ્ય તેની ઉમ્મર, જન્મભુમી, તેનો ધંધો, પોતાના મા બાપનો ધંધો, ભાઇ બેહેન કેટલાં છે તે, નજદીકનાં સગાં કેટલાં છે તે; હાલના તથા પાછળના કોઈ સાધારણ બનાવ, વર્ષ, મહીનો, વાર રાજાનું નામ અને રાજાનું કુટુંબ, ગામમાં કયા કયા મ્હોટા માણુસ છે, તે વિશે ગાંડા માણુસ સાથે વાતચીત કરવી.
(૮) યાદશકતી તપાસવા માટે ધર્મની અથવા બીજી કોઇ બાબતની કવીતા તેની પાસે બોલાવવી. કોઇ બાબત ઉપર ધ્યાન આપવા જેવી તેની શક્તિ છે કે નહી, તે જોવા માટે કાંઈ બાબતના સ્વાલ પુછવા, અને તે જવાબ દે તે તર્કના

નિયમ પ્રમાણે ખરા છે કે નહીં તે જોવા. ગાંડા માણસની નિતી સારી છે કે નહીં તે તપાસવા માટે સગા અને દોસ્તો વિશે વાતો ચલાવવી [જુઓ ગે-સાહેબનું વૈદક ન્યાયશાસ્ત્ર. પ્ર. ૨૨૯, ૨૩૦ આવૃત્તિ ૪.]

**ફેંસલા**—મનની અશક્તી બતાવેલા કેસોમાં કાયદેસર જુમ્મેદારીની પરીક્ષા આ ક-લમમાં બતાવેલી છે. વૈદક સબંધી પરીક્ષાથી જુદી પડેલી આ પરીક્ષા ઉપરથી કોઈ ક્રત્યની ગુન્હેગારી પારખી કાઢવાની છે. તોહમતદારને તાવ આવતો હતો, તેથી તે ચીડીઓ થઈ ગયો હતો, તેના છોકરાં રડવાથી તાવના લીધે તેને ઈજા થઇ હતી, પણ તે વખતે તેને સનેપાત ન્હોતો. એમ ઠરાવવામાં આવ્યું કે કેવી જાતનું ક્રત્ય તે કરે છે તેની માહીતી તેને હતી તો તેના ઉપરથી ગુન્હો બનાવવાની ખબર તેને હશે એમ ધારવું જોઈએ; તે માટે તેને ખુનનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો. રાણી વિ. લક્ષ્મણ દગડુ. ઈ. લા. રી. ૧૦મું. પ્ર.૫૧૨

ગુન્હો કરતી વખતે ખોટું કામ કરે છે એવું તોહમતદારને ભાન નહીં હોવાથી આ કલમ મુજબ તેણે કાંઇ પણ ગુન્હો કર્યો નથી, અને તોહમતદાર તેવીજ ગાંડાપણાની સ્થિતિમાં જણાય તો જડજે પ્રોસીજર પ્રમાણે સરકારને કેસનો રીપોર્ટ કરવો જોઈએ. રાણી વિ. નુરખાન ચોધરે. વિ. રી. પ્ર. ૧૧.

ગુન્હો કરવાના હેતુને કેદીની આગલી ગાંડાઈના સ્વતંત્ર પુરાવાથી મજબુતી મળે તો તે વજનદાર છે. રાણી વિ. સેખ મુસ્તાક. ૧ વિ. રી. પ્ર. ૧૯.

કેદણને ખુનની ગુન્હેગાર ઠરાવી મોતની શીક્ષા કરવામાં આવી હતી. પણ સજા મં-જુર કરતા પેહેલાં તેણીનું મન ઠેકાણે હતું કે નહીં તે વિશે શક પડવાથી વધારે તપાસ કરવાની સુચના આપી કેસ સેશન જડજને મોકલવામાં આવ્યો હતો. રાણી વિ. આરઝાદ બીબી. ૨ વિ. રી. પ્ર. ૩૩.

તપાસ કર્યા પછી તોહમતદાર ગાંડો જણાયો હોય તો કેદીને છોડી મુકી માજી-સ્ત્રેટે કેદમાં રાખવાનો હુકમ નહી કરતાં, કામ ચલાવવાનું બંધ કરવું જોઈએ. રાણી વિ. દત્તારામ. ૬ વિ. રી. પ્ર. ૫૪.

કોઈ માણસે કાંઈ પણ ક્રત્ય કર્યું હોય અને તેને માટે તેને ગુન્હેગાર ઠરાવ્યો હોય તો, ક્રત્ય કરતી વખતે તેના મનની સ્થિતિ સારી હતી એ નક્કી કરવાની શાબીતી એ છે કે, ખોટું કામ કરે છે એ તેનાં જાણવામાં હતું કે નહીં. રાણી વિ. જગોમોહન માલો, ૨૪ વી. રી. પ્ર. ૫.

તોહમતવાળાએ પોતાની ભાભીને મારી નાંખી હતી, તેના બચાવમાં તેણે એવું જા-હેર કીધું કે તાવની ગાંડછામાં તેણે શું કામ કીધું તેનું તેને ભાન નહી હતું, જે તાવની પીડા તે ભોગવતો હતો તે તાવથી તેણે પોતાના સગાને ગાળો દીધી હતી એવો સંભવ નથી, ખુન કરવાના જુસ્સાનો ઉછાળો અકસ્માત આવ્યો હોય એવો સંભવ છે, એ કરતાં વધારે ડાકટરના પુરાવાથી શાબેત થયું હોય એમ જણાતું નથી. પુરાવાનો તોલ કરતાં એમ કહી શકતા નથી કે આ કલમ પ્રમાણે જે કાંઈ ખોટું છે તેવું ક્રત્ય પોતે કરતો હતો એમ તેના જાણવામાં ન્હોતું, એવો ઠરાવ થઈ શકે. રાણી કેસરે હિંદ વિ. વૈકટસામી. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૪૫૯.

પોતાનીખુશી નછતાં થએલી **૮૫. જે સખસ કાંઇ કામ કરતી વખતે કેફના સબબથી હું કે-વી રીતનું કામ કરૂં છું એ, અથવા હું જે કામ કરૂં છું તે ખો-**

કેફનાસબબથી જેસખસવિચા ર કરવાને અશ ક્ત થયોછેતેનું કામ.

ટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહીં; પણ જે વસ્તુથી તેને કેફ ચડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો.

## વિશેષ સમજુતી.

કોઈ પણ સખસને તે ન જાણે તેમ અથવા તેની ખુશી ન છતાં કાંઇ કેફી વસ્તુ ખવરાવી હોય, તે કેફથી તે સખસથી કાંઈ ગુન્હો થઈ જાય, તે માટે તેને જવાબદાર નહી ગણવાને આ કલમ ઘડેલી છે, કેમકે તેમાં કાંઈ તેની કસુર નથી. જો ખુશીથી પોતે કેફ કરી હોય તો તેને આ કલમનો લાભ મળનાર નથી," કારણ ન્યાયનું એક મહાવાક્ય છે કે કોઈ માણસ કેફ કરી કાંઈ વસ્તુ કરે તો, તેણે જાણે કેફ કરયોજ નથી એવું ગણી તેને જવાબદાર ગણવો જોઈએ.

જે ગુન્હામાં અમુક ઈરાદો અથવાજ્ઞાનજોઈતુહોય, તેગુન્હોજેનેકેફ ચડી હોય એવા માણસેકરેલો.

૮૬. જે જે બાબતોમાં કાંઇ કામ અમુક જ્ઞાન અથવા ઈરાદાથી કર્યું ન હોય તો તે ગુન્હો ન ગણાય એવું હોય, તે તે બાબતોમાં જે સખસ કેફની હાલતમાં હોઇને તે કામ કરે, તે સખસની ઉપર જાણે તેને કેફ ન ચડી હોત તો જે જ્ઞાન તેને હોત તેજ જ્ઞાન તેને હતું એમ સમજીનેજ અમલ થવાને તે લાયક થશે; પણ જે વસ્તુથી તેને કેફ ચડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવડાવી ન હોય તો.

## વિશેષ સમજુતિ.

ખુશીથી છાકટા થઈ ગુન્હો કરવાને "પીનલકોડ" ની ઉપલી કલમથી છુટ મળતી નથી, તે એક રીતે જોતાં ૮૦ મી કલમના જેવીજ છે. ૮૦ મી કલમમાં કોઈ પણ કામ "ઘટતી સંભાળને ખબરદારીથી" કરવાને બાંધે છે. માટે જો વગર ખુશીથી કેફ થઈ જાય તે તે હાલતમાં ગુન્હો કરે તો તે કેફથી પોતાની "ઘટતી સંભાળને ખબર" ન રાખીગણાય.

**ફેંસલો**—જો કે છાકટાપણું એ ગુન્હો કરવાનું બહાનું તેથી, પણ નથી કાયદા પ્રમાણે ભારે ગુન્હો થયો નથી; અને સારી સ્થિતિના માણસે કરેલું કૃત્ય જેવી રીતે ગુન્હો ગણાય છે તેવીજ રીતે ખુશીથી છાકટા થયેલા માણસે કરેલું કૃત્ય ગુન્હો ગણાય છે. રાણી વિ. ઝુલફકરખાન વિગરે અપેલેન્ટો, ૧૯ વિ. રી. ૩૯; ૮ બં. લા. રી. પ્ર. ૨૧.

જે કામથીમોતઅથવા મહાવ્યથા કરવાનો ઈરાદોકર્યો નથીઅથવાતેથશેએવો સંભવ જાણ્યામાં નથી,એવું કામ રજામંદી

૮૭. જે વસ્તુથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઇરાદો કર્યો નથી અને જેથી મોત અથવા મહાવ્યથા થશે એવો સંભવ છે એમ તેનો કરનાર જાણતો નથી, તે વસ્તુ કરવાથી થતી હાની ખમવાની જે સખસે સાફ રીતે અથવા અર્થ સમજાય એવી રીતે રજામંદી આપી હોય, એવા અઢાર વર્ષથી વધારે ઉમરના કોઇ સખસને કાંઇ હાનિ થાય અથવા કાંઇ હાની કરવાનો તે વસ્તુ કરનારે ઇરાદો કર્યો હોય, તે હાનિના સબબથી અથવા એવા જે સખસે તે હાનીનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે સખસને તે વસ્તુથી કાંઈ હાની થશે એવો

થી કરેલું. સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય, તે હાનિના સંબંધથી, તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.

દ્રષ્ટાંત.

अ. તથા ज. અમથા રમતને સારૂ એક બીજા સાથે પટો ખેલવાનું કબુલ કરે, તો એ કબુલાતમાં અર્થાત હરએકની એવી રજામંદી સમજાય છે કે વગર દગલબાજીએ તે પટો ખેલતાં જે હાનિ થાય તે ખમવી; હવે अ. થી વ્યાજબી રીતે ખેલતાં ज. ને કાંઇ વ્યથા થાય, તો अ. એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહીં.

## વિશેષ સમજુતી.

૧. આ કલમમાં મુખ્ય બે વાતો છે—

(૧) દરેક માણસ બીજા માણસ કરતાં પોતાના હિતનો વિચાર સારો તોલ કરી શકે છે

(૨) જે કામથી પોતાને હાની થશે એવું કોઈ માણસ જાણતો હોય, તેવું કામ કરવાને રજામંદી આપે નહીં.

આ બંને વાતો ઉપર આ કલમનો મુખ્ય આધાર છે. (જુઓ બેનથામ કૃત્ય ન્યાયના મુળતત્વોનું ઈંગ્રેજી પુસ્તક પૃષ્ટ ર૬૭).

૨. આ કલમ અને આગળ બીજી કલમોમાં રજામંદી આવે છે, તે રજામંદી નીચે લખેલા પ્રકારની હોય તો તે કાયદાસર રજામંદી (સમતિ) નથી, અને તે માટે એવી રજામંદીથી કરેલું કામ માફ થઈ શકે નહીં.

(૧) દબાણ કરવાથી આપી હોય, અથવા,

(૨) કપટ કરી મેળવી હોય, અથવા,

(૩) કાંઈ વાત છુપાવીને મેળવી હોય; અથવા,

(૪) ઘણા દિવશની જુની થઇ ગઈ હોય; અથવા,

(૫) પ્રથમ આવી હોય, પણ પાછળથી રદ કરી હોય, અથવા,

(૬) ગાંડા માણસે ગાંડપણામાં આપી હોય, અથવા,

(૭) કેફની હાલતમાં આવીને આપી હોય; અથવા,

[૮] બાર વર્ષથી ઓછી ઊંમરના બાળક [છોકરાં] એ આપી હોય; અથવા

(૯) કાંઈ નુકશાનની દેહેસતથી અપાઈ હોય, અથવા,

(૧૦) હકીકતની ખોટી સમજથી અપાઈ હોય.

[૧૧] ફક્ત ગર્ભપાત કરવા માટે આપી હોય.

ઉપરની રજામંદીયો કાયદેસર નથી.

૩. આ કલમમાં જે ખુલાસો કર્યો છે તે ઉપલી કલમની એક બાજુ ખુલ્લી પાડે છે, પણ બીજીને ૮૫ મી કલમ સાથે વળી સબંધ રાખે છે; તે એમ કે એક માણસે બીજાને ચીડવ્યો ને તેથી છેલ્લે પેલા માણસ ઉપર ધુસ્સે થઈ તેને માથામાં મુક્કી મારી, જેથી તે થોડો વખત રહી મરણ પામ્યો, તો તેથી ખુન કરયાનો ગુન્હો લાગુ પડતો નથી. કારણ તેણે જે મુક્કી મારી તે મુક્કીથી કાંઈ માણસ મરતું નથી, ને તેમ તે મુક્કી મારતાં વળી બીજા માણસનું ખુન કરવું એવો હેતુ એનો હતો નહીં. ધુસ્સામાં આવ્યાથી મારનારની સાધારણ શક્તિ બેભાન થઈ ગઈ તે બેભાન થવું એ ૮૫ મી કલમમાં જણાવેલા

જેવું છાકટાપણું કેહેવાય. અથવા તેની અગાઉ ૮૪ મી કલમમાં નોંધેલું દિવાનાપણું કે-હેવાય, પણ તે છાકટાપણું અથવા દિવાનાપણું તેની ખુશી છતાં ન થએલું. સામાએ ચી-ડવ્યો ને તેથી ગુસ્સો ચઢયો છે.

૪. મુક્કી મારતાં નીપજેલું મોત ખુન ન કેહેવાય ખરૂં, પરંતુ જો કોઈના માથામાં જાડી ડાંગ અથવા કોહોવાડો માર્યો, ને તેથી મોત નિપજ્યું તો તે ખુન શાબેત થાય, કારણ ડાંગ અથવા કોહોવાડો માથામાં માર્યાથી મોત આવે છે. પછી જોઈએ તો સામા આદમીને મારી નાંખવાનો મનમાં ઈરાદો ન હોય, તોપણ કાયદાની શરત એવી છે કે માણસ જે વસ્તુ કરે ને તે વસ્તુનું જે પરિણામ થાય તે પરિણામ ઉપજાવવાનીજ મતલબથી કરેલું સમજાય છે.

જેકામથીમોત થાય એવોઈરાદો કર્યોનથી તે કામ રજામંદીથી તથા શુદ્ધબુદ્ધિથીકોઈસખસનાફાયદાનેમાટે કરેલું.

**૮૮. જે વસ્તુથી મોત થાય એવો ઇરાદો કર્યો નથી તે વસ્તુથી થતી હાનિ ખમવાની અથવા તે હાનિનું જોખમ માથે લેવાની જે સખસે સ્પષ્ટ રીતે અર્થાત સમજાય એવી રીતે રજામંદી આપી હોય, તે સખસના ફાયદાને માટે શુદ્ધબુદ્ધિથી તે કરવામાં તે સખસને કાંઇ હાનિ થાય, અથવા તેને કાંઇ હાની કરવાનો ઇરાદો તે કરનારે કર્યો હોય, અથવા તેને તેથી કાંઇ હાની થશે એવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય, તે હાનિના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.**

દ્રષ્ટાંત.

**અમુક શસ્ત્રક્રિયા કરવાથી ज. નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, પણ ज. નુ મોત આણવાનો ઇરાદો ન કરતાં અને ज. કાંઇ દુખકારક રોગથી પીડા પામે છે તેને ફાયદો થાય એવા ઇરાદાથી, શુદ્ધબુદ્ધિએ ज्ञ. ની રજામંદી લઇને ज. ની ઉપર તે શસ્ત્રક્રિયા, अ. દાકતર કરે, તો अ. એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહીં.**

## વિશેષ સમજુતી.

આ કલમ અગાઉ આવી ગયેલી ૭૯ મી કલમ સાથે વાંચવી—આ તેમાં એક દ્રષ્ટાંત માફક છે. તેમજ આગળ ચાલતાં આવતી ૨૯૯ મી કલમ સાથે જોવી, જેની આ એક બારી છે.

"ખુલાસો ૨ જો.—જે ઠેકાણે કાંઈ શરીરના નુકશાનથી મોત થાય, તે ઠેકાણે જે" "સખસે તે શરીરનું નુકશાન કર્યું હોય, તેણે તે મોત આણ્યું એમ સમજવું, પછી" "અગર બરાબર ઈલાજ કરેથી તથા હોંશીયાર હકીમની દવા કરેથી તે મોત થતું બચી" "શકત એમ હોય, તોપણ.

ઉપલ્યા ૨૯૯ મીના કલમના ખુલાસાથી તો શાબીત થાય છે કે, કોઈ હકીમ એક ધાસ્તી ભરેલા દરદનો ઈલાજ કરે, તેમાં દરદી મરી જાય, તો તેણે ખુન કર્યું કેહેવાય. પણ અત્રે ૮૮ મી કલમ તેવા હકીમને વ્યાજબી રીતે માફી કરે છે. જે ઈલાજ દરદી ઉપર લીધો છે, તે ઈલાજ જાતે ધાસ્તી ભર્યો છે, ને હકીમ જાણે છે કે તેથી મોત પણ નીપજે ખરૂં; છતાં તેના ફાયદા સારૂ તે કામમાં લાવે છે; પરંતુ આખરે દરદીનું મરણ નીપજે છે, તે એક ઈતીફાકનની

વાત છે, ને તેમાં હકીમની જે ભુલ થઈ તે કાયદાની નહી, પણ હકીકતની ભુલ છે, જે ૭૯ મી કલમથી ગુન્હો કેહેવાય નહીં.

કોઈ બાળક અથવાદિવાના નાફાયદાને માટેતેના વાલીએ અથવાવાલીની રજામંદીથીબીજાસખસે શુદ્ધ બુદ્ધિથી કરેલું કામ શરતો.

કોઇ બાર વર્ષથી ઓછી ઉમરના અથવા દિવાના સખસના ફાયદાને માટે, તે સખસનો [illegible] જે બીજા સેખસના કાયદેસર હવાલામાં [illegible] હોય તે, અથવા તેની સાફ રીતે અથવા અથાત સમજાય એવી રીતે રજામંદી લઇને કોઇ બીજો સખસ શુદ્ધબુદ્ધિથી કાંઈ વસ્તુ કરે, અને તે વસ્તુથી તે સખસને કાંઈ હાન થાય અથવા તેને કાંઇ હાનીકરવાનો ઇરાદો તે કરનારે કર્યો હોય, અથવા તેને તેથી કાંઇ હાનિ થશે એવો સંભવ છે, એમ તેકરનારે જાણ્યું હોય તો તે હાનિના સબબથી તે વસ્તુ ગુન્હો છે, એમ સમજવું નહીં; પરંતુ.

શરતો.

પેહેલી.—ઈરાદાથી મોત આણવાને, અથવા મોત આણવાની કોશીસ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહીં.

બીજી.—કાંઈ વસ્તુનો કરનાર સખસ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે, તે વસ્તુ મોત અથવા મહાવ્યથા અટકાવવાના, અથવા કાંઈ મ્હોટો રોગ કે અશક્તતા દુર કરવાના કારણ સિવાય કાંઈ બીજા કારણ માટે તે સખસ કરે, તેને આ અપવાદ લાગુ પડશે નહીં.

ત્રીજી.—મોત અથવા મહાવ્યથા અટકાવવાના, અથવા કાંઇ મ્હોટો રોગ કે અશક્તતા દુર કરવાના કારણ શિવાય બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાને, અથવા મહાવ્યથા કરવાની કોશીસ કરવાને આ અપવાદ લાગુ પડશે નહીં.

ચોથી.—જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી, તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહીં.

દ્રષ્ટાંત.

अ. શુદ્ધબુદ્ધિથી પોતાના બાળકના ફાયદાને સારૂ પોતાના બાળકની રજામંદી શિવાય તેની પથરી કઢાવવાને તેની જાંગ એક દાકતર પાસે ચીરાવે, અને તે એમ જાણતો હોય કે એ શસ્ત્રક્રિયાથી એ બાળકનું મોત થશે એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ જાય એવો તેનો ઇરાદો ન હોય તો अ. આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે તેની મતલબ પોતાના બાળકનો રોગ જાય એ છે.

દેસતઅથવા ખોટી સમજથી અપાઇ છે એવી જાણેલી રજામંદી.

૯૦. કાંઈ નુકશાનની દેસતથી અથવા હકીકતની ખોટી સમજથી કાંઇ રજામંદી કોઈ સખસથી અપાઇ હોય, અને તે રજામંદી તેવી દેસતથી અથવા ખોટી સમજથી અપાઇ છે એમ તે કામ કરનાર સખસ જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા

બાળક અથવા દિવાના સખસની રજામંદી.

જે સખસ દિવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાની રજામંદી આપતો હોય, તે કામ કેવી તરેહનું છે તથા તેનો પરીણામ કેવો થશે એ સમજવાને અશક્ત હોય એવા સખસે રજામંદી આપી હોય, અથવા વાકય સબંધી એથી ઉલટું

**ન દેખાય તો બાર વર્ષથી ઓછી ઉંમરના કોઇ સખસે રજામંદી આપી હોય તો, તે રજામંદીને આ કાયદાની કોઈ પણ કલમમાં લખેલી રજામંદી જેવી સમજવી નહી.**

## વિશેષ સમજુતિ.

અહીં જે રજામંદી ઉપર આધાર રાખ્યો છે તે વિલાયતના કાયદાથી લગાર ઉલટો છે. વિલાયતના ઈંગ્રેજી કાયદાઓમાં રજામંદીને એક મતની હકીકતની (Matter of fact) બીના ગણે છે. પીનલકોડમાં રજામંદી ધારાના હેતુ (Matter of Law) માં આવે છે, માટે રજામંદી ઉપર જે આધાર રાખ્યો હોય તે રજામંદી શુદ્ધબુદ્ધિ ને અક્કલ હુંશીઆરીની જોઈએ છે. બાળકની રજા ચાલે નહી—જો કે વિલાયતમાં ચોકસ બાબતોમાં બાળકની પણ રજામંદી ચાલે છે, તોપણ.

૨. પાછળ કલમ ૮૭ નીચેની ટીપો જુઓ.

**ફેંસલો**—તોહમતદાર મદારી હતો, તેણે મરનારને સમજાવ્યું કે ઝેરી સાપ તમોને કરડાવા દ્યો તો તમોને કાંઈ પણ ઈજા થાય નહીં એવો મારી પાસે ઉપાય છે. તેમાં ઠરાવ્યું કે મરનારે સાપ કરડાવવાની આપેલી કબુલાતથી તોહમતદારનો બચાવ થાય નહી, કારણ કે તે કબુલાત ખોટું સમજીને અને મદારી પાસે મટાડવાનો ઉપાય છે એવું ધારીને આપી હતી, અને તોહમતદાર આ કબુલાત તેણે ખોટું સમજીને આપી છે એ જાણતો હતો. રાણી વિ. પુનાઈ ફતેમાહ વિગેરે. ૧૨ વિ. રી. ૭. અને ૩ બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૨૫.

રજામંદીઆપનાર સખસને થનારી હાનીના સબંધવિના પણ જે કામો ગુન્હાછે, તે કામોને ૮૭, ૮૮, તથા ૮૯ મીકલમો માંહેલાઅપવાદોલાગુપડતા નથી.

**૯૧. જે સખસ રજામંદી આપતો હોય અથવા જેની વતી રજામંદી અપાતી હોય તે સખસને જે હાની થાય અથવા જે હાની કરવાનો ઇરાદો થયો હોય અથવા જે હાની થશે એવો સંભવ છે, એમ જાણવામાં આવ્યું હોય, અથવા જે હાનીના સબંધ વિના પણ જે કામો ગુન્હો છે તે કામોને ૮૭, ૮૮ તથા ૮૯ મી કલમોમાંના અપવાદો લાગુ પડતા નથી.**

### દ્રષ્ટાંત.

**(શુદ્ધબુદ્ધિએ કાંઇ સ્ત્રીનો જીવ બચાવવાનો હેતુથી ન કર્યો હોયતો) તે સ્ત્રીને તેથી કાંઇ હાની થાય અથવા કાંઇ હાની કરવાનો ઇરાદો કર્યો હોય, તે હાનીના સબંધ વિના પણ ગર્ભપાત કરવો એ ગુન્હો છે, માટે "તે હાનીના સબબથી" કાંઈ તે ગુન્હો નથી, અને તે સ્ત્રી અથવા તેના વાલીની રજામંદી લેઇને તેનો ગર્ભપાત કર્યો હોય તો, તે રજામંદીથી તે કામ નહી ગુન્હો એમ થતું નથી.**

## વિશેષ સમજુતી.

આ દ્રષ્ટાંત ઈંગ્રેજી કાયદાની વલણ પ્રમાણેજ છે. આગળ જણાવ્યું છે કે પોતાના

લાભ માટે બીજાની હાની, ચાલે નહી, જો કે તેમાં પોતાનો લાભ ઘણો મ્હોટો છે ને બીજાની હાની જુજ છે. ચોર ભુખે મરતાં ચોરી કરે છે, તેમાં પોતાનો મનુષ્યજીવ મરતો બચાવે છે, ને બીજાના માત્ર રૂપ) ચોરે છે તોપણ તે ગુન્હો છે. તેમ સ્ત્રીનો જતો જીવ બચાવવા ગર્ભપાત કરે તો તે ગુન્હો નથી, કારણ સ્ત્રીનો જીવ ન જન્મેલા બાળક કરતાં વધુ છે. પરંતુ વ્યભિચાર છુપાવવા ગર્ભપાત કરે તો તે ગુન્હો છે, કાંકે વ્યભિચાર કરવો એ કાંઈ ઈતીફાકન ન્હોતું, પણ મરદનો છાકટાપણો (જુઓ કલમ ૮૬ મી) પ્રમાણે તેની ખુશીનું કામ હતું. માટે તેને તે કેફ જાણે ન ચડી હોય નેતે વસ્તુ ગણવી જોઈએ, તેમ ગણાય છે.

કોઈ સખસની વગર રજામંદીએ તેના ફાયદા સારૂ શુદ્ધબુદ્ધિએ કરેલું કામ. શરતો.

**૯૨. જે સખસના ફાયદાને સારૂ કાંઇ વસ્તુ કરવી છે તે એવી હાલતમાં આવી પડયો હોય કે તેથી રજામંદી બતાવી શકાતી ન હોય, અને કોઈ વાલી અથવા તેને કાયદેસર હવાલામાં રાખનારો કોઈ બીજો સખસ ન હોય કે તે વસ્તુ કરેથી ફાયદો થાય એ રીતે વખતસર તેની રજામંદી મેળવી શકાય તો, તેવી વેળાએ શુદ્ધબુદ્ધીથી તે સખસના ફાયદાને સારૂ તેની રજામંદી વગર પણ કાંઇ વસ્તુ કરી હોય તો તેથી તે સખસને કાંઇ હાની થાય તે હાનીના સબબથી ગુન્હો છે એમ સમજવું નહી, પરંતુ.**

**પેહેલી—ઈરાદાથી મોત આણવાને અથવા મોત આણવાની કોશીસ કરવાને આ અપવાદ લાગુ પડશે નહી.**

**બીજી—કાંઇ વસ્તુનો કરનાર સખસ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે તે વસ્તુ મોત અથવા મહાવ્યથા અટકાવવાના અથવા કાંઇ મ્હોટો રોગ કે અશકતતા દુર કરવાના કારણ સિવાય કાંઇ બીજા કારણ માટે તે સખસ કરે, તેને આ અપવાદ લાગુ પડશે નહી.**

**ત્રીજી—મ્હોત અથવા વ્યથા અટકાવવાના કારણથી કાંઇ બીજા કારણ માટે બુદ્ધીપુર્વક વ્યથા કરવાને અથવા વ્યથા કરવાની કોશીસ કરવાને આ અપવાદ લાગુ પડશે નહી.**

**ચોથી—જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહી.**

દ્રષ્ટાંતો.

(अ) ज. પોતાના ઘોડાપરથી પડીને બેહોશ થઈ જાય અને તેવામાં अ. દાકતર ત્યાંહાં આવી પોહોચે, ને તેના વિચારમાં એમ આવે કે (ज) ની ખોપરી કાપવી જોઇએ. પછી ज. ને વિચાર કરવાની શકતી પાછી આવતાં પેહેલાં અગર अ, ज. નું મોત આણવાના ઇરાદાથી નહીં પણ શુદ્ધબુદ્ધિથી, ज. ના ફાયદાને માટે ज. ની ખોપરી કાપે, તો अ. એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહીં.

(ब) ज ને એક વાઘ લઈ જાય છે. તે જોઇને अ. તે વાઘને તાકીને ગોળી મારે; અને તે ગોળીથી ज. નો જીવ જાય એવો સંભવ છે એમ જાણીને પણ ज. ને જીવ લેવાના ઈરાદાથી નહી, અને શુદ્ધબુદ્ધિએ ज. નો ફાયદો કરવાના ઈરાદાથી તે ગોળી મારે, અને

તેની ગોળીથી ज. ને તેનો જીવ જાય એવું જખમ લાગે, તો अ. એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી.

(क) એક બાળક એકાએક એવી આફતમાં આવી પડે કે તેની ઉપ[ર] તુરત કાંઇ શસ્ત્રક્રિયા ન થાય તો તેનો જીવ જાય એવો સંભ[વ] હોય, અને તે બાળકના વાલીની રજા લેવાની વેળા ના હોય એ[વી] હાલત જોઈને તે બાળકના કાલાવાલાપર નજર ન રાખતાં શુદ્ધબુદ્ધિએ તે બાળકના ફાયદાને માટે अ. દાકતર તે શસ્ત્રક્રિયા કરે તો, अ. એ કાંઈ ગુન્હો કરયો એમ સમજવું નહી.

(ड) એક ઘરને આગ લાગી છે તે ઘરમાં अ. છે તથા ज. એક બાળક છે. એવામાં લોક નીચેથી એક ચાદર પોહોળી કરીને પકડી રેહે, અને अ. તે બાળકને તે ઘરના છાપરાપરથી નીચે નાંખે. એવું જાણીને કે નીચે પડેથી તે બાળકનો જીવ જાય એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ લેવો એવો તેનો ઈરાદો ન હોય, અને શુદ્ધબુદ્ધિએ તે બાળકને ફાયદો કરવાનો ઈરાદો તેણે કરયો હોય, તો એ ઠેકાણે અગર પડવાથી તે બાળકનો જીવ જાય તોપણ अ. એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહીં.

ખુલાસો—ફક્ત પૈસાની તરફનો ફાયદો થતો હોય, તેને ૮૮, ૮૯ તથા ૯૨ મી કલમોના અર્થ પ્રમાણેનો ફાયદો સમજવો નહીં.

## વિશેષ સમજુતિ.

આ સઘળા દ્રષ્ટાંતોથી સારા હેતુએ કરેલી વસ્તુ, પણ કમનશીબ અથવા ઈતીફાકન-થી તેથી હાની ઉપજેલી છતાં છુટ મળે છે. એવી કોઈ પણ કરેલી વસ્તુને ગુન્હો ગણતાં ઈ-ધાંનો ભાગ દર્શાવવો જોઈએ.

શુદ્ધબુદ્ધિએ કાંઈ કેહેવું.

૯૩. કોઇ સખસના ફાયદાને સારૂ તેને શુદ્ધબુદ્ધિએ કાંઇ કેહેવામાં આવે, અને તેથી તે સખસને કાંઈ હાની થાય, તો તે હાનીના સબબથી તે કેહેવું ગુન્હો છે, એમ સમજવું નહીં.

દ્રષ્ટાંત.

એક માંદા માણસને તેનો દાકતર अ. શુદ્ધબુદ્ધિએ પોતાનો અભિપ્રાય કેહે કે તું જીવી શકવાનો નથી, અને તે હબકથી તે માંદો માણસ મરી જાય, તો અગર अ. ને ખબર હતી કે એ પ્રમાણે કેહેવાથી તે માંદા માણસનું મોત થાય એવો સંભવ છે તોપણ, अ. એ કાંઈ ગુન્હો કરયો એમ સમજવું નહીં.

## વિશેષ સમજુતિ.

આ કલમનો ઉદ્દેશ એટલોજ કે શુદ્ધબુદ્ધિથી કેહેવું ગુન્હો ગણેલો નથી. પરંતુ બીજા માણસ એવા નાજુક હોય કે જેને કાંઇ ખુશીની કિંવા દિલગીરીની કાંઈ વાત એકદમ કે-હેવામાં આવે ને તે સાંભળતાંજ તેના મન ઉપર તેની અસર થયાને લીધે મગજ ભમી જઈ બીમાર થૈ જાય, અગર તેથી મરણ પામે, એવે પ્રસંગે પેલા કેહેનાર કે જેનાથી સાં-

બળનારને ઈજા પોહોંચી, છતાં, પણ શુદ્ધબુદ્ધિનું કેહેવું છે, માટે આ કલમનો તે લાભ લૈ શકે, પણ જો દુસ્મન હોય ને તે જાણે છે કે આ માણસની તબીયત આવી છે, તેમ છતાં તે કેહે ને તેથી ઈજા થાય તો લાભ લઈ શકતો નથી.

જે કામ કોઈ સખસનેડરથી કરવું પડે.

**૯૪. ખુન તથા રાજ્ય વિરૂદ્ધ જે ગુન્હાને માટે મોતની શિક્ષા ઠરાવેલી છે તે ગુન્હાઓ શિવાય, જે કામ કોઇ સખસને કાંઈ ધમકીને લીધે કરવું પડે અને તે ધમકી એવી હોય કે જેથી તે કામ કરતી વેળાએ તે સખસના મનમાં કારણસર એવી દેહેસત પેદા થાય કે જો હું એ કામ નહીં કરીશ તો માહરૂં તાતકાળીક મોત થશે, તો તે કામ ગુન્હો છે, એમ સમજવું નહી. પણ તે કામ કરનાર સખસ પોતાની ખુશીથી અથવા પોતાને તાતકાળીક મોત કરતાં કાંઇ ઓછી હાનિના કારણસર દેહેસતથી એવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાબ થયો હોય, એમ ન થવું જોઇએ.**

**ખુલાસો ૧ લો—જે સખસ પોતાની ખુશીથી અથવા માર મારવાની ધમકીના સબબથી આ માણસો ડાકાઈટ છે એમ જાણીને તે ડાકાઇટોની ટોળીમાં ભળે, અને પછી કાયદા મુજબ ગુન્હો હોય એવી કાંઈ વસ્તુ તેના સોબતીઓના જોરથી તેને કરવી પડે, તો તેને આ અપવાદનો ફાયદો મળી સકતો નથી.**

**ખુલાસો ૨ જો—કોઈ સખસને ડાકાઇટોની એક ટોળી પકડે, અને તેને તુરત મારી નાંખવાની ધમકી દેખાડીને કાયદા મુજબ ગુન્હો હોય એવી કાંઈ વસ્તુ તેની પાસે કરાવે; જેમકે કોઇ લુહાર પાસે તેના હથિયાર લેવાડીને પોતે કોઇ ઘરમાં પેશીને તે લુટી લેવા સારૂ તે ઘરનાં બારણાં ઉઘડાવે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકે છે.**

## વિશેષ સન્નુમતિ.

એવી ડાકાઈટોની ટોળીમાં મારી નાંખશે, એવા ભયથી બળી બીજા માણસને ન્હાના અપરાધ જેવી વસ્તુ જેમકે તેમને ખોરાક આપવો, રસ્તો દેખાડવો, વિગેરે કરવાની છુટ છે; પણ તેમ કરતાં શાબેત થવું જોઈએ કે તે ભેળાતા માણસને તેનો જીવ લેવાનો ખરેખર ભય આપ્યો હતો, તથા કોઈ પણ પોલીસ થાણાની મદદ લેવાનો અથવા બીજો ઉપાય લેવાને તેનાથી બન્યું નહતું—

**ફેંસલો**—કેદીઓ ના પાડશે તો એકદમ મારી નાંખવામાં આવશે એવી બીહીક બતાવી તેઓને કત્લ કરવાની ફરજ પાડી હતી, એવું આ કલમનો લાભ લેવાને માટે શાબીત કરવું જોઈએ. રાણી વિ. સુનુ વિગેરે. ૧૦ વિ. રી. પ્ર. ૪૮.

જુજ હાની થાય એવું કામ.

**૯૫. કાંઈ વસ્તુથી કાંઇ હાની થાય, અથવા કાંઇ હાની કરવાનો ઈરાદો કરયો હોય, અથવા કાંઈ હાની થશે એવો સંભવ જાણવામાં હોય, પણ તે હાનિ એટલી જુજ હોય કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઇ સખસ તે હાનિ બાબત ફરિયાદ કરે નહી, તો તે હાનિના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.**

## વિશેષ સમજુતિ.

ઉપલી કલમમાં "સાધારણ સમજ તથા સ્વભાવ (person of ordinary sense & temper) નો કોઈ સખંસ" વાક્ય આવ્યું તેનો અર્થ એવો કે ફરીયાદી કરનાર જેવો અથવા તેના જેવા એનાજ વર્ગમાંનો સમજવો. હલકા વર્ગના લોકમાં ગાળ, ભેળ, ધોલ, ધપો સાધારણ વાત છે, તો તે ઉપરથી ઉઠાવેલી ફરીયાદ રદ કરવાને સત્તાધીશને અખ્તીયાર છે. પણ ઊંચા વર્ગના લોકમાં એવી હલકી ચાલ છે નહી, માટે તેમની જો ફરીયાદ હોય તો તે ખરી છે.

૨. આ કલમ ઘડવાનું શું કારણ તે વિશે લા કમીશનરો પોતાના સન ૧૮૩૭ ના રીપોર્ટમાં આ કલમ બાબત નીચે મુજબ હકીકત લખી ગયા છે.

"હમારી બતાવેલી વ્યાખ્યા પ્રમાણે બીજા માણસના શાહીના ખડીયામાં કલમ બોળ"
"વી એ ચોરી છે; કાગળ ચોડવાનાં વેફર જેવી એક ન્હાની ચીજ ભાગી તે બીગાડ છે."
"એક માણસ ઘોડે બેશી જાય છે તે ઘોડાના પગથી ધુળ ઉડી આવે છે, એ હુમલો છે,"
"ગાડીમાં બેસતાં એક માણસને દાબીને બેસવું એ વ્યથા છે. અગણીત એવાં કામ છે કે"
"જે કરયા વગર માણસો સાથે રહી શકે નહીં તે કામો તથા જે કામો માણસો વારા"
"ફરતી ભોગવે છે અને જે તેઓએ વારા ફરતી કરવું, ભોગવવું જોઈએ, એ ઘટતું છે,"
એવાં કામો તેવો ગુન્હો ગણુતા નથી."

**ફેસલા**—સરકારી નકામી જમીન ઉપર ઉગેલા ઝાડ ઉપરની જુજ કીંમતની સીંગો લીધાને માટે કોઈ માણસને ગુન્હેગાર ઠરાવેલો, તેવી બાબતમાં સજા અને ગુન્હો ફેરવીને એમ ઠરાવ્યું કે આ કલમ મુજબ આ ગુન્હો બનતો નથી. રાણી વિ. કાસ્યા ઉર્ફે રાવજી, ૫ મું. હા. કો. રી. પ્ર. ૩૫.

છાતીમાં છત્રીથી આડો ગોધો મારવાથી દુઃખ થએલું એવું નજીવું ગણાતું નથી, કે જેથી તે આ કલમના અર્થમાં આવી શકે. બંગાળા સરકાર વિ. શીઓઘોલામલામ. ૨૪ વિ. રી. પ્ર. ૬૭.

## ખાનગી બચાવના હક્ક બાબત.

ખાનગી બચાવમાં કરેલી કાંઈ પણ વસ્તુ ગુન્હો નથી.

**૯૬. ખાનગી બચાવવાનો હક્ક અમલમાં લાવતાં કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે, એમ સમજવું નહી**

## વિશેષ સમજુતી.

જે માણસ પોતાનો કાયદાસર હક્ક અમલમાં લાવતાં કાંઈ કૃત્ય કરે તો તેણે ગુન્હો કર્યો કેહેવાય નહીં, એ ન્યાયની કેહેવત ઉપર આ કલમ ૯૬ થી ૧૦૬ સુધીનો આધાર છે (જુઓ શ્રીનીવાસ કૃત્ય કાયદાની કેહેવતનું પુસ્તક પ્ર. ૩૧૫).

**ફેંસલા**—વ્યથા અને મહાવ્યથાના ગુન્હાઓમાં પેહેલો ચઢાઈ કરનાર કોણ હતો એ બાબત ધ્યાનમાં લેવી જોઈએ, અને ગુન્હો ખાનગી બચાવમાં થયો છે કે શી રીતે એ બાબત પણ ધ્યાનમાં લેવી જોઈએ. રાણી વિ. સોહન વિગરે, ૨ વી. રી. પ્ર. ૫૯.

અગાઉથી ધારેલા બંડમાં એકકે બાજુવાળાઓનો ખાનગી બચાવ કરવાનો હક્ક હોઈ શકે નહી. રાણી વિ. જીઓલાલ વિગરે, ૭ વિ. રી. પ્ર. ૩૪.

* કોઈ પણ ભય અથવા જરૂરીઆત શિવાય ૨૫ વાર્ડના છેટેના માણસો સામે બંદુક ફોડવી તે ખાનગી બચાવના હક્ક પ્રમાણે વ્યાજબી ગણાતી નથી. રાણી વિ. હુસેનદી વિગેરે, ૧૭ વિ. રી. પ્ર. ૪૬.

ખાનગી બચાવની તકરાર લાવે છે તે માણસોને તે શાબીત કરવાનું છે. તોહમત રાખેલું ક્સ ના પાડી શકાય નહી, પણ ખાનગી બચાવની તકરાર ઉપાય તરીકે છે. જો આવી તકરાર ઉઠાવવામાં આવી હોય તો આખી બાબતનો હેવાલ પુરાવામાં આપવો જોઈએ. જમશીઅર સરદાર વિગેરે અપેલેન્ટો. ૧ ક. લા. રી. પ્ર. ૬૨.

જ્યાં અગાડી બંને ટોળીઓ પાસે હથીયાર હોય અને લઢવાને તૈયાર થઈ હોયતો, કાયદેસર ખાનગી બચાવના હક્ક પ્રમાણે ચાલવામાં આવ્યું હતું, એવું બતાવ્યા શિવાય કઈ ટોળીએ પેહેલો હુમલો કર્યો એ બાબતની કાંઈ અગત્ય નથી. કાલીબેપારી વિગેરે અપેલેન્ટો. ૧ ક. લા. રી. પ્ર ૫૨૧.

હંગામો અને મહાવ્યથાના તોહમતો શાબીત ઠરીથી એક કામમાં શિક્ષા કરવામાં આવી. તે કામમાં સેશનજડજ તરફ અપીલ થઇ. જડજને માલુમ પડયું કે પેહેલા હુમલો કરનારાઓ ફરીયાદીઓ હતા, અને તોહમતદાર ફક્ત ખાનગી બચાવના હક્ક તરીકે ચાલેલો છે, પણ ખાનગી બચાવનો હક્ક તકરારમાં તેણે નહી બતાવ્યાથી સેશનજડજે એમ ધાર્યું કે શિક્ષા રદ કરવાનો તેને અધિકાર નથી. તે કામમાં ઠરાવવામાં આવ્યું કે આરોપીને છોડી મુકવો જોઇએ. રાણી વિ. કાલીચરન મુકરજી વિગેરે અરજદારોની બાબતમાં, ૧૧ ક લા. રી. પ્ર. ૨૩૨.

अ. ના ઘરના બાકા અગાડી ब. આવીને તેનાપર હુમલો કરવાથી તે પોતાની મીલકતનો ખાનગી બચાવ કરતી વખતે અંધારામાં પોતાના હાથમાં લાકડી લેઇ એક ઘા કરે, અને તેથી ब. નું મોત થાય તો એ કાંઇ ગુન્હો નથી. अ. ને ब. ની લાશ ખશેડવા क. અને ड. મદદ કરે તો તેથી પીનલકોડની કલમ ૨૦૧ મુજબ તેઓ ગુન્હેગાર નથી, કારણ કે ગુન્હો બનેલો છે એવી તેમને માહીતી ન્હોતી, તેમજ ગુન્હેગારને સતાડવાનો ઇરાદો ન્હોતો, રાણી વિ. પેલંકાનશેયો વિગેરે, ૨ વિ. રી પ્ર ૪૩

તોહમતદારના ઘરમાં ચોરી કરતો ચોર પકડાય તો તેની સામા મીલકતના ખાનગી બચાવનો હક્ક છે. રાણી વિ. કરીમબક્ષ, ૩ વિ. રી. પ્ર. ૧૨.

ખરી રીતે જમીન अ. ના કબજામાં છતાં ब. જુલમથી તેનો કબજો લે તો, તે કાયદા વિરૂદ્ધ છે, અને अ. નો સામા થવાનો હક્ક છે જો ब. બળ વાપરે તો, બળ સામે બળ કરવાનો અને ब. ના માણસોને પાછા હઠાવવાને જરૂર છે, તેટલી ઇજા કરવાનો अ. નો હક્ક છે. રાણી વિ સાચી ઉરફે સાચીઓલર, ૭ વિ. રી. પ્ર. ૭૬.

શરીર તથા મિલકતનાખાનગી બચાવનો હક્ક.

**૯૭. હરએક સખસને નીચે લખેલો બચાવ કરવાનો હક્ક છે. પણ તે હક્કને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે:—**

**પેહેલો—શરીર સબંધી કોઈ પણ ગુન્હાથી પોતાના અથવા બીજા કોઇ પણ સખસના શરીરનો બચાવ.**

**બીજો—ચોરી, અપહરણ, બીગાડ અથવા સાપ્રાધ પ્રવેશ, એ ગુન્હાઓના લક્ષણોમાં દાખલ થઇ શકે, એવો ગુન્હો જે કા**

**મ હોય અથવા જે કામ ચોરી, અપહરણ, બીગાડ, અથવા સાપ્રાધ પ્રવેશ કરવાની કોશિસ હોય, તે કામથી પોતાની અથવા બીજા કોઇ પણ સખસની સ્થાવર કે જંગમમિલકતનો બચાવ.**

## વિશેષ સમજુતી.

યોગ્ય હદમાં રહીને દરેક માણસે પોતાની આબરૂ, મિલકત, અને સ્વતંત્રતાનો બચાવ કરવો જોઇએ, તેમજ એવો બચાવ કરવા બીજા માણસને મદદ કરવી ઘટે તો કરવી જોઇએ. એવો ન્યાયનો નિયમ છે. જો આવો હક્ક આપવામાં ન આવે તો રૈયતની આબરૂ, મિલકત, અને સ્વતંત્રતાની હયાતી રેહે નહી, એ ખુલ્લું છે.

૨. આ કલમ શરીર સબંધી તથા મિલકત સબંધી કયા ગુન્હામાં ખાનગી બચાવનો હક્ક પોહોંચે છે તેનું મોઘમ વિવેચન કરે છે. એ વિષે તપસીલવાર ખુલાસો હવે પછીની કલમોમાં આવશે.

**ફેંસલો**—એક ટી. નામના સખસના માણસો એક નદીનું પાણી બીજી તરફ જાય એવી રીતે એક બંધ દુરસ્ત કરવા ગએલા, તેમના ઉપર **એમ.** ના માણસોએ લાકડીથી હંગામો કીધો ને કેટલાકોને વ્યથા કીધી, તેમાં આરોપી તરફથી એમ જાહેર કરવામાં આવ્યું હતું કે એ જગા ઉપર **પી.** નો કાંઇ હક્ક નથી, અને તે જગાએ નહી આવવા તેને મના પણ કરેલી હતી, છતાં તેઓ કાયદા વિરૂદ્ધ આવેલા હતા, તેમને દુર કરવા અમે ખાનગી બચાવનો હક્ક અમલમાં આણેલો છે, પણ કામની હકીકતથી **ટી.** ના માણસોએ માત્ર દિવાની પ્રવેશનો ગુન્હો કરયો હતો, કાંઇ તેમણે ફોજદારી ગુન્હો કરયો ન્હોતો, અને સરકારી અમલદારનો આશરો માગવાનો વખત ન્હોતો, તેમ બતાવી શકાય એવી જાતની ઘણીજ અથવા જરૂરી તાકીદ ન્હોતી, તેથી આ કામમાં મીલકતના ખાનગી બચાવનો હક્ક ઉત્પન્ન થતો નથી. માટે આરોપીઓને ગેરકાયદે મંડળીના માણસ થઈ હુલ્લડ કીધાના ગુન્હેગાર ઠરાવેલા છે તે વ્યાજબી છે. રાણી કૈસરે હિંદ વિ. મનોહીલાલદાસ વિગરે, ઈ. લા. રી. ૧૯ ક. પ્ર. ૨૦૯.

દિવાના સખસ વગેરેના કામથી બચાવનો હક્ક.

**૯૮. જે કામ બીજી હાલતમાં થએથી અમુક ગુન્હો ગણાય એવું હોય, તે જો તે કામના કરનારની ન્હાની ઉંમરના, બુદ્ધિની કાચાઇના, અથવા દિવાનગીના સબબથી અથવા તેને કેફ ચડી હોય, અથવા તે સખસની કાંઈ ખોટી સમજ હોય તે સબબથી તે ગુન્હો થઇ શકતું ન હોય, તોપણ જાણે તે કામ તે ગુન્હો હોય એવી રીતે તેથી ખાનગી બચાવ કરવાનો હર એક સખસનો તેવોજ હક્ક છે.**

### દ્રષ્ટાંતો.

**(अ) દિવાનગીના જોરથી ज. अ. નો જીવ લેવાની કોશિસ કરે, તો ज. એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી, પણ ज. ડાહયો હોય એવીજ રીતે ખાનગી બચાવનો अ. નો હક્ક છે.**

**(ब) જે ઘરમાં પેસવાનો अ. નો કાયદા પ્રમાણે હક્ક છે, તે ઘરમાં (अ) રાતને વખતે પેસે ज. શુદ્ધબુદ્ધિએ अ. ને ઘર ફોડનારો સમજીને अ. ની ઉપર હુમલો કરે તો, એ ઠેકાણે આ ખોટી સમજને લીધે अ. ની ઉપર હુમલો કરવાથી ज. એ કાંઇ ગુન્હો ક-**

થી એમ સમજવું નહી, પણ ત્ર. તે ખોટી સમજથી કામ ન કરતો હોય એવીજ રીતે ત્ર. ની સામા ખાનગી બચાવનો अ. નો હક્ક છે.

## વિશેષ સમજુતી.

આ કલમ ઘડવાનું કારણ એટલુંજ જણાય છે કે કલમ ૮૨, ૮૩, ૮૪, ૮૫, થી સાત વર્ષથી ઓછી ઊંમરના બાળકે કરેલું કામ તથા ૭ વર્ષથી વધારે અને ૧૨ વર્ષથી ઓછી ઊંમરનું બાળક જેની અક્કલ જોઇએ તેટલી પુખ્ત થઇ નથી તેનું કામ તથા દિવાના સખસનું કામ તથા પોતાની ખુશી ન છતાં કે અજાણતાએ થયેલી કેફના સબબથી જે સખસ વિચાર કરવાને અશક્ત થયો છે તેનું કામ ગુન્હામાંથી બાતલ કરયું છે. અને અપવાદનો લાભ આપ્યો છે, ત્યારે હવે વખતે સંશય રેહે કે એવા સખસો કાંઇ ગુન્હા કરે તે વખતે તેની સામા ખાનગી બચાવનો હક્ક વાપરી શકાય કે નહીં, તે માટે આ કલમથી તે વાતનો ખુલાસો કરી સંસય દુર કરયો છે, મતલબ ગાંડા વિગરે માણસોએ કરેલું કૃત્ય ગુન્હો નથી, તોપણ એમના કરેલા કૃત્યથી ખાનગી બચાવનો હક્ક પોહોચે છે.

*કીયા કામોથી ખાનગી બચાવ કરવાનો હક્ક નથી.*

૯૯. પેહેલી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદ્દાની રીતથી શુદ્ધબુદ્ધિએ અમલ કરતાં જો કરે અથવા કરવાની કોશિસ કરે તો, પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક્ક નથી.

બીજી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી, એવું કાંઈ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદ્દાની રીતથી શુદ્ધબુદ્ધિએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કોઇ કરે અથવા કરવાની કોશિસ કરે, તો પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક્ક નથી.

ત્રીજી—સરકારી અધિકારીઓનો આશરો માગવા જવાની વેળા હોય, એવી બાબતોમાં ખાનગી બચાવનો હક્ક નથી.

*કેટલી હદસુધી એ હક્ક અમલમાં લાવી શકાય.*

ચોથી કોઇ પણ બાબતમાં બચાવ કરવાના કારણસર કરવી જરૂર હોય તે કરતાં વધારે હાનિ કરવા સુધીનો ખાનગી બચાવનો હક્ક નથી.

ખુલાસો ૧ લો—આ કામ કરનારો સરકારી નોકર છે એવું જે સખસ જાણતો નથી, અથવા એવું માનવાનું જેને કારણ નથી તે સખસનો તે સરકારી નોકર જે કામ કરે અથવા કરવાની કોશિસ કરે તે કામથી ખાનગી બચાવનો હક્ક જતો નથી

ખુલાસો ૨ જો—આ કામ કરનારો માણસ કોઈ સરકારી નોકરના હુકમથી એ કરે છે એવું જે સખસ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી અથવા હું ફલાણા અખત્યારથી એ કામ કરૂં છું એમ તે માણસ કેહે નહીં, અથવા, અગર તે અખત્યાર લખેલો હોય તો, માગેથી તે

**અખત્યાર બતાવે નહીં તો તે સખસનો તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે અથવા કરવાની કોશિસ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.**

## વિશેષ સમજુતિ.

આ કલમ ખાનગી બચાવનો હક છે, તેમાં વળી અપવાદ રૂપે છે. તે એવી કે ખાનગી બચાવનો હક મેળવતી વખતે આ કલમ ઉપર લક્ષ રાખીને અમલ કરવો જોઇએ.

૨. આ અપવાદની કલમમાં ૪ રકમો છે તથા ૨ ખુલાસા છે, તે વિશે હવે ટુંકામાં વીવેચન કરૂં છું.

૩. (૧) પેહેલી રકમમાં એવી શરત છે કે મોત અથવા મહાવ્યથા થવાના કારણ સર ભય ઉત્પન્ન થાય, એવું કાંઈ કામ કોઈ સરકારી નોકર શુદ્ધબુદ્ધિથી કરે તો, ખાનગી બચાવનો હક આપે છે; પણ તેટલો ભય ઉત્પન્ન નહી થતો હોય તો, એટલે દરજ્જે હક પોહોચતો નથી; એટલે કે શરીર સબંધી ગુન્હામાંના મોત અને મહાવ્યથા શિવાયના બીજા સઘળા ગુન્હામાં સરકારી નોકરના શુદ્ધબુદ્ધિના કામથી થતી હાનીથી ખાનગી બચાવનો હક નથી, એવું જણાવે છે.

(૨). શુદ્ધબુદ્ધિની વાખ્યા આ કાયદાની કલમ પર માં બતાવેલી છે કે, ઘરની સંભાળ અને ધ્યાનથી જે કામ કરવામાં આવે તે શુદ્ધબુદ્ધિથી કરવામાં આવ્યું એમ ગણાશે. પણ જ્યારે શુદ્ધબુદ્ધિથી ન હોય તો કેટલી જવાબદારી છે તે માટે આ કાયદાની કલમ ૭૭ નીચેની સમજુતી જુઓ.

૪. બીજી રકમમાંજ શરત છે તે પણ પેહેલી રકમ માફકજ સરકારી નોકરના હુકમથી તેના તાબાનું માણસ અથવા કોઈ ખાનગી માણસ કામ કરે તેને માટે છે.

૫. ત્રીજી રકમમાં જે ઠરાવ છે તે ઘણી સાવચેતી રાખવાનો છે. જો હુમલો કરનારથી બચી જવા માટે સરકારી નોકરના આશરા તળે જવાની તક હોય તો, ખાનગી બચાવનો કાંઈ હક અમલમાં લાવવાને અથવા અમલમાં લાવ્યા વગર તેના આશરા તળે જતું રેહેવું જોઈએ, એવો વખત હતો કે નહીં, એ દરેક કેસની હકીકત ઉપર આધાર રાખે છે.

૬. ચોથી રકમમાં બતાવેલો હક શરીર સબંધી ગુન્હામાં અને મીલકત સબંધી ગુન્હામાં ખાનગી બચાવનો જે હક આપ્યો છે તે ઘણોજ બારીક રીતે વિચાર કરી વાપરવાનો છે. એમાં સાફ દર્શાવેલું છે કે જરૂર હોય તે કરતાં જાસ્તી હક વાપરવો નહીં. માટે સામા માણસની સ્થીતી અને કૃત્ય જોઈ વિચારી હક મેળવવો. જુઓ દાખલો કે આપણો કાન અથવા નાક અથવા હાથ કોઈ પકડે તો ધક્કો મારી પકડનારને આઘો કરવો, પણ તેના અવેજમાં આપણે તલવારનો જખમ મારીએ તો એ કાંઇ ખાનગી બચાવનો હક અમલમાં લાવ્યો કેહેવાશે નહીં. કારણ કાયદામાં જે ફરમાન છે તેથી બાહાર ગયા માટે ગુન્હેગારના કૃત્યથી કમીપણે ચાલી આપણો બચાવ કરી કામ સાધવું એજ મુળ હેતુ છે.

૭. જુઓ પેહેલો ખુલાસો ઘણીજ તક આપે છે અને ઉપરની રકમોનો સંસય દુર કરે છે. હવે અમુક સખસ સરકારી નોકર છે એવું જે સખસ જાણતો નથી અથવા માનતો નથી, તેવા સખસના કૃત્યથી ખાનગી બચાવનો હક જતો નથી; પોલીસનું માણસ નથી તેવો માણસ કોઈ પોલીસના માણસનો ડ્રેસ અગર તેવો ડ્રેસ પેહેરી હુકમ બજાવવા જાય, તેમાં કાંઈ શરીર કિંવા મિલકત સબંધી કાંઈ ગુન્હો કરે. હવે સામાવાળો જાણે છે

કે આ પોલીસ માણુસ નથી. વેસ ધારણ કરી આવ્યો છે, તો તેવે પ્રસંગે ખાનગી બચાવનો હક્ક જતો નથી.

૮. બીજો ખુલાસો પેહેલા ખુલાસામાં બતાવેલા વેસ લીધેલા પોલીસ અમલદારના હુકમથી કોઈ ત્રાહીત સખસ પણ આવું કામ કરે તો તેનો આ કલમની બીજી રકમથી બચાવ થતો નથી, એટલે ખાનગી બચાવનો હક્ક મળે છે.

**ફેંસલા**—ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણ્ય મનુષ્યવધના કેસમાં પ્રસંગ એવો હતો કે કેદી બળ સામે વ્યાજબી રીતે બળ વાપરી શકે, પણ મોત થવાનો સંભવ છે એમ જાણી તેણે ઘા કર્યો તેથી આ કલમના ક્લોઝ ૪ ઉપર આધાર રાખતાં ખાનગી બચાવના હક્કથી તેણે વધારે કર્યું હતું એમ ઠરાવવામાં આવ્યું. રાણી વિ. ફુઝામીઆં ઉર્ફે ફુઝાઅહમદ. ૬ વિ. રી. પ્ર. ૮૯.

તોહમતદાર જેની મીલકતની વારંવાર ચોરી થતી હતી તે લાતી લેઈને મીલકતની ચોકી કરવાને ગયો, અને લાતીથી ચોરને માર્યો, જેથી તેના ઘાથી તે મરી ગયો. તોહમતદારે કરેલી ઈજા અને પછીની વર્તણુંક ઉપર બંધ રાખતાં આ કેસ આ કલમના ચોથા અપવાદમાં આવી જતો નથી, પણ તેને પીનલકોડ કલમ ૯૭ અને ૧૦૪ નો લાભ મળે છે, અને મીલકતના ખાનગી બચાવનો હક્ક તેણે કાયદા વિરૂદ્ધ બજાવ્યો નથી. રાણી વિ. મોકી. ૧૨ વિ. રી. પ્ર. ૧૫.

એક ઘર ફોડી ચોરી કીધાના કામમાં પોલીસના હેડકોન્સ્ટેબલે કેટલાક રખડાઉ લોકોના તંબુઓ જોયા, પણ કાંઈ મુદ્દો મળ્યો નહીં. તપાસ પુરી કીધા પછી તે રખડાઉ લોકોએ તેને કેટલાક પૈસા આપ્યા; તે પુરતા નથી માટે વધારે માગ્યા, પણ તે લોક ગરીબ છે તેથી વધારે નહી આપવામાં આવે એવો જવાબ દીધો, તેથી હેડકાન્સ્ટેબલે તેમાંના એક જણને બાંધી લેઈ જવા હુકમ કીધો. આ ઉપરથી તે તંબુઓમાંના સ્ત્રી છોકરાં વિગરેએ પથર અને લાકડીઓ લેઈ બાહાર નીકળી હુમલો કીધો, તેથી હેડકાન્સ્ટેબલે તેમનાપર બંદુક છોડી જેથી એકનું મોત થયું. જે માણસને તેણે ગેરકાયદેસર પકડ્યો હતો તેને છોડી મુક્યો હોત તો ધાસ્તી બંધ પડત. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે લોકો સામે ખાનગી બચાવ કરવાનો હેડકાન્સ્ટેબલનો હક્ક ન્હોતો, તેથી તે ખુનનો ગુન્હેગાર છે. રાણી વિ. અબદલ હકીમ, ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૨૫૩.

પોલીસ ચોકીના ઉપરીના તાબા નીચેનો અમલદાર, જેને તે ઉપરીએ સન ૧૮૬૧ ના ૨૫ મા ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૩૫ મુજબ તજવીજ કરવાને સોંપેલું, તેણે ઝડતી લેવાના વારંટ સિવાય ચોરીની મીલકત શોધવાને ઘરમાં પેસવાનો યત્ન કરેલો, તેમાં તેને અટકાવવામાં આવ્યો હતો. આ કલમ મુજબ એમ ઠરાવ્યું કે જો કે વારંટ સિવાય ઘરની ઝડતી લેવાનો પોલીસ અમલદારને વ્યાજબી રીતે હક્ક ન્હોતો, તોપણ તે અમલદાર કાયદા વિરૂદ્ધ ચાલેલો તેથી અટકાવ વ્યાજબી હતો, એવી તકરાર અટકાવ કરનાર માણુસ લાવી શકે નહીં, કારણ કે તે અમલદાર શુદ્ધબુદ્ધિ અને દ્વેષ સિવાય બીજી રીતે ચાલ્યો હતો, એવું શાબીત કરવામાં આવ્યું ન્હોતું. રાણી વિ. વ્યંકટરાવ સીવાસ. ૭ મુ. હા. કો. રી. પ્ર. ૫૦.

શરીરના ખાનગીબચાવનો હક્ક મોતકરવા

**૧૦૦. જે ગુન્હા ઉપરથી ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવવો પડે તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો હોય તો, હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત અથવા**

તાં સુધી ક્યારે પોંહોચેછે. **બીજી કાંઈ પણ હાની કરતાં સુધી શરીરના ખાનગી બચાવનો હક્ક પોહોંચે છે, પણ તે હક્કને ઉપલી કલમમાં લખેલી હદ લાગુ પડે છે. ગુન્હાઓના પ્રકારોઃ—**

**પેહેલો—જો બચાવનો હક્ક એટલે સુધી અમલમાં ન લવાય તો તેનો પરિણામ મોત થશે, એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.**

**બીજો—જો બચાવનો હક્ક એટલે સુધી અમલમાં ન લવાય તો તેનો પરિણામ માહાવ્યથા થશે, એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.**

**ત્રીજો—બલાત્કાર સંભોગ કરવાના ઈરાદાથી હુમલો.**

**ચોથો—સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુનેચ્છા પુરણ કરવાના ઈરાદાથી હુમલો.**

**પાંચમો—મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયન કરવાના ઇરાદાથી હુમલો.**

**છઠો—કોઇ સખસને ગેરવ્યાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી હુમલો, અને તે એવી હાલતમાં હોય કે તેથી પેલા સખસને કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધિકારીઓને અરજ કરવાનું મ્હારાથી બની શકશે નહી**

## વિશેષ સમજુતી.

આ કલમમાં મોત કરતાં સુધીનો હક્ક આપ્યો છે, તોપણ તેને ૯૯ મી કલમ લાગુ કરી છે. માટે તેમાંના અપવાદો ધ્યાનમાં રાખવા જોઈએ. પેહેલી અને બીજી રકમ પ્રમાણે કારણસર ભય ઉત્પન્ન થયો હતો, અને તે ભયને તાત્કાળીક અટકાવ્યા સિવાય બીજો ઈલાજ ન્હોતો એવું શાબેત થવું જોઈએ.

૨. છઠ્ઠી રકમમાં ખુલાસો ઘણો સરસ છે. આવી કેદ કરવાના ઈરાદાથી હુમલો કર્યો, હોય પણ તે માટે સરકારી અમલદારને ફરિયાદ કરવા પોતાને તક મળશે એવું હોય તો, બચાવનો હક્ક મળતો નથી. સરકારી અમલદારને ફરિયાદ કરવાને પોહોંચાય તેવું ન્હોતું, એટલા સારૂ તેનું કાયદાસર અને વ્યાજબી કારણ તોહમતદારે બતાવવું જોઈએ.

**ફેંસલા**—કોઈ માણસ ઉપર ભાલાથી હુમલો કરવામાં આવ્યો હોય, અને તે માણસ લાતીથી ઘા કરે અને તેથી હુમલો કરનારનું મોત થાય તો, તેથી કાયદા પ્રમાણે શરીર અને મીલકતના ખાનગી બચાવથી તેણે વધારે કર્યું એમ ગણાય નહીં; પણ મહાવ્યથા થવાની બીહીક લાગે તો આ કલમ મુજબ શરીરના ખાનગી બચાવના હક્કથી વધારે કર્યું એમ ગણાય છે. રાણી વિ. મોઈજુદીન વિગરે, ૧૧ વિ. રી. પ્ર. ૪૧.

આ કલમમાં બતાવ્યા મુજબ ચઢાઈ થવાની કાંઈ પણ ધાસ્તી ના હોય તેવી બાબતમાં અને જ્યાં અગાડી કેદીઓએ પ્રાણઘાતક હથીયારો, જેવાં કે ભાલાઓથી એ માણસો જેઓ તેમની જમીન ખેડતા હતા તેમને મારી નાંખ્યાં હોય, તેવી બાબતમાં મીલકત અને શરીરના ખાનગી બચાવનો હક્ક તકરારમાં બતાવી શકાય નહીં. રાણી વિ. ગૌર ચંદરચંગ વિગરે. ૧૮ વિ. રી. પ્ર. ૨૯.

તે હક્ક મોત શિવાયના કાંઈ બીજી હાનિ કરતાં સુધી ક્યા **૧૦૧. જો ગુન્હો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઈ પણ પ્રકારનો નહી હોય તો, શરીરના ખાનગી બચાવનો હક્ક હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત કરતાં સુધી પોહોંચતો નથી; પણ હુમલો કરનારને મોત સિવાયની બુદ્ધિપુર્વક કાંઈ બીજી હા-**

રે પોંહોચે છે. નિ કરવા સુધી પોંહોચે છે, અને તે હક્કને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

## વિશેષ સમજુતિ.

કલમ ૧૦૦ માં જે ગુન્હાઓ બતાવ્યા છે તેમાં મોત આણતાંસુધી ખાનગી બચાવનો હક્ક કલમ ૯૯ માં જે અપવાદ આપ્યા છે તેને અનુસરીને મળે છે. હવે મોત સિવાય તેથી ઉતરતા દરજ્જાની હાની કરતાં સુધી ખાનગી બચાવનો હક્ક મેળવવા આ કલમ છે, પણ કલમ ૯૯ ની ૪ થી રકમ ઘણી ધ્યાનમાં રાખવી કે જરૂર કરતાં વધારે હક્ક મળનાર નથી

૨. દાખલો કે આપણે એક ઘરની પરશાળમાં બેઠા છીએ, તે પરશાળને પાછળ બીજું બારણું નથી. આગળ એકજ બારણું છે. તે બારણેથી આપણા ઉપર કોઈ હુમલો કરવામાં સાપ્રાધ બળ વાપરવામાં આવે, તે આવનારને ધક્કો મારી આપણે નીકળી જવું એટલો હક્ક પોંહોચે છે, પરંતુ તેમ કરતાં પણ તે આપણી પાછળ બળ વાપરવા દોડયો આવે તો તેને વ્યથા કરીને આપણે આપણા બચાવ કરવો જોઈએ, પણ મોત આણતાં સુધી જવું નહીં.

હવે એવે પ્રસંગે મોત આણતાં સુધી ક્યારે જવું કે જે આપણા ઉપર દોડી આવે છે, તેણે એક નેતરની સોટીનો આપણને સપાટો માર્યો ને વળી તેની પાસે તલવાર છે તે પણ મારશે, એવો તાત્કાળીક ભય હોય તો, તેવે પ્રસંગે આપણે ડાંગ મારી મોત આણીયે તો લાભ મળી શકે, પણ કલમ ૯૯ માં જે ફરમાન છે તે ઉપર ખુબ નજર રાખવી, કારણ પુરાવાનો બોજો લાભ મેળવનારને સીર છે.જુઓ પુરાવાના આકટની કલમ ૧૦૫.

**ફેંસલો**—મોલાહઝ અને સીકદારો બને વચેની તકરારમાં સીકદારોએ પેહેલો હુમલો કરીને એક મોલાહઝ જે પોતાની મીલકતનો બચાવ કરતો હતો તેને મારી નાંખ્યો; જે તે લઢાઈમાં ત્રણ સીકદારો પણ જખમી થયા. સીકદારોને ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હેગાર ઠરાવ્યા, અને મોલાહઝને મહાવ્યથાના ગુન્હેગાર ઠરાવ્યા. તે કામમાં ઠરાવ્યું કે ખાનગી બચાવ કરતી વખતે હુમલો કરનારાઓને મોત શિવાય બીજી ઈજા કરી, તેથી તે ઈજા કરનારને આ કલમનો લાભ મળી શકે છે. રાણી વિ. ટાનું મીકદાર વિગરે. ૩ વિ. રી. પ્ર. ૪૭.

શરીરના ખાનગીબચાવના હક્કનીશરૂઆત અને તેનું જારી રેહેવું.

**૧૦૨ અગર ગુન્હો થયો નહી હોય, તોપણ ગુન્હો કરવાની કાંઈ કોશિસ અથવા ધમકીથી શરીરને જોખમ પોંહોચવાનો કારણસર ભય ઉત્પન્ન થાય કે તુરત શરીરના ખાનગી બચાવનો હક્ક શરૂ થાય છે; અને જયાં સુધી શરીરને જોખમનો તે ભય જારી રેહે, ત્યાં સુધી તે હક્ક જારી રેહે છે.**

## વિશેષ સમજુતી.

કલમ ૧૦૦ માં શરીરના ખાનગી બચાવનો હક્ક મોત કરતાં સુધી ક્યારે પોંહોચે છે, તે બાબત તે કલમમાં સાફ ગુન્હાવાર હુમલાઓ બતાવ્યા છે. તથા કલમ ૧૦૧ માં મોત સિવાયની તેથી ઉતરતા દરજ્જાની હાની કરતાં સુધી હક્ક પોંહોચે છે, એમ બતાવ્યું છે.

૨. પરંતુ આ હક્ક ક્યારે શરૂ થયો તથા ક્યાં સુધી જારી રહ્યો સમજવો એ અવશ્ય જાણવું જોઈએ, કેમકે તે હદ ન હોય તો ગુન્હેગારોને વારંવાર લાભ મળે. માટે આ કલમથી હદ મુકરર કરે છે, પણ તે હદ દરેક કેસની કરીયત ઉપર આધાર રાખે છે.

૩. એક સ્ત્રીને દેખી એક સખસ દોડતો આવે, તેને આવિવાનું વલણ સ્ત્રી તરફ છે એવું દેખાય, પણ તે ઓરતની પાસે આવતાં સુધી બળાત્કાર સંભોગ કરવા આવે છે એમ ગણાય નહી. તેને દોડતો આવતાં અને સ્ત્રીની લાજ લેવા માટે હુમલો કરવાની તૈયારી કરતાં અવલજ તલવાર વતી મારી નાંખવામાં આવે, તો ખાનગી બચાવનો હક્ક મળે નહી. તે સખસ એટલોજ નજદીક આવી ભરાય, અને લાજ લેવાની તૈયારી કરી હુમલો કરે તો એ ઓરતની ઉપર આવેલી આફ્ત દુર થતાં સુધી ખાનગી બચાવનો હક્ક પોંહોચે છે. એક નબળા તોહમતદારથી બચવા પાકલાક લાગે તો, જબરાઈથી બચવા એક કલાક લાગે, એ ધ્યાનમાં રાખવું.

મિલકતના ખાનગી બચાવનો હક્ક મોત કરતાંસુધીક્યારે પોંહોચે છે.

**૧૦૩. જે ગુન્હો કરવા અથવા જેની કોશિસ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવવો પડે; તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો હોય તો, ગુન્હો કરનારને બુદ્ધિપુર્વક મોત અથવા બીજી કાંઇ પણ હાનિ કરતાં સુધી મિલકતના ખાનગી બચાવનો હક્ક પોંહોચે છે, પણ તે હક્કને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે. ગુન્હાઓના પ્રકાર.**

**પેહેલો—અપહરણ.**

**બીજો—રાતને વખતે ઘર ફોડવું.**

**ત્રીજો—કોઈ ઇમારત, તંબુ, અથવા વાંહાણ માણસના ઘર દાખલ વપરાતું હોય અથવા મિલકત રાખવાની જગા દાખલ વપરાતું હોય તે ઈમારત, તંબુ અથવા વાંહાણપર આગથી બીગાડ કરવો.**

**ચોથો—ચોરી, બીગાડ, અથવા ગ્રહપ્રવેશ, અને તે એવી હાલતમાં કરવો કે તેથી કારણસર એ ભય ઉત્પન્ન થાય કે, જો ખાનગી બચાવનો તે હક્ક અમલમાં નહી લવાય તો તેનો પરીણામ મોત અથવા મહાવ્યથા થશે.**

## વિશેષ સમજુતિ.

જેવી રીતે કલમ ૧૦૦ માં શરીરના ખાનગી બચાવનો હક્ક મોત કરતાં સુધી આપ્યો છે, તેવીજ રીતે મીલકત વિરૂદ્ધ કરવા કહ્યા ગુન્હામાં મોત કરતાં સુધી ખાનગી બચાવનો હક્ક પોંહોચે છે તેનો આ કલમથી સ્પષ્ટ ખુલાસો થાય છે, પણ ૯૯ મી કલમના અપ્વાદને અનુસરીને વર્તવું, કેમકે પુરાવાના આકટની કલમ ૧૦૫ મુજબ પુરાવાનો બોજો લાભ મેળવનારના ઉપર છે.

**ફેંસલા**—આ કલમ મુજબ ખાનગી બચાવના હક્કની પીનલકોડ કલમ ૯૯ મુજબ હદ બંધાએલી છે, અને બચાવને માટે જેટલી ઈજા કરવાની જરૂર છે તેના કરતાં વધારે ઈજા થઈ શકે નહી. રાણી વિ. ધનનજાઈ પોલી વિગરે, ૧૪ વિ. રી. પ્ર. ૬૮.

આ કામની બાબતો ઉપર વિચાર કરતાં કોઈ માણસ આ કલમના કલોઝ ૪ અને કલમ ૧૦૦ ના કલોઝ ૨ મુજબ ખાનગી બચાવ કરતી વખતે પેહેલો હુમલો કરનારામાંના કોઈ માણસને મારી નાંખે તો, તેણે ખરી રીતે ખાનગી બચાવનો હક્ક બજાવ્યો છે એમ ગણાય. રાણી વિ. રામલાલસીંઘ વિગરે. ૨૨ વિ. રી. પ્ર. ૫૧. રાજારામ ચોધ્રી વિ. સીદુલાખ મીસર, ૭ વિ. રી. દિ. રૂ. ૧૧૩.

* આ કામમાં તોહમતદાર જેમના કબજામાં સ્વસ્થ રીતે જમીન હતી, તેમનાઉપરચ-ઢાઈ થવાથી મીલકતના ખાનગી બચાવનો હક્ક તેમણે આ કલમમાં બતાવ્યા કરતાં વધારે બજાવ્યો નથી, એમ ઠરાવવામાં આવ્યું. રાણી વિ. ગુરૂચરણ ચંગ વિગરે અપેલેન્ટો, ૧૪ વિ. રી. ૬૯ અને ૬ બં. લા. રી. અપે. પ્ર. ૯.

તે હક્ક મોત સિવાયની બીજી કાંઈ હાનિ કરતા સુધીકયારે પોંહોચે છે.

**૧૦૪. જે ગુન્હો કરવા અથવા જેની કોશીસ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવવો પડે, તે જો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારની ચોરી, બિગાડ અથવા સાપ્રાધ પ્રવેશ નહી હોય તો, તે હક્ક બુદ્ધિપુર્વક મોત કરતાં સુધી પોંહોચતો નથી; પણ ગુન્હેગારને મોત શિવાયની બુદ્ધિપુર્વક બીજી કાંઇ પણ હાનિ કરતાં સુધી પોહોંચે છે. અને તે હક્કને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.**

## વિશેષ સમજુતી.

ઉપર જેવી રીતે કલમ ૧૦૧ માં શરીર સબંધીના ગુન્હામાં મોત સિવાય બીજી હાની કરતાં સુધી ખાનગી બચાવનો હક્ક આપ્યો છે; તેવીજ રીતે કલમ ૧૦૩ માં બતાવેલી ચોરી, બિગાડ, અથવા સાપ્રાધ પ્રવેશના ગુન્હા શિવાય, મિલકત વિરૂદ્ધના બીજા ગુન્હામાં મોત કરતાં હલકી હાની કરતાં સુધી, આ કલમથી હક્ક આપવામાં આવ્યો છે

**ફેંસલા**—જે ગુન્હામાં મીલકતનો ખાનગી બચાવ કરવાની જરૂર પડે તે ગુન્હો સાપ્રાધ પ્રવેશનો હોય તો, આ કલમ મુજબ બચાવ કરવાનો હક્ક કલમ ૯૯ માં બતાવેલી હદ મુજબ ફક્ત મોત સિવાય ગુન્હેગારનો બુદ્ધિપુર્વક કાંઈ બીજી ઈજા કરવાનો છે. રાણી વિ. ગોબરધનપારી વિગરે અપેલેન્ટ. ૧૪ વિ. રી. પ્ર. ૭૪.

જમીન સબંધી તકરારમાં એક ચઢાઈ કરનાર માણસને મારી નાંખવામાં આવ્યો હતો. કેદીઓ જેઓએ મીલકતનો ખાનગી બચાવ કર્યો હતો તેમને શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હામાંથી છોડી મુકી હંગામો કર્યાના ગુન્હેગારો જ્યુરીએ ઠરાવ્યા હતા. એમ ઠરાવવામાં આવ્યું કે કેદીએ હંગામો કરનાર અથવા ગેરકાયદ મંડળીના સભાસદો નહીં હોવાથી આ કલમનો લાભ તેઓને મળી શકે છે. રાણી વિ. મીઠાસીંગ વિગરે, ૩ વિ.રી.પ્ર.૪૧.

કોઈ માણસો પોતાના દોસ્તની મદદ લેઈ બીજો માણસ જેણે તેની સ્ત્રી સાથે બદ કામ કરવાના ઈરાદાથી તેના ઘરમાં પ્રવેશ કર્યો હતો, તેના ઉપર સખતાઈથી વેર વાળ્યું. તેમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે કાંઈ ગુન્હો બન્યો નથી, કારણ કે કલમ ૯૬ અને કલમ ૧૦૪ મુજબ પ્રવેશ કરનારને એકદમ મોત થાય તેવી સજા શિવાય બીજી સજા કરવી વ્યાજબી ગણાય છે; અને કાંઈ પણ ગુન્હો કરવામાં મદદ કરેલી નહી હોવાથી તેના મીત્રને પણ નિર્દોષી ઠરાવી છોડી મુક્યો હતો. રાણી વિ. ધમનતેલી વિગરે, ૨૦ વિ. રી. પ્ર. ૩૬.

મિલકતનાખાનગીબચાવના હક્કની શરૂઆત અને તેનું જારી રેહેવું.

**૧૦૫. પેહેલી—જ્યારથી કાંઇ મિલકતને જોખમનો કારણસર ભય ઉત્પન્ન થાય, ત્યારથી તે મિલકતના ખાનગી બચાવનો હક્ક શરૂ થાય છે.**

**બીજી—ચોરીથી મિલકતના ખાનગી બચાવનો હક્ક મિલકત લઇને ગુન્હેગાર નાશી જાય, અથવા સરકારી અધિકારીઓનો આશરો મળે અથવા તે મિલકત પાછી હાથ લાગે; ત્યાંહાં સુધી જારી રેહે છે.**

**ત્રીજી—અપહરણથી મિલકતના ખાનગી બચાવનો હક્ક જ્યાંહાં સુધી ગુન્હેગાર કોઈ સખસને મોત અથવા વ્યથા અથવા ગેરવ્યાજબી અટકાવ કરે અથવા કરવાની કોશીસ કરે, અથવા જ્યાંહાં સુધી તાત્કાળીક મોતનો અથવા તાત્કાળીક વ્યથાનો, અથવા શરીર સબંધી તાત્કાળીક અટકાવનો ભય જારી રેહે, ત્યાં સુધી જારી રેહે છે.**

**ચોથી—સાપ્રાધ પ્રવેશ અથવા બિગાડથી મિલકતના ખાંનગી બચાવનો હક્ક જ્યાંહાં સુધી ગુન્હેગાર સાપ્રાધપ્રવેશ અથવા બિગાડ કરવામાં જારી રેહે, ત્યાંહાં સુધી જારી રેહે છે,**

**પાંચમી—રાતને વખતે ઘર ફોડવાથી મિલકતના ખાનગી બચાવનો હક્ક, તે ઘર ફોડવાથી શરૂ થએલો ગૃહપ્રવેશ જ્યાંહાં સુધી જારી રેહે, ત્યાંહાં સુધી જારી રેહે છે.**

## વિશેષ સમજુતી.

જેવી રીતે શરીર વિરૂદ્ધ ગુન્હા બાબત કલમ ૧૦૨ છે, તેવીજ રીતે મિલકત વિરૂદ્ધના ગુન્હા બાબત આ કલમમાં સ્પષ્ટ રીતે ખાનગી બચાવના હક્કની શરૂવાત અને તેનું જારી રેહેવું બતાવેલું છે, તેથી વધારે વિવેચન કરવાની જરૂર રેહેતી નથી.

**ફેંસલા**—તોહમતદાર ચોરની પાછળ પડીને ઘરપ્રવેશ બંધ થયા પછી તેને મારી નાંખે, તો તેવા કેસ પીનલકોડ કલમ ૩૦૦ ના બીજા અપવાદમાં આવી જતા નથી. મીલકતનો ખાનગી બચાવ કરવાનો હક્ક ફક્ત આ કલમના કલોઝ ૫ મુજબ જ્યાં સુધી ઘરપ્રવેશ કાયમ છે ત્યાં સુધી છે. રાણી વિ. બલાકી જોલાહદ, ૨૦ વિ. રી. પ્ર. ૯ અને ૧ બં. લા. રી. પ્ર. ૮.

ब. ના નોકરોએ अ. ના કબજાની જમીનપર પ્રવેશ કરી નુકશાન કર્યું, તેથી अ. ના નોકર સામા થયા, તે ઉપરથી આ કલમના કલોઝ ૪ મુજબ મીલકતનો ખાનગી બચાવ કરવાનો હક્ક પુરો થયો છે, એમ ધારી अ. ના નોકર ઉપર ગેરકાયદે મંડળીનું તોહમત રાખી સજા કરી, તે સજામાં દરમિયાન થવા હાયકોર્ટે ના પાડી. રાણી વિ. રાજકીસ્તોદાસ વિગરે, ૧૫ વિ. રી. પ્ર. ૪૩.

अ. એ ब. ની જમીન ઉપર પ્રવેશ કર્યો અને ब. એ अ. ને પકડી બીજા દાહાડા સુધી કેદ રાખ્યો. એમ ઠરાવવામાં આવ્યું કે પીનલકોડ કલમ ૯૭, ૧૦૪ અને ૧૦૫ મુજબ ब. અને તેના નોકરને મીલકતના ખાનગી બચાવ માટે કેદ કરવાનો હક્ક હતો એમ ધારી શકાય નહી. સુરફુદીન વિ. કાશીનાથ, ૧૩ વિ. રી. પ્ર. ૬૪.

કોઈએગુન્હા સખસનેહાનિ થવાનું જોખમ હોય એવી વેળાયે જીવલે એવા હુમલા.

**૧૦૬. જો કાંઇ હુમલો એવો થાય કે તેથી મોતનો કારણસર ભય ઉત્પન્ન થાય, અને તે હુમલાથી ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર સખસ એવી હાલતમાં આવી ગયેલો હોય કે કોઈ એ ગુન્હા સખસને હાનિ કરવાના જોખમ શિવાય તેથી તે હક્ક ધાર્યું થાય એવી રીતે અમલમાં લાવી શકાય નહી, તો તે જોખમમાં પડતા સુધી ખાન-**

થી ખાનગીબ  ગી બચાવનો તેનો હક્ક પોંહોચે છે.
ચાવનો હક્ક.

દ્રષ્ટાંત.

**(અ) ૦ ની ઉપર એક ટોળીએ હુમલો કરયો છે, અને તેઓ તેનું ખુન કરવાની કોશીસ કરે છે. તે ટોળાની ઉપર બંદુક છોડ્યા શિવાય ધારેલું થાય એવી રીતે ખાનગી બચાવનો હક્ક अ. અમલમાં લાવી શકે એવું નથી, અને તે ટોળામાં કેટલાએક બાળક છોકરાં છે તેઓને હાનિ કરવાના જોખમ શિવાય अ. બંદુક છોડી શકતો નથી, હવે એવું છતાં બંદુક છોડેથી જો अ થી તે છોકરાઓમાંના કોઈ છોકરાંઓને કાંઇ હાની થાય તો, अ, એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી.**

## વિશેષ સમજુતી.

૧. નીચેના દ્રષ્ટાંતથી આ કલમનો સ્પષ્ટ ખુલાસો થયો છે, એટલે જાસ્તી વીવેચન કરવાની જરૂર રેહેતી નથી.

૨. ઉપલી કલમો ઉપરથી ખાનગી બચાવ બે બાબતના શાબેત થાય છે. ૧ લો શરીરનો ને ૨ જો મીલકતનો, પણ તે બચાવ કરવા માટે કાંઈ એવું છે નહી કે પોતાનુંજ શરીર અથવા પોતાનીજ મીલકતનો બચાવ કરવાની છુટ આપી છે. બીજાના શરીર અથવા બીજાની મીલકત બચાવવામાં પણ જે વસ્તુ કરે તેને ઉપલી કલમોની છુટ છે. પણ એ છુટ જે ઘડીને જે હદનો બચાવ કરવો ઘટે તેટલીજ ઘડી ને તેજ હદ સુધીનો કરવા માટે છે, વધારે નહીં. એટલે રાત્રે ઘર ફોડી ચોર માંહે આવ્યો, તે વેળાએ પોતાનો બચાવ કરતાં જે માર્યું તે વાસ્તવિક છે; પરંતુ તે ચોરી કરી આબાદ ભાગી જતો હોય ને શીડીએથી ઉતરી રસ્તા ઉપર પડતો હોય ત્યારે બારી વાટે ઉભા રહી બંધુકના બાહારથી મારવો એ વ્યાજબી નથી, કારણ તે ઘરમાં ઘુસ્તો આવે છે ત્યાં સુધી તે કદાચ આપણા જીવને પણ નુકશાન કરવાને ચુકે નહી એવો ભય છે. પણ ચોરી કર્યા પછે તે ચાલતો થયો કે તે ભયની ઘડી વીતી ગઈ, માટે ખાલી તેને પકડવો જોઈએ. ખાનગી બચાવની જેટલી જરૂર છે તેટલી જરૂરની હદથી બાહાર જવાનો કોઈને હક્ક છે નહીં.

૨. એક માણસ તલવાર બાંધી બીજા ઉપર હલ્લો કરવા આવે છે. તેના શરીર ઉપર તલવાર છે માટે બીહીને તેને મારી નાંખવો એ ખુન કેહેવાય; પરંતુ તે પોતાના શરીર ઉપરથી તલવાર મારા મારી માટે ખેંચવા જાય છે, તેથી જો તેને માર્યો હોય તો ખુન નથી, પછી તેણે ઘા કર્યો હોય કે ના કરયો હોય તોપણ. પર કદાચ બે જણ તલવારથીજ લડતા હોય તેવામાં એકની તલવાર છીનવી લીધી હોય અથવા ભાગી ગઈ હોય, ત્યાર પછી જો હુમલો કરનારનું ખુન થાય ત્યાં સુધી સામાવાળો માર્યો જાય તો, તે ખુનનો ગુન્હો છે. જે પેહેલાં કુસ્તીમાં જણાવ્યું છે તે અહીં પણ લાગુ પડતું સમજવું.

૩. હવે શરીરનો અથવા મિલકતનો ખાનગી બચાવ કરતાં જે મોત નીપજે તે ખુન નથી.—૩૦૦ મી કલમ ને તેનો "અપવાદ ૨ જો જુઓ.

ખાનગી બચાવમાં એવો જે હક્ક મળે છે તે માટે એટલું શાબીત કરવું જોઈએ છે કે સામાવાળાથી ખરેખર ભય ને નુકશાન હતું, ને તે એટલે સુધી કે પોતાનો બચાવ કરવામાં કોઈ પણ સામાવાળા માણસને જાસ્તી વાપરવાની ફરજ હતી.

૪. પણ હવે સરકારી નોકર એક માણસને પકડવા આવે છે, તે પોતે કામદારનું કામ પોતાના હોદ્દાની સરીયતથી કરે છે, માટે તે સામે બચાવ કરતાં જે વસ્તુ થાય તે ખાનગી બચાવમાં ન ગણાય.

૫. સરકારી નોકર એટલે—(૨૧ મી કલમ જુઓ).

એવો માણસ ગુન્હેગારને પકડવા જાય તો તે પોતાનો હોદ્દો બજાવે છે, તેમજ તે હરકોઈ રસ્તાના માણસોને મદદ તરીકે પોતાનું કાયદાસરનું કામ બજાવવા બોલાવે તો, તે રસ્તામાં મદદે આવેલા માણસોનું પણ કામ કાયદાસરનુંજ કેહેવાય છે.

પણ કદી સીમાડાની તકરારમાં બે ગરાશીયાઓ એકમેક ઉપર હથીયારબંધા માણસો લઈ કરે તો, તે માણસોએ કાયદાસરનું કામ કરેલું ન કેહેવાય, કાંકે ગરાશીયાઓને તકરાર હતી તો તેમની પાસે કોઈ પણ કાયદાસરનું થાણું હોય ત્યાંથી તેઓ સાહેતા મેળવી શકે છે.

પણ કોઈ સરકારી માણસને પકડવા જાય ને સામેવાળો ખાનગી બચાવમાં કાંઈ હાનિ ન કરે તેટલા માટે તેની પાસે પકડવાને જે "વારંટ" હોય તે દેખાડીને તેના ઘરમાં જવું—ને જો વારંટ ન હોય તો પોતે કોણ છે ને શું કરવા આવ્યો છે તે ખુલ્લું જાહેર કરીને અંદર જવું—નહીં તો એકાએક વખતે અંદર જવાથી પેલા માણસને ઘુસ્સો અથવા બીહીક ચડી આવ્યાથી તેને ઘાયલ પણ કરે, તો તે ખુન ન કેહેવાઈ શકાય.

૬. કેટલાક ગુન્હેગારોને વારંટ વગર પકડવાનો પોલીસના સત્તાધીશોને હક્ક છે—એ ગુન્હેગારોનો વર્ગ ક્રીમીનલ પ્રોસીજરમાં આપ્યો છે.

---

## બાબ ૫ મો.

### મદદગારી બાબત.

કાંઈ વસ્તુમાં મદદગારી. **૧૦૭. કાંઇ વસ્તુ સબંધી નીચે લખ્યા પ્રમાણે જે માણસ કરે તે માણસે તે વસ્તુ કરવામાં મદદગારી કરી, એમ સમજવું.**

**પેહેલું—જે માણસ તે વસ્તુ કરવાને કોઇ સખસને ઉસ્કેરે; અથવા,**

**બીજું—જે માણસ તે વસ્તુ કરવાને સારૂ કોઈ સખસ અથવા સખસોની સાથે કાંઈ મસ્વરતમાં સામિલ થાય; પણ તે કયારે કે તે મસ્વરત મુજબ, તથા તે વસ્તુ કરવા માટે કાંઇ કામ; અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં આવે તો, અથવા.**

**ત્રીજું—જે માણસ કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને તે વસ્તુ કરવામાં ઇરાદાથી સાહાય કરે.**

**ખુલાસો ૧—લો અગર કોઇ સખસ જાણી જોઇને કાંઇ ખોટી વાત કહીને અથવા જે જરૂરની હકીકત જાહેર કરવાની પોતાની ફરજ હોય તે હકીકત જાણી જોઇને છુપાવીને બુદ્ધિપુર્વક કાંઇ વસ્તુ કરાવે અથવા કરાવવાની કોશિસ કરે તો, તેણે તે વસ્તુ કરવાની ઉસ્કેરણી કરી, એમ સમજવું.**

**દ્રષ્ટાંત.**

**(अ) એક સરકારી અમલદાર છે, તેને એક ઇનસાફની કોર્ટમાંથી વારંટ મળેલું છે. તે વારંટ મુજબ** **ज. ને પકડવાનો अ. નો અખ્તિ-**

**ધાર છે. હવે એ હકીકત જાણ્યા છતાં, તથા क. તે ग નથી, એ પણ જાણ્યા છતાં ब. अ. ને જાણી જોઇને એમ કેહે કે क. તે ग. છે, અને એમ કરીને ઇરાદાથી अ. ની પાસે क. ને પકડાવે તો, એ ઠેકાણે ब. એ ઉસ્કેરણીથી क. ને પકડવામાં મદદગારી કરી એમ સમજવું.**

**ખુલાસો ૨ જો—કાંઇ કામ કરતા પેહેલાં અથવા કાંઈ કામ કરતી વખતે તે કામ કરવું સેહેલ કરવા સારૂ જે માણસ કાંઇ વસ્તુ કરે, અને તેમ કરીને તે કામ કરવું સેહેલ કરે, તે માણસે તે કામ કરવામાં સાહાય કરયું, એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ બાબ મદદગારી વિશે. ૧૦૭ થી તે ૧૨૦ મી કલમ સુધી છે.

૨. મદદગારીનો ગુન્હો કેટલા પ્રકારથી થઈ શકે છે, તે આ કલમથી ખુલાસો કરે છે. મદદગાર ત્રણ પ્રકારના હોય છે.

(૧) ગુન્હો થતા પેહેલાંના.

(૨) ગુન્હો થતી વખતના.

(૩) ગુન્હો થયા પછીના.

૩. આ બાબથી ગુન્હો થતા પેહેલાંના તથા ગુન્હો થતી વખતના મદદગારને મદદગારીના ગુન્હેગાર ગણ્યા છે. ગુન્હો થયા પછીના મદદગારોને મદદગારીના ગુન્હામાં ગણ્યા નથી, કેમકે ઈનસાફ વિરૂદ્ધના ગુન્હામાં તે કૃત્યનો સમાવેશ કર્યો છે, દ્રષ્ટાંત પુરાવો ઉડાવે, ગુન્હેગારને ઘરમાં રાખી છુપાવવો વિગરે.

૪. એક માણસ બીજા માણસને કોઈ ગુન્હો કરવાને મદદગારી કરે તેના ઉપલી કલમમાં ત્રણ પ્રકાર જણાવ્યા છે, તેમાં ઉસ્કેરણી પેહેલો છે. હવે એક માણસ બીજાને ઉસ્કેરે તે કેવી રીતે. તે માટે ઈંગ્રેજી કાયદામાં મુકર્રર થયેલું છે. કામ જોગી સુચના કરી એક બીજા માણસને કોઈ કામ ઉપર ઉસ્કેરે છે, પછી તે ઉસ્કેરણી ખુલ્લી હોય કે અર્થાંત હોય, તે ઉસ્કેરણી જોઈએ તો ખુલ્લા કાલાવાલા, સુચના, ઈસારત અથવા ઉત્તેજન તરીકે કરી હોય, તોપણ.

૫. આ કલમના ત્રીજા પેટામાં "કાયદા વિરૂદ્ધ કસુર" કરી વાક્ય છે, તેનો અર્થ આગળ ચાલતાં ૧૧૯ મી કલમના દ્રષ્ટાંતથી વધારે ખુલ્લો થાય છે, તે વાંચવો.

૬. આ કલમમાં મુખ્ય ત્રણ બાબતોને મદદગારી ગણેલી છે (૧) ઉસ્કેરણી (૨) મશ્વરત (મસલત), (૩) સહાય. એ પૈકી ઉસ્કેરણી અને સાહાયથી ગુન્હાનું કૃત્ય કરવામાં આવે, અથવા ન કરવામાં આવે, તોપણ મદદગારને જવાબદાર ગણેલો છે. અને મશ્વરતમાં તો મશ્વરત મુજબ ધારેલું કૃત્ય થાયતોજ મદદગારોની જવાબદારી આવે છે, એ ધ્યાનમાં રાખવા લાયક છે.

**ફેંસલા**—એવું ઠરાવવામાં આવ્યું કે કેદીઓએ આત્મ હત્યા કરવામાં મદદ કરવાથી, તેમને જડજે તે ગુન્હાને માટે ગુન્હેગાર ઠરાવ્યા, એ કાયદેસર હતું. કેટલીક બાબતો ઉપરથી શીક્ષા કમી કરવામાં આવી હતી. સરકાર વિ. ગોપાળસીંગ વિગરે. ૧ આગ્રા. હા. કો. રી. પ્ર. ૨૧.

તોહમતદારની રૂબરૂ કોઈ સ્ત્રીએ આપઘાત કરવાની તૈયારી કરી, અને તોહમતદારો તેની સાથે ચીતા આગળ ગયા, અને તેણીની નજદીક ઉભા રહ્યા, અને તેણીના સાવકા છોકરાઓ રડવા લાગ્યા, અને રામ, રામ બોલવા લાગ્યા, અને એક તોહમતદારે

કબુલ કર્યું કે મેં સ્ત્રીને કહ્યું કે રામ સંભાર અને તું સતી થઈશ, આ બધિ બાબતો ઉપરથી એમ શાબીત થાય છે કે તોહમતદારોએ તેણીને મદદ આપી હતી, અને તેઓ તેણીના સતી થવાના કૃત્યમાં સામેલ રહ્યા હતા. રાણી વિ. મોહિતપદે. ૩ નો વે. પ્રા. પ્ર.૩૧૬

ગુન્હો કરનાર માણસને ખવરાવ્યાથી ગુન્હો કરવામાં મદદ ગણાતી નથી; પણ ગુન્હો કરવાની ધારેલી જગ્યાએ મુસાફરી કરીને જવાને અથવા ગુન્હો કરવાનો લાગ મળી આવે તેને માટે છુપાવવાને ખોરાક પુરો પાડવામાં આવે તો તેથી ગુન્હો કરવાનું સેહેલું કર્યું એમ ગણાય, અને તેથી ગુન્હો કરનારને સેહેલ પડે. લીંગામરામનાની બાબતમાં, ઈં. લા. રી. ૨ મ. પ્ર. ૧૩૭.

જો કોઈ પણ માણસ ચોરી કરવાનું સાધન મેળવે અથવા મેળવવાની કોશીસ કરે, તોજ તે આ કલમના પેહેલા ખુલાસા પ્રમાણે ચોરીમાં મદદગાર તરીકે ગુન્હેગાર ગણાય. ગુન્હો થવાની પછીથી માહીતી મળી હોય તે બસ નથી. રાણી વિ. સમરૂદીન વિગરે.. ૨ વિ. રી. પ્ર. ૪૦.

કોઈ સખસ બીજાના નામથી જુઠી સાક્ષી પુરવા આવે, તે અમુક સખસ છે એવી કોઈ ત્રીજો સખસ ખાત્રી આપે તો, એ ખાત્રી આપનાર મદદગાર ગણાય. રાણી વિ. ચંદીચરણનાથ. ૮ વી. રી. પ્ર. ૫.

જે ગુન્હામાં મદદગારી કરી હોય તે ગુન્હો થયા વિના મદદગારીની સજા થાય નહી, એમ નથી, એટલે કે મદદ કરેલો ગુન્હો ન થાય તોપણ મદદગારીની સજા થાય. ૧૮ વી. રી. પ્ર. ૩૨.

આ કલમ પ્રમાણે તોહમતદારને મદદગાર ગણતી વખતે ગુન્હેગાર સાથે ગુન્હા ભરેલા કામમાં સામીલ થયો, એવું બતાવવું જોઈએ. જ્યાં સુધી કાયદેસર કામ ચાલતું હોય ત્યાં સુધી તેમના સાથીઓ ભેળા રેહે, પણ ગેરકાયદે થતાં તે તેમનાથી દુર રેહે તો, તેણે મદદગારી કરી કેહેવાય નહી. ૨૦ વિ. રી. પ્ર. ૪૧.

"કાયદા વિરૂદ્ધ ભુલથી" આ કલમ મુજબ મદદગારીનો ગુન્હો શાબીત કરવાને માટે તોહમતદારે દરમિયાન નહી થઈને ગુન્હો કરવામાં જાણીબુજીને મદદ કરી, એ શાબીત કરવાની જરૂર છે. ખાજાનુરલ હુસેન વિ. ક્રેબરીટાનેરી. ૨૪ વિ. રી. પ્ર. ૨૬.

ગુન્હો બન્યો છે એવી ખબર નહી આપવાને માટે આ કલમ મુજબ મદદગારીનો ગુન્હો ગણાતો નથી, પણ એવી રીતે ખબર નહી આપવાથી કાયદેસર ફરજ તુટતી હોય તો ગુન્હો ગણાય છે. કોઈ ખાનગી માણસે ગુન્હો બનેલો જોયો હોય, તોપણ તે કોઈ પણ કાયદા પ્રમાણે તેની ખબર આપવાને બંધાએલો નથી. રાણી વિ. ખાદીમસેખ. ૪, બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૭.

મદદગારી કરનાર સખસ પારકા રાજ્યની રૈયત હોય, અને ત્યાં બેઠે બ્રીટીશ હદમાં ગુન્હો કરવાની ઉશ્કેરણી કરે તો, તે મદદગારની તજવીજ બ્રીટીશ કોર્ટથી થઈ શકે નહીં. રાણી વિ. પરથાઈ, ૧૦ મું. હા. રી. પ્ર. ૩૫૬.

ઉશ્કેરવાથી થએલા મદદગારીના ગુન્હાનો આધાર જે માણસને મદદ કરી હોય તે માણસથી ખરેખરી રીતે થએલા કૃત્ય ઉપર છે. રાણી વિ. ઈમામડી ભુયાહ. ૨૧ વિ. રી. પ્ર. ૮.

જબરાઈથી કબુલત લેવાને માટે કેટલાક માણસોને રીબાવીને મારવાનો સંભવ છે, એવું હેડકોન્સ્ટેબલની માહીતી છતાં પોતે જાણીબુજી જતો રહયો હોય તો, તે આ કલમના બીજા ખુલાસા મુજબ ગુન્હેગાર છે, એમ ઠરાવવામાં આવ્યું હતું. કાલીચરણ ગંગુલી, ૨૧ વિ. રી. પ્ર. ૨૧.

ड. ના ઉપર હુમલો કરવાનો વિચાર કરીને अ. એ ब. क. ને ड. ને જબરજસ્તીથી પકડવાનો હુકમ કર્યો, અને ड. ને પકડી એટલો બધો માર્યો કે તેથી તે મરી ગયો હોત. એમ ઠરાવવામાં આવ્યું કે બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાની મદદગારીનો अ. ગુન્હેગાર છે. રાણી વિ. દુરએશ્વર સરમાહ,૭ વિ. રી. પ્ર. ૬૧.

अ. એ ब. નામના માણસને હથીયાર આપ્યું. જેણે તે હથીયારવડે બીજા સામા પક્ષકારની પાસેથી કાંઈ બળાત્કારથી કઢાવવાનો ઈરાદો બતાવ્યો હતો, અને તે હથીયારથી તેણે બીજા પક્ષકાર ઉપર મહાવ્યથા કરી, આ કલમના ત્રીજા ક્લોઝના બીજા ભાગ મુજબ अ. મદદગારી ગુન્હેગાર હતો. રાણી વિ. ઈસનમીયાં વિગરે, ૧૨ વિ. રી. પ્ર. ૫૨.

કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીના કેટલાક માણસો જેમાં કેટલાક હથીયારવાળા હોવાથી અને તેમાંનો એક अ. નામના માણસ હથીયાર વિનાનો હોવાથી તેણે લાકડી ઉપાડી મારી હોય તો, ब. (अ. નો શેઠ) જેના મોઘમ હુકમથી માર મારેલો, તે अ. નામના માણસે કરેલા હુમલામાં મદદગારીનો ગુન્હેગાર ગણાય છે. રાણી વિ. રસુક ઉલાહ વિગરે, ૧૨વિ. રી. પ્ર ૫૧.

મદદગાર. **૧૦૮. જે સખસ કાંઇ ગુન્હો કરવામાં મદદગારી કરે, અથવા જે કામ મદદગાર સખસના ઇરાદા અથવા જ્ઞાનથી ગુન્હો કરવાને કાયદા પ્રમાણે કોઇ શક્તિમાન સખસે કર્યું હોય તો, ગુન્હો થાય એવું કાંઇ કામ કરવામાં મદદગારી કરે, તે સખસે ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું.**

**ખુલાસો ૧ લો—કાંઇ કામની કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુન્હો થઇ શકે છે, પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહીં હોય, તોપણ.**

**ખુલાસો ૨ જો—મદદગારીનો ગુન્હો થવામાં એવું કાંઇ જરૂર નથી કે, મદદગારી કરેલું કામ થવું જોઇએ, અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે તે અસર પેદા થવી જોઈએ.**

દ્રષ્ટાંતો

(अ) अ. ब. ને क. નું ખુન કરવાને ઉસ્કેરે ब તેમ કરવાની ના કેહે તો, ब. ને ખુન કરવામાં अ. એ મદદગારી કરી એમ સમજવું.

(ब) अ. ब. ને ड. નું ખુન કરવાને ઉસ્કેરે, તે ઉસ્કેરણી મુજબ ब ड. ને એક ખજર મારે. તે જખમથી ड. સારો થાય, તોપણ अ. એ ब. ને ખુન કરવાની ઉસ્કેરણી કરી એમ સમજવું.

**ખુલાસો ૩ જો—એવું કાંઇ જરૂર નથી કે જે સખસને મદદગારી કરી હોય તે સખસ કાંઇ ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન જોઇએ, અથવા તે મદદગારના જેવોજ તે સખસનો સાપ્રાધ ઇરાદો કે જ્ઞાન જોઇએ, અથવા તે સખસનો કાંઈ પણ સાપ્રાધ ઇરાદો અથવા જ્ઞાન જોઇએ**

દ્રષ્ટાંતો.

(अ) अ. સાપ્રાધ ઇરાદાથી એક બાળકને અથવા ગાંડા માણસને કાંઇ કામ કરવાને ઉસ્કેરે, અને તે કામ એવું હોય કે ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન હોય એવો કોઇ સખસ अ. ના જેવા ઇરાદાથી તે કામ કરે તો તે ગુન્હો ગણાય, તો એ ઠેકાણે-

अ. એ ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું, પછી તે કામ કરવામાં આવે કે નહીં, તોપણ.

(ब) ज. નું ખુન કરવાના ઇરાદાથી अ. સાત વર્ષથી ઓછી ઉમરના એક બાળક ब. ને એક એવું કામ કરવાને ઉસ્કેરે કે તેથી ज. નું મોત થાય. ब. તે મદદગારી ઉપરથી તે કામ કરે, અને તે કામથી ज. નું મોત થાય, તો એ ઠેકાણે જો ब. ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન નથી તોપણ જાણે ब. ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન હોય, અને તેણે ખુન કરયું હોય તેજ મિસાલે, अ. શિક્ષા થવાને લાયક છે, માટે તેને મોતની શિક્ષા થઈ શકે.

(क) अ. એક ઘરને આગ લગાડવાને ब. ને ઉસ્કેરે. अ. ની ઉસ્કેરણી ઉપરથી ब. તે ઘરને આગ લગાડે; અને દીવાનગીના સબબથી તે કામ કેવી તરેહનું છે તે, અથવા પોતે જે કામ કરે છે તે કામ ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને ब. અશક્ત હોય તો, ब. એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહીં, પણ अ. એ ઘરને આગ લગાડવાના ગુન્હામાં મદદગારી કરી અને તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષાને તે લાયક છે, એમ સમજવું.

(ड) ચોરી કરવાના ઈરાદાથી ज. ના કબજામાંથી કાંઈ ज. ની મિલકત લેવાને अ. ब. ને ઉસ્કેરે. अ. ના મનમાં એવો વિસ્વાસ ઉત્પન્ન કરે કે તે મિલકત अ. ની છે. પછી શુદ્ધબુદ્ધિથી તે મિલકત अ. ની છે એમ માનીને ब. તે મિલકત ज. ના કબજામાંથી લે તો, એ ખોટી સમજણથી કામ કરયું તેથી તેણે બદદાનતથી લીધી એમ કેહેવાય નહી; માટે તેણે ચોરી કરી એમ સમજવું નહી. પણ अ. એ ચોરીમાં મદદગારી કરી, અને ब. એ ચોરી કરી હોય ને જે શિક્ષા ब. ને થાય તેજ શિક્ષાને अ. લાયક છે, એમ સમજવું.

ખુલાસો ૪ થો—કોઈ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે, માટે એવી મદદગારીમાં મદદગારી કરવી તે પણ ગુન્હો છે, એમ સમજવું.

દ્રષ્ટાંત.

ज. નું ખુન કરવાને क. ને ઉસ્કેરવાને अ. ब. ને ઉસ્કેરે, તે ઉપરથી ज. નું ખુન કરવાને ब. क. ને ઉસ્કેરે, અને ब. ની ઊસ્કેરણી ઉપરથી क. તે ગુન્હો કરે, તો પોતાના ગુન્હાને માટે ब. ખુનની શિક્ષાને લાયક છે; અને તે ગુન્હો કરવાને अ. એ ब. ને ઉસ્કેરયો માટે अ. પણ તેજ શિક્ષાને લાયક છે, એમ સમજવું.

ખુલાસો ૫ મો—મસ્વરતથી મદદગારીનો ગુન્હો કરવામાં એવું કાંઈ જરૂર નથી કે જે સખસ ગુન્હો કરે તે સખસની સાથે તે મદદગારે તે ગુન્હા બાબત મનસુબો કરવો જોઇએ. જે મસ્વરત મુજબ તે ગુન્હો કરવામાં આવે તે મસ્વરતમાં તે સામિલ થયો તો બસ છે.

દ્રષ્ટાંત.

(अ) **ब. ની સાથે મનસુબો કરીને તેઓ ज. ને ઝેર દેવાની ગોઠવણ કરે. તેમાં એમ ઠરે કે अ. એ ઝેર આપવું. પછી તે ગોઠવણ ब. क. ને સમજાવે, અને એમ કેહે કે એક ત્રીજો સખસ ઝેર આપવાનો છે, પણ अ. નું નામ કેહે નહી क. ઝેર લેઇ આવવું કબુલ કરે, અને સમજાવેલી રીતે વાપરવા સારૂ તે ઝેર તે ब. ને હવાલે કરે. પછી अ. તે ઝેર આપે, અને તેના જોરથી ज. મરી જાય, તો એ ઠેકાણે अ. તથા क. એઓએ મળીને કાંઇ મશ્વેરત કરી નથી, તોપણ જે મશ્વેરત મુજબ ज. નું ખુન થયું તે મધ્યે क. સામીલ થયો, માટે क. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, અને તે ખુનની શિક્ષાને લાયક છે, એમ સમજવું.**

## વિશેષ સમજુતિ.

૨ જો, ૩ જો, ૪ થો, અને ૫ મો, ખુલાસો એકમેકની માંહે રહી ગયેલી બારી બંધ કરી આ કલમનો સઘળી પ્રકારે બંદોબસ્ત કરે છે. ૨ જામાં ગુન્હો ન કર્યા છતાં ગુન્હાની ઉશ્કેરણી થઈ એટલે ગુન્હો, ૩ જામાં ગુન્હો કરાવનાર કોઈ બાળક કે કાયદાસર અશક્ત માણસ પાસે ગુન્હો કરાવે તો તે કરનાર કાયદાને લાયક છે કે નહીં, તે છતાં ગુન્હો થયો, ૪ થામાં એક બાજુ દુર ઉશ્કેરણી જઈ બીજી બાજુએ ગુન્હો કરાવે તો તે પણ ગુન્હો થયો, ને ૫ મામાં તે ગુન્હો કરવામાં બે હાથ કરતાં વધારે હાથે ગુન્હો થાય તે પણ ગુન્હો. એ એક બીજી કલમ એક બીજીની બારીનો પ્રતિબંધ કરી ગુન્હેગારને છુટવાનો માર્ગ રાખતી નથી.

૨. મદદગાર અને મદદગારી આ બે વાતો એકજ છે. મદદગાર એટલે મદદગારી કરનારો માણસ જે કૃત્ય કરે તે મદદગારી. મદદગારીની મુખ્ય ત્રણ બાબતો ૧૦૭ મી કલમમાં બતાવી તેનો આ કલમથી વધારે ખુલાસો કરવામાં આવ્યો છે.

**ફેંસલા**—જે માણસોએ ખોટા તોહમતોની અથવા કોર્ટે ખોટા ઠરાવેલા તોહમતોની મજબુતીમાં જુબાની આપી હોય તો, નિચેની ફોજદારી કોર્ટ તેને મદદગાર તરીકે ગુન્હેગાર ગણી સજા કરી શકે નહી. પીનલકોડની કલમ ૨૧૨ થી તે ૨૧૮ માં બતાવેલા ગુન્હાઓ શિવાયના પાછળથી મદદ કરેલા કોઈ કૃત્યો અથવા તેવા કૃત્યોને માટે આ કલમમાં કાંઈ સજા બતાવેલી નથી. રાણી વિ. પોનપનદાહ વિગરે, ૧૮ વિ. રી. ૨૮, અને ૯ બં. લા. રી. અપે. પ્ર. ૧૬.

એક સખસે એક શેઠના નોકરની મદદ લેઈ શેઠની કાંઈ મીલકત ચોરવાનો ગુન્હો કર્યો, નોકરે એ ચોરને સજા થાય એવા હેતુથી એ ચોરી કરવા દીધી, ચોર ચોરી કરનાર છે એવું નોકરે શેઠને કહ્યું હતું. ચોર ઉપર ચોરીનો ગુન્હો શાબેત થયો નહી, પણ નોકર ઉપર આ કલમના ખુલાસા ૨ અને ૪ પ્રમાણે ગુન્હો ઠર્યો અને સજા થઈ, તે કેસમાં ઠરાવવામાં આવ્યું કે મદદ કરેલ ગુન્હો ખરેખરો બનેલ હોવો જોઈએ, એવી કાંઈ જરૂર નથી. કૈસરે હિંદ વિ. ત્રૈલખોનાથ ચોધ્રી વિગરે, ઈં. લા. રી. ૪ ક. પ્ર. ૩૬૬.

એક્કો કરી મદદગારીનો ગુન્હો ઠરાવવાને માટે જે માણસ ગુન્હો કરે છે તેની સાથે મદદ કરનાર માણસે એક મત કરવો જોઈએ, તે આ કલમના ૫ મા ખુલાસા મુજબ અગ-

નતું નથી. એક્રો કરવામાં સામેલ રહી તે મુજબ ગુન્હો બન્યો હોય તો તે બસ છે. રાણી વિ. ગોબીંદ ડુબી વિગરે, ૨૧ વિ. રી. પ્ર. ૩૫.

પીનલકોડ મુજબ મદદગારીનો ગુન્હો મુખ્ય ગુન્હો ગણાય છે; તેથી કરીને મદદ કરનારને અપ્રાધી ઠરાવવાનો આધાર મુખ્ય ગુન્હેગારને અપ્રાધી ઠરાવવા ઉપર કોઈ પણ રીતે નથી. રાણી વિ. મારૂતી દાદ, ૧ મું. પ્ર. ૧૫.

જો મદદગારી ઉપરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે, અનેતેવી મદદગારીને માટે બીજે કેથાં સાફ શિક્ષા નઠરાવીહોયતેનીશિક્ષા.

**૧૦૯. અગર કોઇ માણસ કાંઈ ગુન્હામાં મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તે મદદગારીની શિક્ષાને માટે આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ કરેલો નહિ હોય, તો તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.**

**ખુલાસો—કાંઇ કામ અથવા ગુન્હો મદદગારી ઉપરથી કરવામાં આવ્યો એમ કયારે સમજવું કે, જયારે તે કામ અથવા ગુન્હો તે મદદગારીમાં જે ઉશ્કેરણીથી, અથવા મસલત, અથવા સાહાય આવ્યું હોય, તે ઉશ્કેરણી ઉપરથી અથવા તે મસલત મુજબ, અથવા તે સહાયથી કરવામાં આવે ત્યારે.**

દ્રષ્ટાંતો.

**(अ) ब. એક સરકારી નોકર છે. તેણે પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં अ. ની ઉપર કાંઇ મેહેરબાની બતાવવાના બદલામાં अ. ब. ને કાંઈ લાંચ આપવા માંડે, અને ब. તે લાંચ લે. તો ૧૬૧ મી કલમમાં બ્યાન કરેલા ગુન્હામાં अ. એ મદદગારી કરી, એમ સમજવું.**

**(ब) ખોટી શાહેદી આપવાને अ. ब. ને ઉશ્કેરે, અને તે ઉશ્કેરણી ઉપરથી ब. તે ગુન્હો કરે, તો अ. એ તે ગુન્હામાં મદદગારી કરી, તથા ब. ના જેવીજ શિક્ષાને તે લાયક છે એમ સમજવું,**

**(क) अ. તથા ब. ज. ને ઝેર આપવાની મસલત કરે, તે મસલત મુજબ अ. ઝેર લાવીને ब. ને હવાલે કરે; એટલા સારૂ કે ब. તે ઝેર ज. ને આપે. પછી તે મસલત મુજબ ब. अ. ની ગેરહાજરીમાં તે ઝેર ज. ને આપે, અને તેથી ज. નું મોત થાય, તો એ ઠેકાણે ब. ખુનનો તકસીરવાર છે; અને अ. એ મસલતથી તે ગુન્હામાં મદદગારી કરી, તથા તે ખુનની શિક્ષાને લાયક છે, એમ સમજવું.**

## વિશેષ સમઝુતિ.

ઈંગ્રેજી કાયદા પ્રમાણે કોઈ પણ ગુન્હામાં બે પ્રકારના ગુન્હેગાર હોય છે, ને તે બંનેમાં ગુન્હાની જાસ્તી કમતી એ તરેહનો તફાવત રાખે છે, ને તે ઉપરથી ગુન્હેગારોની બે જાતી—(૧) પ્રમુખ (૨) મદદગાર હોય છે, તેમાં વળી બંને જાતીના બબે વર્ગ ગણાય છે, પ્રમુખના વર્ગ:—

(૧) લો પેહેલે વાંધેનો પ્રમુખ, તથા (૨) બીજે વાંધેનો પ્રમુખ.

૨. હવે મદદગારીના વર્ગ વિચારવા રહ્યા. તેના વિભાગ એમ કસ્યા કે પેહેલે વાંધેનો મદદગાર તે એવો કે બનાવ બન્યા અગાઉથીજ જેણે મદદ કરેલી, ને બીજે વાંધેનો મદદગાર તે બનાવ બન્યા પછી જેણે મદદ આપેલી તે.

૩. ગુન્હો બન્યા અગાઉનો મદદગાર તે એવો કે ગુન્હો થતાં પોતે હાજર ન હોય, તોપણ તેમાં તેણે બીજાને સલાહ, કુંચી અથવા ઉશ્કેરણી આપી હોય.

૪. વસ્તુ થયા પછીનો મદદગાર તે એવો કે, એક ગુન્હો થયો છે તે જાણ્યા પછી ગુન્હેગારને ઘરમાં દાખલ કરે છે, બચાવે છે, દીલાસો દે છે, અથવા સાહ્ય કરે છે.

ઉપર કહેલા આગેવાનોને શીક્ષા માટે ૩૪ મીથી ૩૮ મી કલમો સુધી લાગુ પડે છે. જે અગાઉ જણાવી ગયા છે ને જે મદદગારોને માટે ચાલુ છે. પણ તેમાં ગુન્હો થયા પછીના મદદગારો માટે હજી એક પણ કલમ ખુલ્લી રીતે આવેલી દીસતી નથી. આ બાબતનો ગુન્હો થયા આગમચ ગુન્હો કરવામાં મદદગારી આપે તેમને શિક્ષા કરવા માટે છે. થયા બાદ છુપાવવું, નસાડી મુકવું વિગરેની મદદગારી માટે આગળ જુદો બાબ ઈનસાફ વિરૂદ્ધના ગુન્હાનો આવશે.

**ફેંસલા**—ચોરી કરી તે ટોળી ઉભી કરવાને કેદીએ કબુલત કરી, તે કરારમાંથી પાછો હઠયો, પણ ચોરી કરતી વખતે હાજર હતો, તેથી તે પીનલકોડની કલમ ૧૦૭ ના કલોઝ ૨ માં આવી જઈ ચોરીનો ગુન્હેગાર થઈ શકે નહી, પણ આ કલમ અને ૧૦૭ મી કલમના કલોઝ ૩ ભેગા વાંચતાં તે મદદગારનો ગુન્હેગાર ગણી શકાય. રાણી વિ. બુધન મુસર, ૮ વિ. રી. પ્ર. ૭૮.

મુખ્ય ગુન્હેગારો તરીકે સજા થએલા માણસોને વળી તેજ ગુન્હાની મદદગારીને માટે સજા થઈ શકે નહી. રાણી વિ. ઝટુ ચોધ્રી વિગરે, ૪ વિ. રી. પ્ર. ૨૩.

સઘળા કેદીઓ રીબાવી મારી નાંખવાના કેસમાં સાધારણ મતલબ પાર પાડવાને સામેલ થએલા, તે કેસમાં એમ ઠરાવવામાં આવ્યું કે તેઓ મુખ્ય ગુન્હેગાર તરીકે અપ્રાધી હતા, પણ મદદગાર તરીકે અપ્રાધી ન્હોતા. રાણી વિ. તારીનીચરન ચતોપાધ્યા વિગરે, ૭ વિ. રી. પ્ર. ૩.

કોઈ મા પોતાના કાયદેસર છોકરાઓને બાપની વિરૂદ્ધ કબજામાં રાખી શકે નહી. માનો કબજો તે સાધારણ રીતે બાપનો કબજો ગણાય છે, અને એક જગાએથી બીજી જગાએ છોકરાંઓને લેઈ જવું તે બાપના વાલી તરીકેના હક્કને અનુસરીને લેઈ જવું ગણાય છે, પણ તેથી તેના કબજામાંથી લેઈ લેવું ગણાતું નથી. કોઈ હિંદુ સ્ત્રી પોતાની ન્હાની છોડીને લેઈને ધણીનું ઘર છોડી કોઈ अ. નામના માણસને ઘેર જતી રહી હોય, અને તેજ દીવશે છોડીને તેણીના બાપની કબુલાત સિવાય अ. ના ભાઈ ब. નામના સખસની જોડે પરણાવી હોય તો, એમ ઠરાવવામાં આવ્યું હતું કે अ. ને વ્યાજબી રીતે મનુષ્યહરણના ગુન્હામાં મદદ કરવાને માટે આ કલમ અને કલમ ૩૬૩ મુજબ ગુન્હેગાર ઠરાવ્યો હતો. રાણી વિ. પ્રાણક્રીષ્ણ સરમા. ઈં. લા. રી. ૮ ક. ૯૬૯ અને ૧૦ ક. લા. રી. પ્ર. ૬.

એક મુસલમાન છોકરીનો વિવાહ તેના કાકાએ પ્રથમ એક સખસ સાથે કરી પછીથી બીજા સાથે કરયો, તેથી કેદીપર આ કલમ પ્રમાણે તોહમત રાખ્યું, તેમાં હાયકોર્ટે ઠરાવ્યું કે આરોપીએ પોતાની ભત્રીજીનો વિવાહ કરયો તે વખતે તેણે માત્ર નામનો વિવાહ કરયો હતો, પરંતુ છોકરી લગ્નની વખતે ન્હોતી તેથી આ કલમના ક. ૪૯૪ માં કહ્યા પ્રમાણેની મદદ કસ્યાનો ગુન્હો રહી શકતો નથી. સરકાર વિ. ત્રબદલકરીમ, ૪ ક. પ્ર. ૧૦.

મદદગારીના ગુન્હાને મુળ ગુન્હા સાથે કાંઈ સબંધ નથી. તેથી કરીને એમ નહી સંમજવું કે મુખ્ય ગુન્હો કરનારને જો સજા થાય તોજ મદદગારને થાય. મુખ્ય ગુન્હો કરનાર છુટી જાય અને મદદગારને શિક્ષા થઈ શકે છે. રાણી વિ. મારૂતી દાદા, ઈ. લા. રી. ૧ મું. ૧૫.

અગર મદદગારી કરેલો સખસ તે કામ મદદગારના ઈરાદા કરતાં જુદા ઈરાદાથી કરે, તો તે મદદગારીની શિક્ષા.

**૧૧૦. અગર કોઇ માણસ કાંઇ ગુન્હામાં મદદગારી કરે, અને મદદગારી કરેલો સખસ મદદગારના ઇરાદા અથવા જ્ઞાન કરતાં જુદાજ ઈરાદા કે જ્ઞાનથી તે કામ કરે, તો બીજા ઇરાદાથી અથવા જ્ઞાનથી નહી પણ મદદગારના જેવાજ ઈરાદાથી અથવા જ્ઞાનથી અગર તે કામ કર્યું હોય તો જે ગુન્હો થાય, તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.**

## વિશેષ સંજ્ઞુમતિ.

મદદગારી કરેલો ગુન્હો કરવામાં આવે, પણ મદદગારના ઈરાદા કિંવા જ્ઞાનથી જુદાજ ઈરાદા કિંવા જ્ઞાનથી તે ગુન્હો કરવામાં આવે તેની શીક્ષા માટે આ કલમ છે. આ તફાવત ઘણોજ જાણવા જેવો છે. કેમકે ફોજદારી કેસમાં એક સખસને ગુન્હેગાર ઠરાવતી વખતે મુખ્ય કરીને જોવું જોઈએ કે ગુન્હો કરતી વખતે ગુન્હો કરવામાં તેનો ઈરાદો કિંવા જ્ઞાન કેવું હતું, એટલે કે મદદગારે અને મુખ્ય ગુન્હો કરનારે ધારેલો ગુન્હો કરયો હોય, પણ બેઉ જણે કોઈ જુદા જુદા ઇરાદા કિંવા જ્ઞાનથી કરયો હોય તેના પ્રમાણમાં શીક્ષા વધારે ઓછી થાય છે.

૨. જુદા હેતુના સબબથી જે ઘણા એક ગુન્હામાંથી છુટી જાય તે આ કલમથી બંદોબસ્તમાં આવે છે. (अ). સમજાવી, ફોસલાવી અથવા કોઈ બીજી રીતથી (ब). ને (क). ઉપર હાની કરવા શીખવે છે, તે એમ કે (अ). એ (क). ને મારવો છે, ને તે માટે અમુક ઠેકાણે ગોઠવણ કરી રાખી છે. (अ). (ब). ના કેહેવા ઉપરથી (क). ને ભોળવી તેને અમુક ઠેકાણે લઈ જાય ને તે મનમાં એટલુંજ વિચારે કે (क). ને કાંઈક ધોલ મુકી પડી છુટી જશે, પણ તેટલામાં તો મોત નીપજ્યું. હવે જો (अ). (ब), (क) કરતાં થોડો ગુન્હેગાર છે એમ કેહે, ને તે ખરૂં હોય કે નહી તોપણ આ બારીક ઈરાદાની શાબીતી કરવી બહુ ભારી પડે. માટે તે પોતાનો જુદોજ હેતુ બતાવે, પણ એ કામમાં તેની સામેલગીરી હોવાથી તે તેટલોજ ગુન્હેગાર ઠરે છે.

એક કામમાં મદદગારી કરી હોય અને જુદુજ કામ બને, ત્યારે મદદગારીની જવાબદારી. શરત.

**૧૧૧. અગર એક કામમાં મદદગારી કરવામાં આવે અને બીજું કામ બને, તો જાણે તેજ કામમાં મદદગારી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે તે મદદગાર તે બનેલા કામને માટે જવાબદાર છે; પણ તે બનેલું કામ તે મદદગારીનું સંભાવ્ય ફળ હોવું જોઇએ, તથા જે ઉશ્કેરણી, અથવા સાહ્ય, અથવા મશ્વેરત તે મદદગારીમાં આવી હોય, તે ઉશ્કેરણીના જોરથી અથવા તે સાહ્યથી અથવા તે મશ્વેરત મુજબ તે કામ થવું જોઈએ.**

**દ્રષ્ટાંતો.**

**(अ) अ. ના ખોરાકમાં ઝેર ઘાલવાને એક બાળકને ઉશ્કેરીને अ. તે કારણસર તે બાળકને કાંઇ ઝેર સોંપે, પછી તે ઉશ્કેરણી ઉપરથી य.**

નો ખોરાક ज. ના ખોરાકની પાસે છે, તેમાં ચુકથી તે ઝેર ઘાલે. તો એ ઠેકાણે જો તે બાળકે તે ઉશ્કેરણીના જોરથી કામ કર્યું હોય, અને સઘળો હાલ જોતાં જે કામ થયું તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય, તો અગર अ. એ તે બાળકને य. નાજ ખોરાકમાં ઝેર ઘાલવાને ઉશ્કેર્યો હોય, એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે अ. જવાબદાર છે.

(ब) ज. નું ઘર બાળી નાંખવાને अ. ब. ને ઉશ્કેરે, અને ब. તે ઘરને આગ લગાડીને તેજ વખતે ત્યાંહાં કાંઇ મિલકતની ચોરી કરે તો, અગર તે ઘર બાળવામાં મદદગારી કરવાનો अ. તકસીરવાર છે, તોપણ તેણે તે ચોરીમાં મદદગારી કરી એમ સમજવું નહીં; કેમકે ચોરી તે જુદુજ કામ છે, અને તે બાળવાનું સંભાવ્ય ફળ નથી.

(क) અપહરણના કારણસર મધરાતે એક વાસેલું ઘર ફોડવાને अ. ब. તથા क. એઓને ઉશ્કેરે, અને તે કારણસર તે તેઓને શસ્ત્ર આપે. પછી ब. તથા क. તે ઘર ફોડીને અંદર જાય, અને તે ઘર માંહીલો એક માણસ ज. તેઓની સામે થએથી તેઓ ज. નું ખુન કરે, તો એ ઠેકાણે જો તે ખુન તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય, તો अ. ખુનને માટે ઠરાવેલી શિક્ષાને લાયક છે, એમ સમજવું.

## વિશેષ સમજુતી.

આ કલમ મદદગારી કરેલા ગુન્હાથી જુદોજ ગુન્હો કરવામાં આવે તેવે વખતે મદદગારને કેટલી શીક્ષા કરવી તે માટે છે. આ કલમમાં મદદગારી કરેલા કૃત્યથી જુદુ કૃત્ય બને, તે જુદુ કૃત્ય મદદગારી કરેલા કૃત્યનું સંભાવ્ય ફળ હોય તોજ થએલી મદદ માટે મદદગારે કોઇ મદદગારી કરી ન હોય તોપિણ તે માટે તેને જવાબદાર ગણવામાં આવે છે. સંભાવ્ય ફળ એટલે શું તેનો દરેક કેફીયત ઉપર આધાર રાખે છે. આ કલમ નીચે ત્રણ દૃષ્ટાંત આપ્યાં છે તે ઉપરથી અમુક ગુન્હામાં સંભાવ્ય ફળ શું કહેવાય તેનો આભાસ આપેલો છે.

આ કલમના દૃષ્ટાંત ખરં. જોતાં ૧૦૯મી કલમમાં જે દૃષ્ટાંત આપ્યાં છે તેનો વધારો છે. આ કલમ ૧૦૯ મી કલમની મતલબ પુરી કરે છે.

છેલ્લું દૃષ્ટાંત આપ્યું તેનો ખુલાસો એ છે કે આગલી ૩૪ મી કલમમાં જણાવ્યું છે કે "કોઈ ગુન્હાનું કામ ઘણા સખસોએ કર્યું હોય ત્યારે તેઓમાંનો હરેક સખસ તે કામ તેણે એકલાએજ કર્યું હોય એ રીતે તે કામ માટે જવાબદાર છે, તેમ મદદગારનું પણ સમજવું. (अ). (ब) ને (क). મળીને ખુન કર્યું, એટલે સામટા શીક્ષાને પાત્ર થાય છે.

**ફેંસલો**—એવું શાબીત થયું કે म. અને क. નામના બે માણસોએ અપહરણ થવા દીધું, જેમાં એટલું બધું બળ વાપરવામાં આવ્યું હતું કે જે માણસોનું અપહરણ થયું તેમનું ખુન થયું; સેશનજડજે તેમના ઉપર ખુનમાં મદદગારીનું તોહમત રાખ્યું. એવું કારણ બતાવીને કે જે ઈરાદાથી તેમને અપહરણ થવા દીધું તેમાંથી ખુન થશે એ સંભવિત છે. એવું ઠરાવવામાં આવ્યું કે મદદગારીના તોહમતોમાં ગુન્હેગાર ઠરાવતાં પેહેલાં હમેશાં એકસંપ અને ઉશ્કેરણી ઉપર ધ્યાન રાખીને એવું શાબીત થવું જોઈએ કે, મુખ્ય માણસે જે ગુન્હો કર્યો છે તે ગુન્હો બનશે એવું પેહેલાંથી મદદગાર માણસ એક

સાધારણ અનુભવ અને અક્કલથી જાણી શકે એવો ગુન્હો હતો; અને તેટલા માટે આ કલમનો અર્થ ખરી રીતે ધ્યાનમાં લેતાં અને ગુન્હેગાર ઠરાવવાનું ધોરણ જોતાં, અને વળી તેજ પ્રમાણે તે અમુક માણસના મંનની સ્થીતિ કેવી હતી એ અઘરા સવાલો ધ્યાનમાં લેતાં હાલના કામમાં એમ કહી શકાય નહી કે, તોહમતદારે અપહરણ જાણીબુજીને કરવા દીધું, અને ઘણું બળ વાપરવાથી આવો પરીણામ બનશે એ સારી રીતે તેમના સમજવામાં હતું. રાણી વિ. મથુરાંદાસ. ઈ. લા. રી. ૬ અ. પ્ર. ૪૫૧.

મદદગારનેમદદગારી કરેલા કામની તથા બનેલા કામની, એ બંને શિક્ષા ક્યારે થઈ શકે.

**૧૧૨. મદદગારી કરેલું કામ પણ કરવામાં આવે, અને ઉપલી કલમ મુજબ જે કામને માટે મદદગાર જવાબદાર છે તે કામ પણ કરવામાં આવે, અને તે કામ જુદોજ ગુન્હો થાય, તો તે મદદગાર તે ગુન્હામાંના હરએક ગુન્હાની શિક્ષાને લાયક છે.**

દ્રષ્ટાંત.

**એક સરકારી નોકરે કરેલી જપ્તીની સામો થવાને अ. ब. ને ઉશ્કેરે. પછી તે ઉપરથી ब. તે જપ્તીની સામો થાય, અને સામો થવામાં ब. તે જપ્તી કરનાર અમલદારને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે તો, તે જપ્તીની સામો થવાનો ગુન્હો તથા બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાનો ગુન્હો એ બંને ગુન્હા ब. એ કર્યા, માટે ब. એ બને ગુન્હાની શિક્ષાને લાયક છે; અને અગર अ. એ એમ જાણ્યું હોય કે તે જપ્તીની સામો થવામાં ब. બુદ્ધિપુર્વક મહાવ્યથા કરશે એવો સંભવ છે, તો अ. પણ એ ગુન્હાઓમાંના હરએક ગુન્હાની શિક્ષાને લાયક છે, એમ સમુજવું.**

## વિશેષ સમજુતિ.

આ કલમ મદદગારી કરેલો ગુન્હો કરવામાં આવે અને તે સાથે બીજો પણ ગુન્હો કરવામાં આવે તે માટે મદદગારને જવાબદાર ગણવા સારૂ છે. બીજા ગુન્હાનો જવાબદાર ગણતી વખતે તે બીજો ગુન્હો જે ગુન્હાની મદદગારી કરી હોય. તેનું સંભાવ્ય ફળ છે કે નહિ તે જોવા વિષે આ કલમમાં ખુલ્લી રીતે જણાવ્યું નથી, પણ એ કલમ નીચેના દ્રષ્ટાંતથી જણાય. છે.

મદદગારી કરેલા કામથી મદદગારનાધાર્યા કરતાંજુદી અસરપેદા થાય તે અસરને માટેતે મદદગારીની જવાબદારી.

**૧૧૩. એક મુકરર અસર પેદા કરવાના ઈરાદાથી મદદગાર સખસ કોઈ કામમાં મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય એવું કાંઈ કામ તે મદદગારે ધારેલી હોય તે કરતાં જુદીજ અસર પેદા કરે તો, અગર તે મદદગાર તેજ અસર પેદા કરે તો, અગર તે મદદગારે તે અસર પેદા કરવાના ઈરાદાથી તે કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે; તે મદદગાર તે પેદા કરેલી અસરને માટે જવાબદાર છે; પણ તે મદદગારી કરેલા કામથી તે અસર થવાનો સંભવ છે, એમ તેણે જાણ્યું હોય તો.**

દ્રષ્ટાંત.

**ज. ને મહાવ્યથા કરવાને अ. ब. ને ઉશ્કેરે. પછી ब. તે ઉશ્કેરણી ઉપરથી ज. ને મહાવ્યથા કરે, અને તેથી કરીને ज. મરી જાય, તો એ ઠેકાણે, અગર अ. એ એમ જાણ્યું હોય કે તે મદદગારી કરેલી મહાવ્યથાથી ज. નું મોત થશે એવો સંભવ છે તો, ખુનને માટે ઠરાવેલી શિક્ષા પામવાને अ. લાયક છે, એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમ ગુન્હેગારે અમુક અસર પેદા કરવાને માટે જે ગુન્હો કરેલો હોય, અને તેથી જુદીજ અસર પેદા થાય, એટલે કે જુદુજ પરીણામ થાય તો તેને જવાબદાર ક્યારે ગણવો તે માટે છે.

૨. કોઈ પણ વસ્તુ અથવા ગુન્હામાં મદદગારી કરવી એટલે તે મદદગારીથી પછી ત્રણ રીતના બનાવ બની શકે છે–તેમાં આ કલમમાં બે રીત અથવા સ્થીતિ પુરી થાય છે. ૧ લું, એ કે જે વસ્તુ કરવાની ઉશ્કેરણી કરી તેજ વસ્તુ કરી તો તેથી જે ગુન્હો થયો તેને ૧૦૯, ને ૧૧૦ મી કલમથી શિક્ષા થાય છે.—૨ જું એ કે એક વસ્તુ કરવાની ઉશ્કેરણીતો કરી ખરી, પણ તેમ બજાવતાં કોઈ બીજીજ વસ્તુ બની ગઈ હોય, તોપણ મદદગારીનું સંભાવ્ય ફળ છે તેવી વસ્તુ હોય, તેથી ગુન્હો થયો તો, તે ૧૧૧, ૧૧૨, અને ૧૧૩ કલમોથી ગુન્હેગાર ઠરે છે.

૩. હવે મદદગારી કરવાની ઉશ્કેરણી પછી બનતા બનાવની એક સ્થીતિ બાકી રહી તે. ૩ જી એ કે હર કોઈ ગુન્હાની વસ્તુ કરવાની ઉશ્કેરણી તો થઈ, પણ પાછવાડેથી ગુન્હો મન ફરી ગયાથી થતો અટક્યો છે, તે વિશે ગુન્હેગારને શું કરવું તે આગળ ૧૧૫ ને ૧૧૬, મી કલમોમાં જણાવ્યું છે.

૪. ૧૧૩ મી કલમના અપવાદથી ઘણા હરામખોર છુટી જતા અટક્યા છે. ગુન્હેગાર તે કલમ પ્રમાણે કેહે કે મેં તો "મુકરર અસર પેદા કરવાનો ઈરાદો" રાખ્યો હતો, પણ જે બનાવ બની ગયો તે વિશે મારા જાણ્યામાં નહતું,–જેમ દ્રષ્ટાંતમાંજ આપેલો દાખલો (ज). ને મહાવ્યથા કરવાને (अ). એ (ब). ને ઉશ્કેર્યો, પછી (ब). તે ઉશ્કેરણીથી (ज). ને મહાવ્યથા કરે, ને તેથી (ज). મરી જાય ત્યારે (अ). દર્શાવે કે (ज). મરી જશે, એ મને ભાન ન હતું. અથવા (ज). ને મારીજ નાંખવાને (ब). ને ઉશ્કેર્યો નહોતો, તે તકરાર વ્યાજબી હોય નહીં, કારણ કાયદામાં દરેક માણસ પોતાના કોઈ પણ કૃત્યના સંભાવ્ય ફળ માટે જવાબદાર છે.

ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો.

**૧૧૪. જે સખસ અગર ગેરહાજર હોય તો મદદગાર દાખલ શિક્ષા પામવાને લાયક થાય, તે સખસને તે મદદગારીને લીધે જે કામ અથવા ગુન્હાને માટે શિક્ષા થઈ શકે એવું હોય, તે કામ અથવા ગુન્હો થતી વખતે તે સખસ જો ત્યાં હાજર હોય, તો તેણે તે કામ અથવા ગુન્હો કર્યો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમ મદદગાર ગુન્હો થતી વખતે હાજર હોય ત્યારે તેને મુળ ગુન્હો કરનાર જેટલો જવાબદાર ગણવો જોઇએ, એ માટે છે.

૨. આ કલમ ઘણીજ ગડબડાટ ભરેલી છે, જેની મતલબ તુરત ધ્યાનમાં આવે એવી નથી; પણ મતલબ એટલીજ છે કે જે સખસ ગેરહાજર રેહેવાથી જે ગુન્હા માટે તેની ઉશ્કેરણી સારૂ મદદગાર પ્રમાણે ગણાય, તે જો તેવો ગુન્હો થતાં હાજર હોય, તો તેમાં (Principal) પ્રમુખ ગણી શીક્ષા થાય.

૩. વિશેશ ખુલાસો નીચેના ફૈંસલાથી થશે.

**ફૈંસલા**—ગુન્હાનો મદદગાર ગુન્હો કરતી વખતે હાજર હોવાથી તેના ઉપર આ કલમ મુજબ તોહમત મુકવામાં આવ્યું હોય તો તેની મદદગારી ગુન્હો થયો ત્યાં સુધી જારી રેહેવી જોઈએ. છેવટનું કૃત્ય થતા પેહેલાં કોઈ પણ વખતે સ્પષ્ટ રીતે પોતાની મદદ પાછી ખેંચી લે તો, તેની ચાલતી મદદથી ગુન્હો થયો એમ ગણાય નહી. રાણી.વિ. અમ્રીતા ગોવિંદ, ૧૦ મું. હાઃ કો. રી. પ્ર. ૪૯૭.

હથીયારબંધ માણસોની ટોળીઓ આવી ખેતરનો પાક લેઈ ગઈ તો, તે માલીકની કબુલાત સિવાય લેઈ ગઈ એમ ગણાય છે. જો કે પાક લેઈ જવામાં ખરેખરી રીતે તે ટોળીઓ સામેલ થઈ ન હોય, તોપણ આ કલમ મુજબ તેઓને ચોરીના મુખ્ય ગુન્હાને માટે ગુન્હેગાર ઠરાવી શકાય છે. રાણી વિ. શીલચંદર મંડલે વિગરે. ૮ વિ. રી. પ્ર. ૫૯

કોઈ માણસે ગુન્હો કરવામાં મદદ કરી હોય અને ગુન્હો થતી વખતે હાજર હોય તો, તે ગુન્હાને માટે આ કલમ મુજબ મુખ્ય ગુન્હેગાર તરીકે તેની રજુઆત ચલાવવી જોઈએ. રાણી વિ. સીમા. ૮ મું. હા. કો. રી. પ્ર. ૧૬૪.

અગ્નીથી બીગાડ કર્યાના કેસમાં કેદી એવું કબુલ કરે કે તે મદદગાર હતો, અને ગુન્હો થતી વખતે હાજર હતો તો, આ કલમ અને કલમ ૧૪૯ એવી જાતના કેસને લાગુ પડતી નથી, એમ ઠરાવાવમાં આવ્યું હતું. રાણી વિ. પીરમહમદ. ૧૭વી. રી. પ્ર. ૫૨

આ કલમ મુજબ કેદીને ગુન્હેગાર ઠરાવતા પેહેલાં કઈ હકીકતથી મદદગારી થાય છે, જેથી કરીને તે "ગેરહાજર હોય તોપણ મુદદગાર તરીકે શિક્ષાને પાત્ર થાય" તે પેહેલું બતાવવું જોઈએ, અને ગુન્હો થતી વખતે પણ તે હાજર હતો એ પછીથી બતાવવાનું છે. રાણી વિ. મુસામત નીરૂની અને મોનીરૂદીન. ૭ વી. રી. પ્ર. ૪૯

આ કલમ મુજબ કૃત્યની જાત ઉપરથી મદદગારીનો ગુન્હો બનતો હોય, અને મદદગાર તે કૃત્ય કરવામાં હાજર હોય તો, જો કે ખરી રીતે બીજા માણસે ગુન્હો કર્યો હોય તોપણ તેણે ગુન્હો કર્યો ગણાય છે. પ્રો. તા. ૮ મી માર્ચ સન ૧૮૬૯ અને ૪ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૭.

ધણીના કબજામાંથી ધણીની ગેરહાજરીમાંથી તેની સ્ત્રીએ પોતાના સ્ત્રીધનની મીલકત લીધી હોય તો, તે સ્ત્રી ચોરીના ગુન્હાની ગુન્હેગાર નથી, એટલુંજ નહી પણ એવી હકીકત હોવાથી તે ગુન્હામાં મદદ કરનાર પણ ગુન્હેગાર નથી. સરકાર વિ. ગયા કલ્યાણ વિગરે. ૮ મુ. હા. રી. પાનું. ૧૧.

મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવા ગુ

**૧૧૫. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કાંઈ ગુન્હો કરવામાં કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહી, તથા તે મદદગારી માટે શિક્ષા સબંધી આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ નહી કરેલો હોય; તો તે માણસને સાત વર્ષની મુદત સુ-**

મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી ન થાય તો તે મદદગારીની શિક્ષા. અગર જેથી વ્યથા થાય એવું કાંઈ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો.

ધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય, અને જે કામથી કોઈ સખસને વ્યથા થાય એવું કાંઈ કામ કરવામાં આવે તો તે મદદગારને ૧૪ વર્ષની મુદત. સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત

ઞ. નું ખુન કરવાને अ, ब. ને ઉશ્કેરે, પણ તે ગુન્હો કરવામાં આવે નહી. હવે અગર ब ઞ નું ખુન કરે તો તે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક થાય એવું છે; માટે अ. સાત વર્ષની મુદત સુધીની કેદને તથા દંડને પણ લાયક છે, એમ સમજવું, અને તે મદદગારી ઉપરથી જો ઞ. ને કાંઈ વ્યથા કરવામાં આવે તો તે માણસ अ. ચૌદ વર્ષની મુદત સુધીની કેદને તથા દંડને લાયક થશે, એમ સમજવું.

## વિશેષ સમજુતી.

૧. આગળ ૧૧૯ મી કલમ નીચેના ખુલાસા જુઓ.

કેદની શિક્ષા થઈ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી ન થાય તો તે મદદગારીની શિક્ષા. અગર તે મદદગારે અથવા મદદગારી કરેલો સખસ સરકારી નોકર હોય, અને તેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો.

૧૧૬. કેદની શિક્ષા થઈ શકે એવા કાંઇ ગુન્હામાં કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહી. તથા તે મદદગારીને માટે શિક્ષા સબંધી આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ નહી કરેલો હોય તો, તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય, તેની પા મુદત સુધીની કેદની. અથવા તે ગુન્હા માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર તે મદદગાર અથવા જેને મદદગારી કરી હોય તે સખસ સરકારી નોકર હોય અને તેની ફરજ તે ગુન્હો થતો અટકાવવાની હોય તો, તે મદદગારને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની અડધી મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંતો.

(अ.) ब. એક સરકારી નોકર છે, તે પોતાના હોદ્દાનો અમલ ચલાવ-વામાં अ. ની ઉપર કાંઈ મેહેરબાની કરે, તેના બદલામાં अ. ब. ને કાંઈ લાંચ આપે, અને ब. તે લાંચ લે નહી તો, अ. ને આ કલમ મુજબ શિક્ષા થઈ શકે.

(ब.) ખોટી શાહેદી આપવાને अ. ब. ને ઉશ્કેરે, તો એ ઠેકાણે અગર ब. ખોટી શાહેદી આપે નહી, તોપણ अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, અને તે મુજબ તેને શિક્ષા થઈ શકે એમ સમજવું.

(क.) अ. એક પોલીસ અમલદાર છે, તેની ફરજ અપહરણ અટકાવવા-મીં છે, તે અપહરણ કરવામાં મદદગારી કરે, તો એ ઠેકાણે અગર તે અપહરણ ન થાય તોપણ તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અર્ધી મુદતની કેદને તથા દંડને પણ अ. લાયક છે, એમ સમજવું.

(ड.) अ. એક પોલીસ અમલદાર છે. તેની ફરજ અપહરણ અટકાવ-વાની છે. તેની પાસે તે ગુન્હો કરાવવામાં ब. મદદગારી કરે તો, એ ઠેકાણે અગર તે અપહરણ ન થાય તોપણ, તે અપહરણના ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અ-ડધી મુદતની કેદને, તથા દંડને પણ ब. લાયક છે, એમ સમજવું.

## વિશેષ સમજુતી.

કલમ ૧૧૫ તથા ૧૧૬ ઉપર જણાવ્યું તેમ મદદગારીના ગુન્હાને સંપૂર્ણ કરી આપે છે. પેહેલાં ૧૦૭ મી કલમમાં મદદગારીનો અર્થ સમજાવ્યો, તે એવો હતો કે જો કોઈ વસ્તુ કોઈ ઉશ્કેરણીથી થાય તો તે ઉશ્કેરણી મદદગારીનો ગુન્હો છે. ૧૧૫ ને ૧૧૬, એ વલ-ણના વિચારથી ઉલટીજ છે, કે ધારેલી વસ્તુ ન થઈ તોય તે મદદગારીનો ગુન્હો છે. વસ્તુ ન થઈ એટલે ગુન્હો ન થયો. જ્યાં ગુન્હોજ ન થયો ત્યાં વળી ગુન્હાની મદદગારી શેની આવી? લાંબો વિચાર દોડાવતાં એમ દીસે છે કે ૧૦૭ મી કલમમાં જ્યાં મદદગારીનો ગુન્હો કેહે છે તે ૧૧૫ ને ૧૧૬ માં જાતેજ ગુન્હો બને છે, અથવા મદદગારીરૂપે લઈએ તો એમ સમજવું જોઇએ કે મદદગારી બે પ્રકારની આવે છે—એક કામ કરતી વખત-ની ને બીજી કામ કર્યા વગરની, કોઈને પણ ઉશ્કેરવું, પછી તેમાંથી પરિણામ કાંઈ ન નિપજે તોપણ તે ચલીત મદદગારી કરી ગણાય છે, ને વગર કામ કર્યાની અથવા અ-ચલીત મદદગારી તો કોઈ ઉશ્કેરે ને તે કામમાં ભળવા ખાલી હા પાડવાથી થાય છે.

**ફેંસલા**—એક તોહમતદાર ઉપર આ કાયદાની કલમ ૧૬૧ પ્રમાણેના ગુન્હામાં મદદગારી ક-ર્યાનું તોહમત આ કલમના બીજા ભાગ પ્રમાણે મુકવામાં આવ્યું. જે સખસે મદદગારી કરી હતી તે સખસ સીવીલ સરજન હતો, તેમાં એવું ઠરાવ્યું કે આ કલમ પ્રમાણે તે સીવીલ સરજન સરકારી નોકર ન્હોતો, તેથી કરીને આ કલમના બીજા ભાગમાં બતાવેલી તે મદદગારને વધારે શીક્ષા થઇ શકે નહી. ૨૧ વી. રી. પ્ર. ૯.

ગુન્હાના છોકરાંને હરણ કરી જવામાં મદદગારીનું તોહમત રાખી માજીસ્ટ્રેટે તોહમતદારને અપ્રાધી ઠરાવ્યો હતો. ન્હાનું બાળક તેના માબાપની રજા સિવાય ઘર છોડી

જતું રહ્યું હતું, એવું તોહમતદાર જાણતા છતાં તેનો ખરેખરો હરણ કરનાર એક કોમારનની ઉશ્કેરણીથી તે બાળકને લંકાના કેનેડી શેહેરમાં લેઈ જવાનું તેણે માથે લીધું, અને લેઈ જતાં રસ્તામાં તે પકડાયો હતો. તોહમતદાર અને કોમારન નામના માણસ વચ્ચે હરણ કરતાં પેહેલાં કાંઈ મસલત થઈ ન્હોતી, એવું સેશનજડજે કારણ બતાવી ગુન્હો રદ કર્યો. હાઈકોર્ટે એમ ઠરાવ્યું કે જ્યાં સુધી કોઈ ન્હાના બાળકને તેના કાયદેસર વાલીના હવાલામાંથી લેઈ જવાનું ચાલે, ત્યાં સુધી મનુષ્ય હરણના ગુન્હામાં મદદ કરી કહી શકાય, અને હાલના કેસમાં પીનલકોડની કલમો ૩૬૩ અને ૧૧૬ મુજબ સજા થઈ શકે તેવા ગુન્હાઓને માટે તોહમતદારને અપ્રાધી ઠરાવવો જોઇએ. રાણીવિ. સમીઆકોનડન. ઈ. લા. રી. ૧ મ. પ્ર. ૧૭૩

લોક પાસે અથવા દસથી વધારે માણસો પાસે કાંઈ ગુન્હોકરાવવામાં મદદગારી.

**૧૧૭. લોક પાસે અથવા કોઇ પણ વર્ગના દસથી વધારે સખસો પાસે કોઈ ગુન્હો કરાવવામાં જે માણસ મદદગારી કરે, તેને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

દ્રષ્ટાંત.

**अ. એક સંરીયામ જગામાં જાહેરનામું ચોડે, અને તે મધ્યે દસથી વધારે માણસોના એક તડવાળાઓને એવી રીતે ઉશ્કેરે કે તમારા સામા તડવાળા માણસો ફલાણી વખતે તથા ફલાણે ઠેકાણેથી એક વરઘોડો લઇ જવાના છે, તેઓની ઉપર હુમલો કરવાના કારણસર તમે તે વખતે તે ઠેકાણે એકઠા થજો, તો अ. એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કરયો, એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

અગર જો જે સખસે ગુન્હો કરયો તેને શીક્ષા ન થઈ હોય અથવા તેની તપાસ ન થઈ હોય, અથવા તેની તપાસ કોઈ વાંધાસર થઈજ શકતી ન હોય, તોપણ ગુન્હામાં સંપ કરી જેઓએ મદદ કરી હોય તેટલા મદદ ગારોને તો તપાસ માટે તરત ન્યાયના પંજામાં લાવી શકાય છે.

**ફેંસલા**—દસ સખ્સ દસ કરાર તોડવામાં મદદગારી કરે તો સઘળા ઉપર આ કલમ પ્રમાણે એકજ તોહમત રખાય નહી. જુદી જુદી મદદગારી કેહેવાય. ( કરી. પ્ર. ૭૧ )

મદદગારી કરયા પછી ત્રણ જાતની બીનાઓ ઉત્પન્ન થાય છે, તે એકે (૧) જે ગુન્હામાં મદદ કરી છે તે બને નહી, એવે પ્રસંગે ગુન્હેગારને કલમ ૧૧૫, ૧૧૬ પ્રમાણે ગુન્હો કરવાનો પ્રયત્ન કરવા બદલ શીક્ષા કરી શકાય, (૨) એ કે જે ગુન્હામાં મદદ કરી હોય તેજ ગુન્હો થાય તો તેમાં કલમ ૧૦૯, ૧૧૦ પ્રમાણે શિક્ષા થઇ શકે; અને (૩) એ કે જે મદદગારીથી કાંઇ જુદુંજ કાર્ય થાય તે પ્રસંગે કલમ ૧૧૧, ૧૧૩ પ્રમાણે શિક્ષાને પાત્ર થાય છે. મે. કા. પ્રે. ૯૨.

મ્હોતની અથવાજીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ

**૧૧૮. મ્હોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવો સેહેલ કરવાના ઈરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં અગર કોઇ માણસ, કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસૂર કરીને**

શકે એવો કોઈ ગુન્હો કરવાની ધારણા છુપાવવી.

તે ગુન્હો કરવાની ધારણા થઇ હોય તે ધારણા બુદ્ધિપુર્વક છુપાવે, અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઇ વાત જાહેર કરે, તો તે માણસને જો તે ગુન્હો થાય તો, સાત વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુન્હો ના થાય તો તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને ગુન્હો થાય તોપણ અને ન થાય તોપણ, ઉપલી શિક્ષાની સાથે દંડને પણ તે માણસ લાયક થશે.

અગર તે ગુન્હો થાય તો

અગર તે ગુન્હો ના થાય તો.

દ્રષ્ટાંત.

(ब). એક ઠેકાણે ડાકાઈટીનો ગુન્હો થવાનો છે એમ જાણ્યા છતાં अ. માજીસ્ટ્રેટને એવી ખોટી ખબર કરે કે તેથી સામા રસ્તાપર એક क. નામની જગા છે ત્યાં તે ગુન્હો થવાનો છે, અને એમ કરીને તે માજીસ્ટ્રેટને છેતરે, એવા ઈરાદાથી કે તે ગુન્હો કરવો સેહેલ કરવો, અને તે ધારણા મુજબ ब. જગાપર તે ગુન્હો કરવામાં આવે તો, अ. ને આ કલમ મુજબ શિક્ષા થઈ શકે.

## વિશેષ સમજુતી.

૧. આ કલમ ખુલ્લી રીતે સરકારી નોકરોને કસુર માટે શીક્ષા સારૂ છે. તેમાં "કાયદા વિરૂદ્ધ કસુર" (illegal omissions) એ વાક્ય આવ્યું, તેનો અર્થ સમજવાની જરૂર છે. "કસુર" શબ્દ તો સેહેલો છે કે, કોઈ પણ કામ કરતાં જે રહી જાય તે "કસુર" કેહેવાય છે; ઈંગ્રેજી કાયદાની વલણમાં જે કોઈ વસ્તુથી એક ગુન્હો થતો અટકે તે વસ્તુ કરવામાં કસુર કરવી એ "કાયદા વિરૂદ્ધ કસુર" છે—માટે જ્યાંહાં એક માણસ સાક્ષીતાએ જઈ પડે ને તેથી ગુન્હો થતો અટકે, ત્યાંહાં તે ન જાય તો તે એક શિક્ષા કરવા લાયક કસુર. એક ગુન્હો થવાનો છે તે વાતની ખબર છે, તે ખબર ન આપે તો તે બીજી શિક્ષા કરવા લાયક કસુર. હવે એવી કસુર સરકારી નોકરોની થાય તો તે ઉપર પીનલકોડ ઘણો સખત છે; પણ જે નોકરની કસુર તે તેના હોદ્દાના સબંધનીજ સમજવી, એટલે અમુક જગાએ મારા મારી થવાની છે તે વિશેની ખબર જમી ખાતાના માણસને પડી. ને તે તેણે ન અટકાવી અથવા જાણ ન કરી તો, તેમાં તેની કસુર નથી. કાંઇ કે તેનો હોદ્દો પોલીસના કામથી જુદો છે.

૨. વળી કાયદા વિરૂદ્ધ કસુરને માટે જુઓ કલમ ૩૩ તેમાં ખુલ્લું છે, પણ તોહમતદારે કાયદા વિરૂદ્ધ કરેલી હોવી જોઇએ. સાદી કસુર હોવી નહી જોઈએ.

૩. આ કલમમાં ઈરાદો, જ્ઞાન બતાવ્યું છે. તેવા ઈરાદા કિંવા જ્ઞાન વિના કાંઈ વાત છુપાવી હોય તો, તે આ કલમ મુજબ ગુન્હો નથી.

૪. આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવતી વખતે જે વાત છુપાવી ને વાત કાંઈ પણ કૃત્ય કરીને કિંવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને છુપાવી, એવું શાબીત થવું જોઈએ. અને વળી કાંઈ ગુન્હો બન્યા વિશે અથવા બનવાનો સંભવ કિંવા ઈરાદો થયો છે, એવું જાહેર કરવા કાયદેસર ફરજ હતી, એવું પણ શાબીત થવું જોઈએ.

૫. ઈરાદો એટલે શું તેના માટે પાછળ ૩૫ મી કલમ નીચેની ટીપ જુઓ.

જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઈ ગુન્હો કરવાની ધારણા કોઈસરકારી નોકરેછુપાવવી.

૧૧૯. કોઇ માણસ સરકારી નોકર હોય, અને સરકારી નોકર દાખલ જે ગુન્હો થતો અટકાવવાની તેની ફરજ હોય, એવો કોઇ ગુન્હો કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા પોતાથી તે સેહેલ થશે એવો સંભવ છે એમ જાણીને, અગર તે સરકારી નોકર, કાંઇ કામ કે કાયદા વિરૂદ્ધ કસુર કરીને તે ગુન્હો કરવાની ધારણા થઈ હોય તે ધારણા બુદ્ધિપુર્વક છુપાવે, અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઇ વાત જાહેર કરે તો તે માણસને, જો તે ગુન્હો થાય તો, તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની અરધી મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો હોય તો તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુન્હો ન થાય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અગર તે ગુન્હો થાય તો, અગર તે ગુન્હો મોત વગેરેની શિક્ષા જોગ હોય તો.

અગર તે ગુન્હો નથાયતો.

દ્રષ્ટાંત.

अ. એક પોલીસ અમલદાર છે, અને અપહરણ કરવાની જે જે ધારણા તેના જાણ્યામાં આવે તે સર્વેની ખબર આપવાની કાયદા મુજબ તેની ફરજ છે. તેના જાણ્યામાં એમ હોય કે અપહરણ કરવાની ब. ધારણા કરે છે, અને તે તે ગુન્હો કરવો સેહેલ કરવાના ઇરાદાથી તે ખબર આપવામાં કસુર કરે, તો એ ઠેકાણે કાયદા વિરૂદ્ધ કસુર કરીને, अ. એ ब. ની ધારણા છે તે છુપાવી, માટે તે આ કલમના ઠરાવ મુજબ શિક્ષાને લાયક છે, એમ સમજવું.

## વિશેષ સમજુતી.

૧. દ્રષ્ટાંત ઉપરથી આ કલમનો અર્થ ખુલ્લો સમજાય છે.

૨. પોલીસ અમલદારે કોગ્નીઝેબલ ગુન્હાની ધારણ વિશે પોતાના ઉપરીને તુરત ખબર આપવી જોઈએ. તે વિશે ક્રી. પ્રો. કોડ કલમ ૧૫૦ છે. તથા તેમાં એમ પણ છે કે તે ગુન્હો થતો અટકાવવાનું અથવા તે સાંભળવાનું બીજા જે અમલદારનું કામ હોય, તે અમલદારને આપવી.

કેદની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવાની ધારણા

૧૨૦. કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવો સેહેલ કરવાના ઈરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, અગર કોઇ માણસ કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસૂર કરીને, તે ગુન્હો કરવાની ધારણા થઈ

છુપાવવી. અગર તે ગુન્હો થાય તો, અગર ન થાય તો.

**હોય તે ધારણા બુદ્ધિપુર્વક છુપાવે અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઇ વાત જાહેર કરે, તો તે માણસને જો તે ગુન્હો થાય, તો તે ગુન્હાને માટે ઠરાવેલી પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની આ મુદત સુધીની કેદની અને જો તે ગુન્હો ન થાય તો તે ઘણામાં ઘણી મુદતની એક અષ્ટમાંશ મુદત સુધીની કેદની અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતો.

૧. આ કલમ મુજબ શીક્ષા કરવા માટે કયા ગુન્હાની ધારણા બદલ ખબર આપવી જોઈએ, તે વિશે ક્રી. પ્રો. કોડ. કલમ ૪૪,૪૫ થી નક્કી થયું છે,

કલમ ૪૪—હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૧ મી. ૧૨૧ અ. ૧૨૨–૧૨૪–૧૨૪ અ. ૧૨૫–૧૨૬–૧૩૦–૩૦૨–૩૦૩–૩૦૪ થી ૩૮૨–૩૯૨–૩૯૩–૩૯૪–૩૯૫–૩૯૬–૩૯૭ ૩૯૮–૩૯૯–૪૦૨–૪૩૫–૪૩૬–૪૪૯–૪૫૦–૪૫૬–૪૫૭–૪૫૮–૪૫૯–૪૬૦, આ કલમો મુજબ શીક્ષા થઇ શકતી હોય તો, એ ગુન્હાઓ કર્યા બાબત અથવા કરવાના ઈરાદા બાબત તુરત માજીસ્ટ્રેટને અગર પાસેના પોલીસ અમલદારને ખબર આપવીજ જોઈએ. જો નહી આપે તો આ કલમ મુજબ ધારણા (ઈરાદા) શીક્ષા થાય, અને ગુન્હો થયાની ખબર ન આપે તો આગળ ૨૦૨ જી કલમ મુજબ શિક્ષા થાય. વળી એ ૪૪ મી કલમમાં ખબર નહી અપાઈ તેનું વ્યાજબી કારણ બતાવવાને પુરાવાનો બોજો ખબર આપનારના ઉપર રાખ્યો છે.

કલમ ૪૫—મી ગામના મુખી, રખવાળા, પોલીસ પટેલ, જમીનનો માલીક, ભોગવટો કરનાર, કોર્ટ તરફથી મેહેસુલ વસુલ કરનાર તથા સરકાર તરફથી મેહેસુલ વસુલ કરનાર (તલાટી) વિગરેની ફરજ બાબત છે, પરંતુ તેમાં નીચે લખેલાજ ગુન્હા દાખલ કર્યા છે.

(૧) પોતાનાજ ગામમાં ચોરીની મીલકત લેનાર, રાખનાર, વેચનાર એટલે કલમ ૪૧૧ મુજબ શિક્ષા લાયક ગુન્હેગાર હોય, તે હવે ચોરીની મીલકત કાયદાએ કોને કોને ગણેલી છે, તે વિશે કલમ ૪૧૦ જુઓ.

(૨) ઠગ, અપહરણ કરનાર, નાશી ગએલો ગુન્હેગાર, જાહેરનામાં થયાં હોય તેવા ગુન્હેગાર બાબત.

(૩) જામીન નહી લઇ શકાય તેવા ગુન્હા કરેલા ગુન્હેગાર બાબત.

(૪) અકસ્માત મોત તથા કુદરતીક્રમ વિરૂદ્ધ મોત અથવા શક ભરેલું મોત થયાની વાત બાબત.

૨. જામીન નહીં લેઇ શકાય તેવા ગુન્હા આ કાયદામાં ઘણા છે, તેનું વિવેચન અહીં કરવા બેશીએ તો ઘણું લંબાણ થઇ જતાં હજી આગળ કામ ઘણું છે. સબબ જામીન નહી લેઇ શકાય એવા ગુન્હા કીયા કીયા તે માટે સન ૧૮૮૨ ના ૧૦ મા આકટનું બીજું પરીશીષ્ટ આ કાયદાની છેવટે દાખલ કરવામાં આવ્યું છે તે જુઓ.

# બાબ ૬ ઠો.

## રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

રાણીની સામા લડાઈ કરવી અથવા લડાઈ કરવાની કોશિસ કરવી અથવા લડાઈ કરવામાં મદદગારી કરવી.

**૧૨૧. જે માણસ રાણીની સામા લડાઈ કરે, અથવા લડાઈ કરવાની કોશિસ કરે, અથવા લડાઈ કરવામાં મદદગારી કરે, તેને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે, અને તેની સઘળી મિલકત સરકાર જપ્ત થશે.**

## વિશેષ સમજુતી

"જે માણસ રાણીના સામા લડાઈ કરે" (Whoever wages war against the queen )એટલે એ કલમમાં પરરાજ્યની રૈયત પણ આવી. માટે તેવાઓનો કાંઈ છુટકો અથવા તકરાર હોય નહી. રાજ્ય વિરૂદ્ધ ગુન્હામાં પરરૈયતનો કોઈ પણ બચાવ છે નહી, ને તે માટે કમીશનરો ખુલ્લી રીતે પોતાના રીપોર્ટમાં લખી ગયા છે. પરરાજ્યનો રહીશ ઈંગ્રેજી રાજ્યની હદમાં રેહેવા આવ્યો કે તેના આવવાથીજ ઈંગ્રેજી કાયદાનું લાગવું તેને ખુલ્લી રીતે નહી તો અર્થાર્થ રીતે શરૂ થયું.

૨. લડાઈ કરવાના હેતુ માટે કાંઇ અમુક સંખ્યા જોઈતી નથી. ઈંગ્રેજી કાયદાની વલણમાં જેમ હજારો મળ્યા હોય, ને કેહેવાય તેમ ત્રણ કે ૪ માણસ મળી લડાઇ ઉઠાવવાની મશ્વરત કરે, તો તે પણ બંડખોર કેહેવાય છે, તેમજ લડાઇ કરવાના હેતુ માટે હથીયાર, નીશાન, નગારાં વગેરે ખામુખાં હોય તોજ, ગુન્હો કેહેવાય, એમ પણ નથી.

૩. તેજ પ્રમાણે લોક ટોળે ટોળું મળી હથીયાર સહીત કુચ કરતા અથવા લડતા હોય, તો તેથી રાજ્ય વિરૂદ્ધ ગુન્હો થયો કરી ઠોકી બેસાડાય નહી. આપણે જાણીએ છીએ કે થોડા વર્ષ ઉપર કાઠીયાવાડમાં સીમાડાની તકરાર માટે ગરાશીયાને ગામના લોક ભેગા થઇ ટોળામાં લડતા, તે કાંઇ રાજ્ય વિરૂદ્ધ ગુન્હો ન થયો. મુંબઇમાં સન ૧૮૫૧ માં મુસલમાનો ટોળે ટોળાં થઇ પારશીઓને મારવા ફરતા તે પણ રાજ્ય વિરૂદ્ધ ગુન્હો નહી. મુંબઇ જેવા શેહેરમાં પણ કોઇ લોક હથીયાર લઇ નીકળે ને સર્વે કારખાનાં ભાગી ફોડી નાંખે, તો તે પણ કાંઇ રાજ્ય વિરૂદ્ધ ગુન્હો નહી.

૪. રાજ્ય વિરૂદ્ધ ગુન્હા શાબેત કરતાં શું હેતુ ફીશાદિઓના મનમાં છે, તે મુકરર થવું જોઇએ. જો હેતુ એવો હોય કે રાજ્ય કરતા રાજા કે રાણીને પકડી બાણ લઇ જવું, અથવા મારી નાંખવું, તો તે રાજ્ય વિરૂદ્ધ ગુન્હા છે. કેદખાનાં ભાગી કેદીઓને છોડી મુકવા, હડતાળ પાડવી, રાજ્ય પ્રકારમાં કોઇ પણ ફેર કરવો, અથવા રાજ્યના કારભારી બદલાવવા, પછી ગમે તેવા સારા હેતુથી હોય, તોપણ તેવું કોઇ કામ કરવા માટે સંખ્યાબંધ અથવા હથીયારબંધ ઉભા થઇ ફીતુર કરવું, એ રાજ્ય વિરૂદ્ધ ગુન્હાની કલમમાં લાગુ થાય છે.

૫. એવો ગુન્હો લાગુ પાડતાં જે કેદીઓ પકડાયા હોય, તેમણે પોતે જે અમુક કામો કર્યાં હોય, તે કામોમાં નેમ શું હતી, તે ખુલ્લી રીતે બચવાનો જોખમ તેમના શીર

ઉપર નથી; પણ જે કોઈ તેમને કાયદામાં ઘસડે તેના માથા ઉપર, ફરીઆદીઓએ કાયદા વિરૂદ્ધના અમુક કામો કર્યાં તથા તે કામોમાં તેમ ન્હોતું, રાજ્ય વિરૂદ્ધ હતું, એ શાબેત કરવાનું જોખમ છે. જુઓ પુરાવાના આકટની કલમ. ૧

૬. "લડાઇ કરવી" એનો અર્થ એવો છે કે બળવો ઉઠાવવો, લડાઈ કરવા માટે હથિયાર લેઈ તૈયાર થાય, અને બદ માણસોની મતલબ રાજ્ય કરતા રાજાને પદભ્રષ્ટ કરવો, તેને કેદ કરવો, કિંવા તે રાજાએ તે કૃત્ય કર્યાં હોય તે પરાણે તેની પાસે ફેરાવવાં, કિંવા તેની પાસે જે બદસલાહકારી હોય તેમને બેસવવા, એ વિગરે મતલબ હોય તે છે.

૭. આ કલમમાં મુખ્ય રાજ્ય વિરૂદ્ધ કૃત્ય કરવા માટે લડાઈ કરવી, કોશીસ અગર મદદગારી કરવી; એ બીના શાબીત થવી જોઈએ.

૮. આ કલમ પ્રમાણેનો ગુન્હો શાબેત થાય તો, પછી ગુન્હેગારની સઘળી મીલકત સરકારમાં જપ્તી થવી જોઇએ, એવી કોર્ટ ઉપર ફરજ નાંખવામાં આવી છે. વળી જુઓ આગળ કલમ ૧૨૨ નીચેની સમજુતી.

૧૨૧ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હો કરવાનો સંપ કરવો.

**"૧૨૧. अ. જે માણસ બ્રિટીશ ઈંડિયામાં અથવા બ્રિટીશ ઈંડિયા બાહાર ૧૨૧ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કાંઇ ગુન્હો કરવાનો અથવા બ્રિટીશ ઈંડિયાનું અથવા તેના કાંઇ ભાગનું રાણી સાહેબનું રાજ્ય છીનવી લેવાનો સંપ કરશે, અથવા ઈંડિયા સરકારને અથવા હરકોઇ ઇલાકાની સરકારને સાપ્રાધ બળથી અથવા સાસાપ્રાધ બળના દેખાવથી ડરાવવાનો સંપ કરશે તે માણસને જીવતાં સુધી અથવા થોડી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા કરવી, અથવા ઘણામાં ઘણા દસ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવી."**

**"ખુલાસો—આ કલમ પ્રમાણે સંપ કરવાનો ગુન્હો થવા સારૂ સંપ કરવાના કામમાં હરકાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર થવીજ જોઇએ, એવું સમજવું નહીં."**

**દ્રષ્ટાંતો.**

**(अ) રાણીની સામા એક બંડ થાય તેમાં अ. સામિલ થાય તો આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો अ. એ કર્યો એમ સમજવું.**

**(ब). ગીલૌન મધેના બંડખોરોને હથિયારો મોકલીને ત્યાંના રાણીના રાજ્યની સામા બંડ કરવામાં अ. હિંદુસ્થાનમાં રહ્યો મદદગારી કરે તો अ. એ રાણીની સામા લડાઇ કરવામાં મદદગારી કરવાનો ગુન્હો કીધો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

૧. આ કલમ પીનલકોડ થવા વખતે ન્હોતી, પણ પાછળથી જરૂર જણાએ દાખલ થઇ છે. જુઓ સન ૧૮૨૭ ના ૨૭ મા આકટની ૪ થી કલમ.

૨. આ કલમ પ્રમાણેનો ગુન્હો થવામાં રાજ્ય વિરૂદ્ધ ગુન્હો કરવા સારૂ સંપ થયો હતો, એટલું શાબેત થાય તો બસ છે. પછી તે સંપ મુજબ ગુન્હો થાય કે નહિ, તોપણ.

**ફેંસલો**—રાણીની સામે લડાઇ કરવાના ગુન્હાની મદદગારી માટે મદદગારીના ગુન્હા વિષેનો એવો નિયમ છે કે, જે જગાએ પક્ષકારો એકઠા મળી કોઇ સાધારણ મતલબ વિષેની

મસલત કરે, અને તેમાંનો એકાદ પક્ષકાર તે સાધારણ મતલબને અનુસરીને અને મસલત કરેલી યુક્તી પ્રમાણે કાંઇ ફ્લ કરે તો, તે ફ્લ સઘળા માણસોએ કર્યું એમ ગણાય છે. રાણી. વિ. અમીરખાન વિગરે. ૧૭ વિ. રી. ૧૫ અને ૯ બેં. લા. રી. પ્ર. ૩૬.

રાણીના સામા લડાઈ કરવાનાઈરાદાથી હથિયારો વગેરેએકઠાંકરવાં.

**૧૨૨ જે સખસ રાણીના સામા લડાઇ કરવાના ઇરાદાથી, અથવા લડાઇ કરવાને તઇયાર થવાના ઇરાદાથી, માણસો, હથિયારો, અથવા દારૂગોળા એકઠા કરે, અથવા લડાઇ કરવાની બીજી રીતે તઇયારી કરે તો, તે સખસનેજીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તેની સઘળી મિલકત સરકાર જપ્ત થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં કેદની શીક્ષા લખી છે તે સેહેલ છે. પણ મીલકત સરકાર જપ્ત કરવા જણાવી છે તે આગળ ૬૧ મી કલમ આવી ગઇ તેની વલણમાં છે. જપ્ત કરવા વિશે જણાવ્યું છે કેઃ— ( કલમ ૬૧ મીના) દષ્ટાંત નીચે જુઓ.

**દષ્ટાંતઃ**

હિંદુસ્તાનની સરકારની સામા લડાઈ કરવાનો ગુન્હો अ. ની ઉપર શાબિત થયો, તેથી તેની સઘળી મીલકત સરકાર જપ્ત થવાને अ. લાયક છે, હવે શિક્ષાનો હુકમ થયા પછી તથા તે હુકમ કાયમ છે તે દરમિયાનમાં, अ. નો બાપ કાંઈ મિલકત મુકીને મરી જાય, જે મિલકત અગર સરકાર જપ્તીનો હુકમ ન થયો હોત તો अ. ની થાત, તો તેમિલકત સરકારની થાય એમ સમજવું.

૨. હવે એ જપ્તીનો વધારે ખુલાસો એ છે કે, એવા કેદીને કેદ પકડયા પછી કાંઈ બીજો વારસો મળે તો, તે વારસો નામનો પોતા હસ્તક લે છે, ને લાગલો પાછો સરકારને સોંપી આપે છે.

૩. તે પ્રમાણે તેના પછી જે હક્કદારો હોય છે તેમના ઉપર પણ તેના ગુન્હાની અસર થાય છે. તે એમ કે તે એક ગરાશીયાના ૩ પુત્ર છે, તેમાંથી વડાએ રાજ્ય વિરૂદ્ધ ગુન્હો કરયો ને તે કેદ છે તથા તેનો હક્ક જપ્તીમાં છે, એવામાં તેનો બાપ મરી ગયો તો ગીરાસ કોને મળે? ગીરાસ સરકારી જપ્તીમાં જાય. કારણ વડીલ જીવતો છે ત્યાંહાં સુધી ફટાયાનો તો હક્ક હોયજ નહી, ને તેનો હક્ક જપ્તીમાં છે. જે ઘડીએ વડીલની મુદત પુરી થઇ અથવા મરણ પામ્યો તે ઘડીથી વારસા હિસ્સાનો હક્ક પાછો વંશમાં દાખલ થાય છે, ને વિભાગ પડે છે.

૪. આ કલમ પ્રમાણે ગુન્હો સ્થાપિત થવા સારૂ રાજ્ય વિરૂદ્ધ ગન્હો કરવા માટે હથિયારો અથવા દારૂગોળા એકઠા કર્યા હતા, અથવા બીજી રીતે લઢાઈની તૈયારી કરી હતી એટલું શાબેત થવું જોઇએ.

**ફેંસલો**—આ કલમ અને કલમ ૧૨૦, ૧૨૧, એ પ્રમાણેના ગુન્હામાં ગુન્હેગારની મિલકત સરકાર જપ્ત કરવી જોઈએજ એવી કોર્ટ ઉપર ફરજછે. કોર્ટની મરજી ઉપર નથી. ક્રી. પ્ર. ૭૯, ૮૦.

લડાઈનું કામ સેહેલ કરવાના

**૧૨૩. રાણીની સામા લડાઇ કરવાની કાંઇ ધારણા થઇ હોય, તે ધારણા કાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને**

ઈરાદાથી લડાઈની ધારણા છુપાવવી.

જો કોઇ માણસ છુપાવે, અને તે એવા ઇરાદાથી કે એ પ્રમાણે તે ધારણા છુપાવેથી તે લડાઇ કરવી સેહેલ થાય, અથવા એ પ્રમાણે તે છુપાવેથી તે લડાઇ કરવી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

## વિશેષ સમજુતી,

રાજ્ય સામા લડાઈ કરવાનો હેતુ માલમ પડ્યો, ને તે જે માણસ છુપાવે તે આગળ જે અર્થ આપ્યા તે અર્થ પ્રમાણે તો "કાયદા વિરૂદ્ધ કસુર" થઈ ચુકી, પણ તેવી કસુરની શીક્ષા કરવામાં ગુન્હેગારની બાઈડી જો લડાઈ કરવાનો ઈરાદો છુપાવે તો તે ગુન્હો છે નહી. ભરથારના કોઈ પણ દોષ, અપવાદ છુપાવતાં અથવા ગુન્હો કરી આવ્યા બાદ ભરથારને પોતાના ઘરમાં રાખી છુપાવવાને બૈરીને છુટ છે, પણ તે બૈરી કાયદેસર હોવી જોઈયે. (લગ્નની કે નાત્રાની.)

કાંઈ કાયદેસર અખત્યાર અમલમાં અણાવવા અથવા ન અણાવવાના ઈરાદાથી ગવરનર જનરલ, ગવરનર વગેરે પર હુમલો કરવો.

૧૨૪. હિંદુસ્થાનના ગવરનર જનરલ, અથવા કોઇ પ્રેસીડેન્સીના ગવરનર અથવા કોઇ લિફ્ટેનંટ ગવરનર, અથવા હિંદુસ્થાનના ગવરનર જનરલની કૌંસીલના અથવા કોઇ પ્રેસીડેન્સીની કૌંસીલના કોઇ સભાસદના કાયદેસર અખત્યાર માંહેલા કાંઇ પણ અખત્યાર, તે ગવરનર જનરલ અથવા ગવરનર લિફ્ટેનંટ ગવરનર અથવા કૌંસીલના સભાસદને સમજાવીને અથવા જબરદસ્તીથી તેની પાસે કોઇ પણ રીતે અમલમાં અણાવવા અથવા ન અણવવાના ઇરાદાથી, જે માણસ તે ગવરનર જનરલ અથવા ગવરનર અથવા લિફ્ટેનંટ ગવરનર અથવા કૌંસીલના સભાસદની ઉપર હુમલો કરે, અથવા તેને ગેરવ્યાજબી અટકાવ કરે, અથવા ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશિસ કરે, અથવા સાપ્રાધ બળથી અથવા સાપ્રાધ બળના દેખાવથી તેને ડરાવે, તે રીતે ડરાવવાની કોશિસ કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

બેદીલી ઉત્પન્ન કરવી.

"૧૨૪. અ. કોઇ માણસ બ્રિટીશ ઈંડિયામાં કાયદાની રૂઇએ જે સરકારનો અમલ સ્થાપેલો છે, તે સરકાર બાબત લોકોના મનમાં બેદિલીના વિચાર બોલેલા શબ્દોવડે અથવા કોઈ વાંચે તેવા ઇરાદાથી લખેલા શબ્દોવડે અથવા ઇસારત કરીને અથવા પ્રતક્ષ કાંઇ દેખાડીને અથવા બીજી રીતે ઉત્પન્ન કરશે અથવા ઉત્પન્ન કરવાની કોશીસ કરે, તો તેને જીવતાં સુધી અથવા હરકાંઇ મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા કરવી, અને વળી જોઇએ તો દંડ પણ કરવો, અથવા ઘણામાં ઘણા ત્રણ વર્ષ સુધીની કેદની શિક્ષા કરવી, અને વળી જોઇએ તો દંડ પણ કરવો, અથવા દંડ કરવો."

"ખુલાસો—સરકારી યોજના બાબતની જે નાપસંદી સરકારનો કાયદાસર અધિકાર માનવાના ધોરણને અનુસરીને હોય, અને સરકારનો કાયદાસર

**અધિકાર નહી સરખો કરવા બાબત અથવા તેને હરકત કરવા બાબત કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કોશીસ વિરૂદ્ધ સરકારના અધિકારને મદદ કરવાના ધોરણને અનુસરીને હોય, તે નાપસંદીને બેદીલી સમજવી નહી, વાસ્તે એવાજ પ્રકારની નાપસંદીજ લોકોના મનમાં લાવવાના ઇરાદાથી સરકારની યોજના બાબત ટીકા કરવી તે આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો થતો નથી."**

રાણીની સાથે મીત્રી રાખનારા એશિયાના કોઈ રાજાની ઉપર લડાઈ કરવી.

**૧૨૫. રાણીની સાથે મૈત્રી હોય અથવા સલાહ હોય એવા એશિયાના કોઈ પણ રાજાના રાજ્યની સામા જે માણસ લડાઈ કરે, અથવા લડાઇ કરવાની કોશિસ કરે, અથવા લડાઇ કરવામાં મદદગારી કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે, અને તેની સાથે તેને દંડ પણ થઈ શકે; અથવા સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને તેની સાથે દંડ પણ થઇ શકે અથવા દંડની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

રાણી સાથની મૈત્રી અથવા સલાહ રાખતાં કોઈ પણ રાજ્ય સામે મશ્વરત અથવા ઉશ્કેરણી કરવી એ પણ ગુન્હો છે, તેમાં તેવું કરવામાં ગમે તેવી સુધારાની સારી નેમ રાખી હોય તોપણ. માટે તેવું કોઇ પણ કામ કરવામાં રાજા કેવળ અશક્ત છે કે કેદી જેવો કામદારોના હાથમાં પડયો છે તેને છોડાવનારા સારા હેતુથી ફીશાદ ઉઠાવે તો, તે પણ ગુન્હો છે.

૨. જે સખસો આપણા કાયદાને તાબે છે, તેઓ જો બ્રીટીશ ઈંડિયાની હદની બાહાર આવા ગુન્હો કરે તોપણ તેમને ગુન્હા શિક્ષ થઈ શકે છે.

**ફેંસલા**—રાણી સાથે મળતીયા હોય એવા કોઈ એશીયાખંડના રાજ્યની સાથે લઢાઇ કરવાના ગુન્હાને માટે થયેલી સજા–રાણી વિ. ફીફ્રાસીંગ, ૩ વિ. રી. પ્ર. ૧૬.

રાજ્યની વિરૂદ્ધ ગુન્હા (રાણી સાથે મળતીયું રાજ્ય હોય એવા રાજ્યની સામે લઢાઇ કરવી તે) ને માટે કરેલી સજા ઓછી કરવાને માટે અથવા માફ કરવાને માટે સરકારમાં અરજી કરવી જોઇએ. રાણી વિ. સજોરૂપા, ૭ વિ. રી. પ્ર. ૬૪.

રાણીની સાથે સલાહ રાખનારા કોઈ રાજાના મુલક પરલુટ કરવી.

**૧૨૬. રાણીની સાથે મૈત્રી અથવા સલાહ હોય. એવા કોઇ પણ. રાજાના મુલકપર જે માણસ લુટ કરે, અથવા લુટ કરવાની તઇયારી કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને તથા તે લુટ કરવામાં વાપરેલી અથવા વાપરવાને ધારેલી, અથવા તે લુટમાંથી મળેલી જે મિલકત હોય તે મિલકત સરકાર જપ્ત થવાને પણ લાયક થશે.**

૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખ્યાપ્રમાણેલ ડાઈ અથવાલુટથીમળેલીમિલકત લેવી.

**૧૨૭. ૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખેલા ગુન્હાઓ માંહેલા કોઇ ગુન્હા કરવામાં મળેલી કાંઇ મિલકત જે માણસ તે તે રીતે મેળવેલી છે એમ જાણીને લે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને તથા તે લીધેલી મિલકત સરકાર જપ્ત થવાને લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આગળ ૯૪ મી કલમ ગઇ તે તથા તે સાથનો ખુલાસો ૨ જો આ કલમના સબંધમાં વાંચવો. જોરજુલમથી કોઇ મિલકત ગોચી આપી તો તેનો કેટલોક બચાવ છે. પાછું બંડ ઉઠયું ને તેમાં બલવાખોરો આવી પોતાનું રાજ્ય સ્થાપી શકયા—એટલે હમેશ સુધીનું નહીં, પણ થોડા દીવશ સુધીનું પણ. તે વખતમાં રૈયતે બલવાખોરોની નેમ પ્રમાણે કરેલું શીક્ષા લાયક નથી. બંડ ઉઠે ત્યારે શરૂઆતમાં તો તે બંડ પ્રમાણેજ ગણવું જોઈએ. જુની સત્તા સઘળી ઊંધી વળીજ બંડવાળાની થઈ, ત્યાર પછી બંડખોરોના હુકમ પ્રમાણે જોઈએ તે કરવાની ફરજ પડે છે, ને તેવી ફરજથી બનેલા ગુન્હાનો છુટકો અથવા માફી પણ થાય છે. પણ મ્હોટી તકરાર તો એજ રેહે છે કે કઇ ઘડીએ જુની સત્તા ને ઉંધી વળી ગણવી, ને બલવાખોરોની થઇ સમજવી. ૧૮૫૭ માં જે મ્હોટો બલવો થયો તે વખતે દીલ્લીમાં બલવાખોરો એક અમુક હદ ઉપર હતા, તેથી બનારસમાં જુદી, અલ્હાબાદમાં ત્રીજી, માટે ક્યાંની હદ ચોકસ ગણવી, એ બીકટ થઈ પડયું હતું.

લુટારા ગમે તો આપણી રૈયત હોય, અથવા પરરાજ્યના હોય અને લુટેલી વસ્તુ સહિત આપણી સરહદમાં આવી આશ્રય લેતા હોય, તોપણ લુટેલી મીલકત તેમના કબજામાં હોવાના સબબથી આ પ્રોવીઝનમાં આવી શકે નહી. તેમની પાસે તે મીલકત બીજાઓ પાસેથી થોડી મુદતમાં આવેલી હોવી જોઈએ. લુટેલી વસ્તુ છે એવું જાણવા છતાં પણ જે માણસો ઢોર વગેરે કાંઈ વસ્તુ જુજ કીંમત આપી લે, તેઓને આ કલમ લાગુ પડેછે.

સરકારી નોકર બુદ્ધિપુર્વક પોતાનાહવાલામાં કોઈ રાજકય અથવા લડાઇના કેદીનેનાશી જવા દે તે બાબત.

**૧૨૮. જે માણસ સરકારી નોકર છતાં, પોતાના હુવાલામાંના કોઈ રાજકય કેદીને અથવા લડાઇના કેદીને, જે જગ્યામાં તે કેદીને કેદ કર્યો હોય તે જગ્યામાંથી બુદ્ધિપુર્વક નાશી જવા દે, તે માણસને જીવતાં સૂધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી..

આ કલમ પ્રમાણે તોહમતદાર ઠરાવવાને એવો પુરાવો જોઈએ કે, નાઠેલો સખસ રાજકય અથવા લડાઈના કેદી તરીકે કેદમાં હતો. તોહમતદાર જેલર છે, અને તેના પેશામાં તે કેદી હતો, અને તેણે જાણી જોઈને તેને નાશી જવા દીધો અથવા નાશી જવાનો મતલબ પાર પાડવાને તેને જોઈતાં સાધનો આપી ઉશ્કેરણી કરી.

સરકારી નોકર ગફલતથી પોતાના હવાલામાંના કોઈ રાજકય અથવા લડાઈનાકેદીને નાશી જવાદેતે બાબત.

**૧૨૯. જે માણસ, સરકારી નોકર છતાં, પોતાના હુવાલામાંના કોઈ રાજકય કેદીને અથવા લડાઈના કેદીને કેદની જે જગામાં તે કેદીને કેદ કર્યો હોય, તે જગામાંથી ગફલતથી નાશી જવા દે, તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની આસાન કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

કેદી નાશી ગયો એજ બીના પોહોરાગીરની ગફલતી બતાવે છે; પરંતુ તેમાંથી બચવાને એમાંથી એક વસ્તુ શાબીત કરવી જોઈએ છે. કાંતો એમ શાબીત કરે કે કેદી તેને મારીકુટીને નાશી ગયો હતો, કે કાંતો કેદી પોતાની કળા વાપરી નાશી ગયો, ને તે કળા એવી કે જે પોહોરાગીર અથવા બીજાની ભાનમાં ન્હોતી.

તેવા કેદીને નાશી જવામાં સાહ્ય કરવું, છોડાવવો અથવા ઘરમાં રાખવો.

**૧૩૦. કોઈ રાજકય કેદીને અથવા લડાઈના કેદીને કાયદેસર કેદમાંથી નાશી જવામાં જે માણસ સાહ્ય અથવા મદદ કરે, અથવા એવા કોઈ કેદીને જે છોડાવે, અથવા છોડાવવાની કોશિસ કરે, અથવા એવો કેદી કાયદેસર કેદમાંથી નાશી ગયો હોય તેને જે ઘરમાં રાખે અથવા સંતાડે અથવા એવા કેદીને પાછો પકડવામાં જે હરકત કરે, અથવા હરકત કરવાની કોશિસ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ખુલાસો—જે રાજકય કેદીને અથવા લડાઈના કેદીને પોતાના વચનપરથી બ્રિટિશ ઈંડ્યાની કેટલીએક મુકરર કરેલી હદમા છુટો રેહેવા દીધો હોય, તે કેદી જે હદમાં છુટો રેહેવાની તેને રજા હોય તે હદમાંથી બાહાર જાય તો, તે કાયદેસર કેદમાંથી નાશી ગયો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

કલમ ૧૨૮ ને ૧૨૯ મીમાં કેદી પોહોરાગીરની બેપરવાઈથી નાશી જાય તેનો વિચાર લીધો છે. ૧૩૦ મી કલમમાં પોહોરાગીર પોતેજ નસાડી દે તેને શિક્ષા કરવા માટે છે.

---

## બાબ ૭ મો.

### જમીનપરની તથા દરિયાઈ ફોજ સબંધી ગુન્હાઓ બાબત.

---

બંડમાં મદદગારી કરવી અથવા કોઈ સોલજરને કે ખલાસીને પોતાની નોકરીથી ભ્રષ્ટ કરવાની કોશીસ કરવી.

**૧૩૧. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઈ આફિસરે, સોલજરે અથવા ખલાશીએ બંડ કરવામાં જે માણસ મદદગારી કરે, અથવા તેવા કોઇ આફિસર, સોલજર, અથવા ખલાશીને પોતાના પ્રજાધર્મથી અથવા પોતાના શેવાધર્મથી ભ્રષ્ટ કરવાની જે માણસ કોશીસ કરે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ખુલાસો—આ કલમમાં "આફિસર" અને "સોલજર" આ શબ્દો લખેલા છે, તેમાં મલિકામાઆઝમાના લશ્કરનો વધારે સારો બંદોબસ્ત રાખવા બાબતના લશ્કરી આઇન અથવા સન ૧૮૬૯ ના ૫ મા આકટના લશ્કરી આઇન જે માણસને લાગુ હોય તે માણસનો સમાસ થાય છે, એવું સમજવું.**

## વિશેષ સમજુતી.

બીલકુલ તાબામાં નહી રેહેવું એવી જે ધારણા હોય તો બંડનો ગુન્હો થઈ શકે છે, જેમકે કોઈ સીપાઈ પોતાના લશ્કરી ઉપરીને બળથી અટકાવ કરે, અથવા જો વધારે સીપાઈઓ હોય તો તેઓ તેની સામા થાય. સરકારની સામે અથવા દિવાની અમલદારોની સામે એવાં કોઈ રીતુરી કામ કરે, તેથી પણ બંડ કર્યું કેહેવાય.

બંડકરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો તેની શિક્ષા.

**૧૩૨. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઇ આફિસરે, સોલજરે, અથવા ખલાશીએ બંડ કરવામાં જો કોઈ માણસ મદદગારી કરે અને તે મદદગારી ઉપર બંડ થાય તો તે માણસને મ્હોતની, અથવા જીવતાં સૂધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ ઠેકાણે બતાવેલો ગુન્હો મદદગારી કરવાનો છે, અને તેનો પરીણામ બંડ થવું જોઇએ. પુરાવામાં પ્રથમની મદદગારી અને બંડ થયું છે એ બંને શાબીત કરવાં જોઇએ.

કોઈઉપરીઅમલદાર પોતાનો હોદ્દો ચલાવતો હોયતે દરમિયાનમાં તેની ઉપર કોઈ આફીસરે,સોલજરે,અથવા ખલાશીએ હુમલો કરવામાંમદદગારીકરવી.

**૧૩૩. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઇ આફિસરે, સોલજરે, ખલાસીએ, કોઇ ઉપરી અમલદાર પોતાના હોદ્દાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જે માણસ મદદગારી કરે, તેને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

જો હુમલો થાય તો તે હુમલામાં મદદગારીની શિક્ષા.

**૧૩૪. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાસીએ કોઇ ઉપરી અમલદાર પોતાના હોદ્દાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જો કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે હુમલો થાય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

કોઈસોલજર અથવા ખલાશીને નાશીજવામાં મદદગારી કરવી.

**૧૩૫. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ નાશી જવામાં જે માણસ મદદગારી કરે, તેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કોઈ આફીસર, સોલજર અથવા ખલાસી પોતાની ફરજ ઉપરથી ગેરકાયદેસર ગેરહાજર રેહે, અને પાછા આવવાનો તેનો ઈરાદો હોય નહી. પલટણમાંથી ગમે તો રજા લીધા શિવાય જાય અગર ગેરહાજર રેહેવાની રજા લેઈને જાય, તોપણ જો પાછા આવવાનો તેનો ઈરાદો ના હોય તો તે નાશી જનાર કેહેવાય. નાશી જવાના ગુન્હાની મદદગારી કરવાના ગુન્હાને શિક્ષા થવા "નાશી જવું" બનવું જોઈએ. ઉપર પ્રમાણે બને તો લશ્કરમાંથી અથવા ફોજમાંથી નાશી જવાનો ગુન્હો બને છે.

નાશી આવેલાને ઘરમાં રાખવો.

**૧૩૬. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંનો ફલાણો આફીસર, સોલજર, અથવા ખલાશી નાશી આવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં નીચેનો અપવાદ ન લાગતાં જે માણસ તે આફીસર, સોલજર અથવા ખલાશીને ઘરમાં રાખે, તેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**અપવાદ—કોઇ સ્ત્રી પોતાના વરને ઘરમાં રાખે તેને આ ઠરાવ લાગુ પડતો નથી.**

કોઈવેહેપારી વાંહાણમાં માસ્તરની ગફલતથીકોઈ નાશી જનાર સંતાયો હોયતો.

**૧૩૭. જે વેહેપારી વાંહાણમાં રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંથી કોઇ નાશી જનારો સંતાયો હોય, તે વાંહાણનો માસ્તર અથવા જે સખસના હુવાલામાં તે વાંહાણ હોય તે સખસ અગર તેના સંતાયાની વાતથી અજાણ્યો હોય તોપણ જો તે માસ્તરે અથવા જે સખસના હુવાલામાં તે વાંહાણ હોય તે સખસે પોતાનો હોદ્દો બજાવવામાં કાંઇ ગફલત ન કરી હોત, અથવા વાંહાણપર પાકો બંદોબસ્ત રાખ્યો હોત તો તેના જાણ્યામાં તે વાત આવત એવું હોય તો, તે માસ્તર અથવા જે સખસના હુવાલામાં તે વાંહાણ હોય તે સખસ પાંચસે રૂપીયા સૂધીના દંડને લાયક થશે.**

## વિશેષ સમજુતી,

કોઈ નાશી જનાર કોઈ વાંહાણ ઉપર છુપાતો માલમ પડયો હોય, તે ઉપરથી એવું અનુમાન થઈ શકે નહી કે, વાંહાણનો માલેક આ વાત જાણુતો નથી. વાંહાણના માલેકે શાબેત કરી આપવું જોઈએ કે હું જાણતો ન્હોતો કે એ નાશી આવ્યો છે, નહી તો તે ગુન્હેગાર થાય છે.

કોઈ સોલજર અથવા ખલાશીને નાફરમાનીનું કાંઈ કામ કરવામાં મદદગારીકરવી

**૧૩૮. ફલાણું કામ નાફરમાનીનું કામ છે એમ જાણીને તે કામ રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઈ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારીથી તે નાફરમાનીનું કામ થાય, તો તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કોઇ પણ સોલજર અથવા ખલાશી કાંઈ પણ વ્યવસ્થાનો જાણી જોઇને ભંગ કરે તો, તે આ કલમ પ્રમાણે નાફરમાનીનું કૃત્ય કહી શકાય.

લશ્કરી કાયદાનેતાબેના સખસનેઆકાયદામુજબશિક્ષા થઈ શકે નહીં.

**૧૩૯. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજને સારૂ, અથવા રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજના કોઇ ભાગને સારૂ, કરેલા કોઈ લશ્કરી કાયદાને તાબે હોય એવા કોઇ સખસને આ કાયદા મુજબ આ બાબમાં બ્યાન કરેલા ગુન્હાઓમાંના કોઈ ગુન્હાને સારૂ શીક્ષા થઈ શકે નહીં.**

સોલજરનો પોશાક પેહેરવો.

**૧૪૦. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંનો જે માણસ સોલજર નથી, તે માણસ તેવો સોલજર પેહેરતો હોય એવો કાંઈ પોશાક પેહેરે, અથવા તેવો સોલજર જે ચિન્હ વાપરતો હોય તેના જેવું કાંઇ ચિન્હ વાપરે, એવા ઇરાદાથી કે તે તેવો સોલજર છે એમ માનવામાં આવે, તો તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસો રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કોઇ સખસ બીલકુલ જ્ઞાન શિવાય, એટલે નિરપ્રાધીપણાની રીતે આવો કોઈ પોશાક પેહેરે, અને જો તે ગુન્હો ગણી શકાતો હોય તો તેને વાસ્તે ઘણી હલકી શિક્ષા થવી જોઈએ.

---

# બાબ ૮ મો.

## લોકની સમાધાની વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

---

કાયદા વિરૂદ્ધ મંડળી.

**૧૪૧. જો પાંચ અથવા વધારે સખસોની એક મંડળી મળે, અને જે સખસો તે મંડળીમાં હોય તેઓનો સામાન્ય હેતુ નીચે લખ્યા પ્રમાણે હોય, તો તે મંડળીને "કાયદા વિરૂદ્ધ મંડળી" કેહેવી.**

**પેહેલો—હિંદુસ્તાનની કાયદા કરનારી અથવા હકુમત કરનારી સરકારને, અથવા કોઇ પ્રેસિડેન્સીની સરકારને, અથવા કોઇ લિફટેનંટ ગવરનરને અથવા પોતાના હોદાનો કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરને, સાપ્રાધ બળ કરીને અથવા સાપ્રાધબળ દેખાડીને ડરાવવો, અથવા.**

**બીજો—કાંઇ કાયદો કે કોઇ કાયદેસર હુકમ બજાવતાં હરકત કરવી, અથવા.**

**ત્રીજો.—કાંઇ બીગાડ અથવા સાપ્રાધપ્રવેશ અથવાબીજો ગુન્હો કરવો, અથવા.**

**ચોથો—કોઇ સખસની ઉપર સાપ્રાધબળ કરીને અથવા તેને સાપ્રાધબળ દેખાડીને, કાંઇ મિલકતનો કબજો લેવો અથવા મેળવવો, અથવા કોઇ સ-**

**ખસનો આવવા જવાનો હક્ક, અથવા પાણી વાપરવાનો હક્ક અથવા બીજો જે નીરાકાર વસ્તુ સંબંધી હક્ક તે સખસના કબજામાં કે ભોગવટામાં હોય તે તેની પાસેથી લઇ લેવો, અથવા કાંઇ હક્ક કે ધારેલો હક્ક અમલમાં લાવવો, અથવા.**

**પાંચમો—સાપ્રાધબળ કરીને અથવા સાપ્રાધબળ દેખાડીને જે કામ કરવાની જે સખસની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે કામ તે સખસ પાસે કરાવવું, અથવા જે કરવાનો તેનો કાયદા પ્રમાણે હક્ક હોય તે કરવામાં તેની પાસે કસુર કરાવવી.**

**ખુલાસો—જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂદ્ધ ન હોય, તે પાછળથી કાયદા વિરૂદ્ધ મંડળી થઈ શકે.**

## વિશેષ સમજુતી.

મંડળીનો પ્રથમ સામાન્ય હેતુ કાયદાસર હોય, પણ પાછળથી કાયદા વિરૂદ્ધ હેતુ થાય તો, જો કે પ્રથમ હેતુ કાયદાસર હતો તોપણ ભેળા થનાર સખસોએ કાયદા વિરૂદ્ધ મંડળી ભેળી કરી ઠરે, જેમકે કોઇ કાયદા વિષે અથવા કર વિષે સરકારને અરજી કરવા લોકો ભેળા થાય, તે અરજી કરવાના સબંધમાં એવું પણ ઠરે કે સરકાર અરજી ધ્યાનમાં ન લે તો, આપણે અમુક કામ કરી કિંવા તે અમલમાં લાવનારને અમુક ડર દેખાડી તેનો અમલ થવા ન દેવો. આ ઠેકાણે મંડળી પ્રથમ કાયદાસર હતી તે પાછળથી કાયદા વિરૂદ્ધ થઇ ગઇ ગણાય.

**ફેંસલા**—કોઈ મંડળી કાયદેસર વિચારથી સ્થાપવામાં આવી હોય તો, તે તેના કૃત્યોથી ગેરકાયદેસર મંડળી ગણાય. રાણી વિ. ખેમીસીંગ વિગરે. ૧ વિ. રી. પ્ર. ૧૮

ગેરકાયદેસર મંડળીના અંગભુતોના ગુન્હાને માટે અપ્રાધી ઠરાવવાને એમ શાબીત થવું જોઈએ કે, તોહમતદારો સામાન્ય મતલબથી ઉશ્કેરાયા હતા, અને તેઓએ કરેલા કૃત્યો આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવે તેવી જાતનાં હતાં. રાણી વિ. દીનોબંદોરાય વિગરે. ૯ વિ. રી. પ્ર. ૧૯.

દિવાની અદાલતના હુકમનામાથી વેચાયલી કોઈ જમીનના એક ભાગની રૈયત જે પ્રતિવાદીઓ હતા, તેઓ વેચાણ રાખનાર લોકોની દરકાર નહી રાખતાં પાક લણીને લેઈ ગયા, અને લણેલા અનાજ ઉપર વેચાણ રાખનારના માણસોની સીલ અથવા કાંઈ પણ નિશાન કરવા દીધું નહી. રૈયતનો એટલો બધો જમાવ હતો કે તેમના વિરૂદ્ધ કાંઈ પણ થઈ શકે તેવું ન્હોતું. હાઈકોર્ટે એમ ઠરાવ્યું કે પ્રતિવાદીઓના કૃત્યો એવાં ન્હોતાં કે જેથી તેઓ આ કલમ મુજબ ગુન્હેગાર થાય. ૪ મ. હા. કો. રી. અપે. પ્ર. ૬૫.

એકદમ હંગામો કરવો તે અને અગાઉથી વિચાર કર્યા વગર ગેરકાયદેસર મંડળી ઉભી કરવી તે, એ બંને ગુન્હાઓ વચ્ચે તફાવત ગણવાનું કાંઈ કારણ નથી, કારણ કે આ કલમ મુજબ જે મંડળી ઉભી થતી વખતે ગેરકાયદેસર ના હોય, તે પછીથી ગેરકાયદેસર મંડળી થાય છે. લોકનાથકાર વિગરે અરજદારો. ૧૮ વિ. રી. પ્ર. ૨

આ કેસમાં કેદીઓ ગેરકાયદેસર મંડળીના અંગભુતો હોવાથી તેમને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. કોર્ટે એમ ઠરાવ્યું કે ક્લોઝ ૩ અને ૪ મુજબ ગેરકાયદેસર મંડળીના માણસોની કાયદા વિરૂદ્ધ શું મતલબ હતી તે બાબતનો કાંઈ પણ પુરાવો નથી. લાલચંદદાસ વિગરે અરજદારો. ૨૦ વિ. રી. પ્ર. ૭૮.

પક્ષકારોનો વિચાર જોર જુલમથી હક્ક લેવાનો ના હોય, પણ પોતાનો ખરેખરો ચાલતો હક્ક કોઈ હરકત ન કરે તેવી રીતે સાચવી રાખવાનો હોય, તે બાબતમાં આ કલમ મુજબ ગેરકાયદેસર મંડળીના અંગભુતોનું તોહમત મુકી શકાય નહી. શંકરસીંગ વિગરે અરજદારો; બરમામાહાતો વિગરે અરજદારો. ૨૩ વિ. રી. પ્ર. ૨૫.

કોઇ ખેડુ પાસે જમીનના માલેકનું કાંઇ લેહેણું ન હોય તે છતાં તેને જમીન ઉપરથી હાંકી કાઢવાની તજવીજ કરવામાં આવે, તેમાં બહુ લોકો વગર કપટે સામા થાય તો, આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી. ૮ મ. હા. કો. રી. પ્ર. ૧૧.

કોઇ વરઘોડાને પરાણે અટકાવવો એ આ કલમની ચોથી રકમ પ્રમાણે ગુન્હો છે. ૭ મ. હા. રી. પ્ર. ૩૫.

કાયદા વિરૂદ્ધ મંડળીનાઅંગભુત તે શું.

**૧૪૨. જે હકીકતોને લીધે કોઈ મંડળી કાયદા વિરૂદ્ધ મંડળી થતી હોય, તે હકીકતો જાણ્યા છતાં જે માણસ ઇરાદાથી તે મંડળીમાં સામિલ થાય અથવા તેમાં જારી રેહે, તે માણસને કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત સમજવો.**

## વિશેષ સજાુમતિ.

કોઈ સખસને જબરાઈથી કાયદા વિરૂદ્ધ મંડળીમાં દાખલ કરવામાં આવે કિંવા અકસમાત પોતે થઈ જાય, પરંતુ તેનો સામાન્ય હેતુ કાયદા વિરૂદ્ધ મંડળી સાથે મળતો ન્હોતો તો, તે તે મંડળીનો અંગભુત કેહેવાય નહી. જે સખસ તે મંડળીમાં ઈરાદા પુર્વક સામીલ થાય તેજ અંગભુત કેહેવાય.

**ફેંસલા**—મીલકત સાચવવાનો હક્ક હોય એવો માણસ પોતાની મીલકતને નુકશાનમાંથી બચાવવાને માટે ગેરકાયદેસર મેંબરે એકઠા થએલા ત્યાં અગાડી ગએલો, એવું પુરાવા ઉપરથી માલમ પડ્યું હોય, તોપણ તે ઉપરથી એમ કહી શકાય નહી કે તે માણસ જાણી બુજીને તે મંડળીમાં સામેલ થયો અથવા તેની અંદર ટકયો રહ્યો. બરજાુસીંગ વિ. ખુબલાલ વિગરે. ૧૯ વિ. રી. પ્ર. ૬૬.

કાયદા વિરૂદ્ધ મંડળીના આવા અંગભુતને શિક્ષા કરતી વખતે તેણે બીજા અંગભુત સાથે કાયદા વિરૂદ્ધ ક્રૃત્યમાં ભાગ લીધો, એવું શાબીત થવું જોઇએ. ૧ વી. રી. પ્ર. ૨૦.

શિક્ષા.

**૧૪૩. જે માણસ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હોય તેને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—કોઈ કેદીને આ કલમ મુજબ ગેરકાયદેસર મંડળીનો અંગભુત અને ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણ્ય મનુષ્યવધ એ બંને ગુન્હાઓનો અપ્રાધી ઠરાવવાને માટે એમ શાબીત થવું જોઈએ કે, બીજા માણસોના જેવી તેની કાયદા વિરૂદ્ધ ક્રૃત્ય કરવાની મતલબ હતી, અને બીજાઓએ કરેલા ક્રૃત્યમાં તેણે ભાગ લીધો હતો. ફૈઈઝઅલી ઉરફે ઈમદાદઅલી વિગરે અપેલેન્ટ. ૧ વિ. રી. પ્ર. ૨૦.

ગેરકાયદેસર મંડળીના અંગભુતો થવાનું કેટલાક માણસો ઉપર તોહમત રાખી રજાુવાત ચાલેલી, તેમાં તોહમતદાર અને બીજા કેટલાક પક્ષકારો વચે કોઈ જમીનના કબજા વિષેની લાંબી મુદતથી તકરાર ચાલતી હતી એવું શાબીત થયું હતું; અને કોઈ પક્ષકારનો જમીન ઉપર નીરાંતનો કબજો ન્હોતો. તોહમતદાર કેટલાક લાતીવાળા માણ-

સો લેઈને તે જમીન ઉપર ગળીનું વાવેતર કરવા ગયો હતો, અને જરૂર પડે તો બળ વાપરવાની તેઓએ અગાઉથી તૈયારી કરી રાખી હતી. જમીનનું વાવેતર કરતી વખતે લાતીઓવાળા માણસોએ સામી ટાળીના માણસોને પોતાનાં હથિયાર આમ તેમ હલાવીને દુર રાખ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુજબ તોહમતદારોને ખરી રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. રાણી વિ. પીઅરીમોહન સીરકાર, ઈ. લા. રી. ૯ ક. ૬૩૯ અને ૧૩ ક. લા. રી. પ્ર. ૮૦.

એક પોલીસ સ્ટેશનનો અમલદાર બીજા પોલીસ સ્ટેશનના અમલદારને તેની હદના એક ઘરનો ઝાડો લેવાનું વારંટ મોકલે, તેથી તે અમલદાર પોતાના તાબાના માણસને મોકલે, પણ તેને કાંઇ વારંટ આપે નહીં, તેથી ઘરના માલેકો સામા થાય તો એ ઘરધણી. ઓ ઉપર આ કલમ પ્રમાણે કે કલમ ૩૫૩ પ્રમાણે તોહમત આવે નહી. રાણી વિ. નારાયણ, ૭ અ. હા. કો. રી. પ્ર. ૩૦૯.

કાયદાસર મંડળી હોય તેમાં મારામારી થાય તો તેઓએ હંગામાનો ગુન્હો કરયો કેહેવાય. ૧ વી. રી. પ્ર. ૧૯.

જીવ લે એવું કાંઇ હથિયાર પાસે છતાં કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવું.

**૧૪૪. જીવ લેનારૂં કાંઈ હથિયાર અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઈ વસ્તુ પાસે છતાં જે માણસ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત થાય, તેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલો**—પ્રાણઘાત હથીમારવાળી ગેરકાયદેસર મંડળીના અંગભુતોના મ્હોટા ગુન્હાની અંદર ઘર પ્રવેશ અને નુકશાન એ બેઉ ગુન્હાઓનો સમાવેશ થઈ જવાથી, અને તે ગુન્હાઓ જુદા નહીં હોવાથી તેમને માટે જુદા અપ્રાધી ઠરાવી શિક્ષા કરવાની કાંઈ જરૂર નથી. રાણી વિ. સરૂપ નાપીત વિગરે. ૩ વિ. રી. પ્ર. ૫૪.

કોઇ કાયદાવિરૂદ્ધ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયો છે એમ જાણ્યા છતાં તેમાં સામીલ થવું અથવા જારી રેહેવું.

**૧૪૫. કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીને કાયદામાં ફરમાવેલી રીતે વિખરાઇ જવાનું ફરમાવ્યું છે એવું જાણ્યા છતાં જે માણસ તે કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામિલ થાય અથવા જારી રેહે, તેમ બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કાયદા વિરૂદ્ધ મંડળીને વીખેરી નાંખવાનો હુકમ કરવાને માજીસ્ટ્રેટો વિગેરેને અધિકાર છે, તે બાબત ક્રીમીનલ પ્રોસીજરકોડમાં ૧૨૭થી ૧૩૨ સુધીની કલમો છે તે જુઓ,

**ફેંસલો**—પોતાની મીલકત ઉપર કોઇ કાયદા વિરૂદ્ધ મંડળી મળી હોય, તે મીલકત બચાવવી એ તેના માલીકનું ખાસ કામ છે, તેથી તે એ મીલકત ઉપર જાય છે. તે મંડળીનો ભય દુર થતાં સુધી તે ત્યાં રેહેતો તેથી તે કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થયો અથવા જારી રહયો ગણાય નહી. ૧૯ વી. રી. પ્ર. ૬૬.

સામાન્ય હેતુ પાર પાડવામાં એક અંગભુતે વાપરેલું બળ.

**૧૪૬. કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે કાયદા વિરૂદ્ધ મંડળી અથવા તેનો કોઇ અંગભુત બળ અથવા જુલમ વાપરે તો, તે મંડળીના દરએક અંગભુત્તે હંગામાનો ગુન્હો કર્યો, એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

જે અંગભુતે (member) બળ અથવા જુલમ વાપર્યો તેની ખુલ્લી નીશાન જોઈએ. જે બળ વાપરે તે સાપ્રાધ બળ જોઈએ. એક માણસ અથવા ટોળું કોઈના ઘરમાં ઘુશી ઘરવાળાઓને મારીને અથવા કહીને ડરાવે કે, જો અમુક ચીજ અમને ન મળે તો તમારા શરીર ઉપર મહાવ્યથા ગુજારશું, તો તે પછી ૧ માણસ હોય કે ૫૦ હોય, સાથીઓ સાથે હોય તોપણ ગુન્હેગાર કેહેવાય છે.

૨. હવે જે મંડળી થઈ એવો ગુન્હો કરે તે પારખવાનું સેહેલ છે. સામાન્ય હેતુ પાર પાડવા માટે કોઈ પણ કામ થતાં તેમાં બળ અથવા જુલમ ગુજરે તો તેને ઉપલી કલમ લાગુ પડે છે. ગરાસ ઉપર સરકારી જપ્તી આવી તેની વિરૂદ્ધ ૫૦ આદમી એકઠાં થઈ ઉભાં રેહે છે, ને જપ્તીવાળાને ડરાવે છે, તેમાંથી એક જણ તે અમલદારને મારે ને બીજા ૪૯ મુંગા મુંગા રહ્યા હોય, તોપણ તે પચાશે સાપ્રાધ બળ વાપર્યા બરાબર ગણાય છે.

વળી વધારે બંધણ ૧૪૯ મી કલમમાં આવે છે તે વાંચો.

૩. વળી આ ગુન્હાઓ સ્થાપીત થવા માટે નીચે બતાવેલી હકીકત શાબીત થવી જોઈએ.

(૧) બળ વાપરનાર મંડળી કાયદા વિરૂદ્ધ હતી.

(૨) બળ વાપરેલું હોવું જોઈએ (જો બળ દેખાડે તો માત્ર કાયદા વિરૂદ્ધ મંડળી થાય, આ ગુન્હો થયો ન ગણાય.)

(૩) મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવા માટે બળ અગર જુલમ વાપરેલું હોવું જોઈએ. ઉપર દર્શાવેલી ત્રણ વાતમાંથી એક પણ કમી હોય તો હંગામાનો ગુન્હો પુરો થયો કેહેવાશે નહીં. જેમકે એક ટોળું લડાઈ કરતું હોય, તેમાંથી એક માણસ નાશી જાય છે, તે નાસ્તી વખતે મારગ કરવા કોઈને ઝટકો મારે તો, કાયદા વિરૂદ્ધ મંડળીના સામાન્ય હેતુ માંહેલી એ બાબત નહી હોવાથી તમામ માણસે (અંગભુતે) ગુન્હો કર્યો ગણી સજાને પાત્ર થતા નથી.

૪. હંગામાનો ગુન્હો થવામાં પાંચ અગર તે કરતાં વધારે માણસો ભેગા થયેલા હોવા જોઈએ, એકલાથી હંગામાનો ગુન્હો થતો નથી.

હંગામો કરવાની શિક્ષા.

**૧૪૭. જે માણસ હંગામાનો ગુન્હો કરે, તેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે**

**ફેંસલા**—હંગામો અને ગેરકાયદેસર મંડળીના અંગભુતો એ બંને ગુન્હાઓને માટે શીક્ષા થઈ શકે નહીં. મ્હોટા તોહમતમાં ન્હાનું તોહમત આવી જાય છે, માટે હંગામાની શીક્ષામાં બીજા તોહમતનો સમાસ થાય છે. મીલાન ખાલીફા વિ. દ્વારકાંનાથ ગુપ્તો વિગરે. ૧ વિ. રી. પ્ર. ૭

પાંચ કરતાં વધારે માણસોની બનેલી ટોળી જેની સાધારણ મતલબ પ્રવેશ કરવાને માટે પકડેલા માણસોના ઢોરને સાપ્રાધ બળથી કબજે લેવા એવી તેઓના કૃત્ય ઉપરથી

જણાતી હતી, અને જે ટોળીએ એવી રીતે બળ વાપરી ઢોરો લીધેલાં તે ટોળીમાં કેદીઓ સામેલ હોવાથી તેમને હંગામાને માટે ગુન્હેગાર ઠરાવી આ કલમ મુજબ તેઓ શીક્ષાને પાત્ર છે એવું ઠરાવવામાં આવ્યું હતું; પણ સન ૧૮૫૭ ના આકટ ૫ માની કલમ ૧૧ મુજબ તેઓને ગુન્હેગાર ઠરાવ્યા ન્હોતા. બોકુ શેખ વિગરે, ૩ વિ. રી. પ્ર. ૨૧

હંગામાને માટે ગુન્હેગાર ઠરાવેલા કોઈ માણસને તેને કરેલા વ્યથા અથવા મહાવ્યથાના ગુન્હાને માટે ગુન્હેગાર ઠરાવવો જોઈએ નહીં. રાણી વિ. અઝગર વિગરે. ૫ વિ. રી. પ્ર. ૧૯.

કોઈ સ્ત્રીને ફોસલાવીને લેઈ જવામાં જે માણસોએ ધણીને મદદ કરી હોય, તે માણસોને મનુષ્ય હરણને માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહીં; પણ બળાત્કારે અને બળ વાપરી અંધારી રાતે તેણીને કબજે લેવામાં જો તે માણસોએ ધણીને મદદ કરી હોય તો તેઓ હંગામાના ગુન્હાને માટે ગુન્હેગાર ગણાય છે. રાણી વિ. અસ્કર વિગરે. વિ. રી. ૧૨ સપ્ટંબર.

હંગામાનો ગુન્હો કરતાં એક સખસ ઘણોજ જખમી થાય તે વખતે પેહેલો હુમલો કેની બાજુ તરફથી થયો તે વિચાર્યા વગર પોલીસને વચ્ચે પડવાનો અધિકાર છે. પોલીસ તેના અધિકાર બાહાર ગઈ એવો પુરાવો ના હોય તો, પોલીસને કોર્ટનો આશરો મળવો જોઈએ. ૮ વી. રી. પ્ર. ૩૬.

વ્યથાના ગુન્હાનો સમાવેશ હંગામાના ગુન્હાની અંદર થઈ જાય, તોપણ તોહમતદારને પ્રથમ હંગામાને માટે અને પછીથી વ્યથાને માટે સજા કરી શકાતી નથી. ગુમાની વિગરે અરજદારો. ૧૭ વિ. રી. પ્ર. ૫૯.

સામાન્ય મતલબ પાર પાડવામાં ગેરકાયદેસર મંડળી અથવા તેના કોઈ પણ અંગભુતે બળ વાપર્યું હોય તો તે ગુન્હામાં હંગામાનો ગુન્હો આવી જાય છે. પણ આ કેસમાં ગેરકાયદેસર મંડળી કરવાને માટે પાંચ માણસો કદી એકઠાં થયાં ન્હોતાં, અને બળ કરવાનો ઈરાદો અમલમાં લાવેલો શાબીત થતો નથી, તેથી તોહમતદાર સામે પીનલકોડ મુજબ કાંઈ ગુન્હો શાબીત થતો નથી. રામદીન દુલે વિગરે અરજદારો ૨૬ વિ. રી. પ્ર. ૬.

હકીકત ઉપરથી માલમ પડી આવે તો હંગામાને માટે ગુન્હેગાર ઠરાવેલા માણસોને પ્રાણઘાતક હથીયારોથી હંગામાના કેટલાક ગુન્હાઓ, જેવા કે શિક્ષણ્ય મનુષ્યવધ અને મહાવ્યથાને માટે ગુન્હેગાર ઠરાવી શકાય. રાણી વિ. હરગોવિંદ, ૩ વા. હી. પ્રાં. પ્ર. ૧૪.

હંગામાના ભારે કેસમાં હંગામો કરનારાઓને માજીસ્ત્રેટે નિર્દોષ ઠરાવી છોડી મુક્યા હતા, કેમકે વરઘોડો કેટલાક હુકમોની રૂએ કાયદા વિરૂદ્ધ હતો, કારણ કે જે જે હુકમો કાયદાના મુદ્દા તરીકે શાબીત કરવાની જરૂર હતી તે પ્રમાણે શાબીત નહી કર્યાથી કૃત્ય વ્યાજબી હતું, એવું માજીસ્ત્રેટનું ધારવું હતું, એમ તેઓએ ધાર્યું હશે. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે કોઈ વસ્તુની કાયદેસર જરૂર છે, જે ખરી રીતે જરૂર ન્હોતી એવું ધારવું તે જે માણસે કાયદાનો નિયમ તોડ્યો હોય તે માણસના બચાવમાં જવાબ ગણી શકાતો નથી. વરઘોડો કાયદેસર હતો એ વિશેનો કામમાં કાંઈ પણ પુરાવો ન્હોતો, અને જો એમ હોય તો કાયદાનો અમલ કરવાને અધિકાર મળેલા માજીસ્ત્રેટોની મદદ માગવાને તોહમતદાર બંધાએલા હતા. ૭ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૫.

હંગામાને માટે બંને ટોળીઓને ગુન્હેગાર ઠરાવી હતી. એક ટોળીમાં પાંચ માણસો હતાં, જેઓ બધા થયેલી લડાઈમાં એકઠા મળ્યા હતા, એવું શાબીત થયું હતું. અને વળી એમ પણ માલમ પડ્યું હતું કે તેઓ તેમજ તેમના સામાવાળાઓ લડાઈ કરવાને

માટે લાકડીઓ લેઈ આવ્યા હતા, અને તેઓ લઢ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેઓની સાધારણ મતલબ તેઓના સામાવાળા ઉપર હુમલો કરવાની હોવાથી હંગામાને માટે તેઓને ગેરવ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા ન્હોતા. બીજી ટોળીમાં ફક્ત ચાર માણસો હતાં. પેહેલી ટોળી સાથે તેઓની સાધારણ મતલબ શું હતી એ કાંઈ જણાયું ન્હોતું. લઢાઈ જાહેરાંત જગ્યામાં થઈ ન્હોતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે હંગામાને માટે તેઓને વ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા ન્હોત.. વળી એમ પણ ઠરાવવામાં આવ્યું કે લઢાઈ જો જાહેરાંત જગ્યામાં થઈ હોત તો એમ અનુમાન થઈ શકત કે બંને ટોળીઓની સાધારણ મતલબ બખેડો કરવાની હતી. રાણી વિ. મુઝફ્ફર હુસેન, ૫ વા દી. પ્રાં પ્ર. ૨૦૮.

હંગામો કરવો અને ગેરકાયદેસર મંડળી એકઠી કરવી એ સુલેહ વિરૂદ્ધના ગુન્હા છે, અને શીરપર મારવું, દુઃખ કરવું એ શરીર વિરૂદ્ધના ગુન્હા છે. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૧૩૯

જે સખસો ઉપર હંગામાનો ગુન્હો ઠરાવવામાં આવે તે સખસોએ જીવ લે એવાં હથિયાર પાસે રાખીને હંગામો કરયો હોય. હંગામો કરતાં ખુન, મહાવ્યથાના ગુન્હા પણ કરયા હોય તો તે ગુન્હાની પણ તજવીજ કરવી જોઇએ. ૩ હા. કો. રી. પ્ર. ૧૭૪.

જીવ લે એવું હથિયાર પાસે રાખીને હંગામો કરવો.

**૧૪૮. જીવ લેનારૂં કાંઇ હથિયાર, અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઇ વસ્તુ પાસે છતાં જે માણસ હંગામો કરે તેને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—જમીનના કબજેદારોએ મીલકતનો ખાનગી બચાવ કરવામાં કાયદાથી વધારે હક્ક બજાવ્યો એમ ઠરાવી આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા. સેશનજડજના હુકમ ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું કે શીક્ષા થઈ શકે નહીં, કારણ કે ગુન્હેગાર ઠરાવેલા માણસો આ કેસમાં ગેરકાયદેસર મંડળીના માણસો ન્હોતા. કાલીમંડળ વિગરેની બાબતમાં. ૧૦ ક. લા. રી. પ્ર. ૨૭૮.

બે ચોરો જે રાત્રે પકડાયા હતા, તેમને નસાડી મુકવાને હથીયારવાળી ગેરકાયદેસર મંડળીએ સવારમાં કરેલો હુમલો જેની અંદર ખુન થયું હતુ, તે અગાઉથી ગોઠવેલો હુમલો હતો, અને તેની અંદરના સઘળા માણસો ખુન થએલા. હંગામાના ગુન્હાને માટે ગુન્હેગાર છે. રાણી વિ. ભુનજનપાર વિગરે. ૪ વિ. રી. પ્ર. ૮.

કેટલાક માણસો હુમલો કરવાને માટે ગેરકાયદેસર મંડળીમાં સામેલ થઈ હથીયારવાળા માણસોને હથીયાર મારતાં અટકાવવાને બદલે તેમને ઉસ્કેરે તો, તેઓ તે મંડળીના બીજા અંગભુતો જેઓ ઘા કરે છે તેમના જેવા ગણાય છે. રાણી વિ. દશરથ રોય વિગરે. ૭ વિ. રી. પ્ર. ૫૮.

જે માણસની જગ્યા ઉપર હંગામો થયો હોય તે માણસને મારી નાંખવો, અને પ્રાણઘાતક હથીયારથી સજીને હંગામો કરવો, તે બંને ગુન્હાઓ જુદા જુદા ગણાય છે, અને તેથી કરીને પીનલકોડની કલમ ૧૪૮, ૧૪૯ અને ૩૨૪ મુજબ જુદા જુદા ગુન્હાઓ તરીકે સજા થઈ શકે છે. રાણી વિ. કાલાચંદ વિગરે. ૭ વિ. રી. પ્ર. ૬૦

પ્રાણઘાતક હથીયારથી હંગામો કરવાના કેસમાં જે બાજુવાળાઓ ઉપર તે હથીયારો વાપરી મહાવ્યથા કરવાનું તોહમત રાખવામાં આવ્યું હોય, તે બાજુવાળા માણસોને બીજી

બાજુ કરતાં બાજબી રીતે વધારે સખ્ત સજા કરવામાં આવે છે. રાણી વિ. સુરતમાહ-ટન વિગરે. ૮ વિ. રી. પ્ર. ૩.

• હંગામામાં કોઈ માણસને ભારે જખમ થયું હોય તો, કીયા પક્ષકારે તે જખમ કર્યું છે તે ધ્યાનમાં લીધા શિવાય તપાસ કરવાને પોલીસ બંધાએલી છે. પોલીસે પોતાની ફરજ કાયદા ઉપરાંત બજાવી છે એવી શાબીતી મળ્યા શિવાય ફરજ બજાવતી વખતે કોર્ટના બચાવમાં પોલીસનો હક્ક છે, એમ ઠરાવવામાં આવ્યું હતું. રાણી વિ. દાસુસીંગ. ૮ વિ. રી. પ્ર. ૩૬.

આ કલમ મુજબ પ્રાણઘાતક હથીયારોથી હંગામો કરવો અને કલમ ૩૨૪ મુજબ ભય ઉપજાવે તેવા હથીયારોથી વ્યથા કરવી એ બંને તોહમતો કેદીઓ ઉપર રાખવામાં આવેલાં, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે તોહમત ખરી રીતે પુછતાં બેમાંનું, ફક્ત એક તોહમત હોવાથી તેઓને ફક્ત બેમાંના એક ગુન્હાને માટે સજા થવી જોઈએ રાણી વિ. દીનાશેખ વિગરે. ૧૦ વિ. રી. ૬૩, ૩ બેં. લા. રી. પ્ર. ૧૫.

ગેરકાયદેસર મંડળીનો કોઈ પણ અંગભુત સામાન્ય મતલબ પાર પાડવાને માટે કામે લાગ્યો હોય, તે દરમિયાન બીજો કાંઈ ગુન્હો કરે તો તેથી તે મંડળીના દરેક માણસને શીક્ષા થાય એવો કાંઇ પીનલકોડની કલમ ૧૪૯ નો અર્થ નથી. अ. નામની ગેરકાયદેસર મંડળીના કેટલાક માણસોએ ब. નામની બીજી ટોળી જેના કબજામાં જમીન હતી તેમની પાસેથી તે જમીન જોર જુલમથી લેઇ લેવાને માટે હુમલો કર્યો, અને ब. નામની ટોળીએ સામી એકાએક ટકર ઝીલવાથી તેમાંના એક માણસ સામે अ. નામની ટોળીના માણસે બંદુક ફોડી તેને મારી નાંખ્યો. પુરાવા ઉપરથી વિચાર કરીને એમ ઠરાવ્યું કે બંદુક ફોડનાર માણસ શિવાયના બીજા अ. ટોળીના માણસો પીનલકોડની કલમ ૧૪૯ મુજબ ખુનના ગુન્હેગાર થઈ શકે નહી. ઉપરની બાબતો ધ્યાનમાં લેઇ ગુન્હો બદલીને આ કલમ મુજબ પ્રાણઘાતક હથીયારથી હંગામો કરવાનો ગુન્હો ઠરાવ્યો હતો. રાણી વિ. સાબાદઅલી વિગરે. ૨૦ વિ. રી. ૫, ૧૧ બેં. લો. રી. પ્ર. ૩૪૭.

એક સખસની માને ભગવી લેઇ જવાના કામ માટે એક કાયદા વિરૂદ્ધ મંડળી ભેગી થઇ, અને એ કામ પાર પાડતાં એ માનો દીકરો મરણ ગયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જેટલા સખસો આ મંડળીના અંગભુત હોય તેટલા સખસો આ ખુન માટે જવાબદાર છે. ગુલામઅરશીનના કામમાં, ૪ બં. લા. રી. પ્ર. ૪૭.

કોઈ કાયદા-વિરૂદ્ધ મંડળીનો સામાન્યહેતુ પાર પાડવામાં કાંઈ ગુન્હો થાય તો તે મંડળીના પ્રત્યેક અંગભુતને તે ગુન્હાનો તકશીરવાર સમજવો.

**૧૪૯. કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે મંડળીના કોઇ અંગભુતથી કાંઇ ગુન્હો થાય, અથવા એવો કાંઇ ગુન્હો થાય કે તે હેતુ પાર પાડવામાં તે ગુન્હો થશે એવો સંભવ તે મંડળીના અંગભુતોના જાણ્યામાં હોય તો, તે ગુન્હો થતી વખતે જે જે સખસ તેજ મંડળીના અંગભુત હોય તે દરેક સખસે તે ગુન્હો કર્યો, એમ સમજવું.**

# વિશેષ સમજુતી,

બખેડાનો મુળ હેતુ જાહેર રસ્તા ઉપર ગડબડ છે, માટે કોઈ ઘરમાં જે ગડબડ થાય તે બખેડો ના કેહેવાય, ઘરમાં ગમે તે ગડબડ થાય તો તે કોઈનાપર હુમલો અથવા સાધારણ મારા મારી થઈ કેહેવાય છે.

૨. હવે બખેડા વિશે વિચાર કરતાં આપણે આગળ જણાવ્યું તેમ બે ગરાશીયા અથવા ગામડા વચ્ચે સીમાડાની મારા મારીનો દાખલો લઈએ. એકમેકનાં માણસો બીજા ઉપર હલ્લા લેઇ જઈ માર મારીને વખતે ખુનરેજી પણ કરે છે, તે બખેડો છે. ને તેમાં જોડાનાર એકેકને આ કલમ પ્રમાણે શીક્ષા થાય છે. એક ગામડા અથવા ગરાશીયાના લોક સામા ગામડા અથવા ગરાશીઆવાળા ઉપર હુમલો લઈ જાય, ત્યારે સામેવાળા જો લડવા નીકળે તો તે ખાનગી બચાવમાં લડયા કેહેવાય, ને તેમને ૧૦૫ મી ને ૧૦૬ ઠી કલમોથી શીક્ષામાંથી બચત મળે છે.

૩. ઉપલ્યા બાબમાં આપણે "લોકની સમાધાની વિરૂદ્ધ" એવો વાક્ય વારંવાર વાંચ્યો, તે હરકોઇ દેખાવડા માટે એમ પણ અર્થાત હેતુ જાણ્યો કે, લોકને ભય ઉપજે એવો મેળાવડો ૮ મા બાબથી કાયદા વિરૂદ્ધ છે. હવે લોકને ભય ઉપજે એવો મેલાવડો તપાસતાં બીકણ લોકને તો સેહેજ ભય ઉપજે, લુચ્ચા લોક કોઈ મેલાવડો થાય ને ઈર્ષાથી જણાવી શકે કે અમને ભય ઉપજ્યો છે, ત્યારે તેમાંથી બચાવ એજ કે કાયદાની નેમ પ્રમાણે ભય ઉપજે તે સમજુ લોક, જેમનાં બચ્ચાં છોકરાં ને માલ મિલકત હોય તેવાજ લોકને ભય ઉપજવાનું સંભાવ્ય જોઈએ, નહીં તો નહીં.

૪. આ કલમ પ્રમાણે ગુન્હો શાબીત ઠરાવવા માટે નીચેની હકીકત શાબીત થવી જોઇએ.

(૧) જે ગુન્હો કર્યો હોય તે તે મંડળીનો સામાન્ય હેતુ પાર પાડતાં થયેલો હોવો જોઇએ.

(૨) થએલો ગુન્હો એવો હોવો જોઇએ કે જે સામાન્ય હેતુ પાર પાડતાં એ ગુન્હો થશે, એવું તે મંડળી જાણતી હતી.

**ફેસલા**—એક ટોળીના ઘણા માણસો બીજી ટોળીના માણસોને પકડવાને રસ્તામાં સંતાયા અને લઢાઈ ચાલી, જેની અંદર પેહેલી ટોળીનો એક અંગભુત જખમી થયો તેથી તે માણસ અલગ જઈ બેઠું, અને પછી તેમાં સામીલ થયો નહી. ત્યાર પછી બીજી ટોળીનો એક માણસ મરાયો હતો. મી. નોરમન જડજે ( જેનો મત પછીથી ખરો થયો ) ઠરાવ્યું કે જખમી થયેલો વેગળો બેઠો તેથી તે વખતે તે અંગભુત ગણાતો નથી, અને તેથી આ કલમ મુજબ પછીના ખુનને માટે તે જવાબદાર નથી. મી૦ ઈ. જેકશન જડજે એમ ઠરાવ્યું કે તે ગેરકાયદેસર મંડળીનો અંગભુત ગણાય છે. રાણી વિરૂદ્ધ કાબીલ કાઝી. ૨ બે. લા. રી. ક્રી. અ. પ્ર. ૧.

કેટલાક ગેરકાયદેસર મંડળીના અંગભુતોએ अ. નું હરણ કરવાનો યત્ન કરવામાં તેના દીકરા ब. ને મારી નાંખ્યો. આ કલમ ઉપર નજર રાખીને એમ ઠરાવવામાં આવ્યું કે જે સઘળા હરણ કરવામાં સામેલ હતા તે બધા ખુનના ગુન્હેગાર છે. રાણી વિ. ગુલામ આરશીન વિગરે, ૧૩ વિ. રી. ૭૩, ૪ બે. લા. રી. પ્ર. ૪૭.

ગેરકાયદેસર મંડળીની મતલબ પુરી પડયા પછી અને સામેની ટોળી વીખરાઈ ગયા પછી તેમાંનો એક અંગભુત બીજા માણસની સાથે વારા ફરતી લઢવા મંડયો, અને તેવી રીતે લઢતાં તેને ભાલો માર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કૃત્ય મંડળીની સામાન્ય

મતલબ પુરી પાડવાના ઇરાદાથી કરવામાં આવ્યું ન્હોતું, અથવા મતલબ પુરીપાડવામાં આવું કૃત્ય બનવાનો સંભવ છે, એવું બાકીના અંગભુતો જાણતા હતા ન્હોતા. બીનોદ વિગરે એંપેલેન્ટો. ૨૪ વિ. રી. પ્ર. ૬૬.

હંગામાનો ગુન્હેગાર ઠરાવતાં પેહેલાં તેઓએ એક કામમાં એવી રીતે ભાગ લીધો છે કે જેથી તેમના ઉપર ફોજદારી તોહમત રાખી શકાય, એ બાબત સ્પષ્ટ રીતે શોધી કાઢવાની જરૂર છે. તેઓની મતલબ સાધારણ હતી અને સાધારણ મતલબ તેઓ કાયદા વિ. રૂદ્ધ ઉપાયોથી અમલમાં લાવ્યા હતા, એવું વળી પુરાવાથી શાબીત થવું જોઈએ. રાણી વિ. ઘેલામહમદ વિગરે, ૨૨ વિ. રી. પ્ર. ૧૭

કોઈ માણસને મારવામાં ઘણા માણસોમાંના દરેકે એવી રીતે ભાગ લીધો હોય કે, જેથી તેની બધી પાંસળીઓ ભાગી જઈ તેનું મોત થયું હોય, તેવા કેસમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે, તેમાંનો દરેક માણસ મરનારનું ખુન કરવાને માટે ગુન્હેગાર છે. રાણી વિ. ગોર ચંદરદાસ વિગરે ૨૪ વિ. રી. પ્ર. ૫.

માણસોનું ટોળું લાતીઓ લઈને અને તેના ઉપરી પાસે બાકીના લોકોના ધારવા પ્રમાણે બંદુકો સાથે બીજા માણસની મીલકત જોર જુલમથી લેઈ જવાને માટે એકઠું થાય, અને તે મતલબ પાર પાડવામાં તેમાંનો કોઈ માણસ બંદુક લેઈને ફોડે, જેથી બીજો માણસ જે કાયદેસર અટકાવ કરતો હોય તેનું મોત થાય, તો તેથી આખી ટોળીને વ્યાજબી રીતે આ કલમ મુજબ ખુનને માટે ગુન્હેગાર ઠરાવી શકાય છે. રાણી. વિ. હરીસીંગ વિગરે. ૩ ક. લા. રી. પ્ર. ૪૯

ગેરકાયદે મંડળીના સખસો કાંઈ ગુન્હો કરવા નીકળતાં રસ્તામાં તેમની વાંસે પોલીસના માણસો થાય, જેથી સઘળા જુદે જુદે રસ્તે નાશી જાય. તેમાંના એકની વાંસે પોલીસનું માણસ લાગે, તેથી તે પોલીસના માણસને તે નાશી જનાર મારી નાંખે તો, સઘળા સખસો આ ખુન માટે જવાબદાર નથી. રાણી વિ. વાહીટ. આર્મ. પ્ર. ૧૦.

કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામિલ થવાને પૈસા આપવા કરીને કોઈ સખસોને રાખવા અથવા તેઓને રાખવામાં ચસમપોસી કરવી.

**૧૫૦, જે માણસ કોઇ સખસને કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવાને અથવા અંગભુત થવાને પૈસા આપવા કરીને અથવા કોઇ બીજી રીતે રાખે, અથવા પૈસા આપવા કરીને અથવા બીજી કોઇ રીતે રાખવામાં મદદ કરે, અથવા ચસ્મપોશી કરે, તે માણસને તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુત દાખલ તથા તે પઇસા આપવા કરીને અથવા બીજી કોઇ રીતે રાખવા ઉપરથી તે રાખેલા સખસથી તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુત દાખલ જે કાંઈ ગુન્હો થાય તે ગુન્હાને માટે જાણે તે માણસ તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુતજ હોય, અથવા જાણે તેણે પોતેજ તે ગુન્હો કરયો હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે**

## વિશેષ સમજુતી.

જે માણસ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હોય તે આરોપીત માણસને ૧૪૩ મી કલમ મુજબ શીક્ષા મળે છે. એ કલમમાં કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુતને શીક્ષા દંડની અથવા દંડ સાથે છ માસની છે. હવે જે માણસે ઉપર મુજબ એક માણસને કાયદા વિરૂદ્ધ મંડળી માટે પૈસા આપી અથવા બીજી કોઇ પણ રીતે મદદ કરી, તે માણસએ-

ક રીતે જોતાં "મદદગારી" નો ગુન્હો કરે છે. પણ "પીનલકોડ"માં જાહેર સુલેહ તુટે એવા ગુન્હા એટલે સાર્વજનિક ગુન્હા (offences to the public) ને એખલાસ ગુન્હા (personal crimes) ને નોખા ગણ્યા છે. વળી ઉપલી કલમમાં જણાવેલા ગુન્હાને "મદદગારી" ના બાબની ૧૧૭ મી કલમ લાગુ પડતાં તે ગુન્હેગારને છ માસને બદલે ત્રણ વર્ષની શીક્ષા મળવી પાત્ર થાત.

૨. પૈશા આપવાનું કામ પુરૂં થાય તોજ આ કલમ મુજબ તોહમત રખાય. પૈશા આપવાની કોશીસ કરવામાં આવે તો પીનલકોડની કલમ ૧૫૮, ૫૧૧ પ્રમાણે શિક્ષા થશે.

પાંચ અથવા વધારે સખસોની કોઈ મંડળીને વિખરાઈ જવાનો હુકમ થયા પછી જાણીબુજીને તે મંડળીમાં સામીલ થવું અથવા જારી રેહેવું.

**૧૫૧. જેથી લોકની સૂલેહમાં ગડબડ થાય એવો સંભવ હોય એવી પાંચ અથવા વધારે સખસોની મંડળીને વિખરાઇ જવાનો કાયદેસર રીતે હુકમ થયા પછી જે માણસ જાણીબુજીને તે મંડળીમાં સામીલ થાય અથવા જારી રેહે તેને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ખુલાસો.—અગર તે મંડળી ૧૪૧ મી કલમના અર્થ પ્રમાણેની કાયદા વિરૂદ્ધ મંડળી હોય તો, તે ગુન્હેગારને ૧૪૫ મી કલમ મુજબ શીક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

સ્થાનિક અમલદારોને આ કલમમાં પોતાની સમય પ્રમાણેની બુદ્ધિ વાપરવાની છુટ આપી છે. ઘણી વેળા એમ બને છે કે પાંચ પચાસ માણસનું ટોળું ચોકસ જગોએ એકઠું મળે છે. તે સેહેજ રસ્તે જતાં હંગામો થવાનો સંભવ છે નહીં, તેમજ તેમના મનમાં કોઇ બખેડો ઉપજાવવાનો ઇરાદો છે નહી, પરંતુ આગળ ચાલતાં કોઇ ધર્મની જગો આગળ તે ધર્મવાળાઓના મનમાં તેમના જવાથી કિંવા કાંઈ બોલવાથી ક્રોધ ઉપજાવે એવો સંભવ છે, તો ખાલી તે સંભવ ઉપરથી પણ તેમને વીખેરી નાંખવાનો તે અમલદારને હક્ક છે.

૨. પણ એમ વીખેરી નાંખવા માટે તે અમલદારને ત્રણમાંથી એક પણ કારણ જોઇએ. ૧ લું તે મંડળીથી લોકની સુલેહમાં, અથવા ૨ જું તેમની તંદુરસ્તીમાં, અથવા ૩ જું તેમની કોઇ જોગવઇમાં ખલેલ પડતી હોય તો, લા કમીશનરો ખુલાસો કરી ગયા છે કે, એ ત્રણ કારણો વિના અમલદારની પોતાની આપખુદ શકતીથી કોઇ મેલાવડાને કાયદા વિરૂદ્ધ ગણી શકે નહીં.

૩. હવે સરકારી ઓધેદારને તેવા મેલાવડાને વીખરી જવાની પેહેલાં હુકમ આપવાને સત્તા આપી છે તે મુજબ જે માણસો વીખરાઈ ગયાં તેમનો મેલાવડામાં જોડાવવાનો ઈરાદો ગમે તેવો ખરાબ હોય, તોપણ કાયદાસર ચાલ્યા ગણાય છે. ને જે ન વીખરાયા તે ગુન્હામાં આવે છે. તે અમલદારને પેહેલાં વીખેરવાનો હુકમ કરવાનું ફરમાન છે, તેની મતલબ એવી કે પેહેલા ગુન્હેગારથી પછવાડે કોર્ટમાં એવો જાબજવાબ ન અપાય કે તે કાયદાથી બેફામ હતો, એટલે તેનો ઈરાદો ગુન્હા ભરયો ન્હોતો.

૪. મંડળીને વીખેરી જવા હુકમ કરવાને માજીસ્ટ્રેટને અધિકાર છે. જુઓ ક્રીમીનલ પ્રોસીજરકોડની ૧૨૭ થી ૧૩૨ સુધીની કલમો.

"જાણીબુજીને તે મંડળીમાં સામીલ થવું, અથવા જારી રેહેવું."

નીચેની હકીકતો તોહમતદાર જાણતો હતો.

(૧) પાંચ અથવા વધારે માણુસની મંડળી છે, એમ તોહમતદાર જાણતો હતો.

(૨) સુલેહનો ભંગ કરવાનો મંડળીનો ઈરાદો હતો, એવું તે જાણતો હતો.

(૩) મંડળીને વીખરાઈ જવાનો કાયદેસર હુકમ થયો હતો તે તે જાણતો હતો.

કાયદા વિરૂદ્ધ મંડળી એટલે શું તે વિશે કલમ ૧૪૧ થી ખુલાસો થયો છે.

**ફેંસલો**—જો ફક્ત ત્રણ માણસોની મતલબ લોકોને એકઠા કરવાની હોય, અને તેઓનું કૃત્ય એવું હોય કે જેથી પચાસ સાઠ માણુસો એકઠા થઈ સુલેહનો ભંગ થવાનો સંભવ લાગે, અને તે મુજબ માણુસો એકઠાં થએલાં, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે લોકોનો જમાવ એ આ કલમ મુજબ ગેરકાયદેસર મંડળી ગણાય છે, અને તેની જાતની મંડળીને વીખરાઈ જવાને કાયદેસર હુકમ થયા પછી તે હુકમ માનવામાં આવ્યો ના હોય તો, તે મંડળીનો દરેક અંગભુત ઉપર બતાવેલી કલમ મુજબ ગુન્હેગાર ગણાય છે; રાણી વિ. ટકર. ઈ. લા. રી. ૭ મું. પ્ર. ૪૨.

હંગામોબંધ પાડવા વગેરેનું કામ કરતો હોય તેવામાં કોઈ સરકારી નોકરની ઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી.

**૧૫૨. કોઇ સરકારી નોકર પોતાનો સરકારી હોદ્દો બજાવવામાં કાંઇ કાયદા વિરૂદ્ધ મંડળીને વિખેરી નાંખવાની અથવા કાંઇ હુંગામો કે બખેડો બંધ પાડવાની મેહેનત કરતો હોય, તેવામાં તેની ઉપર જે માણુસ હુમલો કરે, અથવા હુમલો કરવાનો ડર દેખાડે અથવા તેને હરકત કરે, અથવા હરકત કરવાની કોશિસ કરે, અથવા તે સરકારી નોકરપર સાપ્રાધબળ વાપરે, અથવા તે વાપરવાનો ડર દેખાડે અથવા તે વાપરવાની કોશિસ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સજુમતિ.

આ કલમમાં કેઈ કેઈ કલમો આવી જાય છે, તે જુઓ.

સરકારી નોકરની વાખ્યા કલમ ૨૧.

કાયદા વિરૂદ્ધ મંડળીની વાખ્યા કલમ ૧૪૧.

હંગામાની વાખ્યા કલમ ૧૪૬.

બખેડાની વાખ્યા કલમ ૧૫૯.

હુમલાની વાખ્યા કલમ ૩૫૧.

૨. આ ગુન્હો સ્થાપિત કકવા માટે નીચે લખેલી હકીકત શાબીત થવી જોઈએ.

(૧) જેના ઉપર હુમલો કરવામાં આવ્યો છે તે સરકારી નોકર હતો, અને હુકમ કરવાની તેની સત્તા હતી.

(૨) તેની ઉપર હુમલો કર્યો, અથવા.

(૩) હુમલાનો ડર દેખાડ્યો.

(૪) તેને હરકત કરી, અથવા.
(૫) હરકત કરવાને કોશીસ કરી, અથવા.
(૬) તેની ઉપર સાપ્રાધબળ વાપર્યું, અથવા.
(૭) તે વાપરવાનો ડર દેખાડ્યો, અથવા.
(૮) તે વાપરવાની કોશીસ કરી.

હંગામો કરાવવાના ઈરાદાથી,દુષ્ટતાથી કોઈના મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો.

**૧૫૩. જે માણસ દ્વેષબુદ્ધિથી અથવા દુષ્ટતાથી કાંઇ કાયદા વિરૂદ્ધ વસ્તુ કરીને કોઇ સખસના મનમાં ક્રોધ ઉત્પન્ન કરે અને તે એવા ઇરાદાથી કે તે ક્રોધ હંગામાનો ગુન્હો કરાવે, અથવા તે ક્રોધ હંગામાનો ગુન્હો કરાવશે એવો સંભવ છે, એમ જાણીને તે એ પ્રમાણે કરે તો અગર તે ક્રોધ ઉત્પન્ન થયાથી હંગામાનો ગુન્હો થાય તો, તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર હંગામાનો ગુન્હો ન થાય તો તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

અગર હંગામો થાય તો.

## વિશેષ સમજુતી.

એ ઉપર અલૌકિક દાખલો લઈએ કે જે મુંબઈમાં પીનલકોડ અગાઉ બન્યો હતો, તે સર્વે જાણે છે કે ઈંગ્રેજી કાયદામાં કાંઈ પણ છાપવા છપાવવાની છુટ છે, છતાં કોઈ સખસ પોતા તરફથી સર્વે સખસોની છબી છાપી તેમનો વૃત્તાંત વર્તે ને તે ધોરણ પ્રમાણે તે મુસલમાનોના પીર પેગંબરની છબી છાપે, ને તે કાંઈ બેડોળ પાડે કિંવા વાસ્તવિકરીતે કોઈ પણ પ્રકારે તેમાંથી મુસલમાનોને ક્રોધ છુટે ને હંગામો બને, પણ એ કામ જાણીબુજીને કર્યું હોય તો તેને શિક્ષા થાય છે.

૨. તેમજ ધર્મોધપણે હિંદુનું મડદુ લઈ જતા હોય ને તે ઉપર કાંઈ ચાળા પાડી અથવા તિરસ્કાર બતાવી ક્રોધ ઉપજાવે, ને હંગામો બને કે ના બને, પણ બનવાનો સંભવ રેહે, તો તે પણ આ કલમ પ્રમાણે ગુન્હો કેહેવાય છે.

૩. આ કલમમાં "દુષ્ટતા" થી એવો શબ્દ છે, તેનો અર્થ એ કે મનના કાંઈ ઘાતકી કિંવા ઉછાંછલા ઈરાદાથી કાંઈ વસ્તુ કરવી.

૪. દૃષ્ટાંતોથી એટલે કાંઈ નિયમ અથવા બંધન અગર કાંઈ કૃત્ય કરવામાં આવે, કિંવા રમત કરતો હોય તેવી રીતે કાંઈ કૃત્ય કરવામાં આવે, કિંવા જંગલી ખુશીમાં આવી કાંઈ કૃત્ય કરે તો, તે કૃત્ય દુષ્ટતાથી કર્યું ગણાય.

૫. આ કલમ મુજબ ગુન્હો સ્થાપીત થવા સારૂ નીચેની હકીકત શાબીત થવી જોઈએ.

(૧) કરેલું કૃત્ય કાયદા વિરૂદ્ધ હતું
(૨) તે દ્વેષબુદ્ધિથી અથવા દુષ્ટતાથી કર્યું, ને તેથી ક્રોધ ઉત્પન્ન થયો.
(૩) એ ક્રોધ ઉત્પન્ન કરવાથી હંગામાનો ગુન્હો થશે, એવું તોહમતદાર જાણતો હતો કિંવા માનતો હતો.

જે જમીનપર કાંઈ કાયદા-

**૧૫૪. જ્યારે કાંઇ કાયદા વિરૂદ્ધ મંડળી મળે અથવા હંગામો થાય ત્યારે જે જમીનપર તે કાયદા વિરૂદ્ધ મંડળી મળે**

વિરૂદ્ધ મંડળી મળી હોય તે જમીનનો માલિક અથવા કબજેદાર.

**અથવા તે હંગામો થાય, તે જમીનના માલીક અથવા કબજેદારને, તથા તે જમીનમાં જેનો હક્ક હોય અથવા જે હક્કનો દાવો કરતો હોય એવા સખસને એક હજાર રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે; પણ તે ક્યારે કે જો તે અથવા તેનો મુખ્તિયાર કે કારભારી, તે ગુન્હો થાય છે અથવા થયો છે એવું જાણીને અથવા થશે એવો સંભવ છે એમ માનવાનું કારણ છતાં પાસેમાં પાસેની પોલીસની ચોકીપરના મુખ્ય અમલદારને તે બાબતની પોતાથી બનતી જલદીમાં જલદી ખબર નહી આપે અને તે ગુન્હો થવાનો છે એમ માનવાનું તેને અથવા તેઓને કારણ છતાં, તે અથવા તેઓ તે ગુન્હો અટકાવવાને સારૂ પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહીં લગાડે તો; અને તે ગુન્હો થયા પછી તે હંગામો બંધ પાડવાને અથવા તે કાયદા વિરૂદ્ધ મંડળીને વિખેરી નાંખવાને પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો.**

## વિશેષ સમજુતી.

થોડા શબ્દોથી આ કલમની બારીકી માલમ પડશે. જમીનનો માલીક ફીશાદીયાઓનો કાયદા વિરૂદ્ધ ઈરાદો જાણે છે. પણ ફીશાદમાં પોતે છે નહીં, અથવા પોતે કાંઈ ઉશ્કેરણી કે ઉત્તેજન આપતો નથી, એટલે "મદદગારી" નો ગુન્હો તેને લાગુ પડતો નથી. તેજ પ્રમાણે ગુન્હો થનાર છે તેની તેને ખબર છતાં તે ખબર સરકારી થાણામાં ન આપી તો તેણે ગુન્હો છુપાવ્યો, તો ગુન્હો છુપાવે તેને માટે ૧૨૦ મી કલમ આગળ આપી છે તેથી શિક્ષા થાય છે, એટલે ગુન્હો બન્યો હોય તો ગુન્હા જોગની ચોથા હિસ્સાની ને બનતો અટકી ગયો હોય તો આઠમા હિસ્સાની તેને શિક્ષા મળવી જોઈએ, પણ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે તેવી શિક્ષા તે એવા ગુન્હો છીપાડનારને થાય છે કે, જે તે છીપાવ્યાથી એવો ઈરાદો રાખે છે કે ગુન્હો જલદી બને અથવા તેને મદદ મળે. એવી સખતાઈ એક જમીનનો માલેક જેને ફીશાદીયાઓનો ફીશાદ વધારવામાં કાંઈ લાભ હોય નહીં તેને લાગુ પાડવી વ્યાજબી કેહેવાય નહીં—માટે તેની કસુર સારૂ ગુન્હો વધારવાની દુષ્ટ નેમથી સરકારી થાણા અથવા અમલદારોને ખબર ન આપે તો, કાયદા વિરૂદ્ધ કસુર કરતાઓથી તેને ન્હાની શિક્ષા જોઈએ છે.

૨. આ કલમ પ્રમાણે ગુન્હો શાબીત કરવા સારૂ નીચેની હકીકત શાબીત કરવા જોઈએ.

(૧) મળેલી મંડળી કાયદા વિરૂદ્ધ હતી કિંવા હંગામાનો ગુન્હો હોય તો, હંગામો તેની જમીન ઉપર થયો.

(૨) ગુન્હો થાય છે અથવા થયો છે એવું એ જમીનનો માલીક અથવા મુખત્યાર જાણતો હતો, અથવા માનતો હતો.

(૩) જાણ્યા છતાં પાસેની પોલીસ ચોકીમાં તુરત ખબર ન આપી.

(૪) ગુન્હો થશે એવું જાણતો ન હોય, પણ માત્ર માનતો હોય તોપણ તે અટકાવવાને માટે સઘળા બનતા ઉપાયો તેણે લીધા નહી.

**ફેંસલો**—હંગામો કરવાનો અગાઉથી વિચાર થયો હતો એમ શાબીત થયા શિવાય જમીનનો માલીક અથવા કબજાવાળો માણસ આ કલમ મુજબ ગુન્હેગાર થઈ શકે નહી.

બેઉ પક્ષની ટોળીયોએ હંગામો કર્યો હોય તો બંને ટોળીયો જે એક કાયદેસર ટોળી ગણી કામની રજુઆત એકઠી ચલાવવી એ ગેરવ્યાજબી છે, કારણ કે પીનલકોડની કલમ ૧૪૧ માં બતાવ્યા પ્રમાણે તેઓ બધાની "સામાન્ય મતલબ" એક ન્હોતી. રાણી વિ. સરૂપચંદર પોલ વિગરે. ૧૨ વિ. રી. પ્ર. ૭૫.

જેસખસના કાયદાને સારૂ કાંઈ હંગામો કરવામાં આવે, તે સખસની જવાબદારી.

**૧૫૫. જો કોઇ સખસના ફાયદાને સારૂ અથવા તેની વતી કાંઈ હંગામો કરવામાં આવે, અને જે જમીન બાબત તે હંગામો થાય તે જમીનનો તે સખસ માલિક અથવા કબજેદાર હોય, અથવા તે જમીનમાં અથવા જે કાંઇ તકરાર ઉપરથી તે હંગામો થયો હોય તે તકરારની બાબતમાં કાંઇ હક્કનો તે સખસ દાવો કરતો હોય; અથવા તેમાંથી તે સખસને કાંઈ ફાયદો થયો હોય અથવા તેણે કાંઇ ફાયદો કબુલ કરયો હોય, તો તે સખસને દંડની શિક્ષા કરવામાં આવશે; પણ કયારે કે જો તે અથવા તેનો મુખ્તિયાર કે કારભારી તે હંગામો થવાનો સભંવ છે, અથવા તે હંગામો જેથી થયો હોય તે કાયદા વિરૂદ્ધ મંડળી મળવાનો સંભવ છે, એમ માનવાનું તેને કારણ છતાં, તે મંડળી મળતી અથવા હંગામો થતો અટકાવવાને, તથા તે હંગામો બંધ પાડવાને અને તે મંડળીને વિખેરી નાંખવાને પોત પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે ગુન્હો શાબીત થવા સારૂ નીચે પ્રમાણે હકીકત શાબીત થવી જોઈએ.

(૧) થએલો હંગામો જમીનના માલીક વિગરેના લાભ માટે કિંવા તેમની તરફથી થયો હતો.

(૨) તે જમીનના માલિક વિગરેને હંગામાંથી ફાયદો થયો અગર ફાયદો થવાનો હતો.

(૩) હંગામો વીખેરી નાખવા માટે કિંવા અટકાવવા માટે સઘળા કાયદેસર ઈલાજો વાપરયા નહી.

**ફેંસલા**—અનુમાન કરવાને કાંઇ પણ કારણ ના હોય, અથવા થવાનો કાંઈ પણ સંભવ માલમ પડી આવે નહીં તેવી રીતનો અકસ્માત અને અગાઉથી નહી ધારેલો હંગામો થયાને માટે આ કલમ મુજબ જમીનદારને જવાબદાર ગણવો જોઈએ નહી. રાણી વિ. હરનાથ રોય, ૩ વી. રી. પ્ર. ૫૪.

અમુક સખસ અમુક જમીનનો માલેક છે, અને એ જમીનના સબંધમાં અગર એ જમીન ઉપર આ કલમ પ્રમાણેનો ગુન્હો થાય તો તે ગુન્હા માટે એટલાજ કારણથી તેને જવાબદાર ગણવો નહી જોઈએ. તે અથવા તેનો વહિવટદાર આ કલમ પ્રમાણેનો ગુન્હો થવાનો છે એવું જાણતો અથવા માનતો હોય, તે છતાં એ ગુન્હો થતો અટકાવવા અને થયો હોય તો બેસારી દેવા બનતા ઈલાજ લીધા નહી એવું ખુલ્લી રીતે શાબીત થવું જોઈએ. ૧૨ વી. રી. પ્ર. ૭૫.

જમીનદારે અણઘડ વહિવટદાર રાખ્યો હોય, અને તેની ગેરઆવડતથી કાંઈ આવો ગુન્હો થાય તો જમીનદાર પણ જવાબદાર થાય છે. જમીનદાર ઘણે દુર પલ્લે રહેતો હોય અને હંગામો વગેરે એકાએક થાય તો, તે જવાબદારીથી છુટો થઈ શકે છે. કરી. પ્ર. ૧૦૦.

જે માલિક અથવા કબજે

**૧૫૬. જો કોઈ સખસના ફાયદાને સારૂ અથવા તેની વતી કાંઇ હંગામો કરવામાં આવે, અને જે જમીન બાબત તે**

ધારેલા ફાયદા ને સારૂં કાંઇ હુંગામો કર વામાં આવે, તેસખસનાઅ ખત્યારની જ વાબદારી

હુંગામો થાય તે જમીનનો તે સખસ માલિક અથવા કબજેદાર હોય, અથવા તે જમીનમાં અથવા જે કાંઇ તકરાર ઉપરથી તે હુંગામો થયો હોય તે તકરારની બાબતમાં કાંઇ હક્કનો તે સખસ દાવો કરતો હોય, અથવા તેમાંથી તે સખસને કાંઇ ફાયદો થયો હોય, અથવા તેણે કાંઇ કાયદો કબુલ કરયો હોય તો, તે સખસના મુખત્યિયાર અથવા કારભારીને દંડની શીક્ષા કરવામાં આવશે; પણ કયારે કે જો તે મુખ્તિયાર અથવા કારભારી, તે હુંગામો થવાનો સંભવ છે, અથવા તે હુંગામો જેથી થયો હોય તે કાયદા વિરૂદ્ધ મંડળી મળવાનો સંભવ છે, એમ માનવાનું તેને કારણ છતાં, તે મંડળી મળતી અથવા હુંગામો થતો અટકાવવાને તથા તે હુંગામો બંધ પાડવાને અને તે મંડળીને વિખેરી નાંખવાને પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહિ લગાડે તો.

**ફેંસલો**—ગળીના કારખાનાના ઉપરીને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે કાયદેસર પુરાવાથી નીચે મુજબ શાબીત કરવું જોઈએ. (૧) હુંગામો થયો હતો (૨) હુંગામો જો થયો હતો તો તોહમતદારના ફાયદાને માટે થયો હતો, અને (૩) હુંગામો થવાનો સંભવ છે એવું તોહમતદારને માનવાનું કારણ હતું. રાણી વિ. બ્રઇસ, ઈ. લા. રી. ૧૦ ક. પ્ર. ૩૩૮.

કોઇકાયદાવિરૂદ્ધ મંડળીને સારૂ પૈશા આપવા કરીને રાખેલા સખસોને ઘરમાં રાખવા.

**૧૫૭.** જે માણસ પોતાના કબજા કે હુવાલા માંહેના અથવા પોતાના અખત્યાર તળેના કોઈ ઘર કે જગામાં કોઇ સખસોને રાખે; આવવા દે, અથવા એકઠા કરે, અને તે એવું જાણીને કે કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામિલ થવાને અથવા અંગભૂત થવાને એ સખસોને પઇશા આપવા કરીને અથવા કોઇ બીજી રીતે રાખેલા છે અથવા પઇશા આપવા કરીને અથવા કોઇ બીજી રીતે રાખવાના છે, તો તે માણસને છ મહિનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ફેંસલો**—આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે એમ શાબીત થવું જોઈએ કે, તોહમતદારે ગેરકાયદેસર મંડળીને માટે બીજા માણસોને કામે અથવા ભાડુ આપીને અથવા નોકરીમાં રાખ્યા હતા, પણ તોહમતદારે જે પ્રગણાના નોકરો રાખેલા છે તે પ્રગણાના લોકો લાતીઓ મારવામાં પ્રખ્યાત છે, અને તેઓ હુંગામો કરતા પેહેલાં તેની નોકરીમાં હતા, એ શાબીત કરવું તે જોઈએ તેવો પુરાવો ગણાતો નથી. ખરેખરી રીતે જાગીરનો ભોગવટો કર્યો નથી તેવો પરદેશી ભાગીદાર વસનારા ભાગીદાર તરીકે પીનલકોડની કલમો ૧૫૪ અને ૧૫૫ મુંજબ ગુન્હેગાર થઇ શકતા નથી. રાધાનાથ ચોધ્રીની બાબતમાં, ૭ ક. લા. રી. પ્ર. ૨૮૯.

કોઇ કાયદા વિરૂદ્ધ મંડળી અથવા હુંગા

**૧૫૮.** ૧૪૧ મી કલમમાં લખેલા કામો માંહેનાં કોઈ પણ કામ કરવાને અથવા તે કરવામાં મદદ કરવાને જે માણસ પૈસા લેવા કરીને અથવા કોઈ બીજી રીતે રેહે, અથવા પૈશા લેવા

આમાં સામિલ થવા સાર૫ઇશા લેવા ક રીને રેહેવું. કરીને કે કોઈ બીજી રીતે રેહેવાનું કેહે અથવા રેહેવાની કોશીસ કરે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને ઉપર લખ્યા પ્રમાણે પઈશા લેવા કરીને અથવા કોઈ બીજી રીતે રહ્યા પછી જે માણસ જીવ લેનારૂં કાંઈ હથિયાર અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય

અથવા હથિયારબંધથઇને ફરવું. એવી કાંઈ વસ્તુ સાથે લઈને ફરે, અથવા ફરવાનું કબુલ કરે કે કેહે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

બખેડા. ૧૫૯. જ્યારે બે અથવા વધારે સખસો કોઈ જાહેર જગામાં મારામારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે, ત્યારે તેઓએ "બખેડા" કર્યો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

કોઇ જગો કોઇએ જાહેર જગો તરીકે રાખી હોય, તે જગોમાં જે લડે તેણે બખેડો કરયો કેહેવાય. જેમકે બે સખસો તેમના ખાનગી ખેતરમાં લડ્યા, તેથી લોકો તેમાં પેઠા, તે લોકો ઉપર પ્રવેશનું તોહમત આવ્યું, અને લોકો તેમાં એકઠા થવાથી તે જાહેર જગો થઇ, અને તેથી એઉ જણા ઉપર બખેડાનું તોહમત આવ્યું.

૨. આ ગુન્હો શાબીત કરવામાં નીચે લખેલી હકીકત હોવી જોઇએ.

(૧) મારામારી થઇ.

(૨) તે જાહેર જગામાં થઇ.

(૩) તેથી લોકોની સુલેહમાં ગડબડ થઇ.

(૪) એ ક્રત્ય બે અથવા વધારે સખસોએ કર્યું.

૩. હવે બખેડા અને હંગામો વચે તફાવત શું, તે આપણે જાણવું જોઇએ.

(૧) હંગામો આગળથી ધારી રાખેલા ઇરાદા પ્રમાણે થાય છે.

(૨) બખેડા એકા એક થાય છે.

૪. લોકો બજારમાં લડી પડે તો, બખેડો કેહેવાય.

૫. ખાનગી જગોમાં મારામારી કરે તો, હુમલો કેહેવાય.

બખેડા કરવાની શિક્ષા. ૧૬૦. જે માણસ બખેડા કરે તેને એક મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકસો રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશષ સમજુતી.

બખેડા તથા હંગામો તુરત અટકાવવા માટે માજીસ્ત્રેટ વિગરેને અધિકાર છે. જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૧૨૭ થી ૧૩૨ સુધી.

**ફેંસલા**—જમીન સબંધી બખેડામાં એક ટોળી પેહેલો હુમલો કરનારી હતી, અને બીજી ટોળીનો કાયદેસર મીલકતનો બચાવ કરવામાં પીનલકોડની કલમ ૧૦૪ નો લાભ લેવાનો હક્ક તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજી ટોળીને એક વર્ષની સજા યોગ્ય હતી. રેણી વિ. શંકરસીંઘ વિગરે, ૧ વિ. રી. પ્ર. ૩૪.

જો કે મહાવ્યથા કરવાથી એક માણસનું મોત થયું હતું, તોપણ કામના પુરાવા ઉપરથી ગેરકાયદેસર મંડળીનો ગુન્હો શાબીત નહી થવાથી, હંગામો અને ગેરકાયદાસર મંડળીનો અંગભુત એ બંને ગુન્હા ફેરવીને ફક્ત બખેડાના ગુન્હાને માટે અપ્રાધી ઠરાવવામાં આવ્યો હતો. બખેડાના કેસોમાં કાયદા પ્રમાણે શિક્ષા પુરતી નથી, એ બતાવવામાં આવ્યું હતું. રાણી વિ. ફુલી મીસર વિગરે, ૧૨ વિ. રી. પ્ર. ૭૨.

રાજકય કિંવા સાર્વજનિક કામના સાધારણ મતને સારૂ અથવા તે ફેરવવા સારૂ ખુલ્લી સભા ભરી હોય તો, એવી મંડળી ગેરકાયદેસર સમજવી નહી. (મે. પ્ર. ૧૧૧)

કેટલાક સખસોની એક મ્હોટી ટોળીએ સામી આવતી ટોળી ઉપર ધાડ પાડી. તેમાં મારા મારી થતાં એક ટોળીનો એક સખસ જખમી થયો, તેથી તે દુર જઇ બેઠો, બાદ સામી ટોળીમાંના એક સખસનું ખુન થયું, તેમાં ખુન કરનારી ટોળીના સઘળાં અંગભુતોની સાથે પેલા દુર બેઠેલા જખમીને પણ તોહમતદાર ગણ્યો, તેમાં એવું ઠરાવ્યું કે જે વખતે ખુન થયું તે વખતે તે દુર બેઠેલો સખસ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભૂત હતો નહી, તેથી તેના ઉપર તોહમત આવી શકે નહી. રાણી વિરૂદ્ધ કાબીલકાજી, ૩ બં. લા. રી. પ્ર. ૧.

## બાબ ૯ મો.

### સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુન્હાઓ બાબત.

*કાંઈ સરકારી નોકરીનાકામ સબંધી કાયદેસર મેહેનતાણા શિવાય કોઈ સરકારી નોકરે કાંઈ બીજો અવેજ લેવો.*

**૧૬૧. જે માણસ સરકારી નોકર હોય, અથવા સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય, તે માણસ પોતાના હોદ્દાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં અથવા પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં કોઈ સખસની ઉપર મેહેરબાની અથવા ઈતરાજી કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હુકમત કરનારી સરકારની જોડે, અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઈ લીફ્ટેનંટ ગવરનરની જોડે, અથવા કોઈ પણ સરકારી નોકરની જોડે તેના સરકારી હોદ્દા સબંધી કોઇ સખસને માટે અથવા કોઈ સખસની વિરૂદ્ધ કાંઇ વગ ચલાવવાનાં અથવા વગ ચલાવવાની કોશિસ કરવાના કારણ દાખલ અથવા બદલામાં, કોઈ પણ સખસ પાસે પોતાને માટે અથવા બીજા કોઇ સખસને માટે, કાયદેસર મેહેનતાણા સિવાય બીજો કાંઇ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશીસ કરે, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ખુલાસો—"સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય." અગર કોઇ સખસ સરકારી નોકર થવાની ઉમેદ રાખતો ન હોય, અને તે બીજાઓને એમ સમજાવે કે મને સરકારી નોકરી મળવાની છે, અને ત્યારે હું તમારૂં**

કામ કરી આપીશ, અને એ પ્રમાણે તેઓને ઠગીને કાંઇ અવેજ મેળવે તો તે ઠગાઇનો ગુન્હેગાર થઇ શકે, પણ તે કાંઇ આ કલમમાં બ્યાંન કરેલા ગુન્હાનો તકસીરવાર ગણાય નહી.

"અવેજ" અવેજ શબ્દ વડે એકલા પઇશાજ અથવા જેની કિંમત પ… શાથી થઇ શકે, એવો અવેજ સમજવો નહીં.

"કાયદેસર મેહેનતાણું" "કાયદેસર મેહેનતાણું" એ શબ્દોવડે કોઇ સરકારી નોકર જે મેહેનતાણું કાયદા મુજબ માગી શકે તે મેહેનતાણુંજ સમજવું નહીં, પણ જે સરકારની તે નોકરી કરતો હોય તે સરકારની તેને જે જે મેહેનતાણું લેવાની પરવાનગી હોય તે સઘળા મેહેનતાણાનો તેઓમાં સસમાવેશ થાય છે.

"કરવાનું કારણ અથવા બદલો" કોઇ સખસ જે વસ્તુ કરવાનો ઇરાદો રાખતો ન હોય તે વસ્તુ કરવાના કારણ દાખલ અથવા જે વસ્તુ તેણે કરી ન હોય તે વસ્તુ કરવાના બદલામાં કાંઇ અવેજ લે, તો તે આ શબ્દોમાં દાખલ થાય છે.

દ્રષ્ટાંત.

(अ). એક મુનસફ अ. એક સરાફ ज. ની તરફનું હુકમનામું કરી આપવાના બદલામાં પોતાના ભાઇને ज.ની પાસે ज.ની પેહેડીમાં એક જગા અપાવે તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, એમ સમજવું.

(ब). એક કુમ્મક કરનારા રાજાના દરબારમાં રેસિડેંટના હોદ્દાપર છતાં તે રાજાના પ્રધાન પાસેથી अ. એક લાખ રૂપીયા લે, અને એમ નહી માલમ પડે કે પોતાના હોદ્દાનું ફલાણું મુકરર કામ કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં અથવા તે રાજાને માટે બ્રિટીશ સરકારની સાથે કાંઈ મુકરર બાબતમાં વગ ચલાવવા અથવા વગ ચલાવવાની કોશિસ કરવાના કારણ દાખલ અથવા બદલામાં अ. એ ઉપલી રકમ લીધી, પણ એમ માલમ પડે કે પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં તે રાજાની ઉપર અકસર મેહેરબાની રાખવાના કારણ દાખલ, અથવા બદલામાં अ. એ તે રકમ લીધી તો, अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, એમ સમજવું.

(क). કોઈ સરકારી નોકર अ. ज. ને એમ ખોટું સમજાવે કે સરકારની સાથે મ્હારા વગથી તને ખિતાબ મળ્યો, અને એમ કરીને તે ચાકરીના બદલામાં ज. તેને કાંઈ નાણું આપે એમ કરે, તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

૧. આ કલમ કોઈ સરકારી નોકર પોતાના પગાર ઉપર સંતોષ નહી રેહેતાં, કાંઈ લાંચ રૂસ્વત લે, અથવા લેવાની કોશીસ કરે તે માટે છે.

૨. સરકારી નોકર સરકારી નાણાં ઉચાપત કરી જાય તો, તે માટે કલમ ૪૦૯ પ્રમાણે શિક્ષા થાય.

૩. સરકારી કામમાં નાણુાં વાપર્યા વગર, વાપર્યાં છે એમ કહી નાણાં લે તો, તે ઠગાઈનો ગુન્હો કેહેવાય, ને તેને કલમ ૪૧૭ પ્રમાણે શિક્ષા થાય.

૪. સરકારી નાણાં મુજરે લેવા ખોટો હિસાબ તૈયાર કરે તો, તેણે જુઠો દસ્તાવેજ બનાવ્યો કેહેવાય.

૫. આ કલમ પ્રમાણેનો ગુન્હો શાબીત થવા માટે નીચેની હકીકત જોઈએ.

(૧) તોહમતદાર સરકારી નોકર હતો અથવા સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હતો. (ઉમેદવાર) ધીઈ કારકુન.

(૨) તેણે કાયદેસર મેહેનતાણા સિવાય વધારે અવેજ લીધો. અવેજ એટલે શું તે બાબત ખુલાસામાં સ્પષ્ટ બતાવ્યું છે.

(૩) એવો અવેજ મેળવ્યો, મંજુર રાખ્યો કિંવા મેળવવાનું કિંવા મંજુર રાખવાનું પ્રયત્ન (કોશીસ) કર્યું.

(૪) એ અવેજ કાંઈ ક્રત્ય કરવા, કિંવા ન કરવાના બદલાના હેતુથી લીધો.

ઉપર બતાવેલી બાબતમાંથી એક પણ બાબતની ગેરહાજરી હોય તો, આ કલમ પ્રમાણેનું તોહમત શાબીત થાય નહી.

૬. રોકડા પૈશાની લાંચ લીધી હોય, અને તે લાંચ લેવાનો ગુન્હો શાબીત થાય તો, લાંચ લીધેલાં નાણાં તેની પાસેથી પાછાં લેવાં કે નહી એ વિશે કાંઈ ખુલ્લો નિયમ નથી, પરંતુ સન ૧૮૩૭ માં આ કાયદો ઘડનાર કમીશનરો કેહે છે કે "આવા પ્રકારના ગુન્હાઓમાં જડજોએ તેમના અધિકાર પ્રમાણે તોહમતદારોનો દંડ કરી ગેરવ્યાજબી રીતે મેળવેલાં સઘળાં નાણાં પાછાં લેવાં જોઈએ. એ રીત અમે ધારીએ છીએ કે તે ઘણી ફાયદા ભરેલી છે."

૭. આ કલમમાં જે ગુન્હો લખ્યો છે તે લાંચ રૂસ્વત લગતો છે. હવે લાંચ લે છે તે પોતાના હોદ્દાનું કાંઈ કામ કરવા અથવા ન કરવા, જેથી કોઈ પણ રીતે કાયદો તોડવો પડે તે માટે લેવાય છે એવો સંભવ છે; પરંતુ કલમમાંની મતલબ તો એટલીજ છે કે સરકારી નોકરે પોતાના હોદ્દાની રૂઈએ કાંઈ પણ લાંચ લીધી. પછી તે લાંચ લીધા પછી તેથી ગેરકાયદા ભરેલું કામ અથવા તરફદારી ન થાય તોપણ ગુન્હેગાર ઠરે છે. લેનાર અથવા આપનારનો હેતુ શું તે ઉપર કલમની શિક્ષાનો આધાર છે નહી.

૮. પણ આવા સખત બંધણથી હોદ્દેદારો ઉપર વારંવાર તપાસ ને ફરીયાદો થાય તેનો અટકાવ કરવા ક્રિમિનલ પ્રોસીજરમાં સરકારે હદ મુકી છે કે, મંજુરીયત વગર ફરીયાદ સાંભળવી નહી. જુઓ ક્રી. પ્રો. કોડની કલમ ૧૯૭.

૯. લાંચ લેનારને શિક્ષા બાબત આ કાયદામાં કલમ ૧૬૧ થી કલમ ૧૭૧ સુધીની છે. અને લાંચ આપનાર આ ગુન્હાની મદદગારીની શિક્ષાને પાત્ર થાય છે. જુઓ પાછળ કલમ ૧૧૬.

**ફેંસલા**—આ કલમ વિરૂદ્ધનો ગુન્હો માંહોમાંહે માંડીવાળી શકાય નહી. કો. ઈ. ડા. પ્ર. ૩૪૨.

કેદી અને જ્યુરીના કોઈ પણ માણસ વચ્ચે ગમે તે ચાલ્યું હોય, તોપણ તેથી તેને લાંચ આપી એમ ગણાય નહી, પણ કેદી અને જ્યુરીના માણસના ભાઈની વચ્ચે કાંઈ સબંધ ચાલ્યો હોય, તો તે ઉપરથી એમ ધારી શકાય છે. રાણી. વિ. બાવલચંદર બીસ્વાસ. ૧ વિ. રી. પ્ર. ૩૬.

કામનો ઠરાવ આપવામાં પેન્સીપાલ સદરઅમીન ઉપર વગ લગાડવાને માટે સીરસ્તેદારે ઇનામ લીધું હોય, અને તે સીરસ્તેદારે વગ લગાડી હોય અથવા લગાડવાનો યત્ન કીધો હોય, અગર ન લગાડી હોય તોપણ તે કાયદેસર ગુન્હો છે. રાણી વિ. કાલીચરન સીરસ્તેદાર, ૩ વિ. રી. પ્ર. ૧૦.

સરકારી ઓદ્ધાનું કામ ચલાવતી વખતે સરકારી નોકર ઉપર વગ ચલાવવાને માટે અવેજ લેવાનો યત્ન કરવાનું તોહમત રાખી ગુન્હેગાર ઠરાવેલો તે ગેરકાયદેસર છે, કારણ કે કીયા માણસ અથવા માણસોને માટે અવેજ લેવામાં આવ્યો હતો, અથવા કીયા સરકારી નોકર ઉપર સરકારી ઓદ્ધાનું કામ ચલાવતી વખતે વગ લગાડવાની હતી, એ નામ જણાયા શિવાય કાયદેસર ગુન્હો બનતો નથી. રાણી વિ. સેટલચંદર બાગચી, ૩ વિ. રી. પ્ર. ૬૯.

કોનસ્ટેબલ અને કેટલાક માણસો કોઈ ઘરમાં પેશીને જુગારીઓને પકડે, અને પછી તેમની પાસેથી લાંચ લેઈને તેમને છોડી દે તો, તેથી ઘર પ્રવેશ અને જબરાઈથી કઢાવવાનો ગુન્હો બનતો નથી, પણ કાનસ્ટેબલ લાંચ લેવાને માટે અને બીજાઓ તેમાં મદદગાર તરીકે ગુન્હેગાર થાય છે. રાણી વિ. મહમદ હુસેન વિગરે, ૫ વિ. રી. પ્ર. ૪૯.

આ કલમ મુજબ સજા થઈ શકે તેવા ગુન્હાની મદદગારી કરવાથી તોહમતદાર ઉપર પીનલકોડની કલમ ૧૧૬ મુજબ તોહમત રાખવામાં આવ્યું હતું, અને જેને મદદ કરેલી તે માણસ તે જગ્યાનો સીવીલ સરજન હોવાથી એમ ઠરાવવામાં આવ્યું હતું કે કલમ ૧૧૬ ના છેવટના ભાગમાં લખેલી વધારે શીક્ષા ઠરાવી શકાય નહી, કારણ કે તે કલમના અર્થ મુજબ સીવીલ સરજન સરકારી નોકર નથી " કે જેની ફરજ આવી જાતના ગુન્હા અટકાવવાની છે." રાણી વિ. રામનાથ સરમા બિસ્વાસ. ૨૧ વી. રી. પ્ર. ૯.

એક પોલીસ અમલદારે મુદ્દાનો માલ સોંપતાં કાંઈ પૈસા માગીને લીધા, તે આ કલમ પ્રમાણે કાંઈ ઇનામ તરીકે નહી, પણ એક દસ્તુરી તરીકે લીધા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે તે ગુન્હેગાર નથી, પણ કલમ ૧૬૫ પ્રમાણે ગુન્હેગાર છે. રાણી વિ. કામતાપ્રસાદ, ઈ. લા. રી. ૧ અ. પ્ર. ૫૩૦.

લાંચ માગવી તે લાંચ લેવાની કોશીસ છે, અને તે પુર્ણ ખાત્રીથી અને સ્પષ્ટ રીતે માગી શકાય. અ. જેણે પેનશન માટે અરજ કરી હતી તેને બ. જે તે ખાતામાં કલાર્ક હતો તે મળ્યો. રૂબરૂની મુલાકાત વખતે પોતાની તે ખાતામાં કેટલી વગ છે તે બાબત અને જેમાં વધારે પેનશન મળેલું તેવા બે દાખલાઓ કહી બતાવીને તેણે સુચના આપી કે આ બાબતમાં પણ કાંઈ બંદોબસ્ત થવો જોઇએ, અને તેનું કેહેવું નામંજુર થયાથી અ. છેવટે પસ્તાશે એવું બતાવી તેણે પોતાની વાત પુરી કીધી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે લાંચ લેવાની કોશીસ કરવાને ગુન્હો પુરેપુરો બન્યો છે. રાણી વિ. બાલદીઓ શાઈ. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૨૫૩.

કોઈ સીપાઈને પ્રોસેસ ફીમાંથી કાંઈ દર પ્રમાણે પગાર હોય, સરકાર તરફથી કાંઈ પગાર ન હોય, તોપણ જો તે લાંચ લે તો, તેણે સરકારી નોકર તરીકે લાંચ લીધી કેહેવાય, અને કલમ ૨૧ ની રકમ ૯ મી પ્રમાણે તે સરકારી નોકર કેહેવાય. રાણી વિ. રામક્રીશ્ન દાસ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૨.

કોઈસરકારી નોકરની સાથે

**૧૬૨. લાંચના અથવા કાયદા વિરૂદ્ધ ઉપાયથી કોઈ સરકારી નોકરને પોતાના હોદ્દાનું કાંઈ કામ કરવા અથવા ન**

લાંચના અથવા કાયદા વિરૂદ્ધ ઉપાયથી વગ ચલાવવા માટે કાંઈ અવેજ લેવો.

કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં અથવા તે સરકારી નોકરને પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં કોઈ સખસની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હુકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઇ લીફ્ટેનંટ ગવરનરની જોડે અથવા કોઈ પણ સરકારી નોકરની જોડે, તેના સરકારી હોદ્દા સબંધી કોઇ સખસને માટે અથવા કોઈ સખસની વિરૂદ્ધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશિસ કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, જે માણસ કોઈ પણ સખસ પાસે પોતાને માટે અથવા બીજા કોઈ પણ સખસને માટે કાંઈ પણ અવેજ લે અથવા મેળવે અથવા લેવાને કબુલ કરે અથવા મેળવવાને કોશિસ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ફેંસલા**—જે સખસ પોતા માટે કિંવા બીજા કોઈ સખસો માટે કોઈ સરકારી નોકર પાસે કાંઈ સરકારી કામ કરવા સારૂ ગેરવ્યાજબી કિંવા ખરાબ ઈલાજેથી સરકારી નોકરને લલચાવવાને માટે કાંઈ અવેજ લે તો, તે આ કલમ પ્રમાણે સજાને પાત્ર છે. ૩ વી. રી. પ્ર. ૧૦

લાંચલીધેલા માણસ સાથે લાંચ આપનારનો પુરાવો કામમાં દાખલ થઈ શકે છે. કોઈ માણસ લાંચ અથવા કાયદા વિરૂદ્ધ ઉપાયથી કોઈ સરકારી નોકરને પોતાના ઓદ્દાનું કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણસર અથવા બદલામાં પોતાને માટે અથવા બીજા કોઈ માણસને માટે કાંઈ અવેજ લે તો, તે પીનલકોડની કલમ ૧૬૧ મુજબ ગુન્હેગાર નથી, પણ આ કલમ મુજબ ગુન્હેગારૂ છે. રાણી વિ. અભોયચરન ચકરબતી વિગરે. ૩ વિ. રી. પ્ર. ૧૯.

કોઈ સરકારી નોકરની સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કાંઈ અવેજ લેવો.

**૧૬૩.** પોતાનો ખાનગી વગ ચલાવીને કોઇ સરકારી નોકરને પોતાના હોદ્દાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; અથવા તે સરકારી નોકરને પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં કોઈ સખસની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હુકુમત કરનારી સરકારની જોડે અથવા કોઈ પ્રેસિડેન્સીની સરકારની જોડે, અથવા કોઇ લિફ્ટેનંટ ગવરનરની જોડે, અથવા કોઇ પણ સરકારી નોકરની જોડે, તેના સરકારી હોદ્દા સબંધી, કોઇ સખસને માટે અથવા કોઈ સખસની વિરૂદ્ધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશિસ કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, જે માણસ કોઇ પણ સખસ પાસે પોતાને માટે અથવા બીજા કોઈ સખસને માટે, કાંઇ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશિસ કરે, તે માણસને એક વર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

કોઇ વકીલ કોઇ જડજની આગળ કોઇ મુકદમામાં તકરાર કરવાને કાંઇ ફી લે તે; સરકારને કાંઇ અરજી કરવી હોય અને તેમાં અરજદારની ચાકરી તથા તેના દાવાનું બયાન કરવું હોય, તે અરજીની બીના બરાબર ગોઠવવા સારૂ તથા તે અરજી શુદ્ધ કરવા સારૂ કોઇ માણસ કાંઇ અવેજ લે તે; કોઇ તકસીરવાર ઠરેલા માણસનો પઈસા આપીને રાખેલો મુખ્તિયાર જે તે માણસને ગેરવ્યાજબી રીતે તકસીરવાર ઠરાવ્યો છે એવું બતાવવાને સરકારીની આગળ કાંઈ મજકુર લખીને રજુ કરે તે; એ સખસો આ કલમમાં દાખલ થતા નથી, કેમકે તેઓ પોતાનો ખાનગી વગ ચલાવતા અથવા ચલાવવાનું કેહેતા નથી.

## વિશેષ સમજુતી.

સરકારી નોકરના 'મારફતીયા' જેઓ તેના આડતીયા તરીકે લાંચ લેવાનું કામ કરે છે તેમને માટે આ કલમ છે.

સરકારી નોકર ઉપર બયાન કરેલા ગુન્હાઓમાં મદદગારી કરે તેને શિક્ષા.

**૧૬૪. કોઇ માણસ સરકારી નોકર હોય તેની બાબતમાં ઉપલી બે કલમો મધ્યે બ્યાન કરેલા બે ગુન્હાઓ માંહેનો ગમે તે ગુન્હો કરવામાં આવે, અને તે તે ગુન્હામાં મદદગારી કરે તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

દ્રષ્ટાંત.

(अ) એક સરકારી નોકર છે, તે अ. ની વહુ ब. अ. ની પાસે કોઈ મુકરર સખસને કાંઇ જગા અપાવવાનું अ. ને કેહેવાના કારણ દાખલ કાંઇ નજરાણું લે, અને अ. ब. ને તે લેવામાં મદદગારી કરે તો, ब. ને એક વર્ષની મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા થઈ શકે, અને अ. ને ત્રણ વર્ષની મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા થઇ શકે.

## વિશેષ સમજુતી.

ખરાબ ઇરાદાથી સરકારી નોકરો લાંચ લે તે ગુન્હો છે, અને ફોજદારી કોર્ટો તે સાંભળી શકે અને શિક્ષા કરી શકે. પણ ખરાબ ઇરાદા શિવાય કોઈ સરકારી નોકર કાંઈ બક્ષીસ લે, તો તે શિક્ષાને પાત્ર નથી.

કોઈ સરકારી નોકરની આગળ કાંઈ મુકદમો અથવા મામલો ચાલતો હોય તે મધ્યે નિસ્બત રાખ

**૧૬૫. કોઇ સરકારી નોકર જે મુદકમો અથવા મામલો ચલાવતો હોય અથવા ચલાવવાનો હોય, અથવા જે મુકદમો કે મામલો પોતાના અથવા પોતે જે સરકારી નોકરને તાબે હોય એવા કોઇ સરકારી નોકરના હોદ્દાના અમલની સાથે નિસ્બત રાખતો હોય એવા કોઈ મુકદ્દમાં કે મામલા મધ્યે જે સખસનું કાંઇ લાગતું વળગતું હતું અથવા છે અથવા થવાનો સંભવ છે એમ તે જાણતો હોય, એવા કોઇ સખસની પાસેથી અથવા એ**

નારાકોઈસખસ પાસેથીતેસરકારી નોકરેવગરકિંમત આપે કાંઈકીંમતદારવસ્તુ લેવી.

પ્રમાણે લાગતુંવળગતું હોય તેવા સખસની સાથે, જે સખસનો કાંઈ સબંધ અથવા સગપણ છે એમ તે જાણતો હોય એવા કોઈ સખસ પાસેથી તે સરકારી નોકર કિંમત આપ્યા વગર અથવા પોતાના જાણ્યા મુજબ ઓછી કિંમત આપીને પોતાને માટે અથવા બીજા કોઇ સખસને માટે કાંઇ કિંમતી વસ્તુ લે અથવા મેળવે અથવા લેવાને કબુલ કરે અથવા મેળવવાની કોશિસ કરે તો તેને બે વર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંતો.

(अ.) अ. એક કલેકટર છે. તેની આગળ જમાબંધી બાબતનો એક ज. નો મુકદમો ચાલે છે. હવે ज. નું એક ઘર अ. ભાડે લે, અને એવો બંદોબસ્ત થાય કે अ. એ દર મહિને પચાસ રૂપીયા આપવા, અને તે ઘર એવું હોય કે અગર તે સાદુ શુદ્ધબુદ્ધિએ થયું હોય તો अ. એ દર મહિને બસેં રૂપીયા આપવા પડે, તો अ. એ ज. પાસેથી પુરી કિંમત આપ્યા વિના કિંમતી વસ્તુ મેળવી એમ સમજવું.

(ब.) अ. એક જડજ છે, તેની કોર્ટ મધ્યે ज. નો એક મુકદમો ચાલે છે. તે ज. ની પાસેથી બજારમાં સરકારી પ્રામીસરી નોટો વધારે ભાવે વેચાય છે, એવી વખતે ઓછે ભાવે अ કાંઇ સરકારી પ્રામીસરી નોટો ખરીદ કરે, તો अ. એ ज. ની પાસેથી પુરી કિંમત આપ્યા વિના કિંમતી વસ્તુ મેળવી એમ સમજવું.

(क.) ज. ના ભાઇને ખોટી શાહેદી આપવાના તોહમતપરથી પકડીને अ. માજીસ્ત્રેટની આગળ લેઇ ગયા છે. હવે કોઇ બેંકના શેર બજારમાં ઓછે ભાવે વેચાતા હોય એવી વખતે अ. તે બેંકના કાંઇ શેર ज. ને વધારે ભાવે વેચે, અને તે ભાવ પ્રમાણે ज. अ. ને તે શેરનાં નાણાં ભરે તો, अ. એ એ રીતે મેળવેલા નાણાને તેણે પુરી કિંમત આપ્યા વિના લીધેલી કિંમતી વસ્તુ સમજવી.

## વિશેષ સમજુતી.

આ કલમમાં હકીકત બતાવી છે તે સરકારી નોકર કરતો હોવો જોઈએ, અથવા તે પોતે કરતો ના હોય પણ પોતાના ઉપરીના અખત્યારથી કરતો હોવો જોઈએ. જ્યારે કાંઈ કીમતદાર વસ્તુ કાંઈ પણ કીમત આપ્યા વગર અથવા થોડી કીમત આપીને કોઈ સરકારી નોકરે લીધી હોય, તેની બાબતમાં આ કલમ લાગુ પડે છે. પણ વકીલો, મુખત્યારો, વૈદો, અને ધર્મગુરૂઓ પોતાના ધંધાનું કામ કરી કાંઈ ઈનામ મેળવે તેમને આ કલમ લાગુ પડતી નથી.

**ફેંસલા**—કોઈ પટવારીએ પોતાનો ઓદ્દો બજાવતી વખતે કોઈ માણસ પાસેથી દાણા લેઈ તેને મેહેરબાની દેખાડી હોય, તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થવો જોઇએ નહી. પણ પીનલકોડની કલમ ૧૬૧ મુજબ ગુન્હેગાર છે. રાણી વિ. મુસુદીન, ૨ ના. વે. પ્રાં. પ્ર. ૧૪૮.

પોલીસે તજવીજ કરેલા કેસોની રોજની નોંધ વાંચવાને માટે અને વારા પ્રમાણે દરેક કેસની રજુઆતને માટે તોહમતદાર અને સાક્ષીઓ સાથે લાવવાને क. નામના પો-

લીસ અમલદારને ફોજદારી કોર્ટમાં નોકર રાખેલો, તેણે કોઇ કેસ ચોરીનો ઠરી તોહમતદારને ગુન્હેગાર ઠરાવ્યા. પછી કોર્ટે ચોરીના માલમાંથી અમુક રકમ ફરીયાદીને આપવાનો હુકમ કરેલો, તે રકમમાંથી ફરીયાદી પાસેથી કેટલાક પૈસા લીધા, અને તે પૈસા લેવાનો હેતુ પીનલકોડની કલમ ૧૬૧ મુજબ નહી હતો, પણ એક દસ્તુરી મુજબ લીધા હતા. આ બાબતો ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું કે क. ને કલમ ૧૬૧ મુજબ સજા થઈ શકે નહી, પણ આ કલમ મુજબ સજા થઈ શકે છે. રાણી વિ. કામટાપ્રસાદ, ઈં. લા. રી. ૧ અ.પ્ર.૫૩૦.

બક્ષીસ આપનાર કિંવા લેનાર એનો હેતુ ન જોતાં કોઈ નોકરે ફક્ત બક્ષીસ લીધું હોય તો, તે ઉપરથી આ કલમ પ્રમાણે ગુન્હો બને છે. મે. કા. પ્ર. ૧૧૫.

કોઈ સખસને નુકશાન ન કરવાના ઇરાદાથી કોઈ સરકારી નોકરે કાંઈ કાયદાનો હુકમ ન માનવો.

**૧૬૬. કોઈ માણસ સરકારી નોકર હોય, અને તેણે પોતાના સરકારી હોદ્દાસર કેમ ચાલવું એ બાબતનો કાંઇ કાયદાનો હુકમ તે જાણીબુજીને ન માને, એવા ઇરાદાથી કે તે ન માનવાથી કોઇ સખસને કાંઇ નુકશાન કરવું, અથવા તેથી કાંઇ નુકશાન થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને એક વર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

દ્રષ્ટાંત

**ज. ની તરફનું એક ઇનસાફની કોર્ટે હુકમનામું કરી આપ્યું હોય, તે હુકમનામું પુરૂં કરવા સારૂ તે બજાવવામાં કાંઇ મિલકત જપ્ત કરવાનો કાયદાએ अ. અમલદારને હુકમ કરયો હોય, તે કાયદાનો હુકમ अ. જાણીબુજીને ન માને અને તે તે એમ જાણતો હોય કે હું એ હુકમ નહી માનીશ તેથી ज. ને નુકશાન થવાનો સંભવ છે, તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમના દ્રષ્ટાંતથી ખુલ્લુ માલમ પડે છે કે સરકારી નોકર પોતાના હોદ્દાસરના કામથી વાદી પ્રતિવાદી વચે આડો ચાલ્યાથી આ કલમથી ગુન્હેગાર ઠરે છે. પણ હોદ્દાસર ચાલવાથી કોઈ બીજો વચમાં જઈ પોતાના લાગવગથી મન ફેરવે તો, તે ફેરવનાર ૧૦૭ મી કલમના ગુન્હામાં આવે છે. લાગવગથી હોદ્દેદારનું મન ફેરવવું, એટલે પોતાની દોસ્તી, કુળની મ્હોટાઈ, દોલત વિગરેની મ્હોટાઈની અસર તેના ઉપર પોંહોચાડવી.

૨. આ કલમ પ્રમાણે ગુન્હો શાબીત થવા માટે નીચે લખેલી હકીકત શાબીત થવી જોઇએ.

(૧) તોહમતદાર સરકારી નોકર છે.

(૨) તેણે પોતાના સરકારી હોદ્દાસર કામ ચલાવ્યું એ બાબત તેણે કાંઈ કાયદાનો હુકમ જાણીબુજીને તોડયો, એટલે ઈરાદાપુર્વક ધારીને.

(૩) એમ કરવાથી અમુક સખસને નુકશાન થશે એવું તે જાણતો હતો, અથવા માનતો હતો. (નુકશાન કરવાનો ઇરાદો કર્યો હોય, પણ ખરેખરૂં નુકશાન થયું હોય તોપણ આ ગુન્હો સંપુર્ણ થવા માટે નુકશાન કરવાનો ઇરાદો એ પુરતું છે).

ઉપર બતાવેલી ત્રણ હકીકતમાંથી એક પણ હકીકત શાબીત ન થાય તો, ગુન્હો બનતો નથી.

નુકશાન કરવાનાઈરાદાથી કોઈ સરકારી નોકરેકાંઈ ખોટો લેખ બનાવવો.

**૧૬૭. કોઈ માણસ સરકારી નોકર હોય અને તેને પોતાના સરકારી હોદ્દાના જોરથી કાંઇ લેખ તૈયાર કરવાનું અથવા તેનો તરજુમો કરવાનું સોંપ્યું હોય, તે માણસ પોતે જેને ખોટી જાણતો અથવા માનતો હોય એવી રીતે તે લેખ બનાવે અથવા તેનો તરજુમો કરે એવા ઇરાદાથી કે તેમ કરીને પોતે કોઇ સખસનું નુકશાન કરવું અથવા તેમ કરવાથી પોતાથી કોઇનું નુકશાન થાય એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમથી એમ ઠરે છે કે કોઈ દુભાશિયો કે શિરસ્તેદાર ફોજદારીમાં એવો ખોટો તરજુમો અથવા મુસદો કરે કે, જેથી ગુન્હેગાર ઉપર ગુન્હો શાબેત થાય તો તે ગુન્હેગાર છે, ત્યારે તેથી ઉલટું જો ગુન્હેગાર છુટી જઈ શકે તેવો ખોટા તરજુમા અથવા મુસદા તૈયાર કરે ને તેથી તે છુટે તો, તે દુભાશિયો અથવા શિરસ્તેદાર આ કલમથી ગુન્હેગાર છે નહીં.

૨. પણ એમ કરનારો દુભાશિયો કે શિરસ્તેદાર તદન છુટી જઈ શકે નહી. તેણે જે ખોટું કરી ઈનસાફને ખલેલ કરી તે માટે તે "ખોટી શાક્ષિ"ના બાબથી પકડાઈ શકે છે.

સરકારી નોકરે કાયદા વિરૂદ્ધ વેહેપાર કરવો.

**૧૬૮. જે માણસ સરકારી નોકર હોય અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેની વેહેપાર નહી કરવાની ફરજ હોય, તે માણસ જો વેહેપાર કરે, તો તેને એક વર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

સઘળા જોખમવાળા સરકારી હોદ્દેદારોને ખાનગી વેહેપાર કરતાં જુના કાયદાઓથી અટકાવ્યાજ છે. ગવરનર જનરલ તથા પ્રેસીડેન્સીના ગવરનરો, કોંસીલના સભાસદો, કલેકટર તથા મેહેસુલ ખાતાના વડાઓને છેક ૩ જા, જાર્જ રાજાના ૩૩ મા વર્ષના પર મા કાયદાથી અટકાવ્યા છે. આપણી વડી કોર્ટોના ન્યાયાધિશો વિગરેને ૧૮૪૮ ના કાયદાથી અટકાવ્યા છે, ને તેમ નોખા નોખા કાયદા સર્વે અમલદારો માટે મળી આવશે.

૨. ખાનગી વેહેપાર કરવાથી તેનો અમુક વખત તે કામમાં રોકાય તથા તેનું ધ્યાન તે તરફ ખેંચાય અને બરોબર કાળજીથી સરકારી ફરજ બજાવી શકે નહીં, તેથી સરકારી કામને અમુક જાતનું નુકશાન પોંહોચે, માટે જ્યાં સુધી સરકારી નોકરી કરતો હોય ત્યાં સુધી કોઈ સરકારી નોકરને હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં ખેતીવાડીના કામ સારૂ જમીન પણ લેવાની મનાઈ કરી છે.

સરકારી નોકરે કાયદા વિરૂદ્ધ કાંઈ મિલકતની ખરીદી અથવા મા-

**૧૬૯. જે માણસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેની કાંઇ મિલકતની ખરીદ અથવા માગણી નહી કરવાની ફરજ હોય, તે માણસ જો, પોતાને નામે અથવા બીજાને નામે અથવા બીજાઓની સાથે રહીને કે ભાગમાં તે મિલકતની ખરીદી અથવા માગણી કરે, તો**

ગણી કરવી. **તેને બે વર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર તે મિલકત ખરીદ થઇ હોશે; તો તે સરકારમાં જપ્ત કરવામાં આવશે.**

**ફેંસલો**—ડબામાં પુરાયલુ ટટુ ખરીદ કરવાને માટે પોલીસના સબઈન્સ્પેકટર ઉપર તોહમત રાખવામાં આવેલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમની સાથે સન ૧૮૭૧ ના આકટ ૧ લાની કલમ ૧૯ મુજબ માજીસ્ત્રેટે મુકરદમો ચલાવવો જોઇતો હતો, પણ સાપ્રાધવિશ્વાસઘાતને માટે પીનલકોડની કલમ ૪૦૬ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાજકીસ્ટો બીસ્વાસ અરજદાર, ૧૬ વિ. રી. ૫૨; ૮ બં. લા. રી. અપે. પ્ર. ૧.

કોઈ સરકારીનોકરનો વેસ લેવો. **૧૭૦. જે સખસ પોતે અમુક હોદ્દાદાપર નથી એમ જાણ્યા છતાં, સરકારી નોકર દાખલ તે હોદ્દાપર હોવાનો ઢોંગ કરે, અથવા તે હોદ્દાપર હોય એવા કોઈ બીજા સખસનો વેષ લે અને તે વેશ લઇને તે હોદ્દાથી કરતો હોય એવી રીતે કાંઈ કામ કરે, અથવા કામ કરવાની કોશિસ કરે, તે સખસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

કોઈ સરકારી નોકર જેવા પોશાકપેહેરતો હોય અથવા જેવી નિશાની સાથે રાખતો હોય તેવો પોશાક અથવા તેવી નિશાણી દગલબાજીના ઈરાદાથી પેહેરવોઅથવા સાથે રાખવી. **૧૭૧. જે માણસ સરકારી નોકરોના અમુક વર્ગનો નહી છતાં, તે વર્ગના સરકારી નોકરોના પોશાક જેવો પોશાક પેહેરે અથવા તેઓની નિશાની જેવી નિશાની સાથે રાખે, એવા ઈરાદાથી કે તે માણસ સરકારી નોકોરોના તે વર્ગમાંનો છે એમ માનવામાં આવે, અથવા એમ માનવામાં આવશે, એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તો તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસે રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ ગુન્હો શાબીત થવા માટે નીચે લખેલી હકીકત શાબીત થવી જોઈએ.

(૧) તોહમતદારે સરકારી નોકરના જેવો પોશાક પેહેરયો હતો, અથવા તેના જેવી નીશાની પાસે રાખી હતી.

(૨) એવું કરવાથી કોઈ ઠગાશે એવો તેનો ઈરાદો હતો કિંવા એવો સંભવ હતો, એવું તે જાણતો હતો.

૨. આ બાબમાંની કલમો ઉપરથી જણાય છે કે તેમાં સરકારી નોકરોના ગુન્હા ઉપર ધ્યાન આપ્યું છે, તે પાછા તેના હોદ્દાની રૂઈએ જે ગુન્હા કર્યા હોય તેજ ગુન્હા, બીજા નહીં. બીજા ગુન્હા સરકારી માણસ ને આમનો માણસ એ વચ્ચે સામાન્ય હોય છે.

ને તેનો વિચાર તે કોડની બીજી કલમોથી થાય છે. જો સરકારી નોકર કાંઈ પૈસા ઉચાપત કરે તો તે વિશે તેને "વિસ્વાસઘાત" ની કલમ લાગુ પડે છે. જો તે ખોટું બોલે કે અમુક રકમ સરકારી કામમાં વાપરીને તેટલા ઉપરથી સરકાર હિસાબમાં પોતે મજરે આપે તો, પછી તેને "ઠગાઈ" ની કલમ લાગુ પડે છે. પોતાનું એવું કેહેવું શાબેત કરવા તે કાંઈ ખોટા દસ્તાવેજ ઉભા કરે તો પછી તેને "ફારજરી" અથવા ખોટા દસ્તાવેજનો દોષ લાગુ પડે છે. એવા ગુન્હાથી સરકારને નુકશાની જાય તો તેની શિક્ષા જેમાં બીજા કોઈ માણસને નુકશાન થાય છે તે કરતાં વધારે ગણવી જરૂર નથી. માટે આમ સાથે ગુન્હા કરવાની શિક્ષા કરતાં સરકાર સાથે કર્યા માટે વધારે શિક્ષા કરવાનું કારણ નથી. જે સરકાર ખાનગી ગ્રહસ્થને થએલી નુકશાની પોતા જેવી ન ગણે, તે સરકાર એકલપેટી કેહેવાય. ખાનગી માણસોની દોલતથી સરકારી આયપત ઉપજે છે, માટે જે ગુન્હાથી ખાનગી માણસના મતાની લુટ થાય, તે ગુન્હા સરકારી આયપત લુટે છે. માટે જે કાયદાથી ખાનગી માણસની માલમતાનો બચાવ થાય તેજ કાયદાથી સરકારી માલ ને પૈસાનો બચાવ રેહે તો બસ છે.

૩. વળી વાંચનારે યાદ રાખવું જોઈએ કે આ બાબમાં શિક્ષાની જે કલમો ગઈ તેમના વજનમાં ને કોડની બીજી સામાન્ય કલમોના વજનમાં તફાવત રહ્યો છે. સાધારણ ગુન્હા માટેની કલમોમાં એવું પ્રમાણ રાખ્યું છે કે જે ગુન્હેગાર શાબેત થાય તેને તે કલમની આખી શિક્ષા કોર્ટે કરવી. ચોરી, વિસ્વાસઘાત, ઠગાઈ, લુટ, હુમલો, કિંવા આબરૂ પાડવી, એ ગુન્હા માટે જે શિક્ષા મુકરર કરી છે તે એવાજ હેતુથી કે ગુન્હેગાર શાબેત થાય છે, ત્યારે તેને આખી ને પુરી શિક્ષા મળશે. પણ સરકારી નોકર તેનો હોદ્દો બજાવવામાં કસુર કરી જે ગુન્હો કરે તે ગુન્હા માટે શિક્ષા મુકરર કરી છે, તે એવા ધારણ ઉપર છે કે તેને જે શિક્ષા થશે તે ઘણુંકરી તેમાંનો અમુક ભાગ ને વળી ગુન્હાનો બાગજ તેને કરવામાં આવશે. સરકારી નોકરને જે કસુરો માટે કાયદાથી શિક્ષા થઈ શકે છે. તે કરતાં તેની બીજી કસુર ઘણી હોય છે, જે માટે તેને સરકાર પોતે શિક્ષા કરી શકશે. વળી કાયદાએ તેને જે શિક્ષા કરી હોય તે ઉપરાંત સરકાર પોતાની શિક્ષા ઉમેરી શકે છે ને તે ઉમેરો કાયદાની શિક્ષા કરતાં વારે ઘડીએ વધારે જાસ્તી ભરચો નીકળે છે. જે સખસને ખાવાનું લુણ સરકારી પગારથીજ મળે ને વળી જેનો જન્મ સરકારી નોકરીમાં ગયો, એટલે જેને સરકારી કામ કાજનીજ ટેવ પડેલી, જેની સરકારી પગારના વધારા ઉપર સઘળી જીંદગીની આશ ને હીમત તેને સરકાર નીચો ઉતારે, તો તે એક શિક્ષા થઈ સમજવી, ને તે સખસને ચાકરી ઉપરથી બરતરફી કરે તે તેના મ્હોટા ગુન્હા માટે પણ બસ છે. એવા માણસને બરતરફી મ્હોટી આફત છે, કારણ તેની સઘળી જીંદગીની વલણ, આશ ને હિંમત નકામી થઈ પડી તે માણસનો આખો ભવ વ્રથા ગયો.

૪. ઉપલ્યા બાબની કલમમાં સરકારી નોકરને લાંચ લેવા માટે ૩ વર્ષ સુધીની દંડ સાથે અથવા વગર દંડે કેદની અથવા ફક્ત દંડનીજ શિક્ષા લખી છે. લા કમીશનરો એ ઉપર ટીકા કરતાં ન્યાયાધીશોને પોતાના હાથ નીચેના નોકરોને ખાલી દંડ કરવા તથા લીધેલી લાંચ પાછી અપાવવાની ભળામણ કરે છે.

૫. હવે ઉપલ્યા બાબમાં એક વિષયનો હજી ખુલાસો બાકી રહ્યો છે, જે માટે લા કમીશનરો પોતાના રીપોર્ટમાં ખુલાસો આપી ગયા છે. ને તે એ કે સરકારી નોકર ઈનામ

અકરામ લે તો તેનું શું? જો ઈનામ લેવાની છુટ આપે તો પછી તે આકારમાં લાંચ લેવાય, જો છુટ ન આપે તો ભાઇબંધુઓ વચ્ચે એકમેકને મદદ કરવાનો સબંધ અટકાવે છે, માટે લા કમીશનરો એ બાબતમાં પોતે મુગાજ રહી સરકારને પોતાની બંધણી કરતી રાખી છે. તેઓ પોતે ઈનામ આપવા લેવાની ચાલને જેમ બને તેમ અટકાવવાને સરકારને ભળામણ કરે છે, પણ તે ઉપર ચોકસ કાયદો કરી આપવા ના પાડી છે.

૬. ઈનામ વિશે કમીશનરોએ ચોકસ દાખલાથી ખુલાસા કર્યા છે. સરકારી નોકરીમાં દેશીઓ હોવાથી તેમના સગાં વાહાલાં દેશમાંજ હોય છે, એટલે તેઓ વચ્ચે સગાઈની ગાંઠના ધર્મો અદા કરવાને છુટ છે. દીકરો સરકારી નોકર છતાં બાપ દીકરાને કાંઈ આપે કિંવા તેના કરજમાં મદદ કરે. સસરો વહુ સાથે પલ્લુ આપે કે એક ભાઈ બીજા ભાઇને મદદ કરે, તો તેને કોઈ પણ સરકાર કાયદો કરી અટકાવી શકે નહી; પણ જ્યાં તેવી કાંઈ નજીકની સગાઈ નથી હોતી ને ત્યાં કાંઈ મ્હોટો અવેજ કે રકમ બક્ષીસ થઈ તો તેથી કાયદામાં શક ઉપજવો જોઇએ. પણ સેહેજ ચીજ, જેમકે મેવો, ફુલનો હાર, કે અત્તરનો સીસો એ લેનાર અથવા આપનારને કાયદા વિરૂદ્ધ નહી થઈ પડે. તેજ પ્રમાણે એક અમલદાર કોઈ શેહેરી મીત્રને ત્યાં ઉપભોગની અથવા ખાવા પીવાની જેટલી ચીજ વાવરે અથવા પીએ તે તે કાયદા વિરૂદ્ધ ન ગણાય, જેમકે ઈંગ્રેજોમાં દારૂ પીવાનો શોખ વધુ હોય છે તે કોઈ મીત્રને ઘેર રોજ જતાં વર્ષ દીવશમાં રૂ. ૧૦૦૦) નો દારૂ વાંધા વગર પી જઈ શકે; પણ તેનોજ કારકુન રૂ. ૧) તેજ ઘરમાંથી લે તો, તેણે ગુન્હો કરયો.

૭. કોઈ પણ ઈનામ લેતાં જ્યાંલગી દુષ્ટ નેમ નથી હતી ત્યાંલગી ગુન્હો થયેલો કેહેવાય નહી. પણ તે માટે શીક્ષા થવી જોઈએ કે નહી તે ઈનામ લેવા તથા આપવાની આશપાશની બાબતો ઉપર આધાર રાખે છે. આપનાર તથા લેનાર વચ્ચે કાંઈ (૧) સગાઈ (૨) લગ્ન, અથવા (૩) દોસ્તી એ ત્રણમાંથી કોઈ પણ સબંધ છે કે નહી, તે ઉપર વિશેશ વાતનો આધાર છે. પછી તેવા સબંધથી ઈંગ્રેજ અમલદાર કે દેશી અમલદાર કાંઈ અવેજ કે રકમ બક્ષિસ તરીકે લે, તેમાં ખાનપાનની વસ્તુઓ તો ગણવીજ નહી.

૮. માટે કોઈ જુવાન સીવીલીયન કે લશ્કરી અમલદાર કરજદાર છે ને તેને એક અંગ્રેજ વેહેપારી મદદ કરવા નાણું બક્ષિસ આપે છે, તો તેમાં ગુન્હો નથી, કારણ તે અંગ્રેજ વેહેપારી તેનો કાકો, કે ભાઈ, કે સાળો કે કુટુંબનો બેશી અથવા દોસ્ત હશે. પણ કોઈ કલેકટર એક જમીનદાર પાસેથી અથવા પોલીટીકલ એજંટ કોઈ દેશી રાજના દિવાન પાસેથી કાંઈ નાણું કે બક્ષિસ લે તો, તે ગુન્હો છે.

૯. ઉપલા ફકરામાં બે છેડાના આપણે દાખલા લીધા છે. પણ એ બે છેડા વચ્ચે બીજા હજારો તરેહના દાખલા મળશે, જે ઉપર તદન જુદી જુદી રીતે ધ્યાન આપવાને જરૂર પડે છે. કોઇને પીનલકોડની મ્હોટામાં મ્હોટી શિક્ષા ઘટે છે ને કોઇને ન્હાની, કોઇને સખત ઠપકો ને કોઇને માટે સેહેજ ચેતવણીજ જરૂરની છે. ને કેટલાક દાખલા વિશે સરકારથી બોલાય નહી તેજ વ્યાજબી કેહેવાશે.

૧૦. હજી આ બાબતની સંપુર્ણતા માટે એક જાતનો વિચાર અથવા દાખલો બાકી રહ્યો. જે સરકારી નોકર લાંચ લે તેને માટે શિક્ષા પુરતી આપી છે. પણ લાંચ આપનારને પુરતી શિક્ષા છે કે નહી તે ઉપર જુદા જુદા ન્યાયાધીશોનું મત જુદું પડશે. કેટલાક દેશમાં લાંચ આપવી તે લોક પોતાનો ધર્મજ સમજે છે, ને કેટલાકમાં તે મ્હોટો

તિરસ્કાર કરવા જોગ ગુન્હો જાણે છે. ચોર અથવા લુટારો સામો આવી એક માણસ પાસેથી તેની પૈસાની થેલી માગે, નહી તો મારવાને ડરાવે, ત્યારે જે ફીકરથી માણસ પોતાના પૈસા સોંપી દે છે તેવીજ ફીકરથી લાંચ આપવી એ લોક ધર્મ સમજે છે; કાંકે લાંચ વગર જે દેશમાં સર્વેનું કામ ચાલે નહી ત્યાં સાધારણ ઈનસાફ પણ લાંચ વગર મળે નહી, એટલે ચોરને જેમ પૈસાની કોથળી આપવી પડે તેમ ઈનસાફદારને લાંચ આપવાની જરૂર પડે છે, તેવા દેશમાં લાંચ આપનાર ગુન્હેગાર કેહવાતો નથી.

૧૧. બીજું સરકારી નોકરના માગ્યા અથવા ઉસ્કેર્યા વગર જે માણસ લાંચ આપવા જાય તેને ઉપલ્યા બાબમાં ગુન્હેગાર ઠરાવ્યો છે, પણ જે સરકારી અમલદારના માગવા અથવા ઉસ્કેર્યાથી લાંચ આપવા જાય તેને ગુન્હેગાર ગણવો કે નહી એ પાછું શક ભર્યું દીસે છે. લા કમીશનરો તેવા સખસને ગુન્હેગાર ઠરાવી શક્યા ન હતા, ને તેને માટે પોતે કાંઈ કલમ પણ લખી ગયા નથી.

---

## બાબ ૧૦ મો.

### સરકારી નોકરોના કાયદેસર અખ્તિયારના તિરસ્કાર બાબત.

કોઈ સરકારી નોકરની તરફથી થએલો સમન કે હુકમ ન પોંહોંચે એટલામાટે નાશી જવું.

**૧૭૨. જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી સમન અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખ્તિયાર હોય એવા કોઈ સરકારી નોકરે કરેલો સમન; અથવા નોટીસ અથવા હુકમ પોતાને ન પોંહોંચાડાય એટલા માટે જે માણસ નાશી જાય તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસેં રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અથવા અગર તે સમન, નોટીસ, અથવા હુકમ જાતે અથવા મુખ્તિયારની મારફતે કોઈ ઇનસાફની કોર્ટમાં હાજર થવા બાબતનો અથવા કાંઇ લેખ હાજર કરવા બાબતનો હશે તો, તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

### વિશેષ સમજુતી.

આ કલમ મુજબ તથા કલમ ૧૭૨ થી તે ૧૮૮ સુધીની કલમો બાબત કામ ચલાવવું હોય ત્યારે ક્રી. પ્રો. કોડની કલમ ૧૯૫ માં ફરમાવ્યા મુજબ પ્રથમ મંજુરીયત મેળવવી જોઈએ, અને એ કલમ ૧૯૫ માં કોની મંજુરીયત લેવી વિગરે તમામ વાતનો ખુલાસો છે.

૨. કોઈ સરકારી નોકર જેને કે નોટીસ, સમન કાહાડવાનો અધિકાર હોય તેવાએ કાહાડેલાનો અનાદર કરી નાશી જાય તો, તેને શીક્ષા કરવા માટે આ કલમ છે.

૩. નાશી જવું એટલે શું? કોઈ જગોએ ભરાઈ બેસવું, ખબર ન પડે એવી રીતે છુપી જવું, પણ ઈરાદાથી તેમ કરે તોજ ગુન્હો થાય, નહી તો નહીં. વખતે તોહમતદાર દૂરપલે હોય અગર કાંઈ અગત્યના બીજા કારણથી કોર્ટની હકુમતની હદ છોડે તો, તે નાશી ગયો કેહેવાય નહી.

૪. આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપન થવામાં નીચેની હકીકત શાબેત થવી જોઈએ.

(૧) સરકારી નોકરે સમન્સ, નોટીસ કે હુકમ કાહાડ્યો હતો.

(૨.) તે સમન્સ, નોટીસ કે હુકમની ખબર પડયા પછી તોહમતવાળો નાશી ગયો.

**ફેંસલા**—હુકમનામું બજાવતી વખતે દિવાની કોર્ટે પ્રતિવાદીને પકડવાનું વારંટ કાઢી નાજર ઉપર મોકલ્યું હોય તો, તે આ કલમના અર્થ મુજબ નોટીસ, સમન અથવા હુકમ ગણાતો નથી. રાણી વિ. ઝાહુર અલીખાન. ૪ ના. વે. પ્રા. પ્ર. ૯૭.

જે માણસ ઉપર વારંટ કાઢવામાં આવ્યું છે તે માણસ નાશી જાય તો, કાયદામાં બતાવેલી રીત મુજબ ક્રીમીનલ પ્રોસીજરકોડ પ્રમાણે તેના ઉપર કામ ચલાવવું જોઈએ, પણ આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવવો જોઈએ નહી. રાણી. વિ. અમીર જાન ૭ ના. વે. પ્રા. પ્ર. ૩૦૨.

ગુન્હેગારને પકડીને માજીસ્ત્રેટની રૂબરૂ લાવવાને પોલીસ અમલદાર ઉપર કાઢેલું વારંટ આ કલમના અર્થ પ્રમાણે સમન, નોટીસ અથવા હુકમ ગણાતો નથી, અને તેથી કરીને આવી રીતે વારંટ કાઢેલો માણસ નાશી જાય તો આ કલમ મુજબ શીક્ષા થઈ શકતી નથી, રાણી વિ. વોમેશચંદ્ર ઘોસ. ૫ વિ. રી. પ્ર. ૭૧.

સન ૧૮૬૧ ના આકટ ૨૫ મા (ક્રીમીનલ પ્રોસીજરકોડ)ની કલમ ૧૮૮ થી તે ૧૯૦ મુજબ કાઢેલા વારંટથી નહી પકડાવાના ઈરાદાથી જે શાહેદી નાશી જાય છે તેને આ કલમ લાગુ થાય છે, અને ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૮૩ નાશી જનાર પક્ષકારને લાગુ પડે છે. હુસેન માનજી કેદી. ૯ વિ. રી. પ્ર. ૭૦.

આ કલમ મુજબ ગુન્હો થએલો છે એ શાબીત કરવાને માટે ફરીયાદીએ બતાવવું જોઈએ કે સમન, નોટીસ અથવા હુકમ કાઢવામાં આવ્યો હતો, અને તે તોહમતદારના જાણવામાં હતું, અથવા કાઢેલો છે એવું ધારવાનું તેને કારણ હતું. જે પ્રોસેસ કાઢવામાં આવ્યું નથી તે પ્રોસેસની બજાવણી અટકાવવાને નાશી જવાથી આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. જગ્યા બદલવી એવો બેશક નાશી જવામાં અર્થ રહેલો નથી, પણ છુપાઈ રેહેવું એવો અર્થ રહેલો છે. કોઈ માણસ પ્રોસેસ નીકળ્યા પેહેલાં સંતાઈ રહી તે નિકળ્યા પછી પણ તેવી રીતે રેહે તો તે નાશી જવું ગણાય છે. રાણી વિ. સીનીવાસ આયગર. ૨ ઈં. લા. રી. ૪ મ. પ્ર. ૩૯૩.

*સમન અથવા બીજો હુકમ પોંહોંચતો અટકાવવો અથવા તે જાહેર થતો અટકાવવો.*

**૧૭૩. જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી સમન અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખ્તિયાર હોય એવા કોઈ સરકારી નોકરે કરેલો સમન, નોટીસ, અથવા હુકમ પોતાને અથવા બીજા કોઈપણ સખસને પોંહોચે તો જે માણસ કોઇ પણ રીતે ઇરાદાથી અટકાવે અથવા કાયદા મુજબ તે સમન, નોટીસ અથવા હુકમ કોઈ જગોપર ચોહોડતાં જે માણસ કોઈ પણ રીતે ઈરાદાથી અટકાવે, અથવા જે જગોપર તે સમન, નોટીસ અથવા હુકમ કાયદા મુજબ ચોહોડ્યો હોય તેવી કોઈ જગોપરથી જે માણસ કોઈ પણ રીતે તેને ઈરાદાથી ખશેડે, અથવા જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી કાંઈ જાહેર ખબર આપવાનું ફરમાવવાનો કાયદા મુજબ અખ્તિયાર હોય, તેવા કોઇ**

**સરકારી નોકરના હુકમથી તેવી કાંઈ જાહેર ખબર કાયદા મુજબ અપાતી જે માણસ કોઈ પણ રીતે ઈરાદાથી અટકાવે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા અગર તે સમન, નોટીસ, હુકમ કે જાહેર ખબર જાતે અથવા મુખ્તિયારની મારફતે કોઈ ઇનસાફની કોર્ટમાં હાજર થવા બાબતની અથવા કાંઈ લેખ હાજર કરવા બાબતનો હશે તો, તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ ગુન્હો સ્થાપિત થવા માટે નીચે લખેલી હકીકત શાબીત થવી જોઈએ.

૧. સમન, નોટીસ કે હુકમ નિકળ્યો છે કિંવા નીકળવાનો છે, એવું તોહમતદાર જાણતો હતો.

૨. જેના ઉપર સમન, નોટીસ કે હુકમ નિકળ્યો છે તેને તે ન પોંહોચે, એવું કાંઈ પણ કૃત્ય ઈરાદા પુર્વક તોહમતદારે કર્યું હતું.

૨. વળી સમન, નોટીસ, જાહેરનામું કોઈ જગોએ ચોહોડતાં અટકાવવામાં તથા ચોહોડેલી કાહાડી નાંખવામાં પણ ઉપર મુજબ શાબીત થવું જોઈએ.

૩. આ કલમ દિવાની કોર્ટના પ્રતીવાદી, સમન, નોટીસ ન પોહોંચે તે સારૂ નાસ્તા ફરતા હોય તેને લાગુ નથી, કેમકે તેનો હેતુ કાંઈ કોર્ટને તિરસ્કાર કરવાનો નથી. ફરીયાદીનાં નાણાં ડુબાવવા માટે નાસે છે, તેમ દિવાની કોર્ટનો સાક્ષી નાસ્તો ફરે તો, સીવીલ પ્રોસીજરકોડમાં તે બાબત માટે દિવાની કોર્ટને સત્તા આપેલી છે.

૪. કલમ ૧૭૨ અને ૧૭૩ માં કાયદાસર ઈલાજો લેવાની રીતને ઉત્તેજન આપ્યું છે કે "સમન્સ" અથવા "નોટીસ" રીતસર આરોપિત માણસને પુગી શકે એવો સમન્સ લાગુ થવા દેતાં અટકાવવાની કોઈ પણ માણસને જરૂર નથી, સબબ કે જો તેના ઉપર ખોટો આરોપ મેલી બીજો માણસ તેને નુકશાન કરે, તો તેનો ઇલાજ પોતે લેઈ શકે છે, એટલુંજ નહી પણ ચાલુ બાબતની આગળ આવતી કલમ (૧૮૨ મી)થી સરકાર પોતે પણ શીક્ષા કરી શકે છે.

૫. સમન્સ તથા નોટીસથી છુપાતા રેહેવાનો ઉપર જણાવવા પ્રમાણે દોષ ખરો, ને તેથી એક માણસ તકશીરવાર ઠરે છે, પરંતુ જેના ઉપર કોઈ ગુન્હાના આરોપ સબંધી પકડવાને "વારંટ" નીકળે તો તેથી તે છુપાતો અથવા ભાગી જતો રેહે, તો તેને ઉપલી કલમ લાગુ પડતી નથી. ઈંગ્રેજી કાયદાની વલણ ગુન્હેગારને સઘળા લાભ આપવા ઉપર હોવાથી "વારંટ" નીકળું ને ભાગી જવાય એતો તે ગુન્હેગાર ભાગી જાય તેથી તેના ઉપરના આરોપના શકને ટેકો મળે છે ખરો, પણ કાંઈ ભાગવાના સબબથી ગુન્હો વધતો નથી.

**ફેંસલા**—કોઈ સાહેદીએ સમન ઉપર સહી કરી આપવાની ના પાડી હોય તો, તેથી આ કલમ મુજબ પોતાની ઉપર જાણી જોઈને સમનની બજાવણી અટકાવવાનો ગુન્હો બનતો નથી. રાણી વિ. કાળીયા બીન ફકીર, ૫ મું. હા. કો. રી. પ્ર. ૩૪.

સમન લેવાની ના પાડવી તે આ કલમ મુજબ ગુન્હો ગણાતો નથી. રાણી વિ. પુનમાભાઈ, ઈ. લા. રી. ૫ મ. ૧૯૯.

સમનની પોંહોચ આપવાની ના પાડવી તે આ કલમ મુજબ ગુન્હો ગણાતો નથી. ભુબનેશ્વરદત્ત ઈ. લા. રી. ૩ ક. ૬૨૧; ૨ ક. લા. રી. પ્ર. ૮૦.

કોઈ સરકારી નોકર જેને સમન કિંવા નોટીસ બજાવવાનો અધિકાર હોય, તે એ સમન્સ કિંવા નોટીસની નકલ કોઈને બારણે ચોઢતો હોય તેમાં કોઈ હરકત કરે, કે જેની મતલબ કોઈ ઈનસાફને હરકત કરવાની હોય તો, તે હરકત કરનાર ઉપર આ કલમ પ્રમાણે તોહમત રહી શકે. કરી. પ્ર. ૧૧૫.

કોઈ સરકારી નોકરની તરફથી થએલા હુકમમુજબહાજર ન થવું.

**૧૭૪. જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી સમન, નોટીસ, હુકમ, અથવા જાહેર ખબર આપવાનો કાયદા મુજબ અખ્તિયાર હોય, એવા કોઈ સરકારી નોકરે કરેલા સમન, નોટીસ, હુકમ, અથવા જાહેર ખબર મુજબ ફલાણે ઠેકાણે તથા ફલાણી વખતે જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થવાની જે માણસની કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર ઇરાદાથી તે ઠેકાણે અથવા તે વખતે હાજર થવામાં કસુર કરે, અથવા જે ઠેકાણે હાજર થવાની ફરજ હોય તે ઠેકાણેથી જવાની કાયદેસર વખત થતા પેહેલાં ત્યાંથી જાય, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસેં રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા અગર તે, સમન, નોટીસ, હુકમ, કે જાહેર ખબર જાતે અથવા મુખત્યારની મારફતે કોઈ ઈનસાફની કોર્ટમાં હાજર થવા બાબતની હશે તો, તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**દ્રષ્ટાંતો.**

**(अ.) કલકત્તાની સુપ્રીમકોર્ટમાંથી થએલા સમન મુજબ તે કોર્ટ મધ્યે હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં अ. હાજર થવામાં ઇરાદાથી કસૂર કરે તો, अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.**

**(ब.) કોઈ જીલ્લા જડજે કરેલા સમન મુજબ તે જીલ્લા જડજની હુજુરમાં હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં अ. હાજર થવામાં ઈરાદાથી કસૂર કરે તો, अ. એ આ કલમમાં બ્યાથ કરેલો ગુન્હો કરયો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

ઉપલી કલમ ૧૭૩ તથા આ કલમો પ્રમાણે "સમન," "નોટીસ" અથવા "હુકમ" જે જે વિશેના કાહાડે તે બાબત તે સમન, નોટીસ અથવા હુકમ કાહાડનાર ઓધેદારના ઓધાની રૂઈએ હોવા જોઈએ; પણ એમ નહી કે ફોજદારી ખાતાની નોટીસ દિવાની ખાતાનો ઓધેદાર કરે, તથા તેથી ઉલટું દિવાની કામોનો હુકમ ફોજદારીવાળો બજાવવા જાય.

૨. સમન, નોટીસ, અથવા હુકમ જે લાગુ પાંડવો તે જે ધણીના ઉપર કાહાડ્યા હોય તેને રૂબરૂ લાગુ પાડવા જોઈએ છે, ને તેમ કર્યું હોય તો આ કલમથી તેની ગેરહાજરી માટે તેના ઉપર કામ ચલાવી શકે.

૩. આ કલમમાં ઈનસાફ કરનારી કોર્ટને અપમાન આપ્યું તેની ગુન્હેગારી આપી છે, તે ગુન્હેગારીમાંથી કોઈ ઈંગ્રેજ તકશીરવાર છુટી શકે નહી. સરકારી કાયદો એવો છે કે મુફશીલમાં ઈંગ્રેજ કોઈ ગુન્હો કરે તેની શીક્ષા મુફશીલની ગામડી કોર્ટ કરી શકે નહી, પરંતુ આ કલમની ગુન્હેગારી તો તેમને પણ લાગુ પાડી છે. ગામડી મુનસફ કે ડીપ્યુટી કલેકટરે કોઈ ઈંગ્રેજને કોઈ મુકદમા માટે સમન્સ કરેયો હોય ને તે હાજર ન થાય તો, તેને શીક્ષા કરવાની પુરતી સત્તા છે.

૪. ન્યાયાધિશની કોર્ટમાં હાજર થવા માટે ફરજ પાડી છે, તેમાંથી એકજ બાબત થી છુટકો છે. દિવાની કોર્ટના વારંટથી એટલે માગતા લેહેણા બાબતમાં જે માણસ પકડાયો હોય તે જો ભાગી જાય તો તેમાં કળા ને બળ હોય તો સુખેથી ભાગી જાય, પણ આગળ તે બાબત સજા ન્હોતી, પણ હવે કલમ ૨૨૫ બ. થી ગુન્હામાં દાખલ કરયો છે, અને જે સખસ પકડાયો ને તે જામીનગીરી ઉપર છુટો હોય એટલે તે ભાગી જાય ને જામીનગીરીના રૂપૈયા ખોટા કરે તેથી છુટકો છે નહી. આગળ ગએલી ટીકામાં જણાવ્યું તેમ વારંટમાં પકડાયા વગર ભાગ્યો તો ભાગ્યો, નહી તો જામીનગીરી ખોટી કરયા ઉપરાંત તેને ઉપલી કલમ લાગુ પડે છે.

**ફેંસલા**—સમનની બજાવણી સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૧૫૯ મુજબ જાહેરનામું કાઢ્યું હોય તો, તે હાજર નહી થયેલા સાક્ષીની માહાલ કચેરી ઉપર કાયદેસર ચોટાડાય નહી. તે કલમ મુજબ ચાલતા પેહેલાં રૂબરૂ સમન બજાવવાની કોશીસ થવી જોઈએ. સમનની કાયદેસર બજાવણી થઈ ન્હોતી, તેથી આ કલમ મુજબ માજીસ્રેટનો હુકેદનો કમ રદ કરવામાં આવ્યો હતો. રાણી વિ. હરીનાથ ચોધ્રી. ૭ વિ. રી. પ્ર. ૫૮.

સમન કાઢવામાં આવેલો માણુસ હાજર રેહેવાને બંધાએલો હતો, અને તેણે ના પાડી અથવા તે જાણીબુઝીને હાજર થયો નહી એવું શાબીત થયા શિવાય આ કલમ મૂજબ સરકારી નોકરે કાઢેલા હુકમનું અપમાન કરવાને માટે કોઈ માણસને ગુન્હેગાર ઠરાવેલો, તે કાયદા વિરૂદ્ધ ગણાતું નથી. શ્રીનાથ ઘોસનું રેફરન્સ, ૧૦ વિ. રી. પ્ર. ૩૩.

સમન કાઢી બોલાવેલા સાક્ષી ઉપર આ કલમ મુજબ તોહમત રાખતાં પેહેલા એમ શાબીત થવું જોઇએ કે, તે જાણીબુઝીને સમનમાં બતાવેલી જગ્યાએ અથવા વખતે હાજર થયો નહી, અને હાજર થયો હોય તો કાયદેસર જવું જોઈએ તેના પેહેલાં રજા શિવાય જતો રહ્યો. રાણી વિ. નારાયણસીંગ. ૧૪ વિ. રી. પ્ર. ૨૦.

આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવતાં પેહેલાં એમ બતાવવું જોઇએ, કે તોહમતદારને અમુક વખતે અને અમુક જગ્યાએ હાજર રેહેવાની ખબર હતી, પણ તે મુજબ હાજર રહ્યો નહીં. સીબપ્રસાદ ચકરબત્તી અરજદાર. ૧૭ વિ. રી. પ્ર. ૩૮.

કોઈ માણસને દિવાની હુકમનામાથી કેદમાં બેસાડવામાં આવ્યો હોય, અને કેદમાંથી નાશી જાય તો, તેને આ કલમ લાગુ પડતી નથી. રાણી વિ. સરદાર પાથુ. ૧ મું. હા. કો. રી. પ્ર. ૩૮.

જો કે કાઢેલો સમન તોહમતદાર ઉપર વખતસર બજાવવામાં આવ્યો હતો, "તોપણ સન ૧૮૨૭ ના કાયદા ૧૭ માની કલમો ૨૬ અને ૨૯ મુજબ ચાલતા રેવન્યુ કેસમા માહાલકરીની કચેરીમાં શાહેદી આપવાને જાણીબુઝીને હાજર નહી રેહેવાથી" આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવેલા, તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હેગાર ઠરાવવું કાયદા વિરૂદ્ધ હતું. રાણી વિ. નારાયણ આપા, ૫ મું. હા. કો. રી. પ્ર. ૩૯.

સન ૧૮૫૦ ના આકટ ૨૬ મા મુજબ નિમેલો મ્યુનસીપલકમીશનરોનો ચેરમેન જો કે સરકારી નોકર હોય, તોપણ પોતાની રૂબરૂ હાજર રાખવાનો હુકમ કાઢવાનો તેને અધિકાર નથી. આ ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું કે આવો હુકમ તોડવાથી આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. રાણી વિ. પરસોતમ વાલજી.૫ મું. હા. કો. રી. પ્ર. ૩૩, ૧૦૩.

બીજા વર્ગના તાબાના માજીસ્ત્રેટના અધિકારવાળો મામલતદાર સન ૧૮૪૩ ના આકટ ૧૧ માની કલમ ૮ મુજબ સમનો કાઢી શકતો નથી, તેમજ આવી રીતે કાઢેલા સમનો ઉપરથી કોઈ માણસ હાજર થયો ના હોય તો તે આ કલમ મુજબ ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. વેંકાજી ભાસ્કર, ૮ મું. હા. કો. રી. પ્ર. ૧૯.

કોઈ તાબાનો માજીસ્ત્રેટ આ કલમ મુજબ પોતે કાઢેલા સમન મુજબ હાજર થવામાં કસુર કરવાને માટે મદ્રાસના (સન ૧૮૬૩ ના આકટ ૧ લા) ની કલમો ૧ અને ૨ અને ક્રીમીનલ પ્રોસીજરકોડ (સન ૧૮૬૧ ના આકટ ૨૫ મા) ની કલમ ૨૭૩ ની શરત મુજબ, કોઈ માણસોને ગુન્હેગાર ઠરાવી શકતો નથી. ૪ મ. હા. કો. રી. અપે. પ્ર. ૫૧.

પ્રતિવાદીને વારંટથી પકડી ઠરાવેલી મુદતે માજીસ્ત્રેટની રૂબરૂ હાજર થવાને માટે જામીન લેઈ છોડી મુકયો. ઠરાવેલા દિવશે પ્રતિવાદી હાજર થયેલો પણ માજીસ્ત્રેટે કેસ બંધ રાખ્યાથી બીજે દીવશે હાજર રેહેવાનું મ્હોડેથી કેહેવામાં આવ્યું હતું. આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. તે કાયદેસર રીતે ઠરાવવામાં આવ્યો હતો. ૫ મ. હા. કો. રી. અપે. પ્ર. ૧૫.

પ્રવેશના કેસમાં પ્રતિવાદી તરીકે તોહમતદારને સમન થવાથી રજા સિવાય કોર્ટ છોડીને ગએલો, અને તેથી સમન મુજબ હાજર નહી રેહેવાને માટે તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. જરૂર પડે ત્યારે હાજર રેહેવાને સબમાજીસ્ત્રેટે તોહમતદારને મ્હોનો હુકમ આપ્યો હતો, પણ માજીસ્ત્રેટે કોઈ અમુક દીવશ ઉપર કેસ મુલતવી રાખ્યો નહી, તેમાં ઠરાવવામાં આવ્યું કે સજા કાયદા વિરૂદ્ધ હતી. ૬ મ. હા. રી. અપે. પ્ર. ૧૦

તા. ૨૭ મી મેની મુદત નાંખેલા કેસમાં શાહેદી તરીકે તોહમતદાર ઉપર સમન કાઢવામાં આવ્યો હતો. સમન તોહમતદારને હાથો હાથ પોહોંચાડવામાં આવ્યો ન્હોતો, તોપણ તેના બારણે ચોઢવામાં આવ્યો હતો. મુદત ઠરાવેલા દીવશે કેસ ચલાવવામાં આવ્યો ન્હોતો. તોપણ જાહેરાંત રીતે ઢંઢેરો પીટાવી તા. ૫ મી જુન સુધી કેસ બંધ રાખવામાં આવ્યો હતો. પછીથી ઠરાવેલા દીવશે તોહમતદાર હાજર થયો ન્હોતો. આ ઉપરથી આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. સમનની તોહમતદારને ખબર આપવામાં આવી હતી, કે જેથી કરીને તે પ્રથમ ઠરાવેલા દીવશે હાજર થઈ શકે એવો કેસમાં પુરાવો ન્હોતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હો થયાનો પુરાવો નહી હોવાથી અપ્રાધ રંદ કરવો જોઈએ. જાહેરાંત ઢંઢેરો પીટાવી કેસની રજુઆત બંધ રાખવી તે વાંધો ઉઠાવાય તેવી અને ગેરવ્યાજબી ગણાય છે. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૨૯.

કોઈ તાબાના માજીસ્ત્રેટે પોતે તેહેસીલદાર તરીકે કાઢેલા સમનોની કસુરને માટે આ કલમ મુજબ કેટલાક માણસોને ગુન્હેગાર ઠરાવેલા, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે આ કલમના પેહેલા ભાગ મુંજબ ગુન્હેગાર ઠરાવી શકાય છે. મદ્રાસના સન ૧૮૬૯ ના આકટ ૩ જા મૂજબ સમનો કાઢવાનો તેહેસીલદારને અધિકાર છે. ૬ મ. હા. કો રી. અપ્રે. પ્ર. ૪૪.

ગામડાના માજીસ્ત્રેટનો મ્હોનો હુકમ નહી પાળવાને માટે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવો તે કાયદેસર છે. ૭ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩.

સન ૧૮૩૧ ના કાયદા ૬ ઠા મુજબ કલેક્ટરની રૂબરૂ કરેલા દાવામાં પ્રતિવાદી તરીકે તોહમતદાર ઉપર સમન કાઢવામાં આવેલો, તેની કસુરને માટે આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. કઈ જગ્યાએ તેને હાજર રેહેવું જોઈએ એ સમનમાં બતાવવામાં આવ્યું ન્હોતું, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કારણ ઉપરથી ગુન્હો કાયદા વિરૂદ્ધ હતો. ૭ મ. હા. કો. રી. અપે. પ્ર. ૧૪.

ફરીયાદી જે એક સીપાઈ હતો તેણે પ્રતિવાદીને વારંટ ઉપરથી પકડીને તેને પોતાની પાછળ આવવાનું કહ્યું. પ્રતિવાદી તેવી રીતે આવવાનું વચન આપી પાઘડી લાવવાનું બાહાનું કાઢી પોતાને ઘેર ગયો, અને ત્યાંથી નાશી ગયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુજબ ઠરાવેલો ગુન્હો કાયદા વિરૂદ્ધ હતો. ૭ મ. હા. કો. રી. અપે પ્ર. ૪૩.

કોઈ માજીસ્ત્રેટે પોતાની ડીસ્ત્રીકટમાં ફરતી વખતે કોઈ કેસની થોડી રજુઆત એકજ જગ્યાએ કરી, અને પછીથી બાકીની રજુઆત બીજા ગામમાં આવતા રવીવારની બપોરે ચલાવવાને માટે ઠરાવ કર્યો હતો. કેદી તરફના સાહેદીઓ રવીવારની બપોરને બદલે ત્રણ વાગે તે ગામમાં આવી પોંહોચ્યા. ઠરાવેલા વખત કરતાં એક કલાક વધારે રાહા જોઈને માજીસ્ત્રેટ બીજે ગામ ગયો, અને પછીથી તેણે આ કલમ મુજબ હાજર નહી રહેલા સાહેદીઓને એક મહીનાની આસાન કેદની સજા કરી. હાઈકોર્ટે રેફરન્સ ઉપરથી સજા રદ કરી. રાણી વિ. હરગોવીંદ દાતા સીરકાર. ૮ બેં. લા. રી. અપે. પ્ર. ૧૨.

હાજર નહી રેહેવાને માટે આ કલમ મુજબ દંડની સજા કરતાં પેહેલાં એમ શાબીત થવું જોઇએ કે, આવી રીતની ગેરહાજરી ઈરાદા પુર્વક હતી. રાણી વિ. ઉનગનલાલ. ૧ ના. વે. પ્રા. પ્ર. ૩૦૩.

ગેરહાજરીને માટે દંડ કરતા પેહેલાં કોઈસાહેદીએ હાજર નહી રેહેવાનું બાહાનું બતાવ્યું હોય તેની તપાસ કરવી જોઈએ, કે જેથી ફરીને સેશનજડજ અથવા બીજો કોઈ અધિકારી સન ૧૮૬૧ ના આકટ ૨૫ મા.(ક્રીમીનલ પ્રોસીજરકોડ)ની કલમ ૨૨૧ માંઆપેલો મરજીમુજબઅધિકારવ્યાજબી રીતે વાપરી શકે. રાણી વિ. અમીરખાન. ૨ ના. વે. પ્રા. પ્ર. ૧૧૩

કોઈ માણુસ સમનમાં ફરમાવ્યા પ્રમાણે ફોજદારી તોહમતનો જવાબ આપવાને માટે માજીસ્ત્રેટની કોર્ટમાં હાજર થયો હોય, પણ સમનમાં બતાવેલા વખતે માજીસ્ત્રેટ કોર્ટમાં નહી માલમ પડવાથી વાટ જોયા સિવાય તે જતો રેહેતો, આ કલમ મુજબ ગુન્હેગાર ગણાય છે. રાણી વિ. કીસન બાપુ. ઈ. લા. રી. ૧૦ મું. ૯૩.

મદ્રાસનો સન ૧૮૬૯ નો આકટ ૩ જો વસ્તીપત્રક અને જમાબંધી તૈયાર કરવાને માટે હાજર થઈ ખબર આપવાને કોઈ તેહેસીલદારે ગામડાના કરનાન ઉપર સમન કાઢયો હોય તો, તે મદ્રાસના સન ૧૮૬૯ ના આકટ ૩ જામાં આવી જતો નથી, અને આવી રીતે કાઢેલા સમનની કસુરને માટે આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. રાણી વિ. સુબ્રામાનીયમ, ઈ. લા. રી. ૫ મ. પ્ર. ૩૭૭.

મદ્રાસના સન ૧૮૬૯ ના આકટ ૩ જા મુજબ કલેકટરો અને તેના હાથ નીચેના અમલદારો ગમે તેવી રીતે મોઘમ તજવીજ કરવાના હોય, તોપણ તેઓ પોતાના વહિવટ ચલાવવાનાં અધિકાર મૂજબ સમન કાઢી શકે છે. રાણી વિ. સુબાના, ઈ. લા. રી. ૭ મ. ૧૯૭.

રેવન્યુ તપાસમાં શાહેદી આપવા હાજર થવાને તોહમતદારને સમન્સ બતાવી તેપર તેની સહી લીધી હતી. નીમેલી મુદતે તે હાજર થયો નહી, તેથી સમન્સનો હુકમ તોડ્યા

બદલ ફરીયાદ ચલાવવામાં આવી હતી. કાયદા પ્રમાણે સમન્સની બે પ્રતો કાઢી એક તોહમતદારને આપી નહી હતી, અને તેથી તોહમતદાર તારીખ ભુલી ગયો હતો. આ ઉપરથી કાયદેસર સમન્સ બજ્યો એમ ગણાય નહી, તેથી તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કીધો થતું નથી. મહારાણી વિ. કુપન, ઈ. લા. રી. ૧૧ મ. પ્ર. ૧૩૭.

આ કામના તોહમતદારો ડીસ્ટ્રીકટ કોર્ટમાં ચાલતા એક મુકરદમાના પક્ષકારો હતા, તેમના ઉપર એક અરજદારની નાદારી બાબતમાં ચાલતી તજવીજના કામમાં સાક્ષી આપવાને એક તેહેસીલદારે સમન્સો કાઢેલા છતાં તેઓ એ સમન્સ પ્રમાણે હાજર થયા નહી, તેથી તેમના ઉપર આ કલમ પ્રમાણે તોહમત રાખી ગુન્હેગાર ઠરાવ્યા. તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે તોહમતદારોને ખોટી રીતે આરોપી ઠરાવવામાં આવ્યા છે, કારણ કે સન ૧૮૬૯ ના મદ્રાસના આકટ ૩ મુજબ તેહેસીલદારને સમન્સ કાઢવાનો અધિકાર આપેલો નથી. મહારાણી વિ. વરથાપા ચેટી, ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૨૯૭.

સેટેલમેન્ટ અમલદાર જે માજીસ્ત્રેટ પણ હતો, તેણે પોતાની કોર્ટમાં હાજર રેહેવાને માટે સેટલમેન્ટ અમલદાર તરીકે કોઈ માણસ ઉપર સમન્સ કાઢયો, અને આ માણસ હાજર થવાનું ભુલી જવાથી તેણે માજીસ્ત્રેટ તરીકે તેના ઉપર આ કલમ મુજબ તોહમત રાખી રજુઆત ચલાવીને તેને ગુન્હેગાર ઠરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૪૭૧ અને ૪૭૩ ઉપર નજર રાખતાં ગુન્હેગાર ઠરાવવો કાયદા વિરૂદ્ધ હતું. રાણી વિ. સુખરી. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૪૦૫.

કોઈ કોર્ટ, જગ્યા અને કયે દીવશે અને કેટલા વાગે સમન થએલા માણસે હાજર રેહેવું જોઈએ તે સ્પષ્ટ અને બરોબર રીતે બતાવવું જોઈએ, અને વળી એમ પણ બતાવવું જોઇએ કે રજા લીધા સિવાય તે માણસે કોર્ટનું મકાન છોડીને અને તે કેસની મુદત નાંખવામાં આવી હોય તો કેઈ તારીખે મુદત નાંખી છે એ નક્કી કર્યા સિવાય જવું જોઇએ નહી. કઈ જગ્યાયે અને કેટલા વાગે હાજર થવું જોઈએ એ સમનમાં લખેલું ના હોય તો, તેમાં ઠરાવવામાં આવ્યું કે સમન કરેલા માણસને કસુરથી ગેરહાજર રેહેવાને માટે આ કલમ મુજબ કાયદેસર ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. રામસરન. ઈ. લા. રી. ૫ અ. પ્ર. ૭.

કોઈ સરકારીનોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાનીજેસખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે લેખ હાજર કરવા માંકસુરકરવી.

**૧૭૫. સરકારી હોદ્દાના જોરથી કોઈ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની અથવા તેને કાંઇ લેખ સ્વાધિન કરવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ તે લેખ હાજર કરવામાં અથવા સ્વાધિન કરવામાં ઇરાદાથી કસૂર કરે તે માણસને એક મહિનાની મુદત સૂધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીયા સૂધીના દંડની અથવા એબંનેની શિક્ષા કરવામાં આવશે, અથવા અગર તે લેખ કોઇ ઇનસાફની કોર્ટમાં હાજર કરવાનો અથવા કોર્ટને સ્વાધિન કરવાનો હશે તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સૂધીના દંડની અથવા એબંનેની શિક્ષા કરવામાં આવશે.**

**દ્રષ્ટાંત.**

**કોઇ જીલ્લા કોર્ટ મધ્યે કાંઇ લેખ હાજર કરવાના કાયદા મુજબ ફરજ**

**છતાં અ. તે લેખ હાજર કરવામાં ઇરાદાથી કસૂર કરે, તો અ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

જે લેખ હાજર કરવાની ફરજ પાડવી હોય તે લેખ વિશે તેના સમનમાં ખુલ્લુ લખવું જોઈએ. જો સમનમાં લખ્યું ન હોય ને તે ઘેર મુકી આવે તો તેથી તેને આ કલમ લાગુ પડતી નથી. પરંતુ તેવા લેખ જો તેની પાસે કોર્ટમાં મોજુદ છે, ને તે સ્વાધીન કરવાને જો ના પાડે તો તે ગુન્હામાં આવે છે. તપાસમાં કયા લેખ લાવવા જોઈએ ને કયા ન લાવવા જોગ છે, તેનો વિચાર કરવાની સત્તા કોર્ટનેજ છે.

૨. મુફસીલની કોર્ટોમાં ૧૭૫ મી કલમના બંધણમાં બેસતો કોઈ પણ તિરસ્કાર થયો, ને તે માટે કોર્ટે દંડ અથવા કેદખાનાની શીક્ષા કરી, તો તે હુકમની નોંધ તિરસ્કારનું બ્યાન વિગેરે લખી માજીસ્ત્રેટની કોર્ટમાં મોકલવું જોઈએ છે, ને તેમ લખી મોકલતાં જો કોઇ ન્હાની કોર્ટ ભુલી ગઈ તો કેદી અપીલ કરતાં છુટી શકે છે.

૩. પુરાવો ઉડાવવા દસ્તાવેજ નાશ કરવામાં આવે તો, આ કાયદાની કલમ ૨૦૧ પ્રમાણે શિક્ષા થશે.

૪. વળી પુરાવા આકટ (સન ૧૮૭૨ ના ૧ લા) ની કલમ ૧૬૨ પ્રમાણે કેટલાક એવા દસ્તાવેજ છે કે રજુ કરવાની ફરજ છે, એવું ઠરાવતાં સુધી તે રજુ નહી કરનારને શીક્ષા થઈ શકતી નથી.

કોઈ સરકારી નોકરને નોટીસ અથવા ખબર આપવા નીજેસખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે નોટીસ અથવા ખબર ન આપવી.

**૧૭૬. સરકારી હોદ્દાના જોરથી કોઇ સરકારી નોકરને કંઇ બાબત સબંધી કાંઇ નોટીસ અથવા ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ કાયદામાં ફરમાવેલી રીતે તથા વખતે તે નોટીસ અથવા ખબર આપવામાં ઇરાદાથી કસૂર કરે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે અથવા, અગર તે આપવાની નોટીસ અથવા ખબર કાંઇ ગુન્હો થવા બાબતની હોય, અથવા કાંઇ ગુન્હો થતો અટકાવવાના કારણસર, અથવા કોઇ ગુન્હેગારને પકડવા માટે આપવી જોઇતી હોય તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

૧. સરકારી નોકરોને કીયા કીયા ગુન્હાની ખબર આપવી જોઈએ તે વિષે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪૪-૪૫ થી ફરજ પાડવામાં આવી છે, તે આ કાયદાની કલમ ૧૨૦ માં બતાવેલી કલમો જુઓ.

**ફેંસલા**—ગુન્હો સેહેલાઈથી બની શકે તેવું કતલ કરવાને કેદી બંધાએલો હતો, તે કતલ કરવામાં ભુલ નહી થયાથી તેને પીનલકોડની કલમ ૧૧૮ મુજબ સજા થઈ શકે નહી એમ ઠરાવવામાં આવ્યું, પણ અપહરણના ગુન્હાની ખબર મળ્યા પછી સન ૧૮૬૧ ના ૨૫ મા.(ક્રીમીનલ પ્રોસીજરકોડ)ની કલમ ૧૩૮ મુજબ તેનો રીપોર્ટ કરવાને તે બંધાયેલો હોવાથી તેને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવો જોઇએ. સરકાર વિ. કેસરી ૧ આગ્રા. હા. કો. રી. પ્ર. ૩૭.

ડાકાઈટીમાં સામેલ થવાની કોઈપણ માણસે ના પાડી હોય તો, તેથી તેને તે ગુન્હાની માહીતી હતી એમ અનુમાન થતું નથી, અથવા તે ગુન્હો અટકાવવાને માટે જાણી જોઇને ખબર આપવામાં તેણે ભુલ કરી એમ ગણી આ કલમ મુજબ તે શીક્ષાને પાત્ર થતો નથી. રાણી વિ. લાહર્ઝમંડલ વિગરે. ૭ વી. રી. પ્ર. ૨૯.

સરકારી નોકરને ગુન્હો બન્યાની ખબર આપવાને જે માણસોની કાયદેસર ફરજ છે તે માણસોને આ કલમ લાગુ પડે છે, અને કાયદામાં બતાવેલો દંડ જે માણસ જાણીબુજીને આવી રીતની ફરજ તોડે છે તેને લાગુ પડે છે. ફુલચંદ ઓઝો બાસી અરજદાર, ૧૬ વિ. રી. પ્ર. ૩૫.

ગુન્હો થયાની ખબર નહી આપવાને માટે કોઈ જમીનદારને ગુન્હેગાર ઠરાવેલો, તેમાં જાણીબુજીને ભુલ થયેલી એ ગુન્હેગાર ઠરાવવાનો મુદ્દો છે. લછમનપ્રસાદ ગોરગો અરજદાર. ૧૮ વિ. રી. પ્ર. ૨૨.

એક ગામના ગુમાસ્તાએ તે ગામમાં ચોરી થઈ તેની ખબર પોલીસને આપવી જોઈએ તે ચાર દીવશ સુધી નહી આપવાથી તેનાપર તોહમત રાખવામાં આવેલું, પણ પોલીસને તે ખબર બીજી તરફથી તુરત મળી હતી. તેમાં ઠરાવ્યું કે આરોપીને તે ખબર નહી પડવાથી આપી નથી, પણ પોલીસને બીજી રીતે ખબર મળી છે તેથી કાંઈ અન્યાય થયો છે એમ નથી. ગુન્હો છુપાય નહી તેથી કાયદાથી કેટલાકને સીર તેનું કામ નાંખ્યું છે, અને તેવી ખબર બીજા લોક પાસેથી મળેલી હોવાથી તે કાયદાનો હેતુ સિદ્ધ થયો છે. માટે કેદીપરનું તોહમત રદ કર્યું. ૪ ક. હા. લા. પાનું. ૬૨૩.

ब. નામના કોઈ પ્રસિદ્ધ ગુન્હેગારની પોલીસને જાણીબુજીને ખબર નહી આપ્યાથી क. ના ઉપર આ કલમ મુજબ તોહમત રાખી તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. કોર્ટે એવું અનુમાન કર્યું કે ब. પ્રસિદ્ધ ગુન્હેગાર છે, કારણ કે તેની મીલકત જપ્ત થએલી શાબીત થઈ હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જાહેરનામું નીકળ્યાની બાબત શાબીત કરવાને ફરીયાદી બંધાયેલો હતો. કોઇ એક ગામના પ્રસિદ્ધ ગુન્હેગારની પોલીસને ખબર આપવાને જે માણસની કાયદેસર ફરજ છે તે ખબર પોલીસને મળી ચુકી હોય તો, ખબર નહી આપવાને માટે તે માણસ ઉપર ફરીયાદ માંડવી જોઈએ નહી. પંડયાની બાબતમાં, ઈ. લા. રી. ૭ મ. ૪૩૬.

ખોટી ખબર આપવી.

**૧૭૭. સરકારી હોદ્દાના જોરથી કોઇ સરકારી નોકરને કાંઇ બાબત સબંધી કાંઇ ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં તે બાબત સબંધી જે ખબર પોતે ખોટી છે એમ જાણતો હોય અથવા એમ માનવાનું પોતાને કારણ હોય એવી કાંઇ ખબર ખરી ખબર દાખલ જે માણસ આપે, તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે અથવા, અગર જે ખબર આપવાની તેની કાયદા મુજબ ફરજ હોય તે ખબર કાંઇ ગુન્હો થવા બાબતની હોય અથવા કાંઇ ગુન્હો થતો અટકાવવાના કારણસર અથવા કોઇ ગુન્હેગારને પકડવા માટે આપવી જોઇતી હોય તો, તે માણસોને બે વર્ષની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

દ્રષ્ટાંત.

(अ.) अ. જમીનદાર, પોતાની જમીનદારીની હદમાં એક ખુન થએલું જાણ્યા છતાં તે જીલ્લાના માજીસ્ત્રેટને જાણી જોઇને એવી ખોટી ખબર આપે કે એ મોત એક સાપના ડંસથી અકસ્માત થયું છે, તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(ब.) એક પાસેની જગામાં રેહેનારા એક માતબર વેહેપારી ज. ના ઘરમાં ડાકાઇટીનો ગુન્હો કરવા માટે પોતાના ગામમાંથી ઘણાએક અજાણ્યા માણસો ગયાં છે એમ જાણ્યા છતાં; તથા બંગાળાના કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૨૧ ના ૩ જા કાયદાની ૭ મી કલમની ૫ મી રકમ મુજબ તે હકીકતની જલદી તથા બરાબર ખબર પાસેમાં પાસેની પોલીસની ચોકીના અમલદારને આપવાની પોતાની ફરજ છતાં अ. તે ગામનો રખવાળ જાણી જોઇને તે પોલીસ અમલદારને એવી ખોટી ખબર આપે કે (તે માણસો ગયા હોય તેથી જુદી દિશા બતાવીને) આણીમેર કાંઇ દુર જગાપર ડાકાઇટીનો ગુન્હો કરવાના વિચારથી જેઓના ઉપર ગુમાન જાય, એવા કેટલાએક સખસોનું એક ટોળું આ ગામમાંથી ગયું હોય તો એ ઠેકાણે अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

**ફેંસલા**—પોલીસ અમલદારની અગાડી જુબાની આપતી વખતે કોઈ માણસે ખોટી હકીકત બતાવી હોય, તો તેને આ કલમ લાગુ પડતી નથી; પણ કાયદા પ્રમાણે જે કેસોમાં અને એવી જાતના બીજા કેસોમાં જમીનદારો અને ગામડાના ચોકીઆતો ગુન્હો થયાની ખબર આપવાને બંધાએલા છે તેવા કેસોને લાગુ પડે છે. જાણી વિ. લખીસીંગ વિગેરે. ૧૨. વિ. રી. ૨૩.

પીનલકોડની કલમ ૧૯૩ મુજબ પોલીસના ડીસ્ટ્રીકટ સુપ્રીનટેનડન્ટે તોહમત રાખ્યું હોય તો, તે ઉપરથી તેને આ કલમ મુજબ તોહમત રાખવાને બાધ આવતો નથી. કેદી અસરફ હુસેન અને બીજાના કામનું રેફ્રન્સ. ૧૯ વી. રી. પ્ર. ૫૭.

સુલેહનો ભંગ થાય તેવો હંગામો થયાની ખબર પોલીસ અમલદાર તેના ઉપરીને સન ૧૮૬૧ ના આકટ ૫ મા મુજબ આપવાને અને તે આકટની કલમ ૪૪ મુજબ પોતાની રોજની નોંધમાં તે દાખલ કરવાને બંધાએલો છે, અને આવી રીતની ખબર ના આપે તો તે આ કલમમાં આવી જાય છે. સૈયદ ફતેમહમદ અરજદાર. ૨૧. વિ. રી. પ્ર. ૩૦.

એક માણસે બીજાનું નામ પોતાનું કહી એક સ્ટાંપ વેચનાર પાસેથી એક કાગળ વેચાણ લીધો, તેથી તેનાપર કલમ ૪૧૯ મુજબ વેસ બદલી ઠગાઈ કરવાનું તોહમત મૂક્યું. તેમાં ઠરાવ્યું કે આ ગુન્હો વેસ બદલી ઠગાઈ કરવાનો નથી, પણ આ કલમ મુજબ ખોટી ખબર આપ્યા બાબતનો થાય છે. સરકાર વિ. રાધાજી. ૩ મું. હા. રી. પ્ર. ૪૨.

કોઈ ખાનગી સખસે કાંઈ ગુન્હો બનતાં જોયો હોય, તે બાબતની ખબર આપવાને તે કોઇ કાયદાથી બંધાએલો નથી. ૪ એ. લા. રી. પ્ર. ૭.

ઉપરી અધિકારી તરફ જુઠાં પત્રકો મોકલવાને માટે કેટલાક સીતળા કાઢનારા નોકર ઉપર તોહમત રાખવામાં આવ્યું હતું. ખરી હકીકત તરીકે માજીસ્ત્રેટને માલમ પડયું કે મોકલેલાં પત્રકો જુઠાં હતાં, તોપણ આ કલમના અર્થ મુજબ ખબર આપવાની પ્ર-

તિવાદીઓની "કાયદેસર ફરજ" ન્હોતી, એ કારણ ઉપરથી તેમને નિર્દોષ ઠરાવી છોડી મુક્યા. હાથ નિચેનો માણસ પોતાના ઉપરીને જુઠી ખબર મોકલે, એવા દરેક જાતના કેસનો આ કલમમાં સમાવેશ થઈ જાય છે. ચાલતા કેસમાં પ્રતિવાદીઓ સરકારી નોકર હતા અને ઉપરી અધિકારી તરફ ખરાં પત્રકો મોકલવાં તે તેઓએ માથે લીધેલી ફરજોમાંની એક ફરજ હતી, તેટલા માટે જુઠાં પત્રકો મોકલવાં તે એક ગુન્હો છે. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૪૮.

કોઈ માણસે જાણીબુજીને કેટલીક ખોટી ખબર ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપ્રીનટેનડેન્ટને આપીને પોલીસમાં નોકરી મેળવવા પ્રયત્ન કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ અથવા કલમ ૧૮૮ મુજબ આ માણસને ગુન્હેગાર ઠરાવી શકાય નહીં, તેમજ ઠગાઈની કોશીસ કરવાને માટે તે કોડની કલમ ૪૧૫ મુજબ ગુન્હેગાર ઠરાવાય નહી. રાણી વિરૂદ્ધ દ્વારકાંપ્રસાદ. ઈ. લા. રી. ૬ અ. ૯૭.

સરકારી રોજમેળમાં સરકારના કોઈ નોકરે ખોટું લખી તે ડીપાર્ટમેન્ટના હુકમ મુજબ ઉપરી અધિકારી તરફ મોકલવામાં આવે તો, આ કલમ મુજબ ગુન્હો બને છે. રાણી. વિ. વીરસ્વામી મુદાલી. ઈ. લા. રી. ૪ મ. ૧૪૪.

આરોપી કોન્સ્ટેબલ હતો, તેનું રાત્રે રાઉન્ડ ફરવા જવાનું અને જે ખરાબ ચાલના માણસો પોલીસની નીઘેબાની નીચે હતા તેમને ઘેર ફેરા ખાવા, વખતે પોકારવાનું તથા તે ઘરમાં છે કે નહી તે નક્કી કરવાનું કામ હતું. એક વખતે રાઉન્ડ ફરી આવ્યા પછી, આમાંના કેટલાક માણસો ખરી રીતે ઘરમાં ન્હોતા, તોપણ તેને પોતાના ઉપરી અધિકારીને ખોટી રીતે કહ્યું કે તેઓ ઘરમાં છે. તે ઉપરથી માજીસ્ટ્રેટે તેને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી શિક્ષા કરી. અપીલમાં સેશનજડજે હાથ ઘાલવાની ના કહી. તે ઉપરથી આરોપીએ હાઈકોર્ટને અરજ કરી. તેમાં ઠરાવ થયો કે આ કલમ ના પેહેલા ભાગમાં લખેલું છે કે જે માણસ કોઈ સરકારી નોકરને કાંઈ ખબર આપવાને કાયદાથી બંધાએલો હોય તે, જે ખબર ખોટી છે એમ પોતે જાણીને અગર માનવાનું કારણ છતાં ખરી તરીકે કેહે, તેને છ માસ આસાન કેદ અને એક હજાર રૂપીયા દંડ અગર બંને થશે. એ કલમના બીજા ભાગમાં લખ્યું છે કે અગર જે ખબર તે આપવા બંધાયલો હોય તે ખબર ગુન્હો થવાને લગતી હોય અગર ગુન્હો થતો અટકાવવાને માટે હોય, અગર ગુન્હેગારને પકડવાને માટે હોય, તો તેને બેમાંના ગમે તે પ્રકારની બે વર્ષની કેદ કે દંડ કે બંને શિક્ષા થશે. માજીસ્ત્રેટે આરોપીને બીજા ભાગ પ્રમાણે ગુન્હેગાર ગણી શિક્ષા કરેલી છે. હવે આરોપી પોતાના ઉપરીને તે ખબર આપવાને બંધાયલો હતો, અને એમ માલુમ પડે છે કે તેણે ખુશીથી ખોટી ખબર કહી, માટે તેનો ગુન્હો તે કલમના પેહેલા ભાગમાં આવે છે, પણ તે ખબર ગુન્હો થતો અટકાવવાને માટે નહી હતી, તે સબબથી તેના ઉપર બીજા ભાગ પ્રમાણે ગુન્હો શાબીત થયો ગણ્યો છે. અમો ધારીએ છીએ કે તેનો અર્થ મોઘમ રાખીને ગુન્હા થતા અટકાવવાને માટે નહી હોય, અથવા ગુન્હા થવા વધારે મુસ્કેલ કરવાનો નહી હોય, પણ તેનો અર્થ કોઈ અમુક ગુન્હો થતો અટકાવવાનો હશે એ પ્રમાણે છે, માટે એ રીતે કલમના બીજા ભાગમાં આવતો નથી, પણ પેહેલા ભાગ પ્રમાણે આરોપીને ગુન્હેગાર ગણવામાં આવે છે. પનતુલ્લાની અરજીની બાબતમાં, ઈ, લા. રી. ૧૫ ક. પ્ર. ૩૮૬.

કોઈ સરકારી નોકરે કાય

**૧૭૮. સાચું બોલવાને સોગન અથવા પ્રતિજ્ઞા આપવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખત્યાર હોય તેવા કોઇ સ-**

દા મુજબ સોગન ખાવાનું ફરમાવ્યાછતાં સોગન ખાવાની ના કેહેવી.

**રકારી નોકરે સાચું બોલવાને બંધાવા સારૂ કોઇ માણસને સોગન અથવા પ્રતિજ્ઞા ખાવાનું ફરમાવ્યા છતાં, તે માણસ અગર તે પ્રમાણે સાચું બોલવાને બંધાવા સારૂ સોગન ખાવાની ના કેહે તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

૧. આ કલમ પ્રમાણેના ગુન્હામાં નીચેની હકીકત શાબેત થવી જોઇએ.

(૧) સોગન આપનાર સરકારી નોકર હોવો જોઈએ, અને સોગન આપવાનો તેને કાયદેસર અધિકાર જોઈએ.

(૨) જે સોગન તોહમતદારને આપવા માંડ્યા તેવા સોગન લેવાને તે કાયદાસર રીતે બંધાએલો હોવો જોઈએ, એટલે કે જે વર્ગના લોકોને જે જાતના સોગન આપતા હોય તેવા સોગન ખાવાને તોહમતદારને કહેલું હોવું જોઈએ.

૨. પાછળ કલમ ૫૧ નીચે જુઓ,—સન ૧૮૭૩ ના ૧૦ મા સોગન બાબતના આકટની ૧૫ મી કલમથી પ્રતિજ્ઞા કરવાની ના કેહે તેને આ કલમ લાગુ પડે છે.

સવાલ પુછવાનો અખત્યાર હોય એવા કોઈ સરકારી નોકરને કાંઈ સવાલનો જવાબ દેવાની ના કેહેવી.

**૧૭૯. કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારનો અમલ કરતાં કોઈ બાબતમાં કાંઈ સવાલ પુછે, અને તે બાબતમાં તે સરકારી નોકરને સાચી વાત કેહેવાની કાયદા મુજબ પોતાની ફરજ છતાં જે માણસ તે સવાલનો જવાબ દેવાની ના કેહે, તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની; અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

૧ આ કલમ પ્રમાણેના ગુન્હામાં મુખ્ય નીચેની વાતો શાબેત થવી જોઈએ.

(૧) જે સવાલનો જવાબ દેવાની ના કેહેવામાં આવી. તે સવાલની બાબત એવી હતી કે એનો સાચો જવાબ માગવા સરકારી નોકરનો અધિકાર હતો.

(૨) પુછેલો સવાલ એજ બાબત ઉપરનો હતો. બીજી બાબત ઉપરનો ન્હોતો.

**ફેંસલા**—જે બાબત વિશે કાયદેસર સાચું કેહેવાની કોઈ માણસની ફરજ હોય, તે બાબત વિષે સરકારી નોકરે પુછેલા સવાલોના જવાબો આપવાની ના પાડવાને માટે તેને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી દંડની સજા કરી હોય, અને જો તે દંડ ના આપે તો, તેને બદલે આસાન કેદની સજા થઈ શકે, પણ સખ્ત મજુરી સાથે કેદની સજા થઈ શકે નહી. રાણી વિ. જોગેશ્વરરાય. ૫ વિ. રી. પ્ર. ૭૯.

કામના પુરાવામાં લેઈ શકાય તેવી બાબતોની શાબીતી મેળવવાને માટે પુરાવાના આકટની કલમ ૧૬૫ મુજબ શાહેદોને કામમાં આવે નહીં તેવા સવાલો પુછવાને જડજનો અધિકાર છે, પણ શાહેદી ઉપર ફોજદારી કરવાના વિચારથી આવા સવાલો જો તે પુછતો હોય તો, તેનો જવાબ આપવાને તે શાહેદી બંધાએલો નથી, અને જવાબો નહીં આપવાને માટે આ કલમ મુજબ તેને શિક્ષા થઈ શકે નહીં. રાણી વિ. હરી લક્ષ્મણ. ઈ. લા. રી. ૧૦ મું. પ્ર. ૧૮૫.

કાંઈ મજકુર ઉપર સહી કરવાની ના કેહેવી.

**૧૮૦. કોઈ માણસે કાંઇ મજકુર કહ્યો હોય તે મજકુર ઉપર તેને સહી કરવાનું ફરમાવવાને કાયદા મુજબ મુખત્યાર હોય તેવા કોઈ સરકારી નોકરે તે મજકુર ઉપર સહી કરવાનું ફરમાવ્યા છતાં, અગર તે માણસ તે ઉપર સહી કરવાની ના કેહે, તો તેને ત્રણ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

### વિશેષ સમજુતી.

આ કલમમાં મુખ્ય નીચેની હકીકત શાબેત થવી જોઈએ.

૧. સરકારી નોકરને સહી લેવાનો અધિકાર હતો, અને તે મુજબ સહી કરવા કહ્યું હતું.

૨. કહ્યા છતાં તોહમતદારે સહી કરવાની ના કહી. ઉપર પ્રમાણે હકીકત હોય તો, આ કલમ પ્રમાણે શીક્ષાને પાત્ર છે.

૨. કારોનરની રૂબરૂ આપેલી જુબાનીમાં સહી કરવા ના પાડવી એ પણ આ કલમ પ્રમાણે ગુન્હો છે, પણ મેહેસુલની તપાસની જુબાની ઉપર સહી કરવાની ના કેહે, તેથી ગુન્હો થતો નથી.

**ફેંસલો**—જડજે પુછેલા સવાલોના જવાબમાં તોહમતદારે પોતાની રજુઆત વખતે કાંઈ મજકુર કહ્યો હોય અને તે ઉપર સહી કરવાને ના પાડે તો, તે આ કલમ મુજબ ગુન્હેગાર થતો નથી. રાણી વિ. સીરસાપા. ઈં. લા. રી. ૪ પ્ર. મું. ૧૫.

જે સરકારી નોકર અથવા સખસને સોગંદ આપવાનો અખત્યાર હોયતેની આગળ સોગંદ ખાઇને જુઠો મજકુર કેહેવો.

**૧૮૧. કોઇ સરકારી નોકરને અથવા કાયદા મુજબ સોગંદ અથવા પ્રતિજ્ઞા આપવાનો જેને અખત્યાર હોય એવા કોઇ બીજા સખસને કાંઇ પણ બાબતમાં સાચી વાત કેહેવાને કાંઇ સોગંદથી અથવા પ્રતિજ્ઞાથી કાયદા મુજબ બંધાયા છતાં જે માણસ સદરહુ સરકારી નોકર અથવા બીજા સખસને તે બાબતમાં એવો કાંઈ મજકુર કેહે કે તે ખોટો હોય, અને તે મજકુર ખોટો છે એમ તે માણસ જાણતો કે માનતો હોય, અથવા તે ખરો છે એમ તે માણસ માનતો ન હોય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા**—ઈનસારી મુકદમો ચાલતી વખતે માજીસ્ત્રેટની રૂબરૂ જુઠી હકીકત કોઈ માણસે બતાવી હોય તો, આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવવો જોઈએ નહી, પણ તે કલમ ૧૯૩ મુજબ ગુન્હેગાર થાય છે. રાણી વિ. નસરૂદીન સાઝવલ. ૧૧ વિ. રી. ૨૪.

સોગન આપનાર અધિકારી પોતાના અધિકાર ઉપરાંત કામની ચોકસી કરતાં હોય તેમાં જેને સોગન આપે તે સોગન લેનાર ખોટો મજકુર કેહે તો, તે જુઠી પ્રતિજ્ઞાના ગુન્હાને પાત્ર થતો નથી. ૨ મ. હા. રી. પ્ર. ૪૩૮.

ઈનકમટાક્સના કમીશનરની રૂબરૂ કહેલો મજકુર ખોટો છે અથવા ખોટો છે એવું માનવાને કારણ છતાં તેણે ખોટો કહ્યો છે, તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર નહી થતાં કલમ ૧૯૩ પ્રમાણે ગુન્હેગાર થાય છે. સરકાર વિ. દાળજી જાદરજી. ૮ મુ. હા. રી. પ્ર. ૨૧.

તોહમતવાળાને માજીસ્ત્રેટે શિક્ષા કરેલી તે ઉપરં જડજ કોર્ટમાં અપીલ કરી. તે અપીલ અરજીમાં જુઠી હકીકત લખી, ને તે નીચે જડજના કેહેવાથી પ્રતિજ્ઞાલેખ લખ્યો.

આ ઉપરથી જુદી હકીકત સોગન ઉપર લખ્યા બદલ તેના ઉપર આ કલમ તથા કલમ ૧૮૨ પ્રમાણે તોહમત રાખવામાં આવ્યાં હતાં. આરોપી સોગન ઉપર મજકુર અપીલમાં જાહેર કરવા બંધાયેલો નથી, માટે અપીલ અરજીમાં ખોટી હકીકત લખવાથી એ પ્રમાણે ગુન્હો થતો નથી. કૈસરે હિંદ વિ. સુબાયા, ઈ. લા. રી. ૧૨ મ. પ્ર. ૪૫૧.

કોઇ સરકારી નોકર પાસે તેનો કાયદેસર અખત્યાર અમલમાં અણાવીને બીજા સખસને નુકશાન કરાવવાના ઇરાદાથી ખોટી ખબર આપવી.

**૧૮૨. કોઇ સરકારી નોકરથી પોતાના સરકારી હોદ્દાનો કાયદેસર અખત્યાર વાપરતાં કોઈ સખસને નુકશાન અથવા દુઃખ થાય, અથવા સાચે સાચી હકીકત તે સરકારી નોકરના જાણ્યામાં આવી હોય તો, જે વસ્તુ તે સરકારી નોકરે ન કરવી જોઇએ અથવા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઈએ તે વસ્તુ તે કરે, અથવા તે કરવામાં તે કસુર કરે એવા ઈરાદાથી અથવા તે એમ કરશે એવો સંભવ છે એવું જાણ્યા છતાં, જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબરને ખોટી જાણતો હોય અથવા ખોટી માનતો હોય એવી કાંઈ ખબર આપે, તે માણસને ૭ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

દ્રષ્ટાંત.

(अ) अ. કોઇ માજીસ્ત્રેટને એવી ખબર આપે કે તમારા હાથ તળેના ज. પોલીસ અમલદારે નોકરીમાં ગફલત કરી છે, અથવા બદચાલ ચલાવી છે, અને તે ખબર ખોટી છે એમ તે પોતે જાણતો હોય તથા તે ખોટી ખબરપરથી તે માજીસ્ત્રેટ ज. ને બરતરફ કરશે એવો સંભવ છે એમ પણ તે જાણતો હોય, તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(ब) अ. કોઈ સરકારી નોકરને એવી ખોટી ખબર આપે કે મને કરેલું નિમક ज. એ એક છાને ઠેકાણે સંતાડયું છે, અને તે ખબર ખોટી છે એમ તે પોતે જાણતો હોય તથા તે ખોટી ખબરનો પરિણામ એવો થશે કે ज. ની જગાનો ઝાડો લેવાશે તથા ज. ને દુખ થશે એવો સંભવ છે એમ પણ તે જાણતો હોય તો, अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

કલમ ૧૭૨ થી તે ૧૮૨ મી કલમ સુધી ન્યાય ખાતાના અમલદાર વિરૂદ્ધની કસુરની ગુન્હેગારી મુકરર કરી છે. લા કમીશનરો જણાવી ગયા છે કે જ્યારે તેઓ "સરકારી નોકરના કાયદેસર અખત્યારના તિરસ્કાર બાબત" કાયદા ઘડવા બેઠા ત્યારે તેમનો પેહેલો વિચાર એવો હતો કે તેના વિભાગ કરી ન્યાયખાતુ, મેહેસુલખાતુ ને પોલીસખાતુ, એ દરેકના અમલદાર અથવા નોકરના અખત્યારના તિરસ્કારનો જુદો જુદો બાબ આપવો; પણ પછવાડેથી માલુમ થયું કે તેમ કીધાથી ત્રણે બાબ ઓસે બોલ મળતા આવશે, ને વળી એ ખાતાં જે એક મેક સાથ જોડાયલાં છે તેમને નોખાં પાડવાં ખીકટ પડયું, એટલે હવે

વાંચનારે એમ જાણવું કે જ્યાં કોર્ટ લખી ત્યાં ન્યાય, મેહેસુલ, ને પોલીસ ત્રણે કોર્ટ સમજવી, "સમન્સ" અથવા "નોટીસ" તે ત્રણેની ને 'સરકારી નોકર' તે ત્રણેમાંનો કોઈનો પણ સમજવો.

**ફેંસલા**—મ્હારા છોકરાને ઝેર દેઈ મારી નાંખ્યો, એવી પોલીસને જાણીબુજીને ફરીયાદીને દુઃખ કરવા કેદીએ ખોટી ખબર આપી તોહમત મુક્યું, તેથી કેદીપર આ કલમ પ્રમાણે તોહમત શાબેત થતાં શીક્ષા કરી. તેમાં હાયકોર્ટે ઠરાવ્યું કે આ કલમ ૧૮૨ અને ૨૧૧ એ બે જુદી જુદી છે, અને આવા કામને કલમ ૨૧૧ લાગુ થાય છે. સરકાર વિ. રહીમ હમદ વિ. આબસુખન. ૮ ક. વી. રી. પ્ર. ૬૭.

નુકશાન કરવાના ઇરાદાથી જે માણસના વિરૂદ્ધ ખોટી ખબર આપવામાં આવી છે તે માણસને જે સરકારી નોકરના વિરૂદ્ધ ગુન્હો કરેલો છે તેની કબુલાત શિવાય, નુકશાનને માટે દિવાની દાવો કરવાનો હક્ક છે, પણ આ કલમ અથવા ૧૦ મા પ્રકરણની બીજી કોઈ કલમ મુજબ સરકારી નોકરની પરવાનગી શિવાય ફોજદારી તોહમત મુકી શકાય નહી, કારણ કે ગુન્હો થયાની ખોટી ખબર જે માણસના વિરૂદ્ધ આપે છે તે માણસના વિરૂદ્ધ કાયદેસર ગણાતી નથી, પણ જે સરકારી નોકરને ખબર આપવામાં આવે છે તે નોકરના વિરૂદ્ધ ગણાય છે. આ કલમ મુજબ ગુન્હો થવાને માટે જે ખબર આપવામાં આવી હતી તે ખબર આપનાર જુઠી જાણતો અથવા માનતો હતો, અને એવી માહિતીથી તેણે ખબર આપી હતી એ શાબીત થવું જોઈએ. મોલવી અબદુલ લતીફ કેદીના મુકરદમાની તપાસ. ૯ વી. રી. પ્ર. ૩૧.

કોઈ માણસ ચોકસ રીતે ફરીયાદ કરે કે બીજા માણસે ગુન્હો કર્યો છે, પણ તે ખોટી રીતે અને નુકશાન કરવાના ઈરાદાથી કરે તો, પીનલકોડની કલમ ૨૧૧ મુજબ ખોટી ફરીયાદ કરવાને માટે ગુન્હેગાર થાય છે. પણ આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. અરજુન. ૭ મું. પ્ર. ૧૮૪.

જવાબ આપતી વખતે કેદીએ બતાવેલી હકીકત આ કલમના અર્થ મુજબ "સરકારી નોકરને આપેલી ખબર" ગણી શકાતી નથી. રાણી વિ. દરીઆખાન. ૨ ના. વે.પ્રા.પ્ર. ૧૨૮.

સરકારી નોકરને ખોટી ખબર આપવાને માટે ફરીયાદ કરવાનું કારણ, સરકારી નોકર જેના વિરૂદ્ધ ગુન્હો કરવામાં આવ્યો હતો તેના સિવાય બીજા કોઈને આ કલમ મુજબ નથી. રાણી વિ. હરીરામ. ૩ ના. વે. પ્રા. પ્ર. ૧૫૪.

આરોપી ઉપર એક નહી તો બીજે એવી રીતે ચાર્જ રાખવામાં આવ્યો હતો. તેણે ફોરેસ્ટ આપીસરની રૂબરૂ કહ્યું કે, "વિશ્ણુ મુકાશી અને બાહાધુ કલ્યાણ "ઘો" ના જંગલમાંથી આવતા હતા, અને દરેકના માથા ઉપર સાગના મોભ હતા." બીજી વખતે માજીસ્ત્રેટના રૂબરૂ કહ્યું હતું કે, "તેઓ તે લાકડાં ક્યાંથી લાવ્યા તેને જોયું નથી." આ ઉપરથી આ કલમ પ્રમાણે અને ૧૯૩ પ્રમાણે તેણે ગુન્હો કીધો થાય નહી, કેમકે તેણે મોભ લેઈ જતાં જોયા હોય, પણ અસલ તે લાકડાં જ્યાં હશે ત્યાંથી પોતાના માથા ઉપર મુકતાં તેણે જોયા એમ તે ઉપરથી નીકળતું નથી. માટે ગુન્હાની શાબેતી ફેરવવામાં આવે છે. વળી આવા ગુન્હામાં તે હકીકત જુઠી છે એમ તેના જાણવામાં કે માનવામાં હતું, અગર તે હકીકત સાચી નથી એમ તે જાણતો કે માનતો હતો, એવું શાબીત થવું જોઈએ. રાણી વિ. રામજી સાજાબરાવ. ઈ. લા. રી. ૧૦ મુંબઈ. પાનું. ૧૨૪.

જ્યારે ખોટી ખબર આપવાથી એમાંથી એક પરીણામ કરવાનો ઈરાદો રાખેલો હોય, અથવા તેવું પરીણામ થવાનો સંભવ છે, એવું જાણવામાં હોય, ત્યારે આ કલમ મુજબ સરકારી નોકરને ખોટી ખબર આપવી એ ગુન્હો છે. પેહેલું પરીણામ એ છે કે સરકારી નોકરને કોઈ સખસને નુકશાન અગર હરકત થાય એવી રીતે તેની કાયદેસર સત્તા વાપરવાની ફરજ પાડવી, બીજું પરીણામ એ છે કે જે હકીકતની બાબતમાં તે ખબર આપવામાં આવી હોય તે હકીકતની ખરી સ્થિતિ જો સરકારી નોકરના જાણવામાં હોત તો, જે કાંઈ કૃત્ય તેને કરવું જોઈએ તે કરવાની અગર ન કરવાની તેને ફરજ પાડવી. સદરહુ કલમના પાછલા ભાગ મુજબ તે ગુન્હો થવાને માટે જે કૃત્ય કરેલું છે તેથી કોઈ વ્યાહિત સખસને નુકશાન અગર હરકત થશે, એવું બતાવવાની જરૂર નથી. દેશી છઠા ધોરણની પરીક્ષામાં अ. એ ब. નો સ્વાંગ ધારણ કર્યો હતો. अ. પરીક્ષામાં પાસ થયો અને એજ્યુકેશનલ ઈન્સ્પેકટર પાસેથી ब. ના નામનું સર્ટીફીકેટ મેળવ્યું. ब. એ તે ઉપરથી રેવન્યુ ખાતામાં નોકરીના ઉમેદવારોના લીસ્ટમાં પોતાનું નામ દાખલ કરાવવાને અરજ કરી, અરજી સાથે તેણે પોતાના નામનું સર્ટીફીકેટ મોકલ્યું, કારણ કે સરકારનો ઠરાવ એવો હતો કે જેઓ છઠા ધોરણની પરીક્ષામાં પાસ થયા હોય તેઓનેજ રેવન્યુ ખાતામાં નોકરી આપવી. જ્યારે અરજી આવી ત્યારે આસીસ્ટંટ કલેકટરે ब. નું નામ ઉમેદવારોના લીસ્ટમાં દાખલ કરવાનો હુકમ કર્યો. તેમાં ઠરાવ્યું કે આ કલમના પાછલા ભાગના અર્થ પ્રમાણે સરકારી નોકરને ખોટી ખબર આપ્યાના ગુન્હાનો ब. તકસીરવાન હતો. મહારાણી વિ. ગણેશ ખંડેરાવ અને ગણેશ દોલત, ઈ. લા. રી. ૧૩ મું. પ્ર. ૫[illegible].

ચોરી અને રાત્રે ઘર ફોડવાના તોહમતો બે માણસો ઉપર રાખીને જે માજીસ્ટ્રેટની રૂબરૂ તે તોહમતો મુકવામાં આવ્યાં હતાં, તે માજીસ્ટ્રેટે પોલીસે તજવીજ કરેલા કામના કાગળો અને ફરીયાદીની અરજી મુકાબલ કરીને તોહમત ખોટું ઠરાવ્યું, અને ફરીયાદીની જુબાની લીધા સિવાય કેસ કાઢી નાંખવાને અને આ કલમ મુજબ ફરીયાદી ઉપર કામ ચલાવવાનો હુકમ કર્યો, તે મુજબ કામ ચલાવી ફરીયાદીને છેવટે પીનલકોડની કલમ ૨૧૧ મુજબ ગુન્હેગાર ઠરાવી સજા કરવામાં આવી હતી. અપીલમાં એમ ઠરાવ્યું કે કામ ગેરકાયદેસર ચલાવેલું હોવાથી રદ કરવું જોઈએ, અને પ્રથમ ફરીયાદીની જુબાની લેઈને રાત્રે ઘર ફોડવું અને ચોરી એ બંને તોહમતોની તપાસ ફરીથી માજીસ્ટ્રેટને કરવાનો હુકમ થયો; આવી રીતે તજવીજ કર્યા પછી તોહમત જુઠું હતું એવું માજીસ્ટ્રેટને લાગે તો, અપેલેન્ટ ઉપર કામ ચલાવી શકાય. બીયોગી ભાગટની બાબતમાં. ૪ ક. લા. રી. પ્ર. ૧૩૪.

બે માણસના જુદાં જુદાં નામો આપી તેમના ઘરમાં ચોરીની મીલકત જડશે એવી ખોટી ખબર પોલીસને આપ્યા બદલ આ કલમ પ્રમાણે જુદાં જુદાં તોહમત રાખી જુદી જુદી શીક્ષા કરવામાં આવી હતી. તેમાં ઠરાવ્યું કે ખબર જો કે બંને જુદા જુદા માણસોને માટે હતી, તોપણ તોહમતદારે માત્ર એક ખોટી હકીકત બતાવી એમ ગણી તેને એક ગુન્હાને માટે શીક્ષા થઈ શકે. રાણી વિ. રાધાકીશનના કેસથી જુદો મત લેવામાં આવ્યો. ઈ. લા. રી. ૫ અ પ્ર. ૩૬; પુનીટસીંગ વિ. માધોભટ. ઈ. લા. રી. ૧૩ ક. પ્ર. ૨૭૦.

આ કલમ તદન જુદી કલમ હોય તેમ વાંચવી જોઈએ, અને એવી રીતે વાંચવાથી જે કેસોમાં ખબર આપવાથી પોલીસ અમલદારો કાંઈ કૃત્ય કરવાને અથવા નહી કરવાને લલચાય છે તેવા કેસોને લાગુ પડે છે, જે કૃત્ય તેઓને બતાવેલી બાબતમાં ખરૂં શું છે એની તેઓને ખબર હોત તો તેઓ કરત નહી. ગુલામ અહમદ કાજીની અરજીની બાબતમાં. ઈ. લા. રી. ૧૪ ક. પ્ર. ૩૧૪.

જે સરકારી નોકરને ખોટી ખબર આપવામાં આવી છે તે નોકરને ફકત તે ખબર ચલાવવાનો અધિકાર છે, અને તે મુજબ ચાલવામાં જેની સામે ખબર મળી છે તેના વિરૂદ્ધમાં પરભાર્યો અથવા બીજી રીતે. અભિપ્રાય બાંધી શકાય નહીં; તો તેવી બાબતમાં આ કલમ લાગુ પડતી નથી. રાણી વિ. પેરીઆનાન. ઈ. લા. રી. ૪ મ. પ્ર. ૨૪૧.

કેટલાક જમીનદારોએ સરકારી કેટલીક જમીનનો કબજો કરી લીધો છે એવી ખોટી ખબર તે જમીનદારોને નુકશાન કરવાના અને સરકારી અધિકારીઓનો વખત ગુમાવવાના ઈરાદાથી म. એ તે ડીસ્ત્રીકટના કલેકટરને આપી. આવી ખબર ઘરખાનગી માણસને ખબર આપવા કરતાં કાંઈ વધારે ન્હોતી, કારણ કે કલેકટરની મરજીમાં આવત તો જમીનદારો સામે દિવાની દાવો કરી શકત, અને કલેકટરે ખબર આપનારનું ખરૂં માન્યું હોત તો જમીનદારોને નુકશાન અથવા હેરાન કરવાને કાયદેસર વધારે સત્તા તે બજાવી શકત નહીં, અથવાં પોતાથી બની શકે નહી એવું કાંઈ ફલ તેણે કર્યું ના હોત, તેટલા માટે આ કલમ મુજબ म. એ ગુન્હો કરેલો નથી. રાણી વિ. માધો. ઈ. લા. રી. ૪ અ. પ્ર. ૪૯૮.

र. ઉપર કાંઈ અમુક તોહમત મુકી क. એ પોલીસની ચોકી ઉપર ખબર આપી. પોલીસે હકુમતવાળા માજીસ્ત્રેટને ખબર આપી કે તેઓના ધારવા પ્રમાણે ગુન્હો બન્યો નથી. તે ઉપરથી માજીસ્ત્રેટે કેસ "જુઠો કાઢી નાંખવાનો" હુકમ કર્યો. પછીથી क. એ र. ઉપર ગુન્હો કર્યાનું તોહમત મુકી ફરીથી માજીસ્ત્રેટને ફરીયાદ કરી, માજીસ્ત્રેટે પોલીસનો રીપોર્ટ જોઈને ફરીયાદ કાઢી નાંખી. પછી ડી પોલીસ અમલદારની પરવાનગીથી र. એ આ કલમ મુજબ પોલીસની ચોકીએ ખબર આપવાને માટે क. ઉપર ફોજદારી કરી, અને તે કલમ મુજબ क. ને ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરવામાં આવી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે क. સામે કામ ચલાવતાં પેહેલાં તે માણસે કરેલી ફરીયાદની માજીસ્ત્રેટે પુરેપુરી તજવીજ ચલાવી બારીકીથી પોતે તપાસ કરવો જોઈએ, અને કેસની તપાસ નહી કરવાનો પોલીસે રીપોર્ટ કર્યો તેથી કાયદા પ્રમાણે પોતાને શીર ઠરાવેલા ફલો બંધ રાખવાં જોઈએ નહી. વળી એમ ઠરાવવામાં આવ્યું કે क. ને આ કલમ મુજબ કરેલી સજા કાયદા વિરૂદ્ધ હતી, કારણ કે र. ના કેહેવાથી તે કલમ મુજબ કામ ચલાવવાનો માજીસ્ત્રેટનો અધિકાર ન્હોતો. સન ૧૮૭૨ નો આકટ ૧૦ મો ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪૬૭ માં બતાવ્યા પ્રમાણે સરકારી નોકર જેની સામે ગુન્હો થાય છે તેને અથવા તેના ઉપરી અધિકારીએ કરેલી ફરીયાદોને ફક્ત આ કલમ લાગુ પડે છે, અને તેનો અર્થ એવો નથી કે ખાનગી માણસોના કેહેવાથી તે કલમની મતલબ અમલમાં લાવવી જોઈએ. વળી क. ની ફરીયાદી ખોટી હોય તો તે र. સામે ગુન્હો કરે છે, પણ જે સરકારી અમલદારને ફરીયાદ કરવામાં આવી હોય તેના વિરૂદ્ધ કાંઈ ગુન્હો બનતો નથી, અને તેથી તે પીનલકોડની કલમ ૨૧૧ માં આવી જાય છે. क. એ કરેલી ફરીયાદનો તપાસ કરવો જોઈએ એવો હુકમ કરવામાં આવ્યો. રાણી વિ. રાધાકીશન. ઈ. લા. રી. ૫ અ. પ્ર. ૩૬.

ज. નાગની બૈરીએ પોલીસને ફરીયાદ કરી કે કોઈ અમુક માણસે તેણીની જોરે બળાત્કાર સંભોગ કર્યો. પોલીસે તોહમત ખોટું છે એવો રીપોર્ટ કર્યાથી તેણીના ઉપર આ કલમ મુજબ ફોજદારી કરવામા આવી હતી. તે વખતની દરમિયાન र. નામના માણસે બળાત્કાર સંભોગ કર્યો એવું તેના ઉપર તોહમત મુકી ફરીથી ज. નામની સ્ત્રીએ કોર્ટમાં ફરીયાદ કરી. આ ફરીયાદનું નીરાકરણ થતા પેહેલાં તેણીનું કામ આ કલમ મુજબ ચલાવી ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી. તે શીક્ષા રદ કરીને એવો હુકમ કરવામાં આવ્યો કે ज. ની ફ-

રીયાદનું નિરાકરણ કરવું જોઈએ, અને તેણીના ઉપર આ કલમ મુજબ કામ ચલાવવામાં આવ્યું તે પેહેલાં તે ફરીયાદનું નિરાકરણ કરવું જોઈતું હતું. રાણી વિ. જામી. ઈ. લા. રી. ૫ અ. પ્ર. ૩૮૭.

જે સરકારી નોકરને ખોટી ખબર આપવામાં આવી હોય, તે સરકારી નોકરની અથવા તેના ઉપરીની પરવાનગી પ્રથમ લેઈને ખાનગી માણસ આ કલમ મુજબ ફરીયાદ કરી શકે છે. કોઈ અમુક ખોટું તોહમત મુકવામાં આવ્યુ હોય તો વ્યાજબી રીતે પીનલકોડની કલમ ૨૧૧ મુજબ કામ ચલાવી શકાય છે. રાણી. વિ. જુગલ કીશોર. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૩૮૨.

કોઈસરકારી નોકરના કાયદેસર અખત્યારથીકાંઈમિલકત જપ્ત થતી હોય તેમાં સામા થવું.

**૧૮૩. આ સખસ સરકારી નોકર છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, તે સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઇ મિલકત જપ્ત થતી હોય તેમાં જે માણસ સામો થાય, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશષ સમજુતી.

આ કલમ મુજબ તોહમત શાબીત કરવા સારૂ નીચેની હકીકત સ્થાપીત થવી જોઈએ.

( ૧ ) તોહમતદાર જપ્તી કરતી વખતે સામો થયો અથવા સામા થવા જેવું કાંઈ કૃત્ય કરયું તે.

( ૨ ) જપ્તી કરનાર સરકારી નોકર છે.

( ૩ ) જપ્તી કરનાર સરકારીનોકર છે એવું તોહમતદાર જાણતો હતો કિંવા માનતો હતો.

( ૪ ) જપ્તી થતી હતી તે કાયદેસર થતી હતી.

જો તોહમતદાર સામો થયો તો આ ગુન્હા બાબત ખાનગી બચાવનો હક્ક મળનાર નથી. જુઓ કલમ ૯૧ તથા ૯૯.

**ફેંસલા**—કોઈ ફોજદારી કેસનું પ્રોસેસ બજાવવામાં કિંવા સ્થાવર મીલકતનો કબજો સોંપવાનું વારંટ બજાવતાં કોર્ટના અમલદારો હમેશાં બારણાં ભાગી હુકમ બજાવવાને અધિકાર ધરાવે છે. ૭ મું. હા. રી. પ્ર. ૫.

કોઈ હુકમનામાના દેણદાર ઉપર હુકમનામું બજાવવાને માટે બેલીફ ત્રીજા કોઈ સખસના બારણાં ભાગી નાંખી ઉઘાડે, અને તેમાંથી દેણદાર પોતે અથવા તેનો કાંઈ પણ માલ મળી ના આવે તો, તે પ્રવેશ કરનાર ગણાય છે; અને ઘરના માલીકે જો બેલીફને ઘરમાં પેસતો અટકાવ્યો હોય તો, આવી રીતની હકીકત ઉપરથી તેને આ કલમ મુજબ અથવા કલમ ૧૮૬ મુજબ શિક્ષા થઈ શકે નહી. રાણી વિ. ગાઝી કોમ આબાડોર. ૭ મું. હા. કો. રી. પ્ર. ૮૩.

મીલકતની જપ્તી કરવામાં સરકારી નોકરને અટકાવ કરવાને માટે આ કલમ મુજબ કોઈ માણસને ગુન્હેગાર ઠરાવ્યો હતો. ગુન્હો તા. ૪ થી ફેબ્રુઆરી સન ૧૮૮૩ ને રોજ થયો હતો, પણ જે વારંટ મુજબ સરકારી નોકરે જપ્તી કરી હતી તે વારંટ તેના પેહેલાંના દીવશે પાછું મોકલવાનું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હેગાર ઠરાવવું કાયદા વિરૂદ્ધ હતું. રાણી વિ. આનંદલાલ બેરા. ઈ. લા. રી. ૧૦ ક. ૧૮; ૧૩ ક.લા.રી.૨૦૯.

સબાર્ડીનેટ જડજનું વારંટ બજાવવાના કામમાં હરકત કરવાથી આરોપિતપર આ કલમ પ્રમાણેનું ક્રી. પ્રો. કોડની કલમ ૪૭૦ મુજબ સબાર્ડીનેટ જડજની પરવાનગી લેઈ મુસાઅલીએ તોહમત મુક્યું. પછી સંબાર્ડીનેટ જડજની મંજુરી વગર તે ફરીયાદ કાહાડી લેવાની માજીસ્ટ્રેટે અરજદારને પરવાનગી આપી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ફરીયાદી ચલાવવાની પરવાનગી આપનાર કોર્ટની મંજુરી વગર આવી ફરીયાદ કાહાડી લેવાય નહી. ઈ. લા. રી. ૨ મું. પ્ર. ૬૫૩.

કોઈ સરકારીનોકરના અખત્યારથીવેચવા કાઢેલી મિલકતના વેચાણમાં અડચણ કરવી.

**૧૮૪. કોઇ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી વેચવા કાઢેલી કાંઇ મિલકત વેચાણમાં જે માણસ ઈરાદાથી કાંઇ અડચણ કરે, તે માણસને એક મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ તોહમત શાબીત કરવા સારૂ નીચેની હકીકત અવસ્ય શાબીત થવી જોઈએ.

( ૧ ) મીલકત વેચવા કાહાડેલી હતી.

( ૨ ) વેચવા કાહાડનાર સરકારી નોકર હતો, કિંવા સરકારી નોકરના હુકમથી વેચતો હતો તે.

( ૩ ) તોહમતદારે વેચાણ કરવામાં બુદ્ધિપુર્વક ઈરાદાથી હરકત કરી, પણ જો કોઈ સખસ શુદ્ધબુદ્ધિથી પોતાની મીલકત છે એવું ધારી નોટીસ આપે તો, તે હરકત કહેવાય નહી.

૨. બીજા ઉપર થએલ હુકમનામું બજાવવામાં ત્રીજા સખસની મીલકત વેચવા કાઢે, તેમાં એ ત્રીજો સખસ સામો થાય તો, તેને આ કલમ પ્રમાણે શિક્ષા થાય નહી.

કોઈ સરકારી નોકરનાઅખત્યારથી વેચવા કાઢેલી મીલકતની કાયદા વિરૂદ્ધખરીદી અથવા માગણી.

**૧૮૫. કોઇ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી કાંઈ મિલકતનું વેચાણ થતું હોય તે વેચાણમાંથી તે મિલકત ખરીદ કરવાને ફલાણો સખસ કાયદા મુજબ અશક્ત છે, એમ જાણ્યા છતાં તે સખસને હિસાબે પછી તે સખસ પોતેજ હોય કે કોઈ બીજો સખસ હોય, તોપણ જે માણસ તે મિલકત ખરીદ કરે અથવા તેની માગણી કરે અથવા માગણી કરેથી જે ફરજ પોતાની ઉપર આવતી હોય, તે ફરજ અદા કરવાનો પોતાનો ઈરાદો નહી છતાં જે માણસ તે મિલકતની માગણી કરે, તે માણસને એક મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસેં રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ ગુન્હો સ્થાપિત થવા માટે નીચેની હકીકત શાબેત થવી જોઈએ.

૧. મીલકતનું વેચાણ થતું હોવું જોઇએ.

૨. વેચનાર સરકારી નોકર હતો તે તથા તેના હુકમથી થતું હતું.

૩. કાયદાએ અશક્ત ગણ્યો હોય એવા સખસે કિંવા તેવા સખસ તરફથી અથવા જેનો ખરીદ કરવા વિચાર નથી, એવા સખસે માગણી કરેલી હોય તે.

મશ્કરીથી માગણી કરવી તો તે પણ આ કલમ મુજબ ગુન્હેગાર થઈ શકે છે. જુઓ મેન. પ્ર. ૧૫૩.

**ફેંસલો**—માજીસ્ટ્રેટે જાહેરાત રીતે હોડી ભાડે આપવાની હરાજી કરેલી, તેમાં માગણી કરીને પછી તે શરત કોઈ માણસ ના પાળે તો, તે આ કલમ મુજબ ગુન્હેગાર છે. રાણી વિ. રજુદીન વિગરે. ૩ વિ. રી. પ્ર. ૩૩.

કોઈ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં અડચણ કરવી.

**૧૮૬. કોઇ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં જે માણસ બુદ્ધિપૂર્વક અડચણ કરે, તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસેં રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કોઈ ખેડુત ઉપર વેરો ચડી ગયાથી તેનું ખેતર લીલામ કરે તેને લગતી હરકતો ઉપલી કલમોથી ટળે છે, અથવા કોઈ ચીજનો ઈજારો લીલામ કરતાં અટકાવવો તે એ કલમો ઉપર આધાર રાખે છે. કોઈ ચીજનો સરકારી ઈજારો લીલામ થતાં કોઈ માણસ માગણી કરે તે માગણી કિંવા પોતાની શક્તિ ઉપરાંત કિંવા મશ્કરી ખાતર પણ માગણી ખાલી કરી શાબેત થાય તો, તે કલમ ૧૮૫ મીથી ગુન્હેગાર ઠરે છે.

**ફેંસલા**—કાયદેસર કેદમાંથી નાશી જવાથી આ કલમ મુજબ સરકારી નોકરને પોતાની ફરજ બજાવવામાં અડચણ કરવાનો ગુન્હો બનતો નથી. રાણી વિ. પોસુ. ૨ મું. હા. કો. રી. પ્ર. ૧૨૮.

આ કલમ મુજબ કામ ચલાવી શીક્ષા કરેલી રદ કરી, કારણ કે સન ૧૮૬૫ ના મુંબઈના આકટ ૧ લા મુજબ માપણી કારકુન તોહમતદારનું ઘર માપવા આવેલો તેની જોડે જઈને પોતાનું ઘર તોહમતદારે માપવા દીધું નહી, તેથી સરકારી નોકરને સરકારી કામોમાં અડચણ કર્યાનો ગુન્હો બનતો નથી. રાણી વિ. ભક્તીદાસ ભગવાનદાસ, ૫ મું. હા. કો. રી. પ્ર. ૫૧.

દિવાની કોર્ટનું હુકમનામું બજાવતાં નાજર કોઈ ત્રીજા સખસનું ઘર ફોડે. એ ત્રીજા સખસના ઘરમાં પ્રતીવાદીની કાંઈ મીલકત ન હોય એવું શાબીત થાય અને એ સખસ નાજરની સામો થાય તો, તેની ઉપર આ કલમ પ્રમાણે તોહમત આવે નહી. ૭ મું. હા. કો. રી. પ્ર. ૮૩.

સરકારી નોકરને ગાડાવાળાએ ગાડું ભાડે આપવાની ના પાડી, તેથી કરીને તે સરકારી નોકરને સરકારી કામમાં અડચણ કર્યાનો આ કલમ મુજબ ગુન્હેગાર નથી. રાણી વિ. ઘોરી કલાણ. ૯ મું. હા. કો. રી. પ્ર. ૧૬૫.

મોજણીદાર સરકારી નોકર છે એવું માનવાને કાંઈ પણ કારણ નથી, તેથી તેની ફરજ બજાવવામાં અડચણ કર્યા બદલ આ કલમ મુજબ તોહમત મુકવામાં આવેલું તે રદ કર્યું. જોયનાથ વિ. સુરજરામ. ૮ વી. રી. પ્ર. ૬૬

બનાવટી દસ્તાવેજ છે એવું જાણીને ખરા તરીકે તે દસ્તાવેજ દિવાની દાવામાં વાપર્યાનું જેના ઉપર તોહમત રાખેલું, તે તોહમતદારની તજવીજ પીનલકોડની કલમ ૪૭૧ મુજબ

થઈ શકે છે. તેટલા માટે આવા તોહમતદારને એ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવા જોઈએ, પણ આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. ખેરોદચંદ્ર મોઝુમદાર. ઈ. લા. રી. ૫ ક. ૭૧૭; ૬ ક. લા. રી. પ્ર. ૧૧૮.

સન ૧૮૭૬ ના ૩ જા આકટ પ્રમાણે અબ્બા નામના સખસે જમીનનો કબજો લેવા ફરીયાદ કરી હતી. તેમાં વાદીનું હુકમનામું થયું. તે હુકમનામું બજાવવાને મામલતદારને શક ઉત્પન્ન થયો હતો, કારણ કે તે ગામના પટેલીયાઓએ લખ્યું હતું કે હુકમનામામાં જણાવ્યા પ્રમાણેની હદવાળી જમીન નથી, અને પક્ષકારો દાવાવાળી જમીનના મજીઆરા માલીકો છે ને કબજો પણ મજીઆરો ચાલતો હતો. તે કામમાં વાદીની દાદ વેહેંચણ કરવાની ન્હોતી પરંતુ અમુક ભાગનો કબજો લેવાની હતી. એ વાત તો ખરી છે કે વેહેંચણ કરાવવાનો દાવો તે મામલતદારની કોર્ટમાં લાવી શકે નહી, તેમ મામલતદાર વેહેંચણીનું હુકમનામું પણ કરી શકે નહી. ઉપર પ્રમાણે ધુંચવણ પડવાથી મામલતદારે કલેકટરની સલાહ લેવા માટે લખાણ કર્યું. સદરહુ કલેકટરે તે ઉપરથી કાગળો મંગાવી તપાસી હુકમનામું બજાવવાને સરવૈયરને હુકમ કર્યો. પરંતુ આ હુકમ કરવાને કલેકટરને અધિકાર નહી હતો, કારણ કે મામલતદારે પોતાનું હુકમનામું બજાવવાને તેમને અરજ કરી ન્હોતી, તેમ તેવી અરજ કરવાને મામલતદારને અધિકાર પણ ન્હોતો, તેથી સરવૈયર જે કલેકટરના હુકમથી કામ કરવા ગયો ને તેને તોહમતદારે અટકાવ્યો તે કામ સરવૈયરનું કાયદા વિરૂદ્ધ હતું, તેથી તોહમતદારનું ફ્લ પીનલકોડની કલમ ૧૮૬ મુજબ ગુન્હો થઈ સકતું નથી. સરકારી વકીલે જાહેર કીધું કે સરવૈયરના ફ્લનું પીનલકોડની કલમ ૯૯ ના પેહેલા પેરેગ્રાફથી રક્ષણ થઈ શકે છે. તેથી સરવૈયરે શુદ્ધબુદ્ધિથી પોતાનું કામ કરેલું તેમાં ખાનગી બચાવનો હક્ક નથી; પણ એ પ્રમાણે નથી, કારણ કે જે ફ્લ તદન ગેરકાયદે છે તેવા ફ્લની બાબતને એ રૂલ લાગુ પડતી નથી. તેમજ કલમ ૯૯ નો બીજો પેરેગ્રાફ પણ સરવૈયરને લાગુ પડતો નથી, કારણ કે સરવૈયર જે કલેકટરના હુકમથી કામ કરતો હતો તે હુકમ તદન ગેરકાયદે હતો. મહારાણી વિ. તુલસીરામ, ઈ. લા. રી. ૧૩ મુંબઈ. પાનું. ૧૬૮.

કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઈ સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરવી.

**૧૮૭. કોઇ સરકારી નોકરને તેની સરકારી નોકરી બજાવવામાં મદદ કરવા અથવા આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય તે માણસ અગર ઇરાદાથી તે પ્રમાણે મદદ આપવામાં કસુર કરે તો, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસેં રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અને મદદ માગવાનો કાયદા પ્રમાણે જેને અખત્યાર હોય એવા કોઇ સરકારી નોકરે કોઈ ઇનસાફની કોર્ટે કાયદા મુજબ કરેલા કોઇ હુકમ બજાવવાના કારણસર અથવા કાંઇ ગુન્હો થતો અટકાવવાના કારણસર અથવા કાંઈ હુંગામો કે બખેડો બંધ પાડવાના કારણસર જે સખસની ઉપર કાંઇ ગુન્હાનું તોહમત મુકયું હોય કે જે કાંઇ ગુન્હાનો તકસીરવાર હોય કે કાયદેસર કેદમાંથી નાશી ગયો હોય, એવા કોઇ સખસને પકડવાના કારણસર તે મદદ માગી હોય તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસેં રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

સરકારી નોકરને મદદ કરવા જે માણસની કાયદાસર ફરજ હોય છે એ વિશે ઉપર મુકરર કરયું છે. હવે કાયદાસર ફરજ હોય, એટલે શું? વાસ્તવિક જોતાં કાયદાસર ફરજ માત્ર સરકારી નોકરનીજ કહેવાય છે. તોપણ ચોકસ વખતે સરકારી નોકર ખાનગી માણસને પોતાની સાહ્યતાએ બોલાવે છે, તે વેળા તે માણસને તેને મદદ કરવાની "કાયદાસર ફરજ" હોય છે; જુઓ ક્રી. પ્રો. કોડની કલમ ૪૨, ૪૩ તથા સન ૧૮૬૭ના આકટ ૭ માની કલમ ૧૮, અને ગામના પોલીસ પટેલને મદદ આપવા સન ૧૮૬૭ ના આકટ ૭ માની કલમ ૮ ની રકમ ૬, પંચાતનામામાં બોલાવ્યા છતાં ( આવે તો ) સન ૧૮૬૭ ના આકટ ૮ માની કલમ ૧૧ ની રકમ ૨, નાશી ગયેલા ગુન્હેગારને પકડવા એજ આકટની કલમ ૧૩ મુજબ થશે.

૨. કોઈ ફુર્જાનો અમલદાર વાંહાણ ઉપર તપાસ કરવાને આવે તો, તે વાંહાણના કપતાને તેને અંદર આવવા દેવો એ તેની કાયદાસર ફરજ છે, કે કોઈ ગરાશીયાની જમીન માપવા જરીફ ખાતાનો આદમી આવે તો, તેને અંદર આવી માપવા દેવી એ તેની કાયદાસર ફરજ છે, નહી તો બંને ગુન્હેગાર ઠરે છે.

૩. આ કલમ પ્રમાણેના ગુન્હામાં નીચેની હકીકત શાબેત થવી જોઈએ.

( ૧ ) સરકારી નોકરને મદદ આપવાની કાયદાસર ફરજ હતી.

( ૨ ) સરકારી કામ સરકારી નોકરે કરતાં મદદ માગી હતી.

( ૩ ) મદદ આપવામાં ઈરાદાપૂર્વક કસુર કરી.

**ફેંસલો**—એક ચોરીના કામમાં તે ચોરીનો ૧૫ દીવશમાં પત્તો લાવવા અને પોલીસને મદદ કરવા વિશે એક માજીસ્ત્રેટે એક જમીનદારને હુકમ કરયો. તે પ્રમાણે તે જમીનદારે કીધું નહી તેથી જીલ્લા માજીસ્ત્રેટે તેને પીનલકોડની કલમ ૧૮૭, ૧૮૮ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી તેને શિક્ષા કરી. તેમાં ઠરાવ્યું કે ક્રી. પ્રો. કોડની કલમ ૯૦, ૯૧ પ્રમાણે આવા પ્રકારનો હુકમ કરવાનો માજીસ્ત્રેટને અધિકાર ન્હોતો, કારણ કે જમીનના માલેકે શું કરવું તે તેમાં કહેલું છે. માટે સરકારી અમલદારે કરેલો હુકમ અમાન્ય કરયા બદલ આ કલમ તથા કલમ ૧૦૪ થી પ્રમાણે તેનાપર તોહમત રહી શકતું નથી, માટે શિક્ષા રદ કરી. સરકાર વિ. કાશીરામ વિગેરે, ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૨૦૧.

કોઈ સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલો હુકમ ન માનવો.

**૧૮૮. કોઇ સરકારી નોકરને કાંઇ હુકમ જાહેર કરવાનો કાયદા મુજબ અખત્યાર હોય, તે પ્રમાણે હુકમ જાહેર કરીને તે કોઇ માણસને એ પ્રમાણે ફરમાવે કે તમારે ફલાણા કામથી દુર રેહેવું અથવા તમારા કબજામાં કે તમારા વહિવટમાં ફલાણી મિલકત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો, અને એ પ્રમાણે તે સરકારી નોકરે ફરમાવેલું છે એમ જાણ્યા છતાં તે માણસ તે હુકમ ન માને અને તે હુકમ તેણે ન માનવાથી અગર કાયદેસર કહેલા કોઈ સખસોને કાંઇ અડચણ, દુઃખ કે નુકશાન થાય અથવા થશે એવું થાય, અથવા કાંઈ અડચણ દુઃખ કે નુકશાનનું જોખમ થાય અથવા થશે એવું થાય તો, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસેં રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે,**

**અને અગર તેણે તે હુકમ ન માનવાથી માણસની જીંદગીને, તંદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય અથવા થશે એવું થાય, અથવા હંગામો કે બખેડો થાય અથવા થશે એવું થાય તો, તે માણસને છ મહિનાની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ખુલાસો—તે ગુન્હેગારે હાનિ કરવાનો ઇરાદો કરવો જોઇએ અથવા તે હુકમ ન માનેથી હાની થવાનો સંભવ છે એવો તેને વિચાર થવો જોઇએ, એમ કાંઇ જરૂર નથી, તે એમ જાણે કે હું ફલાણો હુકમ માનતો નથી તથા તે હુકમ તેણે ન માનવાથી હાની થાય, અથવા થશે એવો સંભવ હોય તો, બસ છે.**

**દ્રષ્ટાંત.**

**જે સરકારી નોકરને કાયદા મુજબ હુકમ જાહેર કરવાનો અખત્યાર હોય, એવો કોઈ સરકારી નોકર અગર એ પ્રમાણે એક હુકમ જાહેર કરે કે ફલાણો ધર્મ સબંધી વરઘોડો ફલાણે રસ્તે થઇને જાય નહી, અને પછી જાણીબુઝીને (અ) તે હુકમ ન માને, અને તેથી હંગામાનું જોખમ થાય, તો (અ) એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કરયો એમ જાણવું.**

## વિશેષ સમજુતી.

સરકારી નોકરને હુકમ જાહેર કરવાની કાયદાસર સત્તા છે, ને તે પ્રમાણે તેણે હુકમ ફેરવ્યો તેથીજ હરેક માણસને ફરમાન મુજબ ચાલવું—પછી તે હુકમ ફેરવ્યો છે કે નહી તથા હુકમ સત્તાસર છે કે નહી તે વિચાર ઉપર કાંઈ આધાર છે નહી તે ધ્યાનમાં રાખવું.

૧. આ કલમ મુજબ ગુન્હો સ્થાપિત કરવો હોય ત્યારે નીચે બતાવેલી વાત શાબેત થવી જોઈએ.

(૧) હુકમ સરકારી નોકરે કાયદેસર કરેલો હોવો જોઈએ.
(૨) હુકમ નીકળી જાહેર થયેલો હોવો જોઈએ.
(૩) ફલાણા કામથી દુર રેહેવું એવું તે હુકમમાં લખેલું હોવું જોઈએ.
(૪) તે હુકમનો અનાદર કરેલો બતાવી આપવું જોઈએ.
(૫) અનાદર કર્યાથી કાયદેસર રહેલા કોઈ સખસને કાંઈ અડચણ, દુઃખ કે નુકશાન થાય અથવા થશે એવો સંભવ હોય, અથવા અડચણ દુઃખ કે નુકશાનનું જોખમ થાય અથવા થશે એવો સંભવ હોય, તે શાબીત થવું જોઈએ.

૨. આ કલમ સાર્વજનિક કામમાં હુકમની અમાન્યતા ન થાય, તે માટે ઘડવામાં આવી છે.

૩. માજીસ્ત્રેટને કોઈ પણ માણસ ઉપર તેના કોઈ કામથી અટકવાનો ફરમાન આપવાની છુટ આપી છે, પણ તે છુટ ચલાવવામાં માજીસ્ત્રેટે ખાત્રી કરવી જોઈએ કે તેના હુકમની ગેરહાજરીમાં કાયદાસર રહેલા લોકને અડચણ, દુઃખ કે નુકશાન થશે. પરંતુ જાણે મુસલમાનોના મોહરમના દીવશે તાબુત ફરવા નીકળશે ત્યારે કાંઈ ફીશાદ ઉઠશે માટે તે ફરવા ન દેવાં એ હુકમ ખોટો. જો ફીશાદ ઉઠે એવો સંભવ છે તો માજીસ્ત્રેટે વધારે ચોકશાઈ ને મજબુત પેહેરા રાખવા. પણ વધારે ચોકસાઈ કરવી પડે તેથી આળસાઈ કરી હુકમ કાહાડવો તે વડીકોર્ટે ગેરવ્યાજબી ગણ્યો છે. તેમજ કોઈ તીર્થના સ્થળે જાત્રા ભરાય ને જાત્રા ભરાય છે ત્યારે દંગો, ફીશાદ ઉઠે છે કે ચોરી છીનાળી વધે છે, તેથી જાત્રા ન

ભરાવવા દેવી એ માજીસ્ત્રેટની સત્તા નહી, પણ એ વિશે વડી કોર્ટોમાં ઉલટ પાલટ ચુકાદા થયા છે ને તેમાં એટલે સુધી કે એક ન્યાયશાસ્ત્રીએ જણાવ્યું છે કે માજીસ્ત્રેટે કોઈ મેળાવડો કે સરઘસ અટકાવવાનું હુકમનામું કાહાડ્યું હોય તે રદ કરવાની વડી કોર્ટને સત્તા છે નહી.

૪. ઘર તોડી પાડવા વિગરેના મ્યુનીસીપાલીટી લગતાં હુકમનામાં ઉપલી કલમ પ્રમાણેજ થાય છે. કોઈ સખસનું ઘર ઘણી ધાસ્તી ભરેલી હાલતમાં છે, તે ઘણી પોતાનું પડી જતું ઘર રેહેવા દેવાને અથવા બાંધવાને પોતાની ખુશી પ્રમાણે સ્વતંત્ર છે, પરંતુ જો તે ઘર રસ્તા ઉપર આવ્યું અથવા તેના પડોશના ઘરને નુકશાન કરે તેમ આવ્યું હોય, તો ત્યાંહાં ઉપલી કલમથી તેની ખુશી ચાલે નહી.

૫. લા કમીશનરો આ કલમ વિશે લંબાણથી ખુલાસો કરી ગયા છે. એવું વારે ઘડીએ બને છે કે ધર્મનું સરગસ શેહેરમાં ફેરવવું જાતે કાયદાસર છે, પરંતુ તે ફરતાં ફરતાં એક અમુક મોહોલો જેમાં એવા લોક રેહેતા હોય કે તે જોવાથી તેમને તિરસ્કાર ઉપજે કિંવા તેમને જોસ્સ ચડી આવે તો, તે ત્યાંહાંથી અટકાવવું પડે છે. તેમજ હિંદુઓની કેટલીક ક્રિયા જે હિંદુઓના સ્થાનમાં વ્યાજબી કેહેવાય તે અંગ્રેજ ગ્રહસ્થ ને બાઈડીઓની નજર આગળ થતી અટકાવવી જરૂર પડે છે. તેમજ ચોકસ રૂતુમાં કુતરાઓને હડકવા થાય છે તે વેળા દરેક કુતરા પાળનારને કુતરો બાંધી રાખવાનો હુકમ કરવો વ્યાજબી છે. તેમજ કોઈ શેહેરમાં ચોકસ જગ્યા કચરો નાંખવાને ઉકરડા તરીકે આખું શેહેર વાપરતું આવ્યું છે, તોપણ કોઈ સાલની ખરાબ રૂતુ વેળા ત્યાંહાં ગલીચી કરતાં લોકને બંધ કરવા કાયદાસર છે. આ સઘળી બાબતોનો વિચાર કરતાં લા કમીશનરોને એવું જણાયું હતું કે ચોકસ ધર્મના સરગસ ચોકસ રસ્તાઓથી જાય કે અંગ્રેજ ગૃહસ્થ ને બાઈઓ અમુક રસ્તા ઉપરજ ફરે, કે હિંદુની ક્રિયાઓ તેમની નજરે ન પડે. કુતરાઓમાં હડકવા ચોકસ રૂતુમાં ને ચોકસ મહીનાઓમાંજ આવશે કે અમુક ઉકરડો અમુક વખતેજ શેહેરના લોકની તંદુરસ્તીને હાની પુગાડશે એ સર્વ કાયદો મુકરર ઠેરવી શકે નહી, માટે માજીસ્ત્રેટને તેની શુદ્ધબુદ્ધિ પ્રમાણે ચાલવાની ખાલી છુટ આપી રાખવી, પણ તે છુટ આપખુદ રીતે વાપરશે નહી, એવું કમીશનરો અગાઉથી નીમી ગયા છે.

**ફેંસલા**—છાપરૂં કાઢી નાખી ફરીથી કરવાની ના પાડવાને માટે કોઈ માણસને કાયદેસર સજા કરતાં પેહેલાં પક્ષકારે માજીસ્ત્રેટનો હુકમ તોડ્યો છે કે નહી, અને એવી રીતે તોડવાથી કોઇને ઈજા થવાનો સંભવ છે કે શી રીતે એ વિષેનો પુરાવો લેવો જોઈએ. રાણી વિ. શાબકરામ બકુલી વિગરે. ૨ વિ. રી. પ્ર. ૩૨.

આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવતા પેહેલાં તોહમતદારે અમુક કૃત્ય કરવું નહી, એવો સરકારી નોકરે કાઢેલો હુકમ તેના જાણવામાં હતો, એ શાબીત થવું જોઈએ. રાણી વિ. રામટોનુસીંધ. ૧૨ વિ. રી. પ્ર. ૪૯.

આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે સન ૧૮૬૧ ના આકટ ૨૫ મા (પ્રોસીજર કોડ)ની કલમ ૬૨ મુજબ લખીત હુકમની જરૂર છે. પીતાંબર ૩ અરજદાર. ૧૭ વી. રી.પ્ર. ૫૭.

સરકારના હુકમથી સન ૧૮૬૧ ના આકટ ૨૫ મા (ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૬૨) મુજબ જાહેરાંત રીતે જાતને દુઃખ દેવું અથવા લોઢાની લાકડીથી માર મારવો અથવા તેની મદદગારીથી સઘળા માણસોએ દુર રેહેવું એવો માજીસ્ત્રેટે હુકમ કાઢયો, પણ તે હુકમ દફતરમાં નહી મળી આવવાથી હાઈકોર્ટે તે હુકમ જાણીબુજીને નહી માનવાને

માટે પીનલકોડની કલમો ૧૧૪ અને ૧૮૮ મુજબ ડેપ્યુટી માજીસ્ત્રેટે કેદીઓને ગુન્હેગાર ઠરાવી કરેલી સજા રદ કરી, દ્વારીક મીસર વગેરે અરજદારો. ૧૮ વિ. રી. પ્ર. ૩૦.

આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે એવો પુરાવો જોઈએ કે કાયદેસર એવો હુકમ કાઢવાને અખત્યાર આપેલા સરકારી નોકરે હુકમ કાઢેલો છે. લોકોની ગંદકી વિશે સન ૧૮૭૨ ના આકટ ૧૦ મા (ક્રીમીનલ પ્રોસીજરકોડ)ની કલમ ૫૧૮ આવા કેસને લાગુ પડતી નથી, પણ તે બજારની વસ્તુઓના જથાને લાગુ પડે છે. રાણી વિ. સોબનસીંઘ વિગરે. ૨૩ વિ. રી. પ્ર. ૫૭.

પક્ષકારોની વચ્ચે તકરારમાં તકરારી જમીનનો કેટલોક ભાગ લોકોનો નથી, એવો હુકમ થયો હોય તો તે હુકમનું તોડવું એ આ કલમ મુજબ હુકમનું તોડવું ગણાતું નથી. અનોદાપ્રસાદ દત્ત વિગરે, રાણી વિ. રાની શામાસુંદ્રી, ૨૪ વિ. રી. પ્ર. ૨૦.

ક્રીમીનલ પ્રોસીજરકોડ (સન ૧૮૭૨ ના ૧૦ મા) ની કલમ ૫૩૦ મુજબ તોહમતદારને હુકમ કરવામાં આવ્યો હતો, એવો પુરાવો ના હોય તો તે હુકમ તોડવાને માટે તેના ઉપર આ કલમ મુજબ તોહમત મુકી શકાય નહી. નોઓકીશોર ચકરબતીની બાબતમાં, ૭ ક. લા. રી. પ્ર. ૨૯૧.

ગામડાના ચોકીદારની ખાલી થએલી જગ્યા પુરવાને કોઈ માણસનું નામ સન ૧૮૧૭ ના કાયદા ૨૦ માની કલમ ૨૧ મુજબ જમીનદાર આપવાને ભુલી ગયો હોય તો, તેથી પીનલકોડની કલમો ૧૮૭ અને ૧૮૮ મુજબ ગુન્હો બનતો નથી. કાલી પ્રોસોનો ઘોસની બાબતમાં. ૭ ક. લા. રી. પ્ર. ૫૭૫.

ભાડુઆતોએ ભાડુ આપવું જોઈએ તે વિશેની બંને બરોબરીયા પક્ષકારો વચેની તકરારના કેસમાં યોગ્ય અદાલત બંને પક્ષકારોનો હક્ક ઠરાવી આપે ત્યાં સુધી ભાડુ ઉઘરાવવું નહીં, એવો હુકમ સન ૧૮૭૨ નો આકટ ૧૦ મા (ક્રીમીનલ પ્રોસીજરકોડ)ની કલમ ૫૧૮ મુજબ માજીસ્ત્રેટને કરવાનો અખત્યાર નથી, અને આવો હુકમ તોડવાને માટે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. રાણી વિ. પ્રોસુનોકુમાર ચાતરજી. ૮ ક. લા. રી. પ્ર. ૨૩૧.

સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૫૨૧ મુજબ જ્યુરી નીમેલી, તેમાંનો માજીસ્ત્રેટે નીમેલો એક માણસ માંદો પડવાથી જ્યુરીના ઉપરીએ કોર્ટ જાણે નહી તેવી રીતે તેને બદલે બીજો માણસ દાખલ કર્યો. આવી રીતે બનેલી જ્યુરીના વધુ મતે આપેલો રીપોર્ટ માજીસ્ત્રેટે કબુલ રાખી કલમ ૫૨૯ મુજબ તેણે હુકમ કર્યો. જેના ઉપર આ હુકમ કર્યો હતો તેના સામે હુકમનું અપમાન કરવાને માટે આ કલમ મુજબ તોહમત રાખી મુકદમો ચલાવી તેને ગુન્હેગાર ઠરાવી કેદની સજા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે રીપોર્ટ ઉપરથી કામ ચલાવવામાં આવ્યું હતું તે રીપોર્ટ કાયદેસર બનેલી જ્યુરીનો રીપોર્ટ નહી હોવાથી તેના અપમનાને માટે ગુન્હેગાર ઠરાવી કરેલી સજા કાયદા વિરૂદ્ધ હતી. રાણી વિ. ભોઈરલ ચંદ્રદાતા, ૧૦ ક. લા. રી. પ્ર. ૧૯૩.

અમુક કલાકો સુધી પ. નામના ગામની જાહેરાંત જગ્યાઓએ અને સરીયામ રસ્તા ઉપર થઈને લોકોએ જવું નહી, એવો માજીસ્ત્રેટે કાઢેલો સાધારણ હુકમ તોડવાને માટે તોહમતદારને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હેગાર કાયદા વિરૂદ્ધ ઠરાવવામાં આવ્યો હતો. કોમલ ક્રીસ્ટો બોનીક. ૧૨ ક. લા. રી. પ્ર. ૨૩૧.

રીતસર સરકારી નોકરે કાઢેલા હુકમનું અપમાન કરવાને માટે આ કલમ મુજબ

માજીસ્ત્રેટે સખ્ત કેદની સજા કરેલી તે ફેરવીને આસાન કેદ ઠરાવી, કારણ કે માજીસ્ત્રેટના ઠરાવમાં એવું લખ્યું ન્હોતું કે કેસ આ કલમના છેવટના ભાગમાં આવી જાય છે, અને તેવી જાતના કેસમાંજ ફક્ત સખત મજુરીની સજા કરવાનો અખત્યાર આપેલો છે. રાણી વિ. રતનરાવ બીન માધવરાવ ચવાન. ૩ મું. હા. કો. રી. પ્ર. ૩૨.

સરકારી નોકરે જાહેર કરેલો હુકમ તોડવાને માટે ગુન્હેગાર ઠરાવી સજા કરેલી રદ કરવામાં આવી, કારણ કે મામલતદારે એમ બતાવ્યું કે મુંબઈના સન ૧૮૬૪ ના આકટ ૫ મા મુજબ હુકમ કાઢેલો હતો, જે હુકમ કાઢવાને માટે તેને તે મુજબ અધિકાર ન્હોતો. રાણી વિ. ભાઉ બીન વીઠુ વિગરે, ૩ મું. હા. કો. રી. પ્ર. ૫૩.

સન ૧૮૭૨ ના આકટ ૧૦ મા (ક્રીમીનલ પ્રોસીજરકોડ)ની કલમ ૫૧૮ મુજબ સેકન્ડ કલાસ માજીસ્ત્રેટે હુકમ કાઢયો હોય, તો તે હુકમ તોડવાને માટે સજા કરવાનો ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪૭૩ માં બતાવેલા કારણથી તેને અધિકાર નથી. રાણી વિ. રણછોડ દયાળ, ૧૦ મું. હા. કો. રી. પ્ર. ૪૨૪.

હુકમ તોડવાથી કાયદેસર કામે લાગેલા કોઈ માણસને કાંઈ અડચણ, દુઃખ કે નુકશાન થાય અથવા થશે એવું થાય, અથવા કાંઇ અડચણ, દુઃખ કે નુકશાનનું જોખમ થાય અથવા થશે એવું થાય, અથવા મનુષ્ય જાતની જીંદગી, તંદુરસ્તી અને સહી સલામતી જે કાંઈ નુકશાન અથવા ભય ઉત્પન્ન થશે અથવા તેથી કાંઈ બખેડો અથવા હંગામો થશે, એવું પુરાવાથી શાબીત ના થયું હોય તો, સરકારી નોકરે કાઢેલો હુકમ તોડવાને માટે આ કલમ મુજબ ગુન્હો કાયમ રાખી શકાય નહી. ૪ મ. હા. કો. રી. અપે. પ્ર. ૫.

એક તરફ अ. નામનો અને બીજી તરફ ब. નામનો માણસ અને તેના ભાડુઆતો વચે સન ૧૮૬૧ નો આકટ ૨૫ મો ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૧૮ મુજબ એવો હુકમ કરેલો કે, તકરારી મીલકતનો કબજો अ. નો છે, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે આવી રીતનો હુકમ ફક્ત માજીસ્ત્રેટની રૂબરૂ ચાલતા કેસના પક્ષકારોનેજ ખરેખરી રીતે બંધનકારક છે, અને તેથી કરીને ब. ના પછીના ભાડુઆતો આ તકરારી હુકમ તોડે તો તેમને ગુન્હેગાર ઠરાવી સજા થઇ શકે નહી. ગોપાળ બરનાવારની બાબતમાં. ૩ બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૧૩.

ઢોરની સંભાળ લેવાનો ઢોરના માલીક ઉપર હુકમ લખ્યો, અને તેમાં માજીસ્ત્રેટે બતાવ્યું કે કાંઈ કસુર અથવા ભુલ થશે તો કાયદા પ્રમાણે સજા થશે. તે ઉપરથી આ કલમ મુજબ સજા કરી. સન ૧૮૬૧ ના ૨૫ મા (ક્રીમીનલ પ્રોસીજરકોડ)ની કલમ ૬૨ મુજબ આવી જાતનો હુકમ કરવાને માજીસ્ત્રેટનો અધિકાર ન્હોતો. આ કલમમાં ધારેલો હુકમ તાકીદનો છે, અને આવી રીતે કરેલો હુકમ કાયદા વિરૂદ્ધ છે; માટે આ કલમ મુજબ કરેલો ગુન્હો કાયદા વિરૂદ્ધ છે. અમીરાદાની બાબતમાં, ૩ બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૪૫.

માજીસ્ત્રેટે એવું જાહેરનામું કાઢયું કે હથીયાર રાખનાર સઘળા માણસોએ સન ૧૮૬૦ ના આકટ ૩૧ માની કલમ ૨૬ મુજબ પરવાનો લેવો જોઈએ. તે સરકારી નોકરે કાઢેલો. હુકમ તોડવાને માટે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા. હુકમ તોડયાથી મનુષ્ય જાતની જીંદગી અથવા તંદુરસ્તી અથવા સલામતીને જે કાંઈ નુકશાન અથવા ઇજા થાય અથવા થવાનો સંભવ બને એવું પુરાવાથી કાંઈ શાબીત થયું ન્હોતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હો રદ કરવો જોઇએ. રાણી વિ. નંદકુમાર બોસ. ૩ બેં. લા. રી. અ. પ્ર. ૧૪૯.

તા૦ ૨૯ મી માર્ચ સન ૧૮૮૩ ને રોજ કોમીલાહના મ્યુનીસીપાલ કમીશનરે મીટીંગ વખતે બંગાળાના સન ૧૮૭૬ ના આકટની કલમ ૨૫૬ મુજબ એક હુકમ કાઢયો. આ હુકમ તોડવાને માટે તોહમતદારને આ કલમ મુજબ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે ગુન્હેગાર ઠરાવી સો રૂપીયા દંડ કર્યો. જે માજીસ્ત્રેટે રજુઆત ચલાવી તોહમતદારને ગુન્હેગાર ઠરાવેલો. તે માજીસ્ત્રેટ તા૦ ૨૯ મી માર્ચની મીટીંગ વખતે ચેરમેન હતો, અને જે હુકમ તોડવાને માટે તોહમતદાર ઉપર કામ ચલાવીને તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો તે હુકમ આ વખતે થયો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સજા કાયદા વિરૂદ્ધ છે, અને તેથી રદ કરવી જોઇએ. ખારકચંદ પાલ વિ. તારકચંદ્ર ગુપ્ત, ઈ. લા. રી. ૧૦ ક. પ્ર. ૧૦૩૦.

હિંદુધર્મના વિષ્ણુપંથના અને જૈનધર્મના લોકો એક મેક સાથે વૈરભાવ માને છે, અને એક બીજા એક બીજાના ધર્મને વખોડે છે, તેથી જૈન લોકોનો વરઘોડો અમુક રસ્તે થઈ લેઈ જવો એવો માજીસ્ત્રેટે સન ૧૮૭૬ માં હુકમ કાહાડેલો તે પ્રમાણે અમલ થયો. ફરીને સન ૧૮૮૬ માં જૈન લોકો તે નીમેલા રસ્તેથી વરઘોડો નહી લેઈ જવાની કોશીસ કરવા લાગ્યા, તે ઉપરથી માજીસ્ત્રેટને વિષ્ણુ ધર્મના લોકોએ અરજ કરી. માજીસ્ત્રેટે કાયદા પ્રમાણે મનાઈ હુકમ નહી કાહાડતાં માત્ર પોલીસને બંદોબસ્ત કરવા લખ્યું. છતાં જૈન લોકો બીજે રસ્તેથી વરઘોડો લેઈ ગયા તેથી સન ૧૮૭૬ ના હુકમનું અપમાન ગણી પીનલકોડની આ કલમ મુજબ તેમને ગુન્હેગાર ઠરાવ્યા. તે કામમાં હાયકોર્ટે ઠરાવ્યું કે ગુન્હેગાર ઠરાવવું ગેરકાયદે છે, કારણ કે જે હુકમ તોડવાનું સન ૧૮૭૬ માં ગણેલું છે તે હુકમ સન ૧૮૮૬ માં તાજો કરી ફેર પ્રસિદ્ધ કરવામાં આવ્યો ન્હોતો, માટે હુકમ તોડયાનો ગુન્હો કીધો નથી. મહારાણી વિ. શીવદીન વિગરે, ઈ. લા. રી. ૧૦ અ. પ્ર. ૧૧૫.

પ્રોસીજરકોડ પ્રમાણે માજીસ્ત્રેટે તોહમતદાર ઉપર અમુક કુવાને કઠેરો કરવો, અગર હરકત હોય તો જાહેર કરવા ફરમાવ્યું, પણ તે હાજર થયો નહી, તેથી તેની ગેરહાજરીમાં કામ ચલાવી તોહમતદારને નોટીસ આપી કે અમુક મુદતમાં કઠેરો કરવો, છતાં તેણે કીધો નહી, તેથી તેના ઉપર આ કલમ પ્રમાણે કામ ચાલ્યું, તે વખતે તેણે કઠેરો કરાવવા હું જવાબદાબદાર નથી એવો પુરાવો આપવા માંડયો. આ પુરાવો કાંઈ કામનો નથી. યોગ્યવખત પછી સરકારી અમલદારનો થએલો હુકમ તેણે તોડયો છે, માટે તેને ગુન્હેગાર ઠરાવેલો વ્યાજબી હતો. કૈસરે હિંદ વિ. નારાયણ, ઈ. લા. રી. ૧૨ મ. પાનું ૪૭૫.

ચોરીના કેસમાં "પંદર દીવશની અંદર પગલું શોધી કાઢવાને" અને પોલીસને મદદ કરવાને માજીસ્ત્રેટે કોઈ એક જમીનદારને હુકમ કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૯૦ અને ૯૧ મુજબ આવી જાતનો હુકમ તોડવાને માટે પીનલકોડની કલમ ૧૮૭ અને ૧૮૮ મુજબ જમીનદારને ગુન્હેગાર ઠરાવાય નહી. રાણી વિ. બક્ષીરામ. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૨૦૧.

સરકારી કામોમાં સરકારી નોકરે કરેલા હુકમોને આ કલમ લાગુ પડે છે, પણ દિવાની દાવામાં પક્ષકારો વચે કરેલા હુકમોને તે લાગુ પડતી નથી. દિવાની દાવામાં કરેલો હુકમ તોડવાને માટે ખરો ઉપાય એ છે કે કોર્ટના હુકમનું અપમાન કર્યાને માટે ગુન્હેગાર ઠરાવવો જોઈએ. ચંદ્રકાંત ડેની અરજીની બાબતમાં, ઈ. લા. રી. ૬ ક. ૪૪૫; ૭ ક. લા. રી. ૩૫૦

કોઈ સરકારી નોકરને નુ- **૧૮૯. કોઇ સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના અમલ સબંધી કાંઇ કામ કરવાને, અથવા કાંઇ કામ ન કરવાને**

કશાનકરવાનો ડર દેખાડવો.

**અથવા કાંઇ કામમાં ઢીલ કરવાને લલચાવવાના કારણસર, તે સરકારી નોકરને ખુદને અથવા જે સખસની સાથે તે સરકારી નોકરને સબંધ છે એમ પોતે માનતો હોય એવા કોઇ સખસને, કાંઇ નુકશાન કરવાનો, જે માણસ ડર દેખાડે તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં સરકારી માણસને કે તેના સબંધના કોઈ માણસને ડર દેખડાવવો તે કાંઈ ચોકસ રીતનોજ અથવા કાયદા વિરૂદ્ધ ડર જોઈએ એમ નથી. માજીસ્ટ્રેટ કોઈ મુકરદમો ચુકવે છે તે મુકરદમો જે માણસ પોતાની તરફમાં ઉતારવાની નીમ રાખી તેને ડરાવે કે તેણે લાંચ લીધી છે તે હું જાહેર પાડું છું, તો તે માણસ ઉપલી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરે છે. પણ જો તે અમલદાર લાંચ લેતો હોય ને તેટલા ઉપરથી તેની ફરિયાદ અથવા રીપોર્ટ કરવાને જે કેહે તેને છુટ છે.

આ કલમ મુજબ ગુન્હો સ્થાપિત કરવા સારૂ નીચે બતાવેલી હકીકત શાબીત કરી આપવી જોઈએ.

૧. જે સખસને નુકશાન કરવાનો ડર દેખાડવામાં આવ્યો છે તે સખસ સરકારી નોકર છે, અથવા સરકારી નોકર સાથે સબંધ રાખનારો સખસ છે.

૨. એ ડર દેખાડવાની મતલબ એ સરકારી નોકરના અમલ સબંધી કાંઈ કામ કરવાને અથવા ન કરવાને, અથવા કાંઇ કામમાં ઢીલ કરવાને લલચાવવાના કારણસર દેખાડયો હતો.

**ફેંસલો**—આ કલમ મુજબ માંડેલી ફરીયાદ બાબત ખરેખરી રીતે વાપરેલા શબ્દોની કાંઈ જરૂર નથી, એવું ધારવું સેશનજડજનું ભુલ ભરેલું છે. એટલુંજ નહી પણ તોહમતદારે સરકારી નોકરને નુકશાન કરવાની ખરેખરી રીતે બીક બતાવી હતી કે નહી એ શોધી કાઢવાને માટે આ શબ્દોની કોર્ટને ઘણી જરૂર હતી. રાણી વિ. માહેશરી બક્ષીસીંઘ, ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૩૮૦.

કોઇ સરકારી નોકરનીપાસે આશરો માગવાની અરજકરવાથીદુર રેહેવાને કોઈ સખસનેલલચાવવાસારૂતેને નુકશાન કરવાનોડરદેખાડવો.

**૧૯૦. કાંઈ નુકશાનથી કોઇનું રક્ષણ કરવાનો અથવા કરાવવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખત્યાર હોય, એવા કોઇ સરકારી નોકરની આગળ કોઈ સખસને કાંઇ નુકશાનથી પોતાનું રક્ષણ થવા બાબત કાયદેસર, અરજ ન કરવાને અથવા અરજ કરતો અટકાવવાને લલચાવવાના કારણસર, જે માણસ તે સખસને કાંઇ નુકશાન કરવાનો ડર દેખાડે, તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કોઈ સખસ કોઈ સરકારી નોકર પાસે દાદ મળવા જવાનું કરે, તેને તેમ કરવા ડર દેખાડી અટકાવવામાં આવે તો, તે અટકાવનારને શિક્ષા માટે આ કલમ છે.

# બાબ ૧૧ મો.

## ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા બાબત.

ખોટી શાહેદી આપવી.

૧૯૧. કાંઇ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચું બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાયલો હોય, અથવા કાંઇ પણ બાબત સબંધી કાંઇ એકરાર કરવાને કાયદાથી બંધાએલો હોય, તે માણસ એવી કાંઈ વાત કેહે કે જે ખોટી હોય, અને જે ખોટી છે એમ તે જાણતો કે માનતો હોય, અથવા ખરી છે એમ તે ન માનતો હોય; તો તે માણસે ખોટી શાહેદી આપી એમ સમજવું.

ખુલાસો ૧ લો.—કાંઇ વાત મ્હોડેથી કહી હોય અથવા કોઇ બીજી રીતે કહી હોય, તોપણ તેને આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી.

ખુલાસો ૨ જો—શાહેદી આપનાર સખસ પોતાના માનવા બાબત જે ખોટી વાત કેહે, તેને પણ આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી, અને જેમ જે વસ્તુ કોઈ સખસ જાણતો ન હોય, ને તે કેહે કે હું જાણું છું તેથી તે સખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય, તેમજ જે વસ્તુ તે માનતો નહી હોય તે વિશે તે એમ કેહે કે હું એ માનું છું, તો તેથી પણ તે સખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થઇ શકે છે.

દ્રષ્ટાંત.

(अ) ञ. ની ઉપર ब. નો હજાર રૂપિયાનો એક વ્યાજબી દાવો છે, તેની મજબુતીમાં ઈનસાફની વખતે अ. આવીને એવા ખોટા સોગંદ ખાય કે ब. નો દાવો વ્યાજબી છે એમ ञ. ને કબુલ કરતાં મેં સાંભળ્યો, તો अ. એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

(ब) કાંઈ સોગંદથી સાચું બોલવાને બંધાયલો છતાં, अ. એ પ્રમાણે કેહે કે ફલાણી સહી ञ. ની લખેલી છે એમ હું માનું છું, અને ञ. ની લખેલી છે એમ તે ન માનતો હોય, તો એ ઠેકાણે अ. જે વાત પોતે ખોટી જાણે છે તે કેહે છે, માટે તેણે ખોટી શાહેદી આપી એમ સમજવું.

(क) ञ. ના અક્ષરનું વલણ अ. જાણે છે. અને તે એ પ્રમાણે કેહે કે ફલાણી સહી ञ. ની લખેલી છે એમ હું માનું છું, અને તેમજ તે સહી તેની લખેલી છે એમ अ. શુદ્ધ બુદ્ધિએ માનતો હોય તો, એ ઠેકાણે अ. ની વાત ફક્ત તેના માનવા વિશે છે, અને તેના માનવા વિશે તે સાચી છે, માટે અગર તે સહી ञ. ની લખેલી ન હોય તોપણ अ. એ ખોટી શાહેદી આપી એમ સમજવું નહી.

(ड) કાંઇ સોગંદથી સાચું બોલવાને બંધાયલો છતાં, अ. એ પ્રમાણે કેહે કે ફલાણે દાહાડે ञ. ફલાણે ઠેકાણે હતો એમ હું જાણું છું;

અને તે બાબત अ. કાંઇ જાણતો ન હોય તો, અગર તે દાહાડે ब. તે ઠેકાણે હતો કે નહી, તોપણ अ. એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

( ૬ ) अ. કોઇ સમજાવનારો કે તરજુમો કરનારો છે. અને તે જે વાત અથવા લેખ ખરી રીતે સમજાવવા અથવા તેનો તરજુમો કરવાને સોગંદથી બંધાયલો છે, તે વાતની અથવા લેખની એવી સમજણ આપે અથવા એવો તરજુમો કરે, અથવા તે સમજણ અથવા તરજુમો ખરો છે એમ સર્ટિફિકટ આપે, કે તે સમજણ અથવા તરજુમો ખરો ન હોય, અને તે તેને ખરો માનતો ન હોય, તો अ. એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

## વિશેષ સમજુતી.

આ કલમમાં ખોટી શાક્ષી આપવી તેની સમજણ જણાવી છે તે ખરૂં, પરંતુ ખોટી શાક્ષી આપવી તે વિશે પુરાવો કેટલો જોઈએ તે આ કાયદામાં કેથે જણાવ્યું નથી. પુરાવાની હદ મુકરર ન કર્‌યાથી તપાસમાં ન્યાયાધીશોના મતમાં વારંવાર ફેર પડે છે. પણ જ્યારે હિંદુસ્તાનનો કાદો તેવા પુરાવાની ચોકસ હદ બતાવતો નથી, ત્યારે આપણે તો એમ સમજવું કે સોગનથી જુઠું કેહે એટલે જુઠા સોગન બાબતમાં જેટલી જાસ્તી ઈંગ્લંડના કાયદામાં છે, તેટલી જાસ્તી હિંદુસ્થાન માટે પણ છે. એક માણસે જુઠા સોગન ખાધા છે કે નહી તે શાબેત કરવા કાંતો બે ઉલટપાલટ સાક્ષી જોઈએ, ને કાંતો એક તેવો સાક્ષી ને તેને જુઠો પાડવા બીજો કોઈ લેખી પુરાવો જોઈએ. अ ને ब. વાદી પ્રતીવાદી છે, તે તપાસમાં ब. સોગન ખાઈ જુઠું બોલ્યો, તે માટે ब. નાજ સોગન બસ નથી. તેમજ કોઈ એક સાક્ષી क. નાજ સોગનથી શાબેત થતું નથી. એક માણસ સોગન ખાઈ જુઠું બોલે ને બીજો સોગન ખાઈ તેને જુઠો પાડવા જાય તો, તેમાં માત્ર એકમેકના સોગન એકમેક સાથે અથડાયા, ને તેથી કાંઇ કજીયાની કેફીયત ન જણાઈ. પરંતુ એકની સાક્ષી જુઠી કરવા બે માણસના સોગન અથવા એક માણસ ને બીજો લેખી પુરાવો હોય તો ચાલે છે.

૨. ઉપલી કલમમાં સોગનની ઉપર કહેલી વાત જો જુઠી ઠરે તો તે માટે તકશીર ઠરાવી છે. સોગન શબ્દ આગળ સમજાવ્યો છે; પણ સોગન એટલે કોઈ પણ વીધી જે ઉપર સાચું બોલવું, માટે કાંઈ અમુક રીતેજ સોગન ખાઈને કહેલું સાચાને જુઠું કરે તો જુઠા સોગન કર્‌યા ન ગણાય. એટલા ઉપરથી જો કમાઈનો કર ઉઘરાવનાર અમલદાર કોઇ માણસે પોતાની કમાઈનો આંકડો ભરી આપ્યો ને તેને શક ઉપજ્યો કે તે માણસને બોલાવી તેની સચાઈ નામંજુર કરતાં તે સોગન ખાઈ ખરી ઠરાવવા જાય ને પછવાડેથી તે સોગન જુઠા માલુમ પડે, અગર જો કમાઈના કરનો અમલદાર ન્યાયાધીશ નથી, તેની આપીસ કોઈ કોર્ટ નથી, ને સોગન ખાનાર માણસે કાયદાની રીતસરના સોગન ખાધા નથી, તોપણ સોગન લેવાને સાચું બોલાવવાની ખાતર એક વીધી ગણીએ, તો તે ગુન્હેગાર ઠરે છે, તથા તે ઉપર આ કલમ લાગુ પાડવામાં આવે છે.

૩. ઉપર જણાવ્યા પ્રમાણે જુઠા સોગનનો અપ્રાધ લાગુ પાડવામાં આવે છે, તે એવી જુબાની ઉપર કે જે જુબાની ખરેખરી ને વાસ્તવિક આપવાને કોઇ માણસ બંધાએલો છે, તે ઉપર પણ જે જુબાની અથવા ખબર તે પોતાની ખુશીથી અથવા કજીયાને

લગતી જોઈએ તે કરતાં વધારે આપવી પડે તે ઉપર નહી. કાયદાથી જેટલું બોલવાને બંધાયલો હોય તેટલામાં કોઈ માણસ જુઠું બોલે તો ગુન્હેગાર ઠરે છે. માટે ઉપર જણાવ્યા પ્રમાણે છે. વેહેપારી કમાઈના કરના અમલદારને ભરીઆપતાં ખોટો આંકડો ભરી આપે. તો તે ગુન્હેગાર છે, સબબ કાયદાથી વાસ્તવિક કમાઈ જણાવવાને તે બંધાયલો છે, પરંતુ કોઈ દલાલ એક ઘરનું સાટું મારતાં ઘરની નબળી હાલત જાણતા છતાં તે ઘર સારૂ જણાવે તો તે ગુન્હેગાર નથી, કારણ સાચું કેહેવાને તે કોઈ કાયદાથી બંધાયલો ન્હોતો. ઘણુંકરી કરાર, સઘળાં સાટાં કે બોલીઓને ઉપલી કલમ લાગુ પડે નહી.

૪. "સોગન" ની વાખ્યા આ કાયદામાં કલમ ૫૧ માં બતાવેલી છે.

૫. સાચું બોલવાને કાયદાથી બંધાએલા માણસે જાણી જોઈને ખોટો મજકુર કેહેવો, એવું આ કલમ પ્રમાણેના તોહમતમાં શાબેત થવું જોઈએ.

૬. પાછળ કલમ ૧૮૧ અને આ કલમ સરખી છે. તફાવત એટલોજ છે કે આ કલમ પ્રમાણે તો ઈનસાફના કામમાં ખોટી શાહેદી આપેલી જોઈએ, અને ૧૮૧ મી કલમમાં તો ઈનસાફ શિવાય બીજા કોઇ કામમાં પણ કોઈ સરકારી નોકર આગળ ખોટી શાહેદી આપી હોય તો તે ગુન્હેગાર થાય છે.

**ફેંસલા**—કોઈ પોલીસ પટેલ મુંબાઈના સન ૧૮૬૭ ના આકટ ૮ માની કલમ ૨૩ પ્રમાણે કામ કરતાં છતાં તેમની આગળ સોગનપર કાંઈ ખોટો મજકુર કેહે તો, તેણે આ કલમ પ્રમાણે ખોટી શાહેદી આપી એમ થાય છે. સરકાર વિ. ઇરિબસાપા. ૪ મું. હા. ઈ. લા. ૪૭૯.

આ કલમ મુજબ ખોટી સાહેદી આપવાનો ગુન્હો થવાને જે કામમાં તે શાહેદી આપવામાં આવી હોય, તે કામમાં તે અગત્યની હોવી જોઈએ. એની કાંઈ જરૂર નથી. કલમ ૧૯૨ માં આનાથી ઉલટું છે. તકરારી જુઠી હકીકત તોહમતદારે જે રજુઆત ચાલતી વખતે બતાવી હતી તે રજુઆતને તે કાંઈ અગત્યની ન્હોતી, એવું ફરીયાદી શાબીત ન કરી શકયો તેથી સીનીઅર આસીસ્ટંટ જડજે પુરાવો લીધા શિવાય તકરાર સાંભળી તોહમતદારને નિર્દોષ ઠરાવી છોડી મુકયો, તેમાં હાઇકોર્ટે તે છોડી દેવાનો હુકમ રદ કરી રજુઆત ચલાવવાનો હુકમ કર્યો. રાણી વિ. દામોદર રામચંદ્ર કુલકરની. ૫ મું. હા. કો. રી. પ્ર. ૬૮.

જુઠી વાત, જેના ઉપર ખોટા કસમનો ગુન્હો શાબીત કરવાનો યત્ન કરવામાં આવે છે તે તોહમતમાં સ્પષ્ટ રીતે બતાવવામાં ના આવી હોય, અને તેથી તોહમતદારના વિરૂદ્ધ કાંઈ અભિપ્રાય બંધાતો ના હોય તો, તે ભુલ અગત્યની ગણાતી નથી. રાણી વિ. ભટુલાલજી વિગરે. ૨ વિ. રી. પ્ર. ૫૧.

આ કલમના શબ્દો ઘણા મોઘમ છે અને તેમાં એવું કાંઈ બતાવેલું નથી કે જુઠી કહેલી હકીકત તકરારી બાબત ઉપર કાંઈ પણ સબંધ રાખશે, ખોટી શાહેદી જાણીબુજીને આપી હોય એટલે આપનાર માણસે જાણી જોઇને ખોટી છે એવું ધારીને અને કોર્ટને ઠગવાના ઈરાદાથી અને તે જે કેહે છે તે ખરૂં છે એવું કોર્ટ ધારે તેવા ઈરાદાથી આપી હોય તો, તે આ કલમમાં કામ લાવવાને માટે બસ છે. રાણી વિ. મહમદ હુસેન અપેલેન્ટ. ૧૬ વિ. રી. પ્ર. ૩૭.

ખોટી શાહેદી ન્યાયની કોર્ટમાં આપવી જોઈએ એ કાંઈ પીનલકોડની કલમ ૧૯૪ મુજબ જરૂરનું નથી. આવી હકીકત પોલીસ અમલદારની રૂબરૂ કેહેવામાં આવી હોય તો-

પણ તે કોડની કલમ ૧૧૮ ધ્યાનમાં લેતાં આ કલમમાં બતાવેલો ખોટી શાહેદી આપવાનો ગુન્હો બને છે. રાણી વિ. નીમચંદ મુકરજી વિગેરે. ૨૦ વિ. રી. પ્ર. ૪૧.

ન્યાયની કોર્ટમાં મુકરદમો ચાલતા પેહેલાં પોલીસે કરેલી તજવીજમાં કોઈ માણસોએ પોલીસે પુછેલા સવાલોના જુદા જવાબો આપ્યા હોય તો, તેઓ આ કલમ અને કલમ ૧૯૩ મુજબ ગુન્હેગાર થઈ શકે. જગરનાથ સાહી વિગેરેની બાબતમાં. ૮ ક. લા. રી. પ્ર. ૨૩૫.

ખોટી શાહેદી આપવાના કામોમાં દરેક તોહમતદાર ઉપર તોહમત રાખવું જોઈએ, અને દરેકની જુદી રજુઆત ચલાવવી જોઈએ. ૩ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૨.

જે માણસ દાવામાં લખીત જવાબ આપે તે કાયદા પ્રમાણે ખરો આપવાનો બંધાએલો છે, અને તેના ધારવા તથા જાણવા પ્રમાણે ખોટી વાત અથવા ખરી ના માનતો હોય તેવી વાત લખી હોય તો, તે આ કલમના અર્થ પ્રમાણે ખોટી શાહેદી આપવાનો ગુન્હેગાર થાય છે. રાણી વિ. મેહેરબાનસીંઘ, ઈ. લા. રી. ૬ અ. પ્ર. ૬૨૬.

સન ૧૮૭૨ ના આકટ ૧૦ મા (ક્રીમીનલ પ્રોસીજરકોડ) ની કલમ ૧૧૮ માં બતાવેલા "સઘળા સવાલોના જવાબ આપશે" એ શબ્દો અથવા તે કોડની કલમ ૧૮૯ માં બતાવેલા "સઘળા સવાલોના જવાબ આપવાને બંધાશે" એ શબ્દોથી આ કલમના અર્થ મુજબ "સાચું બોલવાનો કાયદાનો ખાસ ઠરાવ" બનતો નથી. જે માણસોને પોલીસે સવાલો પુછ્યા હોય તે માણસોથી બની શકે તેવી ખબર આપવાની તેઓને ફરજ પાડવાની મતલબ ફક્ત પ્રોસીજરકોડની કલમ ૧૧૮ અને ૧૧૯ ની છે, અને તે માણસો ઉપર સાચું બોલવાની કાયદેસર કાંઈ ફરજ તે કલમો નાંખતી નથી. રાણી વિ. કાસીમખાન અને મુસામત ડહીઆ. ઈ. લા. રી. ૭ ક. ૧૨૧; ૮ ક. લા. રી. પ્ર. ૩૦૦.

ખોટો પુરાવો બનાવવો.

**૧૯૨. જે માણસ કાંઇ બીના બનાવે, અથવા કાંઈ ચોપડી કે દફતર મધ્યે કાંઇ ખોટી રકમ લખે, અથવા કાંઇ લેખ કરે અને તેમાં કાંઈ ખોટી વાત લખે, એવા ઇરાદાથી કે કોઈ ઈનસાફી મુકદમામાં અથવા કોઈ સરકારી નોકરની આગળ તેના સરકારી હોદ્દાથી કાયદા મુજબ ચાલતા મુકદ્દમામાં, અથવા કોઈ લવાદની આગળ, તે બીના ખોટી રકમ અથવા ખોટી વાત પુરાવામાં રજુ થાય તથા તે રજુ થનારી બીના અથવા ખોટી રકમ અથવા ખોટી વાતથી તે મુકદ્દમામાં પુરાવા ઉપરથી જે સખસ કાંઇ અભીપ્રાય બાંધનાર હોય તે સખસના મનમાં તે મુદ્દતમાંના ફેંસલાને લગતી કાંઇ જરૂરની બાબત સબંધી ખોટો અભિપ્રાય આવે તો, તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.**

દ્રષ્ટાંતો.

**(अ) (ब)ની એક પેટીમાં (अ) કાંઈ ઘરેણાં મુકે, એવા ઈરાદાથી કે તે ઘરેણાં તે પેટીમાંથી જડે, તથા એ બીનાથી (ब) ની ઉપર ચોરી શાબેત થાય તો (अ) એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.**

**(ब) (अ) પોતાની દુકાનના ચોપડામાં એક ખોટી રકમ લખે. એટલા સારૂ કે કોઈ ઈનસાફની કોર્ટમાં તે પુષ્ટીકર પ્રમાણે દાખલ વાપરવી, તો (अ) એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.**

**(क) (ब) ની ઉપર બદમસ્લતનો ગુન્હો શાબીત કરવાના ઈરાદાથી (अ) (ब) ના જેવા અક્ષર કરીને એક કાગળ લખે, એવી રીતે કે**

**જાણે તે કાગળ તે બદમસ્વરત માંહેના કોઇ સોબતીને લખેલો હોય, અને પોલીસના અમલદારો ફલાણે ઠેકાણે ખોળ કરશે એવો સંભવ છે એમ જાણીને તે કાગળને ઠેકાણે મુકે, તો (अ) એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

૧. અસલ જે કાયદો જુઠા સોગંદ માટે ચાલતો, તેથી આ કાયદો સખત છે. પેહેલાં ન્યાયાધિશની કોર્ટમાંજ જુઠું બોલે તો તે ઉપર ગુન્હો લાગુ કરાતો હતો, પણ આગલી કલમની ટીકા ઉપરથી હવે જણાયું હશે કે હાલમાં તે હદ વધારી છે. લા કમીશનરો જે વેળા આ બાબ ઘડવા બેઠા તે વેળા તેમણે જાહેર કર્યું કે જુઠી શાક્ષી અથવા જુઠા સોગંદ માટે તેઓ જ્યારે ધારો વિચારવા બેઠા, ત્યારે કોઈ પણ ચાલતા ધારામાંથી તેમને જોઈતી સખ્તાઈ કૈયે મળી નહીં. ઈગ્લંડના કાયદા માટે પણ તેમનું એવુંજ મત હતું કે તેવા ગુન્હા માટે કાયદો લુલો છે. ને તેનું કારણ તેઓએ એમ જણાવ્યું કે એ ગુન્હાનો જેટલો પ્રસાર આ દેશમાં છે તેટલો યુરોપમાં છે નહીં. યુરોપમાં નિતિનાં ધોરણ ઊંચાં હોય છે, ને તેવા દેશમાં કોઈ પણ તકરારમાં પ્રત્યક્ષ પુરાવા સરસ ગણાય છે; પણ હિંદુસ્તાનમાં જ્યાંહાં નિતી ઉપર દેશીઓના વિચાર ઘણા ઊંચા નથી હોતા ત્યાંહાં પ્રત્યક્ષ શાક્ષી જુઠું બોલવાને ચુકે નહીં, તેથી તે પર આધાર રખાતો નથી, ત્યાંહાં આગંતુક પુરાવા ઉપર આધાર રાખવો પડે છે. એક ન્યાયાધિશ પાસે જુદા જુદા શાક્ષી આવી જણાવે કે અમે ગુન્હો થતો નજરે જોયો, એટલે તેતો પ્રત્યક્ષ પુરાવો કેહેવાય, પરંતુ તે ઉપર ન્યાયધિશ આધાર રાખી ફેંસલો કરે, તો તે જોખમમાં પડે છે. ને તેને વારંવાર મનમાં વિચારવું પડે છે કે જોઈએ તેટલા શાક્ષી કેહે કે હમે ગુન્હો પ્રત્યક્ષ જોયો, તોપણ રખે તે સર્વે જુઠા હોય, ને બધાના પુરાવા પેહેલાંથી તે છેલ્લા સુધી જોડી કાહાડેલા હોય, કારણ આમ પેહેલાંથી છેલ્લા પુરાવા સુધી જોડી કાહાડવું એમાં દેશીઓ સાધારણ વાત સમજે છે. જડજ પોતે ખુલ્લા જુઠા (direct lie) માટે ચેતેલો રેહે છે, એટલે પછે કોઈ પણ રીતથી દેશીઓ કેટલીક બાબતો જોડી કાહાડે છે, ને તે ઉપર બાહેરની બાબતો લાવી ગોઠવી રાખે છે. હવે હરકોઈ મુકદમામાં બે રીતે જુઠું બોલાઈ શકાય છે—કાંતો જુઠા શાક્ષી ઉભા કરી જુઠું બોલવું કે કાંતો જુઠી વિગતો ઉભી કરી જુઠું બોલવું, ને તે બન્ને એકસરખી રીતે ગુન્હા ભરી છે; પણ હિંદુસ્થાનમાં જ્યાંહાં જડજ જુઠી શાક્ષીઓ માટે ચેતેલો રેહે છે ત્યાંહાં જુઠી વિગતો ઉભી કરવી લોકને વધારે સુઝે છે, ને પીનલકોડની નેમ બંનેને એકસરખી શીક્ષા કરવા માટે છે.

૨. જો (अ), (ब) ના ખીસામાં પૈસાની કોથળી મેહેલી દે, એવી મતલબથી કે (ब) ને ચોર તરીકે શીક્ષા થાય, તો કેદીને (अ) મુકદ્દમામાં સપડાયો ન હોય તોપણ જ્યારે માલમ પડે ત્યારે (अ), (ब) ને ચોરી કરતાં જોયાના જુઠા સોગન ખાધા હોય તેમ ગણાય છે. તેમજ જો (प), (फ) ના ઘરમાં (म) ના દસકત જેવા અક્ષર કાહાડી તેને ગુન્હેગાર ઠરાવવાના નેમથી નાંખી જાય તો, (प) જે ગુન્હા માટે (फ)ને શીક્ષા થવી જોઇએ તે ગુન્હાના જુઠા સોગન સારૂ ગુન્હેગાર ઠરે છે. પછે જો કે તેણે કોઈ કોર્ટમાં આવી સોગન ન ખાધા હોય તોપણ.

૩. કોઈ પણ લખાવટ કે જે કોઈ પણ પુરાવામાં વાપરી શકાય તે ઉપલી કલમના બંધણમાં આવે છે. વાંહાણ ઉપર રૂઢ ચઢાવવું તો તેની બીલડીંગ (પોહોચ) ઉપર

કપતાન રૂઉની અમુક ગાંસડી આવી કરીને સહી કરી આપે છે, જે પોંહોચ બેંક અથવા કોઈ પેહેડીવાળાને ત્યાંહાં ગીરવી મેહેલી વેહેપારી આંગ ઊધાર નાણું લેઈ શકે છે. હવે વેહેપારીઓમાં રીવાજ એવો છે કે પોતે ચોકસ રકમનું રૂઉ ચઢાવવા ધાર્યું તે વાંહાણપર મોકલ્યા આગમચ કપતાન પાસેથી બીલડીંગ ઉપર સહી લઈ આવે છે. તે બીલડીંગ બેંક અથવા પેહેડીવાળાને ત્યાંહાં દેખાડી તે ઉપર હકશાઈ બાદ કરી આપી નાણાં કહડાવે છે. જે નાણું આ પ્રમાણે હાથમાં આવ્યું તે નાણા વતે પછી રૂઉ ખરીદી વાંહાણ ઉપર મોકલે છે. એ રીવાજ તો ખરો, પણ તે કાયદાની વિરૂદ્ધ છે. કપતાન બીલડીંગ ઉપર સહી કરી આપે છે ત્યારે પોતે આટલી ગાંસડી વાંહાણ ઉપર લીધી એમ લખી આપે છે, જેથી બેંકવાળો કે પેહેડીવાળો તો ચહડી ચુકી સમજે છે. બેંક કે પેહેડીવાળો આ પ્રમાણે ખોટું સમજે તે નેમથી ઉપલ્યો દસ્તાવેજ તૈયાર થયો એટલે તે કરનારા ગુન્હેગાર ઠરે છે, ને વેહેપારીઓમાં રીવાજ છતાં મુંબઈની કોર્ટે ઉપલી ૧૯૨ મી કલમથી એક મ્હોટા વેહેપારીને પણ ગુન્હેગાર ઠરાવ્યો હતો.

૪. હજી એક વાંધાનો વિચાર બાકી રહ્યો છે તે એ કે, ખોટો દસ્તાવેજ કે ખોટી નોંધ કરે તે ગુન્હો છે, પરંતુ ખરી નોંધ ચોકસ રીતે જે કરે તે ગુન્હો છે કે નહી. જેમકે એક વેહેપારી એક બીજા સાથેની લેવડ દેવડમાં કોઈ રકમ નોંધવી ભુલી ગયો. રકમ તેને આપી છે તો ખરી, પણ માત્ર તેની નોંધ ચોપડામાં થઈ શકી નથી. હવે વખત ગયા બાદ વાંધો ઉઠી તેનો મુકદ્દમો થયો, ત્યારે પેલો વેહેપારી પોતાની સચાઈ શાબેત કરવાને રહી ગએલી નોંધ કરે તે ગુન્હો ગણાય કે નહી? નોંધ કરી તેનો તો ફેંસલો વાસ્તવિક થાય, માટે તેથી જડજ જે ઠરાવપર આવે તે ઠરાવ પણ ખરો. જડજ નોંધ જોઈ જે વિચાર કરે તે ખરો વિચાર, એ પણ ખરૂં; પરંતુ કલમમાં એવું લખ્યું છે કે જે "રજુ થનારી બીના, અથવા ખોટી રકમ અથવા ખોટી વાતથી મુકદ્દમામાં પુરાવા ઉપરથી જે સખસ અભિપ્રાય બાંધનાર હોય તે સખસના મનમાં તે મુકદ્દમાના ફેંસલાને લગતી કાંઈ જરૂરની બાબત સબંધી ખોટો અભિપ્રાય આવે, તો તેમાણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું." એટલા ઉપરથી ઉપર જણાવેલા મુકદ્દમામાં જુઠા સોગંદ માટે જે અસલી કાયદો હતો તેજ રીતે સમજવું.

૫. તેમજ મુકદ્દમા સાથે કાંઈ વધારે સબંધ ન રાખતી હોય, તેવી બાબતમાં કોઈ શાક્ષી સોગન ઉપર જુઠું બોલે અથવા કાંઈ જુઠી નોંધ કરે, તો તેને ઉપલી કલમોથી ગુન્હેગાર ગણવો કે નહી એ સવાલ હવે ઉઠશે. કોર્ટમાં એવા મુકદ્દમામાં પોતાની હુંશીયારી વાપરે છે, ને જો શાબેત થાય કે મુકદ્દમાથી જે વિગત વેગળી છે ને તે ઉપર કોઇથી જુઠું બોલાયું તો તેમાં તેણે કાંઈ લાભ કાહાડયો નથી. જેમ તે એક રીતે બોલ્યો તેમ તે બીજી રીતે પણ બોલી શકે, ને તે બંનેમાંના કોઈ પણ રીતના બોલવાપર જ્યારે તે બાબત વેગળીજ હોય ત્યારે તેને ન્યાયાધિશના મનમાં ખોટો અભિપ્રાય આણવાની કોશીસ કરી કેહેવાય નહી.

૬. વળી એક શાક્ષીથી કોઈ મુકદ્દમામાં એક મેકથી ઉલટ પાલટ બોલાવું તો તે બંને સોગન ઉપર બોલેલું, એટલે એક તો ખોટું હોવું જોઈએ, ને તેટલા માટે તે ઉપર જુઠી શાક્ષીનો ગુન્હો મેલાય કે નહી? એમ બોલનાર ઉપર જડજ શકથી જુએ ખરો, પણ તેનાપર જુઠા સોગનનો ગુન્હો તેટલા ઉપરથી પૂરો કરાય નહી. કારણ કદાચ તે બોલતી વેળા ગભરાયો હોય, બંને બોલવું તે બેફામીમાં બોલ્યો હોય, કે એક કેહેણ કહી

રહ્યો, બાદ તેને કાંઈ સ્મરણ થયું જેથી પેહેલું કેહેણુ ખોટું માની બીજું કેહેણુ બોલ્યો હોય, વિગરે સંભવ ઘણા છે.

૭. ખોટો પુરાવો પારખવા માટે મી૦ બેરનપાર્ક નીચેનો નિયમ આપે છે.

"ખોટો પુરાવો બેમાંની એક પાર્ટીએ આપેલો હોય ત્યારે કઈ વાતનો સંશય વગર" "માનવા જેવો છે, અને કઈ વાત સાધારણ નિયમ પ્રમાણે માનવા જેવી નથી, એ તપાસવું."

**ફેંસલા**—અધિકાર વિનાના માણસો જુઠું સર્ટીફીકેટ અથવા જુઠો લેખ સરકારી નોકરે બરોબર રીતે બનાવ્યો છે, એવું ગણવાના વિચારથી બનાવે તો, તે પીનલકોડની કલમ ૪૬૬ માં આવી જાય છે. પણ જે માણસો ખરી રીતે સરકારી નોકર હોય તે જેમની ફરજ સરકારી બુકો લખવાની છે, તેવા માણસો જાણીબુજીને જુઠું લખે તો તેવા કેસો એ કલમમાં આવી જતા નથી. કેટલું ભાડું આવ્યું છે અને કેટલું બાકી રહેલું છે તે કલેકટરને બતાવી તે વસુલ કરવાનો હુકમ કરે તેને માટે સરકારી ચોપડી રાખેલી, તેમાં તોહમતદારે કોઈ જાગીર સરકારી જપ્તીમાંથી બચાવવાને માટે ભાડું આપ્યું છે એમ ખોટું લખ્યું. તે બાબત તેના ઉપર કલમ ૪૬૫ મુજબ તોહમત શાબીત ઠરાવ્યું. અપીલમાં હાઈકોર્ટે ઠરાવ કીધો કે તોહમતદાર ઉપર આ કલમ મુજબ તોહમત મુકવું જોઈતું હતું, કારણ કે ન્યાયના મુકરદમાઓમાં જુઠો પુરાવો કરે તેનોજ સમાવેશ આ કલમમાં થાય છે, એમ નથી. જગનલાલની બાબતમાં. ૭ ક. લા. રી. પ્ર. ૩૫૬.

જો કે દાવો ચલાવવાને વકીલ કર્યો હતો, તોપણ દાવો ચાલેલો છે અથવા તેમાં હુકમનામું થયેલું છે તેની ખબર નથી, એવી તકરાર બતાવીને તોહમતદારે સન ૧૮૫૯ ના આક્ટ ૮ માની કલમ ૧૧૯ મુજબ કેસ ફરીથી ચલાવવાને માટે સ્માલકાજકોર્ટમાં અરજી કરી, અને તે અરજી ખરી છે એવી ખાતીની સહી તે જડજની રૂબરૂ કરી આપી. તેમાં ઠરાવ્યું કે તોહમતદાર આ કલમ મુજબ ગુન્હેગાર નથી. હારનમંડલના કામની તપાસણી. ૧૦ વિ. રી. ૩૧; ૨ બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૧.

રજીષ્ટર કરવાને માટે કોઈ દસ્તાવેજની તારીખ ફેરબદલ કરવી, જે તારીખ ન ફેરવી હોત તો દસ્તાવેજ મુદતની અંદર રજીષ્ટરને માટે રજુ કરાત નહી, તે જુઠા લેખનો ગુન્હો ગણાતો નથી, કારણ કે બદઘાનતથી અથવા કપટથી તે ફેલ કરવામાં આવ્યું હતું એવો પુરાવો પીનલકોડની કલમ ૪૬૪ ના બીજા ક્લોઝ પ્રમાણે નથી, પણ તે આ કલમ મુજબ ખોટો પુરાવો કર્યાનો ગુન્હો ગણાય છે. રાણી વિ. મીર એકરઅલી. ઈં. લા. રી. ૬ ક. પ્ર. ૪૮૨.

ખોટી શાહેદી તથા ખોટા પુરાવાનીશિક્ષા.

**૧૯૩. જે માણસ કાંઈ ઈનસાફી મુકદ્દમાના કોઈ પણ ભાગમાં ઇરાદાથી ખોટી શાહેદી આપે, અથવા કોઈ ઇનસાફી મુકદ્દમાના કોઈ પણ ભાગમાં વપરાય એવા કારણસર ખોટો પુરાવો બનાવે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, તથા બીજી કોઈ બાબતમાં જે માણસ ઈરાદાથી ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ખુલાસો ૧ લો—કોઈ કોર્ટ માર્સલ અથવા મીલીટરી કોર્ટ આવરીક વેસ્ટની આગળ તજવીજ ચાલતી હોય તેને ઈનસાફી મુકદ્દમો સમજવો.**

ખુલાસો ૨ જો—કોઈ ઈનસાફની કોર્ટની આગળ મુકદ્દમો ચાલતાં પે- હેલાં કાયદાએ ફરમાવેલી તજવીજ થતી હોય તેને ઈનસાફી મુકદ્દમાનો એક ભાગ સમજવો, પછી તે તજવીજ કોઇ ઇનસાફની કોર્ટની આગળ નહી થતી હોય તોપણ.

દ્રષ્ટાંત.

(ज) ને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવો જોઇએ કે નહી, એ ઠરા- વવા સારૂ કોઇ માજીસ્ટ્રેટની આગળ ચાલતી તજવીજમાં अ. સો- ગંદ ખાઇને એવી વાત કેહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય, તો એ તજવીજ ઈનસાફી મુકદ્દમાનો એક ભાગ છે, માટે अ. એ ખોટી સાહેદી આપી એમ સમજવું.

ખુલાસો ૩ જો—કોઈ ઈનસાફની કોર્ટે કાયદા મુજબ કાંઈ તજવીજ કર- વાનું ફરમાવ્યું હોય, અને તે તજવીજ કોઇ ઇનસાફની કોર્ટના હુકમ મુજબ થતી હોય, તો તે તજવીજને ઇનસાફી મુકદ્દમાનો એક ભાગ સમજવો, પછી તે તજવીજ કોઇ ઇનસાફની કોર્ટની આગળ નહી થતી હોય, તોપણ કાંઇ જમીનની હદ મુકરર કરવા સારૂ એક ઇનસાફની કોર્ટે કોઇ અમલદારને તે જગોપર મોકલ્યો હોય, તે અમલદારની આગળ થતી તજવીજમાં अ. સો- ગંદ ખાઇને એવી એક વાત કેહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય, તો એ તજવીજ ઇનસાફી મુકદ્દમાનો એક ભાગ છે, માટે अ. એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

## વિશેષ સમજુતી.

આગળ જણાવી ગયા છે તેમ જે માણસ ખોટો પુરાવો આપે તેને માજીસ્ટ્રેટ ૧૯૧ મી કલમથી તકશીરવાર ઠરાવી શકે છે, પણ તેના ઉપર "ચાર્જ" અથવા આરોપ મુકે તે ૧૯૩ મી કલમથી મુકી શકાય છે, જો કે તે કલમમાં ઉપજાવેલો મુકદમો ચુકાદા માટે હાઈકોર્ટથી સેશનમાં નોંધવો પડે છે.

૨. ઉપલી કલમમાં "ઈનસાફી મુકદમાનો કોઈ પણ ભાગ" એવું વાક્ય આવ્યું, તેનો અર્થ શું એ જાણવું જરૂરનું છે, કે જેથી તે કલમનું બંધન બરાબર સમજાય. ઈનસાફી મુકદમો પીનલકોડમાં કયે સમજાવ્યો નથી, પરંતુ તે મુકરદમો ચુકવનાર જે સત્તાધીશ હોય અથવા જેને જડજ અથવા ન્યાયાધિશ કહીએ છીએ તે પીનલકોડની ૧૯ મી કલમમાં સ- મજાવી ગયા છે. તે કલમનું બંધારણ એવું છે કે જે સત્તાધિશને કોઈ પણ મુકદમાનો નીવેડો લાવવાની જેને સત્તા હોય, તેજ અમલદારને ન્યાયાધીશ ગણવા એમ જણાવ્યું છે. માટે "ઈનસાફી મુકદમાનો કોઈ પણ ભાગ" એ સમજવો કે તેવો અમલદાર જે કોર્ટમાં ઈનસાફ કરવા બેઠો તે કોર્ટના કોઈ પણ કામનો ભાગ હોય.

૩. ઉપલા ખુલાસા ઉપરથી એવું શાબેત થાય છે કે કોઈ મુકદમો જેમાં કદી મા- જીસ્ટ્રેટ છેલ્લો નીવેડો આપવાને બંધાયલો ન હોય, અથવા કોઈ મુકદમો વડી કોર્ટજ ચુકવી શકે તેવો હોય, તોપણ તેના કોઈ પણ ભાગમાં જુઠી સાક્ષી આપી હોય તો ઉપલી કલમના ગુન્હામાં આવી જાય છે. જેમકે પોલીસ અમલદાર કોઈ ચોરીનો મુકદમો આવ્યો તો તેમાં શોધ કરવા મંડ્યો હોય, અથવા માજીસ્ટ્રેટને ફોજદારી કે ખુનનો કજીઓ ચુકવવો પ-

ક્યો હોય તો, તે બંધેને તે કબ્જામાં છેલ્લો ચુકાદો આપી શિક્ષા કરવાની સત્તા છે નહી; પણ હાઈકોર્ટમાં નોંધી શકે તેમ છે, છતાં જે મુકદમો તેઓએ હાથમાં લીધો તેની નેમ એટલીજ હતી કે તેનું છેલ્લું પરિણામ આણવું, માટે તે વિશે જે કોઈ ભાગમાં જુઠું બોલ્યો હોય તે માણસ તે કલમમાં જાહેર કરેલી તકસીરમાં આવે છે.

૪. પણ ચુકાદો કરવાની નેમ વગર જે તપાસ થાય તે કોર્ટમાં થઈ હોય, તોપણ તે ઈનસાફનો ભાગ કેહેવાતો નથી, માટે કોર્ટમાં કેટલાકોએ નાણાં ઉચાપત કર્યાની ખબર આપી. હવે એ ખબર કેવળ ખરી કે ખોટી છે તે માટેજ તપાસ કરે તે ઈનસાફી તપાસ ન કેહેવાય.

૫. હવે ઉપર જણાવ્યા મુજબ જે ગુન્હો થયો તે ગુન્હાનો મુકદમો નોંધવા માટે જે દિવાની કે ફોજદારી કોર્ટ રૂબરૂ તે ગુન્હો થયો હોય, તે કોર્ટની અગર તેની ઉપલી કોર્ટની પરવાનગી મેળવ્યા સિવાય કોઈ કોર્ટ સાંભળશે નહી. (જુઓ ફી. પ્રો. કોડ. કલમ ૧૯૫).

૬. "ઈનસાફી મુકદમો" એટલે કાંઈ કામ ચાલતું હોય ત્યારે પુરાવો લેવામાં આવે છે, અથવા કાયદેસર લેવાનો અધિકાર છે, તેવું કામ સમજવું. (ફી. પ્રો. કોડ કલમ ૪ રકમ ડ.)

**ફેંસલા**—પીનલકોડની કલમ ૧૦૯ નો એવો અર્થ થાય છે કે, મદદ કરેલું ફ્લ મદદ કરવાથી બનવું જોઈએ. આ કલમમાં "જુઠું બનાવવું" એ શબ્દો દાવામાં જુઠો પુરાવો કરવો એને લાગુ પડે છે, તેથી કરીને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને જુઠા દસ્તાવેજ એવા કામને માટે કરવામાં આવ્યા હતા, એ બતાવી શાબીત કરવાની જરૂર છે. તે કોડની કલમ ૧૨૦ માં બતાવ્યા પ્રમાણે કાંઈ ફ્લ અથવા ભુલથી કાયદા બિરૂદ્ધ છુપાવવું તે, પુરાવો બનાવવાને ત્રીજા સખસે ઈરાદો કર્યો હોય તેની સાથે સબંધ રાખે છે. રાણી વિ. રાજકુમાર બાનરજી. ઈ. જ્યુ. પ્ર. ૧૦૫.

બીજી રીતે મજબુતી મળ્યા સિવાય કોઈ એક શાહેદીની જુબાની ઉપરથી કાયદેસર ખોટી પ્રતિજ્ઞા કરવાનો ગુન્હો થતો નથી. રાણી વિ. લાલચંદ કાઉરાહ ચોકીદાર વિગરે, ૫ વિ. રી. ૨૩; ૧ ઈ. જ્યુ. ઉ. દ. પ્ર. ૮૩.

હકીકતની મુખ્ય બાબતની અગત્યતા તે ઈનસાફી મુકરદમામાં જુઠો પુરાવો આપવાના ગુન્હાનો વાસ્તવિક ભાગ નથી. ગુન્હાની મતલબ પુરતી રીતે બતાવવામાં આવી હોય અને અગત્યતા બતાવવામાં આવી ના હોય, તોપણ પીનલકોડની કલમ ૧૯૧ અને ૧૯૩ મુજબ તોહમત કાયદેસર રાખી શકાય છે.રાણી વિ. અઈદરસસાહીબ..૧ મ. હા. કો.રી. પ્ર.૩૮.

કોઈ સાહેદીએ કોર્ટમાં તે દીવશે ચાલતા સઘળા કેસોમાં સાચું બોલવાને તે દીવશની શરૂઆતમાં પ્રતિજ્ઞા પુર્વક સોગન ખાધા હોય તો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દીવશે ચાલેલા દાવામાં જો કે દાવો ચાલતી વખતે તેને સાચું બોલવાના સોગન ખવરાવ્યા ના હોય, અને સોગન ખવરાવતી વખતે તે દીવશે ચાલવાના સઘળા કેસોનાં નામો તે દીવશના પત્રકમાં બતાવવામાં આવ્યાં ના હોય, તોપણ આ કલમ મુજબ તે ગુન્હેગાર થઈ શકે. રાણી વિ. વંકટાચાલમ પીલાઈ. ૨ મ. હા. કો. રી. પ્ર. ૪૩.

આબરૂ લેવાના તોહમતને માટે ડેપ્યુટી માજીસ્ત્રેટની રૂબરૂ કામ ચાલતું હતું, તેમાં કેદીએ પોતાની વિરૂદ્ધ સાક્ષી તરીકે આવેલા માણસને કેટલીક હકીકત છુપાવવાનું કહ્યું. તેમાં ઠરાવવામાં આવ્યુ કે આથી ઈનસાફી મુકરદમમાં જુઠી શાહેદી આપવામાં મદદગારી કર્યાનો ગુન્હો થાય છે, અને તેની તજવીજ ફક્ત સેશનકોર્ટ કરી શકે છે. એનડીચેટીની બાબતમાં, ૨ મ. હા. કો. રી. પ્ર. ૪૩૮.

કાયદેસર પ્રતિજ્ઞા પુર્વક જુબાની આપવાને બંધાયેલો કોઈ પક્ષકાર જુઠી હકીકત બતાવે તો, તે હકીકત પોતે ગુન્હેગાર થાય તેવી હતી એ બાબત ઉપરની ખોટી સાહેદી આપવાના કેસમાં તેને નિર્દોષ ઠરાવી છોડી મુકયો હોય તો, તે વ્યાજબી ગણાશે નહીં. ૩ મ. હા. કો. રી. અપે. પ્ર. ૨૯.

વટલીને ખ્રીસ્તી થઈ ગયેલા કોઈ હિંદુને સોગનના આકટમાં બતાવ્યા મુજબ ખ્રીસ્તી ધર્મનું પુસ્તક આપી સોગન ખવરાવ્યા સિવાય તે સાચું બોલવાને એવી રીતે કાયદેસર બંધાએલો નથી, કે જેથી આ કલમ મુજબ તે વ્યાજબી રીતે ગુન્હેગાર થઈ શકે. ફોજદારી રજુઆત ચાલતી વખતે કોઈ શાહેદીએ સોગન અથવા પ્રતિજ્ઞા ઉપર હકીકત બતાવી ના હોય તો, તે પીનલકોડની કલમ ૧૯૯ ના અર્થ મુજબ એકરાર ગણાતો નથી, તેમજ તે શાહેદી કલમ ૧૯૧ મુજબ કરાર કરવાને બંધાયેલો નથી. એવેદ મુતુની બાબતમાં, ૪ મ. હા. કો. રી. પ્ર. ૧૮૫.

સન ૧૮૬૯ ના આકટ ૯ મા ઇનકમટેક્ષની કલમ ૧૯ મુજબ ખરી બાબતની સહી કરીને તેહેસીલદારને કરેલી અરજીમાં જાણીમુજીને ખોટી હકીકત બતાવવાને માટે કેદીને ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવ્યું કે આવી બાબતની અરજી સાંભળી શકે એવો તેહેસીલદારને અધિકાર ન્હોતો, અને તેથી કાંઈ પણ ગુન્હો બનતો નથી. ૫ મ. હા. કો. રી. પ્ર. ૩૨૬.

પ્રતિવાદીએ પોતાને માટે કોર્ટમાં દિવાની દાવામાં હાજર રેહેવાના અધિકારનું વકીલાતનામું સહી કરીને આપ્યું છે, એવી સહીનું વકીલાતનામું કેદી જે વકીલ હતો તેણે મુનસફની કોર્ટમાં રજુ કર્યું. ગામડાના અધિકારીની રૂબરૂ તેની સહીનું ખોટું વકીલાતનામું બનાવેલું છે એવું શાબીત થયું. કેદીને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી સજા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ કેસ આ કલમમાં આવી જતો નથી, અને કેદીનો કેદમાંથી છુટા થવાનો હક્ક હતો. કીલાસમપતરની બાબતમાં. ૫ મ. હા. કો. રી. પ્ર. ૩૭૩.

એક જુબાનીમાં ગમે તેટલી જુઠી વાત કહી હોય, તોપણ ખોટી સાહેદી આપવાનો એકંદર એક ગુન્હો થાય છે. ખોટી સાહેદી આપવાના તોહમતો જુબાનીમાં આવી ગયેલી ખોટી વાતની સંખ્યા પ્રમાણે વધારી શકાય નહીં. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૨૭.

ખોટી સાહેદી આપવાનો ગુન્હો શાબીત કરવાને, જે હકીકત ઉપર ખોટી પ્રતિજ્ઞા મુકવામાં આવી હોય તે હકીકત જુઠી છે એ સ્પષ્ટ રીતે શાબીત કરવાની જરૂર છે, પણ તેવી બાબતને માટે કાયદેસર પુરાવા તરીકે આવી હકીકત સ્પષ્ટ રીતે જુઠી કેહેનાર શાહેદીની જુબાની, અને સોગન ઉપર નહી બતાવેલી તોહમતદારની ઉલટી હકીકત વચે કાયદામાં કાંઈ તફાવત બતાવવામાં આવ્યો નથી. આવી જાતની હકીકત ખાત્રી પુર્વક શાબીત થાય તો બરોબર તેજ કારણને માટે તોહમતદારને બીજા કોઈ ગુન્હાને માટે ગુન્હેગાર ઠરાવવામાં જોઈએ તેવો પુરાવો ગણાય છે. એટલે કે ગુન્હો કર્યો નથી એનાથી ઉલટી આ તોહમતદારની કબુલાત છે. એક બીજાથી વિરૂદ્ધ હકીકત ઉપર વજન રાખવાનો સારો નિયમ એ છે કે, આવી સોગન ઉપર નહી કહેલી એક હકીકત અથવા એકથી વધારે હકીકત ફકત એકજ શાહેદીથી શાબીત થઈ હોય તો તેની શાબીતી ઉપરથી જે ખોટી હકીકતનું તોહમત મુકવામાં આવ્યું છે તેને ટેકો આપી શકે, એવી બીજી કોઈ હકીકતથી મજબુતી મળ્યા શિવાય ખોટી પ્રતિજ્ઞાનું તોહમત રાખી શકાતું નથી. કઈ

જાતની અથવા કેટલી શાબીતીથી મજબુતી મળી શકે તેના સબંધમાં દરેક કેસમાં એમ વિચાર કરવો જોઇએ કે, કામમાં લીધેલી કોઈ જુબાની ઉપરથી વિરૂદ્ધ અથવા સ્પષ્ટ જુબાની સાચી માની શકાય છે કે નહી. રાણી વિ. રોસ. ૬ મ. હા. કો. રી. પ્ર. ૩૪૨.

કોઈ સાક્ષી બીજાનું નામ બતાવી ખોટી શાહેદી આપે તો આ કલમ મુજબ ગુન્હેગાર થાય છે, પણ વેષ ધારણ કરી ઠગાઈ કરવાનો ગુન્હેગાર થતો નથી. રાણી વિ. પ્રેમા બીકા. ૧ મું. હા. કો. રી. પ્ર. ૮૯.

ઈનસાફી મુકરદમો ચાલતી વખતે કોઇ માણસે બે હકીકતો એક બીજાથી વિરૂદ્ધ બતાવી હોય, અને તેમાંની કઈ હકીકત ખોટી છે એ બાબતનો પુરાવો હોય તો, ખોટી સાહેદી આપવાના એક તોહમતને માટે રજુઆત ચલાવી તેને ગુન્હેગાર ઠરાવી શકાય. રાણી વિ. ગાનોજી ઉરફ પાંદજી. ૫ મું. હા. કો. રી. પ્ર. ૪૯.

ઈનસાફી મુકરદમામાં ખોટી સાહેદી આપવાનું તોહમત રાખેલો માણસ, એવું તોહમત રાખેલા બીજા માણસોની સાથે રજુઆત નહીં ચલાવતાં તદન જુદી રજુઆત ચલાવવાનું હક્ક તરીકે માગી શકે છે. વળી ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હો ફક્ત એક સાહેદીની જુબાની ઉપરથી રાખી શકાય નહીં. રાણી. વિ. ખોઆબલાલ વિગરે. ૯ વિ. રી. ૬૬ તથા રાણી વિ. ભવાનીશંકર હરીભાઈ. ૫ મું. હા. કો. રી. પ્ર. ૫૫.

આ કલમ મુજબ ગુન્હો શાબીત થયો હોય તો તેને કલમ ૧૮૧ મુજબ ગુન્હેગાર ઠરાવવો કાયદા વિરૂદ્ધ છે. ઈનકમટેક્ષ કમીશનરની રૂબરૂ તોહમતદારે પ્રતિજ્ઞા ઉપર કાંઈ હકીકત બતાવેલી, તે હકીકત ખોટી છે એવું તે જાણતો હતો અથવા તેવું માનવાને તેને કારણ હતું, તો તેથી આ કલમ મુજબ ઈનસાફી મુકરદમામાં ખોટી શાહેદી આપ્યાનો ગુન્હો થાય છે. રાણી વિ. દયાળજી અંદરજી. ૮ મું. હા. કો. રી. પ્ર. ૨૧

ઈનસાફી મુકરદમામાં ખોટી શાહેદી આપ્યાને માટે તોહમતદારને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. જે મુકરદમામાં ખોટી શાહેદી આપી તે મુકરદમો ફરીયાદ કરવાની પરવાનગી બરોબર રીતે નહી અપાયાથી પાછળથી રદ કરવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ઈનસાફી મુકરદમાના ભાગમાં ખોટી બીના કેહેવામાં આવી ન્હોતી, તેથી તોહમતદારની શીક્ષા રદ કરવી જોઈએ. ફોજદારી રજુઆતમાં મુકરદમો શાબીત કરવાની જરૂર પડે તો, તે મુકરદમો બતાવી શાબીત કરવો જોઈએ. રાણી વિ. રાવજી વલદ તાજુ. ૮ મું. હા. કો. રી. પ્ર. ૩૭.

આબરૂ જાય તેવી અરજીનો લખનાર કોણ હતો એ શોધી કાઢવાની મતલબથી સાધારણ મુકરદમો ચલાવવામાં સોગન આપવાનો માજીસ્ત્રેટને અધિકાર નથી. ઉપલી હકીકત મુજબ સોગન આપેલા કેસમાં ખોટી શાહેદી આપવાના ગુન્હાને માટે સજા કરેલી તે સજા હાયકોર્ટે રદ કરી. રાણી વિ. જીભાઈ વજા, ૧૧ મું. હા. કો. રી. પ્ર. ૧૧.

જે શાહેદીએ જુઠી જુબાની આપી હોય, તેણે પોતાની જુઠી હકીકત પાછી ખેંચી લેવાના પશ્ચાતાપને માટે કારણ હોવું જોઈએ. રાણી વિ. ગુલી મુલીક વિગરે. વિ. રી. ૧૦ સપ્ટંબર.

કોઈ માણસ, જે માણસ તરફથી તે શાક્ષી પુરવા આવ્યો છે તે માણસ તેનો ભાઈ થાય છે, એ વાત નામુકર જવાથી તેણે હલકી સજાને લાયક જુઠો પુરાવો આપ્યો એમ ગણવામાં આવ્યું હતું. રાણી વિ. ગોવિંદ શાહુ. વિ. રી. ૧૪ સપ્ટંબર.

મુનસફની કોર્ટના એક વાદીએ જડજની કોર્ટમાં આવી મુનસફે તેના સાક્ષીઓ લેવ ફ્ના ।પાડી, અને જો કે શાક્ષીઓ હાજર છે એવી ખબર આપવામાં આવી હતી,

તે છતાં પણ દાવો કાઢી નાંખવામાં આવ્યો હતો એવી ફરીયાદની અરજી આપી. સોગન ઉપર અરજદારની જુબાની લેઈને જડજે તોહમત શાબીત થતું નથી એમ ઠરાવી જુઠી સાહેદી આપવાને માટે અરજદાર ઉપર કામ ચલાવવાનો હુકમ કર્યો. આવી બાબતમાં અરજદારની સોગન ઉપર જુબાની લેવાનો જડજનો અધિકાર ન્હોતો, અને જે માણસ ઈનસાફદાર નથી તેની રૂબરૂ આપેલી શાહેદી ઉપરથી જુઠી શાહેદી આપવાને માટે ફરીયાદ કરી શકાય નહી. રાણી વિ. ચોટા જાદલચંદર બીસ્વાસ. વિ. રી. ૧૫ મી સપ્ટંબર.

કેદીએ બતાવેલી બંને હકીકતોમાંથી કેઈ હકીકત ખરી છે ને કેઈ ખોટી છે, એનું નિરાકરણ નહી થવાથી કેદીઓને એમાંના એક તોહમતને માટે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. રાણી વિ. નારાયણ દોસ વિગરે. ૧ વિ. રી. પ્ર. ૧૫.

હકીકત ખોટી છે કે ખરી એની માહીતી શિવાય ખોટી હકીકત કેહેવી તે કાયદેસર જુઠી શાહેદી આપ્યાનો ગુન્હો થાય છે. રાણી વિ. ઈચનમીયાં વિગરે. ૨ વિ. રી. પ્ર. ૪૭.

તોહમત રાખેલી હકીકતોમાંની એક હકીકત જુલમથી પોલીસની રૂબરૂ બતાવવામાં આવ્યાથી, ખોટી સાહેદી આપવાના તોહમત ઉપર ગુન્હો ઠરાવવાની યોગ્યતા વિષે ટીકા. રાણી વિરૂદ્ધ નાર્ગનાઉરટ. ૩ વિ. રી. પ્ર. ૬

ખોટી પ્રતિજ્ઞાનું તોહમત જે હકીકત ઉપરથી રાખવામાં આવ્યું હતું, તે હકીકત સોગનને બદલે સન ૧૮૪૦ ના આકટ ૫ મા મુજબ પ્રતિજ્ઞા ઉપર કેહેવામાં આવી હતી, તે શાબીતી સિવાય શાબીત થતી નથી. રાણી વિ. મનવારણ અપેલેન્ટ, ૪ વિ. રી. પ્ર. ૨૪.

કેદીઓએ આપેલી જુબાની જે જુઠી જુબાની ધારવામાં આવતી હોય, તે જુઠી જુબાની તે ગુન્હાના તોહમતોમાં બતાવવી જોઇએ. રાણી વિ. ફાઝલમીયાં વિગરે. ૫ વિ. રી. પ્ર. ૭૧.

કેટલાક માણસોએ ખુન કર્યું છે, પણ તે ખુનનું તોહમત ખરૂં છે કે શી રીતે તે બતાવેલું ન્હોતું, એવો નનામો કાગળ માજીસ્ત્રેટ ઉપર આવવાથી તેનો લખનાર શોધી કાહાડવાને માજીસ્ત્રેટે તજવીજ ચલાવેલી તે ઈનસાફી મુકરદમો ગણાતો નથી, અને તેમાં જુઠી શાહેદી આપવાને માટે આ કલમ મુજબ કોઈ માણસને સજા થઈ શકતી નથી. રાણી વિ. બાયકંતનાથ બાનરજી. ૫ વિ. રી. પ્ર. ૭૨.

જુઠી શાહેદી આપવાના કામમાં ઘણીજ બારીક અને લક્ષપૂર્વક શાબીતીની જરૂર છે, અને કોઈ શાહેદીની જુબાનીને બીજી રીતે ટેકો ના મળતો હોય તો, તે ઉપરથી ગુન્હેગાર ઠરાવાય નહી. રાણી વિ. મોહીમચંદર ચકરબતી. ૫ વિ. રી. પ્ર. ૭૭.

કોઇ પણ સાક્ષીએ પોતાની ચાલચલગત અથવા ઓદ્ધા વિષે જુઠી હકીકત બતાવી હોય તો, જુઠા તોહમત અથવા ખોટા દાવાની માફક વધારે સખત શિક્ષા કરવી જોઈએ નહી. રાણી વિ. રેવાહ ગોઆલાહા ૫ વી. રી. પ્ર. ૯૫.

સહીઓ મુકાબલા કરવી તે એક જાતની મજબુતી છે, જેથી ખોટી શાહેદીના કેસમાં એક સાહેદીની જુબાની ઉપરથી બ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવાય. રાણી વિ. બાબોરી ચોબી. ૫ વિ. રી. પ્ર. ૯૮.

સન ૧૮૬૬ ના ૨૦ મા આકટમાં બતાવ્યા પ્રમાણે કાંઈ કામને માટે કોઈ પણ માણસની જુબાની લેવાનો સબરજીસ્ટ્રારનો અધિકાર છે; અને આ આકટ મુજબ કોઈ મુકરદમો અથવા તપાસ ચાલતી હોય તે વખતે કોઈ માણસ તે અમલદારની રૂબરૂ જાણીબુજીને ખોટી હકીકત બતાવે તો તેના ઉપર ફોજદારી માંડી શકાય છે. રાણી વિ. જગતચંદર દત્ત. ૬ વિ. રી. પ્ર. ૮૧.

જાણીબુજીને ખોટી હકીકત બતાવવામાં આવી હોય, તોપણ ખોટી હકીકત કેસને કેવી રીતે અગત્યની છે, એ ખોટી સાહેદીના કેસમાં તોહમતમાં બતાવવાની જડજને જરૂર નથી. રાણી વિ. પારબતીચરન સીરકાર. ૬ વિ. રી. પ્ર. ૮૪.

કોઈ સાહેદીએ જાણીબુજીને ખોટી સાહેદી આપી હોય પણ માજીસ્ટ્રેટની રૂબરૂ કહેલી વાત ખોટી છે કે સેશનજડજની રૂબરૂ કહેલી વાત ખોટી છે, એ શક ભરેલું હોય તો, એમાંથી એક જગ્યાએ ખોટી શાહેદી આપવાનો ગુન્હો ગણી તેને ગુન્હેગાર ઠરાવી શકાય. રાણી વિ. મુસામત ઝુમીરન. ૬ વિ. રી. પ્ર. ૬૫.

તકરારમાં બતાવેલી વિરૂદ્ધ હકીકત ચાર વર્ષ પુરાં થયા પછી બતાવવામાં આવ્યાથી અને જાણીબુજીને જે ગુન્હાને માટે ઇરાદો જરૂરનો ઠરાવવામાં આવ્યો હતો તે શાબીત નહી થવાથી ખોટી શાહેદી આપવાનું તોહમત રાખી સજા કરેલી રદ કરવામાં આવી હતી. રાણી વિ. નાગબનસીલાલ. ૬ વિ. રી. પ્ર. ૮૯.

જુઠી સાહેદીના કેસમાં તકરારમાં બતાવેલી જુઠી હકીકતવાળી જુબાની શાબીત કરવાની જરૂર છે. રાણી વિ. ભાકોસ ટુટમ. ૭ વિ. રી. પ્ર. ૧૩.

ન્યાયની કોર્ટમાં જાણીબુજીને ખોટી હકીકત બતાવ્યાથી કોઈ માણસના જાન માલને નુકશાન થયું હોય, અથવા ન્યાયમાં અટકાવ થતો હોય અથવા ના થતો હોય, તોપણ તે એવો ગુન્હો નથી કે જેને માટે હલકી સજા કરી શકાય. પણ ફક્ત ખોટી હકીકતથી આવી રીતનું કાંઈ અનુમાન થઈ શકયું ના હોય, અને કેદીએ મુખ્યત્વે કરીને ગુન્હો કબુલ કર્યો હોય, અને કોર્ટની દયા ઉપર તેનો આધાર હોય તેવી બાબતમાં હલકી સજા કરી શકાય છે. રાણી વિ. ગુરજુન આહીર. ૭ વિ. રી. પ્ર. ૩૭.

સ્ત્રીઓએ ખોટી શાહેદી આપ્યાના કામમાં કોર્ટે ઘણા મતે સજા ઓછી કરવાની ના પાડી. રાણી વિ. બીશુએવા વિગરે. ૭ વિ. રી. પ્ર. ૬૬.

क. એ अ. નામનો માણુસ છે, અને अ. એ સહી કરેલો દસ્તાવેજ પોતે લખ્યો છે એવું તેણે બતાવ્યું. ह. જાણતો હતો કે क. એ अ. નથી, તેને क. ને દસ્તાવેજનો લખનાર अ. નામના માણુસ તરીકે પુરાવામાં રજુ કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ખોટી શાહેદી આપવામાં મદદ કર્યાના તોહમતને માટે ह. ને ગુન્હેગાર ઠરાવવા જોઈએ. ચંદીચરનનાથ વિગરે. ૮ વિ. રી. પ્ર. ૫

કેદી પોતાનો છોકરો ચોથી તારીખે ક્યાં હતો એ બતાવી શકયો નહી, અને તેને આગલે દીવશે તે છોકરો ઘરમાં માંદો હતો એવું કહ્યાથી તેને ખોટી શાહેદી આપવાનો ગુન્હેગાર ઠરાવવાને આવા પુરાવા ઉપરથી જ્યુરીને સમજાવી શકાય નહી. રાણી વિ. શેખતુફાની. ૮ વિ. રી. પ્ર. ૨૬.

આ કલમ મુજબ ખોટી શાહેદી આપવાના ગુન્હામાં જે શબ્દો અથવા વાકયોને માટે તોહમતદાર ઉપર તોહમત રાખવામાં આવ્યું હોય, તે વાકયો શી બાબતથી ખોટાં ધારવામાં આવે છે તે તોહમતમાં વાસ્તવિક રીતે બતાવવું જોઇએ. દોલત મુનશી અપેલેન્ટ. ૮ વિ. રી. પ્ર. ૯૫.

ખોટી શાહેદી આપવાના કામમાં તોહમતમાં બતાવવું જોઇએ કે કેવી અમુક બાબતના સબંધમાં તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું છે. ફરીયાદીએ આધાર રાખેલી અમુક ખોટી વાત બતાવવાને માટે જેટલી વાત જરૂરની હોય તેટલી કેદીની વાત જુદી કા-

ઢવી જોઈએ. કોઈ માણસે બતાવેલી વાત તેની પ્રથમની વાતથી ઉલટી છે એટલુંજ લખવું. આ કલમ મુજબ તે ગુન્હો થવાને માટે બસ નથી. ફરીયાદીએ આધાર રાખેલી અમુક વાત જે બાબતો અને ઈરાદાથી કેહેવામાં આવી છે તે ગુન્હો કર્યો છે એવું ધારી શકાય ત્યાર પેહેલાં, દરેક કેસમાં ધ્યાનમાં લેવી જોઇએ. રાણી વિ. સુંદરમોકુરી. ૯ વિ. રી. પ્ર. ૨૫.

ખોટી શાહેદી આપવાને માટે તોહમતદારને ગુન્હેગાર ઠરાવતા પેહેલાં શાબીત થવું જોઈએ કે, જે હકીકત ઉપર તોહમત રાખવામાં આવ્યું છે તે હકીકત તેણે બતાવી હતી, અને તે ગુન્હો થશે એવા ઇરાદાથી બતાવવામાં આવી હતી. કોઈ માણસે વિરૂદ્ધ હકીકત બતાવી છે એટલીજ બાબત ઉપરથી એમ શાબીત થતું નથી કે, આ કલમ મુજબ તેણે ગુન્હો કર્યો છે. શા ઇરાદાથી તે હકીકત બતાવવામાં આવી હતી તે વિષે કોર્ટે ખાત્રી કરવી જોઈએ. રાણી. વિ. દીનોનાથ બઝાર. ૯ વિ. રી. પ્ર. ૫૨.

ખોટી પ્રતિજ્ઞા ધારવામાં આવેલી દરેક હકીકતના સબંધમાં ખોટી પ્રતિજ્ઞાના તોહમતોમાં સ્પષ્ટ અર્થ બતાવવો જોઈએ, કે તે હકીકત બતાવવામાં આવેલી હતી, અને તે ખરૂં જોતાં ખોટી છે અને તે બતાવી તે વખતે ખોટી છે એવું તોહમતદારના જાણવામાં હતું. અને આ મુદ્દાઓની તજવીજ કોર્ટે અનુક્રમે કરવી જોઈએ. સામાવાળાના સાહેદીઓએ સોગન ઉપર બતાવેલી સઘળી વિરૂદ્ધ હકીકતથી બેશક ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હો બને છે એમ નથી. રાણી વિ. કાલીચરન લાહોરી. ૯ વિ. રી. પ્ર. ૫૪.

ખોટી જુબાની આપવાના કેસમાં દિવાની અદાલતે પોતાની રૂબરૂ તોહમતદારને તપાસતી વખતે તેની જુબાનીની નોંધ કરી લીધી ના હોય, પણ જે ભાષામાં જુબાની આપી હોય તે ભાષામાં બરોબર રીતે લખી લીધી હોય તો, તેથી જુબાની રદ થઈ જતી નથી. બેહારીલાલ બોસ વિગરેના કામમાં. ૯ વિ. રી. પ્ર. ૬૯.

ખોટી શાહેદી આપવાની રજુઆત કેદી ઉપર ચલાવતી વખતે સેશનજડજે કેટલાક શાહેદીઓની જુબાનીથી કેટલીક હકીકત શાબીત થએલી, તે બાબત વિષે શાહેદીઓએ આપેલી જુબાની ખરી હોય નહી એવો મત ડાકટરે આપ્યાથી કાઢી નાંખી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ખાત્રીથી શાબીત થએલી બાબતો સામે કોઈ બાબતમાં પ્રવીણ થએલા શાહેદીઓ અથવા ડાકટરની ફક્ત કલ્પના ઉપર આધાર રાખવો એ તે કેસની તપાસ કરવાનો વ્યાજબી રસ્તો નથી. ખોટી શાહેદી આપવાના કેસમાં ખરેખરો નિયમ એ છે કે પુરાવામાં શાબીત થએલી બાબતો વિશ્વાસ રાખવા લાયક નથી, એટલુંજ નહી પણ તે ઉપરથી તોહમત રાખેલા પક્ષકારે સોગન ઉપર બતાવેલી હકીકત ખરી માની શકાતી નથી, એવી બાબતોની શાબીતી મળ્યા સિવાય આવા ગુન્હાને માટે કોઈ પણ માણસને ગુન્હેગાર ઠરાવી શકાય નહી. ગુન્હો થાય એવી હકીકત માલમ પડે તો ગુન્હાનું ખરેખરૂં સ્વરૂપ શાબીત થવું જોઈએ. ગુન્હેગાર ઠરાવવાને અનુમાન થાય એવી શાબીતી કામમાં લેઈ શકાય છે. રાણી. વિ. અહમદઅલી વિગરે. ૧૧ વિ. રી. પ્ર. ૨૫.

ઈનિસાફી બાબતો ના હોય, જેવી કે સન ૧૮૧૪ ના રેગ્યુલેશન ૧૯ મા મુજબ કલેકટર મેહેસુલ સબંધી બાબતનું કામ ચલાવતો હોય, તેવી બાબતમાં જુબાની આપી હોય, તોપણ આ કલમ મુજબ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હો બને છે; પણ એમ શાબીત થવું જોઈએ કે કાયદેસર પરવાનગીથી ખોટી હકીકત બતાવવામાં આવી હતી. બોધીન રોય વિગરે અરજદારો. ૧૪ વિ. રી. પ્ર. ૨૪.

જે હકીકત ખોટી ઠરાવી તોહમત રાખવામાં આવ્યું છે, તેવા ખોટી પ્રતિજ્ઞાના કામમાં તે હકીકત શાબીત કરવાને એક શાહેદીની જુબાની બસ છે, રાણી વિ. ઇસિનચંદ્ર ઘોસ પાતરી. ૧૪ વિ. રી. પ્ર. ૫૩.

ઈનસાફી મુકરદમો ચાલવાની દરમિયાન કોઈએ ખોટી વાત જાણ્યા છતાં સોગન ઉપર કહી હોય તો, તે જો કે કોર્ટની રૂબરૂ ચાલતી બાબતને અગત્યની ના હોય, તોપણ તેથી ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હો બને છે. રાણી વિ. સીબપ્રસાદગીરી. ૧૯ વિ. રી. પ્ર. ૬૯.

કેદીએ હિંદુસ્તાનીમાં આપેલી જુબાની માજીસ્ત્રેટે લેઈ ઈંગ્રેજીમાં લખી લીધેલી, અને તે શાહેદીને વાંચી સંભળાવવામાં આવી હતી, અને તે ખરી છે એવું તેણે કબુલ કર્યું હતું, એવો તેની નીચે માજીસ્ત્રેટે શેરો કરેલો, પણ તે હિંદુસ્તાની જુબાની જે માણસે ઈંગ્રેજીમાં લખી લીધી હતી તે માણસને શાહેદી તરીકે બોલાવી તેની ઉલટ સુલટ તપાસ કેદીએ કરી ન્હોતી, તે ઉપરથી તે બરોબર ખાત્રી પુર્વક નથી, એમ ઠરાવવામાં આવેલી હતી. રાણી વિ. ગોનાઉરી. ૨૨ વિ. રી. પ્ર. ૨.

ખોટી પ્રતિજ્ઞાના તોહમતો જે માણસ ઉપર મુકવામાં આવ્યાં હોય, તે બાબતમાં તેણે વાપરેલા શબ્દો ઉપર બરોબર વિચાર રાખવો જોઇએ; અને જે પુરાવા ઉપરથી આ શબ્દો બરોબર રીતે શાબીત થતા નથી તેવા એકલા પુરાવા ઉપરથી ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. મંગળદાસ, ૨૩ વિ. રી. પ્ર. ૨૮.

વધારેલું ભાડું લેવાને માટે જમીનદારના હુકમથી હુમલો અને જુલમ કર્યાને માટે કેટલાક પક્ષકારોએ માજીસ્ત્રેટને ફરીયાદ કરી. રજુઆતને દિવશે ફરીયાદી અને તોહમતદાર બંને હાજર થયા નહી. માજીસ્ત્રેટ ફરીયાદ માંડી વાળનાર હતા એટલામાં કોઈ ત્રીજા પક્ષકારે હાજર થઈ એમ બતાવ્યું કે, ફરીયાદી રેહે છે તે મોઝા ઉપર હક્ક શાબીત કરવાનો જુઠો પુરાવો કરવાને માટે તોહમતદારે અખાડા કર્યાથી ફરીયાદ કરવામાં આવી છે. તે ઉપરથી માજીસ્ત્રેટે ફરીયાદીઓને હાજર રેહેવાની ફરજ પાડી તેમાંના કેટલાકોની જુબાનીઓ લેઈ અને ઉપર બતાવેલા ત્રીજા પક્ષકારની સાંમી ફરીયાદ લેઈ આ કલમ મુજબ ફરીયાદીઓને ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે માજીસ્ત્રેટે ત્રીજા પક્ષકારની અરજ લેવી જોઇતી નહી હતી; અથવા ફરીયાદીઓને કેસ ચલાવવાની ફરજ પાડવી જોઇતી ન્હોતી; અને કેસની હકીકત જોતાં આપેલો પુરાવો ઈનસાફી પુરાવો ન્હોતો. દુખન પાન વિગરે. ૨૪ વી. રી. પ્ર. ૩૨.

આ કલમ મુજબ ફરીયાદ થએલા કામમાં કેદીની હકીકત જુઠી હતી એ સ્પષ્ટ રીતે શાબીત કરવાનો બોજો ફરીયાદીને શીર છે. રાણી વિ. સરનજનમીયાં વિગરે, ૨૫ વી. રી. પ્ર. ૨૩.

વિરૂદ્ધ વાતો જેમાંની એક ખોટી છે એવું તોહમતદાર જાણતો હતો તે વાત કેહેવાથી ખોટી શાહેદી આપવાના કેસમાં, બીજી જુબાનીથી બેમાંની એક વાત ખોટી છે એવી મજબુતી મળતી હોય તો તે બસ નથી, પણ બેમાંની એક વાત ખોટી છે એ વિષેનો સ્વતંત્ર પુરાવો મળવો જોઇએ. રાણી વિ. કોલા. ૧૨ વિ. રી. ૬૬. અને ૪ બેં લા. રી. ક્રી. અ. પ્ર. ૪.

એક બીજાથી વિરૂદ્ધ વાતોના સબંધમાં ખોટી સાહેદી આપવાને માટે કોઈ કેદી ઉપર જુદાં જુદાં તોહમતો રાખવામાં આવ્યાં હોય, અને એક તોહમતને માટે ગુન્હો કર્યાનો જવાબ તેણે આપ્યો હોય તો, તેથી બીજા તોહમતને માટે તે નિર્દોષ ઠર્યો એનો સમાવેશ

થઈ જતો નથી. બીજું તોહમતને માટે નિર્દોષ ઠરાવી છોડી મુકતાં પેહેલાં પુરાવો લેઈ તે તોહમતની રજુઆત ચલાવવાને સેશનકોર્ટ બંધાએલી છે. રાણી વિ હુસેનઅલી. ૮ બેં. હા, રી. અપે. પ્ર. ૨૫.

જે માણસે જાણીબુજીને ખોટી શાહેદી આપવાનો ગુન્હો કર્યો છે, તેના ઉપર ફરીયાદ નહી માંડવાનો કરાર કોર્ટ મંજુર રાખી શકે નહી. રાણી વિ. બાલકૃષ્ણ. ૩ ના. વે. પ્રા. ૧૬૬.

ખોટી શાહેદી આપવાની ફરીયાદ થયા પછી કાયદા પ્રમાણે ખરાબ ઇરાદો શાબીત કરવાની જરૂર નથી. ઈરાદાની શાબીતી હોય તો બસ છે, અને વાત જો ખોટી હોય અને તોહમતદાર જાણતો હોય કે તે ખોટી હતી તો, એમ અનુમાન થઈ શકે કે તે કેહેવામાં તોહમતદારે જાણીબુજીને ખોટી શાહેદી આપી. રાણી વિ. અમીરઅલીખાન. ૩ ના. વે. પ્રા. પ્ર. ૧૩૩.

કોઈ ફરીયાદીની અરજીના સબંધમાં તેની જુબાની લેવી તે કાયદામાં ફરમાવ્યા પ્રમાણે તપાસ ગણાય છે. તેટલા માટે તે ઈનસાફી મુકરદમાનો ભાગ ગણાય છે. તેથી કરીને આવી રીતે લીધેલી જુબાનીમાં કોઈ જાણીબુજી ખોટી પ્રતિજ્ઞા કરે તો, આ કલમ મુજબ તોહમત રાખી શકાય છે. રાણી વિ. મતાદયાળ, ૪ ના. વે. પ્રા. પ્ર. ૬.

મુંબઈના સન ૧૮૬૭ ના આકડ ૮ માની કલમ ૧૩ મુજબ કામ ચલાવતાં પોલીસ પટેલની રૂબરૂ કોઈ માણસે સોગન ઉપર ખોટો મજકુર આપ્યો હોય તો, તેણે આ કલમના અર્થ મુજબ ખોટી શાહેદી આપી ગણાય છે, અને તે મુજબ તેને સજા પણ થાય છે. રાણી વિ. ઈરબસાપા, ઈં. લા. રી. ૪ મું. પ્ર. ૪૭૯.

કોઈ માણસે પોતાના ઘરની ભીંતમાં બાકું પાડયું, અને પેટી ભાગીને પોતાની છે એવું ધારતો હતો તે જણશો અંદરથી તે લેઈ ગયો, પણ આ જણશો બાહારના ચોરો લેઈ ગયા હશે એવું ધારીને તે જણશોની તકરાર ચાલતી હતી. તેથી પીનલકોડની કલમ ૪૦૩ મુજબ સાપરાધ ખોટો ઉપયોગ કરવાનું અને આ કલમ પ્રમાણે ઈનસાફી મુકરદમાના ભાગમાં રજુ કરવાને માટે ખોટો પુરાવો ઉભો કરવાનું એ બંને તોહમત તેના ઉપર રાખવામાં આવ્યાં હતાં. પેટીની અંદરની જણશો લેઈ જવાને માટે કોઈ માણસ ઉપર તોહમતદારે ફરીયાદ કરી હોય, એવું કામમાં શાબીત થયું નોહતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ઉપલી હકીકત જોતાં પીનલકોડની બેમાંની એક કલમ મુજબ ગુન્હો થયો હતો. રાણી વિ. થેવારામ વિગરે, ૧૦ ક. લા. રી. પ્ર. ૧૮૭.

દિવાની કોર્ટે તકરારમાં બતાવેલો મોકરારી ખેડહક્ક રદ કરવાથી જે માણસે તે હક્ક વિષે દાવો કર્યો હતો, તે માણસે કોર્ટમાં અનામત પૈસા મુકતી વખતે પોતાની અરજીમાં એમ બતાવ્યું કે, મોકરારી ખેડહક્કના સબંધમાં પૈસા અનામત મુકયા છે; તે ઉપરથી આ કલમ મુજબ ખોટો પુરાવો બનાવવાનું તોહમત રાખી તેને સજા કરવામાં આવી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે શિક્ષા કાયદા વિરૂદ્ધ હતી. ડાબીમાહટો વિ. રામમોહન મુકરજી. ૧૦ ક. લા. રી. પ્ર. ૪૩૩.

પોલીસ તજવીજ થતી વખતે કોઈ માણસની જુબાની લેવાતી હોય તો, તે માણસ (જે સવાલોના જવાબથી પોતે ગુન્હેગાર થઈ શકે અથવા પોતાનો દંડ અથવા દંડ દાખલ મીલકત જપ્ત થઈ શકે તેવા જવાબો શિવાય) પોલીસે પુછેલા સઘળા સવાલોના ખરી રીતે જવાબ દેવાને ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૬૧ મુજબ બંધાયેલો છે, અને જાણીબુજીને આ માણસે ખોટા જવાબો આપ્યા હોય તો આ કલમ મુજબ ઈનસાફી મુકરદ-

માના ભાગમાં ખોટી શાહેદી આપવાનો તે ગુન્હેગાર થાય છે. રાણી વિ. પરશરામ રાયસી-ગ. ઈ. લા. રી. ૮ મું. પ્ર. ૨૧૬.

કોઈ શાહેદી પોલીસ અમલદારનો જવાબ આપવાને બંધાયેલો છે, તેના જવાબમાં ખોટી હકીકત બતાવે તો જાણીબુજીને ખોટી શાહેદી આપવાનો તે ગુન્હેગાર થાય છે. રાણી વિ. નથુ સેખ. ઈ. લા. રી. ૧૦ ક. પ્ર. ૪૦૫.

કોઈ માણસ આફીડેવીટના નમુના પ્રમાણે ઇકરાર કરતો હોય તો, તે માણસને સોગન આપવાનો ડેપ્યુટી માજીસ્ત્રેટને અધિકાર નથી; આવી રીતના ઇકરારમાં બતાવેલી હકીકત ઉપરથી આવા માણસ ઉપર આ કલમ અથવા કલમ ૧૯૯ મુજબ ગુન્હો કર્યાને માટે ફરીયાદ કરી શકાય નહી. ઇશ્વિરચંદ્ર ગુન્હો વિગરેની બાબતની અરજીમાં. ઈ. લા. રી. ૧૪ ક. પ્ર. ૬૫૩.

પોલીસ અને માજીસ્ત્રેટ બેમાંથી એક જગે ખોટી શાહેદી આપ્યાના કામમાં પોલીસ અધિકારી રૂબરૂ આપેલી જુબાની તે અધિકારીએ પુછેલા જવાબમાં હતી એવો પુરાવો આપવામાં આવેલો નહિ હોય તો, જુઠી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થઈ શકે નહી. મહારાણી વિ. બૈકંઠ બૌરી. ઈ. લા. રી. ૧૬ ક. પ્ર. ૩૪૯

કોઈ નિરપ્રાધી માણસના ઘરમાં અને ખેતરમાં તેને શિક્ષા કરવાના ઇરાદાથી રેલવેની ચોરીની મીલકત છુપાવવામાં મદદ કરવાને માટે અરજદારને ગુન્હેગાર ઠરાવેલો, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે ઇનસાફી મૂકરદમાના ભાગમાં ખોટો પુરાવો કરવાને માટે આ કલમ મુજબ અને ચોરીની મીલકત સંતાડવામાં ખુશીથી મદદ કરવાને માટે પીનલકોડની કલમ ૪૧૪ મુજબ બંને તોહમતો માજીસ્ત્રેટે અરજદાર ઉપર રાખ્યાં, તે કાયદેસર હતું. રાણી વિ. રાજેશ્વર રાઈ. ઈ. લા. રી. ૧ અ. પ્ર. ૩૭૯.

म. એ क. ने ख. નો જુઠો વેષ ધારણ કરીને સરકારી સ્ટાંપનો કોઇ અમુક રકમનો કાગળ ખરીદ કરવાને ઉશ્કેર્યો, જેથી સ્ટાંપના કાગળ વેચનાર માણસે તે કાગળ ઉપર ખરીદ કરનાર તરીકે ख. નું નામ લખ્યું. ઇનિસાફી મુકરદમામાં ख. ની વિરૂદ્ધ આવો શેરો પુરાવામાં લેવાય એવા ઇરાદાથી म. એ આ કૃત્ય કર્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ખરેખરી રીતે ખોટો પુરાવો કરવાનો ગુન્હો બન્યો હતો, અને તેમાં म. ને મદદગારી તરીકે વ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવ્યો હતો. રાણી વિ. મુલા, ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૧૦૫.

પગાર ખાતામાં કેટલુંક લેહેણું મુકી કોઈ મરી ગયો. प. એ તે મરનારનો વારસ છે એવો તે ખાતાના અમલદારને કાગળ લખ્યો. તેમણે જડજ તરફ તે કાગળ તપાસ થવા મોકલ્યો. क. ની સોગન ઉપર જુબાની અપાવી. प. એ પોતાનો દાવો શાબીત કીધો. ડીસ્ત્રીકટ જડજના ધારવામાં આવ્યું કે क. એ જુઠી જુબાની આપી, તેથી સેશનજડજના ઓદ્ધા તરીકે તેની તજવીજ ચલાવી શીક્ષા કરી. તેમાં ઠરાવ્યું કે તારખાતાના અધિકારીએ प. નો કાગળ ખરો ઠરાવવાને મોકલ્યો તે અને ત્યાર પછીની તેના સબંધીની તપાસ એ "ઈનસાફી મુકરદમો" ગણાતો નથી, અને क. ને સોગન આપવાનો ડીસ્ત્રીકટ જડજનો અધિકાર નહી હોવાથી ગુન્હેગાર ઠરાવવું કાયદા વિરૂદ્ધ હતું. રાણી વિ. ચૈતરામ, ઈ. લા. રી. ૬ અ. પ્ર. ૧૦૩.

આ કલમ મુજબના તોહમતમાં સોગન ઉપર બતાવેલી બે વિરૂદ્ધ હકીકતોમાંની કઈ હકીકત ખોટી હતી એ બતાવવાની કાંઈ જરૂર નથી, પણ ખોટી શાહેદી આપવાનો ગુન્હો

ઠરાવવાને તોહમતદારે સોગન ઉપર એક વખતે એક હકીકત કહી, અને બીજી વખતે તેનાથી વિરૂદ્ધ હકીકત કહી છે, એ શાબીત કરવું બસ છે. રાણી વિ. બુલેટ. ઈં. લા. રી. ૭ અ. પ્ર. ૪૪.

તોહમતદાર ઉપર ફરીયાદીએ મકાનના ભાડા બાબત ગામના મુનસફની કોર્ટમાં દાવો કરયો હતો. તોહમતદારે જુબાનીમાં ભાડાચીઠી લખી આપ્યાની વાત ઈનકાર કરી. પણ પુરાવા ઉપરથી મુનસફે ભાડાચીઠી લખી આપેલી ખરી ઠરાવી અને તેથી તેના ઉપર ફોજદારી કામ ચલાવવા મંજુરી આપી. માજીસ્ટ્રેટે તોહમતદારને ગુન્હેગાર ઠરાવી આ કલમ મુજબ શીક્ષા કરી. તે શીક્ષા સેશનજડજે એમ બતાવી રદ કરી કે, સન ૧૮૧૬ ના કાયદા ૪ પ્રમાણે મુનસફ કામ ચલાવે તેમાં જો બંને પક્ષકારોની મરજી તે કામનો નીકાલ સોગન ખવરાવીને કરવાની હોય, તે શિવાય તેમને સોગન આપવાનો અધિકાર નથી, તેથી પ્રતિવાદી સોગન ઉપર હકીકત આપવા બંધાએલો નહી હતો વિગેરે. હાઈકોર્ટે કામના કાગળો મંગાવ્યા ને ઠરાવ કીધો કે અમારા અભિપ્રાયમાં આવે છે કે આ કામની હકીકત મુજબ પ્રતિવાદીની શાહેદ તરીકે જુબાની લેવરાવવાનો ગામના મુનસફને અધિકાર હતો, અને પ્રતિવાદીને એક વાર સોગન આપ્યા હતા તેથી તે સાચું બોલવાને કાયદેસર રીતે બંધાએલો હતો. માટે નીર્દોષ ઠરાવ્યાનો હુકમ રદ કરીએ છીએ. મહારાણી વિ. વેંનકાયા, ઈં. લા. રી. ૧૧ મ. પાનું. ૩૭૫.

દેહાંત શિક્ષા જોગ ગુન્હો કોઈની ઉપર શાબીત કરવાના ઈરાદાથી ખોટી શાહેદીઆપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

**૧૯૪. જો કોઈ માણસ ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ સખસની ઉપર પ્રમાણે અથવા ઈંગ્લાંડ દેશના કાયદા મુજબ) દેહાંત શિક્ષા જોગ હોય એવો કોઈ ગુન્હો શાબીત થાય, અથવા તેમ કરવાથી શાબીત થશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે ખોટી શાહેદીને લીધે કોઈ બેગુન્હા સખસની ઉપર ગુન્હો શાબીત થઈને તેનો જીવ લેવામાં આવે તો, તે ખોટી શાહેદી આપનાર સખસને અગર તો મોતની અથવા ઉપર બ્યાન કરેલી શિક્ષા કરવામાં આવશે.**

અગર તેમ કરવાથી કોઈ બેગુન્હાસખસની ઉપરગુન્હો શાબીત થઇને તેનો જીવલેવામાં આવે તો.

## વિશેષ સમજુતી.

**આ કલમ પ્રમાણે** કામ ચલાવવા માટે જે કોર્ટમાં ખોટી શાક્ષી અથવા ખોટો **પુરાવો** બનાવ્યો **હોય,** તે કોર્ટની અગર તેની ઉપરી કોર્ટની મંજુરી જોઈએ. ક્રી. પ્રો. કો. ડ. ક. ૧૯૫.

**ફેંસલા**—ખુનને માટે કેદી ઉપર રજુઆત ચાલતી વખતે કોઈ શાહેદીએ સેશન જડજની રૂબરૂ સોગન ઉપર એવી જુબાની આપી કે કોઈ બીજા માણસે ખુન કર્યું છે, અને તેજ શાહેદીએ માજીસ્ટ્રેટની રૂબરૂ એવી જુબાની આપી હતી કે, ખરી હકીકત તરીકે

કેદીએ ખુન કર્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ શાહેદી પીનલકોડની કલમ ૧૯૩ મુજબ ગુન્હેગાર છે. પણ આ કલમ મુજબ ગુન્હેગાર નથી, કારણ કે ખુનનો ગુન્હો થશે એવું તે જાણતો ન્હોતો. રાણી વિ. હરદયાળ, ૩ બેં લા. રી. ક્રી. અ. પ્ર. ૩૫.

તોહમતદારે પોતાના દુશ્મનની વિરૂદ્ધ ઈનસાફી મુકરદમામાં પુરાવો કરવાને માટે મીઠું ભરવાનો વિચાર કરી એક ખાડો ખોદ્યો, એવી હકીકતની શાબીતીથી કે ખોટો પુરાવો કરવાના યત્નનો વ્યાજબી રીતે ગુન્હો થઈ શકે છે. રાણી વિ. નંદા. ૪ ના. વે. પ્રા. પ્ર. ૧૩૩.

ખોટી શાક્ષી આપ્યા બદલનો આરોપ મુકવો તે ન્યાયની કોર્ટમાં આપેલી શાક્ષીને માટેજ મુકવો એમ નથી, એવા પ્રકારનો મજકુર એકાદ પોલીસ અમલદાર આગળ કહ્યા હોય, તોપણ તે પીનલકોડની કલમ ૧૯૧ માં કહ્યા પ્રમાણે અને ક્રી. પ્રો. કોડની કલમ ૧૧૮ નો વિચાર કરી જોતાં ખોટી શાક્ષી આપ્યા પ્રમાણે થાય છે. ૨૦ વી. રી. પ્ર. ૪૧.

સન ૧૮૭૯ ના આકટ ૧ લાના પ્રકર્ણ ૬ મુજબ પૈસા લેવાની કરેલી અરજીનો તપાસ કરવાનો અને તે બાબતમાં સોગન ઉપર જુબાની લેવાનો અને અરજી મંજુર અગર નામંજુર કરવાનો અધિકાર કલેકટરને છે, પણ બીજાને નથી, તેથી કલેકટરે ડીપ્યુટી કલેકટર તરફ તે અરજી મોકલી તપાસ કરવા લખ્યું હોય તો, અરજદારે રજુ કરેલા શાહેદીઓને સોગન આપવાનો તેને અધિકાર નથી, તેથી કરીને આ શાહેદીઓએ કાંઈ હકીકત ખોટી બતાવી હોય તો તેમના ઉપર પીનલકોડની કલમ ૧૮૩ અને ૧૯૪ મુજબ તોહમત રાખી શકાય નહી. રાણી વિ. નીઆઝઅલી. ઈં. લા. રી. ૫ અ. પ્ર. ૧૭.

*સમુદ્રપારની અથવા કેદની શિક્ષા થઈશકે એવોગુન્હોકોઈની ઉપરશાબીત કરવાના ઈરાદાથી ખોટી શાહેદીઆપવી અથવા ખોટો પુરાવો બનાવવો.*

**૧૯૫. જે માણુસ ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે, એવાઈરાદાથી કે તેમ કરવાથી કોઈસખસની ઉપર અથવા ઇંગ્લંડ દેશના કાયદા મુજબ દેહાંત શિક્ષા જોગ નહી, પણ જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વર્ષ અથવા તેથી વધારે મુદત સુધી કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો શાબીત થાય અથવા તેમ કરવાથી શાબીત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને જે માણસની ઉપર તે ગુન્હો શાબીત થયો હોય તેને જે શિક્ષા કરવામાં આવે, તે શીક્ષા કરવામાં આવશે.**

### દ્રષ્ટાંત.

**એક ઇનસાફની કોર્ટની આગળ અ. ખોટી શાહેદી આપે, એવા ઈરાદાથી કે તેમ કરવાથી બ. ની ઉપર ડાકાઈટીનો ગુન્હો શાબિત થાય. ડાકાઇટીની શિક્ષા જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દશ વર્ષની મુદત સુધીની દંડ સાથે અથવા દંડ વિના; કેદ એ છે, માટે અ. તે સમુદ્રપારની અથવા દંડ સાથે કે દંડ વિના કેદની શિક્ષાને લાયક છે એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

ઉપલી કલમો દરીયાપાર થએલા ગુન્હાને લાગુ પડતી નથી. દરીયાપાર હિંદુસ્થાનનો કોઈ પણ કાયદો ચાલે નહિ, ને તે ઉપર તકેદારીમે તપાસ "ઈંગ્લીશ લા" અથવા ઈંગ્લાંડમાં ચાલતા કાયદાથી થાય છે.

૨. કોર્ટમાં જુઠું બોલવું એ મ્હોટો ગુન્હો છે, ને તે પકડવામાં ઉતાવળ કરવાથી ઈનસાફની નેમ ઉલટી થઈ જાય છે. ન્યાયશાસ્ત્રીઓ કહી ગયા છે કે માણસ જાતમાં આતો જુની ખવાસ છે કે કોઈ મ્હોટી કસુરનો ગુન્હો આવ્યો તો તેને શીક્ષા કરવામાં મનની લીનતા પોતાની મેળે થઈ જાય છે, ત્યારે એવું બને છે કે શાક્ષીઓ પણ પોતે ભુલ કિંવા અતિશયોક્તી કરવાને ઉશ્કેરાય છે, ને સાક્ષીઓ જે ઉલટ પાલટ બોલે છે છતાં તેમની વચ્ચે જે સમતુળતા રેહેવી જોઈએ તે કરતાં વધારે સમતુળતાનું પ્રમાણ કાહડવાનું કરવા ન્યાય કરનારાઓના દીલની રૂચીઓ ઉશ્કેરાય છે, ન્યાયાધીશ તો કેવળ નીરપક્ષ રેહે છે, પણ તેનું મન પોતાની મેળે જે બાબતોને સબંધ નહી તેને તોડી સબંધમાં લાવી મેલે છે, ને જેટલી તેનામાં હુંશીયારી ને ચપળતા હોય છે તેટલી હુંશીયારીનાજ સબબ ને ચપળતાથી પોતે ઠગાય છે, ને તે જે ફેંસલો કરે છે તે ફેંસલો ભય ભરેલો થઈ પડે છે. એક જણ જાતે ચોર છે ને એક ઠેકાણે ચોરી થઈ તેની આશપાશ તે માણસ પકડાયો, તો તેજ ચોર એ અનુમાન કરવું સેહેલ છે, ને તે શાબેત કરવા ઉપર દરેક માણસની રૂચી થાય છે—તેમજ શાક્ષી ઉપરના કજીયામાં કોઈ પણ માણસ ઉપર એકે વેળા શક ઉપન્યો તો પછે તે બીચારો નિરપ્રાધી છતાં તેના દરેક બોલવા ઉપરથી ગેરવ્યાજબી સાર ને પ્રમાણ કાહાડવામાં મન લલચાય છે—માટે તેવા કોઈ પણ મુકદમામાં ખુલ્લે ખુલ્લુ ને પ્રત્યક્ષ પુરાવાથી જ્યાંહાં સુધી જુઠી શાક્ષી શાબેત ન થાય, ત્યાંહાં સુધી માત્ર આગંતુક પુરાવાથી કોઈને આરોપિત તરીકે ગણવો એ વ્યાજબી નથી.

૩. જે કોર્ટમાં ગુન્હો બન્યો હોય તેની મંજુરી વગર આ કલમ પ્રમાણે કામ ચાલે નહી.

**ફેંસલા**—કોઈ માણસ પોતાનું ઘર બાળી નાંખીને બીજા માણસ ઉપર ઘર બાળ્યાનું તોહમત મુકે, તો તેને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવાય નહી, પણ કલમ ૨૧૧ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાય છે. રાણી વિ. ભગવાન આહીર, ૮ વિ. રી. પ્ર. ૬૫.

કેટલાક માણસોને ગુન્હેગાર ઠરાવવાના ઈરાદાથી ખોટો પુરાવો ઉભો કરવાને માટે તોહમતદારને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. કેદીએ જાહેરાત રીતે કૃત્ય કર્યું હતું; અને તે માણસને ગુન્હેગાર ઠરાવવાને કરવામાં આવ્યું હોય એવું ધારી શકાય તેમ ન્હોતું; તેમજ એમ પણ શાબીત થયું ન્હોતું કે ગુન્હેગાર ઠરાવવાની મજબુતીમાં કેદીએ કાંઈ કર્યું હતું. તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે કેદીને થએલી શિક્ષા કાયમ રાખી શકાય નહી રાણી વિ. શંભદયાળ, ૫ ના. વે. પ્રા. પ્ર. ૧૮૮.

ખોટો પુરાવો. **૧૯૬. કાંઇ શાહેદી ખોટી છે અથવા પુરાવો બનાવટનો છે એવું જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે સાહેદી અથવા પુરાવાને ખરી શાહેદી અથવા ખરા પુરાવાની માફક વાપરે અથવા વાપરવાની કોશિસ કરે; તે માણસને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય અથવા ખોટો પુરાવો બનાવ્યો હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ મુકદમો ચલાવવા માટે શાહેદી ખોટી અથવા બનાવટનો પુરાવો છે એટલુંજ કેહેવું બસ નથી, પેહેલું તો શાક્ષી ખોટી અથવા પુરાવો બનાવટનો બતાવવો જોઈએ, ને તે સાથે બીજું એવું શાબીત કરવું જોઈએ કે આરોપિત માણસ તે

ખોટારા વિશે પુરતી રીતે પોતે વાકેફ હતો. લેહેણુદેણુના મુકદમામાં ખરો કરજદાર શાક્ષી લાવે કે તેણે તેના માગનારને રૂપિયા ભરયા છે, ને કરજ શાબેત થાય તો પછી જુઠા સોગનનો અન્યાય દેખીતો છે, કારણ નાણું વાળ્યું છે કે નહી તેથી કરજદારો હમેશ જાણીતા રેહે છે, ને તે જાણ્યા છતાં સાક્ષી ઉભો કરયો તો તેના જુઠારા માટે પુરતો વાકેફ છતાં ઉભો કર્યો.

૨. જુઠો શાક્ષી પોતે પ્રત્યક્ષ ઉભો કરે તોજ જુઠો માણુસ ગુન્હેગાર ઠરે છે, એમ નથી. જોઈએ તો તે પોતે ગેરહાજર હોય ને તેનો વકીલ કજીઓ ચલાવતો હોય ને વકીલની મારફતે જે સાક્ષિ ઉભા કરે તેનો પણ જોખમ તે માણસને માથે છે, ને તેમાં જુઠા સોગન શાબીત થાય તો તે ઉપલી કલમથી ગુન્હેગાર ઠરે છે.

૩. પણ ઉપર જણાવેલી સઘળી તરેહના મુકદમામાં એક બાબત ધ્યાનમાં રાખવી જરૂર છે. ૧૯૬ મી કલમથી મુકરદમો ચલાવતાં શાક્ષિ જુઠો શાબીત થવો જોઈએ, ને તે સાક્ષી જુઠું બોલે છે તે બંધે વાતથી આરોપિત માણસ વાકેફ જોઈએ એટલુંજ નહીં, પણ જુઠા શાક્ષી ઉભા કરે તો તે સાક્ષીઓ જે બોલે છે તેના જુઠાણાથી તે શાક્ષીઓ પોતે વાકેફગાર હતા એમ પણ શાબેત થવું જોઈએ. નહીં તો તેમની આપેલી શાક્ષી ઉપલી કલમમાં જણાવ્યા પ્રમાણે જુઠી શાક્ષી ના કેહેવાય.

૪. આ કલમ પ્રમાણેના તોહમતમાં પ્રથમ કોર્ટની મંજુરી જોઈએ.ક્રી. પ્રો. કોડ. ક. ૧૯૫

**ફેંસલા**—જે માણુસો જુઠા દસ્તાવેજને ખરા તરીકે કોર્ટમાં વાપરે, અને વળી તે સાચા છે એવા સોગન ખાય તો આ કલમ મુજબ ગુન્હેગાર થાય છે. પણ પીનલકોડની કલમ ૪૭૧ મુજબ ગુન્હેગાર થઈ શકે નહી. રાણી વિ. ઉદનલાલ, ૩ વિ. રી. પ્ર. ૧૭.

એક પાતું કપટથી કાઢી નાંખી બીજું પાનું તેને બદલે દાખલ કરેલું એવો ચોપડો કેદીએ પુરાવા તરીકે રજુ કર્યો; તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે ચોપડો રજુ કરવામાં આવ્યો તે વખતે કામના તકરારી મુદ્દાના ઠરાવને અસર કરવાને માટે ખોટો પુરાવો આપવાનું ધાર્યું હતું, અને તે ખોટો લેખ છે એવી તેને ખબર હતી એ શાબીત થયા શિવાય ખોટો પુરાવો ખરા તરીકે વાપરવાનો યત્ન કરવાના ગુન્હાને માટે તે ગુન્હેગાર ન્હોતો. રાણી વિ. મુદુ સુદનશા. ૭ વિ. રી. પ્ર. ૨૩.

કોઈ માણુસે કોર્ટમાં પોતે હાજર ન થતાં વકીલ મારફત ખોટો પુરાવો કામમાં અપાવ્યો, તેથી બીજા પાસે ખોટી શાહેદી અપાવી તેનો તે ગુન્હેગાર થાય છે. ૧ મોર્લી ડાઈજેસ્ટ. પ્ર. ૧૭૧.

જુઠો પુરાવો આપવાને માટે આ કલમનું લખાણ સાધારણ રીતે નિચા દરજ્જાના જુઠા સોગનને લગાડવું એવો મતલબ નથી. આ કલમ મુજબ ગુન્હો થવાને માટે એવું શાબીત કરવાની જરૂર છે કે તોહમતદારે કેટલેક જુઠો પુરાવો હોવા છતાં કામમાં લીધો. રાણી વિ. સેખ સફરૂદીન, ઈ. જયુ. પ્ર. ૧૨૨

લ. એ ખત ઉપરથી દાવો કર્યો, અને રજુઆત ચાલતી વખતે તે ખત રજીષ્ટર કરાવવાને માટે પોતે શક્તિવાન થાય તેને માટે ખોટા કાગળથી દાવાની મજબુતીમાં પુરાવો આપ્યો. આ કલમ મુજબ લ. ને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે રજીસ્ટ્રારની રૂબરૂ કામમાં વાપરવાને માટે જે ખોટો કાગળ બનાવવામાં આવ્યો હોય, તોપણ તે કાંઈ ગુન્હો ઠરાવવાને કાયદેસર અડચણ ન્હોતી. રાણી વિ. લક્ષ્મીજી, ઈ. લા. રી. ૭ મ. પ્ર. ૨૮૫.

ખોટું સર્ટિફીકેટ આપવું અથવા તે ઉપર સહી કરવી.

૧૯૭. જે સર્ટીફીકેટ આપવાનું અથવા સર્ટીફીકેટપર સહી કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય એવું સર્ટીફીકેટ; અથવા જે હકીકતના પુરાવામાં જે સર્ટીફીકેટ કાયદા પ્રમાણે લઇ શકાય તેવી કાંઈ હકીકત બાબતનું કાંઇ સર્ટીફીકેટ, કાંઇ જરૂરની બાબતમાં ખોટું છે એમ જાણીને અથવા એમ માનીને જે માણસ તે સર્ટીફીકેટ આપે, અથવા તે ઉપર સહી કરે તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ તોહમત શાબીત કરવા સારૂ નીચે લખેલી હકીકત શાબીત કરવી જોઈએ.

(૧) કલમમાં લખ્યા મુજબ સર્ટીફીકટ આપ્યું, અથવા તે ઉપર સહી કરી.

(૨) સર્ટીફીકટમાં બતાવેલી બાબતમાંની મુખ્ય બાબત ખોટી હતી.

(૩) એ મુખ્ય બાબત ખોટી હતી એવું સર્ટીફીકટ આપનાર અથવા તે ઉપર સહી કરનાર સખસ જાણતો હતો અથવા માનતો હતો, તેમ છતાં સર્ટીફીકટ આપ્યું.

કાંઈ જરૂરની બાબતમાં ખોટું છે એવું જાણેલુ સર્ટીફીકેટ ખરાની માફક વાપરવું.

૧૯૮. એવું કંઇ સર્ટીફીકેટ કાંઈ જરૂરની બાબતમાં ખોટું છે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે સર્ટીફીકેટને ખરા સર્ટીફીકેટની માફક વાપરે અથવા વાપરવાની કોશિસ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

ઉપલી ૧૯૭ મી કલમ તથા આ કલમમાં કોઈ માણસને કોર્ટમાં હાજર થવાની જરૂર છે તે વેળા તે ડાકતરનું સર્ટીફીકટ રજુ કરે કે તે બીમાર છે, જેથી તે ગેરહાજર રહી શકે છે, ને તેથી મુકદમાનો મ્હોટો આધાર તુટે છે, ત્યારે એવું સર્ટીફીકટ આપનાર ડાકટરને લલચાવનાર ઉપલી કલમો પ્રમાણે ગુન્હેગાર ઠરે છે.

સર્ટીફીકટ ખોટું હતું એમ જાણીને ખરી રીતે વાપરયું, એ બાબત મુખ્યત્વે કરીને શાબેત કરવાની જરૂર છે.

કાયદા પ્રમાણે પુરાવામાં લઈ શકાય એવા કોઈ એકરારમાંલખેલી ખોટીકેફીયત.

૧૯૯. જે એકરાર કોઇ ઇનસાફની કોર્ટ, અથવા કોઇ સરકારી નોકર, અથવા બીજો સખસ કાંઇ હકીકતના પુરાવા દાખલ કબુલ કરવાને કાયદાથી બંધાયલો અથવા અખત્યાર પામેલો હોય, એવા કોઇ એકરાર મધે જે કારણસર તે એકરાર કરવામાં અથવા વાપરવામાં આવે તેને લગતી કાંઇ જરૂરની બાબત સબંધી ખોટી હોય એવી, તથા ખોટી છે એવું પોતે જાણતો કે માનતો હોય એવી, અથવા ખરી છે એવું પોતે ન માનતો હોય એવી, કાંઇ કેફિયત જે માણસ તે એકરાર કરે અથવા તેપર સહી કરે તે માણસ લખે તો તે માણસને જાણે તેણે ખોટી સાહેદી આપી હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ ગુન્હો શાબીત થવા માટે નીચે લખેલી હકીકત શાબીત થવી જોઇએ.

૧. ઈકરાર મજકુરમાં જે હકીકત કહી તે ખોટી હતી કિંવા ખોટી છે એવું તોહમતદાર જાણતો હતો, કિંવા માનતો હતો, અથવા હકીકત ખરી છે એવું તે જાણતો ન્હોતો.

૨. જે મતલબ માટે તે ઈકરાર કરવામાં આવે કિંવા વાપરવામાં આવે, તે મતલબસર તે ઈકરારમાં લખેલી વાત ખોટી હતી.

૨. આ કલમ પ્રમાણેનું તોહમત લાવતાં પેહેલાં કોર્ટની મંજુરી જોઇએ. ક્રી. પ્રો. કોડ કલમ. ૧૯૫.

**ફેંસલા**—અરજી ઉપર તોહમતદારની સહી ન હોવાથી તેનો ઈકરાર કરેલો ગણાય નહીં, અને તેથી આ કલમ મુજબ તોહમત રાખી શકાય નહીં, પણ આવી અરજીની મજબુતીમાં સોગન ઉપર આપેલી જુબાની ખોટી હોય તો પીનલકોડની કલમ ૧૯૩ મુજબ તોહમત રાખવું વ્યાજબી છે. રામરેવાઝ કુંવરના કામમાં. ૭ ક. લા. રી. પ્ર. ૩૫૬.

કોઈ ફોજદારી તજવીજની વખતે શાક્ષીએ જે મજકુર કહ્યો હોય તે સોગન કિંવા પ્રતિજ્ઞા ઉપર કહ્યો ના હોય તો, આ કલમના અર્થ પ્રમાણે ખોટો એકરાર કર્યો કેહેવાય નહીં. ૪ મ. હા. રી. પ્ર. ૧૮૫.

એવો કોઈ ખોટો જાણેલો એકરાર ખરાની માફક વાપરવો.

**૨૦૦. એવો કોઈ એકરાર કાંઈ જરૂરની બાબતમાં ખોટો છે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે એકરારને ખરા એકરારની માફક વાપરે અથવા વાપરવાની કોશિસ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.**

**ખુલાસો—જે એકરાર કરતાં કાંઈ ગેરશીરસ્તે વાત બની હોય તે સબબ ઉપરથીજ પુરાવામાં કબુલ નહી થઇ શકતો હોય, તેને પણ ૧૯૯ મી તથા ૨૦૦ મી કલમોના અર્થ પ્રમાણેનો એકરાર સમજવો.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેનું તોહમત લાવતાં પેહેલાં અસલકોર્ટની મંજુરી જોઇએ. ક્રી. પ્રો. કોડ. કલમ ૧૯૫.

**ફેંસલો**—લોકોપકારક કૃત્યને માટે આ કલમ મુજબ કરેલો દંડ નહી આપવાને માટે ઠરાવેલી કેદ આસાન કેદ હોવી જોઈએ, પણ સખત મજુરી સાથે કેદની સજા કરવી જોઇએ નહીં. રાણી વિ. સંતુ બીન લખુ પાકોર. ૬ મું. હા. કો. રી. પ્ર. ૪૫.

કોઈ ગુન્હો કરનારને બચાવવાના ઈરાદાથી તેગુન્હો થયાનોપુરાવોઊ

**૨૦૧. કાંઇ ગુન્હો થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં જે માણસ તે ગુન્હેગારને કાયદા મુજબ થતી શિક્ષાથી બચાવવાના ઇરાદાથી તે ગુન્હો થયાનો કાંઇ પુરાવો ઉડાવે, અથવા એવા ઈરાદાથી જે માણસ પોતે ખોટી જાણતો અથવા માનતો હોય એવી કાંઇ ખબર તે ગુન્હા બા-**

ડાવવો, અથ વા તે બાબત ખોટી ખબર આપવી.

તે ગુન્હો દેહાંત શિક્ષા જોગ હોય તો.

સમુદ્રપારની શિક્ષા જોગ હોય તો.

દશ વર્ષથી ઓછીમુદતની કેદની શિક્ષા જોગ હોય,તો.

બત આપે, તે માણસને અગર જે ગુન્હો થયો એવું તે જાણતો અથવા માનતો હોય તે ગુન્હાને માટે મોતની શિક્ષા થઇ શકતી હોય તો, સાત વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે માણસ દંડને પણ લાયક થશે; અને જો તે ગુન્હાને માટે જીવતાં સૂધી સમુદ્રપારની અથવા દશ વર્ષ સૂધીની કેદની શિક્ષા થઇ શકતી હોય તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે. અને જો તે ગુન્હાને માટે દશ વર્ષથી ઓછી મુદત સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની.તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદ્દત ઠરાવી હોય તેની પા મુદત સૂધીની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(ब). એ ज. નું ખુન કર્યું છે, એવું જાણીને ब. ને શિક્ષાથી બચાવવાના ઇરાદાથી, લાશ સંતાડવામાં ब. ને अ. મદદ કરે તો, સાત વર્ષની બેમાંના ગમે તે પ્રકારની કેદને તથા દંડને પણ अ. લાયક છે.

## વિશેષ સમજુતી.

આ કલમમાં જે સખસ કોઇ ગુન્હેગારના ગુન્હાનો પુરાવો ઉડાવે તેને શિક્ષા કરવા લખી છે, તે દેખીતી રીતે જણાય છે કે ગુન્હો કરનાર માણસ જુદો ને ગુન્હાનો પુરાવો ઉડાવનાર માણસ પણ જુદો સમજવો; પણ ગુન્હેગાર પોતેજ પોતાનો પુરાવો છુપાવે તેને ઉપલી કલમ લાગુ પડતી નથી. કારણ તેના ઉપર ગુન્હાનો અપ્રાધ છે, તે ઉપરાંત બીજો અપ્રાધ મુકી શકાય નહીં.

૨. આ કલમ પ્રમાણેના તોહમતમાં નીચેની હકીકત શાબેત થવી જોઇએ.

(૧) અમુક ગુન્હો બન્યો છે એવું તોહમતદાર જાણતો હતો કિંવા માનતો હતો.

(૨) એ ગુન્હા સબંધીનો પુરાવો ઉડાવ્યો.

(૩) એવું કરવા માટે તેનો ઈરાદો તોહમતદારને શિક્ષાથી બચાવવા માટે હતો.

**ફેંસલા**—કેદી ખુન કરતી વખતે હાજર હતો, પણ આવું કૃત્ય બનશે તેની તેને ખબર ન્હોતી. બીકને લીધે તે ગુન્હો અટકાવવાની દરમિયાન, એટલુંજ નહી પણ તે મુડદુ સંતાડવામાં પણ સામેલ રહ્યો. એવું ઠરાવવામાં આવ્યું કે ખુનની મદદગારીના ગુન્હાને માટે તે ગુન્હેગાર નથી, પણ આ કલમ મુજબ તે પુરાવો ઉડાડી નાંખવાનો ગુન્હેગાર છે. રાણી વિ. ગોબરધન બેરા. ૬ વિ. રી. પ્ર. ૮૦

કોણે શીક્ષણ્ય મનુષ્યવધ કીધું તેની કાંઈ પણ શાબીતી ના હોય તોપણ, શિક્ષણ્ય મનુષ્યવધથી ખુન નહી થયાના ગુન્હાનો પુરાવો ઉડાવી દીધાનું તોહમત મુકી શીક્ષા કરવી તે બરોબર છે. રાણી વિ. મદન મોહન બોસ વિગરે. ૭ વી. રી. પ્ર. ૨૨

આ કલમ મુખ્ય ગુન્હેગાર શિવાય બીજા માણસો જે પુરાવો ઉડાવી દેઈને મુખ્ય ગુન્હેગારોને ગુન્હામાંથી બચાવે છે તેમને લાગુ પડે છે. પણ ગુન્હો કરનાર માણસ પોતે

ગુન્હામાંથી બચવાને માટે પુરાવો ઉડાવી દે તો, તેના ઉપર બંને તોહમતો રાખી સજા કરી શકાય નહીં. રાણી વિ. રામસુંદર સુતાર. ૭ વિ. રી. પ્ર. ૫૨.

જો કોઈ પણ ફસથી ગુન્હો કરવાનો પુરાવો ઉડી જાય, પણ તે ફસ ગુન્હેગારને કાયદેસર સજામાંથી બચાવવાના ઈરાદાથી કરવામાં ના આવ્યું હોય તો, તે ફસ કરનારને આ કલમ મુજબ સજા થઈ શકે નહીં. પુરાવો ઉડાવવાથી ગુન્હેગારને બચવાનો સંભવ હતો, એટલુંજ બસ નથી. રાણી વિ. તુલસીરાય. ૫ ના. વે. પ્રા. પ્ર. ૧૮૬.

મોતની શીક્ષા થાય એવો ગુન્હો બન્યો છે એવું જાણીને અથવા માનવાનું કારણ છતાં ગુન્હેગારને કાયદેસર સજામાંથી બચાવવાના ઈરાદાથી ગુન્હો થયાની જાણવા અથવા માનવા પ્રમાણે કોઈ કેદીએ ખોટી ખબર આપવાથી તેના ઉપર આ કલમ મુજબ તોહમત રાખવામાં આવ્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ફરીયાદીએ ચાલતા કેસમાં બરોબર રીતે પેહેલું એ શાબીત કરવાનું છે કે ફલાણા માણસનું ખુન થયું હતું; બીજું ગુન્હો થયાની કેદીએ ખબર આપી હતી; ત્રીજું આ ખબર ખોટી હતી અને એ કેદીના જાણવામાં હતું, ચોથું ખુન થયાનું તેણે તે વખત જાણ્યું હતું, અને પાંચમું તેનો ઈરાદો ખુન કરનારને બચાવવાનો હતો. ફરીયાદી તરફનો કેસ પુરો કરવાને ફક્ત ખબર આપવામાં આવી હતી, એટલુંજ શાબીત કરવું બસ નથી. પણ ખબર ખોટી હતી અને તે કેદીના જાણવામાં હતું એ પણ શાબીત કરવાની જરૂર હતી. રાણી વિ. સુબ્રામાન્યા પીલાઈ. ૩ મ. હા. કો. રી. પ્ર. ૨૫૧.

ન્હાનું બાળક લેઈ પોતાના ધણીના ઘરમાંથી નાશી ગએલી સ્ત્રીને તે બાળકનું ખુન કીધા બદલ પકડવામાં આવી હતી. તેણીએ જુદી જુદી રીતે ત્રણ જવાબ આપ્યા. (૧) તેણીએ તે બાળક પોતાના ધણીના કબજામાં મુક્યું હતું; (૨) र. નામના માણસે તેણીને ફોસલાવી હતી અને છોકરૂં તેણીની પાસેથી લેઈ લીધું હતું; (૩) ह. નામના કોઈ માણસે તે છોકરૂં દુબાડી દીધું હતું. જડજે છેવટનો જવાબ માની આ કલમ મુજબ તેણીને શીક્ષા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે શીક્ષા ગેરકાયદેસર હતી, માટે રદ કરવી જોઈએ. જે માણસ ગુન્હેગાર હોય એવો સંભવ લાગે, અને તે પોતાને બચવાના અને બીજાને સામેલ કરવાના ઈરાદાથી જવાબ આપે, તેવા માણસને આ કલમ લાગુ પડતી નથી. રાણી વિ. બેહાલા બીબી. ઈ. લા. રી. ૬ ક. ૭૮૯ અને ૮ ક. લા. રી. પ્ર. ૨૦૭.

કોઈ ગુન્હેગારે પોતાના ગુન્હાનો પુરાવો ઉડાવી દીધો હોય, તેને આ કલમ લાગુ નથી; પણ જે ખરેખરા ગુન્હેગારને બચાવવાના માટે ઉડાવે તેને લાગુ પડે છે. રાણી વિ. ડુંગર. ઈ. લા. રી. ૮ અ. ૨૫૨. રાણી વિ. કાશીનાથ ડીંકર. ૮ મું. હા. કો. રી. ૧૨૬ રાણી વિ. બેહલા બીબી. ઈ. લા. રી. ૬ ક. પ્ર. ૭૮૯.

આ કલમ મુજબ તોહમત મુકતા પેહેલાં એવું શાબીત થવું જોઈએ કે જે ગુન્હાનો પુરાવો તેણે ઉડાવી દીધો છે તે ગુન્હો ખરી રીતે બનેલો છે, અને તે ગુન્હો બન્યાનું તોહમતદાર જાણતો હતો, અથવા ગુન્હો બન્યો છે એવું માનવાને તેને પુરતી ખબર મળી હતી. રાણી વિ. મટુકી મીસર. ઈ. લા. રી. ૧૧ ક. પ્ર. ૬૧૯.

क. અને ख. બને જણ ज. ને ब. ના ખેતરમાં મારી નાંખીને તેની લાશ સજામાંથી બચી જવાના ઈરાદાથી क. ના ખેતરમાં લાવ્યા. આ ઉપરથી क. ને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. એવું ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુખ્ય

ગુન્હેગારો શિવાય બીજાને લાગુ પડે છે, અને તેટલા માટે જે કર્યું છે તેને માટે क. ને આ કલમ મુજબ શીક્ષા થઈ શકે નહીં. વળી ज. નું મુડદુ એક જગેથી બીજી જગે લેઈ જવાથી ખરી રીતે જોતાં કાંઈ ખુનનો પુરાવો ઉડી જતો નથી; અને જો કે તેની મતલબ પોતાના ઉપરથી અને ब. ઉપરથી વેહેમ ટાળવાની હશે, તોપણ તેના ફ્રત્યથી આ કલમમાં બતાવેલો ગુન્હો બનતો નથી. રાણી વિ. ક્રીષ્ણા. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૭૧૩

આ કલમ મુજબ વ્યાજબી રીતે સજા કરવાને એ બાબતની જરૂર છે કે, જે ગુન્હાને માટે કોઈને ગુન્હેગાર ઠરાવવામાં આવે છે તે ગુન્હો બનવો જોઈએ, અથવા તેને માટે તે જુમ્મેદાર થવો જોઈએ. રાણી વિ. અબદુલ કાદર. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૨૭૯.

તોહમતદારે તજવીજમાં એવી હકીકત જાહેર કરી કે ખુન વખતે તેની જોડે બીજા બે માણસો હતાં, અને પોતે ખુનમાં સામેલ થયો ન્હોતો, પણ ખુન કરતા પેહેલાં ઉપર બતાવેલા માણસોમાંના એકે મરનારની પથારીમાંથી રજાઈ ખેંચી લીધી, જે કે મારી રૂબરૂ પછીથી ઓઘલામાં સંતાડવામાં આવી હતી. તે રજાઈ મરનારની શાબોત થઈ હતી, અને તે તોહમતદારે પોલીસને બતાવી હતી, તેથી તેના ઉપર આ કલમ પ્રમાણે તોહમત રાખવામાં આવ્યું હતું. એવું ઠરાવવામાં આવ્યું કે આ કામમાં સજા રદ કરવી જોઈએ. કારણ કે રજાઈને છુપાવી અથવા ફાડી નાંખી ના હોત તો તેથી કાંઈ ખુનનો પુરાવો થાત નહી. ગુન્હો કરવામાં કોઈ માણસ મુખ્ય ગુન્હેગાર તરીકે સામેલ હોય તો તેના ઉપર ગુન્હાનો પુરાવો છુપાવવાનું બીજું તોહમત મુકી શકાય નહી. રાણી વિ. લાલી. ઈ. લા. રી. ૭ અ. પ્ર. ૭૪૯.

કોઈ ગુન્હા બાબત ખબર આપવાની જેની ફરજહોય, તે સખસ ઈરાદાથી ખબર આપવામાં કસુર કરે તો.

**૨૦૨. જે ગુન્હા બાબતની કાંઇ ખબર આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય, તે માણસ તે ગુન્હો થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું તેને કારણ છતાં, ઈરાદાથી તે ખબર આપવામાં કસુર કરે તો, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ આગલા બાબમાં ૧૭૬ મી કલમ આવી ગઈ તેના ધોરણ પ્રમાણે છે. જે માણસની કાયદા પ્રમાણે ખબર આપવાની ફરજ હોય તે માણસ જો ગુન્હાની ખબર ન આપે તો તેને ઉપર જણાવ્યા મુજબની શિક્ષા થાય છે.

૨. કાયદા પ્રમાણે સરકારી નોકરોની ને જીલ્લાના રીત રીવાજ ઉપરથી ગામડાના પટેલ પસાઈતા વિગરે માણસોની ફરજ કેહેવાય છે. તેમજ ચોકસ બાબતોમાં ને બંધણથી સાધારણ માણસની પણ તેવી ફરજ ગણાય છે. જુઓ. ક્રી. પ્રો. કોડ કલમ ૪૪-૪૫ તથા પાછળ કલમ ૧૨૦.

૩. આ કલમ ઇનસાફ વિરૂદ્ધના ગુન્હામાં ખોટી ખબર આપવાને માટે છે. અને ૧૭૬ મી કલમ કોઈ સરકારી નોકરને ખોટી ખબર આપે તે માટે છે.

**ફેંસલો**—કોઈ માણસને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવતા પેહેલાં કાયદેસર પુરાવો જોઇએ. (૧) કોઈ ગુન્હો બન્યો છે એવી તેની માહિતી છે અથવા એવું ધારવાનું

કારણ છે; (૨) તે ગુન્હાની ખબર જાણીબુજીને નહી આપવી તે; (૩) તે ગુન્હો થયાની ખબર આપવાની તેની કાયદેસર ફરજ હતી. બુડીચંદ મુખોપાધ્યા અરજદાર.૧૮ વિ. રી. ૩૧; ૯ એં. લા. રી. અપે. પ્ર. ૩૧.

કાંઈ ગુન્હો થયો હોય તેની ખોટી ખબર આપવી.

**૨૦૩. કાંઇ ગુન્હો થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું તેને કારણ છતાં, તે ગુન્હા બાબત પોતે ખોટી જાણતો અથવા માનતો હોય, એવી કંઇ ખબર જે માણસ આપે, તેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ ગુન્હા બાબત જાણીબુજીને ખોટી ખબર આપવાની બાંબતમાં વળી આગળ ગએલી ૧૭૭ મી કલમ પ્રમાણે છે. ૨૦૧ થી તે ૨૦૩ જી કલમ સુધી શાક્ષિ પુરાવા ઉડાડી નાંખવા માટેની વિગતના વધારા સિવાય તે ફક્ત ૧૭૬, ૧૭૭ ને ૧૮૨, મીમાં આવી ગએલી કલમોજ પાછી આવેલી સમજવી, ને તે વિશે પુરતી ટીકા આગળ આવી ગઈ છે તે જોવી.

**ફેંસલા**—ગુન્હો બન્યાની ખોટી ખબર આપવાને માટે આ કલમ મુજબ કેદીને ગુન્હેગાર ઠરાવવામાં ઈરાદાની કાંઈ જરૂર નથી, રાણી વિ. ચીતોર ચોકીદાર, ૧ વિ. રી. પ્ર. ૧૮.

આ કલમમાં બતાવેલા ગુન્હાના સબંધમાં ખોટી ખબર આપવાને માટે વ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવવાને તોહમત રાખેલા માણસને ગુન્હો થએલો છે એવું માનવાનું કારણ હતું, એટલુંજ નહી પણ ગુન્હો ખરેખરી રીતે થએલો હતો અને તોહમતદાર જાણતો હતો અથવા તેને જાણવાનું કારણ હતું. રાણી વિ. જોયનારાયણ પત્રો વિગરે, ૨૦ વિ. રી. પ્ર. ૬૬.

કોઈ લેખને પુરાવા દાખલ હાજર થતોઅટકાવવાને તેનો નાશ કરવો.

**૨૦૪. કોઈ ઈનસાફની કોર્ટમાં, અથવા કોઈ સરકારી નોકરની આગળ તેના હોદ્દાના જોરથી કાયદા પ્રમાણે ચાલતા કોઈ મુકદમામાં, જે લેખ કોઈ માણસ પાસે કાયદા પ્રમાણે પુરાવા દાખલ હાજર કરાવી શકાય એવો કંઇ લેખ તે માણસ છુપાવે, અથવા તેનો નાશ કરે, અથવા ઉપર લખ્યા મુજબની કોર્ટ કે સરકારી નોકરની આગળ પુરાવા દાખલ તે લેખ હાજર થતો અથવા વપરાતો અટકાવવાના ઈરાદાથી, અથવા તે કારણસર તે લેખ હાજર કરવાનો તેને કાયદા પ્રમાણે સમન અથવા હુકમ થયા પછી, તે માણસ તે આખા લેખને અથવા તેમાંના કાંઈ ભાગને ચેરી નાંખે અથવા વંચાય નહી એવો કરે, તો તેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે ગુન્હો શાબીત થવા માટે નીચેની હકીકત શાબેત થવી જોઈએ.

૧. લેખ મજકુર તોહમતદારે છુપાવ્યો, અથવા તેનો નાશ કર્યો કિંવા ચેરી નાંખ્યો, કિંવા બીજી કોઈ પણ રીતે ન વંચાય તેવો કર્યો.

૨. એમ કરવા માટે તેનો ઈરાદો એ લેખ પુરાવા દાખલ વપરાતાં અથવા રજુ થતાં અટકે એવો હતો.

**ફેંસલો**—કોઈ સખસ કાંઈ દસ્તાવેજ હાજર ન કરે કિંવા કોઈ બાહાનું કરી રજુ ન કરે તો, તે દસ્તાવેજ તેણે છુપાવ્યો એવું ઠરાવી તેને આ કલમ પ્રમાણે શીક્ષા થાય નહી. ૩ મ. હા. રી. પ્ર. ૬૪.

કબુલાતથી પંચને સોંપેલા દાવામાં કોઈ શાહેદીએ, પ્રતિવાદીએ રૂપીયા આપેલા તેના કરતાં વધારે રૂપીયા આપ્યા છે એવું શાબીત કરવાને ખત ઉપર શેરો કરેલો, તે શેરો પંચમાં તે શાહેદી મુકે નહી એવા ઈરાદાથી કે પંચાતીની પાસે જે ખત પડેલું હતું તે ખત વાદી લેઈ નાશી ગયો, અને તે રજુ કરવાની તેણે ના પાડી, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે આ ગુન્હો ચોરી નથી, પણ આ કલમ મુજબ દસ્તાવેજ સંતાડવાનો ગુન્હો છે. રાણી વિ. સુબ્રામાન્યા ધાનાપતી. ઈ. લા. રી. ૩ મ. પ્ર. ૨૬૧.

કોઈ મુકદમા મધ્યે કાંઈકામ કરવા સારૂ ખોટો વેસ લેવો.

**૨૦૫. જે માણસ ખોટી રીતે કોઈ બીજાનો વેસ લે, અને તે વેસ લઇને કાંઈ કબુલાત કરે, અથવા કાંઈ મજકુર કેહે, અથવા કબુલાતથી ફેંસલો કરાવે, અથવા કાંઈ હુકમ કહડાવે, અથવા હાજર જામીન કે બીજી તરેહનો જામીન થાય, અથવા કોઈ દિવાની કે ફોજદારી મુકરદમામાં કાંઈ બીજું કામ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આવો જે ખોટો વેસ લે તે વેસ લેવામાં કોઈ ફાયદો ધારીને વેસ લીધો એ મુખ્ય વાત નથી. ફાયદો લીધો હોય કે નહી, કે ફાયદાનો ઇરાદો રાખ્યો હોય કે ન હોય, પણ કોઈ પણ ઇનસાફના કામમાં વેસ ધારી કસુર કરે કે બીજા માણસને નુકશાની કરે તો, તે ઉપલી કલમના ગુન્હામાં આવે છે. વેસ જોઈએં તો કલ્પિત માણસનો ધારણ કરયો હોય તોપણ તે ચોકસ બંધણીથી ગુન્હા ગણાય છે. પણ મુખ્ય તો કોઈ બીજા જાણીતા માણસનો વેસ ધારણ કરવો ગુન્હા ગણાય છે. ને તેમાં બારીકીથી જોતાં ફક્ત તેજ વેસ ગુન્હો નથી. પરંતુ વેસ સાથે બીજી વિગતો શું સબંધ રાખે છે તે ઉપર આધાર રેહે છે, માટે વેસ ધારણ કરયા પછી વેસધારી માણસ શું વર્તણુંક ચલાવે છે તેથી ગુન્હેગાર ઠરે છે.

૨. આ કલમ પ્રમાણે તોહમત લાવતા પેહેલાં જે કોર્ટમાં ગુન્હો બન્યો હોય તે કોર્ટની મંજુરી જોઈએ. ક્રી. પ્રો. કોડ કલમ ૧૯૫.

૩. ખોટું નામ વાપરીને ફક્ત ઠગવાથી ગુન્હો થાય છે એમ નહી, પણ બીજા કોઇ ખરા સખસનું નામ ધારણ કરીને અને તેવી રીતે વર્તીને કાંઈ કબુલાત વિગરે કરે તેને વાસ્તે શિક્ષા થાય છે, અથવા કાંઈ ખરેખરો સમન ગુન્હેગાર કાંઈ નામ ધારણ કરીને કઢાવે, જેમકે એક **अ.** એવું ધારણ કરે કે હું **ब.** નો લેહેણદાર છું, ને **अ.** નું જે લેહેણું હોય તે લેવા માટે **ब.** ઉપર સમન કઢાવે.

**ફેંસલા**—આ કલમ મુજબ જુદા વેસ ધારણ કરવાના ગુન્હાને માટે ગુન્હેગારને કપટથી લાભ થવાનો હતો, એ અગત્યની બાબત નથી, અને જે માણસના નામનો વેસ ધારણ કરવામાં આવે છે તે માણસની કબુલાત લીધી હોય, તોપણ ખોટો વેસ ધારણ કરવાને માટે શિક્ષા કાયમ રાખી શકાય છે. સુપાકન એક્ષપાર્ટી. ૧ મ. હા. કો, રી. પ્ર. ૪૫૦.

આ કલમ પ્રમાણે ખોટો વેસ ધારણ કરવાનો ગુન્હો થવાને માટે ખોટું નામ ધા-

રણુ કરવાની શાબીતી બસ નથી, પણ બીજા કોઈ માણુસને ખોટી રીતે બતાવવાને માટે આવી રીતે ધારણ કરેલું નામ વાપરવામાં આવ્યું હતું,એ શાબીત કરવું જોઈએ. કદારરાવટન વિગરેની બાબતમાં. ૪ મ. હા. કો. રી. પ્ર. ૧૮.

જે માણુસનો ખોટો વેસ ધારણ કરવામાં આવે છે તે માણુસનું નામ અને વર્તણુંક તોહમતદારે ધારણ કરવી જોઈતી હતી, એ આ કલમ મુજબ ખોટો વેસ ધારણ કરવાનો ગુન્હો થવાને માટે જરૂરનું છે. તોહમતદારે તે માણુસના નામની અરજી કોર્ટમાં આપી હતી, તે આ કેસની હકીકત જોતાં તે માણુસનો ખોટો વેસધારણ કરવાનો કાંઈ ઈરાદો શાબીત કરવાને જોઈએ તેવી નથી. રાણી વિ. નારાયણ આચારજી. ૮ વિ. રી. પ્ર. ૮૦.

કાંઈ મીલકત સરકાર જપ્તથતી અથવા હુકમનામું બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ તે મિલકત દગલ બાજીથી ખશેડવી અથવા છુપાવવી.

**૨૦૬. જો કોઇ માણસ કાંઈ મિલકત અથવા તે માંહેલો કાંઈ હક્ક દગલબાજીથી કેથાં ખશેડે કે છુપાવે, અથવા કોઈ સખસના નામપર ચહુડાવે કે કોઈને સ્વાધિન કરે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ ઈનસાફની કોર્ટે અથવા બીજા મુખ્તિયાર અધિકારીએ કાંઈ શિક્ષાનો હુકમ કર્યો હોય અથવા કાંઇ હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય, તે હુકમ મુજબ તે મિલકત અથવા તે માંહેલો તે હક્ક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસૂલ થતો અટકે, અથવા કોઇઇનસાફની કોર્ટે કોઈ દિવાની મુકદ્દમામાં કાંઈ હુકમનામું અથવા હુકમ કર્યો હોય, અથવા કાંઈ હુકમનામું કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય, તે હુકમનામું અથવા હુકમ બજાવવામાં તે મિલકત અથવા તે માંહેલો તે હક્ક લેવાતો અટકે, તો તે માણસને બે વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

દગલબાજીથી કાંઈ મિલકત કે તે માંહેલો હક્ક ખશેડવો એટલે શું? આગલી કલમમાં જણાવ્યું છે કેઃ—

૨. જો કોઈ વસ્તુ દગો કરવાના ઇરાદાથી ખશેડે તો તે વસ્તુ "દગલબાજી"થી ખશેડી એમ સમજવું, નહીં તો નહીં. (જુઓ કલમ ૨૫).

૩. બાબ ૧૧, મો બહુ મિશ્ર છે. તેમાં ઓછામાં ઓછી આઠ નવ બાબતોનો સમાવેશ કર્યો છે. લા કમીશનરોએ પોતાના રિપોર્ટમાં જણાવ્યું છે કે "ઈનસાફના કામમાં ખલેલ કરનારી બાબતોનો એક પ્રકરણમાં વિચાર કરવો; પણ તે વિચાર ફક્ત ઈનસાફનો તિરસ્કાર ને ઈનસાફના માણસોને આડે આવવાથી જે અડચણ નડે છે તેનોજ કર્યો; પરંતુ તેમ ન કરતાં ઈનસાફને જે નુકશાની પુગે તેવા ગુન્હા બાકી ઘણા રહ્યા છે," ને તે સર્વનો જમાવ તેઓએ આ પ્રકરણમાં કર્યો, એટલે ખરેખર તે પ્રકરણ ઘણું મિશ્ર થવું જોઇએ. એટલે પેહેલાં તો તેઓ જુઠી સાક્ષી ને જુઠા પુરાવાથી શું નુકશાની થાય છે તેનો વિચાર કરી તે ઉપર ગુન્હા ઠરાવી તેની શિક્ષાઓનાં તેઓએ ધોરણ બાંધ્યાં. એ ધોરણ વિલાયતના ઈંગ્રેજી કાયદા કે બીજા હરકોઈ સર્વે કાયદાથી જુદીજ રીતે બાંધ્યાં છે. કારણ

કે હિંદુસ્તાનની રૈયતની રીત રીવાજને માફક આવે ને તેમના ચાલતા જુગારાનો અટકાવ થાય તેવી સખત રીતે બાંધ્યાં છે. જુઠી સાક્ષી ને જુઠા પુરાવાની તેમના સઘળા પ્રકારમાં સમતુળતા કર્યા બાદ આ કલમથી હવે ખોટી રીતે મિલકત ખશેડી મેહેલવાના ગુન્હાનો વિચાર કરયો છે, કે જેથી ખરા માગનારના હક્ક ડુબે નહીં.

૪. ઉપલી કલમમાં "દગલબાજીથી" કરી જે જણાવ્યું, તે દગલબાજી એ વિગત (facts) ઉપર આધાર રાખે છે. દરેક બાબત એવી જે કોર્ટની રૂબરૂ આવે તેમાં તે દરેક બાબતની ચોકશીની હકીકત ઉપર બહુ ધ્યાન રાખવું પડે છે. જે મિલકત ફેરવી હોય અથવા જે હક્ક બદલ્યો હોય તે વખતે ખરીજ રીતે બદલ્યો હોય–જો ખોટો બદલ્યો હોય તો વખતે વિના દોષે અજ્ઞાનપણે બદલ્યો હોય તો, તે શોધી કાહાડવા માટે કજીયાની હકીકત (facts of the case) ઉપર આધાર રાખે છે, કાયદાના ધોરણ ઉપર નહીં.

૫. પાછું જે મિલકત બદલી કે હક્ક ફેરવ્યો, તે બદલી અથવા ફેરવતી વેળા ગુન્હેગાર નાદાર થએલો હોવો જોઇએ. વળી તેમ ફેરવવું તેની પોતાની રાજી ખુશી ને શુદ્ધ બુદ્ધિથી થએલું જોઇએ. જો બીજી કોઈ રીતથી અથવા દબાણથી થયું હોય તો તેને ઉપલી કલમથી છુટ મળે છે.

૬. આ કલમ પ્રમાણે તોહમત લાવતા પેહેલાં જે કોર્ટના સબંધમાં ગુન્હો બન્યો હોય, તે કોર્ટની અગર તેની ઉપરી કોર્ટની મંજુરી જોઇએ. ક્રી. પ્રો. કોડ. કલમ ૧૯૫.

૭. આ કલમ પ્રમાણેના તોહમતની પ્રાયમાફેસી કેસથી માગણી કરી શકાય છે. જુઓ એકસ્ત્રાડીશન આકટ સન ૧૮૭૯ ના ૨૧ માની કલમ. ૧૧

**ફેંસલા**—કલેકટરના હુકમનામાની બજાવણી અટકાવવાને માટે કોઈ માણસ કપટથી મીલકત ખશેડે તો, તે આ કલમ મુજબ શિક્ષાને પાત્ર થાય છે. ગોરચંદર ચકરબતી વિ. ક્રીષ્ણુ મોહનસીંગ, ૧૦ વિ. રી. ૪૬; ૨ બેં. લા. રી. પ્ર. ૪.

આ કલમ પ્રમાણે ગુન્હો બનવા માટે સરકારી જપ્તીમાંથી બચાવવાને સારૂ મીલકત અથવા તેમાંનો કાંઈ પણ હક્ક કપટથી ખશેડવો જોઇએ અથવા વેચવો જોઇએ. લાલ મુકુંદ બ્રાજો ખાસી અરજદાર, ૧૮ વિ. રી. પ્ર. ૬૫.

કાંઈ મિલકત સરકાર જપ્ત થતી અથવા હુકમનામું બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ દગલબાજીથી તે મિલકતપર દાવો કરવો.

**૨૦૭. ફલાણી મિલકત અથવા તે માંહેલા ફલાણા હક્કપર મ્હારો કાંઈ હક્ક અથવા વ્યાજબી દાવો નથી એવું જાણીને જે માણસ દગલબાજીથી તે મિલકત અથવા તે માંહેલો તે હક્ક કબુલ કરે, અથવા લે અથવા તેનો દાવો કરે, અથવા જે માણસ કોઇ મિલકત અથવા તે માંહેલા કાંઇ હક્કપરના કાંઇ હક્ક બાબત કોઇ તરેહની ઠગબાજી કરે, એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ ઇનસાફની કોર્ટે અથવા બીજા મુખત્યાર અધિકારીએ કાંઇ શિક્ષાનો હુકમ કર્યો હોય અથવા કાંઇ હુકમ તે કરશે એવો સંભવ છે, એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મિલકત અથવા તે માંહેલો તે હક્ક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસુલ થતો અટકે, અથવા કોઇ ઇનસાફની કોર્ટે કોઇ દિવાની મુકદમામાં કાંઇ હુકમનામું અથવા હુકમ કર્યો હોય અથવા કાંઇ હુકમનામું કે હુકમ તે કરશે એવો સંભવ છે, એમ તે માણસ જાણતો હોય**

**તે હુકમનામું અથવા હુકમ બજાવવામાં તે મિલકત અથવા તે માંહેલો તે હક્ક લેવાતો અટકે, તો તે માણસને બે વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે ફરિયાદ કરતાં અવલ જે કોર્ટમાં ગુન્હો બન્યો હોય, તે કોર્ટની અગર તેની ઉપરી કોર્ટની મંજુરી જોઇએ. ક્રી. પ્રો. કોડ. કલમ ૧૯૫.

૨. ઠગવાના ઇરાદાથી જે સખસ મીલકત લે, તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

જે રકમ લેહેણી નથી તેને સારૂ દગલબાજીથી હુકમનામું થવાદેવું.

**૨૦૮. કોઇ સખસે ફરીયાદી કર્યા ઉપરથી જે રકમ લેહેણી ન હોય તે રકમને સારૂ, અથવા તે સખસને જેટલી રકમ દેવી હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મિલકતપર કે તેના જે હક્કપૂર તે સખસનું કાંઇ પોંહોચતુ ન હોય એવી મિલકતને સારૂ, અથવા એવા હક્કને સારૂ જે માણસ દગલબાજીથી પોતાની ઉપર કાંઈ હુકમનામું કે હુકમ કરાવે અથવા થવા દે અથવા કાંઇ હુકમનામું કે હુકમ પુરો થયા પછી, અથવા જે વસ્તુ સબંધી તે પુરો થયો હોય તે વસ્તુ સબંધી જે માણસ દગલબાજીથી પોતાની ઉપર તે હુકમનામું કે હુકમ બજવાવે અથવા બજવા દે, તે માણસને બે વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**દ્રષ્ટાંત.**

(अ.) **ज. ની ઉપર એક ફરિયાદી કરે, अ. નું મ્હારી ઉપર હુકમનામું થશે એવો સંભવ છે એમ જાણીને ब. જેનો ज. ની ઉપર કાંઇ વ્યાજબી દાવો નથી તેણે ફરીયાદી કરેથી વધારે રકમનું હુકમનામું ज. દગલબાજીથી પોતાની ઉપર થવા દે, એવા હેતુથી કે अ. ના હુકમનામાની રૂઇએ ज. ની મિલકતનું જે વેચાણ થાય તેમાંથી જે રૂપીયા ઉપજે તેમાં ब. પોતાને હિસાબે અથવા ज. ના ફાયદાને સારૂ ભેગો ભળે, તો આ કલમ મુજબ ज. એ ગુન્હો કર્યો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

કલમ ૨૦૭–૨૦૮ માં દગલબાજીથી મિલકત છુપાવવા અથવા બદલી આપવાનો ગુન્હો ઠરાવ્યો છે, તે વિશે વધારે સમજ એટલી લેવી છે કે તે મિલકત કાંઈ ખરેખરી એકના હસ્તકથી લઈ બીજાને હસ્તક પોંહોચી હોય તોજ ગુન્હો લાગુ પડે એમ છે નહીં. **अ**. ના પાસે મિલકત છે કિંવા કોઈ પેહેડીમાં તેનો હક્ક છે ને **अ**. પોતે કાંઈ દબાણમાં આવી ગયો કે નાદાર થવાની વકી રાખી, **ब**. ને મિલકત કિંવા પેહેડીનો હક્કફેરવી આપે છે, પછી (अ). એ તે પોતાની માલેકી કિંવા હક્ક સોંપવાના દસ્તાવેજ કરી આપ્યા ને મિલકત કે હક્ક તેને હસ્તક હજી કરી આપ્યા નથી, તોપણ ઉપલ્યો દસ્તાવેજ કર્યાથી તે ગુન્હેગાર ઠરે છે.

૨. તેમજ વાંહાણ ઉપર એક બંદરથી બીજે બંદર માલ આવે છે. માલ એકના નામનો આવે છે, ને વઉચર તે ધણીની પાસે પોંહોચી ચુકયાં છે, તેટલામાં મોકલનાર કે માલધણી બીજાના નામના વઉચર કરી રવાના કરે કે ધણી ઉભા કરે, તો હજી વાંહાણ તેને માંડેલે બંદરે પુગ્યું નથી, તોપણ તે ગુન્હો થયો.

૩. મતલબ એવી છે કે માલ કિંવા મીલકત ગમે ત્યાં હોય કે ગમે તેના હસ્તકમાં હોય, પણ તે સપુરદ કરી આપવાનો પુરતો (exhaustive) પુરાવો બસ છે, પછી તે ગમે તે જાતનો પુરાવો હોય તોપણ.

૪. માલ મીલકત બદલી કરી આપવાના બે પ્રકારને ઉપલી કલમો લાગુ પડતી નથી. એક તો એ કે કોઈ કરજદાર પોતાની મિલકત માગનારાઓના સામાન્ય લાભ માટે વેચે, પછી તે વેળા તે ઉપર કોર્ટની ગમે તેવી જાસ્તી હોય તોપણ તે માટે તે દગલબાજી કરેલી કેહેવાતી નથી. બીજો એકે નાદાર ચોકસ ચીજો પોતાના મીત્ર કિંવા સગાને બક્ષિસ તરીકે આપે, પણ તે ચીજો એવી જોઈએ કે જે સાધારણ કામની ને એક સાધારણ માણસ બીજાને આપી દઈ શકે તેવી હોય, તે માટે ગુન્હેગાર ઠરતો નથી.

૫. વળી પાંચ દશ માગનાર હોય ને તેમાંથી કરજદાર કોઈ એક માગનારને કરજ પેટે પોતાની મીલકત કે હક્ક આપવા માટે તેને બધી જોગવાઈ કરી આપે, ને બીજાઓને તેમ ન કરે તો તેથી જો કે તેણે નીતિભંગ કર્યો, પણ કાયદા વિરૂદ્ધ તેને દોષ લાગી શકતો નથી. જ્યારે માગનારાઓ તરફથી કોર્ટના હુકમ કાહાડી મીલકત જપ્ત કરવામાં આવે છે, ત્યારે કરજદાર કોઈ ઉપર ચીડાઈ એક અથવા બે જેમને તે સાલસ ધારે છે તેમને તે લાભ આપવાને ઉસ્કેરાય છે, ને તેવો લાભ આપતાં તેને ૨૦૮ મી કલમ લાગુ પડતી નથી.

૬. જે કોર્ટમાં ગુન્હો બન્યો હોય તે કોર્ટની પ્રથમ મંજુરી જોઈએ. ક્રી. પ્રો. કોડ કલમ ૧૯૫.

૭. પ્રાયમાફેસી કેસથી આ ગુન્હાની માગણી કરી શકાય છે. એક્સ્ટ્રાડીશન આક્ટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલો**—લેહેણદારને ઠગવાના ઈરાદાથી નહી, પણ નિષ્કપટપણે કોઈ હિંદુ પોતાની મીલકત ત્રીજાને બક્ષિસ આપે તો, તેને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ગણાય નહીં. ગુણાભાઈ વિ. શ્રીનીવાસ. ૪ મ. હા. રી. પ્ર. ૮૪.

કોઈ ઇનસાફની કોર્ટમાં બદઘાનતથી ખોટો દાવો કરવો.

**૨૦૯. જે માણસ દગલબાજીથી અથવા બદઘાનતથી અથવા કોઇ સખસને નુકશાન કરવાના કે દુઃખ આપવાના ઇરાદાથી કાંઇ દાવો ખોટો છે એમ જાણીને કોઇ ઇનસાફની કોર્ટમાં તે દાવો કરે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

કલમ ૨૦૯–૨૧૦ માં દગલબાજીથી ખોટો દાવો ઉભો કરે તે ગુન્હો, અથવા ખરું લેહેણું વધારીને બમણું કરી બદઘાનતથી ખોટો દાવો કરે તેને શીક્ષા આપવા ઠરાવ્યું છે.

૨. આ કલમ પ્રમાણે તોહમત શાબીત થાય તો ગુન્હેગારનો એકલો દંડ થાય નહીં. બેમાંના ગમે તે પ્રકારની એકલી કેદની શીક્ષા થઈ શકે. જો દંડનીજ શીક્ષા કરવી હોય તો, કાંઈ પણ અંશે પ્રથમ કેદની શીક્ષા હોવી જોઈએ.

૩. કોઇ યોગ્ય કારણ વગર ફરીયાદ કરી હોય, તેટલા ઉપરથીજ આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કેહેવાય નહી. બદઘાનતથી કાંઈ ગેરવ્યાજબી લાભ માટે કિંવા દુઃખ દેવાને તે કરેલી હોવી જોઈએ.

આ ગુન્હાની ફરીયાદ કરતાં અવલ જે કોર્ટમાં ગુન્હો બન્યો હોય, તે કોર્ટની મંજુરી લેવી જોઈએ. ક્રી. પ્રો. કોડ કલમ ૧૯૫.

**ફેંસલો**—બજી ગએલું હુકમનામું ફરી બજાવવા અરજ કરે તો, કલમ ૨૧૦ પ્રમાણે શિક્ષા થાય. આ કલમ જે કોઈ ઈનસાફી કોર્ટમાં ખોટો અથવા કપટવાળો દાવો કરે તેને લાગુ પડે છે. કો. ઈ. ડા. પ્ર. ૩૩૭.

જે રકમ લેહેણી ન હોય તેને સારૂ દગલબાજીથી હુકમનામું કરાવીલેવું.

**૨૧૦. જે રકમ લેહેણી ન હોય તે રકમને સારૂ અથવા લેહેણી હોય તે કરતાં વધારે રકમને સારૂ અથવા જે મિલકત ઉપર કે તેમાંના જે હક્ક ઉપર પોતાનું કાંઈ પોંહોચતું ન હોય એવી મિલકતને સારૂ અથવા એવા હક્કને સારૂ જે માણસ દગલબાજીથી કોઇ સખસની ઉપર કાંઈ હુકમનામું કે હુકમ કરાવી લે, અથવા કાંઇ હુકમનામું કે હુકમ પુરો થયા પછી અથવા જે વસ્તુ સબંધી તે પુરો થયો હોય તે સબંધી, જે માણસ દગલબાજીથી કોઇ સખસની ઉપર તે હુકમનામું કે હુકમ બજવાવે, અથવા દગલબાજીથી એવું કાંઇ કામ પોતાને નામે થવા દે અથવા કરવાની રજા આપે, તે માણસને બે વર્ષની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેનું તોહમત લાવતાં અવલ જે કોર્ટમાં ગુન્હો બન્યો હોય, તે કોર્ટની અગર તેની ઉપરી કોર્ટની મંજુરી જોઈએ. ક્રી. પ્રો. કોડ. કલમ ૧૯૫.

૨. પાછળ કલમ ૨૦૯ ઉપરની વિશેષ સમજુતની ટીપો જુઓ.

**ફેંસલા**—બજાવેલા હુકમનામાને ફરીથી બજાવવાને કોઈ માણસ અરજ કરે તો તે આ કલમ મુજબ ગુન્હેગાર થાય છે, કલમ ૨૦૯ મુજબ ગુન્હેગાર થતો નથી. ન્યાયની કોર્ટમાં જુઠા અને કપટ ભરેલા દાવાઓને કલમ ૨૦૯ લાગુ પડે છે, અને તે કલમ દિવાનીકોર્ટ જેમાં મુળ દાવો કરવામાં આવ્યો હોય તે કોર્ટને લાગુ પડે છે. રાણી વિ. બીગન માહતુન. ૧૨ વી. રી. પ્ર. ૩૭

હુકમનામાના પૈશા કોર્ટની બાહાર આપવામાં અવ્યા હોય, તે બાબત સીવીલ પ્રોસીજરકોડની કલમ ૨૫૮ મુજબ વર્તવામાં ના આવ્યું હોય, તોપણ લેહેણદારની તપાસ સીવીલ પ્રોસીજરકોડની કલમ ૬૪૩ મુજબ થવાને માજીસ્ત્રેટને ત્યાં મોકલવાને માટે પુરાવામાં કોર્ટ લેઈ શકે છે. રાણી વિ. મટરામન ચેટી. ઈ. લા. રી. ૪. મ. પ્ર. ૩૨૫.

હુકમનામાની પતવણી થઈ હોય ને તે કોર્ટમાં નોંધાવ્યું નહીં હોય તો, સીવીલ પ્રોસીજરકોડની કલમ ૨૫૮ મુજબ દિવાની કોર્ટ મંજુર ગણી શકે નહીં. પણ તે પતવેલા હુકમનામાને દગાથી બજાવી પૈશા લીધાનું તોહમત કોઈ માણસના ઉપર આવ્યું હોય તો, ફોજદારીકોર્ટ આ પતવણી મંજુર રાખી શકે છે. રાણી વિ. પીલાલા. ઈ. લા. રી. ૯ મ. પ્ર. ૧૦૧

સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા (સીવીલ પ્રોસીજરકોડ)ની કલમ ૨૫૮ માં કોર્ટમાં

નહી જણાવેલી હુકમનામાની પતવણી "કોઈ કોર્ટ" મંજુર રાખી શકે નહી, એ ફોજદારી કાયદાને લાગુ પડતું નથી. આ કલમ મુજબ ફોજદારી કોર્ટ તજવીજ કરે તેને ઉપરનું વાક્ય "કોઈ કોર્ટ" એ લાગુ પડતું નથી. પીનલકોડની કલમ ૧૯૩-૨૧૦-૪૦૬ અથવા તે કોડની બીજી કલમ મુજબ પ્રતિવાદી પોતાના નુકશાન માટે કપટી વાદી સામે ઉપાય કરે, તેને એ શબ્દો અટકાવી શકતા નથી. આ કલમ ૨૧૦ માં "પતવેલું" એ શબ્દનો માયનો સાધારણ અર્થ મુજબ કરવો જોઈએ. જાણીબુજી પતવેલું હુકમનામું પછી નોંધાવ્યું હોય કે નહી હોય, તોપણ બજાવણીની દરખાસ્તમાં બતાવવાનું છોડી દેતો, પીનલકોડની કલમ ૧૯૩ મુજબ ગુન્હેગાર થાય છે. બજાવણીની અરજીઓની જુઠી હકીકતને કલમ ૧૯૯ લાગુ પડતી નથી. રાણી વિ. બાપુજી દયારામ. ઈં. લા. રી. ૧૦ મું. પ્ર. ૨૮૮

**નીચેના કેસોમાં નજર રાખવામાં આવે છેઃ—**

રાણી. વિ. વેલાયદમ પીલાઈ. ઈં. લા. રી. ૬ મ. ૧૪૬—વિરાઘવ રેડી વિ. સુબક. ઈં. લા. રી. ૪ મ. ૩૯૭—દિવાની રૂલીંગ. રાણી. વિ. મટરામન ચેટી. ઈં. લા. રી. ૪ મ. ૩૨૫-સીભરામ વિ. મહીપાળ. ઈં. લા. રી. ૩ અ. ૫૩૩—દિવાની રૂલીંગ. સાદી, વિ. ગંગાસાઈ. ઈં. લા. રી. ૩ અ. ૩૫૮-દિવાની રૂલીંગ. ઇસિનચંદ્ર બંધોપાધ્યા વિ. ઈંદ્રો નારાયણ ગોસાવી. ઈં. લા. રી. ૯ ક. ૭૮૮—દિવાની રૂલીંગ પોરોમાનંદ ખાસનાબીસ. વિ. ખેપુ પરમાનીક. ઈં. લા. રી. ૧૦ ક. ૩૫૪—દિવાની રૂલીંગ. પાટનકર. વિ. દેવજી. ઈં. લા. રી. ૬ મું. ૧૪૬—દિવાની રૂલીંગ. પાંડુરંગ રામચંદ્ર ચોઘલે. વિ. નારાયણ. ઈં. લા. રી. ૮ મું. ૩૦૦—દિવાની રૂલીંગ. હરન મંડલની બાબતમાં. ૨ બેં. લા. રી. ક્રી. અ. ૧૦.

નુકશાન કરવાના ઈરાદાથી મુકેલું ગુન્હાનું ખોટું તોહમત.

**૨૧૧. જો કોઈ માણસ કોઇ સખસને નુકશાન કરવાના ઇરાદાથી તે સખસની ઉપર કાંઈ ફોજદારી કરે અથવા કરાવે, અથવા કોઇ સખસની ઉપર કાંઈ ગુન્હો કર્યાનું ખોટું તોહમત મુકે, અને તે એવું જાણીને કે તે સખસની ઉપર તે ફોજદારી કરવા અથવા તે તોહમત મુકવાનું કાંઈ વ્યાજબી અથવા કાયદા મુજબ કારણ નથી, તો તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર તે ફોજદારી કરે તેવા કોઇ ગુન્હાના જુઠા તોહમતપરથી કરે કે તે ગુન્હાને માટે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વર્ષની કે તેથી વધારે મુદતની કેદની, શિક્ષા થઇ શકતી હોય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

૧. આ કલમમાં જણાવ્યા મુજબની ફોજદારી કરી ખોટું તોહમત મુકે, તેની ફરીયાદ કોઈ અમુક કોર્ટના માજીસ્ટ્રેટ પાસેજ થવી જોઈએ, એમ નથી. પોલીસના કોઈ પણ અમલદાર આગળ ફરીયાદ કરે તેને પણ લાગુ છે.

૨. કોઇ માણસ ઉપર આકળા થઈ આરોપ મુકે તો તેથી આ કલમ પ્રમાણે ખોટું તોહમત મેહેલી ફોજદારી કરી એમ છે નહીં, તોપણ એમાં કેટલીક બંધણ છે. अ. ને ब. એ ड. પાસેથી સાંભળી ખબર આપ્યા કે स. એ ગુન્હો કર્યો છે ને તેટલા

ઉપરથી अ. स.,ઉપર ફોજદારી માંડે.• હવે જો એવો પુરાવો મળે કે स. બેગુન્હેગાર છે. ને अ. ને ब. એ ખબર આપ્યા હતા તે ड. પાસેના. ને ड. ને મળી તે વિશે પુછપાછ કરવાને अ. શક્તિવાન થઈ શકતે, ને તેમ ના કર્યું તો अ. ને ૨૧૧ મી કલમ લાગુ પડે છે, ને તેને ड. ને ન પુછવામાં જે બેસંભાળ બતાવી તે માટે શીક્ષા થાય છે.

૩. હવે ઉપલ્યોજ મુકરદમો આપણે આગળ ચલાવીએ, એટલે ब. એ अ. નું સાંભળવા ઉપરથી ફોજદારી માંડી ને કજીઓ શરૂ થયો, ને પછવાડેથી अ. ને માલમ થયું કે ड. ઉપર ગુન્હો લાગુ પડી શકતો નથી, અથવા તે બેગુન્હેગાર છે, તેટલા ઉપરથી તે પોતે ફોજદારી કાહાડી નંખાવે, તો તે ૨૧૧ મી કલમ પ્રમાણે કપટ કે કીના માટેની તકશીરથી ખશી જતો નથી, તેમજ જો स. એ ગુન્હો ખરેખરો કરયો હોય ને अ. તથા स. ને અસલથીજ દ્વેષ ભાવ છે ને अ. એ તે દ્વેષભાવથી स. ઉપર ફોજદારી કરી તો, તેથી તેનો દ્વેષ તેને આડો આવતો નથી.

૪. પણ ઉપર જણાવ્યા મુજબ કોઈ ખોટી ખબર મળ્યાથી સરકારી અમલદાર ફોજદારી કરે ને તે ફોજદારી ખોટી શાબેત થાય તો, તેને ૨૧૧ મી કલમ લાગુ પડે નહીં, કારણ તેણે જે ફોજદારી ઉઠાવી તે કાંઇ કીના કપટથી નહીં; પણ પોતાના હોદ્દાની રૂઇએ ઉઠાવી હતી.

૫. આ કલમ તથા કલમ ૧૮૨ એકસરખી લાગે તેવી જણાય છે, પણ તેમ નથી.

૬. આ કલમ પ્રમાણે ફરીયાદ કરી કાંઈ પણ કામ ચાલેલું હોવું જોઈએ.

૭. કલમ ૧૮૨ પ્રમાણે તો કોઈ સરકારી નોકરને જેવી કોઈ ખોટી ખબર આપે અને તે ખબર ઉપરથી પોલીસ અમલદાર ઝાડો લેવા વિગરેના પોતાના કામનો આરંભ કરે, કે તુરત ગુન્હો સંપૂર્ણ થાય છે.

૮. મુળ ખોટું તોહમત મુકતી વખતે જેણે સાક્ષી આપી હોય તેને એ ખોટા તોહમતના કામમાં મદદગાર ગણવો નહીં જોઈએ. (મેન. પ્ર. ૧૮૨).

૯. આ કલમ પ્રમાણેના તોહમતમાં પ્રથમ કોર્ટની મંજુરી જોઈએ. ક્રી. પ્રો. ક. ૧૯૫.

**ફેંસલા**—આ કલમના બીજા ક્લોઝ મુજબ કોઈ માણસ ઉપર તોહમત રાખવામાં આવ્યું હોય, તો તેને કેદ અને દંડ બંન્ને શિક્ષા કરવી જોઇએ, અથવા એકલી કેદની શિક્ષા કરવી જોઇએ, પણ એકલી દંડની શિક્ષા થઈ શકે નહી.• રાણી વિ. રામા ઉર્ફે રાભાજી, ૧ મું. હા. કો. રી. પ્ર. ૩૪.

કોઈ ગુન્હાનું જુઠું તોહમત મુકવાને માટે કેદીને ગુન્હેગાર ઠરાવ્યો હોય તો, કઇ જાતનું જુઠું તોહમત મુકવામાં આવ્યું હતું તે ઠરાવમાં બતાવવું જોઇએ, અને કેલેન્ડરમાં લખવું જોઇએ. રાણી વિ. અરજુન, ૧ મું. હા. કો. રી. પ્ર. ૮૭.

કાયદા પ્રમાણે અને વ્યાજબી કારણ નથી એવું જાણીને કોઈના ઉપર ગુન્હો કર્યાનું જુઠું તોહમત તેને નુકશાન કરવાના ઈરાદાથી મુકવાને માટે કોઈના ઉપર આ કલમ મુજબ તોહમત રાખવામાં આવ્યું હોય તો, જે ખબર પ્રમાણે તોહમતદાર ચાલ્યો હોય તે ખબર શાબીત કરવાને તેને પરવાનગી આપવી જોઈએ, અને તોહમત મુકવાને માટે બતાવેલી હકીકત જુઠી અને પુરતી ન્હોતી એવી ખાત્રી જડજને થવી જોઇએ, એટલુંજ નહી પણ તોહમત મુકતી વખતે તે હકીકત ખોટી હતી એવું તોહમતદારના જાણવામાં હતું એની પણ ખાત્રી થવી જોઈએ. રાણી વિ. નવલમલ વાલદ ઉમેદમલ, ૩ મું. હા. કો. રી. પ્ર. ૧૯.

આ કલમમાં બતાવેલું જુઠું તોહમત માજીસ્ટ્રેટના અધિકારવાળા અમલદાર પાસે મુકવું જોઇએ એમ નથી, પણ યોગ્ય પોલીસ અમલદારની રૂબરૂ મુકેલું તોહમત પણ આવી જાય છે. આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે ઉપર બતાવેલા જુઠા તોહમતનું છેવટ નિરાકરણ થયું ન્હોતું એમ શાબીત કરવાની જરૂર નથી. રજુઆત ચાલતી વખતે તોહમતની તજવીજ ચાલતી ન્હોતી એમ શાબીત કરવું બસ છે, જે વળી ધારી પણ શકાય. રાણી વિ. દુબાના ગાઉનડન વિગરે, ૧ ઈ. જ્યુ. ૧૩૬ તથા રાણી વિ. સુબાના ગાઉનડન, ૧ મ. હા. કો. રી. પ્ર. ૩૦.

આ કલમ મુજબ તોહમત શાબીત કરવાને માટે ગુન્હો થયાની તોહમતદારને ખબર હતી, અને તેને માનવાનું કારણ હતું એ શાબીત કરવાની જરૂર છે. કલ્પીત માણુસનો વેષ ધારણ કરવો તે પીનલકોડની કલમ ૨૦૫ મુજબ ગુન્હો ગણાય છે. રાણી વિ. બીટુકહાર, ૧ ઈ. જ્યુ. પ્ર. ૧૨૩.

નિચા દરજ્જાની નોકરીમાં હતો એ કારણ ઉપરથી કોઈ માણુસ સરકારી રીતે દૂષણબુદ્ધિવાળા તોહમતો મુકવાના ગુન્હામાંથી બચી જતો નથી. રાણી વિ. રહેડોયનાથ બીસ્વાસ. ૨ વિ. રી. પ્ર. ૪૪.

પોલીસ તજવીજ કરી શકે એવા ગુન્હાની ફરીયાદ કરી પોલીસને તપાસ કરવાની જરૂર પાડવી તે આ કલમ મુજબ ફોજદારી મુકદમો ચલાવવાની બરોબર ગણાય છે. રાણી વિ. બોનોમાલી સોહાઈ, ૫ વિ. રી. પ્ર. ૩૨.

જેને નુકશાન થયું છે તે અથવા જે એમ ધારે કે તેને નુકશાન થયું છે એવા માણસે પુરાવા ઉપરથી અથવા ફરીયાદ કરતી વખતે કાયદેસર અને વ્યાજબી કારણ ન્હોતું એ ખરેખરી રીતે જાણતો હતો, અને હકીકત એવી હતી કે જેથી અક્કલવાળા માણસના મનને ખાત્રી થાય નહી, અથવા તે હકીકત ખાત્રી કરવાને જોઈએ તેટલી ન્હોતી, એટલું આ કલમ મુજબ તોહમત રાખવાને માટે શાબીત કરવું બસ નથી. રાણી વિ. પ્રાણકીશન બીડ, ૬ વિ. રી. પ્ર. ૧૫.

જુઠું તોહમત બનાવવું અને જાણીજોઈને જુઠો પુરાવો આપવો એ બંને એકઠા ગુન્હાઓ નથી, અથવા એકજ ગુન્હાના ભાગો નથી; અને તે ગુન્હાઓને માટે જુદી સજા થઈ શકે. રાણી વિ. અબદુલ આઝીઝ, ૭ વિ. રી. પ્ર. ૫૯.

આ કલમ ફક્ત ખાનગી માણસોને લાગુ પડે છે એટલુંજ નહી, પણ પોલીસ અમલદાર જે નુકશાન કરવાના ઈરાદાથી ગુન્હો કર્યાનું જુઠું તોહમત મુકે છે તેને પણ લાગુ પડે છે. નોબો દીપચંદ્ર સરકાર અરજદાર. ૧૧ વિ. રી. પ્ર. ૨.

ડેપ્યુટી માજીસ્ટ્રેટે તેની રૂબરૂ ચોરી કર્યાનું જુઠું તોહમત મુકવાને માટે ફરીયાદી અને તેના સાહેદો ઉપર કામ ચલાવ્યું, તેમાં એમ ઠરાવ્યું કે ચોરીના કેસના ઠરાવ ઉપર તેણે ભરોંસો રાખવો જોઈએ એટલુંજ નહી, પણ તોહમતદારની રૂબરૂ ચોરીની ફરીયાદ જુઠી હતી તે શાબીત કરવાને તે બંધાએલો હતો. રાણી વિ. રામદાસ બોઈસતલ; ૧૧ વિ. રી. પ્ર. ૩૫.

ફરીયાદીએ રજુ કરેલા સઘળા શાહેદીઓ તપાસ્યા સિવાય, અને ગેરહાજર શાહેદીઓને હાજર રાખવાને વ્યાજબી વખત આપ્યા સિવાય અને લખીત કારણો બતાવ્યા શિવાય, ફરીયાદ કાહાડી નાંખીને આ કલમ મુજબ ફરીયાદી ઉપર કામ ચલાવવાનો થએલો હુકમ કાયદા વિરૂદ્ધ ઠરાવવામાં આવ્યો હતો. રાણી. વિ. હીરાલાલ ઘોસ. ૧૩ વિ. રી. પ્ર. ૩૭

ચોરીનું તોહમત ખોટું ઠરાવી પોલીસે રીપોર્ટ કર્યો હતો, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે ખોટા તોહમતના ગુન્હાની તજવીજ આ કલમ મુજબ કરતા પેહેલાં ચોરીના ગુન્હાની તજવીજ કરી, તે ઉપરથી કાંઈ હુકમ માજીસ્રેટે કરવો જોઇતો હતો. બીશુએરી ૧૬ વિ. રી. પ્ર. ૬૭.

નીચે બતાવેલી બાબતમાં હિત રેહેલું હોય એવો માણુસ અથવા કોઈ સરકારી જુમ્મેદારીવાળો માણુસ પોલીસ અમલદારને કેહે કે अ. મને કેહે છે કે स. એ કાંઈ ગુન્હો કર્યો છે, અને તે વાતને ब. અને क. મજબુતી આપે છે, માટે મને स. ઉપર વેહેમ આવે છે, આવી હકીકત આપ્યા પછી स. ના ઘરની ઝડતી લેવાને અરજી આપી તેના ઉપર તોહમત મુકવામાં આવ્યું. જો આવી રીતનું મુકેલું તોહમત ખોટું માલમ પડે તો, તે આ કલમ મુજબ ગુન્હેગાર થઈ શકે. રાણી વિ. હનુમાનલાલ. ૧૯ વિ. રી. પ્ર. ૫.

ફરીયાદીએ મુકેલું તોહમત શાબીત કરવાને તેને તક આપ્યા સિવાય તેની સામે આ કલમ મુજબ ફરીયાદ કરવાની મંજુરી આપેલી તે કાયદા વિરૂદ્ધ ઠરાવવામાં આવી. સૈયદ નીસરહુસેન વિ. રામગોલામસીંઘ, ૨૫ વિ. રી. પ્ર. ૧૦.

કોઈ માણુસ શુદ્ધબુદ્ધિથી તોહમત મુકે જે પછીથી ખોટું છે એમ માલમ પડે, અથવા ખરાં કારણો છે એવું ધારીને કોઈ દુસ્મનને નુકશાન કરવાના વિચારથી તેના ઉપર ફોજદારી કરે તો, એકે બાબતમાં તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ ગણાતું નથી. એવી ફરીયાદ કરવાને માટે વ્યાજબી અને કાયદેસર કારણો ન્હોતાં એવું ફોજદારી કરનારના જાણવામાં હતું એમ શાબીત કરવાની આવી રીતના ગુન્હામાં જરૂર છે. રાખેલા તોહમતને માટે કાયદેસર કારણો ન્હોતાં એવું તોહમતદાર જાણતો હતો, એ લખાણ ઘણુંજ અગત્યનું છે. રાણી વિ. ચીદા. ૩ ના. વે. પ્રા. પ્ર. ૩૨૭.

અરજદારની અરજ ઉપરથી જે તજવીજ કરવાને પોલીસને હુકમ કરવામાં આવ્યો હતો તે તજવીજ ખોટી કર્યાનું પોલીસ ઉપર તોહમત મુકી જોઇન્ટ માજીસ્રેટને અરજી આપવામાં આવી હતી. પોલીસનો રીપોર્ટ વાંચ્યા પછી જોઇન્ટ માજીસ્રેટે અરજી કાઢી નાંખી અને ખોટું તોહમત રાખ્યાને માટે આ કલમ મુજબ અરજદારનું કામ ચલાવવાનો હુકમ કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪૭૧ માં બતાવ્યા પ્રમાણે ફરીયાદ ખરી છે કે ખોટી એ વિષેની તજવીજ પ્રથમ કર્યા સિવાય જોઇન્ટ માજીસ્રેટે હુકમ કરવો જોઇતો ન્હોતો. ચુલહાઈ તેલીની બાબતમાં. ૨ ક. લા. રી. પ્ર. ૩૧૫

વારંટ કેસમાં તોહમતદારને છોડી મુકીને જ્યાં સુધી ફરીયાદીએ નામ આપેલા સાહેદીઓની જુબાની લીધી નથી, ત્યાં સુધી જુઠી ફરીયાદ માંડવાને ફરીયાદીનું કામ ચલાવવાનો હુકમ કરવાનો માજીસ્રેટનો અધિકાર નથી. ગંગુસીંગ વિગરેની બાબતમાં. ૨ ક. લા. રી. પ્ર. ૩૮૯.

કોઈ અમુક માણસે ગુન્હો કર્યો છે એવો વેહેમ છે, એવું પોલીસને જાહેર કર્યું હોય તો આ કલમના અર્થ મુજબ તે "તોહમત" ગણાતું નથી, અને વેહેમ ખોટો શાબીત થયાથી જાહેર કરનાર માણસને ઉપલી કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાતો નથી. બ્રહ્માનંદ ભટ્ટાચારજીની બાબતમાં. ૮ ક. લા. રી. પ્ર. ૨૩૩.

કેટલાક માણસો ઉપર તોહમત મુકી કામ ચાલેલું તે કામમાં પોલીસે તોહમત ખોટું છે એવો રીપોર્ટ કર્યો, ફરીયાદીએ ડીસ્ત્રીક્ટ માજીસ્રેટને અરજ કર્યાથી નવેસરથી ત-

જવીજ કરવા હુકમ થયો. તોહમત ખોટું છે એવો ફરીને પોલીસે રીપોર્ટ કર્યો, ફરીયાદીએ અરજી કરી કે બીજી વખતની તજવીજ બરોબર થઈ નથી, માટે અરજીમાં બતાવેલો પુરાવો લેવા હુકમ થવો જોઈએ. પરંતુ વધુ તપાસ નહી થતાં આ કલમ મુજબ કામ ચલાવી સજા કરવામાં આવી. હાયકોર્ટમાં અપીલ થવાથી એમ ઠરાવવામાં આવ્યું કે મુકેલા તોહમતનો સઘળો પુરાવો તેની પાસેથી લેવામાં આવ્યો ન્હોતો. તેથી તોહમત આ કલમ પ્રમાણે ચાલી શકતું નથી. ચકરેશ્વર પોતીની બાબતમાં, ૮ ક. લા. રી. પ્ર. ૨૮૯.

કામ ચલાવવામાં ના આવ્યું હોય તોપણ આ કલમ મુજબ ખોટી ફરીયાદ કરવાનો ગુન્હો થવાને માટે ખોટું તોહમત મુકવામાં આવ્યું હતું એટલું બસ છે. રાણી વિ. અબદુલહુસેન. ઈ. લા. રી. ૧ અ. ૪૯૭ તથા રાણી વિ. સાલીક. ઈ. લા. રી. ૧ અ. પ્ર. ૫૨૭.

**બ**. એ કેટલાક માણસો ઉપર ચોરીનું જુઠું તોહમત પોલીસ અમલદારની રૂબરૂ મુક્યું. પોલીસે આ તોહમતની અધિકારવાળા માજીસ્ત્રેટને ખબર આપ્યાથી તે માજીસ્ત્રેટે તોહમતની તજવીજ કરવાનો હુકમ કર્યો. આ તોહમત ખરૂં નથી એમ માલમ પડવાથી માજીસ્ત્રેટે **બ**. ઉપર ખોટી ફરીયાદ કર્યાનું આ કલમ મુજબ કામ ચલાવી તેને ગુન્હેગાર ઠરાવી સજા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવું જુઠું તોહમત માજીસ્ત્રેટની રૂબરૂ મુકવામાં નહી આવ્યાથી માજીસ્ત્રેટના અધિકારનું અપમાન ગણાતું નથી. અને તેથી સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૪૬૮ અને ૪૭૩ લાગુ પડતી નથી, અને **બ**. ની રજુઆત ચલાવવાને માજીસ્ત્રેટને બાધ આવતો નથી, અને બીજા કોઈ અમલદારને **બ**. ના ઉપર કામ ચલાવવાને માટે તે માજીસ્ત્રેટની અથવા તેની ઉપલી કોર્ટની પરવાનગી મેળવવાની જરૂર નથી. રાણી. વિ. બાલદીઓ. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૩૨૨

ફરીયાદ ખોટી ઠરાવી ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૪૭ મુજબ કાઢી નાંખવાનો અને ખોટું તોહમત મુકવાને માટે કલમ ૪૭૧ મુજબ ફરીયાદનું કામ ચલાવવાનો ઠરાવ કરતાં પેહેલાં માજીસ્ત્રેટ ફરીયાદ ખરી ઠરાવવાને માટે પોતાની રૂબરૂ પુરાવો રજુ કરવાની ફરીયાદીને પરવાનગી આપવાને બંધાએલો નથી. રાણી વિ. ભવાનીપ્રસાદ, ઈ. લા. રી. ૪ અ. પ્ર. ૧૮૨.

આ કલમના છેવટ ભાગમાં બતાવ્યા પ્રમાણે ગુન્હો કર્યાનું ખોટું તોહમત મુકી ફોજદારી કરવામાં ના આવી હોય તો, ખોટી ફરીયાદ કરનારને આ કલમના પેહેલા ભાગમાં બતાવ્યા પ્રમાણે શીક્ષા થઈ શકે છે. રાણી વિ. પરહુ. ઈ. લા. રી. ૫ અલહા. પ્ર. ૫૯૮

પીનલકોડની કલમો ૩૨૩ અને ૩૭૯ મુજબ કરેલી ફરીયાદોની તજવીજ થવાને માટે તે પોલીસ તરફ મોકલવામાં આવી હતી, તોહમત ખોટું છે એવો પોલીસે રીપોર્ટ કર્યાથી ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૯૫ મુજબ હુકમ કર્યો કે પીનલકોડની કલમ ૨૧૧ મુજબ ખોટું તોહમત મુક્યાને માટે ફરીયાદી ઉપર ફરીયાદ માંડવી જોઇએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે કેસ ફક્ત પોલીસના રીપોર્ટ ઉપરથી માંડી વાળવામાં આવ્યો હતો તે કેસ શાબીત કરવાનો હક્ક જ્યાં સુધી ફરીયાદીને આપવામાં આવ્યો નથી ત્યાં સુધી ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૯૫ મુજબ હુકમ કરવો જોઈતો ન્હોતો. રાણી વિ. ગંગારામ. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૩૮.

આ કલમમાં ૧૮૨ મી કલમનો સમાવેશ થઇ જાય છે. તેટલા માટે એમાંથી ગમે તે કલમ મુજબ માજીસ્ત્રેટ કામ ચલાવી શકે છે, પણ વધારે ભારે ગુન્હામાં માજીસ્ત્રેટે આ કલમ મુજબ કામ ચલાવવું એ સુલભ રસ્તો છે. ભુક્તેરામ વિ. હીરાકો બીતા, ઈ. લા. રી. ૫ ક. પ્ર. ૧૮૪.

ન્યાયની કોર્ટમાં જુઠા તોહમતો ખરાં કરવાને માટે કોશીસ કરવામાં આવી હોય, તો તેને માટે શીક્ષાની હદ આ કલમમાં બાંધી નથી, તેટલા માટે પોલીસ રૂબરૂ મુકેલા જુઠાં તોહમતને માટે આ કલમ મુજબ શીક્ષા થઈ શકે છે. રાણી વિ. અસારફઅલી. ઈ. લા. રી. ૫ ક. પ્ર. ૨૮૧.

જુઠું તોહમત મુક્યાને માટે આં કલમ મુજબ કોઈ માણસ ઉપર કામ ચલાવતાં પેહેલાં કરેલી ફરીયાદ સાચી હતી એ શાબીત કરવાને તે માણસને વખત આપવો જોઇએ, અને આવી રીતના વખતનો લાભ પોલીસની રૂબરૂ નહી, પણ માજીસ્રેટની રૂબરૂ લેવાની તેની ખુશી હોય તો આપવો જોઇએ. પુરાવો એકઠો કરવામાં પોલીસ પોતાની બ્યાજબી ફરજ બજાવતી વખતે માજીસ્રેટે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ કે, એકઠા કરેલા પુરાવા ઉપર કેટલો વિશ્વાસ રાખવો એનું નિરાકરણ કરવાનું તેનું એકલાનુંજ કામ છે. સરકાર વિ. કરીમદાદ. ૭ ક. લા. રી. પ્ર. ૪૬૭ અને ઈ. લા. રી. ૬ ક. ૪૯૬;

તોહમતદારે કરેલી ફરીયાદની ઈનસાફનીરાહે તપાસ થઈ ન્હોતી, પણ તે ખોટી છે એવું પોલીસના રીપોર્ટ ઉપરથી ઠરાવ્યું હતું, એજ કારણથી તોહમત મુકેલા માણસોને નુકશાન કરવાના ઈરાદાથી જાણીબુજીને તેમના ઉપર ખોટું તોહમત મુકી આ કલમ મુજબ કામ ચલાવવાને માટે કમીટ કરવું તે કાયદા વિરૂદ્ધ નથી. રાણી વિ. સેલીકરોય, ૮ ક. લા. રી. પ્ર. ૨૫૫. અને ઇ. લા. રી. ૬ ક. પ્ર. ૫૮૨

તજવીજ કરી રજુઆત ચલાવવાને માટે મોકલી શકે તેવા અમલદારની રૂબરૂ અથવા તેવી કોર્ટમાં જુઠું તોહમત મુકવું જોઈએ, એ આ કલમ મુજબ ગુન્હો ઠરાવવાને જરૂરનું છે. રાણી વિ. જમુનાં. ઈ. લા. રી. ૬ ક. પ્ર. ૬૨૦

નુકશાન કરવાના ઈરાદાથી જુઠું તોહમત મુકવાને માટે કામ ચલાવ્યાથી એમ શાબીત થયું કે મુળ ફરીયાદ ફાલતુ આસીસ્ટંટ કમીશનરની કોર્ટમાં કરવામાં આવી હતી, અને તે જગ્યાના યોગ્ય પોલીસ અમલદારને કામની તજવીજ કરવાનો હુકમ કરવામાં આવ્યો હતો, તોહમત ખોટું છે અને કેદીનું કામ ચલાવવું જોઈએ એવી ભળામણ કરી પોલીસ અમલદારે રીપોર્ટ કર્યો. ફાલતું આસીસ્ટંટ કમીશનરે કામના કાગળો દીપ્યુટી કમીશનર તરફ મોકલ્યા, અને તે કમીશનરે ફરીયાદ ચલાવવાનો હુકમ કર્યો, અને કેદીને ગુન્હેગાર ઠરાવી સજા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે સજા કાયદા વિરૂદ્ધ હતી. ફરીયાદીને ફરીયાદ શાબીત કરવાનો વખત આપવો જોઇતો હતો, અને પછીથી કેસનું નીરાકરણ કરવું જોઇતું હતું. રાણી વિ. શ્રીશચંદ્ર નંદી, ૮ ક. લા. રી. ૩૮૭. અને ઈ. લા. રી. ૭ ક. ૮૭;

માજીસ્રેટે ફરીયાદીની જુબાની લીધા પછી તેનો બીજો પુરાવો લીધા વગર કામ માંડી વાળ્યું હતું. તે કામમાં સામા પક્ષકારની અરજી ઉપરથી ખોટું તોહમત મુક્યા બદલ ફરીયાદી ઉપર કામ ચલાવવાની પરવાનગી આપી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કામ કાયદા વિરૂદ્ધ ચાલેલું ન્હોતું, ને જે પરવાનગી આપી છે તે બ્યાજબી છે. ગાયનચંદર રોય વિ. પ્રોતાપચંદ્ર દાસ, ૭ ક. લા. રી. પ્ર. ૨૬૭. અને ઈ. લા. રી. ૭ ક. ૨૦૮

અ. એ ગેરવ્યાજબી અટકાવને માટે મ. ઉપર તોહમત મુક્યું. પોલીસે કેસ જુઠો છે એવો રીપોર્ટ કર્યાથી અને અ. પોતાની ફરીયાદ શાબીત કરવાને હાજર નહી થવાથી ડીસ્રીકટ માજીસ્રેટે આ કલમ મુજબ તેના ઉપર ફોજદારી માંડવાનો હુકમ કરી કેસ ડેપ્યુટી માજીસ્રેટ તરફ મોકલ્યો. આવી રીતની ફરીયાદ થયાનું સાંભળ્યા પછી અ. એ એવી

તકરાર બતાવી કે, મ. ઉપર કરેલી ફરીયાદનું તેણે સમાધાન કર્યું હતું, તેથી આ કલમ મુજબ તેના ઉપર તોહમત રાખી શકાતું નથી. ડેપ્યુટી માજીસ્ટ્રેટે કાંઈ પણ પુરાવો લીધા સિવાય કેસ માંડી વાળ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી રીતનો રસ્તો કાયદા વિરૂદ્ધ ગણાય છે, કારણ કે પીનલકોડની કલમ ૨૧૧ મુજબ રાખેલા તોહમતનો આ નિર્ણયકારક જવાબ ગણાતો નથી. રાણી વિ. અતરઅલી, ઈં. લા. રી. ૧૧ ક. પ્ર. ૭૯.

પોલીસ અગાડી મુકાયલું જુઠું તોહમત આ કલમના પેહેલા ભાગમાં આવી જાય છે. આ કલમના છેવટના ભાગમાં જે કેસોમાં ફોજદારી કરવામાં આવી હોય તેવા કેસો આવી જાય છે. પણ ફક્ત જુઠા તોહમતને તે કલમ લાગુ પડતી નથી. રાણી વિ. કરીમબક્ષ. ઈં. લા. રી. ૧૪ ક. પ્ર. ૬૩૩.

આ કલમ મુંજબ જુઠા તોહમતને માટે કામ ચલાવવાનો હુકમ કરતાં પેહેલાં, જે માણસે મુળ ફરીયાદ કરી હોય તે માણસને તે ફરીયાદ ખરી ઠરાવવાને અથવા ખેંચી લેવાને તક મળવી જોઈએ. રાણી વિ. શામલાલ, ઈં. લા. રી. ૧૪ ક. પ્ર. ૭૦૭.

ર. એ પોલીસને એવી ફરીયાદ કરી કે સ. એ ચોરી કરી. પોલીસે કેસ જુઠો છે એવું બતાવી માજીસ્ટ્રેટને ત્યાં મોકલ્યો, અને માજીસ્ટ્રેટે ર. ને સમન કાઢી બોલાવ્યો અને તેની જુબાની લીધી, પણ નામ આપેલા શાહેદીઓ બોલાવી તોહમત શાબીત કરવાનો તેને વખત આપ્યો નહી. માજીસ્ટ્રેટે પછીથી કેસ ફાઇલિમાંથી કાઢી નાંખવાનો હુકમ કરી ર. ઉપર ફરીયાદ માંડવાની પરવાનગી આપી; પછીથી ર. ને તેજ માજીસ્ટ્રેટની રૂબરૂ લાવી તેનું કામ ચલાવી તે કેસ કમીટ કરવામાં આવ્યો હતો, અને સેશનકોર્ટે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી શિક્ષા કરી. જો કે રજુઆત ચલાવતાં પેહેલાં કેસ શાબીત કરવાનો વખત ર. ને આપવામાં આવ્યો ન્હોતો, તોપણ ઠરાવેલી શિક્ષા કાયદા વિરૂદ્ધ ન્હોતી એમ ઠરાવવામાં આવ્યું. રાણી વિ. રામસ્વામી, ઈં. લા. રી. ૭ મ. પ્ર. ૨૯૨.

કોઈ ગુન્હેગારને ઘરમાં રાખવો.

**૨૧૨. કાંઇ ગુન્હો થયો હોય, અને ફલાણો સખસ તે ગુન્હાનો કરનાર છે, એવું જે માણસ જાણતો હોય, અથવા એવું માનવાનું જેને કારણ હોય, તે માણસ જો તે સખસને કાયદા પ્રમાણે થતી શિક્ષાથી બચાવવાને ઘરમાં રાખે અથવા કેથાં સંતાડે, તો, અગર તે ગુન્હાને માટે મોતની શિક્ષા થઇ સક્તી હોય તો, તે માણસને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની, કે દશ વર્ષ સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દસ વર્ષ સુધીની નહી પણ એક વર્ષ સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.**

તે ગુન્હો જો દેહાંત શિક્ષા જોગ હોય તો.

તે ગુન્હો જો જીવતાં સુધી સમુદ્ર પારની અથવા કેદની શિક્ષા જોગ હોય તો.

**અપવાદ—ગુન્હેગારના વરથી અથવા ગુન્હેગારની વહુથી ગુન્હેગારને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય, તો તે બાબતમાં આ ઠરાવ લાગુ પડશે નહીં.**

**દ્રષ્ટાંત.**

**(ब). એ ડાકાઇટીનો ગુન્હો કર્યો છે એમ જાણીને કાયદા પ્રમાણે થતી શિક્ષાથી ब. ને બચાવવાના હેતુથી अ. ब. ને જાણી બુઝીને સંતાડે તો એ ઠેકાણે ब. જીવતાં સુધી સમુદ્રપાર થવાને લાયક છે, માટે अ. ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદને લાયક છે, અને વળી તે દંડને પણ લાયક છે.**

## વિશેષ સમજુતી.

ગુન્હાને સાહ્ય થવાની મતલબથી કોઈ માણસને ઘરમાં રાખે અથવા સંતાડે તો, આ કલમ લાગુ પડે, નહી તો નહીજ, માટે દિવાની કામમાંથી ભાગી ગએલા કરજદારોને આશ્રય આપવો એ ગુન્હા નથી. તથાપી જે ગુન્હેગારને સંતાડયો તે વેળા તે ગુન્હેગાર પોતાનો ગુન્હો સંપુર્ણ કરીને આવ્યો હોવ તોજ, એટલે એક માણસને ખુન કરવા માટે પકડવાનું વારંટ હોય ને તે ખુન કરવાને ઘરફાડી માંહે પેઠેલો હોય, પણ ખુન કરી શકયો નહી હોય, એટલે ઘર ફાડવાનોજ ગુન્હો કરી રહી ભાગી ગએલાને સંતાડયો છે, તો પછી સંતાડનાર માણસને ખુનીને આશરો આપ્યાને માટે "ચાર્જ" મુકેલો તે છુટી ગયો હતો.

૨. આ કલમ મુજબ તોહમત શાબીત કરવામાં નીચેની હકીકત શાબીત થવી જોઈએ.

(૧) અમુક ગુન્હો થયો છે. એવું તોહમતદાર જાણતો હતો.

(૨) જે સખસને છુપાવ્યો છે તેણે એ ગુન્હો કર્યો છે.

(૩) તે શીક્ષાથી બચે એવા હેતુથી તેને ઘરમાં રાખ્યો કિંવા છુપાવ્યો.

૩. આ કલમના અપવાદથી ગુન્હેગારની બાયડી ઉપર આ કલમ મુજબ તોહમત લાવી શકાય નહીં, કેમકે બાયડી ધણીની બીહીકથી ગુન્હો છુપાવે છે એવું કાયદો માને છે. બાયડીને લાભ મળે, પણ ધણીને, છોકરાંને, નોકરને, તેમ બીજા કોઈને લાભ મળનાર નથી. (આ. પ્ર. ૧૦૨૮ જુઓ.)

૪. બાયડીને અપવાદનો લાભ મળે એટલા સારૂ તે તોહમતદારની કાયદેસર પરણેત કે નાત્રાની ઓરત છે એવું શાબીત થવું જોઈએ. મી૦ માર્ટીન કેહે છે કે સ્ત્રી પુરૂષ સાથે રેહેતાં હોય તો તે અપવાદનો લાભ સ્ત્રીને મળે (જુઓ મી૦ માર્ટીનનું ફોજદારી પુરાવાનું પુસ્તક પ્ર. ૧૭.)

કોઈ ગુન્હેગારને શિક્ષાથી બચાવવાને બક્ષીસ વગેરે લેવી.

**૨૧૩. પોતે કાંઇ ગુન્હો છુપાવવાના, અથવા કાંઇ ગુન્હાની કાયદેસર શિક્ષાથી કોઈ સખસને પોતે બચાવવાના અથવા કાયદેસર શિક્ષાએ પોંહોચાડવાને કોઇ સખસની ઉપર પોતે કાંઇ મુકરદમો નહી ચલાવવાના બદલામાં જે માણસ પોતાને વાસ્તે અથવા કોઇ બીજા સખસને વાસ્તે કાંઇ અવેજ કબુલ કરે, અથવા મેળવવાની કોશિસ કરે, અથવા કબુલ કરવાની હા કેહે, અથવા કાંઇ મિલકત પોતે અથવા બીજાની વતી પાછી લે, અથવા પાછી મેળવવાની કોશીસ કરે, અથવા પાછી લેવાની હા કેહે, તે માણસને અગર તે ગુન્હાને માટે મોતની**

તે ગુન્હો જો

દેહાંત શિક્ષા જોગ હોય તો.

શિક્ષા થઇ શકતી હોય તો, સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં

તે ગુન્હો જો જીવતાંસુધી સમુદ્રપારની, અથવા કેદનીશિક્ષા જોગ હોય તો.

સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષ સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દસ વર્ષ સુધીની કેદની શિક્ષા નહી થઇ શકતી હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ ગુન્હો સ્થાપીત કરવા સારૂ નીચેની હકીકત શાબીત થવી જોઈએ.

(૧) ગુન્હો થયેલો હોવો જોઈએ.

(૨) તે ગુન્હો છુપાવવો કિંવા તે ગુન્હાના ગુન્હેગારને છુપાવવો કિંવા તેને સજા થાય માટે કામ નહી ચલાવવું.

(૩) તેના બદલામાં કાંઈ અવેજ લેવો કિંવા લેવાનું કબુલ કરવું, કિંવા તેમ કરવાની કોશીસ કરવી. (અવેજ શબ્દની વાખ્યા કલમ ૧૬૧ માં જણાવી છે તે).

૨. આ કલમ જે ગુન્હાનું રાજીનામું આપવું ફરીયાદીના હાથમાં છે, તે ગુન્હા બાતલ સમજવો. તે ગુન્હા ક્રી. પ્રો. કોડની કલમ ૩૪૫—૩૪૮ માં બતાવ્યા છે.

કોઇ ગુન્હેગારને બચાવવાનાબદલામાં કાંઇ બક્ષીસ આપવી અથવામિલકત પાછી આપવી.

૨૧૪. કોઇ સખસ કંઈ ગુન્હો છુપાવે તેના અથવા તે કાંઇ ગુન્હાની કાયદેસર શિક્ષાથી કોઈ સખસને બચાવે તેના, અથવા કાયદેસર સિક્ષાએ પોહોંચાડવાને કોઇ સખસની ઉપર તે કાંઇ મુકદમો નહી ચલાવે તેના બદલામાં જે માણસ તે સખસને કાંઇ અવેજ આપે અથવા બદલો વાળે, અથવા અવેજ આપવાનું કે બદલો વાળવાનું કેહે અથવા કબુલ કરે, અથવા કાંઇ મિલકત તે સખસને પાછી આપવાનું અથવા અપાવવાનું કેહે અથવા કબુલ કરે, તે માણસને, અગર તે ગુન્હાને

તે ગુન્હો જો દેહાંત શિક્ષા જોગ હોય તો.

માટે મોતની શિક્ષા થઇ શકતી હોય તો, સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને

તે ગુન્હો જો જીવતાં સુધીસમુદ્રપારનીઅથવા કેદની, શિક્ષા જોગ હોય તો.

માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષ સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે ગુન્હાને માટે દસ વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા નહી થઈ શકતી હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા

તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અપવાદ—જે જે બાબતમાં ગુન્હો કાયદેસર માંડી વાળી શકાય, તે તે બાબતોને ૨૧૩ મી અને ૨૧૪ મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી.

દ્રષ્ટાંત.

(अ). ખુન કરવાના ઇરાદાથી अ. ब. ની ઉપર હુમલો કરે તો, એ ઠેકાણે જે ગુન્હો છે તે કરવાના ઇરાદા સાથે નિસ્બત નહી રાખતો ફક્ત હુમલો નથી, માટે તે આ અપવાદમાં દાખલ થતો નથી, અને તે કારણને લીધે તે માંડી વળાય નહી.

(ब). अ. ब. ની ઉપર હુમલો કરે તો એ ઠેકાણે ગુન્હો જે છે તે ગુન્હેગારના ઇરાદા સાથે નિસ્બત ન રાખતું ફક્ત કામ છે, અને તે હુમલાને માટે ब. દિવાનીમાં ફરીયાદી કરી શકે છે, માટે તે આ અપવાદમાં દાખલ થાય છે, અને તે માંડી વળાય છે.

(क). अ. પોતાનો વર કે પોતાની વહુ હયાત છતાં બીજી વહુ કે બીજો વર કરવાનો ગુન્હો કરે, તો એ ગુન્હા બાબત દિવાનીમાં ફરીયાદી થઇ શકતી નથી, માટે તે માંડી વળાય નહીં.

(ड). ब. એક ધણીવાળી સ્ત્રીની જોડે છિનાળું કરે, તો તે ગુન્હો માંડી વળાય.

## વિશેષ સમજુતી.

ઉપલી કલમો ૨૧૩–૨૧૪ માં કોઈ ગુન્હેગારનો ગુન્હો છુપાવવા અથવા મુકરદમો નહી ચલાવવાના બદલામાં જે સખસ કોઈ અવેજ લે તેને ગુન્હેગાર ઠરાવ્યો છે, પણ તેમ અવેજ લેવામાં બુરી નીઇા શાબેત થવી જોઈએ, એટલે મુકરદમો ન ચલાવવા માટે જે અવેજ લે તે બદઘાનતથી ઈનસાફમાં ખલેલ પોહોચાડવા તથા પોતાને લાલચ આપવાને માટે હોવી જોઈએ.

૨. એટલા ઉપરથી ઉપલી કલમોથી જે મુકરદમો ચલાવવો પડે તેમાં બે વિગત પુરેપુરી શાબેત થએલી જોઈએ. ૧ લી ગુન્હેગારને શીક્ષાથી બચાવવા માટે ગુન્હો છુપાવવો, ને ૨ જું તે છુપાવવા માટે કોઈ પણ અવેજ લીધેલો નહી, તો તે લેવાની આશા વગર ગુન્હેગારને બચાવવા માટે જે કોઈ ગુન્હો છુપાવે તેને ઉપલી કલમો લાગુ પડે નહીં.

૩. "અવેજ" એટલે શું તે પીનલકોડમાં સમજાવ્યું છે. કલમ ૧૬૧ માં "અવેજ" શબ્દ વડે એકલા પૈશાજ અથવા જેની કિંમત પૈશાથી થઈ શકે એવો અવેજ સમજવો નહીં.

૪. બીજું કોઈ માણસ ખરેખરો ગુન્હેગાર નથી, પરંતુ કેટલીક વિગતોથી તેની વિરૂદ્ધ જઈ શકે એવો સંભવ છે ને તેનું જ્ઞાન એક માણસને થયું છે, છતાં તે મુકરદમો ન ચલાવે કે ગુન્હેગારને બચાવે તો તેને પણ ઉપલી કલમ લાગુ પડે છે. જેમકે કોઈ ઘરમાં એક માણસે આપઘાત કર્યો ને તેના સાથે રેહેનાર માણસના કપડાપર લોહીના ડાઘ જોયા તથા તેની પાસે મરનારની કેટલીક ચીજો પણ જોઈ, એટલે તેના ઉપર ખુન કરવાનો સંભવ દેખીતો છે, ને તે સંભવની વિગતો કોઇ લાંચ રૂસ્વતથી બીજોજાણનાર માણસ અખાડા કરી જા-

વ તો તેને ઉપલી કલમ લાગુ પડે છે. જો કે પછવાડેથી એવું શાબેત થાય કે મરનાર પોતાના હાથે મરણ પામ્યો હતો, તોપણ.

૫. હવે એક વખત જે માણસે બુરી નિષ્ટા બતાવીને કાંઈ અવેજ કે લાંચ લીધી કે લેવા માટે બંદોબસ્ત કર્યો. પછી લખત કરીને કે ખાલી કબુલાત થકી ને તેટલા ઉપરથી એકવાર પોતે ગુન્હેગારનો ગુન્હો અખાડા કરી ગયો, ને પછવાડેથી તેજ માણસ તે ગુન્હેગાર ઉપર મુકદમો બનાવે અથવા તેનાજ આધારથી મુકદમો વળી શાબેત પણ થાય, તોપણ તેણે જે એક વેળા બદઘાનત દેખાડી અથવા દેખાડવાની કોશીસ કરી, એટલે તે ૨૧૩ મી કલમથી ગુન્હેગાર ઠરી ચુક્યો સમજવો.

૬. હવે એવા કયા ગુન્હા છે કે જે ફરીયાદ દિવાનીમાં થઈ શકે, અને માંહોમાંહે માંડીવાળી શકાય. (જુઓ ક્રી. પ્રો. કોડ. કલમ ૨૪૮–૩૪૫).

૭. વળી ક્રી. પ્રો. કોડ. કલમ ૪૯૪ થી પબ્લીક પ્રોસીક્યુટર કોર્ટની પરવાનગી લેઈ ગમે તેવા ગુન્હા પાછા ખેંચી લેઈ શકે છે; પણ કામ આગળ ચલાવવા જેવા નથી, એવું હોય, ત્યારે.

**ફેંસલા**—કોઈ માણસ ઉપર હુમલો કરવો અને ઈરાદા પુર્વક મહાવ્યથા કરવી તે ઈરાદા શિવાયનું ક્રત્ય નહી હોવાથી તેનું રાજીનામું આપી શકાય નહી. આ કલમના બ. દાખલામાં લખેલો "હુમલો" એ શબ્દનો અર્થ કોડની વાખ્યામાં બતાવેલો હુમલો ગણાતો નથી; તેનો વધારે સાધારણ અને મોઘમ અર્થ કરવો જોઈએ. રાણી વિ. મદનમોહન. ૬ મ. હા. કો. રી. પ્ર. ૩૦૨.

જ્યારે કોઈ પણ અમુક ગુન્હાની વાખ્યાના બતાવેલા ક્રત્યમાં "બુદ્ધિપુર્વક, ઈરાદાથી કપટથી, બદઘાનતથી" અથવા એવા કોઈ બીજા શબ્દોમાં અમુક ઈરાદાનો સમાવેશ થઈ જતો હોય, અને ગુન્હો ઈરાદા વગરનો ના હોય તો, આ કલમના અપવાદની અંદર રાજીનામું આપી શકાય તેવા ગુન્હાઓ બતાવેલા છે તેની અંદર તે આવી જતો નથી. ઉપર બતાવેલા અર્થ મુજબ સમાધાન થઈ શકે તેવા ગુન્હાની અંદર ઈરાદો કોઈ પણ રીતે શાબીત થવો જોઈએ નહી, અને જેને માટે નુકશાન થયેલો માણસ તેની મરજી હોય તો ફોજદારી કરવાને બદલે દિવાની દાદ માગી શકે એવો તે ગુન્હો હોવો જોઇએ. રાણી વિ. રહીમત. ઈ. લા. રી. ૧ મું. પ્ર. ૧૪૭.

ચોરીની મિલકત પાછી મેળવવામાં મદદ કરવાસારૂ કંઈ બક્ષિસ લેવી વિગેરે.

**૨૧૫. કોઈ સખસની પાસેથી તે સખસની કાંઇ જંગમ મીલકત આ કાયદાથી શિક્ષા થઇ શકે એવા કાંઈ ગુન્હાથી ગઈ હોય તે સખસને તે મિલકત પાછી મળવામાં મદદ કરવાના બાહાનાથી અથવા મદદ કરવા સારૂ જે માણસ કાંઈ અવેજ લે અથવા લેવાને હા કેહે અથવા કબુલ કરે, તે જો તે ગુન્હેગારને પકડાવવાને તથા તેની ઉપર તે ગુન્હો શાબિત કરાવવાને પોતાથી બનતા સઘળા ઈલાજો કામે ન લગાડે તો, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

જે ગુન્હેગાર કેદમાંથી નાઠો હોય અથવા

**૨૧૬. કોઈ સખસની ઉપર કાંઇ ગુન્હો શાબિત થયો હોય અથવા કાંઇ ગુન્હાનું તોહમત મુકાયું હોય, અને તે ગુન્હાને સારૂ તે સખસ કાયદેસર કેદમાં હોય; તે સખસ જો તે**

જેને પકડવા નો હુકમથયો હોય, તે ગુન્હેગારને ઘરમાં રાખવો.

કેદમાંથી નાશી જાય, અથવા કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાનો કાયદેસર અખત્યાર અમલમાં લાવતાં કોઈ સખસને કાંઇ ગુન્હાને માટે પકડવાનો હુકમ કરે, ત્યારે જે માણસ તે નાશી જવાની અથવા પકડવાના હુકમની વાત જાણ્યા છતાં તે સખસને પકડાતો અટકાવવાના ઈરાદાથી તેને ઘરમાં રાખે અથવા કેથાં સંતાડે, તે માણસને નીચે મુજબ શિક્ષા કરવામાં આવશે. એટલે જે ગુન્હાને માટે તે સખસ કેદમાં હતો અથવા તેને પકડવાનો હુકમ કર્યો હોય તે ગુન્હાને માટે જો મોતની

તે ગુન્હો જો દેહાંત શિક્ષા જોગ હોયતો.

શિક્ષા થઇ શકતી હોય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને તે ગુન્હાને માટે જો જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષ સુધી કેદની શિક્ષા થઇ

જો જીવતાંસુધી સમુદ્રપારની અથવા કેદની શિક્ષાજોગ હોય તો.

શકતી હોય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા, દંડ સાથે અથવા દંડ વિના, કરવામાં આવશે, અને તે ગુન્હાને માટે દસ વર્ષ સુધીની નહિ પણ એક વર્ષ સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવેલી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

આ કલમમાં ગુન્હા એ શબ્દમાં કોઈ સખસે હિંદુસ્થાનની બાહાર કરેલાં એવાં દરેક કામ અથવા કસુરનો સમાવેશ થાય છે કે, જે કામ અથવા કસૂર તેણે જો હિંદુસ્થાનમાં કરી હોત તે સબંધી ગુન્હા તરીકે શિક્ષા કરી શકાય, અને જેને માટે તે એકસ્ટ્રાડીશનને લગતા કોઈ કાયદાની અથવા સન ૧૮૮૧ ના ફીગુજીટીવ ઓફેનડર્સ આકટની રૂએ બ્રિટીશ હિંદુસ્થાનમાં પકડવાને અથવા કેદમાં રાખવાને પાત્ર હોય, અને એવું દરેક કામ અથવા કસૂર તે કામ અથવા કસુર તોહમતદારે હિંદુસ્થાનમાં કર્યું હોય, તે મુજબ આ કલમને સારૂ શિક્ષાને પાત્ર થશે.

અપવાદ—જે માણસને પકડવું હોય તેના વરથી અથવા તેની વહુથી તે માણસને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય, તો તે બાબતને આ ઠરાવ લાગુ પડતો નથી.

**ફેંસલો**—આરોપીત માણસે મુળ ગુન્હેગારને આશ્રય આપ્યો હોય, કિંવા તેને છુપાવ્યો એમ શાબેત થવું જોઈએ; અને કોઈ માણસે ગુન્હેગારને છુપાવવા માટે કિંવા આશ્રય આપવા માટે બીજાને કહ્યું હોય, તો તે ગુન્હો તેણે પોતે કરયો એમ થાય છે. સ્ટાર. પ. ૧૧૩

કોઈ સખસને શિક્ષાથી અથવા કાંઈ મિ

**૨૧૭.** કોઇ માણસ સરકારી નોકર હોય, તેણે પોતાના સરકારી હોદાના જોરથી કેમ ચાલવું એ બાબતનો કાંઇ કાયદાનો હુકમ અગર તે માણસ જાણીબુજીને ન માને એવા ઈરાદાથી

લકતને સરકાર જપ્ત થતી બચાવવાના ઈરાદાથી જે સરકારી નોકર કાયદાનો હુકમ ન માને તેને શિક્ષા.

**કે તેમ કરવાથી કોઇ સખસ કાયદેસર શિક્ષાથી બચે અથવા જે શિક્ષાને તે લાયક હોય તેથી તેને ઓછી શિક્ષા થાય, અથવા મ્હારા તેમ કરવાથી તે શિક્ષાથી બચશે અથવા તેને ઓછી શિક્ષા થશે, એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો, અથવા એવા ઇરાદાથી કે તેમ કરવાથી કાંઈ મિલકત સરકાર જપ્ત થતી અથવા કાંઈ રૂપીયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાથી તે બચી જાય અથવા બચી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામા આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેનો ગુન્હો શાબીત થવા માટે નીચેની હકીકત શાબેત થવી જોઈએ.

(૧) જે સખસને છોડી મુકયો તે સખસને શિક્ષા થાય એવા ભયમાં હતો, એવું છોડનાર સખસ જાણતો હતો.

(૨) સજાથી બચી જાય એવા ઈરાદાથીજ તેને છોડી મુકયો.

**ફેંસલા**—જે માણસને કેદીએ નસાડી મુકયો તે માણસ સજાના ભયમાં હતો, અને તેને લલચાવવાના ઇરાદાથી નસાડી મુકયો હતો એટલુંજ ફક્ત આ કલમ મુજબ ગુન્હો ઠરાવવાને માટે શાબીત કરવું જરૂરનું છે. રાણી વિ. અબદુલ જાલીલ, વિ. રી. ૫ સપ્ટંબર.

પોલીસ પટેલે ચોરોને પકડવાના કામમાં મદદ કરવાની તેની ફરજ છતાં તેણે મદદ ન કરી તો તેનાપર આ કલમ પ્રમાણે તોહમત રાખી માજીસ્ટ્રેટ કામ ચલાવી શકે છે, કારણ કે પોલીસ પટેલ ગેરવર્તણુંક કરે તો પોલીસ કમીશનરની મંજુરી લેઇને તેને તેવા કામ ઉપરથી દુર કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે, તો આવી વખતે પોલીસ પટેલનાપર કામ ચલાવવા માટે ક્રી. પ્રો. કોડની કલમ ૪૬૬ પ્રમાણે પરવાનગી લેવાની જરૂર નથી. સરકાર વિ. ભગવાન દેવરાજ. ૪ મું. હા. ઈ. લા. પ્ર. ૩૫૭.

જે રીત મુજબ ચાલવું જોઈએ તે રીત મુજબ નહી ચાલીને તોહમતદારે કાયદાનો નિયમ કોઈ માણસને કાયદેસર સજામાંથી બચાવવાને માટે જાણીબુજીને તોડયો છે, એ આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાંને માટે બસ છે. જે માણસને બચાવવાને ધારેલું તે માણસે ગુન્હો કર્યો હતો અથવા કાયદેસર સજાને તે પાત્ર હતો એ શાબીત કરવાની કાંઈ જરૂર નથી. રાણી વિ. અમીરૂદીન, ૧ ક. લા રી. ૪૮૩. અને ઈ. લા, રી. ૩ ક. ૪૧૨;

સન ૧૮૭૨ ના ૧૦ મા ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૯૦ માં બતાવેલો કાયદાનો નિયમ તોડવાને માટે ગામડાના અકાંઉટન્ટ અને ગામડાના મુનસફનો સીપાઈએ બંનેને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવેલા, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે કલમ ૯૦ માં બતાવ્યા પ્રમાણે તેમની ફરજ નહી હોવાથી તેમને કાયદા વિરૂદ્ધ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. આ કલમમાં બતાવેલા કાયદાના નિયમનો અર્થ ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમો ૮૯ અને ૯૦ માં આવી ગએલો. ખરેખરો કાયદાનો નિયમ એવો છે, પણ તેની અંદર ફોજદારી ગુન્હો નહી છુપાવવાની દરેક બાબતની ફરજ આવી જતી નથી. રામનીહી નાયારની બાબતમાં, ઈ. લા. રી. ૧ મ. ૨૬૬.

એક તોહમતદાર ઉપર આ કલમ પ્રમાણે તોહમત મુકવામાં આવ્યું, પણ એ તોહમતમાં કાયદાનો શો હુકમ હતો અને તેણે કેવી રીતે ન માન્યો તે ખુલ્લી રીતે બતાવ્યું ન્હોતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તોહમતદાર ઉપર આ પ્રમાણે અધુરૂં તોહમત મુકવામાં આવ્યું હોય, ત્યારે અપીલ વખતે ફરીયાદીનું કામ તોહમતદારનો ઈનસાફ થતી વખતે જે સમજવામાં આવ્યું હોય તે હદમાંજ રેહેવાનું છે, કૈસરે હિંદ વિ. બાબન.ઈં. લા. રી. ૨ મ. પ્ર. ૧૪૨.

સરકારી નોકર કોઈ સખસને શિક્ષાથી અથવા કાંઈ મિલકતને સરકાર જપ્ત થવાથી બચાવવાના ઈરાદાથી કાંઈ ખોટું દફતર અથવા લખાણ બનાવે તે બાબત.

**૨૧૮. કોઇ માણસ સરકારી નોકર હોય અને તેના સરકારી હોદ્દાસર તેને કાંઇ દફતર અથવા બીજું લખાણ તઇયાર કરવાનું કામ સોંપ્યું હોય, તે માણસ જો તે દફતર અથવા લખાણ જે રીત ખોટી છે એવું તે જાણતો હોય તેવી રીતે તૈયાર કરે, એવા ઇરાદાથી કે તેથી લોકને અથવા કોઇ સખસને ટોટો અથવા નુકશાન થાય, અથવા ટોટો કે નુકશાન થશે એવો સંભવ છે એમ જાણીને, અથવા એવા ઇરાદાથી કે તેથી કોઇ સખસને કાયદેસર શિક્ષાથી બચાવવો, અથવા તેથી કોઇ સખસ કાયદેસર શિક્ષાથી બચશે એવો સંભવ છે એમ જાણીને, અથવા તેથી કાંઇ મિલકત સરકાર જપ્ત થતી, અથવા કંઇ રૂપિયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાથી તે બચી જાય, અથવા તે બચી જશે એવો સંભવ છે, એમ જાણીને, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

ઉપર જણાવ્યા મુજબ સરકારી નોકર બીજાને ટોટો અથવા નુકશાની કરવા જે દફતર અથવા લખાણમાં ખોટું લખે તે કાંઇ અવેજ લેઈને કરેલું જોઈએ, જો કદી પોતાનીજ મરજીથી અથવા બીજાના કાલાવાલાથી તે તેવું લખે તો તેને ઉપલી કલમનો ગુન્હો લાગુ થતો નથી. જો તેની ઉપર કોઈ પણ મુદ્દો મુકાય તેતો તે ગુન્હાની મદદગારીનો મુદ્દો મુકાય, બીજો નહીં. જે માણસ તેવી ખોટી નોંધ અથવા લખાણ કરવાની લાંચ આપવા જાય ને તે પોતે તેમ કરવાથી પોતાનો કાંઈ ફાયદો શોધીને જાય, તો તે માણસે પણ મદદગારી કરી, પરંતુ જો તે કોઈ અમલદારને પોતાની ખુશીથી સમજાવવા જાય ને પોતે તે કામ બદલ કાંઇ લાંચ કે અવેજ લીધો ન હોય, તો તેને ૯ મા બાબની કોઈ કલમથી શીક્ષા થાય નહીં; કારણ જે સરકારી નોકર ખોટી નોંધ કરે તેને તો લાંચ લીધી નથી, એટલે તે ગુન્હેગાર નથી થયો, ત્યારે જેણે તેને પોતાની દોસ્તી અથવા લાગવગથી ઉશ્કેર્યો તે માણસ ગુન્હેગાર કેમ ઠરે?

**ફેંસલા**—આ કલમમાં બતાવેલા ગુન્હામાં ઈરાદો એ જરૂરનો મુદ્દો છે.સમન બજાવવાનો ખોટો રીપોર્ટ કરવો તે પીનલકોડની કલમ ૧૮૧ મુજબ ગુન્હો ગણાતો નથી, પણ કલમ ૧૯૩ મુજબ ગુન્હો ગણાય છે. અને તે ફક્ત સેશનકોર્ટ ચલાવી શકે છે. રાણી વિ. સામાચરન રોય. ૮ વિ. રી. પ્ર. ૨૭.

ખોટો રીપોર્ટ કરવાને માટે આ કલમ મુજબ અથવા કલમ ૨૦૧ મુજબ ગુન્હેગા-

શેને સજામાંથી બચાવવાના ઈરાદાથી ખોટી ખબર આપવાનું તોહમત કોઈ માણસ ઉપર રાખવામાં આવ્યું હોય તો, કેદીઓ ગુન્હેગાર છે તે સબંધમાં ફક્ત તેમનો ઈરાદો જોવાના મુદ્દાની તપાસ કરવી જોઈએ,પણ તકરારમાં બતાવેલા ગુન્હેગારો ખરી રીતે ગુન્હેગાર હતા કે નહી તેની તજવીજ કરવાની નથી. રાણી વિ. હરદત સુરમા. ૮ વિ. રી. પ્ર.૬૮.

પોલીસ અમલદારે ભુલથી કોઈ જગ્યાની તજવીજનો ખોટો અને ગેરવ્યાજબી રીપોર્ટ કર્યો હોય, અને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને જોઈએ તેવી કેસમાં શાબીતી મળી ના આવે તો, સન ૧૮૬૧ ના આકટ ૫ માની કલમ ૨૯ મુજબ શીક્ષા થઈ શકે. એરોડાકંત મુખોપાધાના કામનું રેફરન્સ. ૧૫ વિ. રી. પ્ર. ૧૭.

કોઈ ચોકીદાર પોતાની નોકરી ઉપર ઘણા દીવશ ગેરહાજર રહેલો, તે વિષેનો ખોટો રીપોર્ટ સબઈનસ્પેકટરે કરેલો તેને માટે તેના ઉપર રાખેલું તોહમત ખરું શાબીત કરી તેને નુકશાન કરવાના ઈરાદાથી કોઈ બીજા ચોકીદારે હાજરી પત્રકમાં ખોટી નોંધ કરેલી, અને તેને માટે તેના ઉપર આ કલમ મુજબ તોહમત રાખેલું, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે તે કલમ મુજબ ગુન્હો બનવાને ઈરાદો ઘણો દુરના સબંધનો હતો. રાણી વિ. જુગલલાલ. ૧૯ વિ રી. પ્ર. ૪૦.

કોઈ દફતર બનાવવાનું તોહમત स. નામના માણસ ઉપર રાખ્યું હતું, અને તે તેણે કેટલાક ટાંચણથી (abstracts) ड. ના વાંચવા ઉપરથી બનાવ્યું હતું. ड. એ જુઠું ટાંચણ બનાવેલું વાંચવાથી ખોટું દફતર તૈયાર થયું હતું. કોર્ટનું એવું ધારવું હતું કે આ કલમમાં બતાવેલો ગુન્હો ड. એ કર્યો છે, એવું ખરેખરી રીતે અનુમાન થઈ શકતું નથી. તોપણ આ કલમમાં બતાવેલા ગુન્હાની મદદગારીનો તે ગુન્હેગાર હતો, અને તે બાબતમાં स. ની ગુન્હો થાય તેવી માહીતી અથવા ઈરાદો ન્હોતો, તેથી તેને ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. બ્રીજમોહનલાલ. ૭ ના. વે. પ્રા. પ્ર. ૧૩૪.

કોઈ કુલકરની પોતાના ગામમાં બનેલા ગુન્હાનો ગુન્હો છુપાવવાના ઈરાદાથી ખોટો રીપોર્ટ કરે તો, તેને આ કલમ મુજબ શીક્ષા થઈ શકે છે. રાણી વિ. મલ્હાર રામચંદ્ર. ૭ મું. હા. કો. રી. પ્ર. ૬૪.

કેટલાક દસ્તાવેજો કબજામાં હોય તેવા કોઈ સરકારી નોકરને તે રજુ કરવાને બોલાવ્યાથી દસ્તાવેજો રજુ કરવાના નહી હોવાથી તેણે પોતાને સજામાંથી બચવાના ઈરાદાથી એવી જાતના કેટલાક દસ્તાવેજો ખોટા બનાવી રજુ કર્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી રીતના બનાવટી દસ્તાવેજો તેના ઉપર તોહમત રાખેલી જાતનું દફતર અથવા લખાણ ગણાતું નથી. અને તેથી આ કલમ મુજબ તેને કાયદેસર ગુન્હેગાર ઠરાવી શકાય નહીં; તેમજ આવી જાતના દસ્તાવેજો કલમ ૪૬૩ માં બતાવેલા ઈરાદાથી બનાવેલા નહી હોવાથી કલમ ૪૭૧ મુજબ તે કાયદેસર ગુન્હેગાર ઠરી શકે? રાણી વિ. માઝર હુસેન. ઈ. લા. રી. ૫ અ. પ્ર. ૫૫૩.

ઉપરી અમલદાર તરફ મોકલવાને સોંપેલો દસ્તાવેજ પોલીસ અમલદારે મોકલ્યો છે એવી ખોટી નોંધ તે અમલદારે પોતાના સરકારી રોજમેળમાં કરી, એવા ઈરાદાથી કે દસ્તાવેજ નહી મોકલવાને માટે પોલીસ આકટ મુજબ તેના ઉપર ફરીયાદ થાય તો તેના લાભમાં તે બાબત પુરાવામાં લેઈ શકાશે. તેમાં ઠરાવવામાં આવ્યું કે પીનલકોડની કલમ ૧૯૨ ની વાખ્યામાં બતાવેલો ખોટો પુરાવો કરવાનો ગુન્હો શાબીત કરવાને માટે કામના

પુરાવામાં ખોટો ઉભો કરેલો પુરાવો, જાણે પોલીસ અમલદાર પોલીસ આકટ મુજબ ગુન્હેગાર થયો હોય, તેવી રીતે દાખલ કરવો જોઈએ, રોજમેળમાં કરેલી નોંધ તોહમતદારના લાભમાં પુરાવામાં લેઈ શકાય નહી. પણ તેના ધારવાથી ઉલટી રીતે તે તેના વિરૂદ્ધ પુરાવામાં લેઈ શકાય, અને નોંધના સબંધમાં ખોટો પુરાવો બનાવવાને માટે તેને કલમ ૧૯૩ મુજબ ગેરવ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. વળી એમ પણ ઠરાવવામાં આવ્યું હતું કે આવી નોંધ પોલીસ અમલદારે પોતાને શિક્ષામાંથી બચવાના ઇરાદાથી કરી હતી, તેથી તે આ કલમ મુજબ ગુન્હેગાર નથી. રાણી વિ. ગવરીશંકર. ઈ. લા. રી. ૬ અ. પ્ર. ૪૨.

કાંઇ ઇનસાફી મુકદ્દમા મધ્યે પોતે કાયદા વિરૂદ્ધ છે એમ જાણતો હોય એવો હુકમ રીપોર્ટ વગરે કોઇ સરકારીનોકર કરે,તે બાબત.

**૨૧૯. કોઇ માણસ સરકારી નોકર છતાં, લાંચ લેઇને અથવા દ્વેષબુદ્ધિથી કાંઇ ઈનસાફી મુકદમાના કોઈ પણ ભાગમાં કાંઈ રીપોર્ટ, હુકમ, ફેંસલો, અથવા ઠરાવ કરે કે કહી સંભળાવે, એવો કે તે કાયદાથી વિરૂદ્ધ છે એમ તે માણસ પોતે જાણતો હોય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

જે સખસને અખત્યાર હોય તે સખસ હું કાયદાથી વિરૂદ્ધ ચાલું છું એમ જાણીને,કોઈને તેનો ઈનસાફ થવા સારૂ કમીટ કરે, અથવા કેદમાં મોકલેતેબાબત.

**૨૨૦. કોઈ માણસનો હોદો એવી તરેહનો હોય કે તેથી કોઇ સખસોને તેઓનો ઈનસાફ થવા સારૂ કમીટ કરવાનો અથવા તેઓને કેદમાં મોકલવાનો અથવા કોઈ સખસોને કેદમાં રાખવાનો તેને કાયદેસર અખત્યાર મળ્યો હોય, તે માણસ તે અખત્યાર અમલમાં લાવતાં લાંચ લેઈને અથવા દ્વેષબુદ્ધિથી જો કોઇ સખસને તેનો ઈનસાફ થવા સારૂ કમીટ કરે અથવા તેને કેદમાં મોકલે, અથવા કોઇ સખસને કેદમાં રાખે અને તે એમ જાણતો હોય કે આમ કરવામાં હું કાયદાથી ઉલટો ચાલું છું, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—ગેરકાયદેસર કેદમાં મોકલવાની શાબીતીથી કાયદેસર દ્વેષ હતો એવું અનુમાન થઇ શકશે નહી. આવી રીતનું મોકલવું કાયદા વિરૂદ્ધ હતું એ વિષેની માહીતી એ હકીકતનો સવાલ છે. અને કાયદાનો નથી, અને આ કલમમાં બતાવેલી શરતોની ખાત્રી કરી આપવાને માટે તે શાબીત કરવો જોઇએ. રાણી વિરૂદ્ધ નારાયણ બાબાજી વિગરે. ૯ મું. હા. કો. રી. ૩૪૬.

કોઈ પોલીસ અમલદાર પોતાની મરજી પ્રમાણે કોઈ સખસને પકડી કમીટ કરે તો, આ કલમ પ્રમાણે શીક્ષા થાય, પણ પકડેલા સખસ ઉપર શક આવે એવો કાંઇ વ્યાજબી આધાર હોવો જોઈએ. ૭ વી. રી. પ્ર. ૩.

જે સરકારી નોકરની કાય

**૨૨૧. કોઇ માણસ સરકારી નોકર હોય, અને કોઇ સખસની ઉપર કાંઇ ગુન્હાનું તોહમત મુકાયલું હોય તેને, અથવા**

દા મુજબ કો ઈને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઈરાદાથી કસુર કરે, તે બાબત.

કાંઇ ગુન્હાને માટે પકડવા જોગ હોય એવા કોઈ સખસને પકડવા અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર તે સખસને પકડવામાં ઈરાદાથી કસૂર કરે, અથવા ઈરાદાથી તે સખસને નાશી જવા દે અથવા તે સખસને તે કેદમાંથી નાસી જવામાં અથવા નાશી જવાની કોશીસ કરવામાં ઈરાદાથી સહાય કરે, તો તે માણસને નીચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે, એટલે:—

શિક્ષા.

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે સખસની ઉપર મ્હોતની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને સાત વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે સખસની ઉપર જીવતાં સૂધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સૂધીની કેદની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામા આવશે; અથવા,

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે સખસની ઉપર દસ વર્ષથી ઓછી મુદતની કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને બે વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવાંમાં આવશે.

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેના તોહમતમાં તોહમતદાર કયો હોદ્દો બજાવતો હતો તથા કયા તોહમતદારને તેણે નાશી જવા દીધો, અને કાયદાથી ઉલટું ચાલું છું એમ જાણીને જવા દીધો એવું શાબેત થવું જોઈએ.

**ફેંસલો**—ગામની બાહાર જે જગાનો તે ચોકીઆત છે તે જગામાં ખુન કરવાને માટે કોઇ માણસ ઉપર તોહમત રાખવામાં આવ્યું હોય, તો સરકારી નોકર તરીકે તે માણસને પકડવાને તે કાયદેસર બંધાએલો નથી; કારણ કે આ માણસ પ્રસિદ્ધ થએલો ગુન્હેગાર નથી, તેમજ આવી રીતનું ખુન કરતાં તે તેના જોવામાં આવ્યો નથી; તેથી કોઈ ખાનગી માણસના કેહેવાથી આવી રીતના માણસને પકડવાની કોઇ ચોકીઆત ના પાડે તો, તે આ કલમ મુજબ ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. કાલુ. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૬૦.

જે સખસની ઉપર કોઈ ઈનસાફની કોર્ટે શિક્ષાનો હુકમ

**૨૨૨. કોઈ માણસ સરકારી નોકર હોય, અને કોઈ સખસની ઉપર કાંઈ ગુન્હાને માટે કોઈ ઈનસાફની કોર્ટે શિક્ષાનો હુકમ કર્યો હોય, તે સખસને અથવા જે સખસને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તેવા સખસને પકડવાની અથવા કેદમાં રાખવાની તે**

કરયો હોય તે સખસને પકડવાની જે સરકારી નોકરની ફરજહોય તે સખસને પકડવામાં ઇરાદાથી કસુર કરે તે બાબત.

માણસની પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર તે સખસને પકડવામાં ઈરાદાથી કસૂર કરે, અથવા ઇરાદાથી તે. સખસને નાશી જવા દે, અથવા તે સખસને તે કેદમાંથી નાશી જવામાં અથવા નાશી જવાની કોશિસ કરવામાં ઇરાદાથી સાહ્ય કરે, અથવા જો તે સખસને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય તો તે માણસને નીચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે, એટલેઃ—

શિક્ષા.

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે સખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ થએલો હોય, તો તે માણસને ચૌદ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે સખસ કોઈ ઇનસાફની કોર્ટે કરેલા શિક્ષાના હુકમથી, અથવા તેને બદલે બીજી શિક્ષા કરવાના કોઈ હુકમથી, જીવતાં સૂધી સમુદ્રપાર અથવા જીવતાં સૂધી સ્થાનિક દાસત્વને અથવા દસ વર્ષ કે તેથી વધારે મુદત સૂધી સમુદ્રપાર અથવા સ્થાનિક દાસત્વ અથવા કેદને લાયક હોય તો તે માણસને સાત વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામાં આવશે, અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઇતો હતો તે સખસ કોઇ ઇનસાફની કોર્ટે કરેલા શિક્ષાના હુકમથી દસ વર્ષની મુદત સૂધીની કેદને લાયક ન હોય તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સરકારી નોકર ગફલતથી કોઈ કેદીને નાશી જવા દે તે બાબત.

૨૨૩. જે માણસ સરકારી નોકર હોય, અને જે સખસની ઉપર કાંઈ ગુન્હાનું તોહમત મુકયું હોય અથવા કાંઇ ગુન્હો શાબિત થયો હોય એવા કોઇ સખસને, અથવા જે સખસને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તે સખસને કેદમાં રાખવાની કાયદા પ્રમાણે જે માણસને પોતાના સરકારી હોદ્દાને લીધે ફરજ હોય તે માણસ, અગર ગફલતથી તે સખસને કેદમાંથી નાશી જવા દે તો, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવાએ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

જે સખસને કેદખાનાની તકેદારી સોંપી છે, તેની નજર હેઠળથી કોઈ પણ ગુન્હેગાર નાશી જાય તો, તેના ફક્ત નાશી જવાથીજ શાબેત થાય છે કે તકેદારી રાખનાર સરકારી માણસની બેપરવાઈ થઈ ચુકી. જો લાંચ, રૂસ્વત લઈનાશી જવા દે તો તેની

શીક્ષા સખત છે, પણ બેપરવાઈ પુરવાર થઈ તો તેને ઉપલી કલમની શીક્ષા થવી જોઇએ. પણ તેમાંથી તેની બચત માત્ર એજ રીતે થઈ શકે. એક તો જે ગુન્હેગાર ભાગી ગયો તે પોતાનું બળ ને જાસ્તી વાપરી ભાગી ગયો કે જે સામે ચોકીદારનું કાંઈ ચાલી શકે નહીં, અથવા તે ગુન્હેગારે નાશી જવામાં કોઈ ઓચીંતી કળા વાપરી, જે કળાનો વિચાર કોઈને આવે નહીં.

૨. પાછળ કલમ ૧૨૯ જુઓ.

**ફેંસલા**—જે કેદીઓને સજા થઈહોય તેનીતકેદારી રાખવાજેલમાં કેદીઓને હવાલદારો (Warders) ઠરાવવામાં આવે છે, તે વાર્ડરો કેદીને નાશી જવા દે તો, તેઓ પણ આ કલમ પ્રમાણેના ગુન્હેગાર છે. રાણી વિ. કાલાચંદ મોઇત્રી. ૭ વી. રી. પ્ર. ૬૩–૭૯.

ગુન્હો કરવાને બદલે કોઈ માણસ કેદમાં હોય અથવા કોઇને કેદ કરવામાં આવ્યો હોય, તેવા માણસને નસાડી મુકનો તેને આ કલમ લાગુ પડે છે; પણ દિવાની પ્રોસેસથી જે માણસો પકડાએલા ના હોય તેને આ કલમ લાગુ પડતી નથી. રાણી વિ. ટાફઉલાહ ઈ. લા. રી. ૧૨ ક. ૧૯૦.

अ. નામનો પોલીસ અમલદાર કેસની તજવીજ ચલાવતો હતો તે વખતે ट. નામના માણસે કેસ ચલાવી શકે તેવા માજીસ્ત્રેટને અરજી આપી કે, ડબલ્યુ. નામનો માણસ ગુન્હામાં સામીલ હોવાથી તેને પકડી પોલીસ અમલદાર પાસે મોકલવો જોઈએ. તે ઉપરથી માજીસ્ત્રેટે ડબલ્યુ. નામના માણસને પોતાની રૂબરૂ પકડી મંગાવી ट. નામના માણસની સોગન ઉપર જુબાની લેઈ, ડબલ્યું. ની હકીકત સાંભળી અરજી ઉપર નીચે મુજબ હુકમ કર્યો:—"આ કામમાં પોલીસનો રીપોર્ટ નહી હોવાથી અને ફક્ત અરજદારની અરજી ઉપરથી ડબલ્યુ. ના કામના કાગળો ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીનટેનડેન્ટને મોકલવાનો હુકમ કરવામાં આવે છે." આ હુકમ મુજબ ડબલ્યુ. ને ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીનટેનડેન્ટ પાસે લેઇ જવામાં આવ્યો, અને તે અમલદારે अ. નામના પોલીસ અમલદાર તરફ મોકલ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે માજીસ્ત્રેટનો હુકમ ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૬૭ મુજબ હોવાથી ડબલ્યુ.ને કાયદેસર પોલીસના કબજામાં સોંપવામાં આવ્યો હતો, અને કાયદેસર તેને છોડવામાં આવે ત્યાં સુધી अ. નામનો અમલદાર તેને કેદમાં રાખવાને બંધાએલો હતો, અને ડબલ્યુ. નામના માણસને ભુલથી છોડી મુકવાને માટે अ. નામના અમલદારને વ્યાજબી રીતે આ કલમ મુજબ શિક્ષા થઈ હતી. રાણી વિ. અશરફઅલી. ઈ. લા. રી. ૬ અ. પ્ર.૧૨૯.

કોઈ સખસ ને કાયદા મુજબ પકડતા હોય તેમાંતેણે સામા થવું અથવા હરકત કરવી.

**૨૨૪. જે સખસની ઉપર કાંઈ ગુન્હાનું તોહમત મુકયું હોય અથવા કાંઇ ગુન્હો શાબીત થયો હોય તે ગુન્હાને માટે તે સખસને કાયદેસર પકડવામાં તે સખસ ઇરાદાથી જો સામો થાય અથવા કાયદા વિરૂદ્ધ કાંઇ અડચણ કરે, અથવા તેવા કાંઇ ગુન્હાને માટે તેને કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી જો તે નાશી જાય અથવા નાશી જવાની કોશીસ કરે, તો તે સખસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ખુલાસો—આ કલમમાં લખેલી શિક્ષા છે તે, જે ગુન્હાનું તોહમત તે સખસની ઉપર મુકયું હોય, અથવા જે ગુ-**

**ન્હો તેની ઉપર શાબિત થયો હોય, તે ગુન્હાને માટે તે પકડવાનો તથા કેદમાં રાખવાનો સખસ જે શિક્ષાને લાયક હોય, તે શિક્ષાથી ઉપરાંત સમજવી.**

## વિશેષ સમજુતી.

જે સખસ ઉપર ગુન્હાનું તોહમત મુકયું હોય તેને સરકારી નોકરે પકડવાની બાસ્તી ઉપલી કલમમાં ઠરાવી છે. હવે ગુન્હા તે પીનલકોડથી જે ગુન્હા ઠરે તેજ એકલો નહીં, પણ જે કોઈ પણ "સ્પેશીયલ" ને સ્થાનિક કાયદાથી પણ ઉલટું હોય તેને આ કલમમાં ગુન્હો સમજવો જોઈએ. જુઓ પાછળ કલમ ૪૦.

૨. જે ગુન્હેગાર કેદખાનામાંથી નાશી ગયો હોય તેને સ્થાનિક હદ કે હદ બાહારની જગાથી પકડી શકાય છે, ને પકડ્યા પછી તેના ઉપર કાયદો ચાલે છે તે નીચે પ્રમાણે.

૩. નાશીજનાર કેદી હાથ આવે તો, તેની તજવીજ ક્યાં કરવી તે માટે જુઓ ફી. પ્રો. કોડ. કલમ ૧૮૧.

૪. તોહમતદાર શીક્ષા ભોગવતાં અગર શિક્ષાનો અમલ થતા પેહેલાં નાશી જાય, બાદ પકડાયો તો પાછળ થએલી શિક્ષા વિશે શું તજવીજ કરવી તે માટે જુઓ ફી. પ્રો. કોડ. કલમ ૩૯૬.

૫. આ કલમ પ્રમાણેના તોહમતદારની પ્રાઈમાફેસી કેસથી માગણી કરી શકાય છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧.

**ફેંસલા**—જે ગુન્હાને માટે ગુન્હેગાર ઠરાવી કેદીને કેદમાં રાખવામાં આવ્યો હોય અને તે કેદમાંથી નાશી જાય તો, નાશી જવાને માટે આ કલમ મુજબ મુળના ગુન્હા કરતાં વધારામાં શીક્ષા કરવી જોઇએ. રાણી વિ. ધુનડાભુયા. ૮ વી. રી. પ્ર. ૮૫.

વારંટ કાઢી પકડી શકાય તેવા ગુન્હાને માટે ગુન્હેગાર ઠરાવી કોઈ માણસને પકડવામાં આવ્યો હોય અને તે નાશી જાય તો, યોગ્ય કોર્ટે રાખેલા તોહમત શિવાય બીજા તોહમતોની તપાસ કરી તે બાબત ઉપરથી તે શિક્ષામાંથી બચી જતો નથી. પણ વારંટ શિવાય પકડી શકાય નહી તેવી જાતના ગુન્હામાં પોલીસ અમલદારે વારંટ શિવાય પકડી કેદ કરયો હોય, અને તેવી કેદમાંથી નાશી જાય તો, આ કલમ મુજબ ગુન્હો થતો નથી. રાણી વિ. રામસરન તેવારી, ૨૪ વી. રી. પ્ર. ૪૫.

કેદી જ્યાંથી નાશી ગયો હોય ત્યાં તેનો ઈનસાફ થાય, જ્યાં પકડાય ત્યાં થાય નહી. રાણી વિ. ડોસા શેરા. ૧ મું. હા. કો. રી. પ્ર. ૧૩૯.

કેદી ઉપર નાશી જવાના તોહમત સાથે વળી એ નાશી જવાથી સરકારી નોકરને સરકારી કામ કરતાં હરકત કરી એવી રીતે કલમ ૧૮૬ નું તોહમત રહી શકે નહી. રાણી વિ. પાસુ, ૧ મું. હા. કો. રી. પ્ર. ૧૨૮

દિવાની પ્રાસેસથી કેદ કરવામાં આવ્યો હોય અને તે કેદમાંથી નાશી જાય તો, તે ફોજદારી ગુન્હો નથી. રાણી વિ. જોન કોનન, ૬ મું. હા. કો. રી. પ્ર. ૧૫.

સારી વર્તણુંકના જામીન આપવાને માટે પ્રતિવાદીને કેદ કરેલો, તે કેદમાંથી નાશી ગયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે આ કલમ મુજબ ગુન્હેગાર નથી. ૭ મ. હા. કો. રી. અપે. પ્ર. ૪૧.

જે સખસ આ કાયદામાં બતાવેલા ગુન્હા વિરૂદ્ધ ગુન્હો કરીને નાશી જાય તેને આ

કલમ લાગુ પડે છે એટલુંજ નહી, પણ બીજા કોઇ કાયદાને આધારે તેને કેદ રાખ્યો હોય તેમાંથી તે નાશી જાય તો, તેને પણ આ કલમ લાગુ પડે છે. કો. ઈ. ડા. ૩૩૭.

• સમુદ્રપારની શિક્ષા થઈ હોય તેને ત્યાં લેઈ જતાં રસ્તામાંથી કેદી નાશી જાય તો, તેને આ કલમ લાગુ પડે છે. રાણી વિ. રામસ્વામી, કો. ઈ. ડા. પ્ર. ૩૪૯.

સારી વર્તણુંકના જામીન લેવાને માટે કોઈ માણુસને માજીસ્ટ્રેટ પાસે પકડી લાવ્યા હોય, અને તે માણુસ ત્યાંથી નાશી જાય તો પીનલકોડની કલમ ૨૨૪ અને ૨૨૫ મુજબ ગુન્હો થતો નથી. રાણી વિ. સાસતીચરન નાપીત, ૧૦ ક. લા. રી. પ્ર. ૨૯૦. અને ઈ. લા. રી. ૮ ક. પ્ર. ૩૩૧

ઢોરની ચોરી કરતાં આરોપીને લોકોએ પકડી ગામના માજીસ્ટ્રેટને સોંપ્યો. તેમણે ગામના નોકરો સાથે પોલીસમાં મોકલાવ્યો, તે જતાં રસ્તામાંથી તોહમતદાર નાશી ગયો, તેથી તેના ઉપર પીનલકોડની કલમ ૨૨૪ મુજબ તોહમત રાખી શીક્ષા કરવામાં આવી હતી, તેમાં ઠરાવ થયો કે તોહમતદારને કાયદેસર રીતે પકડયો હતો, ને ગામના નોકરોના તાબામાંથી તે નાશી ગયો, તેથી તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કીધો એમ ઠરાવવામાં આવે છે. કૈસરે હિંદ વિ. પોટાડુ. ઈ. લા. રી. ૧૧ મ. પ્ર. ૪૮૦.

કોઈ સખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઈ બીજા સખસે સામા થવું અથવા હરકત કરવી.

**૨૨૫. જે સખસ કોઇ બીજા સખસને કાંઇ ગુન્હાને માટે કાયદેસર પકડવામાં ઇરાદાથી સામો થાય અથવા કાયદા વિરૂદ્ધ કાંઇ અડચણ કરે, અથવા કોઇ બીજા સખસને કાંઇ ગુન્હાને માટે કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવી મુકે અથવા છોડાવી મુકવાની કોશિસ કરે, તે સખસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરૂવામાં આવશે.**

શિક્ષા.

**અથવા, અગર પકડવાના અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીસ થઇ હોય તે સખસની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહમત મુકયું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા લાયક થયો હોય તો, પેલા સખસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે,અને વળી તે દંડને પણ લાયક થશે.**

**અથવા અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા અથવા જેને છોડાવી મુકવાની કોશિસ થઇ હોય તે સખસની ઉપર મોતની શિક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહમત મુકયું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા લાયક થયો હોય તો, પેલા સખસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે;**

**અથવા, અગર પકડવાનો અથવા છોડાવી મુકેલો સખસ, કોઇ ઇનસાફની કોર્ટના શિક્ષાના હુકમ મુજબ, અથવા તેને બદલે બીજી શિક્ષા કરવાના કાંઇ હુકમ મુજબ જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષ કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર અથવા સાસનિક દાસત્વ અથવા કેદની શિક્ષાને લાયક**

હોય તો, પેલા સખસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે;

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશિસ થઇ હોય તે સખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ થયો હોય તો; પેલા સખસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

બિજી રીતે ઠરાવ નહી કરેલોહોય એવા પ્રસંગોમાં સરકારી નોકર કોઈ સખસને પકડવામાં કસુર કરે અથવા નાશી જવા દે તો.

૨૨૫. अ. કોઇ માણસ સરકારી નોકર હોય અને કલમ ૨૨૧, ૨૨૨ અથવા કલમ ૨૨૩ માં અથવા તે વખતે ચાલુ હોય એવા કોઇ કાયદામાં ઠરાવ નહીં કરેલો એવા કોઇ પ્રસંગમાં કોઇ સખસને પકડવાની અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી ઓધાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે સખસને પકડવામાં કસુર કરે, અથવા તે સખસને કેદમાંથી નાશી જવા દે, તો તે માણસને નીચે મુજબ શિક્ષા થશે.

(अ). જો તે ઇરાદાથી તેમ કરે તો, ત્રણ વર્ષ સુધીની બેમાંથી ગમે તે પ્રકારની શીક્ષા અથવા દંડ અથવા બંને, અને

(ब). જો તે ગફલતથી તેમ કરે તો, બે વર્ષ સુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને..

બીજી રીતે ઠરાવ નહિ કરેલો હોય એવા પ્રસંગમાં કાયદાસર પકડવાની સામુ થવું અથવા તેમાં અડચણ કરવી, અથવા નાશીજવું અથવા છોડવવું.

૨૨૫ ब. ૨૨૪ કલમમાં અથવા ૨૨૫ કલમમાં અથવા બીજા કોઇ ચાલુ કાયદામાં જે વિશે ઠરાવ કરેલો નહી હોય, એવા કોઇ પણ પ્રસંગમાં જે કોઇ સખસ પોતાને અથવા બીજા કોઇ સખસને કાયદેસર પકડવાના ઇરાદાથી સામો થાય, અથવા તેમાં કાંઇ કાયદા વિરૂદ્ધ કાંઈ અડચણ કરે, અથવા તેને કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી નાશી જાય અથવા નાશી જવાની કોશીસ કરે, અથવા બીજા કોઇ સખસને કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવી મુકે અથવા છોડાવી મુકવાની કોશીસ કરે, તો તેને છ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ફેંસલા**—સન ૧૮૬૧ ના આકટ ૫ મુજબ નિમણોક થએલો કોઈ પોલીસ અમલદાર ગેરકાયદેસર મંડળી ઉભી થઈ તે વખતે પોતાની નોકરીની ફરજ બજાવતો હોય તો, આવી મંડળીના કોઈ પણ માણસને તે પકડી શકે છે; અને જે માણસે પકડાયલા પક્ષકારને છોડી મુકયો તેને આ કલમ મુજબ કાયદેસર કેદમાંથી છોડી મુકવાને માટે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. રાણી વિ. આશારામ શરેફ વિગરે અરજદારો. ૧૩ વિ. રી. પ્ર. ૭૫.

આ કલમ મુજબ કોઈ માણસને ગુન્હેગાર ઠરાવતા પેહેલાં એવું શાબીત થવું જોઈએ કે જે માણસને નસાડી મુકવાને માટે તોહમતદારને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો છે, તે માણસ તે વખતે કાયદેસર કેદમાં હતો. રાણી વિ. ડીગમ્બર આહીર વિગરે. ૨૧ વી.રી.પ્ર.૨૨.

સારી ચાલના જામીન આપવાને ચુકયો, તેથી કેદીને કેદમાં મોકલ્યો હોય અને તેમાંથી તે નાઠો હોય તો, આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે. ૮ ક. ઈ. લા. પ્ર. ૩૩૧

ક. નામના માણસને ખરાબ ચાલને માટે પકડવાનો ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૫૫ મુજબ પોલીસ અમલદારને હુકમ કરવામાં આવ્યો હતો. ત્રણ માણસોની મદદથી ક. નામનો માણસ સામે થઈ નાશી ગયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પીનલકોડની કલમ ૪૦ માં "ગુન્હા"ની વ્યાખ્યા પ્રમાણે ગુન્હાનું તોહમત રાખવામાં આવ્યું નથી, અને તેટલા માટે પકડવાનું અટકાવવાની સજા પીનલકોડની કલમો ૨૨૪ અને ૨૨૫ મુજબ થઇ શકે નહી. રાણી વિ. કાંધીઆ. ઈ. લા. રી. ૭ મ. પ્ર. ૬૭

આ કલમ મુજબ ગુન્હાને પુષ્ટી આપવાને માટે જે સખસના હવાલામાંથી કોઇ સખસને નસાડી મુકયો હોય, તે સખસ પોલીસ અમલદાર હોવો જોઇએ, એવી હમે જરૂર ધારતા નથી. કાયદામાં અધિકાર આપેલી રીતે તે સખસ કેદમાં હોય એટલુંજ બસ છે. મહારાણી વિ. કુટી વિગરે. ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૪૪૧

સમુદ્રપારથી કાયદા વિરૂદ્ધ પાછું આવવું.

**૨૨૬. જે માણસને કાયદા મુજબ સમુદ્રપાર કર્યો હોય, તે માણસ, પોતાની સમુદ્રપારની મુદત વીત્યા પેહેલાં, તથા શિક્ષા માફક ન થયા છતાં અગર સમુદ્રપારથી પાછો આવે તો તેને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને તથા પાછો સમુદ્રપાર થતા પેહેલાં ત્રણ વર્ષની મુદત સુધીની શક્ત કેદની શિક્ષા પામવાને લાયક થશે.**

## વિશેષ સમજુતી.

જે સખસને કાયદા મુજબ સમુદ્રપાર કરયો હોય તે માટે તરીપારની જગ્યા ઠરાવેલી હોય, તે જગ્યાએ પુગ્યા પછી નાશી જવો જોઈએ. જો તેને ઠેકાણે હજી લઈ જવાનો છે તેટલામાં કે દરીયામાં વાંહાણ ઉપર ચઢાવ્યો છે ને તે દરિયામાંથીજ અથવા કેથે વાંહાણે વચમાં પડાવ કરયો તે જગાએથી નાશી આવે તો, તેને ઉપલી કલમ લાગુ પડતી નથી. તેવા ગુન્હેગારને ૨૨૪ મી કલમનીજ શીક્ષા થઈ શકે છે, આ કલમ પ્રમાણે નહીં.

**ફેંસલો**—કેદીને સમુદ્રપારની સજા ભોગવવાને મોકલતાં તે રસ્તામાંથી નાશી ગયો હોય, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કાયદાની કલમ ૨૨૪ મુજબ તે ગુન્હેગાર છે, પણ આ કલમ મુજબ ગુન્હેગાર નથી. રાણી વિ. રામસ્વામી, ૪ મ. હા. કો. રી. પ્ર. ૧૪૯.

આ કલમ મુજબ ગુન્હો શાબેત થવાને માટે ગુન્હેગારને ખરેખર સમુદ્રપાર કરવામાં આવ્યો હતો, અને ત્યાંથી મુદત પુરી થયા પેહેલાં અથવા માફી આપ્યા પેહેલાં તે નાશી આવ્યો હતો એ શાબીત કરવું જરૂરનું છે. ૪ મ. હા. કો. રી. પ્ર. ૧૫૨.

શિક્ષાની માફીની શરત તોડવી.

**૨૨૭. કોઇ માણસે શિક્ષાની કાંઇ શરતી માફી કબુલ કરી હોય તે માણસ અગર જે શરતથી તેને તે માફી મળી હોય તે શરત જાણીબુજીને તોડે તો તે માણસને, અગર તેણે અસલ શિક્ષામાંની કાંઇ ભોગવી નહી હોય તો, જે શિક્ષાનો અસલ હુ-**

કમ થયો હોય તે શિક્ષા કરવામાં આવશે, અને તે શિક્ષામાંની કાંઇ તેણે ભોગવી હોય તો તે શિક્ષામાંની જેટલી નહી ભોગવી હોય, તેટલી શિક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકર કાંઈ ઈનસાફીમુકરદમાના કાંઈ પણ ભાગમાં બેઠા છતાં તેનું ઈરાદાથી અપમાન કરવું અથવા તેને હરકત કરવી.

૨૨૮. કોઇ સરકારી નોકર કાંઇ ઇનસાફી મુકરદમાના કાંઇ પણ ભાગમાં બેઠો હોય તે વેળાએ તે સરકારી નોકરનું જે માણસ ઇરાદાથી અપમાન કરે, અથવા તેને કાંઇ હરકત કરે, તે માણસને છ મહિનાની મુદત સૂધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સૂધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

૧. કદી કોર્ટમાં કોઈ શાક્ષીને વકીલ દબાવતો હોય ને તે લોદાઈના જવાબ આપે તેને, કિંવા જે સવાલ પુછતા હોય તે સવાલના પાધરા જવાબ આપવાને સાફ ના પાડે કે આડા આડા જવાબ આપે, તેને ઉપલી કલમ લાગુ થતી નથી.

૨. પણ કોર્ટ એટલે દિવાની, ફોજદારી, મુલકીના દેખતાં અગર તેની સમક્ષ આ કલમ મુજબ ગુન્હો કરે તો, તે કોર્ટોને પણ શીક્ષા કરવાની સત્તા છે. જુઓ ક્રી. પ્રો. કોડ. કલમ ૪૮૦. ને જાસ્તી શીક્ષા કરાવવી હોય તો, અધિકારવાળા માજીસ્ટ્રેટ તરફ મોકલવો, એટલે તે આ કલમ મુજબ શિક્ષા કરશે.

૩. આ કલમ પ્રમાણેનું તોહમત ઠરાવતી વખતે કોર્ટનો શું તિરસ્કાર થયો, અને તે ઈરાદા પુર્વક થયો કે કેમ, તથા તેનાં કારણ તોહમતદારે જે બચાવ કર્યો હોય તે, અને કોર્ટનું ફાઇન્ડીંગ તથા ઠરાવ એ સઘળું જોવું જોઇએ.

૪. જે કોર્ટમાં ગુન્હો થયો હોય તે કોર્ટની પરવાનગી વગર ફરિયાદ ચાલે નહીં. ક્રી. પ્રો. કોડ. કલમ ૧૯૫.

**ફેંસલા**—આ કલમ મુજબ સરકારી નોકરને ઇનિસાફી મુકરદમાના ભાગની અંદર અટકાવ કર્યો હોય તો; તે અટકાવ કરનારને કેદની શિક્ષા થઈ શકે નહીં. બરહામ ખાનના કામનું રેફરન્સ. ૧૦. વિ. રી. પ્ર. ૪૭.

આ કલમ મુજબ તોહમત મુકવામાં આવ્યું હોય તો, એમ બતાવવું જોઇએ કે જડજ ઈનસાફી મુકરદમાના ભાગમાં બેઠો હતો, અને તેની રીત પણ બતાવવી જોઇએ. પ્રોકાશચંદ્ર દાસ અરજદાર. ૧૨ વિ. રી. પ્ર. ૬૪.

કોઈ પણ કામમાં સાક્ષીઓ વિરૂદ્ધ જુબાની આપે અથવા નાખુશીથી જુબાની આપે, અને તેથી કરીને કોર્ટનો વખત નકામો ગુમાવે, તે ઉપરથી તેમના ઉપર આ કલમ મુજબ તોહમત મુકી શકાય નહી. રાણી વિ. છોટા હરી પ્રમાણીકતાની વિગરે. ૧૫ વિ. રી. પ્ર. ૫.

આ કલમ મુજબ સરકારી નોકરને અપમાન કર્યાનું તોહમત મુકવામાં આવે તે પેહેલાં અપમાન કરવાનો ઈરાદો શાબીત થવો જોઇએ. રાણી વિ.હરી ક્રીષ્ણદાસ. ૧૫ વિ.રી.૬૨.

સબરજીસ્ટ્રાર સરકારી નોકર છે. આ કલમ મુજબ તેની કામ ચલાવવાની પધ્ધતિ

એ ઈનસાફી મુકરદમો ગણાય છે, અને પુરાવાના આકટના અર્થ મુજબ તેની કોર્ટ તે "કોર્ટ" ગણાય છે. સારંધરીલાલ અરજદાર. ૨૨ વિ. રી. ૧૦; ૧૩ બેં. લા. રી. પ્ર. ૪૦.

કોર્ટના અપમાનના ગુન્હામાં તેણે કેઈ રીતે અપમાન કર્યું એમસ્પષ્ટ જણાઈ આવે, એવું તોહમતમાં લખવું જોઈએ, પણ એક કોર્ટે તેમ નહી લખ્યાથી શીક્ષા કરેલી તે રદ કરી. ૪ મ. હા. રી. પ્ર. ૨૨૯.

રેવન્યુ તપાસ ચાલતી વખતે પ્રતીવાદીએ સાક્ષી આપી પોતાની જુબાની ઉપર સહી કરવાની ના પાડી, તે ઉપરથી કોર્ટના હુકમનું અપમાન કર્યાનું તોહમત રાખી તેને ગુન્હેગાર ઠરાવેલો, તેને હાઈકોર્ટે છોડી મુકયો. ૬ મ. હા. કો. રી. અ. પ્ર. ૧૪.

જુબાની આપતી વખતે શાહેદ ફેરફાર બોલે, તો તેથી ઈનસાફી મુકદમાની અંદર બેઠેલા સરકારી નોકરને હરકત કરવાનો અથવા અપમાન કરવાનો આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. રાણી વિ. આબા બીન ભીવરાવ. ૪ મું. હા. કો. રી. પ્ર. ૬.

સવાલોના પાધરા જવાબો આપવામાં ગફલત કર્યાથી અથવા ના પાડ્યાથી ઈનસાફી મુકરદમાના કોઈ પણ ભાગમાં બેઠેલા સરકારી નોકરનું ઈરાદાથી અપમાન અથવા હરકત કર્યાનો આ કલમ મુજબ ગુન્હો થતો નથી. રાણી વિ. પાંડુ બીન વીઠોબા. ૪ મું. હા. કો. રી. પ્ર. ૭.

શાહેદી બોલીને ફરી જાય તો આ કલમ મુજબ ગુન્હો ગણાય. રાણી વિ. જેઈમલ આવન. ૧૦ મું. હા. કો. રી. પ્ર. ૬૯.

એક જડજ કોર્ટમાં બારીસ્ટરને ધુસ્સો લાગે એવું કાંઈ બોલે, તેનો ખુલાસો માગવા એ બારીસ્ટર કોઈ સખસને એ જડજને ઘેર ખાનગી રીતે મોકલે તો, એ બારીસ્ટરે તથા ખુલાસો પુછવા જનારે કોર્ટનું અપમાન કર્યું કેહેવાય. કો. ઈ. ઢા. પ્ર. ૩૪૩.

જ્યુરર અથવા આસેસરનો વેષ લેવો.

**૨૨૯. ફલાણી બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ મ્હારૂં નામ લખી મોકલાય અથવા ટીપમાં લખાય, અને મને સોગંદ અપાય એવો કાયદા મુજબ મ્હારો હક્ક નથી, એવું જે માણસ જાણતો હોય તે માણસ વેષ લઈને અથવા બીજી રીતે અગર તે બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ ઈરાદાથી પોતાનું નામ લખી મોકલાવે; અથવા ટીપમાં લખાવે અથવા સોગંદ ખાય, અથવા પોતે જાણ્યા છતાં તેમ થવા દે અથવા કાયદા વિરૂદ્ધ મ્હારૂં નામ લખી મોકલ્યું છે અથવા ટીપમાં લખ્યું છે અથવા સોગંદ આપ્યા છે, એમ પોતે જાણ્યા છતાં જે માણસ બુદ્ધિપુર્વક તે જ્યુરીમાં બેશીને અથવા તે આસેસર દાખલ કામ કરે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

હવે કાયદા મુજબ ઉપલી કલમમાં જણાવ્યા પ્રમાણે જ્યુરર અથવા આસેસર થવાનો મ્હારો હક્ક નથી એવો વેસ કોઈથી ધરાય નહી, એમ ઉપલી કલમ જણાવે છે; ત્યારે શું દરેક માણસ જ્યુરર ને આસેસર થઈ શકે એ સવાલ પોતાની મેળેજ ઉઠે છે. એ સવાલનો ફડચો ક્રીમીનલમાં કર્યો છે કેઃ—

૨. સેશનકોર્ટની આગળ ચાલતી તજવીજોમાં જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને નીચે લખેલા સખસો અશક્ત છે. જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૨૭૮.

(૧) પક્ષપાતી હોય તે.
(૨) પરદેશનો વતની તથા જે ઉપર ચાલુ કાયદો લાગુ ન પડે તેવો ખામીવાળો તથા ૨૧ વર્ષની વય થઈ ન હોય તેવા નાદાન તથા ૬૦ વર્ષથી વત્તી વયનો ડાસો:
(૩) દુનીયાદારીનો ત્યાગ કરેલો ત્યાગી (સન્યાસી સાધુ વિગરે.)
(૪) તે કોર્ટનો તાબેદાર નોકર.
(૫) પોલીસનો નોકર.
(૬) સજા ભોગવેલો માણસ કોર્ટ નાલાયક ગણતી હોય તેવો.
(૭) સાક્ષીદાર વિગરેની ભાષા સમજતો ન હોય તેવો.
(૮) કોર્ટ નાલાયક ગણે તેવો.

## બાબ ૧૨ મો.
### શિક્કા તથા સરકારી સ્ટાંપ સબંધી ગુન્હાઓ બાબત.

શિક્કો. **૨૩૦. શિક્કો એટલે જે ધાતુ નાણાં દાખલ વપરાતો હોય, તથા જેપર છાપ મારીને નાણાં દાખલ વપરાવા માટે તેને કોઈ સંસ્થાનના ઉપરી સરકારના હુકમથી બાહાર પાડ્યો હોય, તે ધાતુ.**

રાણીનો શિકકો. **જે શિક્કાપર છાપ મારીને તેને રાણીના હુકમથી, અથવા હિંદુસ્તાનની સરકારના, અથવા કોઈ પણ પ્રેસીડેન્સીની સરકારના, અથવા રાણીના રાજ્ય માંહેલી કોઇ પણ સરકારના, હુકમથી નાણાં દાખલ વપરાવા માટે બાહાર પાડયો હોય, તે શિક્કો તે રાણીનો શિકકો.**

**દ્રષ્ટાંત.**

**(अ). કોહોડીઓ શિકકો નથી.**
**(ब). વગર છાપેલા ત્રાંબાના ગઠા, અગર નાણા દાખલ વપરાય તો-પણ શિકકો નથી.**
**(क). ચાંદ કાંઇ શિકકો ન ગણાય, કેમકે તે નાણાં દાખલ વાપરવાના ઈરાદાથી થએલા નથી.**
**(ड). જે શિક્કાનું નામ કંપનીનો રૂપીયો પડયું છે, તે રાણીનો શિકકો છે.**

શિક્કો ખોટો બનાવવો. **૨૩૧. જે માણસ શિક્કો ખોટો બનાવે, અથવા જાણીબુજીને શિક્કો ખોટો બનાવવાની ક્રીયાનો કાંઇ પણ ભાગ કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ખુલાસો—જે સખસ ઠગબાજી કરવાના ઈરાદાથી, અથવા એમ કરવાથી ઠગબાજી થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં કોઈ ખરા શિક્કાને બીજા શિક્કા સરખો દેખાતો કરે, તે સખસે આ ગુન્હો કર્યો એમ સમજવું.**

### વિશેષ સમજુતી.

૧. જે માણસ શિક્કો "ખોટો બનાવે" અથવા બનાવવાની ક્રિયામાં ભાગ લે તે

**માણસને ઉપલી કલમથી શીક્ષા થાય છે. "ખોટા" બનાવવો તે આગળ સમજાવ્યું છે, જે વિષે આ આકટની કલમ ૨૮ મી જુઓ.**

૨. એટલે એવા કામમાં કોઈને ઠગવાનો હેતુ આવવો જોઈએ છે. પણ શિક્કા ખોટા જે બનાવે તે ખરેખર લોકમાં વાપરવા માટેજ બનાવે, કાંઈ પોતા પાસે રાખી મુકવા કોઈ બનાવે નહી. ખોટા સીક્કા બનાવ્યો તેજ તેનો ઠગવાનો હેતુ સમજવો, ને તેવો હેતુ ન્હાતો તે બીજી વિગતોથી પુરવાર થવું જોઈએ, તે કવચીતજ બને તેવું છે.

૩. વળી શિક્કા ખોટા બનાવ્યો તેની બનાવટ ખરાને બરોબર મળતી આવે તોજ ગુન્હો ગણાય એમ કાંઈ છે નહી. ઉપલી ૨૮ મી કલમની બંધણથી કાંઈ બરાબર મુકાબલો જોઈએ તેવું ન્યાયમાં રાખ્યું નથી. કદી છાપમાં ફરક હોય, કામમાં ભુલ હોય, વજનમાં ફેર હોય ને વળી તે એટલા સુધી કે જોતાંવાર શિક્કાનું ખોટા૟ પકડાઈ આવે, તોપણ શિક્કા તરીક જે ચીજ ચલાવવા બનાવી હોય તે ખોટા શિક્કામાં ગણી શીક્ષા થાય છે. તેમાં ફક્ત એકજ વાતની જરૂર છે, ને તે એ કે જે શિક્કા બનાવ્યો તે સાધારણ માણસનાં શિક્કા તરીકે પસાર થઇ શકે એટલો મુકાબલો જોઈએ. એટલે રૂપૈયો ગોળાકાર છે ને બનાવટનો રૂપૈયો ચોખુણ પાડ્યો તો ગુન્હેગાર કદી છુટી જાય ને એમ ચુકાદો આવે કે ખોટી બનાવટનો ગુન્હો તો કરયો, પણ તે ગુન્હો સંપુર્ણ થયા આગમચ ગુન્હેગાર ઠરાવવાની ઉતાવળી કોશીસ કરી.

૪. છેલ્લું એવા શિક્કા બનાવનારાઓને ગુન્હો શાબેત કરવા માટે તેમની ક્રિયાના કામમાંજ પકડવા જોઈએ છે એમ કાંઈ નથી. જો કોઈ માણસ પાસે તેવી ક્રિયાનાં ઓજાર, છાપ કે તેવા ખોટા શિક્કા મળી આવે તો તેજ પુરાવો બસ છે. પણ તેવાં ઓજાર વિગરે કોઈ ચોખો માણસ પોતાની શોધ માટે કે પોલીસ અમલદાર ગુન્હેગારોને પકડવા માટે રાખે તો, તેઓ કાંઈ ગુન્હેગાર નથી.

૫. શીક્કા ખોટા બનાવવામાં ધાતુનો ઉપયોગ થવો જોઈએ એ મુખ્ય બાબત છે, અને તે ચાલુ નાણા દાખલ વાપરવાના ઇરાદાથી કરેલો હોવો જોઈએ.

૬. ખોટી નોટો બનાવવી તેનો સમાવેશ ખોટા શિક્કા અથવા સ્ટાંપના ગુન્હામાં થતો નથી, પણ ખોટા દસ્તાવેજના ગુન્હામાં તેનો સમાવેશ વખતે થઈ શકે ખરો, નહીં તો ઠગાઈમાં જાય.

૭. આ બાબતની ૨૩૦ થી ૨૬૩ મી કલમો સુધીના ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી કરી શકાય છે. જુઓ એકસ્ટ્રાડીશન આક્ટ કલમ ૧૧.

**ફેંસલો**—શિક્કા નાણું છે કે નહી તે શોધી કાઢવાને માટે તેને બજારમાં લેઈ જઈ તેને બદલે કાંઈ જાતનો માલ લેવો જોઈએ. આમ કર્યાથી તેની કીંમત માલમ પડી આવે છે, અને ઉઘાડી થાય છે. તે ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું કે અકબર બાદશાહના વખતનો ખોટા શિક્કા પાડવાથી આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. રાણી વિ. બાપુ જાદવ અને ગમા તુળસીરામ. ૧૧ મું. હા. કો. રી. ૧૭૨.

રાણીના શિક્કા ખોટા બનાવવો.

**૨૩૨. જે માણસ રાણીનો શિક્કા ખોટા બનાવે, અથવા જાણીબુજીને રાણીનો શિક્કા ખોટા બનાવવાની ક્રિયાનો કાંઈ પણ ભાગ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

શિક્કો ખોટો બનાવવાનાં હથીયાર બનાવવાં અથવા વેચવાં.

**૨૩૩. શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઇ છાપ અથવા હથિયાર બનાવે, અથવા સમારે અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રીયાનો કાંઈ પણ ભાગ કરે અથવા તે ખરીદ કરે, વેચે કે કોઇને આપે, તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

રાણીનો શિક્કોખોટો બનાવવાના હથિયાર બનાવવાં અથવાવેચવાં

**૨૩૪. રાણીનો શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે, એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઈ છાપ અથવા હથિયાર બનાવે અથવા સમારે અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રીયાનો કાંઈ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે કે કોઇને આપે, તે માણસને સાત વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

ઉપલી ૨૩૩ ને ૨૩૪ કલમોમાં 'જાણીબુજી' ને કરી વાક્ય આવ્યું, તે ધ્યાનમાં રાખવા જોગ છે. કારણ આ બાબ કે કોઈ બીજા બાબના ગુન્હાઓમાં તકસીર ગણવામાં ૨૬ મી કલમ ભુલવી જોઇતી નથી. આ આકટની કલમ ૭૬ મી જુઓ.

૨. માટે તેવાં ખોટાં ઓજાર રાખીને વળી તે ઓજારોથી કાંઈ ક્રિયા કરે તો, તેની પણ છુટ છે.—આ આકટની કલમ ૭૯ જુઓ.

૩. મતલબ કે ચોરોને પકડવાને તેમનાંજ ઓજાર અને રીતથી મારવા પડે છે—જેમકે એક જુગારી છે તે પુરેપુરું શાબેત કરવા તેની સાથે સરકારી અમલદારને જુગાર પણ રમવો પડે છે. તેજ પ્રમાણે ખોટા શિક્કા બનાવનારાઓ સાથે વખતે મળી જઇ અથવા તેમને ભુલાવી દઈ વિચારમાં નાંખવા કારણે તેમના જેવાજ ખોટા શિક્કા પાડવા અથવા પડાવવા પણ પડે છે.

* શિક્કો ખોટો બનાવવાના કારણસર કાંઈ હથિયાર અથવા સામાનપાસે રાખવો.

**૨૩૫. શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ પોતાના કબજામાં કાંઈ હથીયાર અથવા સામાન રાખે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ખોટો બનાવવાનો શિક્કો રાણીનો શિક્કો હોય, તો તે માણસને દસ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

ખોટા શિક્કા બનાવવાના કારણુસર જે માણસ પોતાના "કબજામાં કાંઈ હથિયાર અથવા સામાન રાખે" તે ગુન્હેગાર છે. હવે જે માણસના પટારા અથવા ઘરમાંથી અથવા જે જગા તેની બેઠક અથવા તે ઉપર તેનો અખત્યાર હોય તેવી જગાએથી તેનાં હથિયાર અથવા સામાન મળ્યો, તો કાયદા મુજબ તેના કબજામાંથી મળ્યાં કહેવાય છે, પછી જોઇએ તો તે હથિયાર અથવા સામાન તેણે પોતે રાખ્યો ના હોય કે તેણે પોતાના લાભમાં વાપરવાને ધાર્યું ન હોય. અલબતાં કોઈ બીજો સખસ કુડ કપટથી તેને ત્યાંહાં મેહેલી જાય તો તે વાત જુદી છે, પરંતુ તેણે પોતે નહી ને તેના સોબતીઓ મેહેલી ગયા હોય તો, તે કોણે મેલી હતી તે બાબત ઉપર આધાર છે નહી.

હિંદુસ્તાનમાં રહીનેહિંદુસ્તાનની બાહારકાંઇશિકકો ખોટો બનાવવામાંમદદગારીકરવી.

**૨૩૬ જે માણસ બ્રિટિશ ઇંડીયામાં છતાં બ્રિટિશ ઈંડિયાની બાહાર કાંઇ શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરે, તે માણસને જાણે તેને બ્રિટિશ ઈંડીયાની માંહેજ તે શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરી હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ તથા ૨૩૭ તથા ૨૩૮ માં બ્રિટીશ ઈંડયા મધેની હદની માંહેજ ખોટા શિક્કા લાવવા, લઈજવા તથા તેવા ખોટા શિક્કા જે બનાવવા તે રાણીના શિક્કા જોઈએ, બીજા નહીં. એ વિશે વધારે ખુલાસો આગળ કરવામાં આવશે.

ખોટા શિકકો આ દેશમાં લાવવોઅથવાઆ દેશમાંથીબાહાર લઈ જવો.

**૨૩૭. ફલાણો શિક્કો ખોટો બનાવેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે શિક્કો બ્રિટિશ ઈંડયા મધે લાવે અથવા બ્રિટિશ ઈંડયા મધેથી બાહાર લઇ જાય, તે માણસને ત્રણ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

રાણીનો શિકકો ખોટો બનાવેલો આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઈ જવો.

**૨૩૮. ફલાણો ખોટો શિક્કો રાણીનો શિક્કો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે શિક્કો બ્રિટિશ ઈંડયા મધે લાવે અથવા બ્રિટીશ ઈંડયા મધેથી બાહાર લઈ જાય, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

કોઈ શિકકો ખોટો છે એમ જાણીનેરાખ્યો હોય, તે બીજાને આ-

**૨૩૯. કોઈ માણસની પાસે કાંઇ ખોટો શિક્કો હોય અને તેની પાસે તે શિક્કો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યું હોય કે આ શિક્કો ખોટો છે, તે માણસ અગર દગલબાજીથી, અથવા દગો થાય એવા ઇરાદાથી તે શિક્કો કોઇ સખસને આપે, અથવા કોઇ સખસને તે લેવાને લલચાવવાની કોસીસ કરે, તો તે માણસને**

પત્રો. **પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શી-ક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

કોઇ માણુસ તેની પાસે એક શીક્કો છે તે ખોટો છે એમ જાણ્યા છતાં બીજાને આપે તે ઉપલી કલમથી ગુન્હેગાર ઠરે છે. પણ તેને એવી ગુન્હા ભરેલી જાણ હતી કે નહી તેતો આગંતુક (Cercumstantial evidence) પુરાવા અથવા વિગતોથી શાબેત થાય. ફોજદારી ચાલતાં કજીયાને લગતી જે વિગતો બાહાર આવે તે વિગતોથી પુરવારી થઈ શકે એતો દેખીતું છે; પરંતુ આવા પ્રકારના ગુન્હામાં બે ત્રણ બાબતો બની તો ગુન્હો તરતજ સંપુર્ણ થયો સમજાય છે. એક તો આરોપિત માણુસે કોઇ શિક્કો પસાર કર્યો ને પકડાવવાની દેહેસત પડી ત્યારે સંતાડવાની કોશિસ કરી હોય, તથા તેણે કેટલાક શિક્કા વાપરવાને તેના પાસેથી બીજા કેટલાક તેજ અથવા કોઈ બીજી જાતના ખોટા શિક્કા મળી આવે, તો તે અથવા તેને ખોટા શિક્કા મુકદમા પેહેલાં કે પછી વપરાતા મળ્યા હોય, તો તે પુરાવાથી આરોપિત માણુસે જાણીબુજી ખોટી ચલણ ચલાવવાનો ગુન્હો કર્યો શાબેત થાય છે.

**ફેંસલા**—આ કલમ જે માણુસ શિક્કો મેળવે છે અથવા લે છે તેના શિવાય બીજા માણુસને લાગુ પડે છે, પણ નાણાં પાડનાર માણુસે કરેલા ગુન્હાને લાગુ પડતી નથી. રાણી વિ. શીઓબક્ષ ઉર્ફે શીઓપ્રસાદ. ૩ ના. વે. પ્રા. પ્ર. ૧૫૦.

આ કલમ શિક્કો ખોટો બનાવનારને લાગુ પડતી નથી, પણ જે ખોટો શિક્કો મેળવે અને લે તેને માટે છે. રાણી વિ. શીવપ્રસાદ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૪.

રાણીનો કોઈ શિક્કો ખોટો છે એમ જાણીને રાખ્યો હોય તે બીજાનેઆપવો.

**૨૪૦. કોઇ માણુસની પાસે કાંઇ ખોટો શિક્કો હોય અને તે શિક્કો રાણીનો શિક્કો ખોટો બનાવેલો હોય અને તેની પાસે તે શિક્કો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યું હોય કે, આ રાણીનો શીક્કો ખોટો બનાવેલો છે, તે માણુસ અગર દગલબાજીથી અ-થવા દગો થાય એવા ઇરાદાથી તે શિક્કો કોઇ સખસને આપે, અથવા કોઈ સખસને તે લેવાને લલચાવવાની કોશીસ કરે તે માણુસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ તથા સદરહુ કલમમાં સેહેજ તફાવત છે, પણ તે ધ્યાનમાં રાખવો જોઈએ. ૨૩૯ માં ગુન્હો છે તે જે શિક્કો પેહેલાંથીજ ખોટો જાણેલો બાહાર લોકમાં ફેર-વ્યો તે માટે છે, ને ક. ૨૪૦ માં ગુન્હો એવી રીતનો છે કે એક શિક્કો અકસ્માત હાથમાં આવ્યો ને પેહેલીજવાર ખોટો જાણ્યા છતાં તે ચલાવ્યો તે માટે છે. ૨૩૯ મી કલમમાં તો પુરેપુરી લુચાઇની શિક્ષા છે. ૨૪૦ મી કલમવાળો ગુન્હેગાર તો તરતનો ફશી પડેલો પણ કદાચ કેહેવાય, માટે તે બાબત ગુન્હો નથી.

**ફેંસલો**—રાણીનો જુઠો શિક્કો ચલાવવાને માટે કોઇને ગુન્હેગાર ઠરાવવાને જુઠો શિક્કો બનાવેલાની સ્પષ્ટ શાબીતીની કાંઈ જરૂર નથી. શિક્કો કબજામાં આવ્યો તે વખતે જુઠો હતો કે નહીં અથવા પેહેલેથી તે બાબતની ખબર ન્હોતી એવા પુરાવાની જરૂર છે. આ-વી જાતનો ગુન્હો બને તેવી માહીતી આશપાશની બાબતો ઉપરથી સ્પષ્ટ અથવા આડી-

અવળી રીતે શાબીત કરી શકાય (૧) પરશુલાલ મંડલ વિરૂદ્ધ ખેરમંડલ; (૨) રાણી વિ. ગરીબશેક; (૩) રામરતનશાહ વિ. બાવુલ મંડલ, ૨૩ વિ. રી. પ્ર. ૪.

*કોઈ માણસની પાસે કાંઈ શિક્કો પેહેલાં આવે તે વખતેતેએમ જાણતો ન હોય કે આ શિક્કો ખોટો છે તે શિક્કો તે માણસે કોઈને ખરા દાખલ આપવો.*

**૨૪૧. કાંઇ ખોટા શિક્કો, ખોટો છે એમ જે સખસ જાણતો હોય, પણ તે પોતાના કબજામાં લેતી વખતે તે ખોટો છે એમ જે સખસે જાણ્યું ન હોય, તે સખસ અગર તે શિક્કો ખરા શિક્કા દાખલ કોઈ બીજા સખસને આપે, અથવા કોઈ બીજા સખસને તે ખરા શિક્કા દાખલ લેવાને લલચાવવાની કોશીસ કરે, તે સખસને બે વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા તે જેના જેવો ખોટો બનાવેલો હોય તે શિક્કાની કીંમતની દસ ગણી રકમ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

### દ્રષ્ટાંત.

**એક શિક્કા પાડનારો अ. ખોટા કંપનીના રૂપીયા પોતાના સોબતી ब. ને આપે, એટલા સારૂ કે તે રૂપીયા ચલાવે. ब. તે રૂપીયા એક બીજા ચલાવનાર क. ને વેચાતા આપે, અને क. તે ખોટા છે એમ જાણીને તે રૂપીયા વેચાતા લે, પછી કાંઈ માલ લેઇને તેની કીંમતમાં તે રૂપીયા क. ड. ને આપે. અને ड. તે ખોટા છે એમ ન જાણતાં લે, પાછળથી તે રૂપીયા લીધા પછી તે ખોટા છે એમ ड. ને ખબર પડે, અને ड. ત્યાર પછી તે ખરા હોય એવી રીતે તે રૂપીયા કોઇને આપે, તો ड. ને ફક્ત આ કલમ મુજબ શિક્ષા થઈ શકે છે, પણ ब. તથા क. એઓને મુકદમાની કેફીયત મુજબ ૨૩૯ મી અથવા ૨૪૦ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે છે.**

## વિશેષ સમજુતી.

એક સખસે ખોટો શિક્કો જાણ્યો ને તે બીજાને આપે, તેમાં એક તો તે આપવાથીજ દગલબાજી કરી જણાઈ આવે છે—આપવું તે વટાવવા માટે આપવું પડે છે ખાલી નહી. પણ કદી દગલબાજીની નેમ પુરેપુરી રીતે કોઈ નાશાબીત કરે તો ગુન્હા માંહેથી બચી શકાય નહી એ લુચ્ચા સોબતી સાથે મળી તેવો ખોટો શિક્કો એક બીજાને આપે, એટલે એક ખોટો શિક્કો પાડનાર પોતાના સોબતીને આપે તો તે ઉપર ૨૩૯ મી કલમના ગુન્હેગાર પણ ખોટો શિક્કો પાડવાનો ગુન્હેગાર નહી, વળી એવું તરકટ કરનારી ટોળીમાંનો કોઈ શિક્કો પેહેલ વેહેલો લઈ તે ટોળીના કોઈ બીજા માણસને આપવા જતો હોય તો, ૨૪૦ મી કલમથી ગુન્હો ઠરે છે.

૨. વળી ખોટો શિક્કો આપ્યો તે કાંઈ અમુક કામ અથવા દામ તરીકેજ આપ્યો, તો ગુન્હો ગણાય એમ નથી, તથાપી સામા ધણીએ લીધું હોય તોજ ચાલે એવું પણ નથી. એટલે કોઈ માણસ રાંડને ઘેર ગયો ને તેને ખરચી તરીકે ખોટો શિક્કો આપ્યો તો તે પણ ગુન્હો છે, જો કે રાંડની કમાઈ ધારા પ્રમાણેના દામમાં ન ગણાય; તથાપી ખોટો

શિકકો કોઈ માણુસને આપવા જાય ને તે ધણી તે શિકકો ન લે, એટલે પાછો શિકકો વાપરનારનાજ હાથમાં આવ્યો, તોપણુ તે ગુન્હેગાર ઠરે છે.

**ફેંસલો**—ખરા શિક્કા દાખલ જો કોઈ શીક્કો આપવામાં આવ્યો ના હોય તો, આ કલમ મુજબ ગુન્હો નથી. આ કલમ મુજબ ગુન્હાનો મુદ્દો, ખોટું નાણું જાણીને આપવું, અથવા બીજા માણુસને લેવાને લલચાવવાનો પ્રયત્ન કરવો એ છે. રાણી વિ. સુરત. ૪ ના. વે. પ્રા. પ્ર. ૬૨.

કોઈ શિકકો કોઈ સખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોયકે આ શિકકો ખોટો છે તે સખસે તે ખોટો શિકકો પાસે રાખવો.

**૨૪૨. કાંઈ ખોટો શિકકો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે ખોટો છે એમ જાણ્યા છતાં, જે માણુસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે ખોટો શીક્કો પોતાના કબજામાં રાખે, તે માણુસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે.**

રાણીનો કોઈ શિકકો કોઈ સખસની પાસે આવતી વખતે તેણેએમ જાણ્યું હોય કે આ શિકકો ખોટો છે તે સખસે તે ખોટો શિકકો પાસેરાખવો.

**૨૪૩. રાણીના શિક્કા જેવો ખોટો બનાવેલો કોઇ શિકકો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે શિકકો ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં, જે માણુસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શિકકો પોતાના કબજામાં રાખે, તે માણુસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

કલમ ૨૪૨ અને આ કલમથી ખોટો શિકકો દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી પાસે રાખ્યો તેજ ગુન્હો છે, પછી જો કે તે શિકકો બીજાને આપવાની કોશિસ હોય કે ના હોય તોપણુ. પણુ પાસે રાખવામાં પાછી બદદાનતની નેમ રાખવી જોઈએ. શિકકો ખોટો જાણ્યા છતાં કોઈ માણુસ પાસે એક ખોટો શિકકો મળ્યો તો તેથી તેને ઉપલી કલમ લાગુ પાડવી કે નહીં તેનો તે વખતને લગતી વિગતો ઉપર આધાર રાખે છે. પણુ જ્યારે ઘણાક ખોટા શિકકા પકડાય ત્યારે તેની બદદાનત વિશે વધારે સંભવ થઈ પડે છે.

૨. આ કલમો પ્રમાણે ત્રણ જાતના ગુન્હા થાય છે. (૧) ખોટો બનાવેલો શિકકો છે એવી પ્રથમથી ખબર હોવા છતાં ચલાવવો, [૨] શિકકો લીધા કેડે એમ માલમ પડયું કે ખોટો શિકકો છે એમ જાણીને ચલાવવો, (૩) ખોટો શિકકો છે એવું ઘણા વખતથી જાણવા છતાં કબજામાં રાખવો.

૩. ઉપર જણાવ્યા પ્રમાણે ખોટા શિક્કાનો દરેક મુકદમો તે માટે પકડાયલા માણસને લગતી આશપાશની વિગતો શું છે તેપર આધાર રેહે છે, તેમાં તેની પાસેથી એક શિક્કો નીકળે છે કે વધારે તે એક વિગત; બીજી ઘણા દિવશ સુધી જે ખોટા રૂપૈયા ચાલુ રહ્યા હોય તેમાંના થોડાક રૂપૈયા તેની પાસેથી મળે, તો તેથી ગુન્હેગાર ઠરાવવાનો સંભવ છે, તે કરતાં તરત તરફટથી ઉભા થયેલા થોડાક રૂપૈયા હોય તે તેની પાસેથી મળી આવે તો તેમાં ગુન્હાનો સંભવ વધારે છે. જુદી જુદી છાપ પાડેલા ખોટા રૂપૈયા જે મળે તે કરતાં એકજ છાપના ખોટા રૂપૈયા તેની પાસેથી સંખ્યાબંધ મળ્યા, તો તેથી વળી વધારે સંભવ છે. જો બીજા ખજાના સાથ ભેળાયલા કાંઈ ખોટા શિક્કા મળે તેથી જેટલો ગુન્હો ઠરાવવાનો સંભવ છે તે કરતાં ખોટા શીક્કા એકલાજ કેથે રાખ્યા હોય તો મ્હોટો સંભવ થઈ પડે છે.

ટંકશાળમાં નોકર રહેલા માણસે કાયદામાં ઠરાવેલા વજન અથવા મેળવણીથીજુદા વજન અથવા મેળવણીનો શિક્કો બનાવવો.

**૨૪૪. બ્રિટીશ ઇંડિયા મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઇ પણ ટંકશાળમાં જે માણસ નોકર રહેલો હોય, તે માણસ તે ટંકશાળમાંથી નિકળતો કોઈ શિક્કો તે શિક્કાનું વજન અથવા મેળવણી કાયદાથી ઠરી હોય, તેથી જુદા વજન અથવા મેળવણીનો થાય, એવા ઈરાદાથી અગર કાંઇ કામ કરે, અથવા જે કામ કરવાની તેની કાયદા મુજબ ફરજ હોય તે કામ કરવામાં કસુર કરે તો, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—આ કલમ પ્રમાણેના તોહમતમાં એકલો દંડ થાય નહી. રાણી વિ. બહીર બીન ફ્રીયા. ૧ મું. હા. રી. પ્ર. ૩૧.

શિક્કા પાડવાનું કાંઈ હથીયાર કોઈ ટંકશાળમાંથી કાયદા વિરૂદ્ધ લઈ જવું.

**૨૪૫. બ્રિટીશ ઈંડિયા મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઈ પણ ટંકશાળ મધ્યેથી કાયદેસર અખત્યાર વિના, જે માણસ કાંઈ શિક્કો પાડવાનું હથીયાર અથવા ઓજાર લઇ જાય, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

દગલબાજીથી અથવા બદધાનતથી કોઈ શિક્કાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો.

**૨૪૬. કોઈ પણ શિક્કા ઉપર જે માણસ દગલબાજીથી અથવા બદધાનતથી એવી કાંઈ ક્રીયા કરે કે તેથી તે શિક્કાનું વજન ઓછું થાય, અથવા તેની મેળવણી બદલાય, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ખુલાસો—કોઈ સખસ એક શિક્કાનો કાંઈ અંશ કોરી કાઢે, અને તે છેદમાં કાંઈ બીજી વસ્તુ મુકે, તો તેણે તે શિક્કાની મેળવણી બદલી એમ સમજવું.**

દગલબાજી- થી અથવા બ દયાનતથી રા ણીના શિક્કાનું વજન ઓછું કરવું અથવા તેનીમેળવણી બદલવી.

૨૪૭. રાણીના શિક્કાઓમાંના કોઇ પણ શિક્કા ઉપર જે માણસ દગલબાજીથી અથવા બદયાનતથી એવી કાંઇ ક્રિયા કરે કે તેથી તે શિક્કાનું વજન ઓછું થાય અથવા તેની મેળવણી બદલાય, તે માણસને સાત વર્ષની મુદત સુધ્ધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ શિક્કો બીજા શિક્કાને ઠેકાણે ચાલેએ વા ઈરાદાથીતે શિક્કાનુંરૂપ બ દલવું.

૨૪૮. કોઈ પણ શિક્કા ઉપર જો કોઇ માણસ એવી કાંઇ ક્રીયા કરે કે તેથી તે શિક્કાનું રૂપ બદલાય, અને તે એવા ઇ- રાદાથી કે તે શિક્કો કોઇ બીજા પ્રકારના શિક્કાને ઠેકાણે ચાલે, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધ્ધીની બેમાંના ગમે તે પ્ર- કારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીનો કોઈ શિક્કો બીજા શિક્કાને ઠેકાણે ચાલે એવાઈરા દાથીતેસિક્કાનું રૂપ બદલવું.

૨૪૯. રાણીના શિક્કાઓમાંના કોઇ પણ શિક્કા ઉપર જો કોઈ માણસ એવી કાંઈ ક્રીયા કરે કે તેથી તે શિક્કાનું રૂપ બ- દલાય અને તે એવા ઇરાદાથી કે તે શિક્કો કોઇ બીજા પ્રકારના શિક્કાને ઠેકાણે ચાલે, તો તે માણસને સાત વર્ષની મુદત સુધી- ની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે ગુન્હો શાબેત થવાને સોનેરી અથવા રૂપેરી ઢોળ ચઢાવવાનું અ- થવા સારી રીતે ધોવાનું કામ એવી રીતે થએલું જોઈએ કે ખરેખર રીતે તેનો દેખાવ બદલાયો હોય. પુરાવામાં એવું બતાવવું જોઇએ કે તે શિક્કાને એવી રીતે બદલ્યો છે કે, બદલેલો શિક્કો ખરા શિક્કા તરીકે ચાલી શકે તેમ છે.

આ શિક્કામાં ફેરફાર થએલો છે એવું જાણી ને જે શિક્કો પાસે રાખ્યો હોય તે બીજા ને આપવો.

૨૫૦. કોઇ સખસના કબજાંમાં કાંઈ શિક્કો હોય, અને તે શિક્કા બાબત ૨૪૬ મી અથવા ૨૪૮ મી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય અને તે શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે સખસના કબજામાં તે શિક્કો આ- વતી વખતે તેણે જાણ્યું હોય, તે સખસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે શિક્કો કોઇ બીજા સખસ- ને આપે, અથવા કોઇ બાજા સખસને તે શિક્કો લેવાને લલચા- વવાની કોશિસ કરે, તો તેને પાંચ વર્ષની મુદત સુધ્ધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

આ શિક્કામાં ફેરફાર થએલો

૨૫૧. કોઈ સખસના કબજામાં કાંઈ શિક્કા હોય, અને તે શિક્કા બાબત ૨૪૭ મી અથવા ૨૪૯ મી કલમમાં બ્યાન ક-

છે એમ જાણી ને રાણીનો જે શિક્કો પાસે રાખ્યો હોય તે શિક્કો આપવો.

રેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, અને તે શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે સખસના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યું હોય, તે સખસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શિક્કો કોઇ બીજા સખસને આપે અથવા કોઇ બીજા સખસને તે શિક્કો લેવાને લલચાવવાની કોશિસ કરે, તો તેને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સખસની પાસે કાંઈ ફેરફાર થએલો શિક્કો આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

૨૫૨. જે શિક્કા બાબત ૨૪૬ તથા ૨૪૮ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, તે શિક્કો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઇ માણસના કબજામાં હોય અને તે શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યું હોય તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સખસની પાસે કાંઈ ફેરફાર થએલો રાણીનો શિક્કો આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

૨૫૩. જે શિક્કા બાબત ૨૪૭ મી તથા ૨૪૯ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, તે શિક્કો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઇ માણસના કબજામાં હોય અને તે શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યું હોય તો, તે માણસને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જે શિક્કો કોઈ માણસની પાસે પેહેલાં આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યું ન હોય, તે શિક્કો તેણે બીજાને ખરા શિક્કા દાખલ આપવો.

૨૫૪. જે શિક્કા બાબત કોઇ સખસ એમ જાણતો હોય કે એની ઉપર કલમ ૨૪૬, ૨૪૭, ૨૪૮, અથવા ૨૪૯ મીમાં લખી છે તેવી કાંઇ ક્રીયા કરવામાં આવી છે, પણ જે શિક્કો તે સખસના કબજામાં આવતી વખતે તે બાબત તેવી કાંઇ ક્રિયા કરવામાં આવેલી છે એમ તેણે જાણેલું ન હોય, તે સખસ અગર કોઇ બીજા સખસને તે શિક્કો ખરા શિક્કા દાખલ અથવા તે શિક્કો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શિક્કા દાખલ આપે, અથવા કોઇ સખસને તે શિક્કો ખરા શિક્કા દાખલ અથવા તે શિક્કો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શિક્કા દાખલ લેવાને લલચાવવાની કોશિસ કરે તો, તે સખસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા તે

બદલેલો શિકકો જે શિકકાને ઠેકાણે ચલાવ્યો હોય અથવા ચલાવવાની કોશિસ કરી હોય તે શિકકાની કીંમત કરતાં દસગણી રકમ સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

સરકારી સ્ટાંપ ખોટો બનાવવો.

૨૫૫. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ પણ સ્ટાંપ જે માણસ ખોટો બનાવે, અથવા જાણીબુજીને તે ખોટો બનાવવાની ક્રિયાનો કાંઇ પણ ભાગ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડછે પણ લાયક થશે.

ખુલાસો—કોઇ સખસ એક પ્રકારના ખરા સ્ટાંપને બીજા પ્રકારના ખરા સ્ટાંપ સરખો દેખાતો કરીને ખોટો સ્ટાંપ બનાવે, તેણે આ ગુન્હો કર્યો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

૧. સ્ટાંપમાં પોસ્ટની ટીકીટ, કોર્ટ ફીની ટીકીટ, રસીદ સ્ટાંપની ટીકીટ, હુંડી ઉપર ચોડવાની ટીકીટ, દસ્તાવેજી સ્ટાંપ વિગેરે જે જે જાતના સ્ટાંપ સરકાર મેહેસુલ લેવા ઠરાવે છે, તેનો સમાવેસ થાય છે.

૨. ખોટો બનાવવો એટલે તેના અસલરૂપમાં ફેરફાર કરવો, કિંવા એવો નવો બનાવવો કે જેથી કોઈ ઠગાઈ જાય. ખોટું બનાવવાની વ્યાખ્યા પાછળ કલમ ૨૮ મીમાં જુઓ.

ફેંસલો—એક આનાના કાગળને એક રૂપીયાના કાગળ તરીકે ચલાવવાથી, એક રૂપીયાની જુઠી છાપનો કાગળ ચલાવ્યો ગણાય નહી. રાણી વિ. સરૂપચંદ્ર ડોસ. ૨ વિ.રી. પ્ર.૬૫

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઈ હથિયાર અથવા સામાન પાસે રાખવો.

૨૫૬. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ પોતાના કબજામાં કાંઇ હથિયાર અથવા સામાન રાખે તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર હથીયાર બનાવવું અથવા વેચવું.

૨૫૭. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઇ હથીયાર બનાવે, અથવા તે બનાવવાની ક્રિયાનો કાંઇ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે, કે કોઇને આપે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટા બનાવેલા વેચવા.

૨૫૮. ફલાણો સ્ટાંપ મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલા કોઇ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે સ્ટાંપને વેચે અથવા વેચવાનું કેહે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો પાસે રાખવો.

૨૫૯. ફલાણો સ્ટાંપ મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલા કોઇ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણી તેને ખરા સ્ટાંપ દાખલ વાપરવાના અથવા આપવાના ઇરાદાથી અથવા તે ખરા સ્ટાંપ દાખલ વાપરવામાં આવે એટલા માટે, જે માણસ તે સ્ટાંપ પોતાના કબજામાં રાખે, તે માણસને સાત વર્ષની મુદતની સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં તે ખરા દાખલ વાપરવો.

૨૬૦. ફલાણો સ્ટાંપ મેહેસુલના કારણસર સરકારે બહાર પાડેલા કોઇ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને જે માણસ તે સ્ટાંપને ખરા સ્ટાંપ દાખલ વાપરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સરકારને હાની કરવાના ઈરાદાથી જેપર સરકારી સ્ટાંપ હોય એવા કોઇ પદાર્થ ઉપરથી કાંઇ લખાણ ચેરી નાંખવું અથવા કોઈ લિખને માટે કંઈ સ્ટાંપ વાપરયો હોય તે સ્ટાંપ તે લેખ ઉપરથી કાહાડી નાંખવો.

૨૬૧. જે પદાર્થપર મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો સ્ટાંપ લગાડેલો હોય તે પદાર્થ ઉપરથી જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપર્યો હોય, તે લખાણ અથવા લેખ જે માણસ દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી કાહાડી અથવા ચેહેરી નાંખે, અથવા કોઇ સ્ટાંપ કાંઇ બીજા લખાણ અથવા લેખને માટે વાપરવામાં આવે એટલા માટે જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપર્યો હોય તે લખાણ અથવા લેખપરથી જે માણસ તે સ્ટાંપને કાહાડી નાંખે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી સ્ટાંપ આગળ વાપરેલો છે.એમ જાણ્યા છતાં તે પાછો વાપરવો.

૨૬૨. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ પણ સ્ટાંપ આગળ વપરાયલો છે એમ જાણ્યા છતાં દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી, જે માણસ કાંઇ પણ કારણસર તે સ્ટાંપ વાપરે તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

સ્ટાંપ વાપરે લોછે એવી રીતની કાંઈ નીશાની છોલી નાંખવી.

**૨૬૩. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ પણ સ્ટાંપ વપરાયલો છે, એમ દેખાડવા સારૂ તે સ્ટાંપપર કરેલી અથવા મારેલી કાંઈ પણ નિશાની, દગલબાજીથી અથવા સંરકારને હાની કરવાના ઈરાદાથી, જે માણસ છોલી અથવા કાહાડી નાંખે, અથવા જે સ્ટાંપ ઉપરથી એવી કાંઈ નીશાની છોલી અથવા કાહાડી નાંખી હોય, એવો કોઈ સ્ટાંપ જે માણસ જાણીબુજીને પોતાના કબજામાં રાખે અથવા વેચે અથવા કોઇને આપે, અથવા એવો કોઇ સ્ટાંપ વપરાયલો જાણ્યા છતાં જે માણસ તે સ્ટાંપ વેચે, અથવા કોઇને આપે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ બાબની કલમો બહુ ખુલ્લી છે, ને તે ઉપર કોઈ પણ રીતની ટીકાની જરૂર છે નહીં. પણ આખા બાબ ઉપર સામાન્ય વિચાર કરતાં ખુલ્લું દીસે છે કે એમાં બીજા શિક્કા કરતાં ઈંગ્રેજી શિક્કા પાડવાના ખોટારાને શિક્ષા કરવાને કાયદો ખંતી છે. પારકા રાજ્યના ચલણની પરવા થોડીજ રાખી છે, ને હિંદુસ્થાનમાં ચોતરફ જ્યારે ઈંગ્રેજી રાજ્યને ઈંગ્રેજી કાયદો ફેલાયલો છે ત્યારે તે પ્રમાણેની નેમ રાખવાની જરૂર છે. હિંદુસ્થાનમાં ન્હાના ન્હાના જે દેશી રાજ્યો છે તેઓમાં ઘણાક પોતાનાં ચલણ ચલાવે છે, તે જો બંધ પડી સર્વે ઠેકાણે એકજ ચલણ રેહે તો તેથી દેશના વ્યવહારને મ્હોટી અનુકુળતા થઈ પડે છે. માટે પીનલકોડમાં ઈંગ્રેજી શિક્કા ખોટા પાડવા માટે સખતાઈ રાખ્યાથી ને પારકા રાજ્યના શિક્કા માટે તેવી બંધન ન મુક્યાથી ઉપલી નેમને ઉત્તેજન મળે છે. જે શિક્કાના ખરાપણા ઉપર જે દેશમાં પુરતી સાવચેતી રાખ્યામાં આવે છે તે શિક્કા ઉપર લોકોનો ભરોંસો વધુ બેસે છે ને જે શિક્કા ઉપર લોકનો ભરોંસો બેસે છે તે શિક્કા વ્યવહારની અંદર વધારે વપરાવવામાં આવતા જાય છે.

૨. તેમ વળી એવો તો સંભવ નથી કે આ દેશમાં લોક વિલાયતના પાઉંડ કે સીલીંગ બનાવવાના કામનો પ્રયત્ન કરશે, પણ જો આવું અસંભવ્ય કામ કરવામાં આવે તો વિલાયતના શિક્કાને પણ હિંદુસ્થાનના શિક્કા પ્રમાણે બચાવ મળવો જોઇએ, એટલે વિલાયતના ખોટા શિક્કા પાડનારાઓને પણ મ્હોટી શિક્ષા કરવી જરૂર છે. જ્યારે પીનલકોડમાં આ દેશના ઈંગ્રેજી શિક્કાઓનેજ બચાવવાની નેમ રાખી છે ને તે એટલે સુધી કે આ દેશમાં ગામડી રાજાઓના બીજા શિક્કાઓની પરવાજ કરી નથી; ત્યારે વિલાયતના શિક્કાનું હિંદુસ્થાનમાં ચલણ નહી એટલે તે પણ પારકા શિક્કા કેહેવાયા માટે તેમને માટે પીનલકોડની ધોરણ મુજબ કાંઈ કલમ જોઈતી નથી. વિલાયતની મ્હોટી સરકારનો ખોટો શિક્કો પાડયો તે એક રીતે જોતાં રાણીના રાજ્ય સામે પ્રયત્ન કર્યો કેહેવાય, ને જો પીનલકોડમાં તે માટે કાંઈ નજ હોય તો તે ઉપર રાજ્ય વિરૂદ્ધ ગુન્હો કરી ૬ ઠા બાબથી કામ ચલાવી શકાય એમ હતું. એમ હોય તો જ્યારે હિંદુસ્થાનને વિલાયતના કાયદા ઘણા લાગુ પડે છે ત્યારે શિક્કા માટેનો વિલાયતનો કાયદો ચાલુ રાખવો જરૂર થઈ પડત. તોપણ ખોટો શિક્કો બનાવવો તે એક રીતે બારીકીથી જોતાં રાજ્ય વિરૂદ્ધ ગુન્હો કેહેવાય, તોપણ સામાન્ય રીતે તો તે આ દેશની સરકારી મીલકત અને આ દેશના વેહેપાર વિ-

રૂપે ગુન્હા છે. તેનો બારીક વિચાર ધ્યાનમાં રાખી લા કમીશનરોએ વિલાયતનો મ્હોટો શિક્કો પાડે તો તેને ગુન્હો ગણી શિક્ષા ઠરાવી છે, તેવી શિક્ષા ઠરાવવામાં વિલાયતના રાજા અથવા રાણીના શિક્ષા કરવાના જે હક્ક તે ઉપર તેઓએ ત્રાપ મારી નથી.

૩. ૨૩૦ થી ૨૪૩ મી કલમ સુધીમાં ખોટા શિક્કા પાડવા અને તેમાં ફેરફાર કરવા વિશે વિચાર છે, જે કામ કોઈ પણ બ્હારનો લુચ્ચો માણસ કરી શકે છે. ૨૪૪ થી ૨૪૯ મી કલમ સુધી સરકારી નોકર જેમને શિક્કા પાડવાનું કામ સોંપેલુ હોય તેઓ વજન તથા ધાતુ વિગેરે બાબતમાં કાંઈ બદદ્યાનત બતાવે તેમને માટે શીક્ષા ઠરાવી છે. હવે જેમ ખોટા શિક્કા પાડવામાં આવે તેમ ખોટા સ્ટાંપો પણ બનાવી શકાય છે, ને તેથી સરકારને નુકશાની થાય છે. તેવા ગુન્હાઓનો વિચાર ૨૫૫ થી તે ૨૬૩ મી કલમ સુધીમાં કરવામાં આવ્યો છે.

૪. હવે વચમાં ૨૫૦ થી તે ૨૫૪ સુધી જે કલમો રહી તે તેમની અગાઊની કલમો સાથ સબંધ રાખી ખોટા શિક્કા પાડનાર અથવા ધંધા તરીકે જેઓ ચલાવતા નથી, પણ જેના હાથમાં ભુલથી આવી ગયો છે ને તે પોતા પાસેથી કાહાડી નાંખવાની કોશીસ કરે છે તેવા લોકોને ગુન્હેગાર ઠરાવે છે. એક માણસ ખોટા શિક્કા પાડે પણ બીજો માણસ જે ખોટા શિક્કા ચલાવે છે તે કર્પીણ ગુન્હેગાર છે. જેમ ચોરનો માલ લેનાર ને ચોર વચ્ચે સબંધ, તેટલો સબંધ શિક્કા પાડનાર ને ચલાવનાર વચ્ચે રેહે છે. પાડનાર પકડાવવામાં જોખમ અને ધાસ્તીમાં પળે પળ રેહે છે, ને જેટલો ફાયદો ફક્ત પાડનારથીજ મેળવી શકે તે કરતાં વધુ ફાયદો ચલાવનાર ઠગાઈથી કરી શકે છે. પણ એક બીચારો જે કોઈ તેવો કર્પીણ ધંધો કરતો નથી ને બેભાનથી તેણે ખોટા શિક્કો હાથમાં લીધો, એટલે જેમકે બજારમાં જતાં પોતાની લેવડ દેવડમાં એક ખોટો રૂપૈયો તેને હાથ આવ્યો જે તેને પછવાડેથી માલુમ થયું, ને હવે તે તેને માથે પડયો એટલે પોતે જે માણસને રૂપૈયા આપવા પડે છે તે માણસને પેલો ખોટો રૂપૈયો આપી દેવાનો પ્રયત્ન કરે છે, તે ગુન્હો છે ખરો, પરંતુ તે ગુન્હો ઉપર જણાવવા પ્રમાણેના કર્પીણ ગુન્હાથી જુદો છે. તેનું કામ બદદ્યાનતનું તો ખરૂં, પણ તેની બદદ્યાનતદારીથી ખોટા શિક્કા પાડનારના તરકટને કાંઈ ઉત્તેજન મળતું અથવા તે વધારે પડે એવા હેતુનું નથી. હરામનો ફાયદો લેવાનો લોભ જે કર્પીણ કામ ગણાય છે તેથી તેને ખોટા શિક્કા પસાર કરવાનું કામ ન કરયું, પરંતુ તે કદાચ તે ગરીબ માણસને ટોટો થઈ પડે જે તેની શક્તીથી ખમાય એવો નહી તે ટોટાથી છુટકારો મેળવવાની કોશીસ કરી, ને જો કે તે કોશીસ બેકાયદે હતી, માટે એવો જે ગુન્હેગાર તે કવચીતજ ગુન્હો કરનારો ગણાય છે, ને તેને શીક્ષા કીંચીતજ જોઈએ. પણ આ કાયદો કદી છુટ આપતો નથી, કારણ તે શિક્કો ખોટો છે એવું જાણ્યા છતાં આપે છે માટે.

## બાબ ૧૩ મો.

### કાટલાં તથા માપ સંબંધી ગુન્હાઓ બાબત.

તોળવાનું ખોટું યંત્ર દગાબાજીથી વાપરવું.

**૨૬૪. તોળવાનું કાંઇ પણ યંત્ર ખોટું છે એવું જાણીને જે માણસ દગલબાજીથી વાપરે, તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજાતી.

૧. તોળવાનું કાંઈ પણ યંત્ર ખોટું રાખવું એજ ગુન્હો નથી, પણ તે ખોટું રાખી બદદાનતથી વાપરવું જોઈએ, કે જેથી બીજાને જોખમમાં ઠગી શકાય છે.

૨. સાધારણ રીતે ધંધાધારીએ ખોટું યંત્ર રાખ્યું કે તે લોકને ઠગવાની મતલબથીજ રાખ્યું કહેવાય છે; પણ તેના ઉપર જે "ચાર્જ" મેલાય તેમાં તે મતલબ જાહેર રીતે લખવી જોઈએ છે, તે બીજી વિગતોથી શાબેત કરવી પડે છે.

**ફેંસલો**—કપટથી જુદાં ત્રાજવાં વાપરવાના ગુન્હામાં ઈરાદો એ ગુન્હાનો એક જરૂરીઆત ભાગ છે. આ કેસમાં ઈરાદાની શાબીતીને માટે પુરાવો નહી હોવાથી કોર્ટે શિક્ષા કરી અને દંડ પાછો આપવાનો હુકમ કર્યો. રાણી વિ. કંગાલી મુલક વિગરે. ૧૮ વિ. રી. પ્ર. ૨૭.

ખોટું કાટલું અથવા માપ દગલબાજીથી વાપરવું.

**૨૬૫. જે માણસ કાંઇ પણ ખોટું કાટલું અથવા લંબાઇનું કે ભરતલનું ખોટું માપ દગલબાજીથી વાપરે, અથવા એક કાટલાને અથવા લંબાઇના કે ભરતલના માપને તે છે, તેથી કાંઇ જુદા કાટલાં અથવા માપને ઠેકાણે દગલબાજીથી વાપરે, તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

જે ખોટું કાટલું કે માપ તોળવાનું કોઈ પણ યંત્ર બદદાનતથી વાપરવું તેને ઉપલી કલમમાં ગુન્હો ઠરાવ્યો છે. પણ તેવો તોલ કે માપ ખોટો હોય તે તેના ખોટારાથી ગુન્હો ઠરી શકે નહી—જ્યાંહાં ખોટો જોખ માલમ પડે ને તેનું ખોટારૂં સંતાડવાની કાંઈ કોશીસ કરી ના હોય, તો તેના ખોટારા ઉપરથીજ વાપરનાર ગુન્હેગાર ઠરી શકતો નથી. કદાચ તે બેભાન હોય ને તેને પોતા પાસે તેનાં અજ્ઞાનથી તેવો કાંઈ જોખ કે માપ રાખ્યો હોય.

ખોટાં કાટલાં અથવા માપ પાસે રાખવાં.

**૨૬૬. તોળવાનું કાંઇ પણ યંત્ર અથવા કાંઇ કાટલું અથવા લંબાઇનું કે ભરતલનું કાંઇ માપ ખોટું છે એવું જાણીને તથા તે દગલબાજીથી વાપરવામાં આવે એવા ઇરાદાથી, જે માણસ પોતાની પાસે રાખે તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

૧. આવાં કાટલાં તોહમતદારના કબજામાં માલુમ પડે તો, વિરૂદ્ધ શાબીત થતાં સુધી તેણે તે વાપરવા માટેજ પાસે રાખ્યાં એવું ગણવું જોઈએ. એકાએક (અકસ્માત) તેના કબજામાં તે આવી ગયાં હોય, તો તે હકીકત તેણે શાબીત કરવી. પોતાનું બેગુન્હા પણું શાબીત કરવું જોઈએ.

૨. આવાં કાટલાં તથા માપ પકડવા માટે પોલીસને કેટલો અધિકાર છે. તે વિષે જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૧૫૩.

**ફેંસલા**—સરકારે ઠરાવેલા તોલ કરતાં વધારે તોલનાં કાટલાં કોઇના કબજામાં હોય તો, તેથી આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. કપટ કરવાનો ઈરાદો બતાવવો અને

શાબીત કરવો જોઈએ: રાણી વિ. દામોદર દાળજી. ૧ મું. હા. કા. રી. પ્ર. ૧૮૧.

ખોટાં કાટલાં તથા માપ પકડવા માટે પોલીસના ઉપરી અમલદારને અધિકાર છે. જુઓ ક્રી. પ્રો. કોડ કલમ ૩૮૧.

ખોટાં કાટલાં અથવા માપ બનાવવાં, વેચવાં.

**૨૬૭. તોળવાનું કાંઇ પણ યંત્ર અથવા કાંઇ કાટલું અથવા લંબાઇનું કે ભરતલનું કાંઇ માપ ખોટું છે એવું જાણીને જે માણસ બનાવે, વેચે અથવા કોઈને આપે એટલા સારૂ કે તે ખરાને ઠેકાણે વપરાય અથવા એવું જાણીને કે તે ખરાને ઠેકાણે વપરાય છે એવો સંભવ છે, તો તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

અતરે એવું દેખાડવાની જરૂર નથી કે ખોટું ભરત કે તોલનું યંત્ર બનાવી બીજાને વાપરવાને આપવું તેમાં ઠગાઈ છે. ઠગાઈનો ઈરાદો ઈનકાર જઈ શકાય તોપણ તે ગુન્હો છે; કારણ કે તેમાં કદાચ પોતાનો લાભ ન જળવાતો હોય, તોપણ બીજાને તો નુકશાની થાય છે, ને માલ લેનાર માણસો જોઇતા માલ કરતાં ઓછો લઈ છેતરાય છે. બીજા છેતરાયા એટલે પેહેલાએ ઠગાઈ કરી, ને ના કરી તો નુકશાની કરી.

---

# બાબ ૧૪ મો.

## લોકની તંદુરસ્તી, સલામતી, અનુકુળતા, લજ્જા તથા નિતી સબંધી ગુન્હાઓ બાબત.

લોકાપકારક ક્રૃત્ય.

**૨૬૮. જે સખસ એવું કાંઈ કામ કરે, અથવા એવી કાંઈ કાયદા વિરૂદ્ધ કસુર કરે, કે જેથી લોકને, અથવા જે માણસો પાડોશમાં રેહેતા હોય અથવા જેઓના કબજામાં ત્યાંહાં પડોશમાં કાંઈ મિલકત હોય તે સર્વે માણસોને, કાંઈ સાધારણ નુકશાન, ભય, અથવા દુ:ખ થાય, અથવા જેથી જે સખસોને કાંઈ સાર્વજનિક હક્ક વાપરવાની જરૂર પડે તે સખસોને નુકશાન, અડચણ, ભય, અથવા દુ:ખ થયા વિના રેહેજ નહી, તે સખસે લોકોપકારક કૃત્ય કરયું એમ સમજવું.**

**કોઇ સર્વાપકારક કૃત્યથી કંઇ અનુકુળતા અથવા લાભ થતો હોય, તે તે સબબથી તે ગુન્હો માફ થઇ શકતો નથી.**

## વિશેષ સમજુતી.

જે કૃત્ય તંદુરસ્તી, સલામતી, અનુકુળતા કે લજ્જા વિરૂદ્ધ હોય, તે બે પ્રકારનું હોય, તેથી હરકત જે થાય તે કાંતો સાર્વજનીક હોય, કે કાંતો અમુક માણસ અથવા માણસો વિરૂદ્ધ હોય. જ્યારે તેથી થતી નુકશાની અથવા હરકત લોકાપકારક જાતની હોય તો, ઉપલી કલમ લાગુ પડે છે, ને અમુક માણસ અથવા માણસો વિરૂદ્ધ હોય તો તે નુકશાનીની દિવાનીમાં ફરીયાદ માંડવી જોઇએ.

૨. જેમ કે એક ઘરમાં ઢોલનો અવાજ થાય તેથી પડોશના કોઈ રેહેનાર ને હરકત થાય છે, પણ તે હરકત પડોશના બે ચાર માળાના રેહેનારામાંથી એક માળાના રેહેનારને થઈ ને તેણે ફરીયાદી માંડી તો તે ચાલી શકે નહી, કારણ તે બારણાં ઢાંકી બેઠો હોત તો તેના કાનને નુકશાનકારક ગડબડાટ ન થાત.

૩. તેમ જો એક ઠેકાણે અવલથી કાંઈ ગંધવાળો અથવા નુકશાન કે અડચણ કરે તેવો ધંધો ચાલે છે, ને તેની આશપાશ વસ્તી નથી, ને ત્યાંહાં પછવાડેથી તેની વસ્તીનાં ઘર બંધાય ને રેહેનાર કે બાંધનાર તે ધંધાદારીઓ વિશે ફરીયાદી ઉઠાવે તો તે ચાલે કે નહી, એ સવાલ અગત્યનો છે. તે ઉપર ન્યાયશાસ્ત્રીયો એકમત થયા નથી. કેટલા એક કેહે છે કે તેમને એક વેળા છુટ હતી, પણ જ્યારે વસ્તી થઈ ત્યારે તે છુટ મળવી ન જોઇએ, ને કેટલાક તેથી ઉલટું મત રાખે છે; પણ વધારે ખાત્રી ઉપલ્યા ધંધાદારીઓની વિરૂદ્ધ મળે છે. જો દશ ફરીયાદીઓ ચાલી છે તો તેમાંથી ત્રણ ફરીયાદીઓ ઉડાવી નાંખી હશે.

૪. સાધારણ રીતે કલમનો વિચાર એટલોજ કરવો કે જે કામ અથવા કસુરથી સાર્વજનિક નુકશાન થતું હોય તેને લોકોપકારક કૃત્ય તરીકે ગણવું જોઇએ. ઘરમાં ગલીચી રાખી કે પાડોશમાં ગંધવાળો ધંધો કરવા માંડ્યો, ને તેથી હવા બીગડી તંદુરસ્તીને હાની પોહોચે, અથવા જે રસ્તો આવ જાવનો હોય તે ઉપર બીહામણો કુતરો બાંધ્યો, યાને જંગલી કુતરા બાંધ્યા વિના છુટા રાખ્યા, અગર દારૂ, નખતેલ વિગરે જલદી બળતી ચીજો ભરી રાખી ઇત્યાદિ કામ ઉપલી કલમ પ્રમાણે ગુન્હો છે; મતલબ કે તે કૃત્યથી માણસોને દુખ વિગરે થાય તે ઉપર છે. જાહેર રસ્તેથી જનારને તે કૃત્યથી ખરાબ હવા આવે તો તે લોકાપકારક કૃત્ય છે. પડોશના રેહેનારને રાતરે ઊંઘમાં દુખ આપવું, ગાઈ વગાડીને બરાડા પાડવા તે પણ લોકોપકારક કૃત્ય છે. દુરગંધી પદાર્થવાળો ધંધો કરવો, જેથી પડોશીની તંદુરસ્તીને બીગાડે, તે પણ લોકોપકારક કૃત્ય છે. તેમ એવો ધંધો ઘણા વર્ષથી કરતો હોય બાદ વસ્તી થાય, તોપણ લોકોપકારક કૃત્ય કેહેવાય. તેમજ ઘણા વર્ષ સુધી વસ્તીવાળા બોલ્યા નહી ને હાલ ફરીયાદ કરવા ઉભા થયા, તો તે ફરીયાદ ચાલી શકે. આરોપીનો તે બાહાનાથી બચાવ થશે નહી.

૫. આવાં લોકોપકારક કૃત્ય અટકાવવા માટે માજીસ્ત્રેટના અધિકાર માટે [જુઓ ક્રી. પ્રો. કોડની કલમ ૧૩૩ થી ૧૪૩ સુધીની ].

**ફેંસલા—**જમીનનો માલેક નહી, પણ જમીનનો ઉપભોગ લેનાર તે જમીન ઉપર ગંદકી રાખ્યાનો જવાબદાર છે. રાણી વિ. બ્રોજો લીલ મીત. ૮ વી. રી. પ્ર. ૪૫.

આ કલમ પ્રમાણેનો ગુન્હો બનવા માટે એવું શાબેત કરવું જોઈએ કે, કાંઈ ભય અગર હેરાનગતી અગર ઈજા સર્વ લોકના કોઇ જથા અથવા એક જાતના કે વર્ગના લોકોના વિશેષ ભાગને મિલકતનો ઉપભોગ કરતાં ઈજા થઈ છે, અથવા કોઈ સાર્વજનિક હક્કનો ભોગવટો કરતાં ઈજા થઈ છે. ઉલટરામ વિ. સોમેશ્વર. ૯ વી. રી. પ્ર. ૭૦.

લાભ અથવા નફો મેળવવાને માટે કોઈ ઘર રાખવામાં આવ્યું હોય, તો તે જુગટું રમવાનું સાધારણ ઘર ગણાય છે, અને તેથી લોકોપકારક કૃત્ય બને છે; પણ લોકોને ખરેખરી રીતે કાંઈ ઈજા હતી એવો પુરાવો ના હોય તો એમ કહી શકાય નહી કે દરેક માણસ જે પોતાના ઘરમાં જુગારીઓને બોલાવે તે અને તેમાં રમનાર સઘળા માણસો આ કલમ મુજબ લોકોપકારક કૃત્યને માટે ગુન્હેગાર છે. રાણી વિ. હોનાગજી. ૭ મું. હા. કો. રી. પ્ર. ૭૪.

કોઈ જાહેર રસ્તા ઉપર તાબુત લેઈ જવા વરઘોડો ચડાવી જાય તો, તેમાં કાંઈ ધર્મ સબંધી ક્રિયાને લીધે કોઈને નુકશાન થયું તેવા આધાર ઉપરથી તેના ઉપર દિવાનીમાં દાવો ચાલી શકે નહી. સતકુવલદ ઇબ્રાહીમ. ઈ. લા. રી. ૨ મું. પ્ર. ૪૫૭.

ભરતીવાળી આરપાર જઈ શકાય તેવી નદીમાં માંછલાં પકડવાને માટે કેટલાક માણસોએ વાંસનો આરપાર લકડકોટ મુકવાથી, જો કે. આવી રીતના કોટમાં હોડીઓને જવા આવવાના માર્ગ તરીકે એક સાંકડું બાકું મુક્યું હતું, તોપણ તે રસ્તો હોડીના શિવાય બીજાને માટે બંધ કર્યાથી પેટા ટુકડીના અમલદારની અરજ ઉપરથી તેઓને પીનલકોડની કલમ ૨૮૩ મુજબ અડચણ કરવાને માટે ગુન્હેગાર ઠરાવ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે આવી જાતના કેસને પીનલકોડની કલમ ૨૮૩ લાગુ પડે છે કે નહી એ શક ભરેલું છે, તોપણ તેઓએ આ કલમ મુજબ ગુન્હો કર્યાથી કલમ ૨૯૦ મુજબ તેઓને સજા થઈ શકે છે. ઉમેશચંદ્ર કારની બાબતમાં. ઈ. લા. રી. ૧૪ ક. ૬૫૬.

મોહોરમના તેહેવારની અંદર કેટલાક મુસલમાનોએ જમીન ઉપર થોડાક વખતને માટે ઝુંપડું બાંધ્યું, અને તેની અંદર ધર્મ સબંધી નીશાનીઓ મુકી હતી. માજીસ્ટ્રેટે લોકોપકારક કૃત્ય કરવાને માટે તેઓને ગુન્હેગાર ઠરાવ્યા હતા, કારણ કે તેઓના કૃત્યથી ગામના હિંદુ રેહેવાસીઓ જેમનાં દેવળો તેની નજદીક આવ્યાં હતાં તેમને ખરેખરી અડચણ હતી, અને તેટલા માટે સુલેહનો ભંગ થવાનું ધાર્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હેગાર ઠરાવવું તે કાયદા વિરૂદ્ધ હતું. રાણી વિ. મુતુમીરા. ઈ. લા. રી. ૭ મ. પ્ર. ૫૯૦.

જીંદગીને જોખમ પોહોચે એવા રોગનો ચેપ પસરે એવું ગફલતીનું કામ.

**૨૬૯. જે માણસ કાયદા વિરૂદ્ધ અથવા ગફલતીથી એવું કાંઇ કામ કરે, કે જેથી જીંદગીને જોખમવાળા કોઇ રોગનો ચેપ પસરશે એવો સંભવ હોય, અને એવો સંભવ છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય તે માણસને છ મહિનાની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

વિલાયતમાં શીતળા આવેલા બાળકને મોહોલામાં ફેરવવાનો ગુન્હો ઠરાવ્યો છે, તે આટલાજ ઉપરથી. આપણા શેહેરોમાં કેટલાક ભીખારી કે લાચારો તેવા ચેપી રોગ અંગમાં છતાં ને તેથી ચેપ પસરશે એવી ધાસ્તી છતાં ભીખ માગવા નીસરે તેમને ઉપલી કલમથી શીક્ષા થઈ શકે. રોગ જોઇને માણસનું દીલ કમકમી આવે એવી રીતે તેમની નજર આગળ આવી ભીખારી વારંવાર કમાઈ કરે છે, તેનો આ કલમથી અટકાવ થઈ શકે છે. એ શીતળાવાળા બાળકને પણ બાહાર ફેરવવું એ ગુન્હો ઠરે છે; પણ એક વેળા શીતળા કહડાવેલું બચ્ચું હોય તેને રોગ થયો હોય તો, તેને ઉપરની શિક્ષા થઈ શકતી નથી.

**ફેંસલો**—क. નામનો માણસ પોતાને કોગળીયું આવેલું છે એવું જાણીને અને એ વિષેની રેલવેકંપનીના નોકરોને ખબર આપ્યા શિવાય ગાડીમાં બેઠો. म. નામના બીજા માણસે क. ની હાલત જાણીને તેની પાસેથી ટીકટ વેચાતી લીધી, અને તેની સાથે મુસાફરી કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જીંદગીને જોખમ પોહોંચે એવો રોગનો ચેપ પસરવાનો સંભવ થાય એવું માનવાનું તેને કારણ હતું, એવી રીતનું ગફલતીનું કામ કરવાને માટે આ કલમ મુજબ તેને વ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો; અને म. ને क. ના

ગુન્હામાં સામેલ રેહેવાને માટે ગુન્હેગાર ઠરાવ્યો હતો તે પણ વ્યાજબી હતું. રાણી વિ. ક્રીષ્ણાપા. ઈ. લા. રી. ૭ મ. પ્ર. ૨૭૬.

જીંદગીને જોખમ પોંહોચે એવા રોગનો ચેપ પસરે એવું દ્વેષ બુદ્ધિનું કામ.

**૨૭૦. જે માણસ દ્વેષબુદ્ધિથી એવું કાંઇ કામ કરે કે જેથી જીંદગીને જોખમવાળા કોઇ રોગનો ચેપ પસરશે એવો સંભવ હોય, અને એવો સંભવ છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કોઈ પતીયો જાહેર રસ્તામાં પોતાનો રોગ ઉઘાડો મુકી ફરે, ને તે રોગ ઉડીને બીજાને લાગે એવું કરવું તે આ કલમ મુજબ ગુન્હો છે.

દ્વેષબુદ્ધિનું કામ એટલે શું, કાયદાની ભાષામાં કાંઈ પણ કાયદા વિરૂદ્ધ કૃત્ય વગર કારણે કિંવા કાંઇ પણ ઈરાદા વગર કર્યું હોય તો, તે કરનાર સખસે દ્વેષબુદ્ધિથી કર્યું કેહેવાય; સાધારણ ભાષાનો અર્થ એ કે, આગળનું કાંઇ વેહેર હોય; અગર બીજાનું સારૂં દેખી ન શકવાનો દુરગુણ હોય તે છે. પરંતુ આ જગે કાયદાનો અર્થ લેવો.

રોગના સબબથી દુર રેહેવા સબંધીની કાંઈ કાનુન ન માનવી.

**૨૭૧. કોઈ વાંહાણને રોગના સબબથી દુર રાખવા બાબતની અથવા તે સબબથી દુર રાખેલા વાંહાણોનો કિનારા સાથેનો અથવા બીજા વાંહાણો સાથેનો વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની, અથવા જે જગોમાં કાંઇ ચેપી રોગ ચાલતો હોય તે જગો તથા બીજી જગોની વચ્ચે વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની, હિંદુસ્તાનની સરકારે અથવા કોઇ પણ સરકારે, કરીને જાહેર કરેલી કોઇ કાનુન જે માણસ જાણીબુજીને ન માને, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

વેચવાનો ઇરાદો રાખેલી ખાવાની અથવા પીવાની વસ્તુમાં કાંઈ ભેળ કરવી.

**૨૭૨. કોઇ માણસ કાંઇ ખાવાંની અથવા પીવાની વસ્તુમાં ભેળ કરે, એવી રીતે કે તેથી તે વસ્તુ ખાવાથી અથવા પીવાથી અવગુણ થાય, અને તે એવા ઇરાદાથી કે તે વસ્તુ ખાવાને અથવા પીવાને વેચવી અથવા તે ખાવાને અથવા પીવાને વેચાશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામા આવશે.**

## વિશેષ સમજુતી.

જે ખાવા પીવાની વસ્તુમાં ભેળ કરે, તે ભેળ એવી જોઇએ કે તેથી તંદુરસ્તીને હાની થાય, નહીં તો નહીં. માટે દુધમાં પાણી ભેળે, ઘીમાં આટો અથવા ઊંચા દારૂમાં હલકો દારૂ ભેળે. તે ઉપલી કલમથી ગુન્હો નથી. પણ જે વસ્તુ નજદીક ઝેરી જેવી હોય

ને તે લોભને ખાતર ભેળવવામાં આવે તો તે ગુન્હો છે. તેમજ જનાવરને ખાવા પીવાની વસ્તુમાં પણ ભેળ કરે તો ગુન્હો છે. ઘીઈમાં ચરબી ભેળવે તે ગુન્હો નથી, કારણ ચરબીથી અવગુણ થતો નથી. હવે આ દેખીતું ધર્મ ભ્રષ્ટ છે, પણ કાયદાએ ધર્મ ભ્રષ્ટનો ગુન્હો માન્યો નથી;

ખાવાની અથવા પીવાની અવગુણકારક વસ્તુ વેચવી.

**૨૭૩. જે વસ્તુ અવગુંણકારક કરેલી અથવા થયલી હોય અથવા ખાવા અથવા પીવા જોગ સ્થીતિમાં ન હોય, તેવી કાંઇ વસ્તુ ખાવા અથવા પીવાની વસ્તુ દાખલ કોઇ માણસ વેચે અથવા વેચવાનું કેહે અથવા વેચવા મુકે, અને તે વસ્તુ ખાવામાં અથવા પીવામાં અવગુણકારક છે, એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એ પ્રમાણે કરે તો, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ ગુન્હો સ્થાપીત થવા સારૂ આ ચીજ બીગડી ગઈ છે, અને બીગડવાથી અવગુણકારક થઈ છે, એવું વેચનારે જાણેલું હોવું જોઈએ.

બીગાડ ઇશ્વરી, કુદરતી અથવા માણસના કૃત્યથી પણ થાય છે, તોહમતદાર તે જાણતો હતો અથવા માનતો હોવો જોઈએ કે તે ચીજ બીગડીને અવગુણકારક થઈ છે, અને તેમ જાણ્યા છતાં વેચે તો ગુન્હો છે.

જે મુકરદમામાં ભેળ કરવાની પોતેજ ગોઠવણ અથવા હુકમ કરયો હોય, તો પછી તે વસ્તું વેચાઈ કે ગુન્હો લાગુ થઈ શકે છે. પણ જ્યાંહાં વસ્તુના બનાવનાર બીજા ને વેચનાર બીજા હોય, ત્યાં ગુન્હો શાબેત કરવા માટે વિગતોનો પુરાવો જોઈએ છે—૧ લું વસ્તુમાં ભેળ હતું એવું તે સખસને જ્ઞાન હતું એટલુંજ નહી, પણ કેટલા પ્રમાણમાં ભેળ થયું છે તે તથા ૨ જું, ભેળના તેવા પ્રમાણથી કેટલી નુકશાનકારક અસર થશે, એ પણ તેણે જાણવું જોઈ એ.

દરેક વસ્તુના ધંધામાં હલકી ચીજ ભેળી વેચવાની રીત પડી ગઈ છે, ને તેના ધંધાદારીઓએ શું શું અમુક ચીજ ભેળવી તે પોતેજ જાણી છુપી રાખે છે, માટે કદી વેચનાર તેવી વસ્તુ લે ને વેચવા જાય ત્યારે તે એટલી વાતથી જાણીતો છે કે તેનો માલ સ્વચ્છ નથી, પણ તેમાં ભેળ કરી છે પરંતુ તે શું ભેળ હશે અથવા કેટલી હદની હશે તેથી તે જાણીતો હોવો જોઈએ, એવો કાંઈ પ્રત્યક્ષ પુરાવો થતો નથી.

બીજું એક વસ્તુ અમુક કીંમતે મળે છે ને વેચનાર તેવી વસ્તુ તેની જાણીતી કીમતથી ઓછે ભાવે ખરીદ કરી લાવ્યો, તો તેવી ખરીદીથી માલમાં ભેળ છે તે વિશે તેની જાણ હતી એમ પુરવાર થઈ શકે છે. કાંકે ખરી કિંમત કરતાં ઓછી કિંમતનો માલ તેને મળે એટલે સામાન્ય અટકળ સર્વને ઉપજે છે કે તે માલ સારો હોય નહીં.

ત્રીજું એક વેળા ઉપલી રીતથી હલકા ભાવથી ખરીદ કરનારના ગુન્હાનો શક લઈ જવાય છે પણ હવે જ્યારે તેવા ખરીદદાર પાસે તેજ જાતનો માલ જુદી જુદી કિંમતનો કોઈ ભેળેલો ને કોઈ સારો મળી આવે તો, ઉપર જણાવેલા શકને મજબુતી મળે છે

વસાણામાંભેળ કરવી. **૨૭૪. કોઈ માણસ કાંઇ વસાણામાં અથવા તૈયાર કરેલા ઔષધમાં કાંઇ ભેળ કરે, એવી રીતે કે તેથી તે વસાણાનો અથવા તૈયાર કરેલા ઔષધનો ગુણ ઓછો થાય અથવા તેની અસર બદલાય, અથવા તે અવગુણકારક થાય અને તેમાં તેવી કાંઇ ભેળ ન થઇ હોય એ પ્રમાણે તે કાંઇ દવાના કામને સારૂ વેચવી અથવા વાપરવી, એવા ઇરાદાથી અથવા તેવા કામને સારૂ તે વેચાશે અથવા વપરાશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તે એ પ્રમાણે કરે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કલમ ૨૭૨ મીમાં જે ભેળ કરે તે ભેળ તંદુરસ્તીને હાની કરે તેવી હોય તેનો ગુન્હો ઠરાવે છે; પણ ૨૭૪ મી કલમમાં વધારે સખત બાંધણ છે તે ધ્યાનમાં રાખવું, તેમાં તો જે કોઈ માણસ કોઈ વસાણામાં અથવા તૈયાર કરેલા ઔષધમાં કાંઇ ભેળ કરે તે ભેળ કાંઈ તંદુરસ્તીને હાની કરે તોજ ગુન્હો છે, એમ નથી ઠરાવ્યું. તેમાં તો જો કોઈ ભેળથી તેવા ઔષધના જે ગુણ છે તે ગુણ ઓછો થાય એટલીજ, પણ કોઈ વસ્તુ ભેળે તો તે ગુન્હો છે. એટલી બધી સખતી રાખવાની બહુ જરૂર છે, નહી તો વૈદકખાતું આખું લુલું થઈ પડે, એટલુંજ નહી પણ દરદીને ઓછો ગુણ થવાથી તેઓ કદાચ મરે પણ ખરો, ને આખરે એવી નુકશાની થઈ પડે. દરેક વસાણાનો જોસ કેટલો છે ને ગુણ શું છે તે સર્વની ગણત્રી જાણીતી છે ને તેથી ડાકતરો વાકેફ રહી પોતે દવા લખી આપે છે, ને તે તેમના ગુણ યાદ રાખી તેની ગણતીના પ્રમાણમાં લખી આપે છે. હવે ડાકતરોએ તો એક વસાણાથી ચોકસ ફેર પડવાની ગણત્રી કરીને લખી આપ્યું ને તેમાં ભેળ કરી દવા આપનારે અર્ધા ગુણની દવા આપી કે દરદ ઉપર તેની અસર માત્ર અર્ધીજ થઈ, જેથી દરદીને તે ફાયદાકારક ન થઈ પડી, એટલે દરદ અર્ધું તો રહ્યું, ને તે ઉપર જાસ્તી નો ઈલાજ કરે તેટલામાં તે મરણ પણ પામી જાય.

૨. આ કલમમાં વસાણા ને ઔષધ વેચનારાઓ ઉપર સખતી છે, તેમ તેમને છુટ પણ છે. જે વસાણું આપવું તે જુનું થયાથી અથવા કાચું હોવાથી તેમાં ગુણ ઓછો ઉતરે તો તે ગુન્હો નથી. વસાણા અથવા ઔષધમાં આ કલમ લાગુ પાડવા માટે તેમાં બીજી બાહારની ચીજ ભેળેલીનો પુરવાર જોઇએ.

ભેળ થએલાં વસાણાં વેચવાં. **૨૭૫. કાંઇ વસાણામાં અથવા તૈયાર કરેલા ઔષધમાં તેનો ગુણ ઓછો થાય અથવા તેની અસર બદલાય અથવા તે અવગુણકારક થાય એવી રીતે કાંઇ ભેળ થએલી છે, એમ જાણીને જે માણસ તે વસાણું અથવા તૈયાર કરેલું ઔષધ તેમાં ભેળ ન થઇ હોય એ પ્રમાણે કાંઇ દવાના કામને સારૂ વેચે, અથવા વેચવાનું કેહે અથવા વેચવા મુકે અથવા કોઇ દવાખાનામાંથી આપે, અથવા જે સખસને તેમાં ભેળ થએલી ખબર ન હોય એવા કોઇ સખસ પાસે તે દવાના કામમાં વપરાવે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

વસાણામાં ભેળ કરીને તેનો ગુણ ઓછો કરવો એ જે ગુન્હો છે તે વિશે ઉંડાણથી જોતાં માત્ર ઠગાઈનો ગુન્હો ઠરે છે. વસાણામાં હરકોઈ જોઈએ તેવી ભેળ કરે ને પોતે વાપરે તો તે મુખત્યાર છે, પણ ગુન્હો જે છે તે એક જણ બીજાને તેવી વસ્તુ વેચે છે તેમાં છે, કારણ તે ખોટા શિક્કા પાડનાર માફક ખરી ચીજને બદલે ખોટી ચીજ પસાર કરે છે, એ તેનો ખરો ગુન્હો છે.

કાંઈવિસાણા ને તે જુદુ વસાણું અથવા તૈયારકરેલુંઔષધ હોય એ રીતે વેચવું.

**૨૭૬. કાંઇ વસાણું અથવા તૈયાર કરેલું ઔષધ તે જુદુ વસાણું અથવા તૈયાર કરેલું ઔષધ હોય એવી રીતે કાંઇ દવાના કામને સારૂ જે માણસ જાણીબુજીને વેચે અથવા વેચવાનું કેહે અથવા વેચવા મુકે અથવા કોઇ દવાખાનામાંથી આપે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં એક વસાણાને બદલે બીજું વસાણું જાણીબુજીને વેચવું તે ગુન્હો છે, તેમાં એટલું સમજવાનું છે કે જે ચીજ વેચે તે ચીજમાં કંઈ ભેળ જેવી ચીજ હોવી જોઈએ એમજ કાંઈ નથી. એક બદલે બીજું વસાણું મુકેલું કે વેચેલું તે પણ સારૂં હોય તોપણ ગુન્હેગાર ઠરે છે. મતલબ એટલીજ છે કે જે ચીજ જણાવી તે બદલી તેની અવેજી બીજી ચીજ જો કે તેનોજ ગુણ તેમાં હોય તોપણ તે વેચે, તો તેથી ગુન્હેગાર છે. જેમકે કોઈ ડાકતર કે ગાંધી સોનું મારેલી દવા મોંઘી પડ્યાથી તેવોજ ગુણ થાય તેવી પારાની દવા શોધી કાહાડે ને તેમાં તે સોનું મારેલી દવા તરીકે તેનો ગુણ છતાં વેચ તો હોય તોપણ તે ગુન્હેગાર છે, કારણ તેમાં ઠગાઈ છે.

સાર્વજનિક ઝરા અથવાજળાશયનુંપાણી મેલું કરવું.

**૨૭૭. કોઇ પણ સાર્વજનિક ઝરા અથવા જળાશયનું પાણી જે માણસ બુદ્ધિપુર્વક બિગાડે અથવા મેલું કરે, એવી રીતે કે તેથી તે પાણી રોજ જે કામમાં વપરાતું હોય તે કામને સારૂ તે ઓછું લાયક થાય તો, તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—આ કલમમાં વપરાયેલા "સાર્વજનિક ઝરો અથવા જળાશય" એ શબ્દોમાં જાહેરાત નદીનો સમાવેસ થઈ જતો નથી. તેટલા માટે ઠરાવવામાં આવ્યું કે માંછલાં પકડવાને માટે નદીમાંથી ડાળીઓ કાપી નાંખવાથી તે કલમ મુજબ ગુન્હો બનતો નથી. રાણી વિ. હાલોધર પોરો. ઈ. લા. રી. ૨ ક. પ્ર. ૩૮૩.

આ કલમમાં બતાવેલો "સાર્વજનિક ઝરો" એ શબ્દોમાં નદીની તળેટી ઉપર પાણીના વેહેતા વેહેળીયાનો સમાવેસ થઈ જતો નથી. રાણી વિ. વીટીચેક કાન. ઈ. લા. રી. ૪ મ. પ્ર. ૨૨૯.

હવાને તંદુરસ્તીમાંબીગા

**૨૭૮. કોઇ જગાની હવા જે માણસ બુદ્ધિપુર્વક બીગાડે, એવી રીતે કે તેથી તે જગોની પડોશમાં ઘણુંકરીને રેહેનારા**

ડ કરે એવી ક રવી. અથવા ધંધો કરનારા અથવા કોઇ સરીયામ રસ્તા ઉપર ફરનારા સખસોની તંદુરસ્તીમાં બીગાડ થાય, તે માણસને પાંચસે રૂપીયા સૂધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

કલમ ૨૭૭ તથા આ કલમનો ગુજરાતી તરજુમો ખોટો છે. જે માણસ સાર્વજનિક ઝરા અથવા હવા બીગાડે તે એવી રીતે કે તેવા બીગાડથી કદાચ નુકશાન થવાનો સંભવ છે, તો તે ગુન્હો ગણવાની બંધણ ઈંગ્રેજી કલમોમાં છે. ગુજરાતીમાંથી તો એમ દીસે છે કે તે બીગાડથી બીગાડ થયેલો હોય તો ગુન્હો છે તે ખોટું. બંને કલમોમાં જે ગુન્હો ઠરાવ્યો છે તે બે પરવાઈનોજ. ઝરો બીગાડે કે હવા બીગાડે તેમાં કોઇની તંદુરસ્તીને નુકશાની કરવાનો ઇરાદો કદાચ ન હોય, પણ બેપરવાઈ જે બતાવાય તેજ ગુન્હો ગણાય છે. જો તેવી બેપરવાઈથી નુકશાની થવાનો માત્ર સંભવ હોય તો બસ છે.

ગુજરાતી તરજુમાની ઉપર જે ખામી બતાવી તેનો ખુલાસો એ છે જે, ઈંગ્રેજીમાં જો કે ખુલ્લું તો છેજ નહી, પણ વાક્ય રચનારની બારીકીથી એવો અર્થ ઉપજે છે કે ૨૭૭ ને ૨૭૮ મી કલમજ નહીં, પરંતુ ૨૭૭ થી તે છેક ૨૮૯ મી કલમ સુધી ન્યાય શાસ્ત્રિઓએ હાનિ ( પછી તંદુરસ્તી, લજ્જા, અનુકુળતા વિગરેની ) ધ્યાનમાં રાખી છે ને તે બનવાનો સંભવ છે. ( likely to occur ) પણ કોઈને હાનિ થએલી નહી જોઈએ. હાનિ થઇ તો તેને ૩૩૭ ને ૩૩૮ મી કલમથી શિક્ષા કરવા આગળ ખુલ્લું જણાવ્યું છે.

કોઇ પણ માણસ ઉપર બેપરવાઈ માટે બીજો ફોજદારી માંડે, તે બેપરવાઈથી થએલી હાની સારૂંજ, પણ તેને થએલી હાની તેની પોતાની બેપરવાઇથી થએલી જોઈએ. જે ધણી ઉપર ફરીયાદી માંડી હોય તે ધણીના ચાકર તરફથી થએલી પણ ના જોઈએ. દિવાની કામમાં ચાકરે કરેલી બેપરવાઈથી શેઠને નુકશાની ભરી આપવી પડે, પણ ફોજદારીમાં નહીં.

સરીયામ રસ્તાપર બેફીકરાઈથી હાંકવું અથવા સ્વારી કરવી. **૨૭૯. કોઇ સરીઆમ રસ્તા ઉપર જે સખસ કાંઇ ગાડી એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે હાંકે અથવા સ્વારી કરે કે, તેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઈ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે સખસને છ મહિનાની મુદ્દત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

વાહન ચલાવનારની બેફિકરાઈ તકશીરવાર ઠરાવી છે—મતલબ આ કોડની ટીકામાં આગળ જણાવી ગયા છે તેમ દરેક માણસે પોતાના કામમાં ઘટતી સંભાળ ને સાવચેતી રાખી ચાલવું જોઈએ, એવી સંભાળ ને સાવચેતી જેમ ગાડી કે ઘોડા હાંકનારને રાખવાની આ કલમમાં જણાવી છે, તેમ કાયદાની સામાન્ય ધોરણ પ્રમાણે રસ્તે ચાલનારે પણ પોતાને માટે સારી સાવચેતી રાખવી જરૂર છે. માટે જો રસ્તે ચાલનાર પોતે બેપરવાઈથી ચાલતો કે ગાડી કે ઘોડા વચે જતો શાએત થાય, તો તેની પોતાની બેસંભાળ હતી તેથી ગાડી કે ઘોડા હાંકનાર શીક્ષાને લાયક ઠરતો નથી, જો કે તેણે હળવે ગાડી હાંકી હતે તો તેવી નુકશાની થતી અટકતે, એમ હોય તોપણ.

આ કલમ ગાડીમાં બેઠેલા માણસને માટે નથી. જે હાંકતો હોય તેને માટે છે. અને ગુન્હો શાબીત કરવામાં માણસની જીંદગીને જોખમ પોહોચેલું હોવું જોઈએ, એવી પણ જરૂર નથી. સંભવ હોય તો બસ છે. જો જોખમ પોહોંચે તો કલમ ૩૩૭, ૩૩૮ પ્રમાણે વ્યથા થઈ કેહેવાય. વધારે હાનિ થાય તો તે ગુન્હાની કલમ પ્રમાણે શિક્ષા થશે.

વળી હાંકનારનો શો ઈરાદો હતો તે પણ જોવાની જરૂર નથી. કારણ આ કલમમાં ઈરાદો નથી. અકસમાત જાનવર ભડકે તો બચાવ છે. જાણતો હોય તો નહી.

**ફેંસલા**—નાથ વગરના બળદોથી જોડેલી ગાડી ફક્ત હાંકવી, એ આ કલમના અર્થ પ્રમાણે બેફીકરાઈથી હાંકવાનો ગુન્હો થતો નથી. સરકાર વિ. ગણપતી સલુક. મુ. હા. તા. ૧૨ અગષ્ટ. સન ૧૮૬૯.

અવિચારીપણે હાંકવાથી સામા માણસને અથડાઈને ઈજા થાય તેને માટે આ કલમ મુજબ જે ખરેખરી રીતે હાંકતો હોય તે માણસ ગુન્હેગાર છે, પણ ગાડીનો માલેક ગુન્હેગાર ગણાય નહીં. મી૦ એ. ડબલ્યુ. લેરીમોર વિ.પરનેન્દુ ડીઓરાય.૧૪ વિ.રી.પ્ર. ૩૨.

બેફીકરાઈથી વાંહાણ ચલાવવું.

**૨૮૦. જે સખસ કાંઇ વાંહાણ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે ચલાવે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે સખસને છ મહીનાની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સૂધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

ગાડી હાંકનાર ગાડી અથડાવે કે વાંહાણવાળો વાંહાણ અથડાવી ચાલ્યો જાય, તો પછી કોણ ચોકસ માણસ નુકશાની કરનાર તે, પ્રત્યક્ષ રીતે તો પુરવાર થઈ શકે નહી, માટે એમ ઠરાવ્યું છે કે ગાડી હાંકનાર કે વાંહાણ ચલાવનારને વાદી ઓળખી શકે એટલું ભાન રાખે તો બસ છે.

**ફેંસલો**—ભાડે રાખેલા મછવામાં ઇજારદારે જોઈએ તેટલાં માણસો બેસાડવાનો નિયમ નહી રાખ્યાથી તે મછવો ઉંધો વળ્યો, તેથી આ કલમ અને કલમ ૧૦૯ મુજબ બેફીકરાઈ ભરેલી રીતે વાહાણ ચલાવવાના ગુન્હાને મદદગારી કર્યાનો ગુન્હો શાબીત ગણેલો, તેમાં ઠરાવ્યું કે વાંહાણ સલામત રીતે ચલાવવા સારૂ જે કાંઈ જરૂર છે એવું તે ઇજારદારને માલુમ હતું, અને જાણી જોઈને તે પુરૂં પાડયું નહીં એમ બતાવવા કાંઇ પુરાવનથી, માટે તોહમત રદ કર્યું. સરકાર વિ. સખારામ ગોવિંદ. તા. ૨૮ જુલાઈ સન ૧૮૭૦.

ખોટું અજવાળું, નીસાણી અથવા બોયું દેખાડવું.

**૨૮૧. કોઇ માણસ કાંઇ ખોટું અજવાળું અથવા નિશાની અથવા બોયું દેખાડે, એવા ઇરાદાથી કે તે દેખાડેથી કોઇ વાંહાણ ચલાવનારો ઠગાય અથવા ઠગાશે એવો સંભવ છે, એવું જાણીને, તો તે માણસને સાત વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

ઘણો ભાર ભરેલાં અથવા

**૨૮૨. જે વાંહાણ એવી હાલતમાં અથવા એટલું ભરેલું હોય કે તેમાં જનારા સખસની જીદંગી જોખમમાં રેહે, તેવા કોઇ**

દેહેસતવાળા વાંહાણુમાં ભા ડું કરીને કોઈ સખસને જળ માર્ગેલઈજિવો.

**વાંહાણુમાં બેસાડીને ભાડાને સારૂ જે માણસ, જાણીબુજીને અ-થવા ગફલતીથી કોઇ સખસને જળમાર્ગે લઇ જાય અથવા મો-કલે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

જે વાંહાણનો ધણી ભાગેલી હાલતનું વાંહાણ વધારે માલ ભરી દરીયામાં માંડે, જેથી ઉતારૂ કે ખલાશીઓની જીંદગાનીને નુકશાનીની ફીકર રેહે, તો તે ગુન્હેગાર છે.—પછી નુ-કશાની થઈ હોય તોપણ દરીયામાં ચાલવા તદન નાલાયક વાંહાણ હોય તો, તેને ૩૩૬ મી કલમથી શીક્ષા થાય, આ કલમથી નહી.

ઉપલી કલમને એક રીતથી બંધણ નથી. તે એક એક વાંહાણ એક મુસાફરીએ દ-રીયામાં જવા લાયક હોય ને બીજી મુસાફરીએ નહી, અથવા સુકી મોશમમાં કેટલાં વાં-હાણ ખેડી શકાય ને તેજ વરસાત અથવા તોફાનમાં નહીં, ને તેવી મોશમની વકી હોય ત્યારે તેવું વાંહાણ બહાર કાહાડે તો ગુન્હો છે.—પછી જોકે માંડતીવેળા દરીયો શાંત હોય તોપણ.

**ફેંસલા**—તોહમતવાળો જે ખલાસી હતો, તેણે વાંહાણુમાં ભુલથી વધારે માણસ ભાડેથી બેસાર્યા, અને બોજો વધારે થયો તેથી હોડી ડુબી ગઈ, તે કામમાં તેને શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હેગાર ઠરાવ્યો હતો. પણ તેનું કૃત્ય એવું ન્હોતું કે આવા કૃત્યથી મોત થશે એવું જાણીને તોહમતદારે તે કૃત્ય કીધું હતું. માટે તેને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. મગીની બેહેરાના મુકરદમાની તપાસણી. ૧૧ વિ. રી. પ્ર. ૩.

દરીયાને લાયક ના હોય તેવું વાંહાણ ખલાસીઓએ ચલાવ્યાથી ભાડું લેઈ બેસાડેલા ઉતારૂઓની જીંદગી જોખમમાં આવી પડી હોય તો, તેઓને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવા જોઇએ, પણ પીનલકોડની કલમ ૩૩૬ મુજબ તેઓને ગુન્હેગાર ઠરાવી શકાતા નથી. રાણી વિ. ખોડા જગતા. ૧ મુ. હા. કો. રી. પ્ર. ૧૩૭.

સરીયામ રસ્તા અથવાવાંહાણના રસ્તામાં ભય અથવા અડચણ કરવી.

**૨૮૩. જે માણસ કાંઈ કામ કરવાથી અથવા પોતાના ક-બજા અથવા હવાલા માંહેલી કાંઇ મિલકતનો બંદોબસ્ત રાખવામાં કસુર કરવાથી ખુસકીના અથવા તરીના કોઈ સરીયામ રસ્તા-માં કોઈ સખસને ભય, અડચણ અથવા નુકશાન કરે, તે માણ-સને બસે રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

ઉપલી કલમથી રસ્તા પાસ ડુંગરો આવ્યો હોય ને તેમાંથી પથરા સુરંગ મારી કા-હાડવા તે ગુન્હો છે; તેમજ જાહેર રસ્તો હોય ને તે ઉપર રેલવે આવી અડચણ કરે તો, તે પણ મુકદમો ચલાવવા લાયક છે.

ઉપલી કલમથી તકશીરવાર ઠરાવવામાં નુકશાની જે થાય તે તેના અમુક કામ અ-થવા કસુરથી થએલી જોઈએ, એટલે કોઈ ઘરધણી જેનું ઘર રસ્તા ઉપર છે, તેણે બાંધ-કામ કરાવતાં વાડ બાંધી નહી હોય ને બાંધકામથી કોઈ લાકડું કે પથર રસ્તા ઉપર ચા-

ચલાવનારના બાંમ ઉપર.પડયું તો તે ગુન્હેગાર છે, કારણ રસ્તા ઉપર બંદોબસ્ત તથા લોકને જાણ માટે તકેદારી રાખવી એ તેનું કામ હતું, જે તેણે કસુરથી બજાવ્યું નહી.

• હવે એક ઘરધણીનું ઘર બીજાની પાસે આવ્યું છે તેના નળથી કે સંડાસથી પાડોશીને અપકારક થાય છે, તો આ કલમથી ગુન્હો છે. પણ મુકદમો કોહોના ઉપર ચાલે? ઘરધણી કે ભાડુત ઉપર ? ન્યાયમાં એમ છે કે જે મીલકતથી હરકત નડી તે મીલકત જેના કબજામાં હોય તેના ઉપર ફરીયાદી ચાલી શકે. ભાડુત જે ઘરમાં રેહેતો હોય તે ઘર સમરાવવાની ઘરધણી સાથે તેની શરત ના હોય, તોપણ તેના વાપરવાથી અડચણ નડી એટલે ફરીયાદી તેને પુછી શકે. ઘર પડી જતું હોય ને તેથી ભય કે નુકશાની હોય તોપણ ભાડુતનેજ પુછી શકાય. જેનો કબજો તેજ ન્યાયમાં જવાબદાર છે.

એક વાંહાણ ભાગી ગયું તે વાંહાણ ધણીએ દરીયામાં છોડી મેહેલ્યું, તો તે હવે તે ધણીના કબજામાં નથી, માટે તેથી બીજા કોઇ વાંહાણને હાની પોહોચે તો, તેને માટે તે જવાબદાર નથી.

હવે ઉપર જણાવ્યું તેમ જે મીલકત જેના કબજામાં હોય તે ધણી જવાબદાર છે, ત્યારે મ્યુનીસીપલ કમીશનર જાહેર રસ્તાઓ માટે જવાબદાર છે, કેમકે સઘળા જાહેર રસ્તા સરકારે તેમને સોંપ્યા છે. અહીં પોતાના માન હોદ્દાની બંધનથી મ્યુનીસીપાલીટી કબજો ધરાવનાર ગણાય છે, તોપણ રસ્તાની કોઈ પણ ખામી માટે તેઓજ જવાબદાર છે. તેમને સાફ ને સમારેલા રાખવાની તેઓની ફરજ છે, માટે જો જાહેર રસ્તા ઉપર કાંઈ ખાડો આવ્યો ને તેથી નુકશાની થઈ તો તેઓ ઉપર ફરીયાદી માંડી શકાય છે.

**ફેંસલા**—કોઈ માણસને કોર્ટ તરફથી સાહેદી તરીકે બોલાવવામાં આવ્યો હોય તો, આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવી કોર્ટ દંડ કરી શકે નહીં. રાણી વિ. જાંહાંગીર બક્ષખાન વિગરે. ૧૬ વિ. રી. પ્ર. ૪૩.

કોઈ માણસને અડચણ, નુકશાન અથવાં ભય ઉપજેલું એવું તકરારમાં નહી માલમ પડવાથી તોહમતદારો ઉપર સાર્વજનિક રસ્તામાં અડચણ કરવાનું સાધારણ રીતે તોહમત રાખી તેમની સંક્ષેપમાં તપાસ ચલાવી ગુન્હેગાર ઠરાવ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવું કાયમ રાખી શકાતું નથી. રાણી વિ. રામસીંગ. ૧૧ ક. લા. રી. પ્ર. ૪૬૨.

માલીક સાથે નહી રેહેતાં ઢોરોને જાહેર રસ્તા ઉપર હાંકી કાઢયાં હોય, તે કોઈને કાંઈ નુકશાન કરે તો, માલીક ઉપર તોહમત આવે નહી. ૮ મ. હા. રી. પ્ર. ૯.

કોઈ શેહેરના ધોરી રસ્તાની બાજુએ માંછલાંની જાળો સુકવવી તે સન ૧૮૫૯ ના મદ્રાસના પોલીસ આકટ ૧૪ માની કલમ ૪૮ ની રકમ ૩ મુજબ સજા કરવા લાયક ગુન્હો બનતો નથી, તેમજ કોઈ અમુક માણસને અથવા અમુક માણસોના વર્ગને અડચણ થયેલી શાબીત થયા સિવાય આ કમમ મુજબ ગુન્હો ગણાતો નથી. રાણી વિ. ખાદરમોઈદન. ઈ. લા. રી. ૪ મ. પ્ર. ૨૩૫.

કાંઇ ઝેરી પદાર્થથી ગફલતી ભરેલી ચાલ.

**૨૮૪. કાંઈ ઝેરી પદાર્થથી જે માણસ કાંઈ કામ એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પો-**

તાના કબજા માંહેના કાંઈ ઝેરી પદાર્થ સબંધી, તે ઝેરી પદાર્થથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અગ્ની અથવા શીઘ્રજ્વાળાગ્રાહી પદાર્થ સબંધી ગફલતી ભરેલી ચાલ.

૨૮૫. અગ્નિ અથવા કાંઈ શીઘ્રજ્વાળાગ્રાહી પદાર્થથી જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા માંહેના કાંઇ અગ્નિ અથવા કાંઇ શીઘ્રજ્વાળાગ્રાહી પદાર્થ સબંધી, તે અગ્નિ અથવા શીઘ્રજ્વાળાગ્રાહી પદાર્થથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામા આવશે.

## વિશેષ સમજુતી.

ઉપર જણાવેલી શીઘ્રજ્વાળાગ્રાહી વસ્તુ ઘરમાં રાખવી તેજ ગુન્હો છે નહીં, તેની દેખીતી કસુર વગર તેવા ધણી ઉપર કાંઈ જોખમ છે નહી. માટે એક ધણી ફટાકા વિગરે વેચવાની ફેરી કરે છે ને તે પોતાના ઘરમાં તેવી ચીજો રાખે છે. હવે દૈવ જોગે આગ લાગી તેથી સળગી તેના ઘરમાંથી એક બાણ ઉડ્યાથી કોઈ માણસ મુવું, તો તે ગુન્હેગાર નથી. જ્વાળાગ્રાહી વસ્તુઓ પાસેં રાખી તેથી કાંઈ આગ લાગી નહી, પણ તે રાખવાની સાથે કોઈ માણસની બેસંભાળ તેમાં ઉમેરાઇ, એટલે આગ લાગી, માટે રાખવાનો ગુન્હો છે નહીં.

**ફેંસલો**—લગ્ન વખતે રસ્તાપર દારૂખાનું છોડયું તેથી ફરીયાદીને કેટલીક ઈજા થઈ. "ઈજા" એ શબ્દના અર્થમાં આ કલમ મુજબ કોઈ બીજા માણસની મીલકતને ગેરકાયદેસર ગમે તે ઈજા કરી હોય તેનો પણ સમાવેસ થાય છે. પણ ઈજાનો અર્થ ફક્ત એકલી તેની જાતની ઈજા થતો નથી. રાણી વિ. નાથા લાલજી. ૫ મું. હા. કો. રી. પ્ર. ૬૭

અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ સબંધી ગફલતી ભરેલી ચાલ.

૨૮૬. અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થથી જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા માંહેના અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ સબંધી, તે પદાર્થથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

કોઈ વસ્તીવાળી જગ્યાએ બંદુકનો દારૂ અથવા દારૂખાનું જથાબંધ રાખવામાં આવે, અને જો કે તે ગફલત ભરેલી રીતે રાખવામાં આવે નહીં, તોપણ આ કલમ પ્રમાણે ગુન્હો થઈ શકે. અવાજ સાથે ફુટે એવી વસ્તુ કોઈ પણ પોતાના કબજામાં તેનો કેવો ગુણ છે તે જાણીને રાખે, તો તેણે તેના જોખમ વિષે બરોબર સંભાળ રાખવી જોઈએ.

**ફેંસલો**—ભરેલી બંદુક લેઈ રાત્રે ખેતરમાં ચોકી કરી આવ્યા પછી क. નામના માણસે પોતાને ઘેર તાળુ વાસેલું હોવાથી તે બંદુક તેનો ઘોડો ટોપી ઉપર રેહે તેવી રીતે તેણે ઘરની બાહાર ખાટલા ઉપર મુકી, અને પોતે થોડીકવાર પાસેના પડોશીના ઘરમાં ગયો. अ. નામનો ચાર વર્ષની ઉમરનો પાડોશીનો છોકરો તે બંદુક ફુટવાથી મરી ગયો. મનુષ્યની જીંદગીનું જોખમ થવાનો સંભવ ના બને તેવી રીતે કાળજી નહી રાખવાને માટે આ કલમ મુજબ क. ને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હેગાર ઠરાવવું કાયદેસર નથી. રાણી વિ. ચેન ચુગડુ. ઈ. લો. રી. ૮ મ. પ્ર. ૪૨૧

ગુન્હેગારનાક બજા અથવાહ વાલા માંહેના કાંઇ સાંચા સ બંધીગફલતી ભરેલી ચાલ.

**૨૮૭. કાંઇ સાંચાથી જે માણસ કાંઇ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો તે સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા અથવા હુવાલા માંહેના કાંઈ સાંચા સબંધી તે સાંચાથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

ઈમારતો તોડીપાડવામાંઅ થવાતેઓનેમ રામતકરવાબા બત ગફલતી.

**૨૮૮. કાંઈ ઈમારત તોડી પાડવામાં અથવા તેને મરામત કરવામાં જે માણસ તે ઈમારત બાબત, તે ઈમારતના અથવા તેના કોઇ ભાગના પડવાથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસૂર કરે, તે માણસને છ મહિનાની મુદત સૂધીની કેદની, અથવા એક હજાર રૂપીયા સૂધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કોઈ મકાન એવી એકાંત જગ્યાએ હોય કે જ્યાંહાં માણસોને આવવા જવાનો પરીચય હોય નહી, તો જેવી સાવચેતી વધારે લોકો જતા આવતા હોય તેવે ઠેકાણે લેવાય, તેટલી બધી સાવચેતી આવે ઠેકાણે લેવાની જરૂર નથી.

કોઈ જાનવર સબંધી ગફલતી.

**૨૮૯. જે માણસ પોતાના કબજા માંહેના કોઇ જાનવર સબંધી તે જાનવરથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે, અથવા મહાવ્યથાનું કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગ-**

**ભુલતીથી કસુર કરે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

જે ધણીના જાનવરથી બીજાને નુકશાની થઈ તેને ઉપલી કલમમાં ગુન્હેગાર ઠરાવ્યો છે. હવે તેવા ધણીને ગુન્હેગાર ઠરાવવાની વખત તે જાનવરના ગુણુથી તે ધણી આગળથી વાકેફ હતો એ શાબેત થવું જોઈએ. જો ઘાતકી જાનવર જેમકે વાઘ, જંગલી વાંદરાં વિગરે જે ધણી પાળે તે ધણીએ તેવું જાનવર પોતાના જોખમે પાળ્યું છે. ને તેની સઘળી સંભાળ રાખી હોય, તે છતાં તે જાનવર છુટી કોઈને નુકશાની કરે તો તેની જોઈએ તેટલી સંભાળ છતાં તેણે કસુર કરી કેહેવાય. સરકારી જાનવર ખાતામાં તેવાં જાનવરો પાળે તે જુદી વાત છે.

પણ કોઈ ઘોડો કે કુતરો પાળે ને તે મસ્તીખોર છે એવી તેની ખબર ધણીને અગાઉથી હોય, ને તે પછી ફેરવવા જતાં કોઈને કચરે કે કરડે, તો તેનો ધણી ગુન્હેગાર છે, પણ ખબર ન છતાં બહાર કાહાડયો હોય ને પછી કોઈ બનાવ બને તો તેને ઉપલી કલમ લાગુ પડતી નથી.

એટલા ઉપરથી એક મસ્તાન ઘોડો તેનો ધણી બાહાર કાહાડે ને તેનાથી રસ્તાની વચમાં છોકરૂં આવી કચરાય તો, જો કે છોકરૂં રસ્તાની વચ્ચે બાહાર નીકળી આવ્યું તે તેની અથવા તેના રખવાળની કસુર છતાં તેવો ઘોડો બાહાર કાહાડયો તે ગુન્હો ગણાય છે. પણ જાતે ઘોડો મસ્તાન છે એવું લોક જાણુતા છતાં જે માણસ પાસે કે વચે આવે ને તેથી નુકશાની થાય તો, પછી ધણીની જવાબદારી રેહેતી નથી.

**ફેંસલા**—અમુક જગ્યાની અંદર ઢોરો રખડતાં નહી મુકવા એવા માજીસ્ટ્રેટના હુકમથી તોહમતદારને પોતાનું ટટ્ટુ રખડતુ મુકવાને માટે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવેલો, તેમાં ઠરાવ્યું કે તે હુકમ ત્રોડયો એ કાયદા વિરૂદ્ધ ગુન્હો થતો નથી. સરકાર વિ. મોઝુફર બાલીફા. ૧૮ વિ. રી. પ્ર. ૨૧; ૯ બેં લો રી. અપે. પ્ર. ૩૬

આ કલમ પ્રમાણે તોહમત ઠરાવવાને ભુલ થયાનો પુરાવો જોઈએ એટલુંજ નહી, પણ એવી ભુલથી માણસની જીંદગીને ભય થવાનો અથવા મહાવ્યથાનો ગુન્હો બનવાનો સંભવ હતો, એ પણ શાબીત થવું જોઈએ. ૩ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૩

ભુલથી બાંધેલું ટટ્ટુ છુટી જઈ બજારના માણસોની ભીડની અંદર થઈ નાઠું, અને તેથી કરીને તેઓની જીંદગી ભયમાં આવી પડવાથી માજીસ્ટ્રેટે તેના માલીકનો આ કલમ જે ફક્ત જંગલી પ્રાણીઓને લાગુ પડે છે એટલુંજ નહી, પણ ગમે તે કોઈ પ્રાણીને લાગુ પડે છે તે મુજબ દંડ કરેલો, તે હુકમની અંદર દરમિયાન થવાની હાઈકોર્ટે ના પાડી. ચંદ્રમંડલ અરજદાર. ૧૯ વિ. રી. પ્ર. ૧

લોકોપકારક ભુલની શિક્ષા. **૨૯૦. જે બાબતને સારૂ બીજી રીતે શિક્ષા કરવાનું આ કાયદામાં ઠરાવ્યું નથી, એવી બાબત જે માણસ કાંઇ લોકાપકારક કૃત્ય કરે, તેને બસે રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—કોઈ માણસ પોતાના ટટ્ટુઓ ભટકવા દેવાનું બંધ કરવાને ભુલી ગયો

હોય તો, તે આ કલમ મુજબ સજા થઈ શકે તેવો લોકોપકારક કત્યનો ગુન્હો ગણાતો નથી. જોયનાથ મંડલ વિગરે વિ. જામલ સેખ વિગરે. ૬ વિ. રી. પ્ર. ૭૧

મીલકતના ભોગવટાના સબંધમાં અથવા કાંઇ અમુક જાતના ભાગનો અથવા કોઈ વર્ગના લોકોનો સાર્વજનિક હક્ક બજાવવામાં કાંઈ નુકશાન, ભય અથવા દુખ થયું છે એવું પીનલકોડની આ કલમ મુજબ બનેલા લોકોપકારક કેસના સબંધમાં શાબીત થવું જોઈએ. પીનલકોડ મુજબ ખરેખરી રીતે સજા થઈ શકે એવો કોઈ ગુન્હો બન્યો હોય તો, તે ગુન્હાને માટે ખાસ કાયદો છે, (જેવો કે આ કેસમાં ઢોર પ્રવેશનો આકટ) એ બાબત ઉપરથી ગુન્હેગારો પીનલકોડમાં બતાવેલી સજામાંથી બચી જતા નથી. ઉનુરામ વિ. લેઈ મસર; વેબસ્ટર વિ. ફીના વિગરે. ૯ વિ. રી. પ્ર. ૭૦

અરજદારોએ કોઈ એક ખાઈ અથવા નીક જે સાર્વજનિક રસ્તાનો થોડો ભાગ હતો. અને જે લોકોની હતી તે થોડીક પુરી નાંખવાથી આ કલમ મુજબ લોકોપકારક કત્યને માટે તેઓને ગુન્હેગાર ઠરાવવાને બદલે સાપ્રાધ પ્રવેશને માટે ગુન્હેગાર ઠરાવ્યા હતા; પણ તેઓને લોકોપકારક કત્યને માટે ગુન્હેગાર ઠરાવી જેટલી સજા થઈ શકે તેના કરતાં વધારે ભારે સજા નહી થવાથી હાયકોર્ટે ક્રીમીનલ પ્રોસીજરકોડ સન ૧૮૬૧ ના ૨૫ માની કલમ ૪૨૬ મુજબ દરમિયાન થવાની ના પાડી. રૂપનારાયણ દત્ત વિગરે અરજદારો. ૧૮ વિ. રી. પ્ર. ૩૮

કોઈ ગુણકા ડાક બંગલામાં રેહેનાર માણસની અરજ ઉપરથી ત્યાં જતી હોય, પણ તેણીના કત્ય અથવા ચાળા અથવા બોલવાની ઢબ ગેરવ્યાજબી હોય અથવા તેથી કરીને સાધારણ લોકોને અથવા જે લોકો સાર્વજનિક હક્ક તરીકે બંગલામાં રેહેતા હતા તેમને કાંઈ દુઃખ ઉત્પન્ન થયું હોય, એવો કાંઈ પુરાવો નહી હોવાથી તેણીને લોકોપકારક કત્ય કરવાને માટે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાતી નથી. રાણી વિ. મુસામત બેગમ. ૨ ના.વે.પ્રા.પ્ર.૩૪૯

આ કલમ પ્રમાણે દંડ નહી આપ્યા બદલ જે શિક્ષા કરવી તે સખત કેદની નહી કરતાં આસાન કેદની કરવી જોઈએ. સરકાર વિ. સંતુ લખાપા. ૫ મું. હા. રી. પ્ર. ૪૫

આ કલમ મુજબ લોકોપકારક કત્યના ગુન્હામાં દંડ નહી આપવા બદલ સખત મજુરી સાથે કેદની સજા કરવી તે કાયદેસર ગણાય છે. રાણી વિ.ચેલા મંડુ.ઈ.લા.રી.૫મ.પ્ર.૧૩૭

સરીયામ રસ્તાની ૮ વારની અંદર અને તે રસ્તામાં પડતી ભીંતને ખાનગી કારણને લીધે ટટી ભરાવવી રહી ગઈ હોય, તો તેથી લોકોપકારક કત્ય તરીકે સજા કરી શકાતી નથી. રાણી વિ. અમથોની. ઈ. લો. રી. ૬ મ. પ્ર. ૨૮૦

તોહમતદારે તેહેવાર હોવાથી જમણવાર કરવા માટે પોતાના ઓટલા ઉપર માંસ કાપ્યું હતું, અને તેના પાસે જૈન લોકોનું મંદીર હોવાથી તેમાં દર્શન કરવા જનાર લોકોના જોવામાં આવ્યું, ને તેમને કંટાળો ઉત્પન થયાથી પીનલકોડની કલમ ૨૬૮ મુજબ ફરીયાદ કીધી. ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટે તોહમતદારને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી દંડની શીક્ષા કરી. તે ઉપર હાઈકોર્ટને અરજ કરવામાં આવી. તેમાં ઠરાવ્યું કે જૈનધર્મના લોકોને કોઈ પણ જીવની હિંસા થવામાં ઘણો કંટાળો છે, પણ તેથી બીજા લોકોને કાંઈ હરકત નથી, તેમજ એ માંસ દુરગંધીવાળું હતું એમ શાબીત થયું નથી. કલમ ૨૬૮ પ્રમાણે અમુક વર્ગના લોકોને સંતાપ થાય તેઓને લાગુ પાડવાની ધારણા રાખી નથી. તોહમતદારના કત્યથી લોકોપકારક હાની નહી પણ ખાનગી રીતે હરકત થઈ હતી, અને તેથી તેનો સમાવેસ ફોજદારી કાયદામાં થતો નથી. માટે આ કલમ મુજબ શીક્ષા કરેલી

રદ કરવામાં આવે છે. મહારાણી વિ. બેરામજી એદલજી. ઈ. લા. રી. ૧૨ મુ. પ્ર. ૪૩૭.

આરોપીઓએ પોતાના કંપાઉન્ડમાં ગઉવધ કીધો હતો, અને તે જગ્યા પ્રતિવાદીના ઘરની નજદીકનું કંપાઉન્ડ હતું. કંપાઉન્ડની દીવાલ ખંડેર જેવી થઈ ગઇ છે, અને તે કંપાઉન્ડ ધોરી રસ્તાપરથી નજરે પડી શકે એવું છે. ફરીયાદી તરફનો એકજ સાક્ષી કેહે છે કે તેણે વધ કરતાં જોયું હતું. અને તે કબુલ કરે છે કે તે પ્રતિવાદીઓ તરફ મુલાકાતના વાસ્તે ગયો હતો. આ કેસનો આધાર ફક્ત સાધારણ કારણો ઉપર રહી શકે છે, અને તે કારણો એ છે કે ગઉવધ કર્યો હતો. અને આવી રીતે કરવાથી રસ્તે જનાર હિંદુઓના મનને અવસ્ય કરી ખેદ ઉત્પન થાય. જો આ પ્રમાણે પરીણામ થયું હોય તો ઈન્ડીયન પીનલકોડની કલમ ૨૯૦ મુજબ કેસ ઉત્પન થાય. પીનલકોડની કલમ ૨૬૮ ની વાખ્યા પ્રમાણે ઢોર મારી નાંખનારને કોઈ પણ પ્રકારે લોકોપકારક કૃત્યનો ગુન્હેગાર ઠરાવી શકાય નહી, એવું અમે કોઈ પણ રીતે ઠરાવી શકતા નથી; કારણ કે જો કોઈ સખસ સરીયામ મેહેલામાં ઢોરને હઠીલાપણાથી એવી રીતે મારી નાંખે કે રસ્તે જનાર ગરીબ પ્રાણીની ચીસમાં ભળે અને લોહી નજરે જુએ, તો તેણે એવાં કૃત્ય કર્યાં ગણાશે કે જેથી અવસ્ય કરીને હિંદુ, મુસલમાન, અને યુરોપીઅન દરેક સખસ જેનું મન છેક સુધર્યા વગરનું ન હોય એટલુંજ નહી, પણ જેને યોગ્ય રીતે તે દયા ઉપજતી ન હોય તેને પણ માઠું લાગે. પણ આ કામમાં સાર્વજનિક લોકોને માઠું લાગે એવું કૃત્ય થયાનો પુરાવો નથી, અને એકજ માત્ર સાહેદીએ જોએલું તે કેહે છે, તેથી લોકોપકારક કૃત્ય શાબીત કરવાને માટે તેની જુબાની કાંઈ પણ ઉપયોગની નથી. મહારાણી વિ. જકીયુદીન. ઈ. લા. રી. ૧૦ અ. પ્ર. ૪૪.

બંધકરવાની તાકીદ થયાપછી અપકારક કૃત્ય જારી રાખવું.

**૨૯૧. ફલાણું લોકાપકારક કૃત્ય તું ફરીથી કરીશ અથવા જારી રાખીશ માં, એવી તાકીદ કરવાનો જે સરકારી નોકરને કાયદેસર અખત્યાર હોય તે સરકારી નોકર તેવી તાકીદ કીધા છતાં જે માણસ તે લોકાપકારક કૃત્ય ફરીથી કરે અથવા જારી રાખે, તે માણસને છ મહિનાની મુદતં સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

લોકાપકારક કૃત માજીસ્ત્રેટને અટકાવવાનો હુકમ કાહાડવાની ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૪૩–૧૪૪ થી સત્તા આપવામાં આવી છે.

**ફેંસલા**—સાર્વજનિક રસ્તામાં અથવા નૌકાશાસ્ત્રના માર્ગમાં કોઇ માણસને ભય, અડચણ, અથવા નુકશાન કરવાને માટે પીનલકોડની કલમ ૨૮૩ મુજબ અને લોકાપકારક કૃત્ય જારી રાખવાને માટે આ કલમ મુજબ કેટલાક માણસોને જોઈંટ માજીસ્ત્રેટે અને આસીસ્ટંટ માજીસ્ત્રેટે ગુન્હેગાર ઠરાવેલા, તે હાઇકોર્ટે તપાસનારી કોર્ટના અધિકાર તરીકે રદ કર્યું; જેની અંદર વળી એમ પણ શાબીત થયું હતું કે ફરીયાદીની જુબાની માજીસ્ત્રેટની રૂબરૂ અથવા સોગન ઉપર લીધી ન્હોતી, અને જેની અંદર તોહમત વિષેની હકીકત અથવા કોઈ પણ જાતનો પુરાવો ન્હોતો. આ કલમ મુજબ લોકોપકારક કૃત્ય કરવાને માટે ગુન્હેગાર ઠરાવતા પેહેલાં એ ગુન્હાને માટે અપ્રાધી ઠર્યો હતો, અને સરકારી નોકરે એવી રીતનું અપકારક કૃત્ય બંધ કરાવવાનો હુકમ કાઢયો હતો એ શાબીત કરવું જોઈએ. મોહેશચંદ્ર વિગેરે કેદીઓ. ૨૦ વિ. રી. પ્ર. ૫૫.

એક ઘરમાં જુગાર ખેલી લોકોપકારક કૃત્ય કર્યું, તેમાં આ કલમ પ્રમાણે ઠરાવ્યું કે ગુન્હેગારોએ તેઓનું ઘર ફાયદા કિંવા નફા વાસ્તે જુગારીના અખાડા સારૂ રાખ્યાનો પુરાવો નથી, તેથી કાયદેસર રીતે લોકાપકારક કૃત્ય કરવાના ઇરાદાથી ઘર રાખ્યું એમ થતું નથી, માટે તોહમત અને શીક્ષા રદ કરી. સરકાર વિ. હાલનાગજુ વિગરે. ૭ મું. હા. ઈ. રી. પ્ર. ૭૪

આ કલમ પ્રમાણે તાકીદ આપ્યા છતાં લોકાપરકારક કૃત્ય જારી રાખ્યાથી તાકીદ આપનાર માજીસ્રેટે કામ ચલાવી શીક્ષા કરી. તેમાં ઠરાવ્યું કે એ ગુન્હો જે માજીસ્રેટના અધિકારના અપમાનનો છે તેજ માજીસ્રેટ તેને શીક્ષા કરી શકે નહી. સરકાર વિ. પરસાપા મહાદેવાપા. ૧ મું. હા. ઈ. લા. પ્ર. ૩૩૯

આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે તેજ અમુક લોકાપકારક કૃત્ય નહી જારી રાખવાને અથવા ફરીથી નહી કરવાને માટે દરેક તોહમતમદાર ઉપર જુદો જુદો હુકમ કાઢવામાં આવ્યો હતો, એ શાબીત કરવું જોઈએ. ગુન્હેગાર ઠરેલા માણસે અગાઉ કેટલીક વખતે અમુક ગંદકી કરી હતી, અને તે નહી કરવાને અથવા જારી નહી રાખવાને ફરમાવવામાં આવ્યું હતું, તેમ છતાં પણ ગંદકી કરવાનું જારી રાખ્યું હતું, એ શાબીત કરવું જોઈએ. ગંદકી જારી નહી રાખવાનું અથવા ફરીથી નહી કરવાનું ફરમાવી કોઈ માણસ સામે હુકમ કાઢવાનો માજીસ્રેટને ક્રીમીનલ પ્રોસીજરકોડ સન ૧૮૮૨ ના આક્ટ ૧૦ માની કલમ ૧૪૩ મુજબ અધિકાર છે. આ હુકમ તોડવાથી આ કલમ મુજબ સજા થઈ શકે તેવો ગુન્હો બને છે. રાણી વિ. જોખુ. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૯૯.

બીભત્સ પુસ્તકોનું વેચાણવિગરે.

**૨૯૨. કાંઇ બિભસ્ત પુસ્તક, ચોપાનિયું, કાગળ, ચિત્ર, તસબીર, પ્રતિમા, અથવા આકાર, જે માણસ વેચે અથવા વેહેંચે, અથવા વેચવાને કે ભાડાને સારૂ પરદેશથી આ દેશમાં આણે, અથવા છાપે, અથવા સર્વે લોકો જુવે એવી રીતે જાણી જોઇને દેખાડે અથવા તેમ કરવાની કોશિસ કરે, અથવા તેમ કરવાનું કેહે, તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**અપવાદ—કોઇ દેવસ્થાન મધ્યે અથવા ઉપર, અથવા મુર્તીઓને બેસાડવા સારૂ વપરાતા કોઇ રથ ઉપર કોરેલી અથવા નકશી પાડેલી, અથવા ચિતરેલી અથવા બીજી રીતે કાહાડેલી અથવા ધર્મ સબંધી કાંઇ કારણસર રાખેલી કે વપરાતી, કોઇ પણ પ્રતીમાને આ કલમ લાગુ પડતી નથી.**

**ફેંસલા**—આ કલમ પ્રમાણે જે સખસ ઉપર તોહમત આવ્યું હોય, તે સખસે ક્યાં બીભસ્ત પુસ્તકો વગેરે રાખ્યાં અને તે કેવી રીતે બીભસ્ત છે તે ખસુસ બતાવવું જોઈએ, એમ થયું ના હોય તો તોહમતદાર છુટી જાય છે. રાણી વિ. ઉપેંદ્રનાથ દોસ વિગરે. ઈ. લા. રી. ૧ ક. ૩૫૬

બીભસ્ત પુસ્તકો વગેરે શાહ હસ્તે મુક્યાં હોય, પણ તે માત્ર એક સખસના જોવામાં આવે તેમ હોય તો, તે આ કલમ પ્રમાણે ગુન્હો નથી રાણી વિ. વેબ. આર્મ. ૯૮૮

કોઈ આમની બસની ગાડીમાં આવાં ચીત્રો વગરે રાખવામાં આવે તો તે ગુન્હો ગણાય, કેમકે એમાં ઘણાં માણસ બેસે છે, અને તેમની નજરે એ દેખાવ પડે છે. આર્મ.૯૮૮.

જ્યાંહાં ઘણા લોક જતા આવતા હોય, ત્યાં આવું પુસ્તક વગરે મુકે તો, તે ગુન્હો છે. રાણી વિ. થામસેન. આર્મ. પ્ર. ૯૮૮

વેચવા અથવા દેખાડવા સારૂ બીભત્સ પુસ્તક કબજામાં રાખવું.

**૨૯૩. ઉપલી કલમમાં લખ્યું છે તેવું બીભત્સ પુસ્તક અથવા તેવી બીજી કાંઇ વસ્તુ વેચવા સારૂ અથવા વેંહેંચવા સારૂ અથવા સઘળા લોકોને દેખાડવા સારૂ જે માણસના કબજામાં હોશે તેને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

ઉપલી ૨૯૨ મી કલમ અને આ કલમમાં બીભત્સ (obscene) ચોપડી, લેખ કે વાત કોને કેહેવી તે ચોકસ બંધણ આપવું મુશ્કેલ છે. કનૈયાનાં દરેક ગીત, દયારામની ગરબીઓ વિગરે એક રીતે જોતાં બીભત્સ છે, પણ તે ગાનાર અથવા તેવી ચોપડી વેચનારાઓ ઉપર જે કોઈ ફરીયાદ માંડે તે મુરખમાં ગણાય, તેમ યુરોપમાં ઘોરી રસ્તા ઉપર ઈશ્વરી અંશનાં ચીત્રો અને સીલ્પીઓનાં માહાન કામો મુકેલાં છે, જેમાં મન ઉશ્કેરાય તેવા દેખાવ છે; પણ તેમને ચોખુણ પૃથ્વીના વિદ્વાનો ને પંડીતો આવી માનથી જુવે છે. કૃષ્ણનાં ગીત હજારો ગાય છે ને તેમાં ગુન્હો નથી, ને તે કવન શક્તીનાં ઉંચા નમુના છે. કાયદા પ્રમાણે બીભત્સ એવી ચોપડીને કહીએ કે જેમાં બીજા કોઈ પણ ગુણ વગર માત્ર મન ઉશ્કેરવા માટે કાહાડયાં હોય તેમને.

**ફેંસલો**—કોઈ ચોપડીમાં જો કે ફક્ત એકજ નિર્લજ વાક્ય હોય તોપણ તે પીનલકોડના અર્થ પ્રમાણે નિર્લજ ગણાય છે. કેટલીક નિર્લજ ચોપડીઓ વેચવી અને વેંહેંચવી તે બાબતના તોહમતના જવાબમાં એવું બતાવવામાં આવ્યું હતું કે શુદ્ધબુદ્ધિથી ધર્મ સબંધીથી તકરાર ચલાવવાને માટે તેઓ વેંહેચવામાં આવી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી ચોપડીઓની અતિશય નિર્લજતાથી તકરારી સબંધી બાબતનો લાભ જે તેઓને બીજી રીતે મળત તે જતો રેહે છે. વળી વેચનાર અને વેંહેચનારનો ઈરાદો આવી ચોપડીઓમાં આવી ગયેલી બાબતોની વર્તણુંકથી મળી આવવો જોઈએ. જે નિર્લજ હતું તે વેચવાને અને વેંહેંચવાને પસંદ કર્યાથી એવું અનુમાન થવું જોઈએ કે લોકોના મનો બગાડીને નિતીની વિરૂદ્ધ અભિપ્રાય બંધાઈ તેમને નુકશાન કરવું એ પોતાના કૃત્યના સાધારણ પરીણામો તે જાણતા હશે. તેમના ઈરાદાઓ સારા હતા એટલુંજ તેને શાબીત કરવું બસ નથી. તે સાર્વજનિક કૃત્ય હતું, જે તેના ઈરાદાથીજ થવું જોઈએ, અને કાયદા વિરૂદ્ધ કૃત્ય કરીને તે કાયદેસર હતું એવું તેના ધારવામાં હતું એ કેહેવું કાંઈ જબાબ ગણાતો નથી. રાણી વિ. ઈનિકરમાન. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૮૩૭

બીભત્સ ગીતો.

**૨૯૪ કોઇ જાહેર જગામાં અથવા જાહેર જગાની પાસે જે માણસ કાંઇ બીભત્સ ગીત અથવા લાવણી અથવા શબ્દો ગાઇ બોલી અથવા ઉચ્ચારીને બીજાઓને દુઃખ આપે, તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

પોતાના ઘરમાં બેશી એકલો બીભસ્ત ગીત વિગરે ગાય તે ગુન્હો નથી, પણ જાહેર રસ્તા ઉપર ગાવું શિક્ષા લાયક છે. ઉપલી કલમમાં એમ જણાવ્યું છે કે તે ગીત એવું હોય કે "બીજાઓને" દુખ આપે, એટલે એક કરતાં વધારે માણસોને, પણ પીનલકોડની ૯ મી કલમના વચનમાં જે બંધણ આપ્યાં છે તે ઉપરથી એકલા એક માણસને દુઃખ લાગે તો તેની પણ ફરીયાદ થઈ શકે.

આગગાડી એ પણ એક જાહેર જગા ને તેમજ ચોરો કે દુકાન પણ રાત્રે તે દુકાન બંધ થઈ કે તે જાહેર જગા તરીકે ગણાતી પણ બંધ થઈ.

**ફેંસલો**—તોહમતદારે કયાં બીભત્સ ગીતો ગાયાં અને તે કેવી રીતે બીભસ્ત છે તે ખસુસ કરીને બતાવવું જોઈએ. એમ થયું ના હોય તો ગુન્હો થતો નથી. રાણી વિ. ઉપેંદ્રનાથ ડોસ વિગરે. ઇ. લા. રી. ૧ ક. ૩૫૬.

લાવણીનું ગાયન ઘણું કરીને હમેશાં બીભસ્ત હોતું નથી, પણ તે કેટલીક વખત બીભસ્ત હોય છે. પણ આ કામમાં ગાએલી લાવણી બીભસ્ત હતી એવું અનુમાન થતું નથી માટે તોહમત રદ કર્યું. ૪ મું. હા. રી. પ્ર. ૨૫.

સોરતીની આફીસ રાખવી.

**૨૯૪. અ. સરકારે હુકમ આપ્યો નહિ હોય તેવી સોરતી કાહાડવા સારૂ કાંઈ આફીસ (એટલે કચેરી) અથવા જગા જે માણસ રાખશે તેને ઘણામાં ઘણા છ મહિના સુધી બેમાંના એક તે પ્રકારની કેદની શિક્ષા અથવા દંડ એ બેઉ શિક્ષા કરવી.**

**અને સદરહુ પ્રકારની હરકોઇ સોરતીમાં હરકાંઇ ટીકીટ અથવા લાટ અથવા નંબર અથવા અંક કાહાડવા બાબત અથવા તેને લાગતી વળગતી ફલાણી વાત બનશે તો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ આપવામાં આવશે, અથવા ફલાણી વાત કરવામાં આવશે અથવા કરવામાં આવશે નહી એવો હરકાંઇ ઠરાવ જે માણસ પ્રસિદ્ધ કરશે તેને એક હજાર રૂપીયા સુધી દંડ કરવો.**

**ફેંસલો**—આ કલમના બીજા પેરેગ્રાફમાં " આવી કોઈ પણ જાતની સોરતી " એ શબ્દનો અર્થ " સરકારે મંજુરી નહી આપેલી કોઈ પણ સોરતી " એવો થાય છે, અને તેની અંદર પરહદની સોરતી આવી જાય છે. તે કલમના ઉપલ્યા પેરેગ્રાફમાં " છાપનાર" એ શબ્દમાં, છપાવનાર અને જે ન્યુસપેપરમાં જાહેર ખબર તરીકે છાપવામાં આવે તેનો માલીક એ બંને આવી જાય છે. કોઇ એક મુંબઈના ન્યુસપેપરના માલીકે પોતાના પેપરમાં મેલબોર્ન સોરટીના સબંધમાં જાહેર ખબર આપેલી તે ઉપરથી તેને આ કલમ મુજબ સજા કરવામાં આવી હતી. રાણી વિ. મંચરજી કાવસજી સાપુરજી. ઈ. લા. રી. ૧૦ મુ. પ્ર. ૯૭.

---

## બાબ ૧૫ મો.

### ધર્મ સબંધી ગુન્હાઓ બાબત.

---

કોઈ પણ જાતીના લોકો

**૨૯૫. જો કોઇ માણસ કોઇ પુજાના ઠેકાણાનો અથવા જે પદાર્થને કોઇ પણ જાતીના લોકો પવિત્ર ગણતા હોય, તે પદા-**

ના ધર્મને અપમાન કરવાના ઈરાદાથી કોઈ પુજાના ઠેકાણાને નુકશાનકરવું, અથવા તેને ભ્રષ્ટ કરવું.

**ર્યનો નાશ કરે અથવા તેને નુકશાન કરે કે ભ્રષ્ટ કરે એવા ઇરાદાથી કે તેમ કરીને કોઇ પણ જાતિના લોકોના ધર્મને અપમાન પોહોંચાડવું, અથવા એવું જાણીને કે એ પ્રમાણે નાશ અથવા નુકશાન અથવા ભ્રષ્ટ કરવાથી કોઇ પણ જાતિના લોકો પોતાના ધર્મને અપમાન પોંહોચ્યું એમ સમજશે એવો સંભવ છે, તો તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામા આવશે.**

## વિશેષ સમજુતી.

આખા બાબમાં કોઈના ધરની જગા બીગાડે કે મુર્તી ભાગે તે માટે સખત શિક્ષા ઠરાવી છે. તે માટે લા કમીશનરો પોતાના રીપોર્ટમાં જણાવે છે કે "આખા કોડમાં એક પણ એવો ગુન્હો નહી હશે કે જેથી રીશાદને વખતે બલવો પણ ઉઠે." ઈ૦ સ૦ ૧૮૯૦ ની સાલમાં કાશીના ક્ષેત્રમાં ગાય માર્યાથી કેટલાક જાનની નુકશાની થઈ હતી. બાંગલોરમાં એક મશીદ બીગાડી હતી તેથી બલવો મચાવવાની તૈયારી થઈ હતી. માટે એવા ગુન્હા માટે માજીસ્ટ્રેટ ગમે તેટલી સક્ત શિક્ષા કરે તે વિશે તેને અમે છુટ આપી છે.

ધર્મની ઉપર પ્રમાણે છુટ વિશે કમીશનરો સખત ભળામણ કરી ગયા છે. તેઓએ આ બાબ છુટો લખવા માંડયો ત્યારે તેમાં તેની જરૂરીયાત બતાવીને જણાવ્યું કે અમે જે છુટ આપીએ છીએ તે દરેક સરકારની ફરજ છે. સરકારને રૈયતના ધર્મ વચે આવવું નહીં; ને તેમાં ઈંગ્રેજ સરકાર જ્યાં તેમના જાતીલા દેશમાં થોડા તથા દેશના બધા મ્હોટા હોદા સરકારમાં, ન્યાયમાં ને લશ્કરમાં તેમનેજ સોંપેલા, એટલે તેઓની ઇર્ષા ત્યાં તો લોકના ધર્મને છુટ આપી તેઓને શાંત રાખવા.

કોઈ ધર્મ સબંધી મંડળીને અડચણ કરવી.

**૨૯૬. કોઈ પણ મંડળી દેવ પુજન અથવા ધર્મ સબંધી ક્રિયા કરવામાં કાયદા મુજબ રોકાએલી હોય તેને જે માણસ બુદ્ધિપુર્વક અડચણ કરે તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

હિંદુઓમાં ઘણી જાત્રાઓની જગ્યાઓ છે. આવે ઠેકાણે ઘણા લોકો ધર્મ ક્રિયાઓ કરવા એકઠા થાય છે, તેમજ ધર્મ વિવાદ કરવા એકઠા મળે છે, તેઓને જે માણસ બુદ્ધિપુર્વક અડચણ કરે તે ગુન્હો છે.

**ફેંસલા**—હનીફા નામની મુસલમાનની જાત એક મસીદ વાપરતી હતી, જેમનો મત "આમીન" એ શબ્દો ધીમે સાદે બોલવા જોઈએ એવો હતો, આ લોકો નીવાજ પઢતા હતા તે વખતે ર. નામનો બીજી જાતનો માણસ મસીદમાં પેશીને તેના મત પ્રમાણે "આમીન" એ શબ્દો મ્હોટેથી બોલ્યો. આ કસને માટે આ કલમ મુજબ ધર્મ સબંધી મંડળીને ક્રિયા કરતી વખતે અડચણ કરવાને માટે તેને ગુન્હેગાર ઠરાવ્યો. મી૦ મહમદ જડજ વિરૂદ્ધ પડીને ફુલબેંચે એવો ઠરાવ કર્યો કે, કેસ તજવીજને માટે પાછો મોકલવો જોઈએ, અને માજીસ્ટ્રેટે તજવીજ કરતી વખતે નિચેના સવાલો ઉપર લક્ષ આપવું જો-

જોઈએ; (૧) ધર્મ સંબંધી ક્રિયા કરવાને કાયદેસર મંડળી રોકાએલી હતી? (૨) આ મંડળીને ખરેખરી રીતે તોહમતદારે અડચણ કરી હતી? (૩) તોહમતદારના કૃત્યોથી થએલી અડચણ એવી રીતની હતી કે જેથી તેનો અડચણ કરવાનો ઇરાદો માલમ પડે, અથવા તેના કૃત્યો અને વર્તણુંકથી અડચણ થવાનો સંભવ છે એવું તે જાણતો હતો, અથવા તેને માનવાનું કારણ હતું? રાણી વિ. રામઝન. ઇં. લા. રી. ૭ અ. ૪૬૧ [ રોહીલખંડ અને કુમાઊન બેંક. વિ. રાઉના કેસમાં નજર રાખવામાં આવે છે. ઈ. લા. રી. ૫ અ. ૪૧૮).

કબરસ્તાનવગેરેમાં વગર રજાએ જવું.

**૨૯૭. કોઇ પણ સખસનું દિલ દુખવવાના ઇરાદાથી, અથવા કોઈ પણ સખસના ધર્મને અપમાન પોંહોંચાડવાના ઇરાદાથી, અથવા એ કરવાથી કોઈ સખસનું દીલ દુખશે અથવા કોઇ સખસના ધર્મને અપમાન પોંહોચશે એવો સંભવ છે એમ જાણીને, કોઇ પુજાની જગામાં અથવા કબરસ્તાનમાં અથવા પ્રેતસંસ્કાર કરવા સારૂ અથવા મુડદાં મુકવા સારૂ જુદી કાહાડેલી જગામાં, જે માણસ વગર રજાએ પ્રવેશ કરે, અથવા કોઇ પ્રેતનું અપમાન કરે અથવા પ્રેતસંસ્કાર કરવા સારૂ મળેલા કોઈ સખસોને અડચણ કરે, તે માણસને એક વર્ષની મુદતં સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં કોઈ ધર્મવાળાને અપમાન આપવું તે ગુન્હો છે. હવે તે ધર્મ ખરો છે કે ખોટો એ સવાલ ઉપર આધાર રખાતોજ નથી. ધર્મ જાતે ખોટો હોય ને તે ખોટો શાબેત પણ કરી શકાય; પણ તે ધર્મ પાળનારાને અપમાનથી જે દુઃખ થયું તે દુખ તેમને તો ખરૂં (real) થયું જેમ તેના શરીરને કે મીલકતને હાની આપે ને દુખ લાગે તેવું થયું, એટલે તે ગુન્હો થયો.

**ફેંસલા—**अ. ब. क. અને ड નામના માણસોનો એક જમીનનો કડકો સહીઆરો હતો, તેમાં તે સઘળા માણસોનો પોતાના મડદાંઓ દાટવાનો રીવાજ હતો. ड. ના સગાઓની ઘોરો પાસે अ. અને ब. એ ખાડો ખોધો, પણ તેથી કોઇ પણ ઘોરને અડચણ થઈ ન્હોતી છતાં, માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે તોહમત મુકયું. તેમાં હાયકોર્ટે ઠરાવ્યું કે કાયદા વિરૂદ્ધ તેઓને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા છે. ખોજા મહમદ હામીનખાની બાબતમાં. ઇ. લા. રી. ૩ મ. પ્ર. ૧૭૮.

કોઇ મુસલમાન ફકીરની કબરની આશપાશના કંપાંઉડમાં ह. નામના કોઈ હિંદુએ કોઈ સ્ત્રીની સાથે જાર કર્મ કર્યું હતું. તેને સન ૧૮૬૦ ના ૪૫ મા પીનલકોડની કલમ ૨૯૫ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જગ્યા પુજાને માટે હતી, અથવા બીજી કોઈ રીતે તે પવીત્ર ગણાતી હતી, એવો પુરાવો કેસમાં નહી મળી આવવાથી ગુન્હેગાર ઠરાવવું ગેરકાયદેસર છે, અને તેથી કરીને ઉપલ્યો ગુન્હો બદલીને આ કલમ મુજબ તોહમતદારને ગુન્હેગાર ઠરાવવો જોઈએ. રતના મદારીની બાબતમાં. ઈ. લા. રી. ૧૦ મ. પ્ર. ૧૨૬.

ધર્મ સબંધી કોઈ પણ

**૨૯૮. ધર્મ સંબંધી કોઈ પણ સખસનું દિલ દુખાવવાના પાકા ઈરાદાથી જે માણસ તે સખસ સાંભળે એમ કાંઈ શબ્દ**

સખસનું દીલ દુખાવવાનાપાકા ઈરાદાથી કાંઈ શબ્દોબોલવા, વગેરે.

**બોલે અથવા કાંઇ અવાજ કરે, અથવા તે સખસના દેખતાં કાંઈ ચાળા કરે, અથવા તે સખસની દ્રષ્ટી પડે એમ કંઇ પદાર્થ મુકે, તે માણસને એક વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

ધર્મ વિશેની કલમોથી પેહેલો સારાંશ તો એવો નીકળે છે કે કોઇથી કોઇના ધર્મ ઉપર તકરાર થઈ શકે નહીં, કે પોતાનો ધર્મ બીજાઓને સમજાવી વાખ્યાન કરી શકાય નહી, પણ તેમ છે નહી. પીનલકોડની ૭૯ થી ૮૦ કલમ સુધીમાં જે છુટ આપી છે તે છુટ ધ્યાનમાં રાખી તે બાબ સમજવો. ધર્મ વિશે ખરા હેતુથી તકરાર કરવી એ ગુન્હો નથી. પછી તેમાં જોઈએ તેનો ધર્મ ખોટો શાબેત થાય, પણ તેવી તકરાર કરવામાં ચાળા પાડી કે ઠેકડી કરી દીલ દુખવવું એ ગુન્હો છે, વળી પોતાના ધંધાની ધોરણ ઉપરથી ધર્મનો પ્રસાર કરતાં (ખ્રીસ્ટી) મીશનરીને કોઈ અટકાવી શકે નહી; પણ તે મીશનરી પોતાનો ધર્મ ખરો શાબેત કરતાં સામાના ધર્મને દુખ આપી શકે નહીં.

કોઈ ધર્મની ક્રિયા થતી વખત તે ઉપર ઠઠ્ઠા અથવા તેની નિંધા કરવી, કોઇના દેવળમાં જઈને તે મુડદાં ઉપર જાહેર તિરસ્કાર બતાવવો એ પણ ગુન્હો છે. બ્રાહ્મણને તેની નાતમાંથી વટલાવવો તે પણ ઉપલ્યા બાબથી ગુન્હો ગણાય છે.

---

# બાબ ૧૬ મો.

## માણસના શરીર સબંધી ગુન્હાઓ બાબત.

### જીંદગી સબંધી ગુન્હાઓ બાબત.

શિક્ષણ્ય મનુષ્યવધ.

**૨૯૯. મોત આણવાના ઈરાદાથી અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી કાંઈ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તે કામ કરીને જે માણસ મોત આણે તે માણસે શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો કર્યો, એમ સમજવું.**

**દ્રષ્ટાંત.**

**( अ ). મોત આણવાના ઈરાદાથી અથવા તેથી મોત થશે એવો સંભવ છે એમ જાણીને अ. એક ખાડાની ઉપર લાકડીઓ ગોઠવીને ઘાસ પાથરે, અને તે જમીન મજબુત છે એમ આનીને ज. તે પર ચાલતાં અંદર પડીને તેનો જીવ જાય તો, अ. એ શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો કર્યો એમ સમજવું.**

**( ब ) ज. એક ઝાડી પાછળ છે એવું अ. જાણે છે. ब. ને એ વાતની ખબર નથી. હવે ज. નું મોત આણવાના ઇરાદાથી અથવા એથી ज. નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, अ. ब. ને તે ઝા-**

ડીમાં બંદુક ભરીને મારવાને લલચાવે, અને તે પ્રમાણે ब. બંદુક મારીને अ. નો પ્રાણ લે, તો એ ઠેકાણે ब. કાંઈ ગુન્હાનો તકસીરવાર નહી થાય એમ બની શકે છે, પણ अ. એ શિક્ષણ્ય મનુષ્ય વધનો ગુન્હો કર્યો એમ સમજવું.

(क). એક પક્ષીને મારીને તે ચોરી લઇ જવાના ઇરાદાથી તેને ગોળી મારવામાં अ. એક ઝાડી પાછળ બેઠેલા ब. નો જીવ લે, અને ब. ત્યાંહાં બેઠેલો છે એમ अ. જાણતો ન હોય, તો એ ઠેકાણે અગર अ. એક કાયદા વિરૂદ્ધ કામ કરતો હતો, તોપણ તે શિક્ષણ્ય મનુષ્ય વધના ગુન્હાનો તકસીરવાર નથી, કેમકે તેણે ब. નો જીવ લેવાનો અથવા જે કામથી મોત થવાનો સંભવ તેના જાણ્યામાં હોય, એવું કાંઇ કામ કરીને મોત આણવાનો ઇરાદો કર્યો નહી હતો.

ખુલાસો ૧ લો—જે સખસને કાંઇ રોગ, વ્યાધી કે શરીરની અશકતતા થઇ હોય, એવા કોઇ સખસને જે માણસ શરીરનું નુકશાન કરે, અને તેથી કરીને પેલા સખસનું મોત વેહેલું થાય તો, તે માણસે તે સખસનું મોત આણ્યું એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે ઠેકાણે કાંઇ શરીરના નુકશાનથી મોત થાય, તે ઠેકાણે જે સખસે તે શરીરનું નુકશાન કર્યું હોય તેણે તે મોત આણ્યું એમ સમજવું, પછી અગર બરાબર ઇલાજ કરેથી તથા હોંશિયાર હકિમની દવા કરેથી તે મોત થતું બચી સક્ત એમ હોય, તોપણ.

ખુલાસો ૩ જો—માના પેટ માંહેલા બચ્ચાનું મોત આણવું તે મનુષ્ય વધનો ગુન્હો નથી, પણ કોઇ જીવતા બચ્ચાનો કાંઇ પણ ભાગ બાહાર નિકળ્યો હોય, પછી તે બચ્ચાથી સ્વાસોસ્વાસ ન લેવાયા હોય અથવા તે પુરેપુરૂં જન્મ્યું ન હોય, તોપણ તે જીવતા બચ્ચાનું મોત આણવું, તે શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો થઈ શકે.

## વિશેષ સમજુતી.

શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો શાબેત થવા માટે ગુન્હેગારના કામથી મોત થવું જોઈએ એટલુંજ નહિ, પરંતુ તેના જે કામથી મોત નીપજ્યું તે કામ મોત કરવાના ઈરાદાથીજ અથવા મોત આવશે એવું જ્ઞાન રાખીનેજ કરેલું જોઈએ.

૨. એવી જે ધણી ફરિયાદ લાવે કે "ચાર્જ" મેહેલે, ત્યારે ગુન્હેગાર મોત આવશે એવું પુરેપુરૂં જાણતો છતાં, તેણે મારથી કે કોઇ બીજા કામથી મોત આણ્યું છે તે જાણ શાબેત કરવાનું જોખમ તે ફરિયાદી ઉપર છે.

૩. પાછું એમ ન સમજવું જોઈએ કે વાદી મોત લાવવાનું જ્ઞાન અથવા ઈરાદો પુરવાર ન કરે ત્યાંહાં સુધી પ્રતીવાદી અથવા ગુન્હેગારની ઉપર કોઈ ધારાથી જાસ્તી થતી નથી. કોઈ માણસ જે કાંઈ કામ કરે તેના પરિણામની પુરતી જવાબદારી તે માણસ ઉપર છે; એટલે જે કામથી મોત આવે તે કામ કરતી વેળા પછી તેને કદાચ ભાન ના હોય, તોપણ તે જોખમ તેને માથે છે; ઉપલી કલમમાં સપડાએલો ગુન્હેગાર માત્ર એકજ રીતે છુટી જાય છે. કોઈ ગામડાનો ગમાર આદમી કે જેણે બંધુક કદી જોઈ નથી ને તેના હા-

થમાં ભરેલી બંધુક આવી ને તે ફોડયાથી મોત નીપજે તો, તે બીચારો ખરેખર નિર્દોષ છે, પણ સાધારણ માણસને દરેક પોતાના કામમાં સાધારણ સાવચેતી રાખવાની જરૂર છે.

૪. વળી ઉપલી કલમ ફક્ત મોત આવે તેવા બેકાયદે કામોનેજ લાગુ પડે છે, એમ નથી. જે કામ કરવાને એક માણસ ધારાથી બંધાયલો છે તે કામ કરવાની કસુર કરે, ને તેથી મોત નીપજે તો તે મોત તેણે પોતે કર્યું ગણાય છે. જેમકે **अ**. પાસે જંગલી કુતરો છે તે છુટો મેહેલ્યાથી **ब**. ઉપર ધસી જાય, ને **ब**. ને કરડ્યાથી **ब**. નું મોત નીપજશે એવું તે જાણે છે, ને પોતે ઉભો છે છતાં કુતરાએ **ब**. ને કરડયો ને મોત નીપજ્યું તો તે મોત **अ**. એ કરયું કેહેવાય, કાંકે તેણે કરડવા જતી વેળા કુતરાને પોતાની પાસે બોલાવી ન લીધો.

૫. તેમજ ધારાના અમલદારોની તેમની બજાવવાના કામમાં કસુર થઈ, ને તેથી મોત નીપજે તો તેને પણ ઉપલી કલમ લાગુ પડે છે. કોઈ જેલરના હાથ નીચે બે ચાર કેદી સોંપ્યા છે, ને તે કેદીઓના સુવા રેહેવાની ગોઠવણ અથવા ભાતું પુરૂં પાડવાના કામમાં તે કસુર કરે, ને તેથી કોઈ કેદી મરી જાય, તો તેનું મોત પેલા જેલરે કર્યું કેહેવાય, એટલાજ ઉપરથી કોઈ કેદી બંધીખાનામાં પડયા પછી ઝ્યુરી જાય ને તેમને બિમાર પડી જતો માલમ પડે તો, ડાકટરના કેહેવા ઉપરથી અંગ્રેજ સરકારના કેદીને તેનો ગુન્હો છતાં છોડી મેલે છે.

૬. ખુલાસા ૩ માં કહેલા પેટના બચ્ચાનું મોત આણવું એ ઉપલી કલમમાં ગુન્હો નથી, એટલે શું સ્ત્રીઓ વ્યભિચાર કરી બચ્ચાં પાડે તો તેને શિક્ષા ન થાય? હજી જન્મ થયો નથી, બચ્ચાનું નામ પાડયું નથી, એટલે કાયદામાં તે મોત કેમ કેહેવાય. એ બારીકી વચે આવે છે. જે ચીજ નીપજી નથી તે ચીજને નુકશાની શેની હોય? તોપણ બચ્ચું થવાની તૈયારી હતી ને ગર્ભપાત ન કરત તો બચ્ચું થાત, ને એક જીવ ઉગત એમ હોય તો એક જીવનો સંહાર કર્યો કેહેવાય. એ બારીકીઓ ધ્યાનમાં રાખીને જો કે પીનલકોડની આ કલમથી તેવા પાપ કર્મના કરનારા છુટી જઈ શકે છે, તોપણ તેમને શિક્ષા થાય છે:—

૭. શરીર સબંધી ગુન્હાઓમાં મ્હોટા બે ગુન્હા છે. ખુન અને તેથી ઉતરતા દરજાનું શિક્ષણ્ય મનુષ્યવધ.

૮. પ્રથમ શિક્ષણ્ય એટલે શું? શિક્ષા થવા યોગ્ય, બાદ મનુષ્યવધ એટલે શું? માણસને મારી નાંખવું. "શિક્ષા થવા યોગ્ય માણસને મારી નાંખવું."

૯. આ કલમમાં ખુન અને તેથી ઉતરતા દરજાનું શીક્ષણ્ય મનુષ્યવધ. જે શિક્ષા કલમ ૩૦૪ થીમાં ફરમાવી છે, તે બેઉ વાખ્યામાં આવી જાય છે. વળી ખુનને માટે કલમ ૩૦૦ ની વાખ્યા જુદી ફરમાવી છે, અને તેની શિક્ષા માટે કલમ ૩૦૨ છે.

૧૦. "મોત આણવાના ઈરાદાથી" હવે તોહમતદારે મોત આણવાનો ઈરાદો કર્યો હતો કે નહી તે કાંઈ તેનું મન ખોલી જોવાતું નથી. કૃત્ય ઉપરથી ઈરાદો જણાઈ આવે; એ સિવાય બીજો મારગ નથી. ન્યાયનું એક મહા વાક્ય છે કે—બાહારના કૃત્યથી માણસના મનની અંદરનો ઈરાદો જણાઈ આવે છે (જુઓ શ્રીનીવાસ કૃત્ય કાયદાની કેહેવતનું અંગ્રેજી પુસ્તક પ્ર. ૩૦૬).મતલબ માણસનું મોત આણવાને જે સાધન ગુન્હેગારે યોજ્યાં હોય, તે સાધન લેતાં તે ઉપરથી ઈરાદો જણાઈ આવે; જુઓ આ કલમ નીચેનું પેહેલું દ્રષ્ટાંત.

૧૧. હવે "અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી કાંઈ કામ કરીને" એટલે કે તોહમતદારનો ઈરાદો કોઈ સખસને શરીરનું કાંઈ ભારે નુકશાન કરવાનો હોય, પણ તે નુકશાનના પરીમાણમાં તેજ વખતે અગર પાછળથી તે વ્યાધીના જોરથી તે સખસ મરી જશે એવો સંભવ હોય, અને તે સંભવ પ્રમાણે મોત નિપજે તો, તોહમતદાર શિક્ષણ્ય મનુષ્યવધનો જવાબદાર છે. પ્રથમ દર્શનિક આ નિયમ અગવડવાળો લાગે એવો છે, પણ તેમ નથી. ન્યાયનું એક મહાવાક્ય છે કે "દરેક માણસ તેણે કરેલા કૃત્યના દરેક પરીણામ માટે જવાબદાર છે." કરેલા કૃત્યથી મોત થશે એવો સંભવ હતો કે નહી, એ હકીકતની બાબત છે. તેની ટુંકી વાખ્યા એ છે કે જે હકીકત બાહાર આવી છે તે ઉપરથી સાધારણ બુદ્ધિનું માણસ તે કામ કરવાને માટે તોહમતદાર શું ધારતો, માનતો હોવો જોઈએ એવું ધારે અથવા માને, તે સંભવ કેહેવાય. જેમકે તલવાર એક ભયંકર હથીયાર છે, તે સાધારણ બુદ્ધિનું માણસ જાણે છે. એ તલવારથી એક ઝટકો તોહમતદારે જોરથી માથા ઉપર માર્યો. જો તલવાર ઉંડી ઉતરે તો માણસનું મોત થાય એવું સઊ કોઇ જાણે છે, ત્યારે એવા હથીયારથી ઝટકો મારે મોત થશે એવો સંભવ છે, એવું તોહમતદાર જાણતો હતો ગણાય છે.

૧૨. ખુલાસા પેહેલા બાબત—એની મતલબ એ છે કે જે ઘા મારવામાં આવ્યો હોય તેથી સાજુ માણસ મરી જાય નહી એવું હોય, પણ જે સખસને મારવામાં આવ્યો હોય તે શરીરના કોઈ મ્હોટા રોગથી પીડિત હોય, ને તેને સાધારણ રીતે મારવાથીજ મોત થાય તો, મારનાર આ ગુન્હાનો જવાબદાર છે. આ પ્રસંગે જણાવવાની જરૂર છે કે આવી જવાબદારી જે અશક્ત અથવા રોગ વિગરે સાધારણ રીતે દેખી શકાય તેવા હોવા જોઈએ, કે શરીરની અંદરના કોઈ મ્હોટા રોગને પણ લેખવા જોઈએ. કોઇ તફાવત માલુમ પડતો નથી. ઘણીવખતે તબીયત નબળી હોવાથી મોત આણવાને સાધારણ ધક્કો બસ છે એવું જણાય છે, એવા ગુપ્ત રોગી માણસને સેજ મારવાથી મોત નીપજે તો આ કલમ મુજબ મનુષ્યવધ ગણાય કે નહી, એ પણ એક સ્વાલ છે. હું ધારૂં છું કે તેમ ન થાય.

૧૩. ખુલાસો બીજો—શરીરનું નુકશાન કોઈ હોંશીયાર વૈદથી સારૂં થઇ શકે તેવું હોય, તેમ છતાં જો તે સારૂ ન થાય અને તેથી મોત નીપજે તોપણ તોહમતદારને જવાબદાર ગણવો જોઈએ. પણ સાધારણ વૈદોએ તે વૈદો વગર સાધારણ માણસો પણ દવા દારૂ કરી જે વ્યાધી મટાડી શકે તે વ્યાધી તોહમતદારે કરી હોય તે વ્યાધીના ઉલટા કિંવા ગેરઆવડતવાળા નિયમ, ઉપાયો કરી તે સખસનું મોત આણવામાં આવે તો, વ્યાધી ઉત્પન્ન કરનાર સખસ આ કલમ નીચે આવવો નહી જોઈએ, એવું ધારવામાં આવે છે.

૧૪. ખુલાસો ત્રીજો—બચ્ચું પેટમાં હોય ત્યારે તેને મારી નાંખવું એ મનુષ્યવધ લેખવામાં આવતું નથી. તેનું કારણ એ છે કે એવી રીતે બચ્ચું મારવા માટેની આગળ કલમ છે.

૧૫. આ કલમના ગુન્હાની પ્રાઇમિફેસી કેસની માગણી થઈ શકે છે, એક્સ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલા**—ગાળ ભાંડી તે વખતે કેદીએ પોતાના હાથમાં લાકડી લેઈ ઉતાવળમાં પ્રાણ જાય તેવો ઘા મરનાર ઉપર કર્યો, તેથી તેણે ખુનનો ગુન્હો કીધો નહી, પણ તેને શીક્ષણ્ય મનુષ્ય વધનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો. રાણી વિ. સલીમ સેખ. ૧ વિ. રી. પ્ર. ૨૩.

ઈંગ્રેજી હદની બાહાર કરેલા શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હાને માટે સ્વતંત્ર રાજ્યનો કોઈ પણ માણસ ઈંગ્રેજી અદાલતોમાં જવાબદાર થાય નહી, તોપણ તે મુલકોમાંથી મનુષ્યહરણ કરી લાવવાના તોહમતને માટે જવાબદાર ગણાય છે. રાણી વિ. ધરમોનારાયણ મોઇઓ વિગરે. ૧ વિ. રી. પ્ર. ૩૯.

જ્યાં અગાડી ગુન્હાનું રૂપ શાબીત થયું ના હોય ત્યાં, ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો થાય નહી, તેમજ જે ગુન્હો બન્યો નથી તે ગુન્હો થવાની જાણી જોઇને નોટીસ નહી આપી તેને માટે પણ ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. રામ રચીયાસીંગ વિગરે. ૪ વિ. રી. પ્ર. ૨૯.

જે કૃત્યથી મોત થયું તે કૃત્ય મોત થવાનો સંભવ થાય એટલી શરીરની ઈજા કરવી એવા ઈરાદાથી ખરેખર કરવામાં આવ્યું હતું, એવું કામમાં શાબીત થયા પછી તેને શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હેગાર ઠરાવાય નહી. રાણી વિ. સોમબરગવલા વિગરે, ૪ વિ.રી. પ્ર. ૩૨.

ચાર માણસો વારાફરતી કોઈને મારે અને તેથી મોત થયું હોય, તો ઘણા મતથી એમ ઠરાવવામાં આવ્યું કે આવા કૃત્યોથી મોત થવાનો સંભવ છે એવી પેહેલેથી તેમને ખબર હોવી જોઈએ, અને વળી આવા કૃત્યો એકાએક ભારે ધુસ્સામાં અથવા લઢાઈમાં થયેલાં નથી, તેથી તેઓએ કરેલો ગુન્હો ખુન છે; અને મોત કરવાનો ઈરાદો નથી, એ બાબત ઉપરથી ખુનનો ગુન્હો ફેરવી શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો થઈ શકતો નથી. રાણી વિ. પુશુ વિગરે. ૪ વિ. રી. પ્ર. ૩૩.

પોતાની બેહેનની સાથે ત્રાહીત મરદને એક પથારીમાં સુતેલા કારસ્તાન કરતાં જોયાથી ધુસ્સો ચઢી ભાઇઓએ તે મરદને ખુબ માર મારી મારી નાંખ્યો હોય, તો તેમને શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હેગાર ઠરાવવા એ બ્યાજબી છે. રાણી વિ. કાસીમુદીન વિગરે, ૪ વિ. રી. પ્ર. ૩૮.

અઢાર વર્ષ ઉપરાંતની ઉંમરના કોઈ માણસે હુંશીયાર ના હોય તેવા માણસ પાસે જરા પણ ભય ઉત્પન્ન થાય નહી તેવી રીતે ખાંસી કરાવી હોય, અને તેની ઈજાથી તેનું મોત થયું હોય તો, તે કૃત્યમાં સામેલ થએલા માણસો ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હેગાર છે. રાણી વિ. બાબુલ નહીજરાહ વિગરે, ૫ વિ. રી. પ્ર. ૭.

કોઈ અડધી ભુખે મરેલી ઘરડી સ્ત્રીને ચોરી કરતાં જોવાથી કોઇએ ખાનગી બચાવ કરતી વખતે જોઇએ તે કરતાં વધારે ઈજા કરી, તેથી તેણીનું મોત થયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ચોરી કરતાં કોઇ જુએ ને ધુસ્સાથી ચોર ઉપર સખ્ત ઘા કરે, જે ઘાથી સાધારણ તંદુરસ્તીવાળાનું મોત ઘણુંકરીને થાય નહી; પણ મરનારમાં નિયમ વિરૂદ્ધ નબળાઈ હોવાથી તેણીનું મોત થએલું. જે તોહમતદારના જાણવામાં નહી હોવાથી તે ખુનનો ગુન્હેગાર નથી. પણ શિક્ષણ્ય મનુષ્યવધનો અપ્રાધી છે. રાણી વિ. ગોકુલ બાવરી વિગરે, ૫ વિ. રી પ્ર. ૩૩.

ખુનના કામમાં પીનલકોડ મુજબ મોત કરવાને કલ્પીત વિચાર નહી, પણ ખરેખરા વિચારની જરૂર છે. એક કામમાં પંદર વર્ષના છોકરાએ મરનારને પોતાના એક નજદીકના સગાની સ્ત્રી જોડે છીનાળુ કરતો જોવાથી તે સગાની જોડે પોતે પણ ધુસ્સામાં કાંઇ પણ હથીયાર લીધા શિવાય તેના ઉપર હુમલો કરવામાં સામેલ થયો, અને તેથી તે મરી ગયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે કરેલો ગુન્હો ખુન નથી પણ તેથી ઉતરતો શિક્ષણ્ય મનુષ્યવધ છે. રાણી વિ. ગરીબુલાહ, ૫ વિ. રી. પ્ર. ૪૨.

કોઈ માણસ બીજાને જંગલી રીતે ભારે સખ્ત માર એકી વખતે મારે ને તેથી તેનું માંસ બાહાર નીકળે, છતાં વધારે મારી હાડકુ ભાગી નાંખે ને તેથી મોત થાય તો, જો તે કૃત્ય ગુસ્સાથી નહી કીધું હોય તો ખુન છે, ને ગુસ્સો ઉત્પન્ન કીધાથી મ્હોત થયું હોય તો તેથી ઉતરતા દરજ્જાનું શિક્ષણ્ય મનુષ્યવધ છે. રાણી વિ. ટેપરા ફકીર વિગરે. ૫ વિ. રી. પ્ર. ૭૮.

કેદીને તેની સ્ત્રીએ ચીડવ્યાથી તે સ્ત્રીને ભોંયપર ધકો મારી નાંખી દીધી ને તમાચો જોરથી માર્યો. સ્ત્રી મરી ગઈ અને તપાસમાં માર માર્યાની ઉઘાડી નીશાની જણાઈ નહી, પણ બરોલ ફાટવાથી મોત થયાનું માલમ પડ્યું. ઉપલી બાબતો ધ્યાનમ લેતાં આ શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો નથી, પણ વ્યથાના ગુન્હાને માટે ગુન્હેગાર છે. રાણી વિ. પંચાનન તાંતી, ૫ વિ. રી. પ્ર. ૯૭.

કોઈ માણસ પોતાના ભાઈની સ્ત્રીની આબરૂ લેતો હતો. તે વખતે તે ભાઈ અને ભત્રીજાએ તેને મારી નાંખેલો, તેવી બાબતમાં પીનલકોડની કલમ ૩૦૦ ના પેહેલા અપવાદમાં બતાવ્યા મુજબ ભારે અને આકસ્મીક ગુસ્સો હતો. અને સ્ત્રીને જે અપમાન થયેલું તેમાંથી તેણીને બચાવવા જેટલું બળ વાપરવામાંજ ફક્ત આવ્યું હોય તો તે ખુન કરેલું વ્યાજબી છે; પણ મરનારને ઘાતકી અને વેહેરવાળે એવી રીતે મારી નાંખવામાં આવ્યો છે, તેથી કેદીઓ શિક્ષણ્ય મનુષ્યવધના અપ્રાધી છે. રાણી વિ. મૈયયા ગાઝી વિગરે. ૬ વિ. રી.પ્ર. ૪૨.

કેદી અને તેના ન્હાના બાળક સિવાય ઘરમાં સ્ત્રીઓ રેહેતી હતી. તેના ઘરની ભીંતમાં કોઈ રાત્રે ઘર ફાડવાના ઈરાદાથી ભરાયો હતો, અને તેનું અડધું શરીર અને માથું ભીંતમાં ભરાયું હતું, તે વખતે તેણે ફરસી લેઇને પાંચ વખત તે ચોરની ગરદન ઉપર મારી લગભગ તેનું માથું કાપી નાંખ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે કેદીએ કરેલો ગુન્હો ખુન નથી; પણ બચાવને માટે જોઇએ તે કરતાં વધારે ઇજા કરયાથી તેને શિક્ષણ્ય મનુષ્યવધનો અપ્રાધી ઠરાવ્યો હતો. રાણી વિ. ફકીરા ચમાર, ૯ વિ. રી. પ્ર. ૫૦.

કેદીને શિક્ષણ્ય મનુષ્યવધ અને ગેરકાયદેસર મંડળીના સભાસદ એ બંને ગુન્હાઓ માટે ગુન્હેગાર ઠરાવી જુદી જુદી શિક્ષા કરવામાં આવી હતી. બીજો ગુન્હો પેહેલા ગુન્હાના પુરાવામાંથી નીકળી આવવાથી બંને ગુન્હા એકજ ગુન્હો છે એમ ઠરાવી બીજા ગુન્હાની શિક્ષા રદ કરવામાં આવી., રાણી વિ. રબીઉલાહ. ૭ વિ. રી. પ્ર. ૧૩.

તોહમતદાર બાહાર ગામે ગયેલો ત્યાંથી પાછો આવ્યો, ત્યારે તેણે પોતાની સ્ત્રીની નીમકહલાલી વિશે કાંઈ જોયું. જે બાબત તેને અગાઉથી શકતો હતો ને તે વિશેની ખાત્રી થઈ, તેથી તેને ઘેહેલા બની જવાથી તેણે પોતાની સ્ત્રી અને તેણીના યાર બંનેને મારી નાંખ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે ખુનનો નહી પણ શિક્ષણ્ય મનુષ્યવધનો તે ગુન્હેગાર છે, અને આ કામ એવી જાતનું છે કે જેની અંદર રેહેમ નજર રાખવી જોઈએ. રાણી વિ. સેખ. બુધુ. ૮ વિ. રી. પ્ર. ૩૮.

ખુનમાંથી શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો ભારે આકસ્મીક ગુસ્સાના કારણથી ઠરાવવાને માટે ગુન્હેગારે એવી વખતે કૃત્ય કરેલું હોવું જોઈએ કે, જે વખત તે પોતે ભારે આકસ્મીક ગુસ્સાથી પોતાનું મન વશ રાખી શકે નહી. રાણી વિ. યાસીન સેખ. ૧૨ વિ. રી. ૬૮; ૪ બેં. લા. રી. પ્ર. ૬.

કેદીએ પોતાની સ્ત્રીને નીચે પાડી તેણીની છાતી ઉપર ઘુંટણ મુકી તેણીના ચેહેરા ઉપર

બે ત્રણ શકત મુક્કા માર્યા, ને તેથી મગજમાંથી લોહી નીકળી તેજ વખતે અથવા થોડા વખત પછી તેણીનું મોત થયું; તેમાં ઠરાવવામાં આવ્યું કે કેદીનો મારી નાંખવાનો ઇરાદો નહી હોવાથી અને શરીર ઉપર થએલી ઈજા સાધારણ રીતે મ્હોટી થાય એવી નહી હોવાથી કરેલું કૃત્ય ખુન નથી, પણ શિક્ષણ્ય મનુષ્યવધ છે. રાણી વિ. ગોવીંદા, ઈ. લા. રી. ૧ મું. પ્ર. ૩૪૨

બે ટોળીઓના માણસોએ હથીયારો લેઇ એક બીજાની સામે લઢાઈ ચલાવવાને જાણીબુજીને વિચાર કર્યો હોય, અને તેમ કરવામાં કોઇનું મોત થયું હોય, અને પુરાવાથી એમ માલુમ પડે કે મરનાર અનુભવી હતો, અને લઢાઈ કરવામાં એકે ટોળીવાળાએ ગેરવ્યાજબી લાભ લીધો ન્હોતો, તો તેથી થયેલો ગુન્હો ખુન નથી, પણ તેથી ઉતરતા દરજ્જાનો શિક્ષણ્ય મનુષ્યવધ ગણાય છે. રાણી વિ. શમસેખાન, ૭ ક. લા. રી. ૧૫૮ અને ઈ. લા. રી. ૬ ક. પ્ર. ૧૫૪.

ખુન. **૩૦૦. નીચે બાતલ કરેલી બાબતો મુકી દઇને બીજી સર્વે બાબતોમાં શિક્ષણ્ય મનુષ્યવધને ખુન સમજવું, પણ ક્યારે કે જો જે કામથી મોત થાય તે કામ મોત આણવાના ઇરાદાથી કર્યું હોય તો, અથવા.**

**૨. જી કોઇ સખસને જેથી તે સખસનું મોત થવાનો સંભવ તકશીરવાર માણસ જાણતો હોય, એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય તો, અથવા;**

**૩. કોઈ સખસને કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય, અને તે ઇરાદો કરેલું શરીરનું નુકશાન એવી રીતનું હોય કે ચાલતાં સૃષ્ટિક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ હોય તો, અથવા**

**૪. તે કામ એવું તુરત ભયંકર છે કે તેથી સોવસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકશાન થશેજ, એમ તે કામ કરનાર સખસ જાણતો હોય, અને મોત આણવાના અથવા ઉપલ્યા પ્રકારના નુકશાનના જોખમમાં પડવા કાંઇ કારણ વિના તે સખસ તે કામ કરે તો.**

**દ્રષ્ટાંત.**

**( अ ). ज. ને મારી નાંખવાના ઇરાદાથી अ. તેને ગોળી મારે, અને તેથી ज. મરી જાય, તો अ. એ ખુન કર્યું એમ સમજવું.**

**( ब ). ज. ને એવો રોગ થએલો છે કે એક સપાટો મારેથી તેનું મોત થવાનો સંભવ છે, એમ જાણ્યા છતાં अ. તેને શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી સપાટો મારે, અને તે સપાટાથી ज. મરી જાય તો, અગર ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા સખસનું મોત આણવાને તે સપાટો સમરથ ન હોય તોપણ अ. ખુનનો તકસીરવાર છે. પણ ज. ને કાંઇ રોગ થયેલો છે એમ ન જાણતાં અગર अ. તેને એક એવો સપાટો મારે કે તેથી ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા સખસનું મોત ન થાય, તો એ ઠેકાણે અગર તેનો ઇરાદો શરીરનું નુકશાન કરવાનો હોય તોપણ, જો મોત આણવાનો અથવા જેથી ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે મોત થાય એ**

વું શરીરનું નુકશાન કરવાનો ઇરાદો કર્યો નહી હોય તો, अ. ખુનનો તકશીરવાર છે એમ સમજવું નહી

(क). अ. ઇરાદાથી ज. ને એક તલવાર અથવા ડાંગથી જખમ કરે, એવું કે તેથી ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે માણસનું મોત થાય, અને ज. તે જખમથી મરી જાય તો એ ઠેકાણે અગર તેણે ज. નું મોત આણવાનો ઇરાદો ન કરયો હોય, તોપણ अ. ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

(ड). લોકોનું એક ટોળું મળેલું છે, તેમાં વગર કારણે अ. એક ભરેલી તોપ છોડે, અને તેથી તેઓમાંના એક જણનો જીવ જાય, તો અગર ફલાણા સખસનો જીવ લેવો એવો તેણે આગળથી વિચાર પુર્વક ઇરાદો કરયો ન હોય, તોપણ अ. ખુનનો તકશીરવાર છે. એમ સમજવું.

શિક્ષણ્ય મનુષ્યવધ ક્યારે ખુન નથી.

અપવાદ ૧ લો—ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની સક્તી ગઇ છે, એવી અવસ્થામાં છતાં કોઇ માણસ તે ક્રોધ ઉત્પન્ન કરનાર સખસનું મોત આણે, અથવા ભુલથી કે ઇતેફાકન કોઇ બીજા સખસનું મોત આણે, તો તે શિક્ષણ્ય મનુષ્યવધ ખુન નથી.

ઉપલ્યા અપવાદને નીચેની શરતો લાગુ પડે છે:—

પેહેલી—કોઇ સખસને મારી નાંખવા અથવા કાંઇ હાની કરવા સારૂ બાહાના દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો, અથવા બુધિપુર્વક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ.

બીજી—કાયદા મુજબ અથવા સરકારી નોકરીનો અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે, કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ત્રીજી—ખાનગી બચાવનો હક્ક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન થએલો ન હોવો જોઇએ.

ખુલાસો—તે ક્રોધ એવો ભારે તથા આકસ્મિક હતો, કે તેથી તે ગુન્હો ખુન થઈ શકે નહી, એ હકીકતની બાબત છે.

દ્રષ્ટાંત.

(अ). ક્રોધ ઉત્પન્ન થાય એવું કાંઇ કામ अ. એ કર્યાથી ક્રોધાધીન થઇને તે અવસ્થામાં अ. ज. નું છોકરૂં य. છે તેને ઇરાદાથી મારી નાંખે, તો તે ખુન સમજવું, કેમકે તે ક્રોધ ઉત્પન્ન થવાનું કામ તે છોકરાંએ કરયું નથી, અને તે ક્રોધથી થયેલું કાંઇ કામ કરવામાં ઇતેફાકન અથવા કમનશીબથી તે છોકરાંનું મોત થયું નથી.

(ब.) अ. ને ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થાય એવું કાંઇ કામ य. કરે, અને તેથી ક્રોધ ચડીને अ. य. ની ઉપર એક પીસ્તોલ છોડે, અને પાસે ઉભેલો પણ નહી દીઠેલો ज. તેથી મરી જાય, પણ તેને મારી નાંખવાનો अ. એ ઇરાદો ન કર્યો હોય, તથા પો-

તાને હાથે તેનું મોત થવાનો સંભવ પણ अ. એ જાણ્યો ન હોય, તો એ ઠેકાણે अ. એ ખુન નહી, પણ માત્ર શિક્ષણ્ય મનુષ્યવધ કર્યો એમ સમજવું.

(क). अ. ને એક નાજરનો સીપાઇ ज. કાયદા મુજબ પકડે, અને તે પકડવાથી આકસ્મિક તથા ભારે ક્રોધ ચડીને अ. ज. ને મારી નાંખે, તો એ ખુન સમજવું. કેમકે ક્રોધ જે ઉત્પન્ન થયો તે એક સરકારી નોકરે પોતાનો અખત્યાર અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન્ન થયો.

(ड). એક ज. માજીસ્ત્રેટની આગળ अ. શાહેદ દાખલ હાજર થાય, અને ज. એ પ્રમાણે બોલે, કે 'अ. ની જુબાનીમાંનો એક શબ્દ પણ હું માનતો નથી, તથા अ. એ ખોટી શાહેદી પુરી છે' અને એ શબ્દો સાંભળીને આકસ્મિક ક્રોધ ચઢીને अ. ज. ને મારી નાંખે, તો એ ખુન સમજવું.

(इ). ज. નું નાક ખેંચવાની अ. કોશિસ કરે અને તેને તેમ કરતાં અટકાવવા સારૂ ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવીને, ज. अ. નો હાથ પકડે, તેથી આકસ્મિક તથા ભારે ક્રોધ ચડીને अ. ज. ને મારી નાંખે, તો એ ખુન સમજવું, કેમકે ક્રોધ જે ઉત્પન્ન થયો તે ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન્ન થયો.

(फ). ज. ब. ને મારે, તેથી ब. ને ભારે ક્રોધ ચડે, અને તે ક્રોધનો ફાયદો લેવાના ઇરાદાથી તથા તેની પાસે ज. ને મારી નંખાવવાના ઇરાદાથી એક પાસે ઉભેલો માણસ अ. તે કારણસર ब. ના હાથમાં એક છરી આપે, અને તે છરીએ વતી ब. ज. ને મારી નાંખે તો, એ ઠેકાણે ब. એ માત્ર શિક્ષણ્ય મનુષ્યવધ કર્યો એમ થઈ શકે, પણ अ. તો ખુનનો તકસીરવાર છે એમ સમજવું.

અપવાદ ૨ જો—કોઈ માણસ શુદ્ધબુદ્ધિએ શરીર અથવા મિલકતના ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બાહાર જાય, અને આગળ વિચાર કર્યા વિના તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાનિ કરવાના ઇરાદા વગર જે સખસની સામા તે બચાવનો હક્ક અમલમાં લાવતો હોય, તે સખસનું મોત આણે તો તે શિક્ષણ્ય મનુષ્યવધ ખુન નથી.

દ્રષ્ટાંત.

अ. ને મહાવ્યથા ન થાય એવી રીતે ઘોડાની ચાબુકથી તેને મારવાની ज. કોશિસ કરે. अ. એક પીસ્તોલ ખેંચી કાહાડે, ज. હુમલામાં જારી રેહે. અને ચાબુકનો માર પડતો બીજા કોઇ ઇલાજથી અટકાવાશે નહી એવી શુદ્ધબુદ્ધિએ માનીને अ. ગોળી મારીને ज. નો પ્રાણ લે, તો अ. એ ખુન નહી, પણ માત્ર મનુષ્યવધ કર્યો એમ સમજવું.

અપવાદ ૩ જો—કોઇ માણસ સરકારી નોકર હોય, અથવા સરકારી ઇનસાફનો વધારો કરવાને કામ કરનારા કોઇ સરકારી નોકરને સાહ્ય કરતો

હોય, તે માણસ કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બહાર જાય, અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુદ્ધબુદ્ધિએ કાયદેસર તથા જરૂર માનતો હોય, એવું કાંઇ કામ કરવાથી તે મોત આણે, પણ જે સખસનું મોત થાય તે સખસની ઉપર તેનો કાંઇ દ્વેષભાવ ના હોય, તો તે શિક્ષણ્ય મનુષ્યવધ ખુન નથી.

અપવાદ ૪ થો—આગળ વિચાર કર્યા વિના એકાએક ઝઘડો થઇને ઘણો ક્રોધ ચડયો હોય, તેવામાં એકાએક મારામારી થઇને શિક્ષણ્ય મનુષ્યવધ થાય, અને તે ગુન્હો કરનારે કાંઇ ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોય, અને તે ઘાતકી રીતે અથવા નવાઇની રીતે ચાલ્યો ન હોય તો, તે શિક્ષણ્ય મનુષ્યવધ ખુન નથી.

ખુલાસો—એવી બાબતોમાં ક્રોધ ઉત્પન્ન કરનાર કોણ, અથવા પેહેલો હુમલો કરનાર કોણ, એ વાત કાંઇ જરૂરની નથી.

અપવાદ ૫ મો—જે સખસનું મોત થયું હોય તે સખસ અડાર વર્ષથી વધારે ઊંમરનો છતાં તેને પોતાની રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોય, અથવા મોતનું જોખમ માથે લીધું હોય, તો તે ઠેકાણે શિક્ષણ્ય મનુષ્યવધ ખુન નથી.

દ્રષ્ટાંત.

ज. અરાડ વર્ષથી ઓછી ઊંમરનો એક સખસ છે, તેને ઉશ્કેરીને अ. બુદ્ધિપુર્વક તેની પાસે આત્મઘાત કરાવે, તો એ ઠેકાણે ज. ની ન્હાની ઊંમરના સબબથી ज. પોતાનું મોત થવા બાબત પોતાની રજામંદી આપવાને અશક્ત, માટે अ. એ ખુન કરવામાં મદદગારી કરી એમ સમજવું.

## વિશેષ સમજુતી.

મનુષ્યવધનો ગુન્હો ને ખુનના ગુન્હા વચે કાયદામાં મ્હોટો તફાવત રાખ્યો છે; પણ ચોક્કસ રીતથી મનુષ્યવધ એજ ખુન કેહેવાય. તેમ ક્યારે થાય છે ને ક્યારે નહીં તે વિશે ૩૦૦ મી કલમમાં બંધણ આપ્યું છે.

૨. મોત આણવાના હેતુથી જે કામ કરી મોત આણે, તે શિક્ષણ્ય મનુષ્યવધ થયું, અને જો ૩૦૦ મી કલમમાં જુદી જુદી શરતો જણાવી છે, તે તેને લાગુ પડે નહીં, તો તે પાછું ખુન પણ કેહેવાય.

૩. મોત આવશે એવો માત્ર સંભવ છે, તેવું કોઈ કામ કરવાથી મોત આવ્યું, તો તેમાં મનુષ્યવધનો ગુન્હો થયો; અને તેને ૩૦૦ મી કલમની કોઈપણ શરત લાગુ પડે નહીં, તોપણ તે ખુન કેહેવાય નહીં.

૪. પણ આ તફાવતમાં મોતના સંભવ ઉપરજ આધાર રેહેતો નથી. સંભવ ઘણી તરેહના હોય છે. કોઈ સંભવ લુલો ને કોઈ એટલો મજબુત કે ચોકસ પરિણામ તરીકેજ ગણાય. માટે ખુન અને મનુષ્યવધ વચ્ચે બારીકી એટલીજ છે કે, જે કામ કર્યાથી તેના પરિણામમાંનો બીજા સંભવોમાં એક સંભવ મોત પણ છે, તો તે મનુષ્યવધનો ગુન્હો થયો. પણ જો તેના પરિણામમાં મોત જાતેજ એક સંભવ છે તો તે ખુન કેહેવાય. તફાવત જેમ ઇંગ્રેજીમાં (a probable result) ને (the most probable) વચે જેટલો તફાવત છે, તેટલો તફાવત મનુષ્યવધને ખુન વચે રહ્યો છે.

## પેહેલા અપવાદની શરત.

જેમકે કોઈના ઘર ઉપર સરકારી માણુસ ટાંચ લાવે. તેના ઘરમાં કોઈબીમાર પડયો હોય ને તેનું બીછાનું સુધાંત પેલો સરકારી માણુસ તરછોડી કરી કાહાડી લઈ જાય, જેથી ઘરવાળાને ધુસ્સો ચહડી આવી તેને મારે, ને તેથી મોત નીપજે તો તે ગુન્હો છે. તોપણ લા કમિશનરો પોતે એ વિશે ખુલાસો કરે છે કે ધારાની રીતે જે અમલદાર પોતાને ઘટીત કામથી વધારે જાસ્તી કરે, અથવા ધારામાં જણાવેલું હોય તેટલી પ્રેપુરી જાસ્તી કરતાં કોઈ માણુસને ગુસ્સો તપી આવી તેનું ખુન કરે, તો તેને મનુષ્યવધના ગુન્હામાં ગણતાં કાંઈક મેહેરબાની મળવી જોઈએ. એવી કોઈ બેહુધી જાસ્તી કરતાં જે મોત નીપજે તે માટે કમીશનરો પોતે ગુન્હેગારને તેના ગુન્હા જોગી જે હલકામાં હલકી શીક્ષા હોય તે કરવાની ભળામણ કરી ગયા છે.

૬. ધુસ્સાથી કરેલાં મોત માટે એક સાવચેતી ધ્યાનમાં રાખવી જરૂર છે. ધુસ્સો થયો ને તેથી જે કામ થયું તે તેની ચીડના પ્રમાણમાંજ જોઈએ. જેમ ઉપલ્યા (ઈ) દ્રષ્ટાંતમાં अ. એ ज़. નું નાક ખેંચ્યું, તેથી अ. ચીડાઈ તેનું મોત આણે, એ ચીડાવવાની કોશીસના પ્રમાણમાં ન રહ્યું. તે માટે મનુષ્યવધનો ગુન્હો તો શું પણ ખુનનો ગુન્હો ગણાયો. ચીડ પછી જે જોસ ચઢી કામ કરવું તે હદથી વધારે ધાતકી થવું ન જોઈએ.

૭. ચીડ ચઢ્યાથી જે મોત અણાય તે સર્વે ખુન સમજાય છે, મનુષ્યવધ નહીં; પણ જો ચીડ સામાની કોશીસના પ્રમાણમાં રહી તો તે અવસ્ય કરી મનુષ્યવધનો ગુન્હો છે. अ. ને કોઈ મુક્કી મારે તે ઉપરથી अ. પાસે મ્હોટી ડાંગ હોય તેજ ઉચકી સામાના માથા ઉપર મારી માથું ચીરી નાંખે તે ખુન કેહેવાય, પણ કદી શાબેત થાય કે મુક્કી મારી તે ખાલી મુક્કી નહતી, પણ મુક્કી મારતાં હથમાં મુક્કી મારવા માટે લોઢાનો ખીલો અથવા છરો આવે છે તે રાખી મુક્કી મારી, જેથી अ. ને બહુધુમરી ચહડીને લોહી નીસર્યું, ને તેના ધુસ્સામાં આવી તેણે ડાંગ વતે માથું ચીરી નાંખ્યું, તો તે મનુષ્યવધ છે.

૮. ધુસ્સો ચડવાથી જે કામ કરી કોઈ માણુસને મારી નાંખવું તે વાસ્તવિકજોતાં ખુનજ કેહેવાય છે. જો ચોકસ વિગત વચમાં આવે તોજ ખુનનો ગુન્હો ઓછો થઈ મનુષ્યવધ થાય છે. ઇગ્લાંડ ને અમેરીકામાં કોઈ ગાળ ગલોચ કરે કે ચાળા પાડી ચીડવે ને તેથી ધુસ્સો ચડી કોઈ માણસને મારતાં તે મરી જાય તો, તેને મનુષ્યવધ કેહેતા નથી, ને ખુન કરવાનોજ ગુન્હો ગણે છે. પણ હિંદુસ્થાનમાં લા કમીશનરો તો ખુલ્લી રીતે જણાવે છે કે જેમ કોઈને ઓચીંતું મારવાથી ધુસ્સો ચડી આવે છે તો તેમજ કાંઈ ચાળા પાડવાથી પણ કોઈને એટલો ધુસ્સો ચડી આવે છે કે તેથી તેનો મીજાજ તેના હાથમાં રહી શકતો નથી, જેથી તે મારી પાડે છે, ને તેથી ખુન નીપજે છે. માટે મારના ધુસ્સાથી થયેલા ખુનને અપમાનના ધુસ્સાથી થયેલા ખુન વચ્ચે તફાવત શું કરવાને જોઇએ? ખરું જોતાં આમ પણ બને છે કે શરીરના ઉપર હાથ નાંખ્યાથી જે ધુસ્સો ચડે છે તે કરતાં કેટલાકને ચાળા અથવા અપમાનથી વધારે ધુસ્સો ચડે છે, એટલે લા કમીશનરો વિલાયતમાં રાખેલો તફાવત અતરે નહી રાખવાને ભલામણ કરી ગયા છે.

૯. ધુસ્સાથી જે મોત નીપજે તે માટે પુરવાર કરવું જોઈએ કે જેવો ધુસ્સો ચડ્યો તેવોજ હાથ ઉચકી માર મારતાં મોત નીપજ્યું, પણ જો વચમાં વખત વહી ગયો ને તેથી ધુસ્સાનો જોસ્સો ઉતરવાને વેખત મળી, ને ત્યારબાદ પાછું મારતાં મોત નીપજે

તો તે ખુન છે. अ. ની બાયડીએ છીનાળું કરયું, તે છીનાળામાં अ. તેને પકડે તેથી તેને જાંહાંજ ચડી આવી. ને તેનું ખુન કરે, તો તે ખુન નથી, માત્ર મનુષ્યવધ કેહેવાય, પણ તેણીને જાર કરતાં જોયા પછી વળતે દીવશે કે ત્રણ ચાર કલાક થંડા પડ્યા પછી તે મારે ને તેથી મોત નીપજે તો, ખુન થયું કેહેવાય. મતલબ તરત વેળા માણસને ધુસ્સાની જાંહાંજ ચડી આવે છે, તે જાંહાંજ વેળા તેને શુદ્ધબુદ્ધિ રેહેતી નથી; પણ થંડા પડ્યા પછી તેને વિચાર કરવાને બની આવે છે, ત્યારે તો ચોકસાઈ રાખીજ ચાલવું જોઈએ.

૧૦. આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલા**—એકાએક લઢાઈ થવાથી ધુસ્સાના આવેશમાં અગાઉથી નહી ધારેલો હુમલો કરવામાં આવ્યો હોય, અને તેમાં છેવટે લઢાઈ થવાથી મોત થયું હોય, તો કીયા પક્ષકારે પેહેલવેહેલો હુમલો કર્યો અથવા ખીજવ્યા, એ જોવાની જરૂર નથી, પણ આવી જાતની બાબત આ કલમના ચોથા અપવાદમાં આવી જાય છે. રાણી વિ. ઝાલીમરાય વિગરે. ૧ વી.રી.પ્ર.૩૩.

કેદીની સ્ત્રી સાથે કારસ્તાન કરેલું તે વખતે ચઢેલી ખીજથી મોત કરેલું, તે કામમાં મુખ્ય શિક્ષા ઓછી કરવામાં આવી. રાણી વિ. ભેકઈ ઉરફે શેક અનસર, ૧ વિ. રી. ૪૬.

તોહમતદારને ખુનનો ગુન્હેગાર ઠરાવવો જોઇએ તેટલો પુરાવો હતો, તોપણ તે ખરેખરો સામેલ થએલો, એ બાબતના પુરાવામાં શક પડવાથી દેહાંત શિક્ષા માફ કરી જીંદગી સુધી દેશનિકાલની સજા કરવાનું ઠીક લાગ્યું. રાણી વિ. બાબુલાલજાહ, ૧ વિ. રી. ૪૮.

ખુન કરવામાં બે જણ સામેલ હોય તેમાંના એકે ખરેખરી રીતે ખુન કર્યું હોય, ને બીજો તે વખતે પાસે ઉભો હોય તો તે મદદગાર ગણાય, પણ બંને પેહેલા વર્ગના ગુન્હેગાર છે. રાણી વિ. જાનમહમદ વિગરે. ૧ વિ. રી. પ્ર. ૪૯.

સખ્ત માર માર્યા પછી अ. એ ब. ને કેટલીક લાતો મારી હોય, અને તે મરી જાય તો अ. ખુનનો ગુન્હેગાર છે; કારણ કે अ. ને ખબર હતી કે તે વખતે લાતો મારવાથી ब. નું મોત થવાનો સંભવ છે. રાણી વિ. નીલમાધબસીરકાર વિગરે. ૩ વિ. રી. ૨૨.

અગાઉથી ગોઠવેલો વિચાર માલમ ન પડે તોપણ ખુનનો ગુન્હો ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો બનતો નથી. રાણી વિ. મહમદઅલી વિગરે. ૩ વિ. રી.૪૦.

ઘણા મતથી એમ ઠરાવવામાં આવ્યું કે ગેરકાયદેસર મંડળીના બે માણસો મ્હોત થવાનો સંભવ છે એમ જાણી બીજાને જાણીબુજી છાતીમાં અને પેટમાં ભાલો મારે, અને મોત કરવાનો ઇરાદો હતો એવું શાબીત ના થાય, તોપણ તે મંડળીના સઘળા માણસો ખુનના ગુન્હેગાર છે. રાણી વિ. નઝુફફીર વિગરે. ૪ વિ. રી. પ્ર. ૨૬.

કોઈ માણસ ઊંઘમાં હોય તે વખતે તેના માથાની ખોપરી લાકડી મારી ભાગી નાંખે તો, મોત થવાનો સંભવ મારનારને ખબર હતો એમ ધારવું જોઇએ, અને તે ખુન છે. રાણી વિ. સેખ ચુલાઈ. ૪ વિ. રી. પ્ર. ૩૫.

મોત કરવાનો ઈરાદો ના હોય, પણ પ્રાણઘાતક હથીયારથી અવિચારીપણે હુમલો થયો હોય, જેથી શરીરને ઈજા થઈ સાધારણ રીતે મોત થવાનો સંભવ થયો હોય તો, તેવા કામમાં દેહાંત શિક્ષા કરવી જોઈએ નહી. રાણી વિ. ખોઆઝ સેખ. ૫ વિ. રી. પ્ર. ૨૦.

કોઈ માણસે બીજા માણસને જીવ લેવાના વિચારથી માર્યો ના હોય, અને તેણે કરેલા કૃત્યો ઉપરથી મોત થવાનો સંભવ માલમ પડતો ના હોય તો, તે ખુનનો ગુન્હો ગણાતો નથી. રાણી વિ. સેક સોલીમ વિગરે. ૫ વિ. રી. પ્ર. ૪૧.

કેટલાક માણસો મળી કોઇને પકડવાને જાય, અને તેને ચોરીના ગુન્હાને માટે થાણે લેઈ જતાં બીજા માણસોની રૂબરૂ કેટલાક માણસો તેના ઉપર હુમલો કરે, અથવા તેની બરદાશ બરોબર ના કરે તો, તેથી સઘળા હાજર રહેલા માણસોએ તે કત્લમાં મદદ કરી અથવા મુખ્ય ગુન્હેગાર તરીકે જવાબદાર થયા એવું ગણાય નહીં. રાણી વિ. ગોરાચંદ ગોપ વિગરે. બે. લા. રી. ૪૪૩; ૧ ઈ. જ્યુ. ના. વે. પ્રા. પ્ર. ૧૭૭. અને ૫ વિ. રી. ૪૫

કેદ્ કરેલા નબળા માણસને અથવા કોઈ બીજા માણસને ગુંગળાવીને મારી નાંખવાને માટે કેદ્ એ બાહાનું નથી. આસેસરોએ ખરેખરૂં કારણ અથવા સારા પુરાવા સિવાય આ કલમના ૪ થા અપવાદમાં કેસ લાવવાથી સેશનજડજે તેમનો ઠરાવ રદ કર્યો, એ વ્યાજબી હતું એમ ઠરાવવામાં આવ્યું, અને કેદીને ખુનનો ગુન્હેગાર ઠરાવ્યો. રાણી વિ. અકલપટી ગોંસાઈ. ૫ વિ. રી. પ્ર. ૫૮.

કોઈ માણસ ચોરી કરવાના ઈરાદાથી રાત્રે ઘર ફાડતો હોય, તે વખતે તેને બીજો માણસ જાણીબુજી મારી નાંખે તો તે કત્લ એકાએક ભારે ધુસ્સામાં અથવા શરીર અને મીલકતના ખાનગી બચાવના હક્કમાં કર્યું એમ ધારી શકાય નહી, પણ તેથી ખુન બન્યું એમ ગણાય છે, રાણી વિ. દરવાનગીઅર. ઈ. જ્યુ. ૨૫૩, અને ૫ વિ. રી. પ્ર. ૭૩

વધારે ખરાબ ધુસ્સાની અસર કરતાં ઈજાને માટે વેહેર વાળવાના ઈરાદાથી કોઇ કેસમાં ખુન કરેલું, તેવા કેસમાં પોતાની શીક્ષા કમી કરીને જીંદગી પર્યંત દેશનીકાલની સજા કરવામાં આવી. રાણી વિ. ઘેનુ વિગરે. ૬ વિ. રી. પ્ર. ૪૬.

કબુલાતથી કરેલા ખુનના કેસમાં એમ ઠરાવવામાં આવ્યું કે કબુલાતનો પુરાવો જે દિવાની કામમાં યોગ્ય ગણાય, તે કેદીનો અપ્રાધ ઓછો કરવામાં સરખી રીતે યોગ્ય ગણાવો જોઈએ, રાણી વિ. અનંતોરૂર નાગત. ૬ વિ. રી. પ્ર. ૫૭.

કેદીએ મરનાર જાદુગરને તે જાદુગરથી પોતાનો છોકરો માંદો થયો છે, અને તેનું ખુન કરવાથી છોકરો બચશે એવું ધારીને તેનું ખુન કરેલું, તેવા કેસમાં મોતની સજા બદલીને જીંદગી પર્યંત દેશનીકાલની સજા ઠરાવવામાં આવી હતી. રાણી વિ. ઉરામસંગ. ૬ વિ.રી.પ્ર.૮૨.

કોઈ શેઠ પોતાના ચાકરનો ખુન કરવાનો ઈરાદો જાણીને તેની સોબત કરે, અને ખુન કરવાની જગ્યાએ તેની સાથે હાજર રેહે અને કાંઈ પણ ઘા ન કરે, તોપણ તે મુખ્ય ગુન્હેગાર તરીકે ગુન્હેગાર છે, કારણ કે તેઓ બંનેનો વિચાર એક હતો એવું અનુમાન થઈ શકે છે. રાણી વિ. હૈદરજેલાહ. ૬ વિ. રી, પ્ર. ૮૩.

ખુનનો ગુન્હેગાર ઠરાવેલાને જીંદગી પર્યંત દેશનીકાલ શિવાય બીજી દેશનીકાલની સજા કરવી એ ગેરકાયદેસર છે. રાણી વિ. ભુટુમુલીક. ૬ વિ. રી. પ્ર. ૮૫.

હોડીના કોઈ માણસના માથામાં ભારે ચાટવો મારી વાંહાણમાંથી ભારે વરસાદની અંદર મ્હોટી નદીમાં નાંખી દેવામાં આવ્યો હોય, અને ત્યાર પછીથી કાંઈ ખબર ના મળી હોય તો તે માણસ જીવતો છે એવું ધારવું અશક્ય છે. રાણી વિ. પુરૂસુલાહ સીખદાર. ૭ વિ. રી. પ્ર. ૧૪.

કોઈએ પોતાની સ્ત્રીનું માથું એકદમ કાપી નાંખેલું, તેવા કેસમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે આ કલમના ૧ લા અપવાદમાં આવી જાય તેવી રીતે ભારે ધુસ્સામાં કત્લ કર્યું ન્હોતું, એ બતાવવાને મરનાર તે વખતે કેદીને ગાળો ભાંડતી બંધ થઈ, એ-

હતુંજ કેહેવું બસ નથી, પણ મરનાર બોલતી બંધ થઈ, અને જેથી કેદીએ તેણીના ઉપર હુમલો કર્યો તે બાબતોની દરમિયાન કેટલો વખત જતો રહયો હતો તે બતાવવું જરૂરનું છે. રાણી વિ. નોકલનશયો. ૭ વિ. રી. પ્ર. ૨૭.

બંને ટોળીવાળાઓએ છાકટા બની એક બીજાની સામે લઢાઈ ચલાવી, અને ઘણીજ નઠારી ગાળો દેવા લાગ્યા. અડધો કલાક ચાલ્યું એટલામાં તેમાંનો એક પોતાનું ઘર જે તે જગ્યાથી ત્રીસ યાર્ડ છેટે હતું ત્યાંથી એક ભારે મુસળી લેઈ આવ્યો, અને તે વતે એક બીજો માણસ જેને તરતજ મોત કર્યું હતું તેના ડાબા લમણામાં ભારે ઘા કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે મોત થવાનો સંભવ હોય એવી શરીરને ઈજા કરવાના ઈરાદાથી અને આવા ફેલથી મોત થવાનો સંભવ છે, એવું જાણીબુઝીને કરવામાં આવ્યું હતું, અને તે ઉપરથી આ કલમના ક્લોઝ ૨ અને ૩ મુજબ કરેલો ગુન્હો ખુન છે. રાણી વિ. દાસર ભુયન. ૮ વિ. રી. પ્ર. ૭૧.

તોહમતદારે જે હથીયારથી બ. ને મારવાનો ઈરાદો ધારેલો તે હથીયારથી અ. ને માર્યો, જેને મારવાનો તેનો ઈરાદો ન્હોતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે અ. નું ખુન કરવાનો ગુન્હેગાર છે. રાણી વિ. ફેમુની આહમ, ૮ વિ. રી. પ્ર. ૭૮.

આ કલમના અપવાદ ૧ લાના ફાયદા માટે ફેલ એવી મનોવૃત્તિથી કરવામાં આવ્યું હતું, કે જેથી તેના મનનો સઘળો દાબ જતો રહ્યો હતો, એટલુંજ ફક્ત શાબીત કરવાની જરૂર નથી, પણ સ્પષ્ટ રીતે બતાવવું જોઈએ કે તે મનોવૃત્તિથી તે ફેલ થવાને જોઈએ તેવું કારણ હતું. રાણી વિ. હરીગીરી. ૧ બં. લા. રી ૧૧, અને ૧૦ વિ. રી. ૨૬;

આ કલમના ક્લોઝ ૪ માં કેસ લાવવાને માટે પુરાવાથી એમ શાબીત થવું જોઇએ કે, તોહમતદાર ફેલ કરતી વખતે જાણતો હતો કે મોત જરૂર થશે, અથવા શરીરને એવું જોખમ થશે કે જેથી મોત થશે. ઝેરી ઓસડ કસુવાવડ કરવાને માટે કોઈ સ્ત્રીને પાયું હોય, અને તેથી મોત થયું હોય, અને એમ શાબીત થાય કે તોહમતદાર જાણતો ન્હોતો કે ઝેરી ઓસડથી મોત થશે. એવી બાબતમાં હાયકોર્ટે ખુનનું તોહમત રદ કરીને પીનલકોડની કલમ ૩૧૪ મુજબ તોહમતદારને સજા કરી. રાણી વિ. કાલાચંદ ગોપ વિગરે, ૧૦ વિ. રી. પ્ર. ૫૯.

જે કામમાં મડદુ માલુમ પડી નહી આવ્યું તે કામમાં જરૂરજે મોતની શિક્ષા નહી ઠરાવી તે વ્યાજબી છે. રાણી વિ. બદરૂદીન; ૧૧ વિ. રી. પ્ર. ૫૦.

ખુનનો ગુન્હો કર્યા પછી જો તોહમતદાર ભારેવાઈ સ્ત્રી હોય, તોપણ દેહાંત શીક્ષા કરવી જોઈએ, અને શીક્ષા છોકરાનો જન્મ થયા સુધી મુલતવી રાખવી જોઈએ. રાણી વિ. પાન્હીઆર અપેલેન્ટ. ૧૫ વિ. રી. પ્ર. ૬૬.

મોત કરવાનો ઈરાદો જોઇએ તેવી રીતે નહી શાબીત થવાથી મોતની સજા ફેરવી જીંદગી સુધી દેશનીકાલની સજા કરવામાં આવી હતી. રાણી વિ. સોભા સેખ ગોરમન, વિ. રી. ૨ સપ્ટેંબર.

છાકટા થઇને ખુન કીધાના કામમાં એમ ઠરાવામાં આવ્યું કે, ખુશીથી પીધું હોય તો તેથી ગુન્હો ઓછો થતો નથી, પણ ઈરાદો શાબીત કરવાના સ્વાલમાં તે ધ્યાનમાં લેઈ શકાય છે. રાણી વિ. રામસાહોય ભર વિગરે, વિ. રી. તા૰ ૨૪ મી સપ્ટેંબર.

આ૰ કલમના અપવાદ ૧ લા પ્રમાણે ગુન્હો ઓછો કરવાની બાબતોની તકરાર બ-

તાવવાને ધુસ્સો મ્હોટો અને તેથી નિપજતા પરીણામો એકા એક થએલા હોવા જોઈએ, અને જે માણુસ ભારે ધુસ્સાના આવેશમાં બીજાને મારે છે તેનું પોતાનું મન કબજે રાખવાની સત્તા મારતી વખતે જતી રહેલી હોવી જોઈએ. રાણી વિ. એચુસાઓાત વિગરેઃ ૬૯ વિ. રી. પ્ર ૩૫.

**બ.** ની રૂબરૂ અને તેના હુકમથી **અ.** ના ઉપર ઘા કરવામાં આવ્યો હોય, તો તે બંને તે કત્લના મુખ્ય ગુન્હેગાર છે. અને જ્યાં બે માણુસ મારવામાં હોય ને તેમાં મોત થાય તો તેઓએ કરેલા ઘાની અસર શોધી કાઢવાની કાંઈ જરૂર નથી. રાણી વિ. મહમદ અસગર વિગરે. ૨૩ વિ. રી. પ્ર. ૧૧.

ગામના પોલીસ કાન્સ્ટેબલે નાશી ગયેલા કેદીને પકડવાને માટે ઈનામ ઠરાવી પેહેલેથી ગોઠવણુ કરી મુકેલી, તે ગોઠવણુ મુજબ ચાલવું કાયદેસર છે એવું ધારીને કેદીઓ તેને પકડવાને ગયા, અને પકડતાં નાશી જવાનો યત્ન મરનારે કર્યાથી તેને મારી નાંખ્યો. એવું ઠરાવવામાં આવ્યું કે આ ગુન્હો આ કલમના ત્રીજા અપવાદમાં આવી જાય છે, અને તેથી શિક્ષણ્ય મનુષ્યવધથી ખુન નહી થયાનો ગુન્હો બને છે. રાણી વિ. આમન, નો. વે. પ્રા. પ્ર. ૧૩૦.

એક રજપુતે પોતાની ન્હાની છોકરી જેની મા મરી ગઈ હતી તેને બરોબર ખોરાક આપ્યા શિવાય હલકે હલકે સુકાવી મરી જવા દીધી, અને આવી રીતે રાખવાથી શું પરીણામ થશે તે બાબત તેને વારંવાર સૂચના આપવામાં આવતી હતી; તેમાં ઠરાવવામાં આવ્યું કે કેદીએ જે ગુન્હો કર્યો છે તે ખુન છે, અને શીક્ષણ્ય મનુષ્યવધ નથી. રાણી વિ. ગંગાસીંગ. ૫ ના. વે. પ્રા. પ્ર. ૫૪.

મોત થવાનો સંભવ છે એવી માહીતીથી શીક્ષણ્ય મનુષ્યવધથી ખુન થયાનો ગુન્હો બનતો નથી. બેશક મોત થશે એવી માહીતીથી કૃત્ય કરવામાં આવ્યું હતું, એમ બતાવવું જોઇએ. રાણી વિ. ગીરધારીસીંગ. ૬ ના. વે. પ્રા. પ્ર. ૨૬.

જ્યારે કોઈ પણ જડજ શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો ઠરાવે ત્યારે આ કલમના કીયા અપવાદમાં કેસ આવી જાય છે એ લખવું જોઇએ. સરકાર વિ. કાલીકા મીસર. ૧ આગ્રા. હા. કો. રી. પ્ર. ૩.

જે કૃત્યથી મોત થએલું છે તે કૃત્યથીજ ખુનનો ગુંન્હો બનતો ના હોય તો, તેનાથી ખુન થતું નથી, કારણુ કે તે ડાકાઈટીની સાથે મળેલું છે. રાણી વિ. રામચંદર ચંગ. ઈ. જ્યુ. પ્ર. ૧૧૮.

બેશક મોત થશે અથવા થવાનો સંભવ છે એમ જાણીને કોઈ માણુસે અમુક કામ કરવાની પરવાનગી આપી હોય, તો તેવી બાબતમાં આ કલમનો અપવાદ પાંચમો લાગુ પડે છે; પણુ જે માણુસ તરફથી ભય થવાનું અનુમાન થાય છે તે માણુસનું જો બનશે તો મોત કરીને પણ ભય દુર કરવામાં આવશે, એવું ધારીને કોઈ પણ જાતનું કત્લ કરવાનું કોઈ માણુસે માથે જોખમ લીધું હોય, અને તેમાંથી મોત થાય તો ઉપરનો અપવાદ લાગુ પડતો નથી. રાણી વિ. રોહીમુદીન નાઝીરમહમદ અને સોમીરૂદીન. ઈ. લા. રી. ૫ ક. પ્ર. ૩૧.

મરનારનું મુડદુ માલુમ નહી પડે તોપણુ ખુનના તોહમતદારને ગુન્હેગાર ઠરાવી શકાય છે. રાણી વિ. ભાગીરથ. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૩૮૩.

આ કલમમાં બતાવેલી ચીડ એવી હોવી જોઇએ કે, જેથી ગુન્હો કરનાર દાબમાં રાખી શકે નહી. તે ચીડ એવી હતી કે નહી તેનો નિશ્ચય કરવામાં તે માણસની ચીડ વખતની મનની સ્થીતી કેવી હતી એ પુરાવામાં લેઈ શકાય છે. રાણી વિ. ખોગાઈ, ઈ. લા. રી. ૨ મ. પ્ર. ૧૨૨.

જે સખસનું મોત આણવું ધાર્યું હોય તેથી કોઇ જુદા સખસનું મોત થાય, તો તે શિક્ષણ્ય મનુષ્યવધ વિશે.

**૩૦૧. જે વસ્તુથી મોત આણવાનો ઇરાદો કર્યો હોય અથવા જેથી મોત થવાનો સંભવ છે એમ પોતાના જાણ્યામાં હોય, એવી કાંઇ વસ્તુ કરવાથી અગર કોઇ સખસ જેનું મોત આણવાનો તેણે ઇરાદો નહીં કરયો હોય અને જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં પણ ન હોય, એવા કોઇ સખસનું મોત આણીને શિક્ષણ્ય મનુષ્યવધ કરે, તો જે સખસનું મોત આણવાનો તેણે ઇરાદો કર્યો હોય, અથવા જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે સખનું અગર તેણે મોત આણ્યું હોત, તો તે જે પ્રકારનો શિક્ષણ્ય મનુષ્યવધ થાત, તેજ પ્રકારનો તે ગુન્હેગારે કરેલો મનુષ્યવધ છે એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમ કોઈને મારવાનો ઈરાદો એક સખસે કર્યો હોય, અને તેને મારતાં તેતો મરે નહી, અને બીજોજ સખસ મરી જાય તો, તેવું અઘોર કૃત્ય કરનાર ન્યાયના પંજામાંથી બચી ન જાય તે સારૂ શિક્ષણ્ય મનુષ્યવધ ગણવા માટે ઘડવામાં આવી છે.

૨. આ કલમ પ્રમાણેના ગુન્હાની પ્રાઇમાફેસી કેસથી માગણી થઈ શકે છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

ખુનની શિક્ષા.

**૩૦૨. જે માણસ ખુન કરે તેને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

૧. ખુનના તોહમતમાં મુખ્ય નીચેના મુદ્દા જોવા જોઈએ.

(૧) (अ). એ ब. નું મોત આણ્યું.

(૨) अ. નો ઈરાદો ब. નું મોત આણવાનો હતો.

(૩) अ. ને તલવાર વતી માર્યો.

(૪) अ. એ ब. નું મોત આણ્યું. તે કાંઈ ક્રોધ ચઢ્યાથી કે દીવાનગી વિગરેના સબબથી આણ્યું નથી.

૨. આ કલમ પ્રમાણેના ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલા**—કોઈ સ્ત્રી ગર્ભવંતી હોવાથી તેણીને દેહાંત દંડની શિક્ષામાંથી બાતલ કરવામાં આવી હતી. રાણી વિ. ટપુ, ૩ વિ. રી. પ્ર. ૧૫.

મરનાર માણુસ કોળી હોય અને તેને જંગલી રીતે મારી નાંખવામાં આવ્યો હોય, તેવા કેસમાં ખુનનો ગુન્હો ઠરાવવાને અગાઉની દૂષબુદ્ધિ અથવા હેતુ શાબીત કરવાની કાંઇ જરૂર નથીં. રાણી વિ. જેચંદ મંડલે વિગરે. ૭ વિ. રી. પ્ર, ૬૦.

જે હથીયારથી બ. ને મારી નાંખવાનો ઈરાદો રાખ્યો હતો તે હથીયારથી અ. ને મારી નાંખવાનો ઈરાદો નહી છતાં અ. ને વાગી જવાથી તેનું મોત થયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે અ. નું તેણે ખુન કર્યું. રાણી વિ. ફ્રેમોનીઅ હુમ, ૮ વિ. રી. પ્ર. ૭૮.

એક સખસે એક સ્ત્રીનો ગર્ભપાત કરવા તેને કાંઈ ઝેરી પદાર્થ આપ્યો, તેથી તે સ્ત્રી મરી ગઈ. એ ઝેરી પદાર્થ આપતી વખતે એ સ્ત્રીનું મોત થશે એવું તે સખસ જાણતો ન્હોતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તોહમતદારે આ કલમ પ્રમાણેનો ગુન્હો નહી, પણ કલમ ૩૧૪ પ્રમાણેનો ગુન્હો કરયો કેહેવાય. રાણી વિ. કાલીચંદ ગોપી વિગરે, ૧૦ વિ. રી. ૫૯.

તોહમતદાર સ્ત્રી ગર્ભવંતી હોય, તોપણ તેને મોતની શિક્ષા કરવી જોઈએ. પણ તેને છોકરાંનો પ્રસવ થતાં સુધી તે શિક્ષાનો અમલ કરવો નહી જોઈએ. રાણી વિ. પંચીયારનાથ. ૧૫ વિ. રી. પ્ર. ૬૬.

આ કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો ગુન્હો કીધાનું તોહમત સેશનકોર્ટમાં વાંચી બતાવવામાં આવ્યું. ગુન્હેગાર છે એવું કેદીઓએ બતાવ્યાથી તેમને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. પણ તેઓને તોહમત સમજાવવામાં આવ્યું ન્હોતું, માટે શિક્ષા રદ કરી નવેસરથી કામ ચલાવવા હુકમ થયો. રાણી વિ. અયવુ, ઈ. લા. રી. ૯ મ. ૬૧.

કેદીને પોતાની સ્ત્રી બીજા જોડે લાગેલી છે એવો વેહેમ હતો, એક રાતના તે સ્ત્રી તોહમતદાર ઉંઘી ગયો છે એમ ધારીને તેના પાસામાંથી છાની માની ઉઠી નાસી ગઈ; તેની પાછળ કોદાળી લેઈ તોહમતદાર ગયો, અને તેણીને તેના યાર જોડે જાહેર જગામાં વાતો કરતી જોઈ કે તરત ત્યાંજ તેણીને મારી નાંખી. આ કૃત્યથી ખુનનો ગુન્હો ગણવામાં આવ્યો, કારણ કે આકસ્મીક ક્રોધ હોવાનું આ કામમાં બનેલું નથી. રાણી વિ. મોહન. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૬૨૨.

પોતાના પીલાઈ ભાઈની વિધવા સ્ત્રી જે પોતાની ભેગી રેહેતી હતી. તે સ્ત્રી બદકામ માટે પોતાના યાર તરફ ગઈ. તેની પાછળ તોહમતદાર ગયો ને તેણીના યાર સાથે સબંધમાં જોઈ તેના કટકે કટકા કરી નાંખ્યા. આ કૃત્ય ખુન છે, કારણ કે આકસ્મીક ગુસ્સાથી તે પોતાનું મન વશમાં રાખી શકે નહી એવી હકીકત માલમ પડતી નથી. રાણી વિ. લોચન. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૬૩૫.

જનમટીપના ગુન્હેગારે કરેલા ખુનની શિક્ષા. **૩૦૩. જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ જે માણસની ઉપર થએલો હોય, તે માણસ અગર ખુન કરે, તો તેને મોતની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેના તોહમતમાં મોતની શિક્ષાજ કરવી જોઈએ. મોત શિવાય બીજી કોઈ શિક્ષા કોઈ કોર્ટથી થઈ શકે નહીં.

૨. આ કલમ પ્રમાણેના ગુન્હાની પ્રાઈમાફેશી કેસથી પણ માગણી થઈ શકે છે. એક્સ્ટ્રાડીશન આક્ટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલો**—ખુનના ગુન્હાને માટે કોઈ માણસ જીંદગી પર્યંત દેશનીકાલની સજા ભોગવતો હોય, અને તે પાછળથી જુદા તોહમતને માટે ખુનનો ગુન્હેગાર ઠર્યો હોય, તો આ કલમ મુજબ ફક્ત તેને મોતની શીક્ષા થઈ શકે છે. રાણી વિ. દુરજોધન સામન્તો ઉર્ફે બીજોબાર. ૧૫ વિ. રી. પ્ર. ૪૫.

ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણ્ય મનુષ્યવધની શિક્ષા.

૩૦૪. ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણીય મનુષ્યવધ જે માણસ કરે, તે માણસને, અગર જે કામથી મોત થયું હોય તે કામ તેણે મોત આણવાના ઇરાદાથી અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી કર્યું હોય તો જીવતાં સૂધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે કામથી મોત થવાનો સંભવ છે એમ જાણીને, પણ મોત આણવાના અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદા વગર, તે કામ તેણે કર્યું હોય, તો તે માણસને દશ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

કોઈ લાયક ઉંમરનો માણસ કોઈ અનઘડ પાસે પોતાની ઇંદ્રી કપાવે, અને તે હાનીથી તે મરી જાય, તો જેટલા સખસો તે કાપવા કપાવવામાં હોય, તે સઘળા સખસો એ શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હેગાર કેહેવાય.

૨. શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હા વિષે પાછળ કલમ ૨૯૯ ના ખુલાસાસહ જુઓ.

૩ આ કલમ પ્રમાણેના તોહમતની પ્રાઇમિફેસી કેસથી માગણી કરી શકાય છે. એક્સ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલા**—બેહેનની સાથે કોઇને સુતેલો જોવામાં આવે તેને મારી નાંખવામાં આવે તો, તે પણ શિક્ષણ્ય મનુષ્યવધ કરયો કેહેવાય. ૪ વિ. રી. પ્ર. ૩૮.

કોઈ ચોરને ડામ દેવાથી એવો પરીણામ નીપજશે કે બેશક મોત થશે, અથવા શરીરને એવી ઇજા થશે કે જેથી તેનું મોત થવાનો સંભવ બનશે એવું જાણ્યા શિવાય મોત થયું હોય તો, તે ગુન્હો આ કલમ મુજબ ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણ્ય મનુષ્યવધ ગણાય છે રાણી વિ. ખેદન મીસર, ૭ વિ. રી. પ્ર. ૫૪.

જો કોઈ લાકડાનું ઢીમચું ખુંચાવી લેઈ બીજાને તેનું મોત થાય તેવા ભાગ ઉપર એટલા બધા જોરથી મારે કે તેનું મોત થયું હોય તો, તે કૃત્ય મોત થવાનો સંભવ થશે એવું જાણીને કરેલું હશે એમ ઠરાવવું જોઇએ, અને જો અગાઉથી વિચાર કર્યા વગર લડાઈમાં ગુસ્સાના આવેશમાં કરવામાં આવ્યું હોય તો, તેથી થએલો ગુન્હો શિક્ષણ્ય મનુષ્યવધનો ગણાય છે. રાણી વિ. રાજુ ઘોસ વિગરે. ૭ વિ. રી. પ્ર. ૭૩.

હંગામાના કેસમાં કોઈ માણસનું મોત થયું હોય તો, ગેરકાયદેસર મંડળીના સઘળા સભાસદોને તેમજ જીતેલા માણસોને ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હાને માટે સરખી રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. રાણી વિ. માનાશીંગ વિગરે. ૭ વિ. રી. પ્ર. ૧૦૩.

ખુનના તોહમતમાં એમ માલુમ પડેલું કે એકા એક લડાઈની દરમિયાન લાકડીના સખત ઘાથી લાશ બળતી હતી. તે વખતે બીજો માર પડશે એવી બીહીકથી કેદીએ પાસે પડેલું ચપ્પુ જડી આવવાથી બીજાને માર્યું, ને તેથી મરનારનું મોત થયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ઉપલી બાબતો ધ્યાનમાં લેતાં તોહમતદાર આ કલમ મુજબ શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હેગાર છે. રાણી વિ. સોમીરૂદીન. ૨૪ વિ. રી. પ્ર. ૪૮.

મરનાર જે એક દેશી વૈદ્ય હતો, તેને ઘેર કાંઇક જાદુમંતર કરવાને માટે કેદીની સ્ત્રીને હાજર રાખવાની જરૂર હતી, એવું બતાવીને તેણીને બળાત્કારે ત્યાં લેઈ ગયો હતો. કેદી હાથમાં તલવાર રાખીને ઘરના છાપરા ઉપરથી તપાસ કરતો હતો તેને પોતાની સ્ત્રીની મરનારે આબરૂ લીધી એવું માલમ પડ્યું; તેથી તેણે છાપરા ઉપરથી નીચે કુદકો મારી મરનાર ઉપર કેટલીક જગ્યાએ તલવારથી ઘા કર્યા, જેથી તે મરી ગયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે કેદી ખુનનો ગુન્હેગાર થઈ શકે નહી, પણ ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હેગાર થઈ શકે છે. રાણી વિ. રામટાહલ કાહાર. ૩ બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૩૩.

કેદીઓએ કોઈ ચોર ઉપર એવો સખત હુમલો કર્યો કે જેથી તે મરી ગયો. મરનારના શરીર ઉપર જુદા જુદા ૧૪૧ ઘા માલમ પડ્યા હતા, અને તેની કેટલીક પાંસળીઓ ભાગી ગઈ હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કેસની બાબતોને પીનલકોડની કલમ ૩૦૪ अ. લાગુ પડતી નથી, અને ખુનના વર્ગમાંથી ગુન્હો લેઈ લેઈએ, તોપણ તે આ કલમની અંદર આવી જવો જોઇએ. રાણી વિ. માન. ૫ ના. વે. પ્રા. પ્ર. ૨૩૫.

એક મદારીએ લોકોને ઝેરી સાપ બતાવ્યો, જેના દાંત પાડી નાંખેલા ન્હોતા એ તેને ખબર હતી, અને કોઇને ઇજા કરવાના ઇરાદાથી નહી પણ પોતાની ચતુરાઈ દેખાડવાને માટે એક તમાસગીરના માથા ઉપર તેણે તે સાપ મુક્યો, તે તમાસો જોનાર માણસે સાપ કાહાડી નાંખવાનો યત્ન કર્યો, અને તેમ કરતાં તે સાપ તેને કરડ્યો, અને તેથી તેનું મોત થયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મદારી આ કલમ મુજબ ગુન્હેગાર છે, અને કલમ ૩૦૪ अ. મુજબ ભુલથી મોત કરવાનો ગુન્હેગાર નથી. રાણી વિ. ગોનેશ ડુબી, ૪ ક. લા. રી. ૫૮૦, અને ઈ. લા. રી. ૫ ક. પ્ર. ૩૫૧;

म. નામના કારીગરે કોઈ એક સાંજે न. ને પોતાની સ્ત્રી જોડે છીનાળુ કરતાં જોયો, અને બીજે દીવશે તે સવારે તેઓની ગેરવર્તણુંકથી ધુસ્સે થએલો, તેઓ બંને એકઠા ખાતા હતા ત્યારે તેઓની પાસે તે આવ્યો, તે વખત પોતાની સ્ત્રી ખોરાક તૈયાર રાખવાનું ભૂલી ગઈ હતી. म. એ દાતરડુ લેઇને તે જગે न. ને મારી નાંખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે म. એ પોતાની સ્ત્રીની અને न. ની પછીની વર્તણુંક અને આગલી સાંજની તેઓની ખરાબ વર્તણુંકની સાથે સબંધ રાખીને તેઓની કબુલાતથી ખરાબ સબંધ થયેલો એવું ધાર્યું હોય, તો તેનું મન વશ નહી રેહેવાને ધુસ્સો આકસ્મીક અને જોઇએ તેટલો હતો, અને તેથી તે ગુન્હો ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણ્ય મનુષ્યવધનો ગણાય છે. રાણી વિ. ઓયામનીગડુ, ઈ. લા. રી. ૩ મ. ૩૩.

ગફલતથી મોત થાય.

**૩૦૪. (अ)—શિક્ષણીય મનુષ્યવધ કરતાં ઉતરતા દરજ્જાનું હરકોઇ અવિચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઇ માણસ કોઇનું મોત લાવે તો તેને ઘણામાં ઘણાં બે વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવી, અથવા દંડ કરવો અથવા એ બેઉ શિક્ષા કરવી.**

## વિશેષ સમજુતી.

કાયદેસર કામ, કાયદેસર રીતે ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતાં ઇતેફાક

તથા કમનસીબથી કાંઇ કૃત્ય થઇ જાય તેને ગુન્હો ન ગણવા માટે પાછળ સાધારણ અપવાદ દાખલ થયો છે, પણ ઘટતી સંભાળ અને ખબરદારી ન રાખ્યાથી જે કાંઇ કૃત્ય થઇ જાય તેને આપના પંજામાંથી બચી જવા માટે આ પેનલકોડ પસાર થયો તે વખત રસ્તો હતો. હાલ તેને પણ ગુન્હેગાર ગણી શિક્ષા કરવા માટે આ કલમ નવી દાખલ થઇ છે.

**ફેંસલા**—જ્યાં આગળ ડાકટરી પુરાવો એવો હોય કે છોકરાને એટલું બધું દુધ આપવામાં આવ્યું હતું કે જેથી તેનું મોત થાય, પણ એમ પુરાવાથી નીકળી આવતું ન્હોતું કે માના કેહેવાથી એટલું બધું દુધ આપવામાં આવ્યુ હતું. અથવા એટલું બધું દુધ આપ્યું છે તે માના જાણવામાં હતું. તે કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે આ કલમ એ કેસને લાગુ પાડવાને જોઈએ તેવો પુરાવો નથી. સેશનજડજે એમ ઠરાવ્યું કે આવી રીતે ઘણું ખવરાવવામાં આવે તેનો પરીણામ શું થશે એ બાબત માના અનજાણપણામાં રહી શકે કે નહી. આ રીતનું ખવરાવવું એ આ કલમમાં આવી જતું નથી; પણ તેમાં અવિચારીપણા અને ભુલથી ખુન હોય તેનો સમાવેશ થાય છે. જે માણસ કાંઇ કૃત્ય કરે અને તેનો પરિણામ મોત થશે એવું જાણે તો, તે કૃત્ય અવિચારીપણા અને ભુલથી થયું એમ ગણાય નહીં. રાણી વિ. મુસુમત પ્રેમકોર. ૫ ના. વે. પ્રા. પ્ર. ૩૮

કેદીએ લાત અને માર મારીને પોતાની માને મારી નાંખી, અને તે મોત લાત મારવાથી અને જંગલી રીતે માર મારવાથી થયું છે એવું જણાયું હતું. તે કામમાં તેને અવિચારી કૃત્યથી મોત થયાનો ગુન્હેગાર ઠરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ બીલકુલ લાગુ પડતી નથી." ગુન્હો થાય એવું અવિચારીપણું" અને "ગુન્હો થાય એવી ભુલ" એ બંને વચ્ચે તફાવત છે. રાણી વિ. નીદામસ્તી નાગભુશાનમ. ૭ મ. હા. કો. રી. ૧૧૯

જે કામમાં કોઈ માણસે ખુશીથી ગુન્હો કર્યો હોય તેવા કામમાં આ કલમ લાગુ પડતી નથી. જો કોઈ માણસ જાણી બુજીને આવો ગુન્હો કરે અને તેનો પરિણામ થવો જોઈએ તેના કરતાં વધારે થાય તો આવા કૃત્યથી ખરેખરો પરીણામ થવાનો કેટલે સુધી સંભવ હતો એ બાબતની માહીતી તેને કેટલી હતી તે કોર્ટને શોધી કાહાડવાની છે; અને આવી માહીતીથી તે જો ગુન્હેગાર ઠરતો હોય તો ફક્ત અવિચારીપણાથી એવું પરીણામ થયું છે એવું કારણ બતાવી શકાય નહી. જો આવી માહીતીથી ગુન્હેગાર ન ઠરે તોપણ ખુશીથી કરેલો ગુન્હો એ અવિચારીપણું કેહેવાતું નથી, કારણ કે તેના પરિણામો કમનસીબથી થએલા છે. જે કૃત્યો જાતે ગુન્હાઓ ના હોય પણ તે ઉપરથી બીજા માણસોને ભય થવાનો સંભવ હોય અને તેવી જાતના ભય ભરેલા પરિણામો સામે ઘટતી સંભાળ લેવામાં ના આવી હોય તો, તેવા કૃત્યોથી ૩૩૬, ૩૩૭, ૩૩૩ અથવા ૩૦૪ અ. કલમો મુજબ ગુન્હાઓ બને છે. જે કૃત્યો જાતેજ ગુન્હાઓ છે તેવાં કૃત્યો ગુન્હો કરનાર માણસની માહીતી અથવા માહીતી મેળવવાના સાધનોના સબંધમાં ધ્યાનમાં લેવાં જોઇએ; અને તેવીજ જાતના ગુન્હાઓના વર્ગમાં તેમને યોગ્ય જગ્યાએ દાખલ કરવા જોઇએ. રાણી વિ. કતાબડી મંડલ. ૨ ક. લા. રી. ૫૬૦. અને ઈ. લા રી. ૪ ક. પ્ર. ૭૬૪;

મરનારના શરીર ઉપર મુકકા મારવાથી બરોલની ગાંઠ ફાટી ગઈ ને મોત થયું. તેથી તોહમતદાર આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી. તેને આવો રોગ હતો એવી તોહમતદારને ખબર હતી, અને તેવા રોગવાળા માણસને માર મારવામાં જીંદગીને કેટલું જોખમ છે એ વાત પણ તેનાં જાણવામાં હતી, એવો પુરાવો નથી. રાણી. વિ. સફદુલા. ઈ. લા. રી. ૪ ક. પ્ર ૮૧૫

કોઈ માણસને થએલા મસા સાધારણ ચપ્પાથી કોઈ એક વૈદે કાપી નાંખ્યા. તે માણસ લોહીની રગ ફાટી જવાથી મરી ગયો. ભુલ ભરેલા અને અવિચારી કૃત્યથી મોત થયું છે એવું ગણી તે માણસને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવ્યો. અગાઉ કેદીએ એવી જાતના ઘણા નસ્તરો મુક્યાં હતાં, તેથી તે ઉપલી કલમ મુજબ અવિચારી કૃત્ય ગણાતું નથી એવી તકરાર કામમાં લેવામાં આવી હતી, અને દરદી જેણે જોખમ ખમવાનું કબુલ કર્યું હતું, તેના ફાયદાને માટે એને મોત કરવાના કાંઈ પણ ઈરાદા સિવાય શુદ્ધ બુદ્ધિથી તેણે કૃત્ય કર્યું હતું, તેથી બેશક તેને પીનલકોડની કલમ ૮૮ નો લાભ મળી શકે છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે નસ્તર મુકવાની બાબતોમાં કેદી ખરેખર બરોબર રીતે કેળવાયેલો નહી હોવાથી અને પીનલકોડની કલમ પર ની વાખ્યામાં બતાવેલા "શુદ્ધ બુદ્ધિ" એ શબ્દો ઉપર નજર રાખતાં તેને કલમ ૮૮ નો લાભ મળી શકતો નથી. વળી વધારામાં એમ ઠરાવવામાં આવ્યું કે નસ્તર મુકવાની હા કેહેવામાં મરનાર જોખમમાં આવી પડશે એવું તે જાણતો હતો, અને તેથી તેણે જોખમ કબુલ કર્યું કહી શકાય નહી, એ હકીકત શાબીત કરવાનું તોહમતદારને શીર છે, તે તેણે શાબીત કરવાથી આ કેસને કલમ ૮૮ લાગુ પડતી નથી, વળી એમ પણ ઠરાવવામાં આવ્યું કે કેસની હકીકત જોતાં આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવું વ્યાજબી છે, રાણી વિ. સકરૂ કોબીરાજ. ઈ. લા. રી. ૧૪ ક. પ્ર. ૫૬૬

તોહમતદારે નજીવી તકરારમાં મરનારને પુંઠેથી ધક્કો માર્યો, તેથી તે જે રસ્તો અઢી ધનફીટ દુર હતો ત્યાં પડ્યો, જેથી તેને દુખ થયું ને તેનો અંગુઠો ભાગી ગયો, અને પાંચમે દીવશે મરણ પામ્યો. આ ઉપરથી તોહમતદાર આ કલમ મુજબ અથવા સીક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો કર્યા બદલ ગુન્હેગાર નથી, કારણ આવો પરિણામ બનવાનો સંભવ નહી હતો, તેમ આવું કૃત્ય કરવાનો ઇરાદો પણ ન્હોતો. રાણી વિ. આચાર્યજી. ઈ.લા.રી.૧ મ.૨૨૪

મરનાર અને તેના સોબતી તાડીની દુકાને ગયા ને અચ્છી રીતે તાડી પીધી. તે તાડીના પૈસા દુકાનદારે માગ્યા ત્યારે તેને મરનારે જવાબ દીધો કે પૈસા તો પ્રથમજ આપ્યા છે. કેદી જે બાજુપર તે વખતે ઉભો હતો તેણે મરનાર સાથે પૈસા આપવાની ઉઝત કરી ને બંનેની ગાળાગાળી થઈ, તે પરથી દુકાનદારે તેમને દુકાનપરથી નીચે ઉતાર્યા. ત્યાર બાદ બજારમાં ફરીને તેઓ બંનેની ગાળાગાળી થઈ અને મારા મારી ચાલી, તેમાં કેદીએ મરનારને નીચે પાડી ઉપર ચડી બેઠો. અને મરનારને કેટલાક જખમ કીધા. તે પછી ત્રણ દીવશે એ મારા મારીમાં હાડકુ ભાગી ગએલું તેથી ઈસ્પીતાલમાં મરનાર મરી ગયો. કેદીના ઉપર પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે પીનલકોડની કલમ ૩૦૪ અ. પ્રમાણે તોહમત મુકી શિક્ષા કરી. તે કામમાં હાયકોર્ટે ઠરાવ્યું કે મરનારની ગરદન ઉપર કેટલાક જખમો મારેલા હતા, તે વિશે પુરાવો છે, અને બરડાની કરોડ તુટી ગઈ હતી. કેદી પોતાનો બચાવ એટલોજ કરે છે કે તેણે તાડી પીધી હતી, તેથી શું હકીકત બની તેની તેને કાંઈ ખબર નથી; આ કૃત્ય ગુન્હા ભરેલું હોવાથી કલમ ૩૦૪ અ. લાગુ પડી શકતી નથી. આ કામની હકીકત ઉપરથી પીનલકોડની કલમ ૩૦૪ પ્રમાણે ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો કીધાનું જણાય છે, માટે માજીસ્ત્રેટે તોહમત મુકી હાયકોર્ટમાં ઇનસાફ થવા કેસ કમીટ કરયો. મહારાણી વિ. દામોદરન. ઈ. લા. રી. ૧૨ મ. પાનું. ૫૬.

ન. નામના રેલવે કંપનીના નોકરને ઢોળાવ ઉપર કેટલાક નકુર ચકરો મજુરોને કામે લગાડી હલાવવાને સોંપ્રત કરવામાં આવી હતી, તે નોકરે પોતાની ફરજ ભુલથી બજાવી, અને તેનો, પરીણામ એ થયો કે ચક્રો ઉપરથી દાબ જતો રહ્યો. તેના હુકમથી એક

મજુરે ચક્કરને અટકાવવા યત્ન કર્યો. તેમ કરવામાં તેનું મોત થયું. તે કામમાં એવું ઠરાવવામાં આવ્યું કે अ. નામના માણસની ભુલથી મજુરનું મોત થયું. તેથી તે આ કલમ મુજબ ગુન્હેગાર છે. રાણી વિ. નંદકીશોર. ઈ. લા. રી. ૬ અ. પ્ર. ૨૪૮

કોઈ બાળક અથવાદીવાના સખસને આત્મઘાત કરવામાં મદદગારી કરવી.

**૩૦૫. જો અરાડ વર્ષથી ઓછી ઊંમરનો કોઈ સખસ, અથવા કોઇ દિવાનો સખસ, અથવા કોઈ ચળેલો સખસ, અથવા જન્મથીજ ગાંડો એવો કોઇ સખસ, અથવા કેફની હાલતમાં હોય એવો કોઇ સખસ આત્મઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં જે માણસ મદદગારી કરે, તે માણસને મોતની અથવા જીવતાં સૂધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સૂધીની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

મદદગારી ત્રણ પ્રકારની છે (૧) ઉશ્કેરણી (૨) મશ્વરત (૩) સાહ્ય અથવા મદદ. આ વિશે પાછળ કલમ ૧૦૭ થી ૧૨૦ જુઓ.

આત્મઘાતમાં મદદગારી.

**૩૦૬. જો કોઈ સખસ આત્મઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં જે માણસ મદદગારી કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

ખુનની કોશિસ.

**૩૦૭. જો કોઇ માણસ એવા ઇરાદા અથવા જ્ઞાનથી, તથા એવી હાલતમાં કાંઇ કામ કરે કે, અગર તે કામથી તે મોત આણે તો તે માણસ ખુનનો તકશીરવાર થાય, તો તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને તે કામથી અગર કોઇ સખસને વ્યથા થાય તો તે ગુન્હેગાર અગર તો જીવતાં સૂધી સમુદ્રપારની શિક્ષાને, અથવા ઉપર લખેલી છે તે શિક્ષાને લાયક થશે.**

જન્મટીપના ગુન્હેગારોએ કોશિસ કરવી.

**જે માણસ ઉપર જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ થઇ ચુકેલો હોય, તે માણસ આ કલમ પ્રમાણે ગુન્હો કરશે, અને તેના તેજ ગુન્હાથી વ્યથા થઇ હોય તો તેને મોતની શિક્ષા થઇ શકશે.**

**દ્રષ્ટાંત.**

**(अ.) ञ. ને મારી નાંખવાના ઇરાદાથી अ. ञ. ને ગોળી મારે, એવી હાલતમાં કે અગર ञ. નું મોત થાય તો अ. ખુનનો તકશીરવાર થાય તો, अ. આ કલમ મુજબ શિક્ષાને લાયક છે.**

**(ब). એક કુમળા વયના બચ્ચાનું મોત આણવાના ઇરાદાથી अ. તે બચ્ચાંને એક જંગલમાં ખુલ્લું મુકે, તો પછી તે બચ્ચાનું મોત ન થાય તોપણ, अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.**

**(क). ञ. નું ખુન કરવાના ઈરાદાથી अ. એ એક બંદુક વેચાતી લઇને તેને ભરી. હજી સૂધી अ. એ ઉપર લખેલો ગુન્હો કરેલો નથી. अ.**

તે બંદુક ज. ની ઉપર છોડે, તો તેણે આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું; અને અગર તે બંદુક છોડવાથી ज. ને જખમ થાય તો, આ કલમના પાછલ્યા ભાગમાં ઠરાવેલી શિક્ષાને તે લાયક છે.

(ड). ઝેર ખવડાવીને ज. નું ખુન કરવાના ઇરાદાથી अ. કાંઇ ઝેર ખરીદ કરે, અને તે ઝેર કાંઇ ખોરાકમાં મેળવે, અને તે ખોરાક अ. ના કબજામાં રેહે, તો ત્યાં સુધી अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો નથી, પણ अ. તે ખોરાક ज. ની ટેબલ ઉપર મેહેલે, અથવા ज. ની ટેબલ ઉપર મેહેલવા સારૂ તે ખોરાક ज. ના ચાકરોને આપે, તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે કોઇ માણસને ગુન્હેગાર ઠરાવવા માટે તેની ઉપર જાણીબુજી ખુન કરનાર તરીકે અથવા અજાણપણે ખુન કરનાર તરીકેની બધી શાબેતી મળવી જોઇએ.

૨. આ બાબતમાં ખુન કરનારે એવું કામ કરેલું હોવું જોઇએ કે જેથી મોત નીપજે, અથવા એવા જ્ઞાનથી કે મોત ઉપજાવવાનો સંભવ છે.

૩. કોઈ લશ્કરી સોલજર તેના અમલદારને માન આપતી વખતે બંધુક ઉચકે, અને તે જો ટોટી ચડાવ્યા વગરની હોય અને અકસ્માત ફુટી જાય તો, મુંબઈની હાયકોર્ટનો એવો વિચાર છે કે તે ૧૦૭ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરી શકતો નથી.

૪. એક ફેંસલામાં વડા જડજ કૌચસાહેબ બોલ્યા હતા કે આ કલમની બાંધણી અને તેના દષ્ટાંતો તરફ જોતાં મને એવું માલમ પડે છે કે કોઈ પણ સખસને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવાને એવું કામ હોવું જોઇએ કે જેના બનાવથી મોત નીપજે. ને જેની નેમજ પ્રાણ લેવાની હોય. જે કામ વિશે ફરીયાદ ઉઠાવવામાં આવી હોય તે કામ આવા પ્રકારનું ન હોય તો, કોઈ પણ બંધવાને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવાય નહી.

૫. કોર્ટના વિચારનો આધાર બંદુકમાં ટોટી ભરી છે કે નહી તે ઉપર રેહે છે ખરો, પરંતુ ટોટી ભરી ના હોય છતાં બંદુક ઉચકી તે કઈ નેમથી તે જાણવું જરૂર છે. જો નેમ ગોળી મારવાનીજ હોય તો, ઉપલી કલમથી ગુન્હેગાર ઠરવો જોઇએ છે.

૬. કોશીસના ગુન્હા વિશે આગળ કલમ ૫૧૧ છે, તે ખુલાસાસહ જુઓ.

૭. આ ગુન્હાની પ્રાઇમાફેસી કેસથી માગણી કરી શકાય છે. એકસ્ટ્રાડીશન આકટની કલમ ૧૧ જુઓ.

**ફેંસલો**—જાદુથી અથવા બીજા કોઈ અશક્ય સાધનોથી ખુનની કોશીસ કરવી અથવા તેમાં મદદ કરવી તે પીનલકોડ મુજબ ગુન્હો ગણાય છે. રાણી વિ. પેસ્તનજી દીનશા. ૧૦ મું. હા. કો. રી. પ્ર. ૭૫.

શિક્ષણ્ય મનુષ્યવધકરવાની કોશિસ

**૩૦૮. જો કોઈ માણસ એવા ઈરાદા અથવા જ્ઞાનથી અથવા એવી હાલતમાં કાંઈ કામ કરે કે, અગર તે કામથી તે મોત આણે તો, તે માણસ ખુનથી ઉતરતા દરજાંના મનુષ્યવધનો તકશીરવાર થાય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા**

**એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અને તે કામથી અગર કોઈ સખસને વ્યથા થાય, તો તે માણસને સાત વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

દૃષ્ટાંત.

**ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થયાથી અ. ન. ની ઉપર એક પીસ્તોલ છોડે એવી હાલતમાં કે, અગર તેમ કરવાથી મોત થાય તો, ખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો તે તકશીરવાર થાય તો, અ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.**

આત્મઘાત કરવાનીકોશિસ. **૩૦૯. જે માણસ આત્મઘાત કરવાની કોશિસ કરે તથા તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરે, તે માણસને એક વર્ષની મુત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—આત્મહત્યાનો યત્ન કરવાને માટે કોઈ માણસને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવ્યો હોય તો તેને કેદની સજા થવી જોઇએ, પણ એકલી દંડની સજા કરી શકાય નહી. રાણી વિ. મેનવીઓવા કોમ સીદરામ શેટી. ૧ મું. હા. કો. રી. પ્ર. ૪.

એક સ્ત્રી સતી થઈ. કેટલાએક સખસો તેની પાસે ચેહે સુધી ગયા અને ચેહે પાસે ઉભા રહ્યા, તેના ઓરમાન દીકરા રામ રામ એમ બોલવા લાગ્યા, તેમાં ઠરાવવામાં આવ્યું કે તેઓ સઘળા આ સતી થવાનું કામ સેહેલ કરવામાં હતા. રાણી વિ. મોહીત પાંડે. ૩ અ. હા. કો. રી. પ્ર. ૩૧૬.

ર. નામની સ્ત્રી કુવામાં પડી આપઘાત કરવાના ઈરાદાથી કુવા તરફ દોડી, જ્યાંથી તેણીને પકડવામાં આવી હતી. આત્મહત્યા કરવાને માટે તેણીને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હેગાર ઠરાવી કરેલી શિક્ષા કાયદા વિરૂદ્ધ હતી. રાણી વિ. રામક. ઈ. લા. રી. ૮ મ. પ્ર. ૫.

ઠગ **૩૧૦. આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે જે માણસ ખુનના ઉપાયથી અથવા ખુનની સાથે અપહરણ અથવા છોકરાં ચોરવાનો ગુન્હો કરવાના કારણસર નિત્ય કોઈ બીજા માણસ અથવા માણસોની જોડે મળેલો રેહેશે, તે માણસને ઠગ સમજવો.**

## વિશેષ સમજુતી.

ઠગ લોકોની પ્રથમ ઉત્પત્તિ મુસલમાની રાજ્ય થયું ત્યારથી ગણાય છે. આ ઠગ લોકો આખા હિંદુસ્તાનમાં ખુનના મહા અપરાધ કરી માણસોની મીલકત લેઈ લેતા, પરંતુ અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી એવા લોકોને પકડવા સારૂ [ઠગી ડીપાર્ટમેન્ટ] કારખાનું કાહાડ્યું. તેણે હજારોને પકડી બંદીખાનામાં નાંખ્યા, જેથી હાલ તેઓનો ઉપદ્રવ જણાતો નથી. ભાળવામાં કોઈ કોઈ ઠેકાણે નજરે આવે છે. તે પણ સેજ. આ લોકો ઘણા દુષ્ટ હતા.

૨. આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી કરી શકાય છે, સન ૧૮૭૯ ના આકટ ૨૧ માં (એકસ્ટ્રાડીશન) ની કલમ ૧૧ જુઓ.

શિક્ષા. **૩૧૧. જે ઠગ હોય તે માણસને જીવતાં સુધી સમુદ્રપાર-ની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

મુસાફર લોકોની આબરૂ લેવા, તેમનું ખુન કરવા, તેમનું હરણ કરવા તથા તેમની મીલકત લુટી લેવાને સારૂ જે સખસોની ટોળીઓ એકઠી થતી હોય, તેવા સખસો ઠગ કહેવાય છે.

---

## ગર્ભપાત કરવા બાબત નહી જન્મેલાં બચ્ચાંઓને નુકશાન બાબત, બચ્ચાંઓને ખુલ્લાં મુકવા બાબત તથા જન્મ છુપાવવા બાબત.

---

ગર્ભપાત કરવા. **૩૧૨. જે માણસ બુદ્ધિપુર્વક કોઇ ગર્ભવંતી સ્ત્રીનો ગર્ભપાત કરે, તે માણસને અગર તે ગર્ભપાત શુદ્ધબુદ્ધિએ તે સ્ત્રીનો જીવ બચાવાના કારણસર ન કર્યો હોય તો, ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર તે સ્ત્રી ચલિત-ગર્ભા હોય તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ખુલાસો—જે સ્ત્રી પોતે પોતાનો ગર્ભપાત કરે, તે પણ આ કલમના અર્થમાં દાખલ થાય છે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેના તોહમતમાં નીચેની હકીકત શાબેત થવી જોઇએ.

(૧) અમુક સ્ત્રીનો ગર્ભ પાડવા માટે તોહમતદારે અમુક ચીજ બુદ્ધિપુર્વક આપી.

(૨) એ ચીજના અલમથીજ તે ગર્ભપાત થયો.

(૩) એવો ગર્ભપાત કરવા માટે તે સ્ત્રીને બચાવવાનો તોહમતદારનો હેતુ ન્હોતો.

૨. સ્ત્રીનો જીવ બચાવવાના કારણસર ગર્ભપાત કરયો હોય તો તે ગુન્હો નથી. એ મુખ્ય હેતુ ધ્યાનમાં રાખવાનો છે.

૩. ગર્ભપાતની શિક્ષા કરવામાં બે પ્રકાર રાખ્યા છે, પેહેલો પ્રકાર ગર્ભપાત કરનાર એટલે ગમે તે વખતે ગર્ભપાત કરવામાં આવ્યો હોય તો તે, અને બીજો પ્રકાર સ્ત્રી ચળીતગર્ભા થયા પછી ગર્ભપાત કરવામાં આવ્યો હોય તે પેહેલા પ્રકારને ગર્ભશ્રાવ [ગર્ભ ગળી જઇ બાહાર પડે તે], અને બીજા પ્રકારને ગર્ભપાત [જીવ આવ્યા પછી તેને પાડવામાં આવે તે) ગણવો જોઇએ. ચળીતગર્ભા એટલે ગર્ભ ધારણ કર્યા પછી ચાર અથવા પાંચ મહિને પેટમાંનું છોકરૂં હાલતું જણાય તે.

૪. ગર્ભપાત બે જાતના થાય છે. [૧] કુદરતી અને (૨) જો માણસે પરાણે પાડી નાંખેલો. કુદરતી રીતે ગર્ભ પડી જાય તેનો કાયદો કાંઇ ખબર લેતો નથી. મનુષ્ય કૃત્યથી તે ગર્ભ પાડવામાં આવે તો તે કાયદાસર રીતે ગુન્હો છે.

૫. કુદરતી રીતના ગર્ભપાતના પ્રકાર નીચે પ્રમાણે જાણવા લાયક છે.

(૧) સ્ત્રીના ગર્ભસ્થાનમાં કાંઈ રોગ હોય.

(૨) સ્ત્રી ગર્ભવંતી હોય ત્યારે તેને કાંઈ ઘણી દિલગીરી થાય.

(૩) ગર્ભવંતી થયા પછી તેને કાંઈ એવો રોગ થાય કે તેની અસર ગર્ભસ્થાન સુધી જઈ અંદરના ગર્ભને નુકશાન કરે.

(૪) ગર્ભવંતી હોય ત્યારે શીળી નિકળ્યાથી વખતે ગર્ભ પડે છે.

(૫) જેના મુંદથી છોકરૂં રહ્યું હોય તેને કોઈ એવી નાશકારક ચાંદીનું દરદ થયું હોય કે, છોકરૂં પાકું થઈ દુનિયામાં આવ્યા અવલ હમલ ખરી પડે છે.

૬. માણસના કૃત્યથી ગર્ભપાત થાય છે તેના પ્રકાર નીચે મુજબ.

(૧) ઘણી કસરત કરાવવાથી.

(૨) ખડખડાટ ઘણો થાય, એવી જમીન ઉપર ઘોડે બેસાડી ચલાવવાથી, અથવા એવી જગ્યામાં સ્ત્રીને ગાડીમાં બેસાડી હંકાવવાથી.

(૩) પેહેડુ ઉપર ઘણો ભાર દેવાથી.

(૪) ગર્ભસ્થાનમાં ઝીણા હથિયાર ચલાવવાથી.

(૫) સોમલ વિગેરે બિજી દવાથી.

૭. પોલીસ અમલદાર પાસે અને માજીસ્ટ્રેટ પાસે તે સ્ત્રીએ ગર્ભ પાડ્યા પછીની હકીકત જાહેર થાય, તેવે પ્રસંગે તે સ્ત્રી ગર્ભવંતી હતી એ જોવા સારૂ નીચેની હકીકતો ધ્યાનમાં લાવવી જોઈએ.

(૧) અવંતર (હસ્તાન અથવા અટકાવ) બંધ થયું હોય. (આ નિયમ સામાન્ય સમજવો નહીં, કેમકે કોઈ કોઈ વખતે ગર્ભ રહ્યા છતાં પણ અવંતર સાત આઠ મહિના સુધી ઘણી સ્ત્રીને આવે છે.)

(૨) તે સ્ત્રીનું પેડુ ઉચું થતું આવતું હતું.

(૩) કુચની ડીટડીની આશપાશની ચામડીનો રંગ અસલ હોય તેથી જુદો થઈ ગયો હોય. (ઘણું કરીને કાળો થઈ ગયો હોય)

(૪) ગર્ભ પાડનાર સ્ત્રી નબળી હોય તો તેનો ચેહેરો ફીકો પડી ગયો હોય.

(૫, તેની તબીયત બીમાર જેવી જણાય.

(૬) ગર્ભ પાડ્યા અવલ તે સારી તંદુરસ્તી ભોગવતી હતી, પણ પાછળથી તેની તબીયત કાંઈ રોગ વગર બગડી જાય, તો તેણે ગર્ભ પાડ્યાનું સબળ અનુમાન થાય ખરૂં.

(૭) કુચ મ્હોટા અને ભરેલા માલમ પડે. (ગર્ભ પાડ્યા પછી ત્રીજે ચોથે દિવશે.)

(૮) કુચની ડીંટડી મ્હોટી થઈ ગઈ હોય, અને તેની આશપાશની ચામડી ગર્ભવંતી સ્ત્રીના જેવી થઈ ગઈ હોય.

(૯) પેહેડુની ચાંમડીની કરકોચલી વળી ગઈ હોય.

(૧૦) યોની ઘણી સુજી ગઈ હોય.

૮. આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી પણ કરી શકાય છે. એક્સ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

૯. ગર્ભપાતના કામમાં પોલીસ, માજીસ્ટ્રેટના હુકમ વગર તપાસ કરવા જઈ શકતી નથી.

**ફેંસલા**—સ્ત્રી ગર્ભવંતી હોય તોજ આ કલમમાં બતાવેલા ગુન્હા થઈ શકે છે. રાણી વિ. કાળુલપટર વિગેરે. ૧૫ વિ. રી. પ્ર. ૪.

છોકરૂં સારી રીતે મ્હોટું થયું હોય તેવા કેસમાં આ કલમ મુજબ કસુવાવડનું તોહમત મુકી શકાતું નથી, કારણ કે આ કલમનો અર્થ છોકરૂં મ્હોટું થતા પેહેલાં બાહાર કાઢવાનો છે. પણ આવી બાબતમાં આ કલમ અને કલમ ૫૧૧ ભેગી વાંચતાં કસુવાવડ કરવાનો યત્ન કરવાનો ગુન્હો થાય છે. રાણી વિ. અરૂનજા બેવા વિગરે. ૧૯ વિ. રી. પ્ર. ૩૨.

ગર્ભ રહ્યો કે તરતજ આ કલમ મુજબ સ્ત્રી ગર્ભવંતી ગણાય છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે કોઈ સ્ત્રીને એક મહીનો થએલો છે અને તે વખતે છોકરૂં ગોઈ શકે નહી, એવું કારણ બતાવી કસુવાવડ કરેલી હોય તેને માટે તેણીના ઉપર તોહમત રાખી છોડી મુકવામાં આવી હોય તો, તે છોડી મુકવું ગેરકાયદેસર છે. રાણી વિ. એડમા. ઈ. લા. રી. ૯ મ. પ્ર.૩૪૯.

જે પદાર્થ તોહમતદારે આપ્યો તેથી ગર્ભપાત થાય એવો હતો, એવું શાબીત થવું જોઈએ. રાણી વિ. હોલીસ. આચે. પ્ર. ૪૭૨.

સ્ત્રીની રજામંદી વગર ગર્ભપાત કરવો.

**૩૧૩. સ્ત્રીની રજામંદી વગર જે માણસ ઉપલી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરે, તે માણસને પછી તે સ્ત્રી ચલિતગર્ભા હોય કે નહી, તોપણ જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઇ શકે છે. સન ૧૮૭૯ ના ૨૧ મા (એક્સ્ટ્રાડીશન) આક્ટની કલમ ૧૧ જુઓ.

ગર્ભપાત કરવાના ઈરાદાથી કરેલા કાંઈ કામથી થએલું મોત.

**૩૧૪. કોઈ ગર્ભવંતી સ્ત્રીનો ગર્ભપાત કરવાના ઈરાદાથી કોઈ માણસ એવું કાંઇ કામ કરે કે, તેથી તે સ્ત્રીનું મોત થાય તો, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે કામ તે સ્ત્રીની રજામંદી વગર કર્યું હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા અથવા ઉપર લખેલી શિક્ષા કરવામાં આવશે.**

તે સ્ત્રીની રજામંદી વગર તે કામ કર્યું હોય, તો.

**ખુલાસો—આ ગુન્હામાં એવું કાંઇ જરૂર નથી, કે તે કામથી મોત થાય એવો સંભવ છે, એમ તે ગુન્હો કરનારે જાણવું જોઇએ.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે. એક્સ્ટ્રાડીશન આક્ટ કલમ ૧૧. જુઓ.

**ફેંસલો**—એક સખસે એક સ્ત્રીનો ગર્ભપાત કરવા તેને કાંઈ ઝેરી પદાર્થ આપ્યો, તેથી તે સ્ત્રી મરી ગઈ. એ ઝેરી પદાર્થ આપતી વખતે એ સ્ત્રીનું મોત થશે એવું તે સખસ જાણતો નહી હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે તોહમતદારે ખુનનો ગુન્હો નહી, પણ આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કેહેવાય. રાણી વિ. કાલચંદ ગોપી વિગરે. ૧૦ વી. રી. પ્ર. ૫૯.

કોઈ બચ્ચું જીવતું જન્મતાં અટકાવવાના અથવા જન્મ્યા પછી તે મરી જાયએવું કરવાનાઇરાદાથીકરેલું કામ.

૩૧૫. જે માણસ કોઇ બચ્ચું જન્મતાં પેહેલાં, તે બચ્ચું જીવતું જન્મતાં અટકાવવાના અથવા જન્મ્યા પછી તે મરી જાય એવું કરવાના ઇરાદાથી કાંઇ કામ કરે, અને તે કામ કરેથી તે બચ્ચું જીવતું જન્મતું અટકે, અથવા જન્મ્યા પછી તે મરી જાય તો, તે માણસને અગર તે કામ શુદ્ધબુદ્ધિએ તે બચ્ચાંની માનો જીવ બચાવવાના કારણસર નહીં કર્યું હોય તો, દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકાની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

અંગ્રેજી ધારા પ્રમાણે જો કોઈ છોકરૂં જીવતું જન્મે, પણ ગર્ભપાતમાં તેને કાંઈ ઘા કર્યા હોય અથવા દવા આપેલી હોય, તેથી તે પછવાડેથી મરી જાય, તો જેનાથી તે છોકરૂં પાડવાના કારણસર ઘા કરવામાં આવ્યો હોય, તે ઘા અથવા દવા કરવાનું કાંઈ વ્યાજબી કારણ ન હોય, તો તે સખસ ખુની ઠરે છે.

૨. આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

જેકામશિક્ષણ્ય મનુષ્યવધ ગણાતું હોય એવા કામથી કોઈ નહી જન્મેલા જીવતા બચ્ચાનું મોત આણવું.

૩૧૬. કોઇ માણસ કાંઇ કામ કરે, એવી હાલતમાં કે જો તે કામથી મોત થાય તો તે માણસ શિક્ષણ્ય મનુષ્યવધનો તકસીરવાર થાય, અને તે કામ કરેથી તે કોઇ નહીં જન્મેલા જીવતા બચ્ચાનું મોત આણે તો, તે માણસને દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત.

ફલાણી ગર્ભવંતી સ્ત્રીનું મ્હારાથી મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ. એવું કાંઇ કામ કરે કે, અગર તે કામથી તે સ્ત્રીનું મોત થાય તો, તે શિક્ષણ્ય મનુષ્યવધ ગણાય, અને તે સ્ત્રીને નુકશાન થાય પણ તે મરી જાય નહીં; પણ તેના પેટમાં જે જીવતું બચ્ચું હોય તેનું તે કામથી મોત થાય, તો અ. આ કલમમાં બ્યાન કરેલા ગુન્હાનો તકશીરવાર છે, એમ સમજવું.

## વિશેષ સમજુતી.

શિક્ષણ્ય મનુષ્યવધના કૃત્યથી નહી જન્મેલા બચ્ચાનું મોત આણવું, તે આ કલમ પ્રમાણેનો ગુન્હો છે.

૨. આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

કોઈ બારવર્ષથી ઓછીઉ

૩૧૭. જે માણસ કોઇ બાર વર્ષથી ઓછી ઉમરના બચ્ચાંનો બાપ અથવા તેની મા હોય, અથવા જે માણસના

મરનાંબચ્ચાંને તેના મા બાપે અથવા જે સ ખસના હવા લામાંતેબચ્ચું હોયતે સખસે ખુલ્લું મુકવું અથવાતજવું.

**હવાલામાં એવું બચ્ચું હોય, તે માણસ અગર તે બચ્ચાંને બીલકુલ તજવાના ઇરાદાથી તે બચ્ચાંને કોઈ જગામાં ખુલ્લું મુકે, અથવા મુકે તો, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ખુલાસો—અગર તે પ્રમાણે તે ખુલ્લું મુકવાથી તે બચ્ચું મરી જાય, તો તે મુકદ્દમાની કેફિયત મુજબ તે ગુન્હેગારની ખુન અથવા શિક્ષણ્ય મનુષ્યવધને માટે તજવીજ થવામાં અટકાવ કરવાની આ કલમની મતલબ નથી.**

## વિશેષ સમજુતી.

આ કલમના ખુલાસાથી જણાય છે કે છોકરૂં ખુલ્લુ મુકવાથી તે છોકરૂં મરી જાય તો, મુકનાર મા અથવા વાલી ઉપર ખુનનું તોહમત આવે.

૨. વિધવા સ્ત્રીઓને હરામના હમલ રેહે તેને છોકરૂં અવતરે તે છોકરાંનો જન્મ છુપાવી પોતાનું કૃત્ય ઢાંકવા સારૂ છોકરૂં ફેંકી દે છે; તે માટે તથા બીજા કોઈ પણ કારણથી છોકરાંનો જન્મ થયા પછી બાર વર્ષ સુધી ગમે તે વખતે કાંઈ પણ ગેરવ્યાજબી કારણથી હમેશને માટે તજી દેવાના હેતુથી ખુલ્લુ મુકે, તેનો અટકાવ થવા માટે આ કલમ છે.

૩. સન ૧૮૭૭ માં વરસાદ છેક કમી પડયો, તેથી અનાજ પાકયું નહી તે અરસામાં ઘણીજ મોઘવારીને લીધે બીચારા ગરીબ લોક ભુખે મરવા લાગ્યા, તે વખતે છોકરાં તેની માએ તજી દીધાં હતાં અને તેવાં છોકરાં જથાબંધ રવડતાં હતાં. આવે પ્રસંગે આ કલમનો અમલ થાય તો પછી ઘણુંજ કમકમાટ ભરેલું કેહેવાય. પરંતુ આ કલમનો તેવો હેતુ નથી. મુળ ગર્ભપાતના પેટામાં આ કલમ ઘડી કાઢવામાં આવી છે. એટલે તેનો હેતુ એવો જણાય છે કે હરામનો હમેલ રહ્યા પછી જે છોકરૂં અવતરે, તેને કોઈ પણ રીતે રાખી તો શકાય નહી, ત્યારે તેને તજી દેવામાં આવે છે, તેનો અટકાવ આ કલમથી થાય છે.

**ફેંસલા**—કેદીએ પોતાના છોકરાંને રખડતું મુકયું, પણ રખડતું મુકયાના કારણથી મરી નહીં જતાં તે મરી તો ગયું, તેવી બાબતમાં કેદીને જો કે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવાય, પણ ખુનનો ગુન્હેગાર ઠરાવી શકાય નહી. થંડી અથવા ખુલ્લું મુકવાના બીજા કેટલા એક પરીણામથી મોત થએલું હોય તે, તે કલમમાં આવી જાય છે. રાણી વિ. ખોદાબક્ષ ફકીર ઉર્ફે ખુદીરામ ફકીર. ૧૦ વિ. રી. પ્ર. પર.

મા બાપ ન્હાની છોડી અથવા છોકરૂં એવી રીતે તજી ન દે, કે જેથી તે છોકરાં પોતાની સંભાળ લેવાને અશક્ત હોવાથી મોત થાય અથવા નુકશાન થાય એવા જોખમમાં આવી પડે, એ અટકાવવાને આ કલમ બનાવેલી છે. ફેલ્રા હરીઆનીના મુકરદમાનો ફરીતપાસની બાબતમાં. ૧૬ વિ. રી. પ્ર. ૧૨.

એક તુરતના જન્મેલા છોકરાની મા માંદી હોવાથી એક સ્ત્રીને તે છોકરાંને ખુલ્લુ મુકવા આપ્યું, તેમાં ઠરાવ્યું કે તે છોકરાની માને તેમજ ખુલ્લુ મુકનાર ઓરત, તે છોકરાની મા નહી હોવાથી તેને પણ આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવાય નહી. જ્યારે મુળ બાબત

ગુન્હો નથી તો તેમાં બંને સ્ત્રીઓ ઉપર મદદગારીનો ગુન્હો પણ ચાલી શકે નહી. રાણી વિ. બાજુ. મ. હા. રી. પ્ર. ૨૩૧.

કોઈ માએ પોતાની ન્હાની છોડીને તજી દીધી હોય એવું ધારીને કે તેવી રીતે તદન તજી દેવાથી તેણીનું મોત થવાનો સંભવ થશે, એવી બાબતમાં એમ ઠરાવવામાં આવ્યું કે તેણીને પીનલકોડની કલમ ૩૦૪ અ. અને આ કલમ મુજબ શીક્ષા થાય નહી, પણ ફક્ત કલમ ૩૦૪ મુજબ શીક્ષા થાય. રાણી વિ. બાની. ઈ. લા. રી. ૨ અ. ૪૪૯.

મુડદુ છાની રીતે વગે કરી દઈને જન્મ છુપાવવો.

**૩૧૮. જે માણસ કોઇ બચ્ચાંનું મુડદું છાની રીતે દાટીને અથવા બીજી રીતે વગે કરીને, તે બચ્ચાંનો જન્મ ઇરાદાથી છુપાવે અથવા છુપાવવાની કોશિસ કરે, તે માણસને પછી અગર તે બચ્ચું જન્મતાં પેહેલાં અથવા જન્મ્યા પછી અથવા જન્મતાં જન્મતાંજ મરી ગયું હોય, તોપણ બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—ફક્ત ચાર મહીનાનો ગર્ભ હોય તો, તે છોકરાનો જન્મ છુપાવવાને માટે આ કલમ મુજબ કોઈ માણસને ગુન્હેગાર ઠરાવી શકાય નહી. ૪ મ. હા. કો. રી. અપે. પ્ર. ૬૩.

આ કલમ પ્રમાણેના ગુન્હાની કોશીસ કરવાના તોહમતમાં છોકરાંનું મુડદુ હાથ આવેલું જોઇએ, અને તે તોહમતદાર સ્ત્રીએ જણેલું છે એવું શાબેત થવું જોઇએ. રાણી વિ. વીલીયમ, આર્ચ. પ્ર. ૭૭૫.

એક છોકરાને એક પેટીમાં મુકી તે પેટી બીજી પેટીમાં મુકવામાં આવી, અને તે પેટીઓ એવી જગોએ મુકી કે જ્યાંહાં માણસો જાય આવ કરે તો દેખી શકે. એ બંને પેટીને તાળું દીધેલું ન્હોતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે જન્મ છુપાવ્યો કેહેવાય નહી. રાણી વિ. જીયોજ. આર્ચ. પ્ર. ૭૭૫.

વખતે એવું પણ બને છે કે ઉઘાડી પેટીમાં છોકરૂં મુક્યું હોય, તોપણ જન્મ છુપાવ્યો એવું ઠરી શકે છે, રાણી વિ. કુક. આર્ચ. પ્ર. ૭૭૫.

## વ્યથા.

વ્યથા.

**૩૧૯. જે માણસ કોઇ સખસને કાંઇ શરીરનું દુઃખ, રોગ અથવા અશક્તતા કરે, તેણે "વ્યથા કરી" એમ સમજવું.**

મહાવ્યથા.

**૩૨૦. નીચે લખેલા પ્રકારની વ્યથાનેજ "મહાવ્યથા" એવું નામ આપેલું છે—**

**પેહેલો**—પુરૂષત્વનો નાશ.

**બીજો—બેમાંની કોઈ પણ આંખની જોવાની શક્તિ જાથુ જવી.**

**ત્રીજો—બેમાંના કોઈ પણ કાનની સાંભળવાની શક્તિ જાથુ જવી.**

**ચોથો—કોઇ અવયવ અથવા સાંધો જવો.**

**પાંચમો—કોઈ અવયવ અથવા સાંધાની શક્તિનો નાશ થવો, અથવા તેની જાથુ ક્ષીણતા થવી.**

**છઠો—ડોકાંની અથવા ચેહેરાની જાથુ બદસીકલ થવી.**

**સાતમો—કાંઈ હાડકાનું અથવા દાંતનું ભાગવું અથવા ખશી જવું.**

**આઠમો—જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે અથવા જેથી વીસ દિ-**

**વશની મુદત સુધી, વ્યથા થયેલા માણસને શરીરનું ભારે દુઃખ ખમવું પડે, અથવા તે પોતાનો હમેશનો ધંધો કરવાને અશક્ત રેહે, એવી કોઈ પણ વ્યથા.**

## વિશેષ સમજુતી.

જ્યારથી કોઈ માણસને એટલી બધી ઈજા થાય કે તેને હોસ્પીટલમાં જવું પડે, પણ તે પુરતી રીતે સારો થઈ ૨૦ મે દાહાડે ત્યાંહાંથી બાહાર જાય, તો એવો નિર્ણય કરવામાં આવ્યો છે કે તે ૨૦ મો દાહાડો પણ પેહેલાંની બીમારીના દાહાડાઓમાં ગણવો. મતલબ જ્યારે તે ફરીયાદ કરી પોતાની નુકશાની ભરી લેવા માગે, ત્યારે સાજો થઈ બાહાર નિકળવાનો દીવશ તેને બીનરોજગારમાં કાહાડયો સમજી તેનું વળતર લે.

૨. ગાયકવાડી રાજ્યમાં દસ બાર દિવશ સુધીની વ્યથાને મહાવ્યથા ગણેલી છે.

**ફેંસલા**—આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવતા પેહેલાં એમ શાબીત થવું જોઈએ કે, તે કલમમાં બતાવેલી વ્યયા મહાવ્યથા તરીકે થએલી છે. રાણીવિ. કામીની દાસી. ૧૨ વિ. રી. પ્ર. ૨૫.

તોહમતદારે જીંદગીનું જોખમ થાય એટલો બધો ફરીયાદીને માર્યો, એવું મહાવ્યથાનો ગુન્હો ઠરાવવાને માટે શાબીત કરવાની કાંઈ જરૂર નથી. રાણી વિ. પરમાનંદ ડીહુલીઆ ઉરફે પરમેશ્વર. ૧૮ વિ. રી. પ્ર. ૨૨.

પીનલકોડની કલમ ૩૨૫ મુજબ બુદ્ધિપુર્વક મહાવ્યથાનો ગુન્હો ઠરાવવાને માટે આ કલમમાં બતાવેલી આઠ જાતોમાં આવી જાય તેવી ખુશીથી કરેલી અમુક ઈજા થયેલી હોવી જોઈએ. રાણી વિ. બદરી રોય. ૨૩ વિ. રી. પ્ર. ૬૫.

કેદીયોએ ફરીયાદીના હાથ પગ બાંધી તેને ઊંચે લટકાવી તેના ગાલપર ડાહામ દીધા, તેથી તેમાં ઠરાવ્યું કે જો તેમ થવાથી હમેશને માટે બદશીકલ જેવો ચેહેરો થાય એમ હોય તો, તે મહાવ્યથાનો ગુન્હો છે. સરકાર વિ. અંતો દાદોબા વિગરે. ૧ મુ હા. રી. પ્ર. ૧૦૧.

બુદ્ધિપુર્વક વ્યથા કરવી.

**૩૨૧. જે માણસ કોઈ સખસને વ્યથા કરવાના ઇરાદાએ અથવા તેથી કોઇ સખસને પોતાથી વ્યથા થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં કાંઇ કામ કરે, અને તે કામથી કોઇ સખસને વ્યથા કરે, તો તે "માણસે બુદ્ધિપુર્વક વ્યથા કરી" એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં તેટલા માટે તેણે વ્યથા કરી નહી, પણ કરતી વેળા તે જાણીતો જોઈએ કે મોત નીપજશે, પણ એથી ઉલટું કોઈ સખસે શરીરને વ્યથા કરવાની ધારણા રાખી હોય ને તેમાંથી મોત નીપજે તો, એમ ઠરતું નથી કે તેણે ખુનનો ગુન્હો કર્યો, કેમકે ઘણી જાતની વ્યથા હોય છે જેમાંથી મોત નીપજેજ નહી, તેટલા માટે એમ બતાવવામાં આવે કે ગુન્હેગારે ફક્ત એક હાથ ભાગ્યાનો ઈરાદો રાખ્યો ને તે પ્રમાણે તે ભાગ્યો, પણ ત્યાર પછી તેને ગુરદાનું દરદ થઈ આવ્યું અને તેથી પેલો ઘાયલ મરણ પામ્યો તો, તેમાં જાણીબુજીને ખુન કર્યું એમ ઠરતું નથી.

**ફેંસલો**—કોઈ સ્ત્રીએ પોતાના ધણીને ચીડવવાથી તેણે તેણીને પાંસળામાં લાત મારી, અને તેથી તે મરી ગઇ. તે કામમાં તેણીના પાંસળામાં દરદ હતું એવી માહિતી ધણીને નહી હોવાથી મુક્કાથી અને ત્યાર પછીની તરતની તેની વર્તણુંક ઉપરથી મનુષ્યની

જીંદગીને જોખમમાં નાંખે એવી વ્યથાનો તેના કૃત્યથી સંભવ બનશે, એવો તેનો ઈરાદો અથવા માહીતી ન્હોતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે પીનલકોડની કલમ ૩૧૯ અને આ કલમ મુજબ ધણી ગુન્હેગાર હતો, પણ તે ૩૨૦ અને ૩૨૨ કલમ મુજબ ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. બીશગોનોશયો. ૮ વિ. રી. પ્ર. ૨૯.

બુદ્ધિપુર્વક મહાવ્યથાકરવી.

**૩૨૨. કોઇ માણસ બુદ્ધિપુર્વક વ્યથા કરે અને જે વ્યથા કરવાને તેનો ઈરાદો હોય અથવા જે વ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે વ્યથા અગર મહાવ્યથા હોય,તથા જે વ્યથા તે કરે તે વ્યથા મહાવ્યથા હોય તો, તે માણસે "બુદ્ધિપુર્વક માહાવ્યથા કરી" એમ સમજવું.**

**ખુલાસો—કોઇ સખસ આ બંને વાત કરે, એટલે મહાવ્યથા કરે,તથા મહાવ્યથા કરવાનો ઇરાદો કરે, અથવા મહાવ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય, તોજ તેને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરી એમ સમજવું, નહિ તો નહી. પણ અગર એક પ્રકારની મહાવ્યથા કરવાનો ઇરાદો કરીને, અથવા એક પ્રકારની મહાવ્યથા પોતાથી થવાનો સંભવ જાણ્યા છતાં, તે ખરેખર બીજા પ્રકારની મહાવ્યથા કરે, તો તેણે બુદ્ધિપુર્વક મહાવ્યથા કરી, એમ સમજવું.**

**દ્રષ્ટાંત.**

**ન. નો ચેહેરો જાથુ બદશિકલ કરવાના ઇરાદાથી, અથવા તે પોતાથી બદશિકલ થવાનો સંભવ જાણ્યા છતાં, અ. ન. ને એક સપાટો મારે, અને તે સપાટાથી ન. નો ચેહેરો બદશિકલ નહીં થાય, પણ તેથી વિસ દિવશની મુદત સુધી ન. ને શરીરનું ભારે દુઃખ ખમવું પડે, તો અ. એ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરી એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં ફક્ત કેદીના તે કામ કરતી વખતના મનના ઈરાદા વિષે વિચાર કરવાનો છે. તે વખતે જો તેણે ધાર્યું અથવા જાણતો હોય કે તેના કામથી ભારે હાની પોંહોચશે, તો તેણે ઉતાવળે વિચાર કરી નુકશાની કરી તે વાત ધ્યાનમાં લેવા જોગ નથી. એક કજીયામાં કેદીની ઉપર સાધારણ હુમલો કરવાનો અને વળી વેરભાવથી શરીરને સખત નુકશાન કરવાનો વાંક મેહેલવામાં આવ્યો હતો. પણ જ્યુરીએ એવો વિચાર આપ્યો કે " કેદીનો ઈરાદો સખત હુમલો અથવા વ્યથા કરવાનો હતો ખરો; પરંતુ અપમાન મળવાથી વિચાર કરયા વગર તે કામ ગુસ્સામાં કર્યું હતું, ત્યારે કોર્ટે એવો વિચાર આપ્યો કે આ હુમલો ધારા પ્રમાણે જો કે આગળથી વિચાર કરયા વગર અને ગુસ્સામાં કરયો હતો, તોપણ તે જાણી બુજીને કરવા બરાબર છે. " કારણ તેને સુદ્ધી હતી કે તે જે જાતનો હુમલો કરે છે તેથી વ્યથા થવાનો સંભવજ હતો. જ્યારે કોઇ માણસ એવું કામ કરે કે જેથી મોત નીપજે તો તે ઉપર શિક્ષણ્ય મનુષ્યવધનો ગુન્હો ઠરે, પણ તેથી ફક્ત શરીરને વ્યથા થાય તો ગુન્હેગારને હમેશાં આ કલમ પ્રમાણે શિક્ષા થાય છે, કારણ કે કલમ ૨૯૯ મીની બંધણમાં આણવાને શાબેત એવું કરવું જોઈએ કે તેના કામથી મોત નીપજવાનો

સંભવ છે, અને જેથી મોત નીપજે એવી ઈજા કરવાથી શરીરને બાધા થાય છે, એમ કેદીને જાણ હતી.

બુદ્ધિપુર્વકવ્યથા કરવાની શિક્ષા.

**૩૨૩. ૩૩૪ મી કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઈ પણ બાબતમાં, જે માણસ બુદ્ધિપુર્વક વ્યથા કરે, તેને એક વર્ષની મુદત સૂધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે જ્યારે શરીરને ઇજા કરવાનું કાંઈ વ્યાજબી કારણ હોય, ત્યારે તે બાબત ગુન્હો ગણી સજા કરવામાં આવતી નથી. જેમકે માજીસ્ટ્રેટ કોઈ ગુન્હેગારને ફટકા મરાવે, મા બાપ અથવા શિક્ષક બચ્ચાંઓને જે હલકી શિક્ષા કરે છે તેની છુટ છે. તેમ વળી એક શેઠને તેના ચાકરને મારવાનો અધિકાર નથી, પણ તેને ત્યાં જે શીખઉ રહ્યો હોય તેને તે શિક્ષા કરી શકે છે. કેમકે શીષ્યના સબંધથી ઉસ્તાદ અહીંયાં મા બાપ તરીકે ગણવામાં આવે છે. તે પ્રમાણે એક વાંહાણનો નાખોદા અગત્યને વખતે પોતાના ખલાશીને સજા કરી શકે છે. આ કલમનો ગુન્હો માંડીવાળી શકાય છે.

૨. આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી કરી શકાય છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલા**—વીસ દિવશ સુધી અશક્તિ થઈ હોય તો તે મહાવ્યથાનો ગુન્હો ગણાય છે, અને પંદર દીવશ સુધી અશક્તિ થઈ હોય તો બુદ્ધિપુર્વક વ્યથા ગણાય છે. રાણી વિ. બિસ્તુરામ સરમા વિગરે. ૧ વિ. રી. પ્ર. ૮.

મરનાર જે આઠ દશ વર્ષની છોડી હતી તેણીને મારી નાંખવાના વિચારથી નહી, પણ સજા કરવાના વિચારથી પીઠ ઉપર એક લાત અને મ્હોં ઉપર બે તમાચા મારેલા, જે ઉપરથી તેણીનું મોત થયું, એવી કેદીની પોતાની કબુલાત ઉપરથી ઠરાવવામાં આવ્યું કે, આ કલમ મુજબ બુદ્ધિપુર્વક વ્યથાનો ગુન્હેગાર ઠરાવી એક વર્ષ સખત મજુરીની શિક્ષા કરવી જોઈએ. રાણી વિ. બેશોર બેવા. ૧૮ વિ. રી. પ્ર. ૨૯.

આ કલમ વિરૂદ્ધનો ગુન્હો માંહો માંહી માંડીવાળી શકાય છે. રાણી વિ. જેઠા બાલા. ૧૦ મું. હા. રી. પ્ર. ૬૯.

ન્હાનું બાળક તેડીને જતી કોઈ સ્ત્રીને તોહમતદારે માથા અને ખભા ઉપર ખુબ માર માર્યો. આમાંનો એક ઘા બાળકના માથામાં વાગવાથી મોત તે બાળકનું થયું. તેમાં તોહમતદારે વ્યથાનો ગુન્હો કરયો છે એમ ઠરાવવામાં આવ્યું. રાણી વિ. શાહીરાઈ. ૨ ક. લા. રી. ૩૦૪, અને ઈ. લા. રી. ૩ ક. પ્ર. ૬૨૩.

કોઈ માણસે જાણીબુજીને બ્હરોળના રોગવાળા માણસને ઈજા કરી હોય, અને મોત કરવાનો અથવા જેથી મોત થવાનો સંભવ હોય, એવી શરીર ઉપર ઇજા કરવાનો ઈરાદો ના હોય, અથવા પોતાના કૃત્યથી મોત થશે એવી માહીતી ના હોય અને તેના કૃત્યથી એવા માણસનું મોત થયું હોય તો, તેવા કેસમાં તોહમતદારને આ કલમ મુજબ વ્યથાનો ગુન્હેગાર ઠરાવેલો તે બરોબર છે. રાણી વિ. ફોક્ષ. ઈ. લા. રી. ૨ અ. પ૨૩.

કોઈ માણસે મોત કરવાના અને મોતનો સંભવ બને તેવી શરીરને ઈજા કરવાના

અથવા તેના કૃત્યથી મોત થવાનો સંભવ બનશે એવું તે જાણતો હતો અથવા તેના કૃત્યથી મહાવ્યથાનો સંભવ બનશે એવો ઇરાદો કર્યા શિવાય ફક્ત વ્યથા કરવાના ઇરાદાથી બીજા માણસને ઇંટ મારી, અને તે ઇંટ તેની બ્હરોળની આશપાશ વાગવાથી તેની અંદર દરદ હોવાથી તે ફાટીને તેનું મોત થયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે થએલો ગુન્હો અવિચારી અને ભુલ ભરેલા કૃત્યથી થએલા મોતનો ગણાતો નથી, પણ બુદ્ધિપુર્વક વ્યથા કરવાનો ગુન્હો ગણાય છે. રાણી વિ. રણધીરસીંઘ. ઈ. લા. રી. ૩ અ. પ્ર ૫૯૭.

ભયંકર શસ્ત્ર અથવા સાધનવડેબુદ્ધિપુર્વક વ્યથા કરવી.

**૩૨૪. ૩૩૪ મી કલમમાં લખેલી બાબત સિવાય બીજી કોઇ પણ બાબતમાં, ગોળી અથવા તીર મારવાનાં, ખોસી ઘાલવાનાં, અથવા કાપવાનાં કાંઇ હથિયારવડે, અથવા જે હથિયારમારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઇ હથીયાર વડે, અથવા અગ્નિ કે કોઇ ગરમ કરેલા પદાર્થવડે, અથવા કાંઇ ઝેર કે ખાઇ જાય એવા કાંઇ પદાર્થ વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી,અથવા લોહીમાં જવાથી જે પદાર્થ માણસના શરીરનો નાશકારક હોય એવા કાંઈ પદાર્થ વડે,અથવા કોઇ જાનવરની મારફતે જે માણસ બુદ્ધિપુર્વક વ્યથા કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે આદમીઓની ભીડા ભીડ હોય તેમાં કોઈ બંદુક ફોડે, તેથી જે માણસને જખમ થાય તે માણસને જાણીબુજી જખમ કરવાના ઇરાદાથી બંદુકનો બાહાર કરવામાં આવ્યો હતો, એમ કેહેવાય.

૨. આ ગુન્હાની પ્રાઇમિફેસી કેસથી માગણી કરી શકાય છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલા**—કેટલાક સખસો મળીને એક સખસ ઉપર હુમલો કરે અને તેમાં તેનો હાથ ભાગી જાય તો, એ બુદ્ધિપુર્વક વ્યથા છે, હુમલો નથી. પડેલા મારથી હાડકાં ભાગે તો તે વ્યથા નહી, પણ મહાવ્યથા છે. રાણી વિ. રામલોહલસીંગ. ૫ વી. રી. પ્ર. ૧૨.

જીવ લે એવાં હથીયાર પાસે રાખી હંગામો કર્યાનું તોહમત, અને વળી આ કલમ પ્રમાણેનું તોહમત એવાં બે તોહમત લાવી શકાય નહીં. ગમે તે એક કલમનું તોહમત રખાય. ૧૦ વી. રી. પ્ર. ૬૩.

ધણીએ પોતાની ઓરતને લોઢું તપાવી ડામ દીધાથી તેનાપર આ કલમ મુજબ તોહમત રાખેલું, તેમાં ઠરાવ્યું કે તે તોહમત બરોબર છે. ૪ મું. હા. રી. પ્ર. ૧.

આ કલમ મુજબ વ્યથાના કેસના તોહમત અને ઠરાવમાં ભારે અને આકસ્મીક ગુસ્સાથી વ્યથા કરવામાં આવી હતી, એ બાબત આવી જવી જોઈએ નહીં. ૪ મ. હા. કો. રી. અપે. પ્ર. ૫.

આ કલમના અર્થાન્વય ઉપરથી એમ ઠરાવવામાં આવ્યું કે મોત થવાનો સંભવ બને તેવાં હથીયાર વાપરવાની રીત હોવી જોઈએ, તે કાંઈ જરૂરનું નથી. ૭ મ. હા. કો. રી. અપે. પ્ર. ૧૧.

કેદીએ પોતાની ઓરતને તેને ઘેર પાછી આવવાની માગણી સ્વીકારવાની ફરજ પાડવાને સારૂ પીનલકોડની કલમ ૩૩૦ મુજબ વ્યથા કર્યાનો જડજે કેદીને ગુન્હેગાર ઠરાવ્યો હતો. આવી માગણીનો સમાવેશ કલમ ૩૩૦ માં થતો નથી. તે કલમ તો ખુલ્લી રીતે મીલકતની માગણીને લાગુ પડે છે. તથાપી કેદીએ પોતાની ઓરતને આ કલમ મુજબ કાપવાના હથીયારથી હલકી રીતે જખમ કર્યો છે. માટે કલમ ૩૩૦ મુજબ તોહમત ફેરવી આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી શીક્ષા ફેરવવામાં આવે છે. મહારાણી વિ. ઈલા બેયન ઈ. લા. રી. ૧૧ મ. પાનું. ૨૫૭.

બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાની શિક્ષા.

**૩૨૫. ૩૩૫ મી કલમમાં લખેલી બાબત સિવાય બીજી કોઇ પણ બાબતમાં જે માણસ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તેને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

વીલાયતમાં છપાએલા એક મુકરદમામાં એવું માલુમ પડયું કે કેદીએ એક બાયડીને તેની સાથ બદકર્મ કરવા માટે તેનો સ્નેહ ઉસ્કેરવાને કાંઈ વસાણું ખવરાવ્યું. એ ગુન્હો મંજુર રાખી તેને શિક્ષા કરી હતી, પણ જો કોઈના માગવા ઉપરથી એક પણ સખસ તેવું વસાણું લાવી આપે ને તે જાણતો પણ હોય કે તે ખાવાજ મંગાવે છે તથા તે ખાવામાં ચોકસ માઠી નેમ છે, તેથી વાકેફ હોવા છતાં બીજા સાથે બદકર્મ થાય તો, લાવી આપવાથીજ તે ગુન્હેગાર ઠરતો નથી.

૨. આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી કરી શકાય છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

**ફેંસલા**—હુમલો કરવાને માટે કેદી ઘરમાં પેઠો અને તે ઈરાદો પાર પાડવાને માટે મહાવ્યથા કરી. મુખ્ય ગુન્હા (મહાવ્યથા) ને માટે ગુન્હેગાર ઠરાવી સજા કરતી વખત ઠરાવવામાં આવ્યું કે ઘર પ્રવેશને માટે જુદી સજા કરવાની જરૂર નથી. રાણી. વિ. બચુરાનાહ. ૨ વિ. રી. પ્ર. ૨૯.

બુદ્ધિપુર્વક મહાવ્યથાના ગુન્હાને માટે એકલા દંડની સજા થઇ શકે નહી, પણ દંડ અને કેદ બંને સજા થઈ શકે છે. રાણી વિ. સરોદા પૈશગર અને પ્રોસુનો પેશગર ૨ વિ. રી. પ્ર. ૩૨.

મહાવ્યથાના ગુન્હાને માટે કેદ અને દંડ બંને સજા થઈ શકે છે, પણ કેદ અથવા દંડની સજા થઈ શકે નહીં. રાણી વિ. મીનાઝુદીન વિગરે. ૨ વિ. રી. પ્ર. ૩૩.

હુમલો કરતી વખતે કાંઈ ઈજા કરી હોય, પણ તે ઇજા કરતી વખતે મોત થશે એવો ઈરાદો, માહીતી અથવા સંભવ હતો એવું માલમ ના પડે તો, ગુન્હો શીક્ષણ્ય મનુષ્યવધનો ગણાય નહી, પણ બુદ્ધિપુર્વક મહાવ્યથાનો ગણાય છે. રાણી. વિ. મેધા મીયાં. ૨ વિ. રી. પ્ર. ૩૯.

ખુન અને શિક્ષણ્ય મનુષ્યવધના ગુન્હાઓમાં ઈરાદો અથવા મોત થવાનો સંભવ છે એવી માહીતી હોય એમ ધારવામાં આવે છે. આવો ઈરાદો અથવા માહીતી શાબીત ના થાય તો, ગુન્હો મહાવ્યથાનો ગણાય. રાણી વિ. રામરચીયાસીંગ વિગરે. ૪ વિ. રી. પ્ર.૨૯.

મહાવ્યથા અને હંગામો એ બંને ગુન્હાઓને માટે મુખ્ય ગુન્હેગાર તરીકે કેદીઓને

ગુન્હેગાર ઠરાવ્યા, પછી તે ગુન્હાઓની મદદગારીને માટે તેમને ફરીથી ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. રામનારાયણ જોસ વિગરે. ૪ વિ. રી. પ્ર. ૩૭.

**બ**. એ **ન**. જેને બ્હરોળનો રોગ હતો તેને મહાવ્યથાનો સંભવ છે એવું પોતે જાણીને ઈજા કરી, પણ મોત કરવાનો અથવા મોત થવાનો સંભવ બને એવી શરીરને ઈજા કરવાનો ઈરાદો ન્હોતો, તેમજ પોતાના કૃત્યથી મોત થશે એવી તેને માહીતી પણ ન્હોતી, પણ **ન**. મરી ગયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પીનલકોડની કલમ ૩૦૪ **અ**. મુજબ **બ**. ગુન્હેગાર નથી, પણ આ કલમ મુજબ બુદ્ધિપુર્વક માહાવ્યથાના ગુન્હાને માટે ગુન્હેગાર છે. રાણી વિ. ઓબ્રીઅન. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૭૬૬.

મોત કરવાના અથવા મોત થવાનો સંભવ રેહે એવી શરીરની ઈજા કરવાના ઈરાદા સિવાય અથવા તેથી મોત થવાનો સંભવ છે એવી માહીતી સિવાય, અને મહાવ્યથા કરવાના ઈરાદાથી મુકકો માર્યો હોય ને તેથી તે મરી જાય તો, એ અવિચારી અને ભુલ ભરેલા કૃત્યથી મોત થયાનો ગુન્હેગાર નથી. પણ આ કલમ મુજબ ગુન્હેગાર છે. રાણી વિ. ઈંદુ બેગ. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૭૭૬.

ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી.

**૩૨૬. ૩૩૫ મી કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઇ પણ બાબતમાં, ગોળી અથવા તીર મારવાનાં, ખોસી ઘાલવાનાં અથવા કાપવાનાં કાંઇ હથીયારવડે, અથવા જે હથીયાર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઇ હથીયાર વડે, અથવા અગ્નિ કે કાંઇ ગરમ કરેલા પદાર્થવડે, અથવા કાંઇ ઝેર કે ખાઇ જાય એવા કાંઇ પદાર્થ વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદાર્થ માણસના શરીરનો નાશકારક હોય, એવા કાંઇ પદાર્થ વડે, અથવા કોઇ જાનવરની મારફતે, જે માણસ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે. એકસ્ટ્રાડીશન આકટની કલમ ૧૧ જુઓ.

**ફેંસલા**—કોઈ બીજા માણસ સાથે બદકામ કરવાને માટે એક માણસે પોતાની સ્ત્રીનું નાક કાપી નાંખ્યું હોય તો, તેને માટે કેટલી સજા કરવી જોઈએ તેનો આધાર મહાવ્યથા કરવામાં આવેલા વખત ઉપર છે, એટલે તેજ પળે અથવા ધણીના અપમાન થયા પછી ઘણીવારે તે કૃત્ય કર્યું હતું કે શી રીતે તે ઉપર છે. રાણી વિ. સુલામત રૂસુઆ. ૪ વિ. રી. પ્ર. ૧૭.

ફરીયાદી ઉપર કેદીએ જબરદસ્તી કરી પોતે લખી આપેલું ખત પાછું લેવા ફરીયાદીને અટકાવી રાખ્યો, અને તેનું નાક કાપ્યું, તેથી આરોપીપર કલમ ૩૨૬ અને ૪૫૭ પ્રમાણેનું તોહમત નહી રેહેતાં કલમ ૩૯૭ પ્રમાણે ખુન અથવા મહાવ્યથા કરવાની કોશીસની સાથે ડાકાઈટી કરવાનું તોહમત રહી શકે છે. સરકાર વિ. ખંડેરાવ બાજીરાવ વિગરે. ૧ મું. હા. રી. લા. પ્ર. ૧૦.

જબરાઈથી કાંઈ મીલકતક હડાવવા સારૂ અથવાકાંઈકા યદા વિરૂદ્ધ કામ કરાવવાસારૂબુદ્ધિપુર્વકવ્યથા કરવી.

**૩૨૭. કોઇ સખસને વ્યથા કરીને તે સખસ પાસે અથવા તેની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે, જબરાઇથી કાંઈ મિલકત અથવા કિમતી દસ્તાવેજ કહુડાવવાના કારણસર, અથવા વ્યથા કરેલા સખસ પાસે કે તેની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાંસે જબરદસ્તીથી કાંઇ કાયદા વિરૂદ્ધ કામ અથવા જે કામથી કાંઇ ગુન્હો કરવો સેહેલ થાય એવું કામ કરવાના કારણસર જે માણસ બુદ્ધિપુર્વક વ્યથા કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઇમાફેસી કેસથી માગણી થઈ શકે છે. જુઓ એકસ્ટ્રાડીશન આક્ટની કલમ ૧૧.

કાંઈ ગુન્હો કરવાના ઈરાદાથી ઝેરવગેરે પદાર્થવડે વ્યથા કરવી.

**૩૨૮. કોઇ સખસને વ્યથા કરવાના ઈરાદાથી અથવા કાંઇ ગુન્હો કરવાના કે કાંઇ ગુન્હો કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તેથી પોતાથી વ્યથા થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં જે માણસ તે સખસને કાંઈ ઝેર અથવા બેહોંશ કરે કે કેફ આપે, અથવા અવગુણ કરે એવું કાંઇ વસાણું અથવા બીજી વસ્તુ આપે, અથવા લેવડાવે તે માણસને દસ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઇમાફેસી કેસથી માગણી થઇ શકે છે. એકસ્ટ્રાડીશન આક્ટ કલમ ૧૧ જુઓ.

૨. મોત આણવાના ઈરાદાથી આ કલમ પ્રમાણે કાંઈ ઝેરી પદાર્થ વિગરે ખવડાવવામાં આવે, તો તે કૃત્યનો આ કલમમાં સમાવેશ થઈ શકતો નથી, જુઓ કે अ. એ ब. ને તેના ખાવાના પદાર્થમાં ધંતુરાના બીજ લાવી વાટી મીશ્રણ કરી ખવડાવ્યાં, આથી નક્કી થાય છે કે તે ધંતુરાના બીજથી માણસનું મોત થશે એવો સંભવ હોતો નથી, માટે તેણે આ કલમ પ્રમાણે વ્યથા કરી ગણાય.

**ફેંસલા**—કોઈ એક માણસે જાણીબુજીને તાડીના વાસણમાં ઝાડનો રસ મુકયો, એવું ધારીને કે તે પીનાર માણસને ઇજા થશે, અને તેથી કરીને કોઈ એક ચોર હમેશાં તે વાસણમાંથી તાડી ચોરી જઇ બાહાર વેચે છે, અને તે તાડી કેટલાક સીપાઈયો પીયે છે, અને તેથી તેમને ઈજા થએથી એ ચોર પકડાશે. તેમાં આ માણસને આ કલમ મુજબ ઈજા કરવાના ઈરાદાથી અવગુણ કરે તેવી ચીજ પીવડાવવાનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો તે બરોબર છે, અને આ કેસને પીનલકોડની કલમ ૮૧ લાગુ પડતી નથી. "જેમાં એવું કહેલું છે કે સાપ્રાધ ઈરાદા શિવાય ઇજા કરવાને કાંઈ કૃત્ય કરવું તે ગુન્હો નથી." રાણી વિ. ધાણીઆ દાજી. ૫ મું. હા. કો. રી. પ્ર. ૫૯.

આ કલમમાં "અથવા બીજી વસ્તુ" એ શબ્દો પેહેલાંના શબ્દો જોડે સબંધ રાખે છે, અને તેનો અર્થ "અવગુણ કરે તેવી ચીજ" એમ કરવો જોઈએ, પણ "ફક્ત બી-

જી વસ્તુ" એમ કરવો જોઈએ નહી. જોતા ઘોરાઈ અરજદાર. ૧ વી. રી. પ્ર. ૭.

જીંદગી ભયમાં ના હોય તે વખતે ઝેરી ઔષધી આપવાના ગુન્હાને માટે સજા આ કલમ મુજબ થાય છે, પણ પીનલકોડની કલમ ૩૨૬ મુજબ મહાવ્યથાના ગુન્હા તરીકે થઈ શકે નહી. રાણી વિ. જોય ગોપાળ ઉરફે જંગલી. ૪ વિ. રી. પ્ર. ૪.

જબરદસ્તીથી કાંઈ મીલકત કહડાવવા અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ કામ કરાવવાસારૂબુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી.

**૩૨૯. કોઇ સખસને મહાવ્યથા કરીને તે સખસ પાસે અથવા તેની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે જબરાઇથી કાંઇ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ કહાડવવાના કારણુસર અથવા મહાવ્યથા કરેલા સખસ પાસે કે તેની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે જબરદસ્તીથી કાંઇ કાયદા વિરૂદ્ધ કામ અથવા જે કામથી કાંઇ ગુન્હો કરવો સેહેલ થાય, એવું કામ કરાવવાના કારણસર જે માણસ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમિફેસી કેસથી માગણી થઇ શકે છે. એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧ જુઓ.

જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ મીલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિપુર્વક વ્યથા કરવી.

**૩૩૦. કોઇ સખસને વ્યથા કરીને તે સખસ પાસે અથવા તે સખસની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર અથવા વ્યથા કરેલા સખસ પાસે કે તેની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે જબરદસ્તીથી કાંઇ મિલકત અથવા કિમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઇ લેહેણું કે માગણું પતાવે અથવા જેથી કાંઇ મિલકત કે કિંમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઇ ખબર આપે, એમ કરવાના કારણસર જે માણસ બુદ્ધિપુર્વક વ્યથા કરે તે માણસને સાત વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

### દ્રષ્ટાંત.

(अ.) **ज. ની પાસે કાંઇ ગુન્હો કર્યો કબુલ કરાવવા સારૂ જો अ. પોલીસ અમલદાર ज. ને શરીર વેદના કરે તો, अ. આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.**

(ब.) **અમુક ચોરેલી મિલકત ક્યાંહાં મુકેલી છે તે દેખડાવવાને ब. લલચાય, એટલા સારૂ જો अ. પોલીસ અમલદાર તેને શરીર વેદના કરે તો, अ. આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે, એમ સમજવું.**

(ક.) ज. ની પાસે મેહેસુલની કાંઇ બાકી લેહેણી છે તે તેની પાસે ભરાવવા સારૂ જો अ. મેહેસુલનો અમલદાર ज. ને શરીર વેદના કરે. તો, આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

(ड.) એક રઇયતની પાસે તેનું ગણોત ભરાવવા સારૂ જો अ. જમીનદાર તેને શરીર વેદના કરે, તો अ. આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે, એમ સમજવું.

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે, જુઓ એક્સ્ટ્રાડીશન આકટ કલમ ૧૧

**ફેંસલા**—આ કલમની અંદર કેસ લાવવાને માટે પીનલકોડ મુજબ સજા થઈ શકે તેવી કોઈ ગેરવર્તણુંક અથવા ગુન્હાની કબુલાત જબરાઈથી મેળવવાના વિચારથી ફરીયાદીને વ્યથા કરવામાં આવી હતી, એ શાબીત કરવાની જરૂર છે. તેથી કરીને જાદુ કરવાના તોહમત રાખેલા કેસમાં જબરાઈથી કબુલાત લેવામાં આવી હોય તો તેવા કેસને ઉપલી કલમ લાગુ પડતી નથી. રાણી વિરૂદ્ધ બાબુ મુનકુ વિગરે. ૧૩ વિ. રી. પ્ર. ૨૩.

*જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ મિલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી.*

**૩૩૧.** કોઇ સખસને મહાવ્યથા કરીને તે સખસ પાસે, અથવા તે સખસની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે, જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઇ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા મહાવ્યથા કરેલા સખસ પાસે કે તેની સાથે સબંધ રાખનારા કોઈ સખસ પાસે જબરદસ્તીથી કાંઈ મિલકત અથવા કિમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઇ લેહેણું કે માગણું પતાવે અથવા જેથી કાંઇ મિલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઈ ખબર આપે, એમ કરવાના કારણસર જે માણસ બુંદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઇ શકે છે, એક્સ્ટ્રાડીશન આકટની કલમ ૧૧ જુઓ.

**ફેંસલો**—કેદીની ગેરહાજરીમાં પ્રથમ લીધેલા શાક્ષીઓને આરોપીતની રૂબરૂ બોલાવી તેઓની શાક્ષી લેવા જોગ છતાં લીધી નથી, માટે તેમને કમીટ કરવું રદ છે. સરકાર વિ. બોમા ચોકીદાર. ૨૨ ક. વી. રી. પ્ર. ૩૩.

*કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપુર્વક વ્યથા ક*

**૩૩૨.** કોઈ સખસ સરકારી નોકર હોય અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય, તેવામાં તે સખસને જે માણસ બુદ્ધિપુર્વક વ્યથા કરે, અથવા તે સખસને અથવા કોઇ બીજા સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખસે પોતાના સરકારી હોદ્દાનો કા-

૨વી. યદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય, અથવા કરવાની કોશિસ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે સખસને બુદ્ધિપુર્વક વ્યથા કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.'

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે, જુઓ એકસ્ટ્રાડીશન આકટની કલમ ૧૧.

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી.

૩૩૩. કોઈ સખસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય તેવામાં તે સખસને જે માણસ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, અથવા તે સખસને અથવા કોઈ બીજા સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય, અથવા કરવાની કોશિસ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે સખસને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે, એકસ્ટ્રાડીશન આકટની કલમ ૧૧

ક્રોધ ઊત્પન્ન થએથી બુદ્ધિપુર્વક વ્યથા કરવી

૩૩૪. ભારે તથા આકસ્મિક ક્રોધ ચઢેથી કોઇ માણસ બુદ્ધિપુર્વક વ્યથા કરે, અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર સિવાય બીજા કોઇ સખસને વ્યથા કરવાનો તેણે ઇરાદો કર્યો ન હોય, તથા તે સિવાય બીજા કોઈ સખસને પોતાની વ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય, તો તે માણસને એક મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસેં રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

આ કલમમાં અને એની નીચેની કલમનો અર્થ એજ છે કે, જો કોઇ સખસ ક્રોધનો મારયો બીજો સખસ કે જેણે ક્રોધ ઉત્પન્ન કરયો તેની ઉપર હુમલો કરે, તો તેને ઘણી હલકી સજા થાય છે. પણ જો રીસથી પોતાનો મીજાજ ખોયા પછી જેણે ક્રોધ ઉત્પન્ન કરયો તેને છોડીને બીજા કોઈ નિરપ્રાધિયો ઉપર હુમલો કરે તો, તેને ઉપર પ્રમાણે હલકી સજા થાય નહી.

**ફેંસલો**—ભારે અને આકસ્મીક ઘુસ્સાથી ઘુસ્સો કરનાર માણસને વ્યથા કરવી તે આ કલમ મુજબ ગુન્હો ગણાય છે, પણ કલમ ૩૨૪ મુજબ ગુન્હો ગણાતો નથી. રાણી વિ. ભાલા ચુલા. ૧ મુ. હા. કો. રી. પ્ર. ૧૭.

ક્રોધ ઉત્પન્ન થએથીમહાવ્યથા કરવી.

**૩૩૫. ભારે તથા આકસ્મિક ક્રોધ ચડેથી કોઇ માણસ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર સિવાય બીજા કોઇ સખસને મહાવ્યથા કરવાનો તેણે ઇરાદો કરયો ન હોય, તથા તે સિવાય બીજા કોઇ સખસને પોતાથી મહાવ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય, તો તે માણસને ચાર વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બેહજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ખુલાસો—એ ઉપલી બે કલમોને પણ ૩૦૦ મી કલમના ૧ લા અપવાદને જે શરતો લાગુ પડે છે, તે શરતો લાગુ પડે છે.**

**ફેંસલા**—કોઈ અંધારી ઓરડીમાં કોઇ માણસ અને તેની સ્ત્રી જુદાં સુઇ રહ્યાં હોય, ત્યાં અડધી રાત્રે બદકામ કરવાના ઇરાદાથી બીજો કોઇ માણસ પેઠો હોય, તેને તે માણસ પ્રાણઘાતક હથીયારવડે એક ઘાથી મારી નાંખે તો, મારનાર ભારે અને આકસ્મીક ગુસ્સાથી મહાવ્યથા કર્યાનો ગુન્હેગાર છે, એમ ઠરાવવામાં આવ્યું. રાણી વિ. ચુલનડી પોરામાનીક. ૩ વિ. રી. પ્ર. ૫૫.

કાંઇ પણ ઇરાદો અથવા ઇજા થવાનો સંભવ છે એવી માહીતી સિવાય ભારે અને આકસ્મીક ગુસ્સાથી મહાવ્યથા કરી હોય તો, તેને માટે આ કલમ મુજબ સજા થઇ શકે છે. રાણી વિ. અંબીકા તાંતીની વિગરે. ૪ વિ. રી. પ્ર. ૨૧.

કોઇ કેદી ઉપર પીનલકોડની કલમો ૩૦૪, ૩૨૩ અને ૩૨૫ મુજબ તોહમત રાખેલાં, પણ જ્યુરીએ આ કાયદાની કલમ ૩૨૫ મુજબ તેને ગુન્હેગાર ઠરાવી ફેંસલો આપ્યો, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે તે મહાવ્યથાને માટે નિર્દોષ થઇ છુટી જતો નથી, પણ ગુન્હો ઓછો થઇ જાય એવી હકીકત હોવાથી કલમ ૩૨૨ માં બતાવેલા ગુન્હાને માટે તે ગુન્હેગાર ઠર્યો હતો, જેથી આ કલમમાં બતાવેલી શીક્ષા થઇ શકે. રાણી વિ. લખી નારાયણ અગુરી. ૨૩ વિ. રી. પ્ર. ૬૧.

જે કામથી જીંદગી જોખમમાંઆવે અથવા બીજાઓના શરીરની સલામતીજોખમમાંઆવેતેકામને માટે શિક્ષા.

**૩૩૬. જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી અથવા બીજા સખસોના શરીરની સલામતી જોખમમાં આવે, તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસે પચાસ રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ ઉપરથી એવો નિર્ણય કરવામાં આવે છે કે જે સખસ ધાસ્તી ભરેલાં ઓજાર કોઈ કોળી અથવા હેલકરી સાથે મોકલે, તો તેની ફરજ છે કે તેની ખાશીયત વિશે ઉઠાવી લઇ જનારને ખબર આપવી. જો કોઇ સખસ "નાઈટ્રીક આસીડ" થી ભરેલું વાસણ તેમાં શું ભરેલું છે તેની પુરતી ખબર આપ્યા વગર એક કોળીના માથા ઉપર મુકે, અને તે રસ્તામાં ફાટી જાય તેથી જો લઈ જનારને ઇજા થાય તો, મોકલનાર ધણી થયેલી ઈજાનો જવાબદાર છે.

**કેંસલો**—હોડી સારી હાલતમાં નહી છતાં તથા તેમાં એક ચીરો હોવા છતાં તે હોડીમાં આશરે ૧૦૦ માણસ બેસાડી કેદીઓએ હોડી ચલાવી, તેથી તે ઉંધી પડી અને તેમાંથી ૭ માણસ બુડી મુવાં, તેથી તે કેદીઓ ઉપર આ કલમ મુજબ તોહમત રાખેલું, પણ હાયકોર્ટે એ તોહમત કલમ ૨૮૨ પ્રમાણે ઠરાવ્યું. રાણી વિ. ખોડા જગતા વિગરે ૧ મું. હા. રી. પ્ર. ૧૩૭.

જીંદગી અથવા બીજાઓના શરીરનીસલામતી જોખમમાં આવે એવું કામ કરીને વ્યથા કરવી.

**૩૩૭. જેથી માણસની જીંદગી અથવા બીજા સખસોના શરીરની સલામતી જોખમમાં આવે એવી બેફિકરી અથવા ગફ્લતી ભરેલી રીતે કાંઈ કામ કરીને જે માણસ કોઈ સખસને વ્યથા કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં જે બેપરવાઈ અથવા હુલડાઇ ભરેલું કામ કરવાથી મનુષ્ય જાતની જીંદગી જોખમમાં આવે છે, એવું જણાવલું હોય તે કામ નુકશાન ખમનારની બેપરવાઈ અથવા હુલડાઇથી નીપજ્યું જોઈએ, એવું આગળ જણાવી ગયા છીએ; પરંતુ ખરેખર ઘણીજ હાની થઈ હોય અથવા તેથી જો પ્રાણ ગયો હોય તો, ૩૦૪ થી કલમ પ્રમાણે સજા થાય છે, પણ કોઇ ઠેકાણે જો એક વૈદકશાસ્ત્રથી અણજાણ્યો સખસ બીજાનું દુઃખ ઓછું કરવાની મતલબથી જ્યાંહાં ભણેલા વૈદો ન આપે એવી હાલતમાં તેને "કલોરોફોરમ" નામની બેશુદ્ધ કરવાની દવા આપે, અને તેથી જો મોત નીપજે તો તે આપનાર ગુન્હેગાર ઠરે છે.

જીંદગી અથવા બીજાઓના શરીરનીસલામતી જોખમમાં આવે એવું કામકરીનેમહાવ્યથા કરવી.

**૩૩૮. જેથી માણસની જીંદગી અથવા બીજા સખસોના શરીરની સલામતી જોખમમાં આવે એવી બેફિકરી અથવા ગફ્લતી ભરેલી રીતે કાંઈ કામ કરીને જે માણસ કોઈ સખસને મહાવ્યથા કરે તે માણસને બે વર્ષની મુદત સુધીની, બેમાંના ગમેતે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં જે બેપરવાઇથી મરણ નીપજે છે તે બેપરવાઈ અથવા કસુર જેના ઉપર તોહમત મેહેલવામાં આવ્યું હોય તેની પોતાની તરફથી થવી જોઈએ.

૨. માટે જ્યાંહાં એક ઈંજિનેર પોતાનું ઇનિજીન કોઈ છોકરો જે પોતે કેહે કે હું ઇનિજીન સંભાળી સકનાર નથી, તે છતાં તેને સોંપી જાય અને પેલા છોકરાની ગેરસંભાળથી કોઈ માણસનું મરણ નીપજે તો, તે ઈંજિનેરે ખુન કરયા બરાબર છે, કેમકે એ ઈંજિનેરની પોતાની કસુર છે. એવું કામ કરનારને આ કલમોમાં જણાવ્યા પ્રમાણે શિક્ષા થાય છે. અને જો ઇનિજીન બરાબર ન ચલાવ્યાથી મોત નીપજ્યું હોય તો, તે જાણીબુજીને ખુન કરયા બરાબર છે.

૩. દવા આપવાનું કામ જાણ્યા વગર જે દવા આપે અથવા તે આપવામાં કસુર કરવાથી જે ગુન્હા થાય છે તે ગુન્હેગારને પણ આ કલમમાં જણાવેલી સજા થાય છે.

૪. વળી એક કેદી કોઈ દવાની ગોળી વેચવાનો આડતીગો હોય, તે કોઈ દરદીને તેના પ્રમાણ કરતાં વધારે ગોળીઓ આપે, જેથી તે મરી જાય તો તે ગુન્હેગાર ઠરે છે.

૫. દવા વેચવામાં સનદવાળા અને વગર સનદ મેળવેલા વૈદો વચ્ચે જો કે કોઈ પણ સમજુ માણસ ફરક જોતો નથી, તોપણ જો કોઈ વૈદ વૈદાનું જોઈતું જ્ઞાન ધરાવતાં છતાં કદાચ કોઈને દવા આપવામાં ભુલ કરે અને તે ભુલથી જો મોત નીપજે તો, ભુલ કરનાર કંઈ ખુન કરવાનો ગુન્હેગાર ઠરતો નથી, પણ જે ઠેકાણે શીખેલા વૈદની મદદ મળી શકે ત્યાંહાં કોઈ વૈદક શાસ્ત્રથી તદન અણજાણો પુરૂષ કોઇ આજારી માણસને સખત અને ધારતી ભરેલી દવાઓ આપે, અને તેથી જો પેલો આજારી મરે તો તે દવા આપનાર ખુન કરવાનો ગુન્હેગાર ઠરે છે.

**ફેંસલો**—મહાવ્યથા કરવાને માટે આ કલમ મુજબ પ્રતિવાદીને ગુન્હેગાર ઠરાવ્યો હતો. સાત આઠ વાગ્યાની દરમ્યાન રાત્રે ગાડીમાં બેસાડી શેહેરમાં થઇને પ્રતિવાદીને તેણીને ઘેર લેઈ જતા હતા, અને ગાડી રસ્તાની વચમાં સાધારણ રીતે પગે ચાલીને જવાને રસ્તે હાંકવામાં આવી હતી; રાત અંધારી હતી અને ગાડીમાં ફાનસ ન્હોતું, પણ હાંકનાર રસ્તે જનાર લોકોને ચેતવણી આપવાને મ્હોટેથી બુમ પાડતો હતો; અને ગાડી ફરીયાદીના બાપ અને એક બેહેરા ઘરડા માણસની લગોલગ આવ્યાથી ફરીયાદીનો બાપ પડી ગયો, અને તેના ઉપર પૈડું ફરી વળવાથી તે મરી ગયો. અભિપ્રાય લખી પુછવાથી એમ ઠરાવવામાં આવ્યું કે તોહમતદારના અવિચારીપણા અને ભુલથી હુકમ કરેલા કત્યથી મરનારનું મોત થયું હતું, એ વિશેનો કાંઈ પુરાવો મળી આવે છે કે નહી એ સવાલ કોર્ટને જોવાનો છે, અને આવી જાતનો પુરાવો કામમાં મળી આવતો નથી, તેથી ગુન્હો રદ કરવો જોઈએ. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૧.

---

## ગેરવ્યાજબી અટકાવ તથા ગેરવ્યાજબી કેદ બાબત.

ગેરવ્યાજબી અટકાવ.

**૩૩૯. કોઈ સખસનો જેણીમેર જવાનો હક્ક હોય તેણીમેર જતો તે સખસ અટકે એવી રીતે જે માણસ તે સખસને બુદ્ધિપુર્વક હરકત કરે, તે માણસે તે સખસને "ગેરવ્યાજબી અટકાવ" કરયો એમ સમજવું.**

**અપવાદ—જમીન અથવા પાણી ઉપરથી જવા આવવાનો કાંઈ ખાનગી રસ્તો હોય અને તે રસ્તો બંધ કરવાનો મ્હારો કાયદા મુજબ હક્ક છે, એમ જે સખસ શુદ્ધ બુદ્ધિએ માનતો હોય, તે સખસે તે રસ્તો બંધ કરવો એ આ કલમના અર્થ પ્રમાણેનો ગુન્હો નથી.**

**દ્રષ્ટાંત.**

**જે રસ્તા ઉપરથી ज. ને જવાનો હક્ક છે એવો એક રસ્તો अ. બંધ કરે અને શુદ્ધબુદ્ધિએ अ. એ પ્રમાણે માનતો ન હોય કે એ રસ્તો બંધ કરવાનો મ્હારો હક્ક છે, અને તે રસ્તો બંધ થયાથી ज. તે ઉપરથી જતો અટકે તો, अ. એ ज.ને ગેરવ્યાજબી અટકાવ કર્યો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમ ગેરવ્યાજબી અટકાવની છે. અને ૩૪૦ મી ગેરવ્યાજબી કેદની છે. એ બેઉ વચે એટલોજ તફાવત કે.

૨. જે માણસ જે જગોએ જવા ચાહાતો હોય અને તેનો જવાનો હક્ક હોય, તે હક્કમાં તેને હરકત કરી જવા ન દેવો એ ગેરવ્યાજબી અટકાવ છે, એટલે ગેરવ્યાજબી અટકાવમાં માત્ર અટકાવવો એજ ગુન્હો છે.

૩. ગેરવ્યાજબી કેદમાં ફરીયાદીને કોઈ ચોતરફ બંધ કરેલી જગોમાં રોકી રાખવો, જો તેમાંથી નીકળી જવાને એક બાજુએ પણ મારગ હોય તો નહી સમજવું. ચારે બાજુ બંધ જોઈએ.

૪. વખતે કોઈ ઘરને કોઇએ તાળું મારયું, તેટલા ઉપરથી ગેરવ્યાજબી અટકાવ થતો નથી; તાળુ મારવાથી કબજાને હરકત કરી માટે તે બાબત ફરીયાદ થવી જોઈએ. ગેરવ્યાજબી અટકાવની વાખ્યામાં તો ખુલ્લા બોલ છે કે "જેણીમેર જવાનો હક્ક હોય તેણીમેર જતો અટકે." વળી અપવાદથી પુરતો ખુલાસો થયો છે, કેમકે તેમાં સાફ બતાવ્યું છે. "જવા આવવાનો કાંઈ ખાનગી રસ્તો હોય"

૫. મતલબ ગેરવ્યાજબી કેદમાં ગેરવ્યાજબી અટકાવ સમાઈ જાય છે.

**ફેંસલા**—એક ઓરત પોતાની ખુશીથી તોહમતદારને ઘેર ગએલ નહી ને ત્યાંહાં તે રહી, તેણીને પોતાને રેહેવું ન્હોતું તે છતાં રાખી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તોહમતદારે ગેરવ્યાજબી અટકાવ કર્યો કેહેવાય. રાણી વિ. અમીધરાજ. ૪ વી. રી. પ્ર. ૩.

એક પોલીસ અમલદારે એક સખસના જમાન લેવા જેવું કામ નહી છતાં જમાન આપતાં સુધી તેને પોતાને ઘેર જવાની ના પાડી, તેથી તે અમલદાર આ કલમ પ્રમાણે ગેરવ્યાજબી અટકાવ કરવાનો ગુન્હેગાર થાય છે. શીઓશરણશાહી વિ. મહમદ ફઝીલખાન. ૧૦ વી. રી. પ્ર. ૨૦.

ફરીયાદીના ગાડાને ખોટા સબબ કહી અટકાવીને ગુન્હેગારે જુલમથી કાંઈ રકમ લીધી હોય તો, તે ગુન્હેગાર ગેરવ્યાજબી અટકાવ કરવાના ગુન્હાનો ગુન્હેગાર છે, અને ચોરીના ગુન્હાનો નથી. જવાહીરસા વિ. ગ્રીધારી ચોધ્રી. ૧૦ વી. રી. પ્ર. ૩૫.

ગેરવ્યાજબી કેદ.

**૩૪૦. કોઈ સખસ મુકરર કરેલી ચોતરફી હદની બહાર જતો અટકે, એવી રીતે જે માણસ તે સખસને ગેરવ્યાજબી અટકાવ કરે, તે માણસે તે સખસને "ગેરવ્યાજબી કેદ" કરયો, એમ સમજવું.**

**દ્રષ્ટાંત.**

**( अ ) એક દેવાર બાંધી લીધેલી જગામાં ज. ને મોકલીને अ. બાહારથી તાળુ મારીને ज. ને અંદર બંધ કરે, અને તેમ કરવાથી તે હદવાળી દેવારની બાહાર કોઈ પણ તરફ ज. થી જઈ શકાય નહી તો, अ. એ ज. ને ગેરવ્યાજબી કેદ કર્યો એમ સમજવું.**

**( ब ) એક ઈમારતના દરવાજાઓ આગળ अ. બંદુકવાળા માણસો રાખે અને ज. ને એ પ્રમાણે કેહે કે જો તું એ ઇમારતમાંથી બાહાર જવાની કોશિસ કરશે તો તને આ માણસો ગોળી મારશે, તો अ. એ ज. ને ગેરવ્યાજબી કેદ કર્યો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

ગેરવ્યાજબી કેદખાનાનો ગુન્હો. શાબેત કરવાને કોઈ માણસ ઉપર જુલમ વાપરચો અથવા તેને ફરજ પાડી તોજ ગુન્હો કેહેવાય. ધારાની વલણ પ્રમાણે પોતાની મરજીમાં આવે ત્યાં કોઈ માણસે જવું એ તેનું છુટાપણું સમજવામાં આવે છે; ત્યારે કોઈ માણસને ચોકસ જગામાં બંધ રાખવો અને તેને ચોકસ જગોએ જવાને કોઈ બીજા માણસે પોતાની મરજી પ્રમાણે ચાલવા દેવાનું કોઈ પણ રીતનું દબાણ કરે તો તે ગેરવ્યાજબી કેદનો ગુન્હો થાય છે. માટે જે કોઈ પોલીસ અમલદાર વ્યાજબી કારણ વગર એક કલાક પણ કોઈ સખસને બંધ કરે તો, તેણે ગેરવ્યાજબી કેદ કરવાનો ગુન્હો કરયો; ને તેને ક્રિમીનલ કોડથી જે આરોપીત સખસને માજીસ્ટ્રેટની આગળ મોકલવા અગાઉ ૨૪ કલાક સુધી અટકાવમાં રાખવાની સત્તા પોલીસ અમલદારોને મળે છે, તે કલમનો પણ આશરો મળતો નથી.

આ કલમ મુજબ ગુન્હો સ્થાપીત થવા માટે નીચે બતાવેલી હકીકતો શાબીત થવી જોઈએ.

( ૧ ) તેને ગેરવ્યાજબી કેદ કરયો.

( ૨ ) એવી રીતે કેદ કરયો કે તેનાથી બીજી જગોએ જવાય નહી.

**ફેંસલો**—એક પોલીસ સુપ્રીનટેનડેન્ટે એક સખસને માજીસ્ટ્રેટ રૂબરૂ હાજર થવા ગેરવ્યાજબી હુકમ કર્યો. અને તે રસ્તામાં કોઈની સાથે વાત ના કરે તેને સારૂ બે કાન્સ્ટેબલો તેની સાથે મોકલ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે ગેરવ્યાજબી કેદ કરવાનો ગુન્હો કર્યો. ૨ મ. હા. રી. પ્ર. ૩૯૬.

ગેરવ્યાજબી અટકાવની શીક્ષા.

**૩૪૧. જે માણસ કોઈ સખસને ગેરવ્યાજબી અટકાવ કરે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલો**—તોહમતદારે ફરીયાદીઓના ગાડાંઓ કોઈ એક દીશામાં જતાં અટકાવીને તેઓની પાસેથી જુઠુ બાહાનું બતાવીને પૈસા લીધા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તોહમતદારે ચોરીનો ગુન્હો કર્યો નથી, પણ ગેરવ્યાજબી અટકાવના ગુન્હાને માટે ગુન્હેગાર છે. જવાહીરશા વિ. ગીરધારી ચોધ્રી વિગરે. ૧૦ વિ. રી. પ્ર. ૩૫.

ગેરવ્યાજબી કેદની શિક્ષા.

**૩૪૨. જે માણસ કોઈ સખસને ગેરવ્યાજબી કેદ કરે તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

જે ઠેકાણે કોઈ સખસને જવાનું હોય અથવા જવાનો હક્ક હોય, ત્યાંહાં જવામાં તેને હરકત કરવી એ આ કલમ પ્રમાણે ગુન્હો છે.

**ફેંસલા**—આ કલમ મુજબ તોહમત રાખેલા પોલીસ અમલદારના કેસમાં કલમો ૩૩૯ અથવા ૩૪૦ માં બતાવેલી જાતનું કસ કરવામાં કાંઈ દ્વેષબુદ્ધિ, ઈરાદો અથવા બુદ્ધિપુર્વક અટકાવ ન્હોતો, પણ સત્તા ઘણીજ ભુલ ભરેલી રીતે બજાવેલી તેથી-દિવાની રીતે તે પોલીસ અમલદાર જવાબદાર હતો; આ હકીકત ઉપરથી ગેરવ્યાજબી અટકાવનો ફોજદારી ગુન્હો થતો નથી. બદરૂલ હુસેન સબ ઈન્સ્પેક્ટર અરજદાર. ૨૪ વિ. રી. પ્ર. ૫૧.

એક ગામના પોલીસ અમલદારે ગામડાના લોકોની ઉશ્કેરણીથી કેટલાક સખસોને પ-કડ્યા. પાછળથી એવું માલમ પડયું કે તેમને દ્વેષથી પકડવામાં આવ્યા હતા તેમાં ઠરાવવામાં આવ્યું કે પોલીસ અમલદારો અને ગામના ઉશ્કેરનાર લોકો ગેરવ્યાજબી કેદ ક-રવાના ગુન્હાના તકસીરવાર છે. ૫ મ. હા. રી. અ. પ્ર. ૫૨૪.

તોહમતદાર પોલીસ કાનસ્ટેબલ છે તે રસ્તાપર ઉભો હતો. સવારના ૭ સાત વાગે ફ્રીયાદી પોતાની દુકાનેથી કાપડના તાકા બગલમાં મારી જતો હતો તેના ઉપર એ તાકા ચોરીના છે એવો શક આવવાથી તોહમતદારે પુછી તપાસ કરવાનું શરૂ કીધું. ફ્રીયાદીએ તેના સાથે હુમલો કરી વ્યથા કીધી, જેથી તોહમતદાર તેને પોતાના ઈનિસ્પેકટર પાસે લેઈ ગયો ને હકીકત જાહેર કરી. ઈનિસ્પેકટરે આ તકરાર જુજ છે એમ લાગવાથી ફ્રીયાદીને છોડી મુ-કયો. બાદ ફ્રીયાદીએ માજીસ્ત્રેટ કોર્ટમાં ગેરવ્યાજબી કેદ કીધાની ફ્રીયાદ કીધી, તેમાં તોહમ-તદારને શીક્ષા કરવામાં આવી. આ કામમાં તોહમતદાર તરફથી હાઈકોર્ટને ફ્રીતપાસ માટે અરજ કરવામાં આવી. તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે ફ્રીયાદીએ મેલાં લુગડાં પેહેરેલાં હતાં ને તે વખતે સવારનો સુર્ય ઉદય થવાનો વખત હતો, એટલા જલદી વાંહાણામાં ફ્રીયાદીના બાહેરના દેખાવથી તોહમતદારને શક લેવાનું કારણ વ્યાજબી હતું. વળી ફ્રીયાદીને પુ-છતાં તેણે વિલાયતી તાકા કહ્યા અને તે તાકા ઉપર ગુજરાતી છાપ મારેલી હતી, જેથી વધુ તપાસ કરવાની તેને જરૂર પડી હતી. તોહમતદારે તાકા હાથમાં લીધા ને પછી જ્ને નહી આપત તો ફ્રીયાદીએ કાયદેસર ઈલાજ લેવો હતો, તેમ છતાં ઉલટો આરોપી ઉપર હુમલો કીધો ને તેને વ્યથા કીધી. આમ કરવાને પીનલકોડની કલમ ૯૯ મુજબ ફ્રીયાદીને બીલ-કુલ અખત્યાર ન્હોતો, અને ત્યાર પછી આરોપી તેને પકડીને ઉપરી પાસે લઈ ગયો હતો, જ્યાં કે આ નજીવી તકરાર છે એમ માલમ પડવાથી તુર્ત છોડવામાં આવ્યો હતો. આ ઉપ-રથી તોહમતદારને ફ્રીયાદી પાસે ચોરીનો માલ હોવાનો શક લેવાનું વ્યાજબી કારણ હતું, અને ત્યાર પછીના ફ્રીયાદીના બળ અને હુમલાને માટે તેને પોતાના ઉપરી પાસે લેઈ જવામાં ગેરકાયદે કરેલું નથી, તેથી ગેરકાયદે કેદ કીધાનો ગુન્હો થતો નથી એમ ઠરાવી શીક્ષા રદ કરવામાં આવે છે. ભાઉ જીવાજી વિ. મુળજી દયાળ. ઈં. લા. રી. ૧૨ મું. પ્ર. ૩૭૭

તોહમતવાળો જે આબકારી ઈન્સ્પેકર હતો તે એક તાડીની દુકાને ગયો, જ્યાં તાડી વેચવાને માટે એજંટ તરીકે ફ્રીયાદીને તથા ધનજીભાઈ નામના એક બીજા સખસને નો-કર રાખેલા હતા. આબકારી આકટ પ્રમાણે કાંઈ ગુન્હો થયો છે એવો વેહેમ લાવવાને તોહમતવાળાને કારણ મળવાથી તેણે કેટલીક તજવીજ ચલાવી, અને પોતાનો જોડીયો એ-જંટ ગુન્હેગાર ગણાય એવી કેટલીક જુબાની ફ્રીયાદીએ તે તજવીજની અંદર આપી. તેથી કરીને તે જોડીયા એજંટ ધનજીભાઈ ઉપર ફોજદારીરાહે કામ ચલાવવાનો તથા તે કા-મમાં ફ્રીયાદીને સાહેદ તરીકે મુકવાનો તોહમતવાળાએ નિશ્ચય કર્યો. તેને કોઈ ભણાવે ન-હી એટલા માટે ફ્રીયાદીને પોતાના મુકામ ઉપર લેઈ આવવાને તોહમતદારે પોતાના સી-પાઈને હુકમ આપ્યો, અને પોતાના મુકામ ઉપર તે રાત ફ્રીયાદીને રોકી રાખ્યો, બીજે દીવશે સવારમાં એક સીપાઈના તાબામાં તેને માજીસ્ત્રેટની કચેરીમાં મોકલ્યો, અને ફ્રીયા-દીએ આગળ જે વાત કહેલી તે વાત ત્યાં કહી. પછી ફ્રીયાદીને ઘેર જવાને રજા આપ-વામાં આવી. તોહમતદારે ધનજીભાઈ ઉપર ફોજદારી કામ ચલાવ્યું, તેમાં પોતે આપેલી જુ-બાનીમાં પોતે કબુલ કીધું કે ફ્રીયાદીને મ્હારા મકામ ઉપર લાવવા સીપાઈને હુકમ આપેલો

તથા રાતે ત્યાં મેં ફરીયાદીને રોકેલો. ધનજીભાઈનો કેસ પુરો થયા પછી ફરીયાદીએ તોહમતદાર ઉપર આ કલમ મુજબ પોતાને ગેરકાયદે કેદ રાખ્યાનું તોહમત રાખ્યું. તોહમતવાળાએ પોતાના બચાવમાં જણાવ્યું કે ફરીયાદી પોતાની જબાની લખાવવા સારૂ ખુશીથી મ્હારે તંબુએ આવ્યો હતો, અને પોતાની ખુશીથીજ મ્હારી છાવણીમાં તે રાતે રહ્યો હતો. આ ડીફેન્સ શાબીત માની માજીસ્ત્રેટે તોહમતદારને છોડી મુક્યો. ફરીતપાસમાં હાઈકોર્ટે ઠરાવ્યું કે ધનજીભાઈના કેસમાં તોહમતદારે જે જુબાની આપી છે તેમાં જે કબુલત આપી છે તે ધ્યાનમાં લેવાની ગેરવ્યાજબી કસુર માજીસ્ત્રેટે કરી છે. તોહમતદારની સામે પુરાવામાં તે કબુલતો દાખલ કરી શકાય એવી છે, તેથી તજવીજ બેશક અધુરી હતી. તેથી વિશેષ તજવીજ કરવી. પીનલકોડ કલમ ૩૪૦ ની શરતો મુજબ બીજી બધી રીતે હોય તો તે દ્વેષ વગર વરત્યો હોય અગર ઘણીજ બુદ્ધિ વાપરીને વરત્યો હોય તેટલા ઉપરથીજ તેને બીન ગુન્હેગાર ગણી શકાતો નથી. ધનીયા વિ. એફ. એલ. ક્લીફર્ડ. ઈ. લા રી. ૧૩ મું. પ્ર. ૩૭૬.

ત્રણ અથવા વધારે દીવશ ગેરવ્યાજબી કેદની શીક્ષા.

**૩૪૩. જે માણસ કોઇ સખસને ત્રણ અથવા વધારે દિવશ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

દસ અથવા વધારે દીવશ ગેરવ્યાજબી કેદની શીક્ષા.

**૩૪૪. જે માણસ કોઇ સખસને દસ અથવા વધારે દિવશ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—આ કલમ મુજબ કેદી ઉપર તોહમત રાખવામાં આવ્યું હોય તો, એકલી દંડની શીક્ષા કાયદેસર થઇ શકે નહી. રાણી વિ. બાહીરજી ઉરફે ક્રીષ્ણાજી. ૧ મુ. હા કો. રી. પ્ર. ૩૯.

જે સખસને છોડવાનો હુકમ સાદર થયો હોય તે સખસને ગેરવ્યાજબી કેદમાં રાખવો.

**૩૪૫. ફલાણા સખસને છોડાવવાનો કાયદા મુજબ હુકમ સાદર થઇ ચુક્યો છે, એમ જાણ્યા છતાં જે માણસ તે સખસને ગેરવ્યાજબી કેદમાં રાખે તે માણસને આ કાયદાની કોઇ બીજી કલમ પ્રમાણે જેટલી મુદતની કેદને તે માણસ લાયક હોય, તેથી ઉપરાંત બે વર્ષની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની બીજી કેદ કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કોઈ સખસને છુટો કરવાને અથવા રજુ કરવાને કોઈ અખત્યારવાળા અમલદાર તરફથી હુકમ થયો હોય, તે છતાં તે સખસને ગેરવ્યાજબી રીતે કેદ રાખી મુકવાને વાસ્તે આ કલમમાં સખત શીક્ષા ઠરાવી છે.

છાની ગેરવ્યાજબી કેદ.

**૩૪૬. કોઇ માણસ અગર કોઇ સખસને એવી રીતે ગેરવ્યાજબી કેદ કરે કે તેથી તે સખસની કેદની વાત તે કેદ થએલા સખસની સાથે સબંધ રાખનારા કોઈ સખસના જાણ્યામાં, અથવા કોઇ સરકારી નોકરના જાણ્યામાં ન આવે, અથવા તે કેદનું ઠેકાણું ઉપર લખેલા પ્રકારના કોઇ સખસ અથવા સરકારી નોકરના જાણ્યામાં ન આવે અથવા તેને જડે નહી, એવો ઇરાદો તે કેદ કરનારા માણસના દીઠામાં આવે, તો તે**

**માણસને તે ગેરવ્યાજબી કેદને માટે બીજી જે કાંઇ શિક્ષાને તે માણસ લાયક હોય, તેથી ઉપરાંત બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—આ કલમ મુજબ કોઈ પણ માણસને ગુન્હેગાર ઠરાવતા પેહેલાં એમ સાબીત થવું જોઈએ, કે ગેરવ્યાજબી કેદ એવી રીતે કરી હતી કે જેથી કેદ કરાયલા માણસને કોઈ શોધી કાહાડે નહી એવો ઇરાદો માલમ પડતો હતો. શ્રીનાથ બાનરજી ઈ. લા.રી. ૯ ક. ૨૨૧.

જબરદસ્તીથી કાંઈ મીલકત કહડાવવાના અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ કામ કરાવવાના કારણુસર ગેરવ્યાજબી કેદ.

**૩૪૭.** કોઇ સખસને કેદ કરીને તે સખસ પાસે, અથવા તેની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે જબરાઇથી કાંઇ મિલકત અથવા કિમતી દસ્તાવેજ કહડાવવાના કારણુસર અથવા કેદ કરેલા સખસ પાસે કે તેની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે, જબરદસ્તીથી કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કરાવવાના અથવા જેથી કાંઇ ગુન્હો કરવો સેહેલ થાય એવી કાંઇ ખબર મેળવવાના કારણુસર, જે માણસ તે સખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે, જુઓ એકસ્ટ્રાડીશન આક્ટ કલમ ૧૧

જબરદસ્તીથી કબુલાત કરાવવાના અથવા કાંઈ મીલકત પાછી અપાવવાના કારણુસર ગેરવ્યાજબી કેદ.

**૩૪૮.** કોઇ સખસને કેદ કરીને તે સખસ પાસે, અથવા તે સખસની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે, જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણુસર, અથવા કેદ કરેલા સખસ પાસે, કે તેની સાથે સબંધ રાખનારા કોઇ સખસ પાસે, જબરદસ્તીથી કાંઈ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણુસર, અથવા તે કાંઇ લેહેણું કે માગણું પતાવે; અથવા જેથી કાંઇ મિલકત કે કિમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઇ ખબર આપે, એમ કરવાના કારણુસર જે માણસ તે સખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમાફેસી કેસથી માગણી થઈ શકે છે. જુઓ એકસ્ટ્રાડીશન આક્ટની કલમ ૧૧.

**ફેંસલો**—આ કલમ મુજબ કરેલા ગુન્હાને માટે ફક્ત દંડની સજા થઈ શકે નહી. થોડીક પણ સજા કેદની કરવી જોઈએ. ધનરાજસીંહ વિ. પીતાંબરદાસ. ૫ વિ. રી. પ્ર. ૫.

## સાપ્રાધ બળ તથા હુમલા બાબત.

બળ. ૩૪૯. જો એક સખસ કોઈ બીજા સંખસને ગતિ આપે, તેની ગતીમાં ફેરફાર કરે, અથવા તેની ગતી બંધ કરે, અથવા જો તે સખસ કાંઇ પદાર્થને એવી રીતે કાંઇ ગતી આપે, તેની ગતીમાં ફેરફાર કરે, અથવા તેની ગતી બંધ કરે, કે તેથી તે પદાર્થ તે બીજા સખસના શરીરના કોઈ ભાગને અથવા તે બીજા સખસે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા તે સાથે લઇ જતો હોય તે વસ્તુને અડકે, અથવા કાંઇ બીજી વસ્તુને અડકે એવી રીતે કે તેથી તે બીજા સખસની સ્પર્શેંદ્રિયપર અસર થાય, તો તે સખસે તે બીજા સખસપર બળ વાપરયું એમ સમજવું; પણ જે સખસ ગતિ આપતો, ગતિમાં ફેરફાર કરતો, અથવા ગતી બંધ કરતો હોય તેણે નીચે બતાવેલા ત્રણ પ્રકારોમાંના કોઇ પ્રકારે તે ગતી આપવી, અથવા ગતીમાં ફેરફાર કરવો, અથવા ગતી બંધ કરવી જોઇએ:—

પેહેલો પોતાના શરીની શકતિથી.

બીજો કાંઇ પદાર્થ એવી રીતે મુકવો કે પછી પોતાની તરફથી અથવા બીજા કોઇ સખસની તરફથી કાંઇ બીજું કામ થયા સિવાય તે ગતી થાય, અથવા ગતીમાં ફેરફાર થાય અથવા ગતી બંધ થાય, એમ કાંઇ રચના કરીને.

ત્રીજો કાંઇ જાનવરને ગતીમાન કરીને, તેની ગતીમાં ફેરફાર કરીને, અથવા ગતિ બંધ કરીને.

સાપ્રાધબળ. ૩૫૦. જો કોઇ સખસ કોઈ સખસની રજામંદી સિવાય તે બીજા સખસની ઉપર ઇરાદાથી બળ વાપરે, અને તે કાંઈ ગુન્હો કરવા સારૂ અથવા તે બળ જે સખસની ઉપર વાપરે તે સખસને તે બળથી કાંઇ નુકશાન, ભય અથવા દુ:ખ કરવાના ઇરાદાથી, અથવા તેને તે બળ વાપરવાથી પોતાથી કાંઇ નુકશાન, ભય અથવા દુ:ખ થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે સખસે તે બીજા સખસની ઊપર સાપ્રાધબળ વાપરયું એમ સમજવું.

દ્રષ્ટાંત.

(अ) એક નદીમાં બાંધેલી હોડીમાં ज. બેઠો હોય, અને अ. તેનાં દોરડાં છોડી નાંખે, અને એ પ્રમાણે ઇરાદાથી તે હોડીને પ્રવાહથી ખેંચાઇ જવા દે, તો એ ઠેકાણે अ. એ ઇરાદાથી ज. ને ગતી આપી, અને તે પદાર્થોને એવી રીતે મુકવાથી કે પછી કોઇ સખસની તરફથી બીજું કામ થયા સિવાય તે ગતી ઉત્પન્ન થઈ, માટે अ. એ ઈરાદાથી ज. ની ઉપર બળ વાપરયું એમ સમજવું, અને અગર કાંઇ ગુન્હો કરવા સારૂ અથવા ज. ને કાંઇ નુકશાન, ભય, અથવા દુ:ખ કરવાના ઇરાદાથી, કે એ પ્રમાણે બળ વાપરેથી કાંઈ નુકશાન, ભય, કે દુ:ખ થશે એવો સંભવ જાણ્યા છતાં, તેણે એ કામ ज. ની રજામંદી સિવાય કર્યું હોય તો, अ. એ ज. ની ઉપર સાપ્રાધ બળ વાપર્યું એમ સમજવું.

(ब) ज. એક શિગરામમાં બેશીને જાય છે, તેના ઘોડાઓને अ. ચા-

બક મારીને તેની ચાલ ઉતાવળી કરે, તો એ ઠેકાણે જાનવરો પાસે પોતાની ગતી બદલાવીને अ. એ ज. ની ગતીમાં ફેરફાર કરયો, માટે अ. એ ज. ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર ज. ને કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી, કે તેથી ज. ને કાંઇ નુકશાન, ભય અથવા દુઃખ થાય એવો સંભવ જાણ્યા છતાં, તેણે એ કામ ज. ની રજામંદી સિવાય કરયું હોય, તો अ. એ ज. ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(क) ज. એક પાલખીમાં બેશીને જાય છે તેની પાસેથી અપહરણ કરવાના ઇરાદાથી अ. દાંડો ઝાલીને તે પાલખીને અટકાવે, તો એ ઠેકાણે अ. એ ज. ની ગતી બંધ કરી, અને એ તેણે પોતાના શરીરની શકતીથી કરયું, માટે अ. એ ज. ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને એ પ્રમાણે अ. એ ઇરાદાથી ज. ની રજામંદી સિવાય, તથા ગુન્હો કરવા સારૂ કર્યું, માટે अ. એ ज. ની ઉપર સાપ્રાધ બળ વાપર્યું એમ સમજવું.

(ड). રસ્તામાં अ. ઈરાદાથી ज. ને ધક્કો મારે, તો એ ઠેકાણે अ. એ પોતાના શરીરની શક્તિથી પોતાના શરીરને એવી રીતે ગતિ આપી કે તે ज. ને અડકયું, માટે તેણે ઇરાદાથી ज. ની ઉપર બળ વાપર્યું એમ સમજવું; અને અગર ज. ને કાંઇ નુકશાન, ભય અથવા દુઃખ કરવાના ઈરાદાથી, અથવા તેથી ज. ને કાંઇ નુકશાન, ભય કે દુઃખ થાય એવો સંભવ જાણ્યા છતાં તેણે ज. ની રજામંદી સિવાય એ પ્રમાણે કર્યું હોય, તો તેણે ज. ની ઉપર સાપ્રાધ બળ વાપર્યું એમ સમજવું.

(इ). अ. એક પથ્થર ફેંકે એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે પથ્થર ज. ને અડકશે, અથવા ज. ના કપડાને અડકશે, અથવા ज. કાંઈ વસ્તુ લઇ જાય છે તેને અડકશે, અથવા તે પથ્થર પાણીને લાગીને તે પાણીથી ज. નાં કપડાં અથવા ज. કાંઈ વસ્તુ લઈ જાય છે તે છંટાશે, તો એ ઠેકાણે અગર તે પથ્થર ફેંકવાથી કાંઈ પદાર્થ આવીને ज. ને અથવા ज. ના કપડાંને અડકે, તો अ. એ ज. ની ઉપર બળ વાપર્યું એમ સમજવું, અને અગર ज. ને કાંઇ નુકશાન, ભય કે દુઃખ કરવાના ઇરાદાથી તેણે ज. ની રજામંદી સિવાય એ પ્રમાણે કર્યુ હોય તો, તેણે ज. ની ઉપર સાપ્રાધ બળ વાપર્યું એમ સમજવું.

(फ). अ. ઇરાદાથી કોઇ સ્ત્રીનો બુરખો ઉંચો ખેંચે તો, એ ઠેકાણે તે સ્ત્રીની ઉપર ઇરાદાથી બળ વાપરયું એમ સમજવું, અને અગર તે સ્ત્રીને કાંઇ નુકશાન, ભય કે દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણીને, તેણે તે સ્ત્રીની

રજામંદી સિવાય એ પ્રમાણે કર્યું હોય, તો તેણે તે સ્ત્રીની ઉપર સાપ્રાધ બળ વાપર્યું એમ સમજવું.

(ग). ज. નાહાવા બેઠો છે તેવામાં પોતે ઉકળતું જાણતો હોય એવું પાણી अ. હમામખાનામાં રેડે, તો એ ઠેકાણે अ. એ ઇરાદાથી પોતાના શરીરની શક્તિવડે તે ઉકળતા પાણીને એવી ગતી આપી કે તે પાણી ज. ને અડકે અથવા બીજા પાણીને અડકે, અને તે એવી રીતે કે તે અડકવાથી ज. ની સ્પર્શેંદ્રિપર અસર થાયજ. માટે अ. એ ઇરાદાથી ज. ની ઉપર બળ વાપર્યું એમ સમજવું, અને અગર, ज. ને કાંઇ નુકશાન, ભય કે દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તેથી નુકશાન, ભય કે દુઃખ થાય એવો સંભવ જાણીને, તેણે ज. ની રજામંદી શિવાય એ પ્રમાણે કર્યું હોય, તો अ. એ ज. ની ઉપર સાપ્રાધ બળ વાપર્યું એમ સમજવું.

(ह). ज. ની રજામંદી શિવાય अ. એક કુતરાને ज. ની ઉપર કુદાવે તો, એ ઠેકાણે અગર ज. ને કાંઇ નુકશાન, ભય કે દુખ કરવાનો अ. નો ઇરાદો હોય, તો તેણે ज. ની ઉપર સાપ્રાધ બળ વાપર્યું એમ સમજવું.

હુમલો. ૩૫૧. જે માણસ કાંઇ ચાળા અથવા કાંઇ તૈયારી કરે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે, તે ચાળા અથવા તૈયારીથી કોઇ સખસ હાજર હોય તેને એવો ભય ઉત્પન થશે કે એ ચાળા અથવા તૈયારી કરનારો માણસ મ્હારી ઉપર હમણાં સાપ્રાધ બળ વાપરવાનો છે, તો તે માણસે હુમલો કર્યો એમ સમજવું.

ખુલાસો—માત્ર શબ્દોથી હુમલો થતો નથી, પણ કોઇ સખસ કાંઇ શબ્દો બોલે તે શબ્દો તેના ચાળા અથવા તૈયારીનો એવો અર્થ ઉત્પન કરી શકે કે, તેથી તે ચાળા અથવા તૈયારી હુમલો ગણાય.

દ્રષ્ટાંત.

(अ). अ. મુઠી વાળીને ज. ની તરફ ધરીને હલાવે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી ज. એમ માનશે કે अ. મને હમણાં મારશે, તો अ. એ હુમલો કર્યો એમ સમજવું.

(ब). अ. એક ભયંકર કુતરાનું મુખ બંધન છોડવા માંડે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી ज. એમ માનશે કે अ. હમણાં તે કુતરા પાસે મને કરડાવશે; તો अ. એ ज. ની ઉપર હુમલો કર્યો એમ સમજવું.

(क). अ. એક લાકડી લઇને ज. ને એમ કેહે કે હું તારી વલે કરૂંછું, તો એ ઠેકાણે अ. એ વાપરેલા શબ્દો કોઇ પણ બાબતમાં હુમલો ગણાય નહી, તથા માત્ર નીચું વળીને લાકડી લેવી એ બીજી કાંઇ બીના સિવાય હુમલો ગણી ન શકાય એવું હોય, તોપણ તે લાકડી લેવાના ચાળાનો અર્થ તે શબ્દોથી સમજાઇને તે હુમલો થઈ શકે.

## વિશેષ સમજુતી.

કોઈ બીજા સખસ ઉપર જબરાઈથી કાંઈ જોર ચલાવવાની કોશીસ કરવી એ હુમલો છે; માત્ર શબ્દથીજ કાંઈ હુમલો થતો નથી.

૨. કાંઈ પણ કૃત્ય અથવા ચાળા કરે કે જેથી હુમલો કરશે એવી ધાસ્તી માલમ પડે, અને તેજ વખતે તે ધાસ્તી અમલમાં આવી જશે એવો સંભવ હોય તો, તે હુમલો કીધો એવું શાબેત કરવાને બસ છે. ચાળા સાથે જે શબ્દ વાપરે છે તેના જોસ ઉપર સઘળો આધાર રેહે છે. બીજા તરફ લાકડી મારવી, પછી તેના શરીરને લાગે કે નહી તેના તરફ કાંઈ પણ ફેંકવું, પછી જો કે તે તાકેલી નેમમાં ફાવે કે નહી, ભરેલી બંદુક સામા ધણીને લાગે એટલા તફાવતથી તાકવી, એ ત્રણે હુમલાનો વાંક ગણાય છે. પણ બીજાને એવા તફાવતે મારવાની કોશીસ કરવી કે તેને પ્હોંચેજ નહી તો, તે હુમલો નહી કેહેવાય. તેજ પ્રમાણે બીજાને પ્રાણ નાશક દવા આપવી એ પણ હુમલો નથી.

૩. અન્યાય રીતે કોઈ પણ જોર વાપરવું એજ પુરતી રીતે હુમલો કેહેવાય છે. વળી પોતામાંજ દ્વેષભાવ અથવા અપમાન કરવાનું કારણ હોય તો તેથી હુમલો કરાય છે, પણ તે માટે જોર અથવા બળની જરૂર નથી. ધારાની નજરમાં કોઈને મારવું તે કાંઇ લાકડી વતી, અથવા એવીજ કોઈ બીજી વસ્તુ વતી મારવું એવોજ અર્થ થતો નથી, પણ તેમાં બીજાના શરીર અથવા કપડાને ધુસ્સામાં અડે અથવા અપમાન ભરેલી રીતે પકડે, અથવા જરા પણ હાથ લગાડે તો તે પણ તેને મારવા બરાબર છે. બીજા માણસને ધુસ્સાથી ધકેલવો અથવા આંચકો મારવો, તેનો હાથ પકડવો, તેના મ્હો ઉપર થુંકવું, તેને રસ્તામાંથી બ્હાર કાઢવો, જે ઘોડા ઉપર તે સ્વાર થયો હોય તે ઘોડાને પણ મારવો, એ ધારાની નજરમાં તે સખસને માર્યા બરાબર છે.

૪. આ કલમનું તોહમત કોઈના ઉપર આવ્યું હોય, તોપણ નીચે બતાવેલી હકીકત માંની કોઇ હકીકત તોહમતદાર તરફથી શાબીત કરી આપવામાં આવે તો, તે દોષ મુક્ત થાય છે.

[૧] હુમલો અથવા સાપ્રાધ બળ, અકસ્માત વાપરવો પડચો.
(૨) હુમલો અથવા સાપ્રાધબળ પરસ્પરના અંદર અંદરની તકરારને લીધે હતો.
(૩) આ પ્રમાણે કરવાથી ફરીયાદીને સુધારવાની મતલબ હતી, જેમકે મા બાપ, મેહેતાજી છોકરાને ઘટતી સજા કરે વિગરે.
(૪) આ ગુન્હો ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં થયો છે. કિંવા
(૫) મીલકતનો બચાવ કરતાં થયો છે.
(૬) ફરીયાદીને પકડવાનું વારંટ હતું તે પ્રમાણે તાબે થતાં ફરીયાદી સામો થયો તેથી તેના ઉપર જાસ્તી વાપરવી પડી

**ફેંસલા**—જે સખસ ઉપર આ કલમ પ્રમાણે કામ ચલાવી તેને પુરાવની ખામીને લીધે છોડી મુકવામાં આવ્યો હોય, તે સખસની એની એ ફરીયાદ ઉપરથી વ્યથા કર્યાના તોહમતથી તજવીજ થઇ શકે નહી કપતાન વિ. સ્મિથ. ૭ બે. લા રી. પ્ર. ૨૫

એક માણસ ઉપર ઘણા સખસો હુમલો કરે, અને તેથી તેનો હાથ ભાગી પડે તો, તે આ કલમ પ્રમાણેનો ગુન્હો નથી, પણ કલમ ૩૨૫ પ્રમાણે બુદ્ધિપુર્વક મહાવ્યથાનો ગુન્હો છે. રાણી વિ. રામતાહાલસીંગ ૫ વી. રી. પ્ર ૧૨

વાપરેલા શબ્દથી એવું માલમ પડી આવતું હોય કે એજ વખતે તુરત સાપ્રાધબળ વાપરવાનો ઈરાદો ન્હોતો, તો એ હુમલો થતો નથી. ૧ મું હા. રી. પ્ર. ૨૫

એક માણુસ લાકડી હાથમાં લઈ સામા સખસને મારવા માટે છેટેથી 'મારૂં મારૂં" એમ કરતો દોડે, જેને મારવાનો હોય તેને લાકડી પોંહોચે એટલો નજીક તે આવે, અને પછી તેને અટકાવવામાં આવે તો, "તેણે હુમલો કર્યો" કેહેવાય. આર્ચ. પ્ર. ૭૧૬

ભારે ક્રોધ ઉત્પન્ન ન કરવા છતાં કોઇની ઉપર સાપ્રાધ બળ વાપરવાની શિક્ષા.

**૩૫૨. કોઇ સખસે ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન ન કર્યા છતાં, તે સખસની ઉપર જે માણુસ હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

**ખુલાસો—અગર તે ગુન્હો કરવાના બાહાના દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો, અથવા બુદ્ધિપુર્વક ઉત્પન્ન કરેલો હોય; અથવા,**

**અગર કાયદા મુજબ, કે સરકારી નોકરીનો અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય; અથવા—**

**અગર ખાનગી બચાવનો હકક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય, તો તે ભારે તથા આકસ્મિક ક્રોધના સબબથી આ કલમ મુજબ કાંઇ ગુન્હાની શિક્ષા ઓછી થશે નહીં.**

**તે ક્રોધ એવો ભારે તથા આકસ્મિક હતો કે તેથી તે ગુન્હો ઓછો થઇ શકે એ હકીકતની બાબત છે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં આગળ જણાવ્યું છે તેમ જ્યારે કોઈ હુમલો અથવા માર ધારયા પ્રમાણે કરયો હોય, ત્યારે કાંઈ સાપ્રાધ બળ વાપરયું એમ નહી કેહેવાય—જેમકે માબાપ અને ગુરૂઓએ બચ્ચાંઓને કરેલી હલકી સજા. પણ તેટલા ઉપરથી કોઇ ધણીને પોતાના ચાકરને મારવાની સત્તા નથી, પણ શેઠ પોતાને ત્યાં જે શીખઉ રહ્યો હોય તેને હલકી સજા કરવાને મુખત્યાર છે.

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને સાપ્રાધ બળ વાપરવું.

**૩૫૩. કોઇ સખસ સરકારી નોકર હોય અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય તેવામાં તે સખસની ઉપર જે માણુસ હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, અથવા તે સખસને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઈ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશિસ કરી હોય, તેટલા વાસ્તે જે માણસ તે સખસની ઉપર હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ તથા ૩૫૪ મી કલમમાં જે કેદી ઉપર આ ગુન્હો બીજીવાર શાબેત થાય છે તેને બાંધી મારવાની સજા પણ થઈ શકે છે. આ બાબત વર્ગ ૧ માં ૧૮૬૪ ના ૬ ઠ્ઠા કાયદાની કલમ ૪ થી જુઓ.

૨. હુમલાની અથવા સાપ્રાધ બળની બાબતમાં સામા ધણીએ તેમ કરવા મંજુરીઆત આપી નથી એમ જોઇએ. હુમલો જે થયો હોય તે સામા આશામીની મરજી ઉપરાંત થયો છે, એવો પુરાવો હોવો જોઈએ.

૩. બાર વર્ષની અંદરના બાળકની મંજુરીઆત ધ્યાનમાં લેવા જોગ નથી. પણ સામાન્ય રીતે જો કોઇ બાળક છોકરીએ કાંઈ નિર્લજ હુમલો કરવા મંજુરીઆત આપી હોય તો, તેથી આ કલમ પ્રમાણે ગુન્હેગાર શાબીત થઇ શકતો નથી. ફક્ત નિર્લજપણું ધારા પ્રમાણે કાંઈ ગુન્હો નથી, અને કોઈ બાળક ફક્ત નિર્લજપણાને કબુલ રાખે તો તેથી એમ કાંઈ કેહેવાય નહી કે ૩૫૦ મી કલમ પ્રમાણે ઇજા, ધાસ્તી, અથવા કંટાળો ઉપજ્યો. જો છોકરી દસ વર્ષની હોય અને કેદી જો તેની સાથે સ્ત્રી પુરૂષ તરીકેનો વ્યવહાર કરવાની તજવીજ કરે તો, તેમાં તે બાળકની મરજી ઉપયોગની નથી, કારણ કે તે ધણીએ પોતાનું ખટ કર્મ કરયું તો તેથી ૩૭૫ મી કલમ પ્રમાણે બળાત્કાર સ્ત્રી સંભોગ ગુન્હો થાય છે; અને તે ગુન્હો શાબેત ન થયેલા કેદીને પણ ૫૧૧ મી કલમ પ્રમાણે સજા થાય છે.

**ફેંસલા**—પીપાડાના કલેકટર જેને કેદખાનામાં શાંતી રાખવાનું કામ સોંપવામાં આવ્યું હતું, તેની પાસેથી સોંપેલો પરવાનો ઝુંટાવી લેવાનો યત્ન કરી કેદીઓએ તેના ઉપર રસ્તામાં હુમલો કર્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ફરજ બજાવતી વખતે સરકારી નોકર ઉપર હુમલો કરવાને માટે આ કલમ મુજબ કેદીઓને કાયદેસર ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા તે બરોબર છે. રાણી વિ. મેથીમુલાહ વિગરે. ૧૩ વિ. રી પ્ર. ૪૫.

કોઈ તોહમતદારને હંગામાને માટે પીનલકોડની કલમ ૧૪૭ મુજબ અને કાનસ્ટેબલ જે તેને પકડવા ગયો હતો તેના ઉપર સાપ્રાધ બળ વાપરવાને માટે આ કલમ મુજબ તોહમતો રાખી તેને ગુન્હેગાર ઠરાવ્યો હતો. તેમાં હાઇકોર્ટે હંગામાનો ગુન્હો રદ કર્યો. નીલરતન સેન વિગરે અરજદારો. ૧૬ વિ. રી. પ્ર. ૪૫.

કોઈ સરકારી અમલદાર પોતાની પાસે ધટીત લખેલા હુકમ શિવાય કોઇ ઘરની જડતી લેવાનો યત્ન કરતો હોય તેને અટકાવ કરવો, એ આ કલમ પ્રમાણે શીક્ષા થવા લાયક નથી. રાણી વિ. નારાયણ. ના. વે. પ્રા. પ્ર. ૨૦૯

મી૦ નેર્નની રેવન્યુ બુકના ૨૬ અને ૨૭ મા પાનામાં સરકારના અમલ કરવાના હુકમો અને નિયમો છાપેલા છે તે કાયદો ગણાતો નથી, અને કોઇ સરકારી નોકર તે મુજબ ચાલ્યો હોય અને તેનું કૃત્ય બીજી રીતે કાયદા વિરૂદ્ધ ગણાતું હોય તો તે સરકારી નોકર તરીકે પોતાની ફરજ બજાવે છે એવું ગણાતું નથી. તે ઉપરથી જંગલખાતાના અમલદારને માટે ગાડાં વેઠે પકડવાનું કામ કોઈ રેવન્યુ ખાતાના સીપાઈને સોંપેલું, તે સીપાઈએ ગાડાં પકડતો અટકાવી તોહમતદારે તેના ઉપર હુમલો કરેલો એવી ફરીયાદ કર્યાથી ફર્સ્ટક્લાસ માજીસ્ત્રેટે સરકારી નોકરને ફરજ બજાવવામાં અડચણ કરી હુમલો કરવાને માટે આ કલમ મુજબ તોહમતદારને ગુન્હેગાર ઠરાવી તેને ૨૧ દીવશની સખ્ત મજુરી સાથે કેદની સજા કરેલી, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુજબ ગુન્હેગાર

ઠરાવેલો રદ કરવો જોઈએ. કામના પુરાવા ઉપરથી તોહમતદાર ઉપર પીનલકોડની કલમ ૩૫૨ મુજબ ફક્ત હુમલો કરવાને માટે તોહમત રાખી શકાય છે. રખમાજીની અરજીની બાબતમાં. ઈ. લા. રી. ૯ મું. પ્ર. ૫૫૮.

સીવીલ પ્રોસીજરકોડની કલમ ૨૫૧ મુજબ કરજદારને પકડવાને કેદનું વારંટ કાઢી તેના ઉપર કોર્ટનો શિક્કો અને મુનસફનું નિશાન કરી યોગ્ય અમલદારને બજાવવાને આપ્યું હતું. કરજદાર અમલદારની સામો થવાથી આ કલમ મુજબ સરકારી નોકર ઉપર સાપ્રાધ બળ અથવા હુમલો કરવાને માટે તેને ગુન્હેગાર ઠરાવ્યો હતો. આ કામ ફરી તપાસમાં લેતી વખતે ઉપરની કલમ મુજબ એવી તકરાર ઉઠાવવામાં આવી હતી કે વારંટ ઉપર ફક્ત નીશાન કરેલું હોવાથી તે કાયદા વિરૂદ્ધ હતું, અને તેથી કાયદેસર રીતે તે બજાવી શકાતું નથી, અને તેટલા માટે આ કલમ મુજબ કાંઈ પણ ગુન્હો બનતો નથી; તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી રીતની તકરાર ચાલી શકતી નથી, અને જો કે વારંટ ઉપર સહી કરનાર માણસે પોતાનું નામ પુરેપુરૂં લખવું જોઈએ એ વ્યાજબી હતું, તોપણ સહી ફક્ત નામના નિશાનથી કરેલી હોવાથી તે બજાવવાની અમલદારની ફરજ ન્હોતી, એમ તે ઉપરથી કહી શકાતું નથી. પીનલકોડની કલમ ૯૯ ઉપર નજર રાખી વળી એમ પણ ઠરાવવામાં આવ્યું કે તોહમતદારે પોતાના ખાનગી બચાવના હક્કમાં કર્યું હતું તે કારણથી ગુન્હો બનતો બંધ પડતો નથી. રાણી વિ. જાનકીપ્રસાદ. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૨૯૩.

કોઈ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી તેની ઉપર હુમલો અથવા સાપ્રાધ બળ.

**૩૫૪. કોઇ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી, અથવા પોતે તેમ કરવાથી તેની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં જે માણસ તે સ્ત્રીની ઉપર હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

સ્ત્રીયોની સાથે અયોગ્ય છુટ લેવી તે આ કલમ પ્રમાણે ગુન્હો છે. કોઈ સ્ત્રીની લાજ લેવાને સાપ્રાધબળ વાપરવું અથવા હુમલો કરવો તેનાં વાસ્તે સખત શીક્ષા થઇ શકે.

આવો ગુન્હો કોઈ સખસ બીજીવાર કરે તો, તેને ફટકા મારવાનો હુકમ પણ થઈ શકે.

**ફેંસલા**—એક સ્ત્રીની સભ્યતા ઉપર ઈરાદા પુર્વક હુમલો કરવાના ગુન્હાનો કેદીને ગુન્હેગાર ઠરાવ્યો, પણ એ ગુન્હો કલમ ૩૭૬ અને ૫૧૧ પ્રમાણે બળાત્કાર સંભોગ કરવાને કોશિસ કરવાનો ગણી સબાર્ડીનેટ માજીસ્ત્રેટે કરેલો ઠરાવ માજીસ્ત્રેટે રદ કરયો. તેમાં ઠરાવ્યું કે જીલ્લા માજીસ્ત્રેટને ક્રી. પ્રો. કોડની કલમ ૨૮૪ પ્રમાણે તેવો અધિકાર નથી. સરકાર વિ. તુકારામ રાઘો. ૧૨ મું. હા. રી. પ્ર. ૨૩૪

કોઈ વૈદ દરદી સ્ત્રીને દરદ પારખવાને મસે વગર જરૂરીઆતે નાગી કરે, અને તેનાં કપડાં વૈદે પોતે ઉતારેલાં હોય તો, તે વૈદ સાપ્રાધબળનો ગુન્હેગાર ગણાય. આર્ચ. પ્ર. ૭૧૬

ચાંદીનું દરદ થએલ સખસ કોઈ છોકરી સાથે સંભોગ કરે, છોકરીને એવું જણાવે કે મને કાંઈ દરદ નથી, તો એ સખસે આ કલમ પ્રમાણે નીચ સાપ્રાધબળ વાપરયું કહેવાય. રાણી વિ. બેનેટ. આર્ચ. પ્ર. ૭૧૬.

ભારે ક્રોધ ઉત્પન કર્યાછતાં કોઈ સખસને બેઆબરૂ કરવાના ઈરાદાથી હુમલો અથવા સાપ્રાધબળ.

૩૫૫. કોઈ સખસે ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન ન કર્યા છતાં, તે સખસને બેઆબરૂ કરવાના ઇરાદાથી જે માણસ તે સખસની ઉપર હુમલો કરે, અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

કોઈ સખસને લાત મારવી, અથવા તેનું નાક ખેંચવું અથવા તેની પીઠ ઉપર ચાબખો મારવો એ સર્વ હકીકતોમાં સાપ્રાધબળ વાપરીને તેને બેઆબરૂ કરવાનો ઈરાદો હતો, એવું અનુમાન થઈ શકે છે.

આ કલમ પ્રમાણેનો ગુન્હો જેના ઉપર બળ વાપરયું હોય અથવા હુમલો કરયો હોય, તેનાથી માંડી વાળી શકાય. ક્રી. પ્રો. કો. કલમ. ૩૪૫.

કોઇ સખસ કાંઈ વસ્તુલઇ જતો હોય તે વસ્તુની ચોરી કરવાની કોશીસ કરવામાંહુમલો અથવા સાપ્રાધ બળ.

૩૫૬. કોઇ સખસે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા તે લેઇ જતો હોય, તેની ચોરી કરવાની કોશીસ કરવામાં તે સખસની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

કોઈ સખસ ગજવું કાતરી ચોરી કરવાની કોશિસ કરે, અને તે ચોર જો પોતાની કોશિસમાં કાંઇ બળ વાપરવા જેવું કરે તો, તેને આ કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે.

કોઇસિખસને ગેરવ્યાજબીકેદ કરવાની કોશીસમાંહુમલો અથવા સાપ્રાધ બળ.

૩૫૭. કોઇ સખસને ગેરવ્યાજબી કેદ કરવાની કોશીસ કરવામાં જે માણસ તે સખસની ઉપર હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.

કોઈએ ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન કર્યાપરથી તેની ઉપર હુમલો કરવો અથવા સાપ્રાધ બળ વાપરવું.

૩૫૮. કોઈ સખસે ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન કર્યાપરથી જે માણસ તે સખસની ઉપર હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા બસેં રૂપિયા સુધીના દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—૩૫૨ મી કલમનો જે ખુલાસો લખેલો છે તે આ છેલ્લી કલમને પણ લાગુ પડે છે.

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે જેઓ ઉપર તુફાન કરવાનો, હુમલો કે સુલેહનો ભંગ કરવાનો, તેવા હુલડખોર માણસોને મદદ કરવા અથવા જમાવ કરવાનો, અથવા એવા બીજા કાયદા વિરૂદ્ધ કામો કરવાના ગુન્હા શાબેત થયા હોય તો, તેમની પાસેથી સુલેહ રાખવા માટે પોતાના હાથનો મુચરકો લખાવી અથવા જામીન લેવાઈ શકાય છે. જ્યાંહાં ગુન્હો જે સખસ માજીસ્ટ્રેટની સત્તા ચલાવતો ન હોય તેવા ઓધેદાર પાસે શાબેત થયો હોય તો, તે કજીયાની સઘળી કેફીયત પ્રગણાના માજીસ્ટ્રેટ ઉપર અથવા તેવી સત્તા ચલાવતો હોય તેમના ઉપર મોકલી આપવો, અને તે અમલદાર જાણે તે કજીયો તેની પોતાનીજ આગળ પુરવાર થયો હોય તે પ્રમાણે તેનો ફેંસલો કરે.

સારી ચાલના જામીન લેવા બાબત ક્રી. પ્રો. કોડમાં કલમ ૧૦૬ થી ૧૨૬ સુધીની કલમો છે, તેમાંથી સઘળું માલમ પડશે.

---

## મનુષ્યહરણ, મનુષ્યનયન, ગુલામી તથા વેઠ બાબત.

મનુષ્યહરણ. **૩૫૯. મનુષ્યહરણ બે પ્રકારનું છે; એક બ્રીટીશ ઈંડયામાંથી અને બીજું કાયદેસર વાલીના હવાલામાંથી.**

બ્રીટીશઈંડીયામાંથી મનુષ્યનું હરણ. **૩૬૦. જે માણસ કોઇ સખસને, તે સખસની રજામંદી સિવાય અથવા તે સખસની વતી રજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખત્યાર હોય એવા કોઇ સખસની રજામંદી સિવાય, બ્રીટીશ ઈંડિયાની હદની બાહાર લઇ જાય, તે માણસે બ્રિટીશ ઇંડયામાંથી તે સખસનું હરણ કર્યું એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હાની પ્રાઈમિફેસી કેસથી માગણી કરી શકાય છે. એક્સ્ટ્રાડીશન આ. ક. ૧૧ જુઓ

૨. અ. નામનો સખસ ૨૦ વર્ષની ઉમ્મરનો છે, તેને સુરતમાંથી તેની રજામંદી સિવાય અમદાવાદ મનુષ્યહરણ કરવાના ઈરાદાથી લેઈ જવામાં આવ્યો, તોપણ તેનું બ્રિટિશ ઈંડિયામાંથી મનુષ્યહરણ થતું નથી. તેવીજ રીતે આગળ ૩૬૧ મી કલમની વ્યાખ્યા પ્રમાણે કાયદેસર વાલીના હવાલામાંથી પણ મનુષ્યહરણ થતું નથી. ત્યારે ૩૬૨ મી કલમ પ્રમાણે બળ અથવા ફરેબી ઈલાજ વાપરવામાં આવ્યા ન હોય, તો ગુન્હો થાય છે કે નહી એવી અમને શંકા છે.

કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ. **૩૬૧. ચઉદ વર્ષથી ઓછી ઉંમરના કોઇ છોકરાને, અથવા સોળ વર્ષથી ઓછી ઉંમરની કોઇ છોકરીને અથવા કોઇ દિવાના સખસને, તે બાળક અથવા દિવાના સખસના કાયદેસર વાલીના હવાલામાંથી, તે વાલીની રજામંદી સિવાય, જે માણસ લઇ જાય અથથા ફોસલાવીને તેડી જાય, તેણે તે બાળક અથવા તે સખસનું કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કર્યું એમ સમજવું.**

**ખુલાસો—આ કલમ મધ્યે "કાયદેસર વાલી" એ શબ્દો લખ્યા છે, તે શબ્દો મધ્યે તે બાળક અથવા તે બીજા સખસને રાખવાનું અથવા તેની સંભાળ કરવાનું કામ કાયદા મુજબ જે સખસને સોંપ્યું હોય, એવા કોઇપણ સખસનો સમાવેશ થાય છે.**

**અપવાદ—કોઇ સખસ શુદ્ધબુદ્ધિએ એમ માનતો હોય કે લગ્ન સબંધ વિના ઉત્પન્ન થએલા ફલાણા બચ્ચાનો હું બાપ છું, અથવા શુદ્ધબુદ્ધિએ એમ માનતો હોય કે તે બચ્ચાને કાયદેસર હવાલામાં રાખવાનો મ્હારો હક્ક છે, અને તે સખસ અગર કાંઇ અનિતીના અથવા કાયદા વિરૂદ્ધ કારણસર એવું કામ ન કરે, તો તેના કામને આ કલમ લાગુ પડતી નથી.**

## વિશેષ સમજુતી.

ઈંગ્રેજી કાયદો ઉપલી કલમના બંધન પ્રમાણેજ છે. માટે એક વેળા વિલાયતમાં એમ બન્યું કે એક સખસ એક છોકરીને તેના બાપના ઘરમાંથી નીકળી જવાને ફોસલાવી, તે તેણીએ કબુલ કરયું. પછે તે સખસ ને છોકરી ત્રણ દીવશ બાહાર રહી. જે અરસામાં તેઓ જે દીવશે માંટી બૈઅર તરીકે રસ્તાપર ફરતાં ને રાત્રે સાથે સુતાં. હવે તે તેણીને બાહાર કાઢી લઈ ગયો તે વખતમાં તે સાથે સ્ત્રી પુરૂષ તરીકેનો સબંધ કરયો, અને તેણીને તેના બાપના કબજામાં હતી તે અવસ્થાથી ઉલટીજ અવસ્થામાં આણી. કોર્ટે જ્યુરીને અભિપ્રાય આપ્યો કે કેદી છોકરીને તેના બાપની સંભાળ તળેથી લેઈ ગયો, અને જો કે તેના મનમાં હતુંજ કે તેને પાછી મોકલવી તોપણ તે ગુન્હેગાર છે. આ કલમ પ્રમાણે કરેલો ગુન્હો તો જે ઘડીએ છોકરીએ તેના બાપનો ઉંબરો ઓળંગો તેજ ઘડી સંપુર્ણ થયો. જાણે પેલો સખસ તેણીને હમેશ સુધી તેના બાપથી દુર રાખવાના ઈરાદાથી લઈ ગયો હોય તેજ પ્રમાણે લઇ ગયો એમ સમજવું, પણ જે કોઈ સખસ છોકરાને થોડો વખત બાહાર લઈ જાય અને તેનો ખુલાસો કરી શકે તો, તેના ઉપર આ કલમ પ્રમાણે વાંક લાગુ ન પડે, પણ તે રીત એવી જોઈએ કે જેથી તેણીના બાપ તરીકેની માવજતથી તે ઉલટી હોવી ન જોઇએ.

બીજા હાથ ઉપર એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જો છોકરીને ફોસલાવી તે અગાઉ તે ખરેખર ઘર છોડીં ગઈ, અને તેના બાપની સત્તા તળેથી દુર થઈ હોય એવું માલમ પડે તો, આ કલમ પ્રમાણે ગુન્હો નથી. એટલા ઉપરથી અને તેજ પ્રમાણે જ્યાં એક નિશાળે જતી છોકરીને કોઈ પુરૂષ શેરીમાં મળ્યો, અને ફોસલાવીને તેને ત્યાંથી થોડા માઈલ દુર કોઈ ગામમાં લઈ ગયો, અને તેણીને લલચાવીને તે સાથે બદકર્મ કર્યું, પછી તેઓ બંન્ને પાછાં ફર્યાં, અને પેલો તેણીને જે શેરીમાંથી લાવ્યો હતો ત્યાં મુકી ગયો. હવે પેલી છોકરી પોતાને ઘેર ગઈ તે તેણીના મા બાપની સાથે રહી, પણ તેણીને પેલો પુરૂષ લેઈ ગયો તેથી હમેશ કરતાં થોડા કલાક મોડી ઘેર ગઈ, તેટલા માટે તેના મા બાપ તેના ઉપર મનુષ્યહરણનો ગુન્હો મુકી શકે નહી, કારણ તેને ખબર નહી હતી કે છોકરી કોણ હતી, અથવા તેણીનો કોઈ બાપ કે મા જીવતાં હતાં કે નહીં. એ સર્વ માનવાને કાંઈ કારણ ન્હોતું, અને તે માનતો પણ ન્હોતો કે તે છોકરી તેજ ગામમાં રેહેતી હતી. એવા મુકદ્દમાનો ફેંસલો એમ થાય છે કે કેદી છોકરીને તેણીના મા બાપના કાયદાસર વાલીપણામાંથી લેઇ જાય છે કે નહી તેનું જ્ઞાન તેને ન હોય, તો તે બેતકશીર ઠરે છે.

ઈંગ્રેજી કાયદો આ બાપોને તેમના બાળકો ઉપર જે હક્ક હોય છે તેનું એટલું તો માન રાખે છે કે કોઈ છોકરીને તેની મરજી ઉપરાંત પણ બાપની સંભાળ તળે જવાની ફરજ પાડી શકે, પણ એવી બાબતમાં તેણીની ઉમ્મર ૧૬ વર્ષની અંદર હોવી જોઈએ. તથા વળી જો એવું માનવાને કારણ હોય કે બાપનામાં છોકરીની પુરતી સંભાળ લેવાની શકતી નથી. તો, તેવી ફરજ પાડતા નથી. મદ્રાસની હાઈકોર્ટના કજીયામાં એક બહુજ અગત્યનો ફેંસલો કરવામાં આવ્યો હતો, તે એમ કે એક કજીયામાં એક છોકરો ખ્રીસ્તી થઈ જઈ તેના બાપના ઘરમાંથી બાહાર જતો હતો, ત્યારે કોર્ટે ચુકાદો કર્યો કે એક (૧૪) વર્ષની વયનો હિંદુ છોકરો છે જે મીશનરીઓ સાથે જતો રેહેતો હતો, તો તેની વય ન્હાની છે માટે તેને તેના બાપને પાછો અપાવવો જોઈએ. જો કે ઈશાઈ ધર્મમાં વટલી ગયો હતો અને તેના નવા ધર્મના મુખત્યાર સાથે રેહેવા તે ઘણો ખુશી હતો, તોપણ એવીજ જાતનો ફેંસલો કલકતાની હાઈકોર્ટમાં એક ૧૫ વર્ષ અને ૬ મહીનાના છોકરાની બાબતમાં સર મોરડોનટ વેલસે કર્યો હતો; પણ દીલગીર છીએ કે બે આવા વ્યાજબી ચુકાદાથી ઉલટોજ ફેંસલો મુંબઈની હાયકોર્ટમાં સર જોસેફ આરનલ્ડે કર્યો હતો. જેણે કલકતાના ન્યાયાધીશ સર એમ. વેલ્સની સત્તા પ્રમાણે ચાલવાને ના પાડી. અને મદ્રાસની કોર્ટમાં ચુકેલો કજીયાનો પુરાવો પણ બાહાલ રાખ્યો ન્હોતો. મુંબઈવાળા કજીયામાં છોકરો (૧૫) વર્ષ અને ૭ મહિનાનો હતો, ને તેણે વટલી જવા માગ્યું ત્યારે તેને બાપથી છુટો પાડવાની છુટ આપી હતી.

મુસલમાની ધારા પ્રમાણે બાપની સામું પણ માતાને તેણીના છોકરાની સાત વર્ષની ની ઉમર થાય ત્યાંહાં સુધી સંભાળવાને અને પોતાના તાબામાં રાખવાનો હક્ક મળે છે. અને તેણીની છોકરીના ઉપર તો **સુની** ટોળાના વિચાર પ્રમાણે ભરજોબનમાં આવે ત્યાં સુધી અને **શીહાઈ** ટોળાના વિચાર પ્રમાણે ૭ વર્ષની વય થાય ત્યાં સુધી સત્તા રેહે છે.

**ફેંસલા**—આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે કપટથી અથવા બળ વાપરી લેઈ જવામાં આવ્યું હતું, એમ શાબીત કરવાની કાંઈ જરૂર નથી. રાણી વિ ભંગી આહર. ૨ વિ. રી. પ્ર. ૫.

હરણ થએલા માણસ ઉપર કાંઈ દગો ફટકો અથવા બળ વાપરવામાં નહી આવ્યાથી મનુષ્યહરણનો અપ્રાધ રદ કરવામાં આવ્યો. રાણી વિ. કોમલદાસ. ૨ વિ. રી. પ્ર. ૭.

સોળ વર્ષ કરતાં ઓછી ઉંમરની છોડીને તેણીના કાયદેસર વાલીના હવાલામાંથી કાઢી જવી તે આ કલમ મુજબ શિક્ષા થઈ શકે તેવો ગુન્હો ગણાય છે, ગુન્હેગાર ઠરાવવાને માટે જોર જુલમથી કાઢી જવામાં આવી હતી એ શાબીત કરવાની જરૂર નથી: રાણી વિ. મોધુપોલ. ૩ વિ. રી. પ્ર. ૧૯.

આ કલમ મુજબ ગુન્હો થવાને માટે કોઈ છોકરાને કબુલાત સિવાય તેના કાયદેસર વાલીના હવાલામાંથી ફોસલાવી લેઈ જવાનું શાબીત થવું જોઈએ. રાણી વિ. ગુદરસીંગ ૪ વિ. રી. પ્ર. ૬.

આ કલમ મુજબ કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ કરી જવાના ગુન્હામાં ન્હાના બાળકની કબુલાતની જરૂર નથી, તેમજ બળ અને કપટ એ ગુન્હો ઠરાવવાનાં મુલતત્વો ગણાતાં નથી. રાણી વિ. સુકી. ૭ વિ. રી. પ્ર. ૩૬.

પીનલકોડની આ કલમ તથા કલમ ૩૬૩ મુજબ મનુષ્યહરણના ગુન્હાની મજ-

ખુતીમાં મનુષ્યહરણ કરેલા માણસને કાયદેસર વાલીના હવાલામાંથી ફોસલાવી તોહમતદાર લેઈ ગયો હતો, એ શાબીત કરવું જોઈએ. રાણી વિ. નીલાબીબી. ૧૦ વિ. રી. પ્ર. ૩૩.

દસ વર્ષ કરતાં ઓછી ઉંમરનું છોકરૂં ખુલ્લી રીતે વાલીના કબજામાં ગણાય છે, અને કોઈ માણસ બરોબર રીતે પરવાનગી મેળવ્યા સિવાય આવાં છોકરાંને લેઈ જાય તો એવી જાતના કૃત્યનું જોખમ તેને શીર રેહે છે. છોકરૂં વાલીના હવાલામાં હતું કે નહી એ પુછવું ભુલી ગયો હતો. તે આ કલમ મુજબ કાયદેસર વાલીના હવાલામાંથી ન્હાના બાળકને લેઈ જવાના ગુન્હાનો જવાબ ગણાતો નથી. રાણી વિ. ફ્રમસાદબક્ષ. ઈં. લા. રી. ૩ મું. પ્ર. ૧૭૮.

ઉછેરવાના વખતમાં મા એ અનૌરસ છોકરાની યોગ્ય અને સ્વભાવિક વાલી ગણાય છે; અને મરતી વખતે મા આવા છોકરાને કોઇ માણસને સોંપી ગઇ હોય, અને તે માણસ સોંપેત કબુલ રાખી છોકરાંને ઉછેરતો હોય તો, આ કલમના અર્થ મુજબ ન્હાનું બાળક તેના હવાલામાં "કાયદેસર સોંપાએલું" ગણાય છે. જે માણસના કબજામાંથી બાળક લેઈ લેવામાં આવ્યું હોય તે માણસ કાયદેસર અર્થ મુજબ વાલી હતો, તે મનુષ્યહરણના કેસોમાં ફરીયાદી ખરેખરી રીતે શાબીત કરવાને બંધાએલો હોવાથી તે મુશ્કેલાઈ આ કલમમાં "કાયદેસર વાલી" એ શબ્દોના ખુલાસાથી દુર થાય છે, રાણી વિ. પેમાનટલ. ઈં. લા. રી. ૮ ક. પ્ર. ૯૭૧.

મનુષ્યનયન. **૩૬૨. કોઈ સખસને કોઈ જગેથી જવાને જે માણસ બળથી જરૂર પાડે, અથવા કાંઈ ફરેબી ઈલાજોથી લલચાવે, તે માણસે તે સખસનું નયન કર્યું એમ સમજવું.**

મનુષ્યહરણની શિક્ષા. **૩૬૩. જે માણસ બ્રિટિશ ઈંડ્યામાંથી, અથવા કાયદેસર વાલીના હવાલામાંથી કોઇ સખસનું હરણ કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

લગ્નની ક્રિયાથીજ છોકરી છોકરો ઉપરનો બાપ માના વાલીપણાનો હક્ક તોડી એક બીજાના કબજામાં જવાય છે, ને તેમ થયાથી છોકરી છોકરો બારણાં બાહાર ગયાં તો તે મનુષ્યહરણ ન કેહેવાય, પણ વિવાહ અગાઉ કોઈ પણ કરેલી સગાઈનું કારણ વચમાં લાવે તોપણ સંપુર્ણ વિવાહ સિવાય તે સગાઈથી તે છોકરૂં ચોરવાનો ગુન્હો કાંઈ ઉડી જતો નથી. તે છતાં સગાઈ થઈ હોય ને તેમ જોડાયલું કોઈ છોકરૂં ચોરી ગયા હોય તો, તેની શીક્ષામાં કેટલેક દરજ્જે ઘટાડો થઈ શકે.

એક સ્વતંત્ર રાજ્યની પ્રજા બ્રિટીશ સરકારના રાજ્યની હદમાં રહેલા છોકરા લઈજવાના ગુન્હા માટે બ્રિટીશ સરકારને જવાબદાર છે,ને તેનાપર વતનનો હક્ક ચાલી શકતો નથી.

પણ જો એ પ્રમાણે ચોરેલું કોઈ બાળક સરકારી હદની બાહાર મારી નાંખવામાં આવે તો, ખુનની બાબતમાં પેલા ગુન્હેગારનો ઈનસાફ કરવાનો બ્રિટીશ કોર્ટને અધિકાર નથી, કેમકે તે કામ એ કોર્ટની હદ બાહાર બન્યું છે.

**ફેંસલા**—કોઇ માણસ જે છોડીની સાથે પોતાના બાપે તેનો વિવાહ કર્યો હતો, તે છોડીને તેણીના કાયદેસર વાલીના કબજામાંથી તેણીની કબુલાત સિવાય લેઈ ગયા, અને તે છોડીને પોતાના ઘરમાં કોઈ કોઈ વખતે રાખ્યા પછી તેણે પોતાનું મન ફરી ગયાથી સગાઈ તોડી હોય તો, તે કાયદેસર વાલીના કબજામાંથી મનુષ્યહરણ કરી જવાને માટે આ કલમ મુજબ ગુન્હેગાર ગણાય છે. રાણી વિ. ગુરૂદાસ રાજબંસી. ૪ વિ. રી. પ્ર. ૭.

સેશનકોર્ટમાં કમીટ કરવાને બદલે ચોરી તરીકે ગણી માજીસ્ટ્રેટે ઘરાણું કાઢી લેવાના ઈરાદાથી કોઇ ન્હાના છોકરાંને લેઈ જવાના કેસમાં ગેરવ્યાજબી રીતે ફેંસલો આપ્યો હતો. રાણી વિ. સાહોય ડોમ. ૬ વિ. રી. પ્રઃ ૨.

સરીયામ રસ્તામાં રમતાં છોકરાંને ફોસલાવીને લેઈ જવું તે કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ કરી જવું ગણાય છે. રાણી વિ. મુસામત ઉઝીરન. ૭ વિ. રી. પ્ર. ૬૨.

મનુષ્ય હરણના ગુન્હામાં બતાવેલી વધારેમાં વધારે સજા ફક્ત ઘણીજ ભારે જાતના ગુન્હામાં કરવી જોઈએ. મુસામત ભુદીઆ. ૮ વિ. રી પ્ર. ૩.

કોઇ ન્હાના બાળકને જે માણસના કબજામાં કાયદેસર રીતે સોંપવામાં આવ્યું હતું તે કાયદેસર વાલીના હવાલામાંથી લેઈ જવામાં આવ્યું હતું, એવું આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે શાબીત કરવું જોઈએ. રાણી વિ. બલદીઓ, ૨ ના. વે. પ્રા પ્ર. ૨૬૮

મનુષ્યહરણનો યત્ન કરવામાં યત્ન કરતી વખતે કેદ અથવા અટકાવ થયો હોય અને તેથી ગુન્હાનો ભાગ બનતો હોય તો, તે મનુષ્યહરણના સાધારણ ઈરાદાથી જુદો પાડી શકાય એવા ઈરાદા અથવા મતલબથી કરેલો ગુન્હો ગણાતો નથી. રાણી વિ. મંગરૂ. ૬ ના. વે. પ્રા. પ્ર. ૨૯૩.

સગીર છોકરાના કાયદેસર પાલણ કરનારના તાબામાંથી તે સગીરને લેઈ જવાની ક્રિયા ચાલુ હોય, ત્યાં સુધી હરણ કરવાના ગુન્હામાં મદદગારી કેહેવાય. ઈ. લા. રી. ૧ મ. પ્ર. ૧૭૩.

ખુન કરવા માટે મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયન.

**૩૬૪. કોઈ સખસનું ખુન કરવામાં આવે એટલા માટે, અથવા પોતાનું ખુન થવાના જોખમમાં તે સખસ આવે, એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે, જે માણસ તે સખસનું હરણ અથવા નયન કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.**

**દ્રષ્ટાંત.**

(अ). **अ. બ્રિટીશ ઇંડિયામાંથી ज. નું હરણ કરે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એક મુરતીને ज. નો ભોગ આપવામાં આવે તો, अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, એમ સમજવું.**

(ब). **ब. નું ખુન કરવામાં આવે એટલા માટે ब. ને તેને ઘેરથી अ. બળથી અથવા ફોસલાવીને લઇ જાય, તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.**

કોઇ સખસને છાની રીતે ગેરવ્યાજબી કેદ કરવાના ઈરાદાથી તેનું હરણ અથવા નયન કરવું.

**૩૬૫. કોઇ સખસને છાની રીતે ગેરવ્યાજબી કેદ કરવાના ઇરાદાથી જે માણસ તે સખસનું હરણ અથવા નયન કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા.**—કોઈ છોડી હરણ થએલી છે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં, કોઇ માણસે તે છોડીને પોતાના ઘરમાં બોલાવી રોકી રાખી હોય તો, તેટલા

ઉપરથી સંતાડવાનો ઈરાદો સ્પષ્ટ રીતે માલમ પડ્યા સિવાય તેણીનું સંતાડ્યું ગણાતું નથી. રાણી વિ. જુરપ. ૫ ના. વે. પ્રા. પ્ર. ૧૩૩.

જે છોડીનું હરણ થયું હતું તે છોડીને કોઈ માણસે એક બે દીવશ પોતાના ઘરમાં ફક્ત રાખી હોય તો, તેથી તેણીને શોધવાને કરેલો પ્રયત્ન નિષ્ફળ જાય એવી મતલબથી તેણીને કાયદા વિરૂદ્ધ સંતાડવામાં આવી હતી એવું અનુમાન કરી શકાતું નથી. રાણી વિ. મુસામત ચબબુઆ. ૫ ના. વે. પ્રા. પ્ર. ૧૮૯.

કોઈ સ્ત્રીના જુલમથી લગ્ન કરાવવા વગેરે કારણ સારૂ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરવું.

**૩૬૬. કોઇ સ્ત્રીને, તે સ્ત્રીની મરજી નહી છતાં કોઈ પુરૂષની સાથે જુલમથી પરણાવવામાં આવે એવા ઇરાદાથી, અથવા જુલમથી પરણાવવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને અથવા જુલમથી કે ફોસલાવીને તે સ્ત્રીની જોડે જારકર્મ કરવામાં આવે એટલા માટે, અથવા જુલમથી કે ફોસલાવીને તેની જોડે જારકર્મ કરવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને, જે માણસ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ એવા મુકદમાઓને લાગુ પડે છે કે જેમાં કાહાડી લઈ જતી વખતે પેલી બાઈડીનો વિવાહ કરવાનો અથવા પારકા સાથે જારકર્મ કરવાનો વિચાર ન હોય; પણ ત્યાર પછી તેની ઉપર કેટલીક જાતનું દબાણ કરીને અથવા ફોસલાવીને તેનાં લગ્ન કરવામાં આવે અથવા તે સાથે સંભોગ કરવામાં આવે. ક. ૪૯૭, ૪૯૮ જે આગળ આવે છે તેમાં સઘળા એવા કજીયા આવે છે કે જેમાં કાઢી લઈ જવાની અથવા લલચાવવાની મતલબ એવી હોય કે તે કોઈ સાથે જારકર્મ કરે. અને તે ઈરાદો પેલી સ્ત્રી ઘણું કરીને જાણતી પણ હોય, ને તેવા જ્ઞાનથી તે પોતાના ધણીનું ઘર છોડે અને તેણીનું નયન થવામાં તે પોતે રાજી હોય, તેટલા માટે જો કોઈ ઠેકાણે એક કુટણી ૨૦ વર્ષની એક પરણેલી સ્ત્રીને પોતાના ધણીનું ઘર છોડવાને લલચાવે, અને એવું શાબેત થાય કે તે પોતે જાણી બુજીને તથા પોતાની આપખુશીથી પોતાના ધણીનું ઘર છોડી ગઈ, ને બાહાર જઈ કશબણ બની બેઠી તો, તેમાં બંગાળની હાઈકોર્ટે એવો વિચાર આપ્યો છે કે કાંઈ પણ ગુન્હા શાબેત થઈ શકે નહી. ૩૬૬ મી કલમ પ્રમાણે તેટલા ઉપરથી ગુન્હેગાર કાંઈ જાય નહી, પણ તે કેદી ઉપર ૪૯૮ મી કલમ પ્રમાણે લલચાવીને નયન કરવાનો ગુન્હો શાબીત કરી શકાય છે, કારણ કે જો નયન કરનાર વચમાં આવ્યો ન હોત તો પેલી સ્ત્રીના મનમાં છુપી રૂચી ગમે એવી હલકી હોય, તોપણ તેને એકલીને પોતાનેજ આ કલમમ લખેલી તક મળત નહી.

**ફેંસલા**—સોળ વર્ષ કરતાં ન્હાની ઉમરની છોડીને પરણવાના ઇરાદાથી કાઢી જવાના ગુન્હામાં તેણીની કબુલાતથી ગુન્હાને કાંઈ અસર થતી નથી, તેમજ કપટથી અથવા જાર જુલમથી તેણીને ફોસલાવી લેઈ જવામાં આવી હતી એ શાબીત કરવાની પણ કાંઈ જરૂર નથી. રાણી વિ. અમગડ બગીઆહ. ૨ વિ. રી. પ્ર. ૬૧.

સોળ વર્ષની ઉંમર નહી થએલી છોડીને તેણીના કાયદેસર વાલીની કબુલાત સિવાય

પરણવાના ઈરાદાથી કાઢી જવી તે આ કાયદાની કલમ ૩૬૫ અને આ કલમ મુજબ સજા થઈ શકે તેવો ગુન્હો ગણાય છે. કાઢી ગયેલા માણસની કબુલાત અગત્યની નથી, તેમજ કપટ અથવા બળ વાપરી ફોસલાવવામાં આવી હતી તે શાબીત કરવાની પણ જરૂર નથી. કુરદનસીંગ વિગેરે. ૩ વિ. રી. પ્ર. ૧૫.

કોઇસખસને મહાવ્યથા થાય,તેને ગુલામ કરવામાં આવે વગેરેકારણસર તેનું હરણઅથવાનયન કરવું.

**૩૬૭. કોઇ સખસને મહાવ્યથા કરવામાં આવે અથવા તેને ગુલામ કરવામાં આવે, અથવા તેની ઉપર કોઇ સખસની સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુનેચ્છા પુર્ણ થાય, એટલા માટે અથવા તેના ઉપર એ પ્રમાણે ગુજરવાના જોખમમાં તે આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે, અથવા તે સખસની ઉપર એ પ્રમાણે ગુજરશે અથવા તેનો એ પ્રમાણે વગ કરવામાં આવશે, એવો સંભવ છે એમ જાણીને, જે માણસ તે સખસનું હરણ અથવા નયન કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

હરણ થયેલા સખસને ગેરવ્યાજબી રીતે સંતાડવો અથવા કેદમાં રાખવો.

**૩૬૮. ફલાણા સખસનું હરણ અથવા નયન થએલું છે એમ જાણ્યા છતાં જે માણસ તે સખસને ગેરવ્યાજબી રીતે સંતાડે અથવા કેદ કરે, તે માણસને જે ઈરાદા કે જ્ઞાનથી અથવા જે કારણસર તે માણસ તે સખસને સંતાડે અથવા કેદમાં રાખે, તેજ ઈરાદા કે જ્ઞાનથી અથવા તેજ કારણસર જાણે તે માણસે તે સખસનું હરણ અથવા નયન કર્યું હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—જે માણસને હરણ કરી જવામાં આવ્યો હોય તે માણસને સંતાડવામાં જેણે મદદ કરી હોય તે માણસને આ કલમ લાગુ પડે છે, પણ મનુષ્યહરણ કરનાર માણસોને આ કલમ લાગુ પડતી નથી. રાણી વિ. સેખ ઉઝર. ૬ વિ. રી. પ્ર. ૧૭.

પેહેલા કેદીએ કોઈ એક ૧૧ વર્ષની છોડીને તેણીના કાયદેસર વાલીના હવાલામાંથી કાઢી જઈ તેણે તે છોડીને બીજા માણસને પરણવાને માટે વેચાતી આપી હોય, અને બીજા કેદીએ તેણીને કાયદા વિરૂદ્ધ સંતાડી હોય તો, પેહેલા કેદીને પીનલકોડની કલમ ૩૬૩ મુજબ ગુન્હેગાર ઠરાવેલો બાહાલ રાખવામાં આવે છે, અને બીજા કેદીને ફક્ત આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવેલો કાયમ રાખી શકાય છે, અને તેથી કલમ ૩૬૬ મુજબ બંન્ને માણસોને જુદા જુદા ગુન્હેગાર ઠરાવેલા કાયમ રાખી શકાય નહીં. રાણી વિ. ઇસરી પાંડે વિગેરે. ૭ વિ. રી પ્ર. ૫૬.

દશવર્ષથીઓછી ઉમરનાકોઇ બચ્ચાના શરીર પરથી જંગમમીલકતચોરવાનાઈરાદાથી તે બચ્ચાનું હરણઅથવા નયન કરવું.

**૩૬૯. દસ વર્ષથી ઓછી ઉંમરના કોઇ બચ્ચાના શરીર પરથી કાંઇ જંગમ મિલકત બદદ્યાનતથી લેવાના ઇરાદાથી, જે માણસ તે બચ્ચાનું હરણ અથવા નયન કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા**—કોઈ છોકરું હરણ કરી જવાના કેસમાં આ કલમ મુજબ તેના શરીર ઉપરનો માલ લેઈ જવાને માટે અને મારી નાંખવાની તૈયારી કર્યા પછી કલમ ૩૮૨ મુજબ ચોરી કરવાને માટે જુદી જુદી સજાઓ કરી શકાય નહીં. પુરાવા ઉપરથી કૃત્ય એક અને એકજ જાતનું હતું એમ શાબીત થયું હતું. પાછલી કલમ મુજબ કરેલી સજા રદ કરવામાં આવી હતી, કારણ કે તે કલમના અર્થ મુજબ મારી નાંખવાની તૈયારી કર્યાનો કાંઇ પણ પુરાવો ન્હોતો. રાણી વિ. કાશીનાથ ચંગો. ૮ વિ. રી પ્ર. ૮૪.

આ કાયદાની કલમ ૩૬૩ માં બતાવેલા ગુન્હાનો સમાવેશ આ કલમમાં થઇ જાય છે, કારણ કે મનુષ્યહરણ અને મનુષ્યહરણ થયેલા છોકરાંની પાસેથી બદદ્યાનતથી કાંઈ મીલકત લેવી તેનો સમાવેશ ઉપલી કલમમાં થઈ જાય છે. રાણી વિ. શામા સેખ. ૮ વિ. રી. પ્ર. ૩૫.

બદદ્યાનતથી જંગમ મીલકત લેઈ લેવાના ઈરાદાથી મનુષ્યહરણ કર્યા બદલ આ કલમ મુજબ કોઇ કેદીની રજુઆત ચલાવી, અને ગુન્હેગાર ઠરાવી સજા કરવામાં આવેલી, તે કેસમાં બદદ્યાનતથી કેટલીક જંગમ મીલકત લેઇ જવાનો ઈરાદો કરેલો, તેની ચોરીને માટે સજા થઈ શકે નહી, અને ચોરીને માટે કરેલી બીજી સજા ક્રીમીનલ પ્રોસીજરકોડ મુજબ કાયદા વિરૂદ્ધ ગણાય છે. નોજાન અપેલેન્ટ. ૭ મ. હા. કો. રી. પ્ર. ૩૭૫.

કોઇસખસને ગુલામ દાખલ વેચવો અથવા આપવો.

**૩૭૦. કોઇ સખસને ગુલામ દાખલ જે માણસ આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે અથવા ખશેડે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા કોઇને આપે, અથવા તે સખસની મરજી નહી છતાં તેને ગુલામ દાખલ કબુલ કરે, લે, અથવા રાખે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ સાધારણ રીતે માણસને વેચવાનો અથવા ખરીદ કરવાનો ગુન્હો અટકાવવા વાસ્તે છે, ગમે તો ન્હાનું છોકરૂં હોય અગર પુખ્ત ઉમરનું હોય.

**ફેંસલા**—र. નામના માણસે ह. નામની ૧૧ વર્ષની છોડીને કીંમત લેઈને બીજા માણસને વેચી, એવા ઈરાદાથી કે તે માણસ તેણીને પરણશે, અને તેણે પણ પરણવાના ઇરાદાથી વેચાથી લીધી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુજબ ગુલામ તરીકે વેચવાને માટે र. ને ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. મીરજા સીકંદર બખ્તના કેસ ઉપર ટીકા કરવામાં આવી. રાણી વિ. રામકુંઅર. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૭૨૩.

**म.** એ પચીસ રૂપીયા લેઈ **अ.** ને **ब** નામની ૧૩ વર્ષની છોડી વેચાથી આપી, તે બદલના દસ્તાવેજમાં **ब.** નામની દાસી વેચાથી લીધી એવું લખ્યું હતું તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુજબ ગુન્હો બને છે. રાણી વિ.અમીના ઈ. લા. રી. ૭ મ. ૨૭૭.

કોઈ છોડીને હરણ કરીને લાવેલા છે એવું જાણીને કોઈ માણસ તેણીને ગેરવ્યાજબી રીતે અટકાવ્યા પછી ગુલામ તરીકે પકડી રાખે તો, તે પીનલકોડ મુજબ સજા થઈ શકે તેવા બે ગુન્હાઓનો અપ્રાધી ગણાય છે. કાયદેસર કોઈ માણસને હક્ક આપવામાં આવ્યો હોય જેવો કે વાલી, દરોગો અને મા બાપ સિવાય બીજો માણસ કોઈ માણસની

સ્વતંત્રતા પુરેપુરી ખુંચી લેવાનો હક્ક કરે, અને તેની મરજી વિરૂદ્ધ તે માણુસ પાસે મેહેનત કરાવે તો, તે ગુલામગીરી ગણાય છે, રાણી વિ.મીરજાં સીકંદર બખ્ત. ૩ ના.વે.પ્રા.૧૪૬.

નિત્ય ગુલામનો વેહેપાર કરવો.

**૩૭૧. જે માણુસ નિત્ય ગુલામોને આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અથવા ખશેડે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા તેઓનો વેહેપાર ધંધો કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

જારકર્મને માટે કોઈ બાળકને વેચવું વગેરે.

**૩૭૨. સોળ વર્ષથી ઓછી ઉમરનું કોઇ બાળક જારકર્મના કારણસર અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ તથા અનીતિના કારણસર રાખવામાં કે વાપરવામાં આવે એવા ઈરાદાથી, અથવા તે બાળક તેવા કાંઈ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં જે માણસ તે બાળકને વેચે અથવા ભાડે આપે, અથવા બીજી રીતે કોઇને આપે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં બતાવેલા હેતુથી કોઇ ન્હાની ઉંમરનું બાળક, કે જે ગમે તો છોકરી કિંયા છોકરો હોય તેને વેચે અથવા બીજી રીતે વ્યવસ્થા કરે તો, ગુન્હો છે.

કોઈ છોકરી વેશ્યાનો ધંધો ચલાવી પોતાના મા બાપને તેના પૈસા આપે, તો ફક્ત પૈસા લેવાથી મા બાપ આ કલમ મુજબ ગુન્હેગાર થતાં નથી.

**ફેંસલા**—સંહેજ નામની ક્રિયા કરીને ૧૬ વર્ષની કોઇ ન્હાની છોડીને હિંદુના દેવળમાં ભેટ કરવામાં આવી હોય. જે દેવળનો એવો નિયમ હોય કે આવી રીતે ભેટ કરેલી છોડીઓએ ગુણકાનો ધંધો કરવો તો, તે આ કલમ મુજબ છોડીઓ ગુણકા તરીકે કામમાં આવશે, એમ જાણીને વેચ્યા બરોબર છે. જોઈલી ભાહીન. ૬ મુ. હા. કો. રી. પ્ર. ૬૦.

આ કેસમાં હકીકત ઉપરથી મી૦ જેકશન જડજે ઠરાવ્યું કે પીનલકોડની કલમ ૩૭૨ અને ૩૭૩ મુજબ ગુણકા કરવાને ન્હાનાં છોકરાંને વેચવાનું તોહમત કેદી ઉપર રાખેલું છે તે ખોટું છે. મી. ગ્લોવર જડજે આનાથી વિરૂદ્ધ ઠરાવ કર્યો. રાણી વિ. નુરજાન વિગરે. ૧૪ વિ. રી. પ્ર. ૩૯; ૬ બેં. લા. રી. અપે. પ્ર. ૩૪.

આ કલમ મુજબ ગુન્હો ગણવાને વેચાણની જરૂર નથી, કે જેથી ન્હાના બાળકનો કબજો આપ્યાનું અથવા તેને દામમાં રાખ્યાનું ગણાવવું જોઇએ. રાણી વિ. અરનચેલમ ઈ. લા. રી. ૧ મ. પ્ર. ૧૬૪.

કેટલાક માણસો પૈસાની લાલચે એક નીચ વર્ણની છોડી ઉંચ વર્ણની છે એવું બતાવી તેણીની જોડે કેટલાક ઉંચ વર્ણના માણસોને લલચાવી લગ્ન કરાવે. આ લગ્ન હિંદુશાસ્ત્ર પ્રમાણે કાયદેસર નહી ગણાય, તોપણ તેથી કરીને તેઓને આ કલમ અને કલમ ૩૭૩ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. ઝીલાલ. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૬૯૪

એક કીસબણે પોતાની છોકરી બીજી કીસબણને દત્તક આપી હતી. એવા કામમાં

એટલુંજ જોવાનું છે કે એ છોકરીને દત્તક લેઈ પોતાની દીકરી તરીકે ઉછેરી મ્હોટી કરવામાં આવે, અને જ્યારે તે ઉમ્મર લાયક થાય ત્યારે તેને લગ્ન કરવાની અગર પોતાની માનો કીસબણુનો ધંધો કરવાની પસંદગી આપવામાં આવે. આ પ્રમાણે કલ્પ કરવામાં આવે તો તેથી કરીને કોઇ ગુન્હો બનતો નથી પરંતુ એમ માલમ પડે કે તે છોકરી લાયક ઉમ્મરની થયા પેહેલાં અગર પછીથી તેને કીસબણુના ધંધામા દાખલ કરવાનો ઈરાદો હતો, તો બેશક તોહમતદાર આ કલમ અને કલમ ૩૭૩ પ્રમાણે ગુન્હેગાર થાય છે. મહારાણી વિ. રામના વિગરે. ઈ. લા રી. ૧૨ મ. પાનું ૨૭૩.

જારકર્મને માટે કોઈબાળકને ખરીદ કરવું.

**૩૭૩. સોળ વર્ષથી ઓછી ઉમ્મરનું કોઇ બાળક જારકર્મના કારણસર, અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ તથા અનીતિના કારણસર રાખવામાં કે વાપરવામાં આવે એવા ઇરાદાથી, અથવા તે બાળક તેવા કાંઇ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને ખરીદ કરે, ભાડે લે, અથવા બીજી રીતે પોતાના કબજામાં લે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

જો કલમ ૩૭૨ તથા આ કલમ બન્નેને બારીકીથી વળગીને નાયકણીઓના સગા અને મા બાપોને અને હિંદુસ્થાનમાં છીનાળાનો ધંધો કરતી જાતીઓને લાગુ કરવામાં આવે તો બહુજ બીકટ થઇ પડે, અને જ્યારે ખુશીમાં આવે ત્યારે અર્ધી વસ્તીને જેલમાં લઇ જઇ શકાય! વિલાયતમાં પણ જો એવું ઠરાવવામાં આવે કે સોળ વર્ષની અંદરની છીનાળ સાથે સબંધ કરવો એ ફોજદારી ગુન્હો છે, તો ત્યાં પણ તેથી અતિશય ગભરાટ ઉત્પન્ન થયા વિના રેહે નહીં. હિંદુસ્થાનમાં કમબખ્ણો ૧૨ ને ૧૦ વર્ષની ન્હાની ઉમરથી ફુટે છે, માટે સોળ વર્ષની છોકરી સાથે જારકર્મ કર્યું એ ઉપલી કલમથી ગુન્હો ઠરતો હોય તો ત્યાં આ દેશની ૧૬ વર્ષની રાંડો તેટલામાં તો ૪—૫ વર્ષ સુધી ધંધો ચલાવી ગઇ હોય છે, એટલે તે ધંધાને આ કલમ લાગુ પાડે તો, એ કલમ બહુજ ગેરવ્યાજબી ને ખાસ્તી ભરેલી થઇ પડે. છોકરીની મરજી લઇ તેને લીધી હોય તો તે મરજી ઉપલી કલમ પ્રમાણે ૧૬ વર્ષની છોકરી સાથે જારકર્મ કરવામાં નકામી છે. તેમજ વળી આ કલમ વિરૂદ્ધ જે સખસે એક સ્ત્રી રાખી હોય ને તેમાં તેની ખુશી હોય તે સબબે તેના આશ્રય તળેથી ન કાહાડવી એવો વિચાર છેજ નહી. ઇશક, લાલચ અથવા જે કોઈ ભુખે મરતુ હોય તેને પોષણ આપવાની કબુલાતથી જે સખસ કોઈ સ્ત્રીને પોતાના તાબામાં રાખે તે નયન કેહેવાતું નથી.

આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત કરતી વખતે જારકર્મ માટે એ બાળકને તોહમતદારે ખરેખર કબજામાં લીધું હતું, એવું શાબીત થવું જોઈએ.

**ફેંસલા**—બે કેદીઓમાંના એક ઉપર વેચવાને માટે અને બીજા ઉપર બે સોળ વર્ની અંદરની ન્હાની છોકરીઓ ગુણકા કરવાના ઇરાદાથી વેચાતી લેવાને માટે તોહમત મુકવામાં આવ્યું હતું. પુરાવા ઉપરથી એમ શાબીત થયું છે કે છોકરાંઓ વેચાયાં હતાં, અરાનાચનારી છોકરીઓ તરીકે ઉછેરવાને તેઓનાં નામો નોંધાવવામાં આવ્યાં હતાં. તેમ

વવામાં આવ્યું કે પીનલકોડની કલમ ૩૭૨ અને આ કલમ મુજબ ગુન્હાઓ બનેલા છે. પદ્માવતી એક્ષપાર્ટી. ૫ મ. હા. કો. રી. પ્ર. ૪૧૫.

આ કલમ પ્રમાણે દોલથબી નામની દસ વર્ષની છોકરીને કાયદા વિરૂદ્ધ ધંધો કરાવવાની મતલબથી કેદી લાવ્યો એવું તોહમત રાખી તજવીજ ચલાવી હતી. પુરાવા ઉપરથી એમ શાબીત થયું કે તે છોકરી અગીયાર વર્ષની હતી, અને "ટ્રીપલીકેર્ઈન" નામની શેરીમાં કેદીને મળી હતી, અને પાસેના સુના ઘરમાં આવી સંભોગ કરવા દે તો, તેણીને પૈસા આપવાનું કેદીએ કહ્યું હતું. છોકરી કેદી સાથે ખુશીથી ગઈ હતી; અને બંન્નેને સંભોગ કરતાં શોધી કાઢી પકડવામાં આવ્યાં હતાં. છોકરી રજા લીધા સિવાય બાહાર ગઈ હતી અને તે પુખ્ત ઉમ્મરે પોંહોચી ન્હોતી, તેમજ છોકરીને અગાઉ કોઈની સાથે આવી જાતનો સબંધ ન્હોતો એવું જણાયું. જ્યુરીએ કેદીને ગુન્હેગાર ઠરાવ્યો હતો. હાઈકોર્ટે એમ ઠરાવ્યું કે શાબીત થયેલા પુરાવાથી તેના ઉપર રાખેલું તોહમત શાબીત થતું નથી. દોલથબી વિ. સેકઅલી. ૫ મ. હા. કો. રી. પ્ર. ૪૭૩.

કોઈ માણસે કાંઈ પણ બીજી મતલબ સિવાય કોઇ છોડીને સંભોગ કરવા દેવાની અરજ કરી હોય તો, તેવા કેસને આ કલમ લાગુ પડતી નથી. રાણી વિ. મુસામત ભુતીયા. ૭ ના. વે. પ્રા. પ્ર. ૨૯૫.

કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી.

**૩૭૪. કોઇ સખસની મરજી નહી છતાં જે માણસ તેની પાસે કાયદા વિરૂદ્ધ જબરાઈથી મજુરી કરાવે, તે માણસને એક વર્ષની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

"મજુરી" એ શબ્દનો ધારામાં ખુલાસો કરવામાં આવ્યો નથી, તેથી મજુરી એ શબ્દ શરીરની તેમજ મનની મજુરીને પણ લાગુ પડે છે. જો કે ધારા બાંધનારાઓનો ઘણુંકરીને એ શબ્દનો અર્થ શરીરની મેહેનત એવો કરવાનો હતો, તોપણ "બેકાયદે" એ શબ્દ જેના પાસ વેઠ કરાવી હોય અથવા તેમ કરવાને ઉપાયો લીધેલા હોય તે સાથે સબંધ રાખે છે. કોઈ બાળકને શીષ્ય તરીકે, અથવા એક શીખાઉને સારી શીક્ષા કરીને પણ કામ કરવાની જાસ્તી પાડવી એ કાંઈ બેકાયદે કેહેવાય નહી. પણ એ બાબત શીક્ષા ઘણી હલકી હોવી જોઇએ. પણ કોઈ ચાકરને તેના શરીરને શીક્ષા કરીને કામ કરવાની તેનો શેઠ ફરજ પાડે એ બેકાયદે છે. તે જો ચાહે તો તેના ઉપર ફરીયાદી માંડવાની અને એવીજ બીજી ધમકી આપીને તેને કામ કરવાનું દબાણ કરી શકે. જે ચાકર કોઇ પણ રીતે બંધાયલો નહી હોય તેને કશી પણ રીતે તેની મરજી ઉપરાંત કામ કરવાને ધમકી આપવી તે બેકાયદે કેહેવાય છે.

શેઠ વાણોતર પાસે મજુરી કરાવે, છોકરા પાસે મેહેતાજી કામ કરાવે તો, જો તેઓએ યોગ્ય કામ કરાવ્યું હોય તો આ કલમના બંધનમાં આવે નહી. આવી રીતે જબરાઈથી મજુરી કરાવતાં મજુરે કાંઈ બીગાડ કર્યો હોય તો, તે માટે મજુર પણ જવાબદાર નથી, કેમકે તેણે કાંઈ કાયદાસર મેહેનતાણું લેઈ કામ કરવાનું માથે લીધું નથી.

## બળાત્કાર સંભોગ બાબત.

બળાત્કાર સંભોગ. **૩૭૫. નીચે બાતલ કરેલી બાબત સિવાય બીજી સઘળી બાબતમાં જે પુરૂષ નીચે બયાન કરેલી પાંચ હાલતોમાંની કોઇ પણ હાલતમાં કોઇ સ્ત્રીની સાથે સંગ કરે, તેણે બળાત્કાર સંભોગ કર્યો એમ સમજવું.**

**પેહેલી—તે સ્ત્રીની મરજી નહીં છતાં;**

**બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.**

**ત્રીજી—તે સ્ત્રીને મોતનો અથવા વ્યથાનો ભય ઉત્પન્ન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદી છતાં પણ.**

**ચોથી—તે પુરૂષ એમ જાણતો હોય કે હું એ સ્ત્રીનો વર નથી, અને તે સ્ત્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માને છે, તે પુરૂષ હું છું એમ માનીને તેણે પોતાની રજામંદી આપી છે, તો તે રજામંદી છતાં પણ.**

**પાંચમી—તે સ્ત્રી દસ વર્ષથી ઓછી ઉમ્મરની હોય તો, પછી તેની રજામંદી હોય કે નહી તોપણ.**

**ખુલાસો—બળાત્કાર સંભોગના ગુન્હામાં જે સંગ થવો જરૂર છે, તેમાં પ્રવેશ થયો તો બસ છે.**

**અપવાદ.—કોઈ પુરૂષ પોતાની વહુની સાથે સંગ કરે, અને તે સ્ત્રી દસ વર્ષથી ઓછી ઉમ્મરની હોય, તો તે બળાત્કાર સંભોગ નહી ગણાય.**

### વિશેષ સમજુતી.

આ કલમ બળાત્કાર સંભોગ કેને કેહેવો અને કેને ન કેહેવો તેની વ્યાખ્યાની છે. રકમ ૧ લી, બીજી, ત્રીજી સેહેજ સમજાય તેવી છે. રકમ ૪ થી જરા કઠણ છે. તેનો ભાવાર્થ એજ છે કે રજામંદિ આપતી વખતે એ સ્ત્રી એવું જાણે અથવા માને કે આ પુરૂષ મ્હારો પરણેલ ધણી છે. એ પુરૂષ તેમ જાણતો ન હોય. તે કાંઇ વેષ લેઇને કે બીજી કાંઇ યુક્તીથી ધણી છે એવું મનાવે, જણાવે તો એવા કેસમાં સ્ત્રીએ રજામંદી આપી છે તોપણ પાછળથી જો તે સ્ત્રીને તેની ભુલ માલમ પડે તો, તેની સાથે બળાત્કાર સંભોગ થયો ગણાય. પાંચમી રકમ પણ સેહેજ સમજાય તેવી છે, તેની મતલબ એજ છે કે રજામંદી આપનાર છોકરી ૧૦ વર્શની હોય તો, છોકરીએ રજામંદી આપી તેથી તે સંભોગ કરયો એવો બચાવ કરી તોહમતદાર છુટી જઇ શકે નહી.

આ કલમમાં એક અપવાદ છે તે ઘણો અગત્યનો છે. ૧૦ થી વધારે વર્ષની છોકરી સાથે તેનો ધણી તેની રજામંદી વિગરે વગર સંભોગ કરે, તોપણ તેને બળાત્કાર સંભોગ ગણવો નહી જોઈએ, કેમકે લગ્નમાં થએલ કરાર પ્રમાણે સ્ત્રીએ પુરૂષની કામાદી ઈચ્છા પુરણ કરવી જોઈએ.

બળાત્કાર સંભોગનીશીક્ષા. **૩૭૬. જે માણસ બળાત્કાર સંભોગ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

# વિશેષ સમજુતી.

જો કોઈ કેદીના ઉપર આ ગુન્હો બીજી વાર શાબેત કરવામા આવે તો તેને બાંધી મારવાની પણ સજા થઈ શકે છે. બળાત્કારક સ્ત્રી સંભોગના ગુન્હાનો મુખ્ય આધાર સ્ત્રીની મરજી વગર અથવા મરજી ઉપરાંત કરવા ઉપર રેહે છે. એ પ્રમાણેનો ગુન્હો જ્યારે સ્ત્રી પોતાની મરજી જણાવવાની હાલતમાં ન હોય તે વખતે કર્યો હોય ત્યારે પણ તે સંપુર્ણ થયો ગણાય છે, ઉદાહરણ જ્યારે સ્ત્રીએ કાંઈ કેફી વસ્તુ પીધી હોય અથવા છાકટપણાથી અથવા મનની નબળાઈથી સુધીમાં ના હોય તે વખતે તે ઉપર જે બને છે તેથી તે તદન બીનમાહીતગાર હોય છે; તેણીએ એવી હાલતમાં કદી મરજી બતાવી તોપણ તે કામ તેણીની મરજી ઉપરાંત થયું ગણાય છે, તેમજ કાંઈ પણ ઇજા થવાની ધાસ્તીથી અને પુરતી રીતે સામે નહીં થઈ શકાયાથી જો તેણીએ પોતાની મરજી આપી હોય તો, તે કાંઇ ચાલી શકે નહી.

૨. અથવા તેણીએ પોતાની ખુશી પેહેલાં બતાવી હતી ને પછી તેનો વિચાર બદલાયા છતાં તેની મરજી ઉપરાંત સંભોગ કરયો, તો તે પણ ગુન્હો છે. વળી કોઈ સ્ત્રી ખરેખરી રીતે ને જોઈએ તેમ તે સંભોગની સામે થઈ શકી ન્હોતી તથા અટકાવ કરી શકી ન્હોતી, માટે ઉપભોગ કરયો તો તે પણ કારણ કાયદાસર નથી. જે સ્ત્રી સાથ બદકામ કર્યું હોય તે એક સાધારણ કસબણ હતી અથવા તે કેદીની રાખેલી હતી એ બચાવ પણ જો સ્ત્રી ને કેદી કાયદાસર જોડાયલાં ના હોય તો સાંભળવામાં આવે નહી; કારણ તે ગમે એવી ખરાબ રીતે પોતાની જીંદગી ગુજારતી હોય પણ તે જ્યારે ચાહે ત્યારે કાયદાનો આશ્રય લેવાનો તેનો હક્ક છે, અને તે ગમે ત્યારે નીતીમાન થવાની તજવીજ કરી શકે છે.

૩. વિલાયતમાં એવો વિચાર ચાલે છે કે માત્ર પ્રાણીની ખાયસ (Carnal lust) પુરી પાડવા મેળવેલી મંજુરીથી બળાત્કારક સ્ત્રી સંભોગના ગુન્હામાંથી બચી શકાય છે, અને કોઈ રોઝ જેવી સ્ત્રી સાથ સંભોગ શાબેત કરી ગુન્હો ઠરાવવા માટે પણ તેની મરજી હતી એવો પુરાવો હોવો જોઈએ, પણ પેનલકોડના ધારા પ્રમાણે તો જુદું માલમ પડે છે, કારણ કે ૯૦ મી કલમ પ્રમાણે જો કોઈ માણસ મનની નબળાઈને લીધે તે કામને માટે રજામંદી આપે અને તે કામની ખુબી અને પરીણામ જાણવાને તે અશક્ત હોય તો, તેવી હાલતમાં તેણે ખરેખરી રજામંદી આપેલી કેહેવાય નહી.

૪. આગળ ગએલી ૩૭૫ મી કલમનો ચોથો ભાગ ઈંગ્રેજી અધિકારીઓના ફેંસલાઓથી ઉલટો છે. ઈંગ્રેજી અધિકારીઓનો એવો વિચાર છે કે જો કોઇ સ્ત્રીએ રજામંદી આપી હોય પણ તે ભુલથી આપી હોય, તો જ્યારે ગુન્હો શાબીત કરવા જાય ત્યારે ગુન્હાનો મુખ્ય આધાર જે રજામંદી ઉપરાંત કામ કરેલું જોઈએ તેની આંહી છુટ છે નહી.

૫. આતો ખુલ્લુ છે કે જ્યારે આવું કોઈ બાહાનું (ભુલથી રજા આપવાનું) કોઈ પરણેલી સ્ત્રી લાવે તો, તેને ઘણી શક ભરેલી રીતે અને બારીકીથી તપાસ્યા પછી તે બોલવું કાયદામાં ખરા તરીકે કબુલ રાખવું પડે છે. જ્યારે કેદી અને સ્ત્રી વચ્ચે મીત્રાચારી હોય છે ત્યારે હમેશાં પકડાયાની શરમને તેનું પરિણામ સોસવામાંથી બચવાના હેતું માટે સ્ત્રીઓ એવો ખોટો બચાવ ઉભો કરે છે.

૬. બળાત્કાર સ્ત્રી સંભોગના ઘણા ખરા કજીયાઓમાં સાક્ષાત પુરાવો માત્ર ફરીયાદી કરનાર સ્ત્રીનો પોતાનોજ હોય છે. જ્યાંહાં આ પુરાવો લુલો થઈ પડે છે અને મુળી શકનો

નથી, એટલે જ્યારે સ્ત્રી સોગન લેવાની ઉમરે પુગી ન હોય અથવા તે મુગી અને બેહેરી હોય, જેથી સોગન આપ્યામાં આવે તે સાંભળી શકે નહી. અને બીજા કોઈ શાક્ષી મળી શકે નહી તો તેવા કજીયામાં બીજો કાંઇજ ઉપાય છે નહીં, પણ કેદીને બેગુન્હેગાર ઠરાવી છોડી મુકવો. સ્ત્રીની શાક્ષી હમેશાં બે વિસ્વાસથી તો નહી પરંતુ સંભાળથી લેવી જોઈએ, પણ તપાસ વેળા યાદ રાખવું કે આ ગુન્હાના વાંકો લોક સેહેલાઇથી મુકી શકે છે ને તેને ઉલટ પુલટ કરી ખોટા પાડવા ઘણું મુસ્કેલ કામ છે. સ્ત્રીએ મુકેલા તોહમતના ટેકામાં ન્યાયાધીશે પેહેલું એ તપાસવું જોઈએ કે તેની સંગાથે સંભોગ થયો તેની વિરૂદ્ધ કોઈ શાક્ષીઓ મળે છે કે નહી. આ બાબતમાં કોઈ વૈદ કે જેને ખાનગી ભાગોની તપાસ કરી હોય તેની શાક્ષી જરૂર લેવી જોઈએ. હિંદુસ્તાનમાં આવી શાક્ષી વારેવારે મળી આવતી નથી, તો કોઈ તેની સગી વાહાલીને પેલી સ્ત્રીના લાજના ભાગોને થએલી ઈજાની શાક્ષી આપવાને હાજર કરવી જરૂર છે, ને તેમ કરવામાં ન આવે તો સઘળું તોહમત ઘણું શક ભરેલું થઈ પડે છે. ત્યાર પછી જે તપાસ કરવી તે એ કે જે સંભોગ થયો હોય તે સ્ત્રીની મરજી ઉપરાંત થયો હતો કે નહીં. આ કારણ માટે આશપાશની બદ્ધિ હકીકતોની બારીકીથી તપાસ થવી જોઈએ છે. ફરિયાદી કરનાર સ્ત્રીની વર્તણુંક, તેણીની કેદી સાથેની મીત્રાચારી, તેણીને કેદી સાથે સ્નેહ ભાવ કાંઇ આગળથી હોય તે, જે જગામાં જાગ્કર્મ થયું હોય તે, ( કારણ કે વખતે તેથી માલમ પડે કે તેણીએ જો પોકાર મારી મદદ માગી હતે તો તે મળત કે નહી ) જે તફાવતે બીજા માણસો આવ જાવ કરતાં હોય તેને કાંઈ પણ બુમ અથવા પોકાર સંભળાયા હોય તે, તેના ઉપર જાસ્તી કરી હોય તે, ને પછે તરતની તેણીની હીલચાલ અને દેખાવ એ સઘળાની બારીકીથી અને સંભાળથી તપાસ થવી જોઈએ છે.

૭. આવા કજીયાઓની એક વિગત ઉપર શાહેદી વિશેના કાયદાઓ પુરતુ અજવાળું કરતા નથી. વળી ફરીયાદી કરનાર સ્ત્રીએ કરેલી ફરીયાદી કયાંહાં સુધી માનવી. ફક્ત બળાત્કારક કામ કરવામાં આવ્યું છે એ ફરીયાદ ફક્ત રજુ કરવા લાયક છે એટલુંજ નહી, પણ ફરીયાદ થઈ કે તેની પાછળ પુરતો શોધ, ખોળ થવી જોઈએ છે, કારણ કે કોઈ સ્ત્રી જો શાંતપણે પોતાને ઘેર આવે અને તેણીના ઉપર ગુજરેલી જાસ્તી વિશે કોઈને કેહે નહી તો, ઘણાક કજીયાઓમાં આવા અપ્રાધો માનવાને ઘણું મુસ્કેલ થઈ પડે છે.

૮. કોઈ પણ કજીયામાં જે વિગતોથી જે સખસના ઉપર વાંક મેલવામાં આવ્યો હોય તેનું નામ બોલ્યું જાતું હોય તો તેમ થવા દેવું ન જોઇએ, પણ તેની વિગતો કેદી તરફના વકિલેજ ઉલટ પાલટ તપાસ કરતી વખતે જાહેરમાં લાવવી જોઈએ, આ નિયમ કયા પાયા ઉપર બાંધ્યો છે તે સેહેલાઇથી માલમ નથી પડતું, કેમકે જો શાહેદોને તેઓએ જે કાંઈ તેણીએ અસલ ફરીયાદ કરતી વેળાએ કહ્યું હોય તે કેહેવા દીધાથી ઈનસાફને વખતે સ્ત્રીએ ફરિયાદીને સોગન ખાઈને આપેલી જુબાની સાથે મુકાબલો કરવા અને તેમની શાક્ષીની સચ્ચાઈ પારખવાને સરસ ઈલાજ થઈ પડે છે.

૯. હમને માલમ છે કે કોઈ પણ સ્ત્રીની ચાલ ખરાબ હોય, તેટલા માટે તેના ઉપર બળાત્કાર કામ કરવું ચાલે નહીં. પણ ફેંસલો કરવામાં આ બાબત ઘણી અગત્યની છે કે તેણીના ઉપર જુલમ પાડવામાં આવ્યો હતો કે નહીં, અથવા તેણીએ તે કામને માટે પોતાની મેળે પોતાની મરજી જણાવી હતી. આ ઉપરજ કેદીની તરફવાળા હમેશાં તેણીની જાહેર પતીવ્રતાની ગેરહાજરીની અથવા તેની પોતાની અથવા બીજાની સાથે બેકા-

પદે સબંધ કરવાની શાહેદી લાવી શકે; પણ જ્યાં સુધી એ ચોક્કસ બાબતના ઉપર ફરિ-યાદી કરનાર બઈરીને ઉલટપાલટ તપાસવામાં આવી ન હોય ત્યાં સુધી એવી બાબતના ઉપર શાક્ષી આપી શકાય નહીં, કારણું કે તેણીને ઈનસાફ આપવા માટે તે તોહમતો જો ખોટાં હોય તો નાકબુલ જવાની તેણીને તક આપવી જોઈએ, અથવા કાંઈ શક ભરેલી બીનાનો ખુલાસો કરવાને વખત આપવો જોઈએ, અને તેમ કરવાને જ્યાંહાં સુધી તેને તે બાબત ઉપર સવાલ કરવામાં ન આવે ત્યાં સુધી બનવું મુશ્કેલ છે, જ્યાંહાં કેદીને બળાત્કાર સ્ત્રી સંભોગ કરવાના વાંકમાંથી મરજીને આધારે છોડી મુકવામાં આવે, ત્યાં તે કેદીના ઉપર છીનાળું કરવાનો વાંક પણ શાબીત થતો નથી, પણ કદાચને બળાત્કારે સ્ત્રી સંભોગ કરવાની કોશીસનો વાંક જે શાબેતી ઉપરથી એવું માલમ પડે કે ગુન્હો પુર્ણ નહી હતો, તો શાબેત થાય.

૧૦. ન્યાયાધીશને ઈનસાફ કરતી વખતે બળાત્કાર સ્ત્રીસંભોગ કરવાનો વાંક ફેરવી-ને છીનાળાનો વાંક મુકવામાં કાંઈ હરકત નથી, પણ તેવે સમે તે વાંક પેલી સ્ત્રીના ભર-થારે મુકેલો હોવો જોઈએ.

૧૧ જો કે ભરથાર પોતાની દસ વર્ષની અંદરની બઈરીની સાથ બળાત્કારે સ્ત્રી સં-ભોગ કરવાના વાંકમાં નથી આવતો, તોપણ તેમાં મદદ કરવાનો વાંક તેના ઉપર મેલાય છે, કે જેનો કમકમાટ ઉપજાવનારો દાખલો લાર્ડ એડવીના કજીયામાં બન્યો હતો.

૧૨. દસ વર્ષની છોકરી જે પરણાવી ન હોય તેની સાથે તેનો ધણી સંભોગ કરે તો, તે બળાત્કાર સંભોગ ગણુવો કે નહી તે નક્કી થયું નથી, કેમકે ઘણી ન્યાતમાં દસથી ઉપરના બે, ચાર, પાંચ, સાત વર્ષ પછી પરણાવવામાં આવે છે. આ અપવાદનો લાભ મળવા જે સ્ત્રી સાથે સંભોગ કરવામાં આવ્યો છે તે સ્ત્રીને પોત પોતાની ન્યાતની લગનવીધી પ્રમાણે પરણેલો છે, અને એ સ્ત્રીને પોતાની વહુ દાખલ જાહેર કરી છે એવું શાબીત કરી આપવું જોઈ-એ. ૧૦ થી વધારે વર્ષની છોકરી સાથે અમુક સખસના લગ્ન કરવાની વાત ચાલતી હોય ને લગ્ન કરવાનું નક્કી થયું ન હોય, એ અ સામાં તેની ઈચ્છા વગર સંભોગ કરવામાં આવે તો તે બળાત્કાર સંભોગ ગણાય. વળી આ પ્રસંગે જણાવવાની જરૂર છે કે પરણે-લી સ્ત્રી સાથે છુટા છેડા કરયા પછી એટલે કે લગ્નહક્ક બંધ કરયા પછી તે સ્ત્રી સાથે બળાત્કાર સંભોગ કરવામાં આવે તો, તોહમતદારને આ અપવાદનો લાભ મળી શકે નહીં.

૧૩. બળાત્કાર સંભોગના ગુન્હામાં જે સ્ત્રી અથવા છોકરી સાથે આવો સંભોગ કરવામાં આવ્યો છે, તે સ્ત્રી અથવા છોકરી સાથે બળાત્કાર સંભોગ થઈ શકે એવું નથી, એવી તેની કોઈ પણ જાતની કુદરતી ખામી છે, એવો બચાવ તોહમતદારો તરફથી લાવવામાં આવે છે, તથા મ્હારી ઉપર બળાત્કારનું તોહમત છે, પણ હું કુદરતી રીતે અશક્ત છું તો મ્હારાથી આવો સંભોગ થઈ શકે નહી, એવો બચાવ તોહમતદારો વખતે લાવે. આ બે બાબત તપાસવાની જરૂર છે. જેથી મી૦ ગેનાવૈદક ન્યાયશાસ્ત્રમાંથી તથા ટેલરના વૈદક ન્યા-યશાસ્ત્રમાંથી ઉપયોગી દાખલા લેઈ નીચે બતાવું છું.

પુરૂષ અશક્ત ૪ પ્રકારના હોય છે; (૧) ઘણોજ ન્હાનો અથવા વ્રધ(૨)લીંગ ઘણોજ ખામીવાળો હોય.[૩]લીંગ રોગવાળો હોય [૪]લીંગ મુળથીજ અશક્તીવાળો એટલે નપુંશક હોય.

પેહેલી બાબત વિશે વિવેચન કરૂં છું, બીજી, ત્રીજી, ચોથી બાબત ખુલ્લી છે એટલે તે વિશે કાંઈ શંકા લેવા જેવું નથી.

" ઘણોજ ન્હાનો હોય " અમુક સખસ જુવાન થયો છે કે નહી તે તેમા શરીરના

સાધારણ ઘાટ ઉપરથી, સાદના સ્વરૂપ ઉપરથી, ખાનગી ભાગ ઉપર વાળ ઉગવાથી, અને ઇંદ્રી સંપુર્ણ હાલતમાં આવી છે એ ઉપરથી નક્કી થાય છે. સઘળી ઇંદ્રીયો સંપુર્ણ અવસ્થામાં આવી ગઈ હોય તો, સંભોગ કરવાને લાયક થયો છે ગણાય.

"ઘણોજ વ્રધ હોય" પુરૂષ કોઈ દીવશ વ્રધ યા અશક્ત થતો નથી. જો ખાન પાન હોય તો તેનામાં તાકાત રેહે છે ને સંભોગ કરી શકે છે. વળી મી૦ પારક કરીને એક ઈંગ્રેજ ૧૪૦ વર્ષનો હતો, તેણે તેટલી ઉંમરે છોકરૂં પેદા કર્યું હતું. ત્યારે આ જોતાં વ્રધ માણસ આવો બચાવ ખોળે તો તે ચાલવા જોગ નથી.

આ ગુન્હો શાબીત કરતી વખતે નીચે બતાવેલી હકીકત પણ કોર્ટને જોવી પડે છે.

(૧) ઇજા જાણવા માટે ખાનગી ભાગ ઉપર શું નીશાન હતું, વિગરે.

(૨) સંગ કરતી વખતે સ્ત્રીએ હઠ લીધી હતી કે નહી, તે નક્કી કરવા સારૂ તેના શરીર ઉપર કાંઈ નીશાન છે, અગર બુમ પાડી હતી.

(૩) સંગ થતી વખતે જે કપડું પેહેર્યું હોય તે ઉપર લોહી, વીર્ય વિગરેના ડાઘ છે કે કેમ, તેમજ તોહમતદારના કપડા ઉપર.

(૪) જે જગોએ થયું હોય તે જગો ઉપર બળાત્કારનાં ચીન્હ પડ્યાં હોય, તે વિગરે.

**ફેંસલા**—કોઈ માણસ ખરેખરી રજામંદી, એટલે બીહીક અથવા ભય બતાવ્યા સિવાય મેળવેલી રજામંદી સિવાય કોઈ સ્ત્રીની જોડે બદકામ કરે તો, તે બળાત્કાર સંભોગ ગણાય છે; અને જડજે આ સવાલ જ્યુરીની પાસે મુકવો જોઇએ; અને ઘણી રકઝક કર્યા પછી સ્ત્રીએ આપેલી કબુલાતથી બળાત્કાર સંભોગનો ગુન્હો નકામો થઈ જાય છે. એવું ઠરાવવાને તેમને કેહેવું જોઇએ. રાણી વિ. અકબર કાઝી. ૧ વી. રી. પ્ર. ૨૧.

ન્હાની ઉંમરની છોડી બળાત્કાર સંભોગમાં કાંઈ જોર જુલમ કર્યાથી મરી ગઈ હોય તો, તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણીના શરીર ઉપર જોરજુલમ કર્યાનાં કાંઈ ચીન્હો દેખાય નહી એ અસંભવિત છે. રાણી વિ. બાની માધબ મુકરજી. ૧ વિ. રી. પ્ર. ૨૯.

બળાત્કાર સંભોગના કેસમાં સજા કરવાના પ્રમાણનો આધાર નુકશાન થએલા પક્ષકારની દુનીયાદારીની પદ્ધતિ ઉપર રાખવો જોઇએ નહી, પણ થોડા અથવા વધારે ઘોરકર્મ, ગુન્હો કરનારની વર્તણુંક અને નુકશાન થએલી સ્ત્રીની નિરાધાર અને નિરાશ્રીત સ્થિતી ઉપર તેનો આધાર રાખવો જોઇએ. રાણી વિ. જનટાહનોશયો. ૬ વિ. રી. પ્ર. ૫૯.

ગમે તેટલો અટકાવ થાય તોપણ ગમે તે રીતે જુસ્સાને શાંત કરવો એવો તોહમદારે નિશ્ચય કર્યો હતો, એવી કોર્ટને ખાત્રી થયા સિવાય કોઇ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી હુમલો થયો હોય, તો તે બળાત્કાર સંભોગ કરવાનો પ્રયત્ન ગણાતો નથી. રાણી વિ. શંકર, ઈ. લા. રી. ૫ મું. પ્ર. ૪૦૩.

## સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હો.

**૩૭૭. જે માણસ બુદ્ધિપુર્વક કોઇ પુરૂષ, સ્ત્રી, અથવા જાનવર સાથે સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મૈથુન કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ખુલાસો—આ કલમમાં બયાન કરેલા ગુન્હામાં જે મૈથુન થવું જરૂર છે, તેમાં પ્રવેશ થયો તો બસ છે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેના ગુન્હામાં પ્રવેશ થયો એટલે ગુન્હો બની ચુકયો એમ ગણવામાં આવેલું છે. આ કલમના શબ્દો ઘણા મોઘમ છે, પરંતુ દુનિયાદારીમાં રેહેનારા સખસો સમજી શકે તેમ છે, જેથી તેનું ખુલ્લુ વીવેચન કરવાની જરૂર જોવામાં આવતી નથી.

**ફેંસલો**—ઠરાવવામાં આવ્યું છે કે કોઇ માણસની સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હાને માટે રજુઆત ચલાવી તે ગુન્હાને માટે તેને ગુન્હેગાર ઠરાવ્યો હોય, પણ ક્યારે, કઈ જગ્યાએ અને કીયા જાણીતા અથવા અજાણ્યા માણસ સાથે ગુન્હો કર્યો છે, એ બતાવવામાં આવ્યું ના હોય તો, આવી બાબતોની શાબીતી સિવાય, ફક્ત તે હમેશાં સ્રીનો પેહેરવેશ પેહેરતો અને ગુન્હો કરે તેવી ખરેખરી નીશાનીઓ માલમ પડી આવતી, એ ઉપરથી ગુન્હો કાયમ રાખી શકાતો નથી. રાણી વિ. ખૈરતી. ઈં. લા. રી. ૬ અ. પ્ર. ૨૦૪

# બાબ ૧૭ મો.

## મીલકત વિરૂદ્ધ ગુન્હાઓ બાબત, ચોરી બાબત.

ચોરી. **૩૭૮. જે માણસ કોઈ સખસના કબજામાંથી તે સખસની રજામંદી સિવાય કાંઇ જંગમ મિલકત બદદાનતથી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલકતને ખશેડે, તે માણસે ચોરી કરી એમ સમજવું.**

**ખુલાસો ૧ લો** કાંઈ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોટેલી હોય ત્યાં સુધી તે જંગમ મિલકત નથી, માટે તેની ચોરી થઇ શકે નહી, પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઈ શકે.

**ખુલાસો ૨ જો—જે કામથી જુદુ પાડવું થાય તેજ કામથી જે ખશેડવું થાય, તે ખશેડવું ચોરી થઇ શકે.**

**ખુલાસો ૩ જો—કોઇ સખસ ખરેખર કાંઇ વસ્તુને ખશેડે ત્યારે, અને તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કાંઈ અડચણ દુર કરે, અથવા તે વસ્તુને કાંઈ બીજી વસ્તુથી જુદી પાડે, ત્યારે પણ તે સખસે તે વસ્તુ ખશેડી એમ સમજવું.**

**ખુલાસો ૪ થો—કોઈ સખસ કાંઈ પણ ઉપાયથી કોઈ જાનવરને ગતીમાન કરે, તો તેણે તે જાનવર ખશેડ્યું, તથા તે જાનવરને ગતી થયાથી તે જાનવરે જે જે વસ્તુ ખશેડી હોય તે તે વસ્તુ ખશેડી એમ સમજવું.**

**ખુલાસો ૫ મો—ઉપલ્યા લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોય કે અર્થાંત સમજાય એવી રજામંદી હોય, અને તે કબજેદાર સખસ અથવા તે કારણસર જેને સાફ કે અર્થાંત સમજાય એવો અખત્યાર હોય, તેવા કોઈ પણ સખસ આપી શકે.**

**દ્રષ્ટાંત.**

**(अ) ञ. ની જમીનપરનું એક ઝાડ, ञ. ના કબજામાંથી બદદાનતથી**

લઇ જવાના ઇરાદાથી ब. ની રજામંદી સિવાય, अ. કાપી નાંખે, તો એ ઠેકાણે તે પ્રમાણે લેઈ જવા સારૂ अ. એ તે ઝાડ જુદું પાડયું કે તેણે ચોરી કરી, એમ સમજવું.

(ब) કુતરાઓને લલચાવવાની કાંઈ વસ્તુ अ. પોતાના ખીસામાં રાખે, અને તેથી ज. ના કુતરાને તેની પાછળ ચાલ્યો જવાને લલચાવે તો, એ ઠેકાણે અગર अ. નો ઇરાદો તે કુતરાને ज. ના કબજામાંથી ज. ની રજામંદી સિવાય બદદ્યાનતથી લઈ જવાનો હોય તો, ज. ના કુતરા એ अ. ની પાછળ ચાલવા માંડયું કે अ. એ ચોરી કરી, એમ સમજવું.

(क) એક બળદને નગદી ભરેલી એક પેટી લઈ જતો જોઇને તે નગદી બદદ્યાનતથી લેવા સારૂ તે બળદને એક તરફ જો अ. હાંકી જાય તો, તે બળદે ચાલવા માંડયું કે अ. એ તે નગદીની ચોરી કરી, એમ સમજવું

(ड) अ. ज. નો ચાકર છે, તેને ज. એ પોતાની રૂપાની તબકડીઓ રાખવાને સોંપી છે, તે તબકડીઓ લઈને, ज. ની રજામંદી શિવાય, જો તે બદદ્યાનતથી નાશી જાય, તો अ. એ ચોરી કરી, એમ સમજવું.

(इ) ज. એક મુસાફરીપર જાય છે, તે એક વખારવાળા अ. ને પોતાની રૂપાની તબકડીઓ સોંપે, અને એમ કેહે કે હું પાછો આવું ત્યાં સુધી એ તમે રાખજો. अ. કોઈ ચોકસીને ઘેર જઇને તે તબકડીઓ વેચે, તો એ ઠેકાણે તે તબકડીઓ ज. ના કબજામાં નહી હતી, માટે તે ज. ના કબજામાંથી લઇ શકાય નહી, અને અગર अ. એ સાપ્રાધ વિસ્વાસઘાત કર્યો હોય, તોપણ अ. એ કાંઇ ચોરી કરી એમ સમજવું નહી.

(फ) જે ઘરમાં ज. રેહે છે તે ઘરમાં એક મેજપર ज. ની એક વીંટી પડેલી अ. જુવે તો, એ ઠેકાણેથી તે વીંટી ज. ના કબજામાં છે, અને જો अ. બદદ્યાનતથી તે ખશેડે તો अ. એ ચોરી કરી, એમ સમજવું.

(ग) એક ધોરી રસ્તાપર કોઇ સખસના કબજામાં નહી એવી એક વીંટી પડેલી अ. જુવે, તો તે વીંટી લેવાથી અગર अ. તે મીલકતના સાપ્રાધ ખોટા ઉપયોગનો ગુન્હેગાર થાય, તોપણ अ. એ કાંઈ ચોરી કરી એમ સમજવું નહી.

(ह) ज. ના ઘરમાં ज. ની એક વીંટી એક મેજપર પડેલી अ. જુવે, અને તજવીજ થઈને પકડવાના ભયથી તુરત તે વીંટીનો ખોટો ઉપયોગ કરવાની હીમત નહી ચાલેથી, તે એક એવી જગે તે વીંટી સંતાડે કે ત્યાંથી કોઈ પણ વખતે તે ज. ને પાછી જડવાનો ઘણો અસંભવ હોય, અને તે વેળાએ તેનો ઇરાદો એવો હોય કે એ વીંટીનું ખોવાઇ જવું સઉ ભુલી જશે, ત્યારે એ સંતાડેલે ઠેકાણેથી તે વીંટી કાહાડીને હું વેચીશ; તો એ ઠેકાણે તે વીંટી પેહેલી ખશેડતી વેળા એજ अ. એ ચોરી કરી એમ સમજવું.

(इ) ब. ઘડીયાળીને अ. પોતાનું ઘડીયાળ ઠીક કરવા સારૂ આપે, ब. તે પોતાની દુકાને લઇ જાય. પછી अ. ની પાસે તે ઘડીયાળનું કાંઇ

એવું લેહેણું નથી કે તેના અવેજમાં તે તે ઘડીયાળ કાયદા મુજબ અટકાવી શકે, એમ છતાં अ. ખુલ્લી રીતે દુકાનમાં પેશીને ज. ના હાથમાંથી બળથી પોતાનું ઘડીયાળ છિનવી લઇને તે લઇ જાય તો, એ ઠેકાણે अ. એ સાપ્રાધ પ્રવેશ તથા હુમલો કર્યો હોય, તોપણ अ. એ ચોરી કરી એમ સમજવું નહી, કેમકે તેણે જે કીધું તે બદદ્યાનતથી કીધું નથી.

(ञ) અગર તે ઘડીયાળ સમરામણીના કાંઇ પઇશા ञ. ના अ. ની પાસે લેહેણા હોય, અને તે લેહેણાના અવેજમાં અગર ञ. તે ઘડીયાળ કાયદા મુજબ અટકાવી રાખે, અને પછી ञ. ને પોતાના લેહેણાના અવેજમાં રહેલી મિલકતથી રહિત કરવાના ઇરાદાથી अ. તે ઘડીયાળ ञ. ના કબજામાંથી લઈ લે તો, તેણે ચોરી કરી એમ સમજવું, કેમકે તેણે તે ઘડીયાળ બદદ્યાનતથી લીધું.

(ट) વળી અગર अ. એ પોતાનું ઘડીયાળ ञ. ને ઘરેણે આપ્યું હોય, અને પછી ञ. ની રજામંદી સિવાય તથા ञ. ની પાસેથી તે ઘડીયાળ ઉપર કરજે લીધેલા રૂપીયા પાછા ન આપ્યા છતાં તે તે ઘડીયાળ ञ. ના કબજામાંથી લેઇ લે તો, તે ઘડીયાળ તેની પોતાની મીલકત છે ખરી, તોપણ તેણે ચોરી કરી એમ સમજવું, કેમકે તેણે બદદ્યાનતથી લીધું.

(ठ) अ. ज. ના કબજામાંથી ज. ની રજામંદી શિવાય ज. ની કાંઇ વસ્તુ લે, એવા ઇરાદાથી કે તે વસ્તુ પાછી આપવાના બદલામાં ज. કાંઈ પૈશા આપે ત્યાં સુધી તે રાખવી, તો એ ઠેકાણે अ. એ તે વસ્તુ બદદ્યાનતથી લીધી માટે તેણે ચોરી કરી એમ સમજવું.

(ड) अ. ज. નો દોસ્તદાર છે. તે ज. નહી છતાં ज. ના કીતાબખાનામાં જાય, અને માલ વાંચવા સારૂ તથા પાછી આપવાના વિચારથી ज. એ સાફ રજામંદી આપ્યા સિવાય કાંઇ ચોપડી તેમાંથી લઇ જાય તો, એ ઠેકાણે ज. ની ચોપડી વાપરવી એવી અર્થાંત સમજાય એવી મને ज. ની રજામંદી છે, એમ अ. ના મનમાં હોય એવો સંભવ છે. જો એ પ્રમાણે अ. ના મનમાં હોય, તો તેણે ચોરી કરી એમ સમજવું નહી.

(ढ) अ. ज. ની સ્ત્રી પાસે ભીખ માગે, અને તે સ્ત્રી अ. ને કાંઇ પૈશા, ખાવાનું તથા કપડાં આપે, અને તે સઘળું તેના વર ज. નું છે એમ अ. જાણતો હોય, તો એ ઠેકાણે ज. ની સ્ત્રીને ભીખ આપવાનો અખત્યાર છે એમ अ. ના મનમાં હોય એવો સંભવ છે. જો એ પ્રમાણે अ. ના મનમાં હોય તો તેણે ચોરી કરી એમ સમજવું નહી.

(ण) अ. ज. ની સ્ત્રીનો યાર છે. તે સ્ત્રી अ. ને કાંઇ કીમતી મિલકત આપે, અને તે મિલકત તેના વર ज. ની છે, તથા તે એવી છે કે જે આપવાનો ज. એ તેને અખત્યાર આપેલો નથી, એમ अ. જાણતો હોય તો, અગર अ. તે મીલકત બદદ્યાનતથી લે તો, તેણે ચોરી કરી એમ સમજવું.

(त) કાંઇ મીલકત ज. ની હોય, તે મિલકત મ્હારી પોતાની છે એમ શુદ્ધ

**બુદ્ધિએ માનીને અ. તે મીલકત બ. ના કબજામાંથી લેઇ લે, તો, એ ઠેકાણે અ. એ તે બદઘાનતથી લીધી નથી, માટે તેણે ચોરી કરી એમ સમજવું નહી.**

**ફેંસલા**—મજીયારી મીલકત પોતાના હિસ્સાની તથા બીજાના હિસ્સાની કોઈ ભાગીયો પોતાના કબજામાં રાખે તો તેને સમાવેશ આ કલમમાં થતો નથી. કોઈ દુકાનનો ગુમાસ્તો क. દુકાનના ચોપડા કોર્ટમાંથી લેઈ આવતો હતો, તેની પાસેથી ग. નામના તે દુકાનના ભાગીદારે ખુંચાવી લીધા, તેથી ચોરીનો ગુન્હો બનતો નથી; કારણ કે નોકરના કબજાની મીલકત પીનલકોડની કલમ ૨૭ પ્રમાણે માલેકના કબજાની ગણાય છે. ચોપડાઓ બદઘાનતથી લેવામાં આવ્યા ન્હોતા, તેથી કરીને તે ચોરીનો ગુન્હો બનતો નથી. કરીમુદીન વિ. અલ્લાહબક્ષ. ૬ બેં. લા. રી. અપે. ૧૩૩, ૧૩ બેં. લા. રી. ૨૧૦. ૧૫ વિ રી. પ્ર. ૬૧,

પાર જઈ શકાય તેવી નદીના કોઈ પણ ભાગમાં જ્યાં બીજા માણસનો જાળકરનો હક છે, ત્યાંથી માંછલાં પકડે તો તેનો સમાવેશ આ કલમમાં થતો નથી. હરી મોતી મેડાક વિ. ડેનોનાથ માલો વિગરે. ૧૯ વિ રી. પ્ર ૪૭

ફરીયાદીનો હક હોય એવા કોઈ નદીના ભાગમાં તોહમતદારોએ માંછલાં પકડયાં હોય તો તે ચોરી નથી, પણ દિવાનીરાહે ફરીયાદીના નુકશાનના જવાબદાર છે. ભુસનપારૂઈ વિગરે વિ. દીનોનાથ બાનરજી ૨૦ વિ. રી. પ્ર. ૨૫

ચોરીના તોહમતમાં એમ શાબીત થવું જોઈએ કે ચોરી કરતી વખતે ચોરેલી મીલકત ફરીયાદીના કબજામાં હતી. હોસેની સેખ. વિ. રામકષ્ણ ચાતરજી. ૨૦ વિ રી. પ્ર.૮૦.

ચોરી કરવાની તારીખ એટલી બધી પાસે હોય કે જેથી બીજી રીતે ખુલાસો ન થતાં વ્યાજબી રીતે એમ અનુમાન થઈ શકે કે, જેના કબજામાં મીલકત માલમ પડે તેણે ચોરીની મીલકત મેળવી હશે, એવી બાબતમાં માલીક પાસેથી જે મીલકત ચોરેલી છે તે મીલકતનો કબજો ઘણું કરીને ચોરીના ગુન્હાને માટે ફક્ત સારામાં સારો પુરાવો છે. ગાણી વિ. પોરોમેશર આહીર. ૨૩ વિ. રી. પ્ર. ૧૬.

માલીકને નુકશાન અને અડચણ કરવાના ઇરાદાથી દૂષબુદ્ધિથી કોઈ ઢોર પકડી ડબામાં પુરે તો તે ચોરીનો ગુન્હો નથી, આરાધન મંડળ વિ. મયાનખાન તકાદગીઅર વિગરે. ૨૪ વિ. રી. પ્ર ૭.

ભાગાના કાયદા (સન ૧૮૬૯ ના આકટ ૮ માની કલમ ૬) ની શરતો મુજબ જે માણસોએ મીલકત લીધી હોય તેની સામે ફોજદારી કાયદા મુજબ ચોરીની ફરીયાદ થઈ શકે નહી, પણ ગેરવ્યાજબી રીતે કબજો લીધાથી જે પક્ષકારને નુકશાન થયું હોય તેને સન ૧૮૬૯ ના આકટ ૮ મા મુજબ ફરીયાદી કરવી જોઇએ. સેખ અધાની વિ. ભાગી હલવાઈ. ૮ ક. લા રી. પ્ર. ૨૦૪.

ચોરેલી મીલકતનો સઘળો કબજો અને મીલકત માલીકે આપી દીધી હોય તો, પીનલકોડ મુજબ ચોરીનો ગુન્હો ગણી શીક્ષા કરવી ગેરવ્યાજબી છે. ૪ મ. હા. કો. રી. અપે. ૩૦.

જેથી કાંઇ વસ્તુ જુદી પડે ને તે કૃત્ય કરવાથી ખશેડવું અને ચોરી થાય છે. ૫ મ. હા. કો. રી. પ્ર. ૩૬.

કોઈ મુસલમાનની સ્ત્રી પોતાના ધણીની મીલકત ચોરે તો તે ચોરીને માટે અથવા તેમાં મદદ કર્યાને માટે ગુન્હેગાર થઈ શકે છે. રાણી વિ. સેખ ઈસ્માલની સ્ત્રી ખાતાબાઇ ૬ મું. હા. કો. રી. પ્ર. ૧૯

કોઈ હિંદુ સ્ત્રી પોતાના ધણીના કબજામાંથી કહ્યા શિવાય જણસ અથવા સ્ત્રીધન લેઈ જાય તો, તે ચોરીને માટે ગુન્હેગાર થતી નથી, અને તેણીની જોડે જે માણસ લેઈ જવામાં સામેલ હોય તે પણ ચોરીને માટે ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. નાથા કલ્યાણ. ૮ મું. હા. રી. પ્ર. ૧૧.

જંગલ ખાતાનો ઈન્સ્પેક્ટર જે સરકારી નોકર છે તેનો લાકડા ઉપરનો કબજો તે સરકારનો પોતાનો કબજો ગણાય છે, અને ઠરાવેલા પૈસા આપ્યા સિવાય બદઘાનતથી લાકડાં લેઈ જવાં તે આ કલમ મુજબ ચોરી ગણાય છે; અને વળી નોકરે કબુલાત આપી હોય અને તે કબુલાત અખત્યાર વિનાની અને કપટથી આપેલી હોય તો, તે પણ ચોરી ગણાય છે. રાણી વિ. હનમંતા. ઈ. લા. રી. ૧ મું. પ્ર. ૬૧૦.

જે માણસનો મીલકત ઉપર ખરેખરો અથવા દર્સનિય હક્ક હોય, તોપણ તેના કબજામાંથી તેની મરજી વિરૂદ્ધ મીલકત લેવી તે ચોરીનો ગુન્હો થવાને બસ છે. રાણી વિ. ગંગારામ સાનારામ. ઈ. લા. રી. ૯ મું. પ્ર. ૧૩૫.

अ. એ ब. ની એટલે તેના શેઠની મીલકત ચોરવાને માટે મદદ માગી. ब. એ પોતાના શેઠની કબુલાત અને માહિતીથી અને अ. ને સજા કરાવવાના ઈરાદાથી તે મતલબ પાર પાડવામાં अ. ને મદદ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે માલીકની માહીતીથી મીલકત ચોરાએલી છે, માટે ચોરીનો ગુન્હો બનેલો નથી. રાણી વિ. ટ્રેયલખોનાથ ચોધરી. ૩ ક. લા. રી. પ્ર. ૫૨૫ અને ઈ. લા. રી. ૪ ક. પ્ર. ૩૬૬

એક આરોપી જેના ઉપર ખુન કીધાનું તોહમત આવેલું હતું, તેણે નાશી જવાના ઈરાદે બીજાનો મછવો છોડ્યો, તેથી તેનાપર મછવો ચોર્યાનું તોહમત મુકવામાં આવ્યું, તે કામમાં ઠરાવવામાં આવ્યું કે આવી જાતનું તોહમત મુકી શકાતું નથી, કારણ કે તે મછવો હમેશને માટે પોતાના ઉપયોગમાં લેવાનો તેનો ખુલ્લી રીતે ઇરાદો ન્હોતો, પણ નાશી જવાની મતલબથી તેણે મછવો લીધો હતો. રાણી વિ. અકુ સિકદાર. ઈ. લા. રી. ૧૧ ક. ૬૩૫

મીઠું કોઈ લે નહી તે માટે પોલીસનો જાપતો રાખેલી પાણીની જગામાંથી કોઈ મીઠું લેઈ જાય તો, તે ચોરી ગણાય છે. રાણી વિ. પ્યાધનટચા ઈ. લા. રી. ૪ મ. પ્ર. ૨૨૮.

કોઈ માણસ ખાઈમાંથી ગેરવ્યાજબી રીતે માંછલાં પકડે તો, તે ચોરી ગણાતી નથી. રાણી વિ. રેવુપોલાડું. ઈ. લા. રી. ૫ મ. પ્ર. ૩૯૦.

સહીઆરો ભાગીદાર એકઠા કબજામાંથી મીલકત લેઈને એવી રીતે રાખે કે, જેથી તેનો જુદો કબજો થાય તો, તે એકઠી મીલકતની ચોરી ગણાય. રાણી વિ. પોતુરંગામ. ઈ. લા. રી. ૧૦ મ. પ્ર. ૧૮૬.

ચોરીની શિક્ષા. **૩૭૯. જે માણસ ચોરી કરે તેને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ તથા કલમ ૩૮૦, ૩૮૧ અથવા ૩૮૨ મી પ્રમાણે જે કોઈ સખસ પેહેલી વાર ગુન્હેગાર ઠરે છે તેને ફોજદારી ધારામાં જણાવેલી સજા બદલ બાંધી મારવાની સજા થાય છે, અને જ્યારે તે બીજીવાર તે કલમો પ્રમાણે ગુન્હેગાર ઠરે છે, ત્યારે તેને બંદીખાનાની સાથે બાંધી મારવાની સજા પણ થઇ શકે છે.

૨. ચોરીનો ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી ધારા પ્રમાણે ઈંગ્રેજી ધારાના જેવી બાંધણીનો બનેલો છે, પણ તેમાં બે અપવાદો છે. ઈંગ્રેજી ધારા પ્રમાણે ચોરી શબ્દનો અર્થ નીચે પ્રમાણે થાય છેઃ—

૩. "જે ધણીનો માલ હોય તેની રજા વગર બીજા આશામીએ ગેરવ્યાજબી રીતે ને ખરાબ નિષ્ઠાથી તે લઈ લેવો અને તેને પોતાના માલ તરીકે ગણીને પોતાના ઉપયોગમાં લેવો, તેને ચોરી કેહે છે."

૪. હિંદુસ્તાનના ફોજદારી ધારામાં જે કોઈ વસ્તુ એક જગાએથી બીજી જગાએ લઈ જઈ શકાય અથવા તેની અસલ જગાએથી જુદી પાડવી તેને ચોરી ગણે છે, પણ ઈંગ્રેજી ધારા પ્રમાણે ચોરીના ગુન્હામાં એ બે બાબતો આવતી નથી.

૫. બીજો એ તફાવત છે કે ઈંગ્રેજી ધારા પ્રમાણે માલ લઈ જનાર ધણીએ તે માલ પોતાના વાપરમાં લેવાની અને તે ઉપર સત્તા ચલાવવાની ઇચ્છા રાખી હતી કે નહી તે બતાવવાની કાંઈ જરૂર નથી. એટલું શાબેત કરવામાં આવે કે તે માલ તેના અસલ ધણીના કબજામાંથી તેની રજા વગર અપ્રમાણીકપણાથી લઈ જવામાં આવ્યો હતો, તો પછી તે ઉપરથી તેની લઈ જવાની મતલબ પુરતી રીતે માલમ પડે છે. જો અપ્રમાણીકપણું, રજાની ગેરહાજરી અને લઈ જવું એટલું શાબેત થાય તો, પછે તે ગમે એટલી થોડી વાર લઈ જવાની કે વાપરવાની ઇચ્છા હોય, તોપણ તે ગુન્હો પુરતી રીતે શાબીત થાય છે. એટલુંજ શાબેત કરવું બસ છે કે તે માલ તેના ધણીને પુછયા વગર લઈ જવામાં આવ્યો હતો.

૬. જે માલ ચોરાયો હોય તે માલ ઉપરનો તેના ધણીનો કબજો જારી રેહેવો જોઇએ. માટે એક સખસનો બળદ મરી ગયો અને તે તેને ડાટી આવે, અને ત્યાર પછી કેદીઓ તેને ખોદી કાઢે તો કેદીઓ ઉપર ચોરીનો ગુન્હો શાબીત થતો નથી, કેમકે જે ચીજ ચોરાઈ કરીને કેહેવામાં આવ્યું તે ઉપરનો સઘળો હક્ક અને દાવો તેના ધણીએ છોડી દીધો હતો. એમ કાયદો છે કે જંગલના જનાવરો ચોરાઈ શકાતાં નથી. તેનો મુખ્ય આધાર આ વિચારના ઉપર છે કે તે કોઈના કબજામાં હોતાં નથી.

૭. ચોરીવાળો માલ લઈ જવાનું કામ અપ્રમાણીક રીતે થએલું હોવું જોઈએ, કે જેની સમજણ ૨૪ મી કલમમાં આ પ્રમાણે આપી છેઃ—"એક ધણીને ગેરવ્યાજબી નફો કરવાની અથવા બીજાને ગેરવ્યાજબી નુકશાન કરવાની ધારણા હોય તેટલા માટે જો કોઈ પણ વસ્તુને ભુલથી લઈ જવામાં આવી હોય અથવા તેના ઉપર તેનો પોતાનો વ્યાજબી હક્ક છે એવું તે માનતો હોય (પછે તે હક્ક ગમે એવો શક ભરેલો શાબીત થાય) અથવા ધણીએ પોતાની રજા આપી છે એવી ઈમાનદારીથી જો લઈ જવામાં આવે તો, તે કામ કાંઈ ચોરી કરી એમ ઠરે નહીં.

૮. જે વસ્તુની ચોરી થઈ હોય તેની જો કોઈ કીમત પણ થતી ન હોય તો, તે ચોરી કરનારને છોડી મેહેલાય, અને તેમ કરવાને ૯૫ મી કલમનો આધાર મળે છે.

૯. પણ કેદીએ ચોરેલા માલના ઉપર પોતાનો દાવો કીધો હતો એ કારણ કોઈ પણ રીતે કેદીને ગુન્હામાંથી મોકળા કરવાને પુરતુ નથી. ચોરાએલા માલને ફરિયાદી પોતાના સ્વાધીનમાં રાખી શકે અને કેદી ફરીયાદીને પુછયા વગર લેઈ જઈન શકે એવી હાલતમાં જો ફરીયાદીના કબજામાં હોય, અને કેદી તે માલ પોતાના ઉપયોગમાં લાવવાના

ઇરાદાથી અપ્રમાણીકપણે ફરીયાદીની રજામંદી વગર લઈ જાય તો, તે લઇજનાર ચોરી ક-રવાના વાંકમાં આવે છે. જો કેદી એવો દાવો કરે કે ચોરાયલા માલમાંની કોઈક ચીજ કીંમત માટે એક-તીજો આશામી લેતો હતો, અને તે ચીજ ફરીયાદીના કબજામાં ગઈ હતી તેટલા માટે તેણે તે લીધી તો, તેથી કેદી પોતાનો બચાવ કરી શકતો નથી, અને બીનત-કસીરવાર ઠરતો નથી, અને વળી જે કેદી ફરિયાદીના કબજામાં જે માલ હોય તે પોતાના લેહેણાને પેટે પોતાની મરજીથી અને સામા ધણીની રજામંદી વગર લઈ જાય તો, તેથી પણ તેનો ગુન્હો ઓછો થતો નથી.

૧૦. જ્યાં એવું શાબીત કરવામાં આવે કે ફોજદારી ધારા પ્રમાણે જો માલ ખરાબ નિષ્ટાથી લઈ જવામાં આવ્યો ન હોય તો, ગુન્હો શાબીત થઈ શકતો નથી. આવો મુકદમો એક વાર બન્યો હતો, અને કેદી છોડી દેવામાં આવ્યો હતો તેને છોડતી વેળા ન્યાયાધીશે કહ્યું હતું:—

૧૧. "એવું માલમ પડે છે કે કેદી ફરિયાદી કરનાર સ્ત્રીને જ્યારે તે છાકટ હાલતમાં હતી ત્યારે મળ્યો, અને તેણીના કપડાં લીધાં અને ફરીયાદી તરફથી એવી કોઇ પણ શાહેદી આપવામાં આવી નથી કે ફરિયાદીના શરીર ઉપરનાં કપડાં કેદીએ ખરાબ નિષ્ટાથી ઉતારચાં, અથવા તે કપડાં પોતાના વાપરમાં લેવાની તેની ઇચ્છા હતી. તેટલા માટે મને નથી લાગતું કે કાંઈ પણ ચોરી જેવું કામ થયું હોય."

૧૨. એજ પ્રમાણે કોઇ ચાકર કોઇ માંછી મારને પોતાના શેઠની હદમાં માંછલાં મારતો જુવે, અને તે લાગતો લઈ લે, અને પોતાના શેઠની મરજી વગર આપવાને ના પાડે તો, બંગાળાની હાઈકોર્ટનો એવો વિચાર છે કે એવી હાલતમાં શાબીત કરેલો ચોરીનો ગુન્હો રદ કરવો જોઈએ, કારણ કે આતો ખુલ્લું માલમ પડે છે કે ચાકરે કરેલું કામ કાયદાથી ઉલટું અને માંછી મારોને નુકશાનકારક હતું, અને તેના કામથી તેઓને ગેરવ્યાજબી નુકશાન ગયું હતું, પણ તેણે જે બેકાયદે કામ કરયું તે સમે તેની મુખ્ય ધારણા પોતાના શેઠની નોકરી બજાવવાની હતી, એ વાતથી તેની તરફેનમાં કાંઈ ફાયદો થતો નથી. બેશક કોર્ટનો તો એવોજ વિચાર હતો કે તેણે જે કાંઈ કામ કર્યું અને જાળ અટકાવી રાખી, તે એવીજ ધારણાએ કે તેમાં કાંઇ પણ તે ખોટું કરતો ન્હોતો. જો કોઈ સખસ આવું કામ પાકદાનતથી કરે અને કદાચને તેનું તેમ કરવાનું કારણ ધારાની બીનમાહીતગારીથી હોય તો, તેવે સમે ધારાની બીનમાહીતગારીના વાંકમાંથી મોકળું થવાય નહી. એવે વખતે ધારાની બીનમાહીતગારીથી કોઈ ગુન્હેગારને માફી મળતી નથી, પણ તેથી એવું માલમ પડે છે કે ગુન્હા શાબીત કરવાના મુખ્ય તત્વમાંના એક તત્વની ખુટ છે, તો છોડીજ મુકવો વ્યાજબી છે. પણ એક વખત ખરાબ નિષ્ટા શાબીત થઈ પછે તે કામથી કેદીને પોતાને ફાયદો કરવાની ધારણા હતી કે નહી એ વિશેનો વિચાર કરવાની કાંઈ જરૂર રેહેતી નથી. બારવટીયાઓના રીવાજ પ્રમાણે પઇશાદારો પાસેથી લઇને ગરીબોને આપવું એ પણ ચોરી છે, તે કોઇ પણ વ્યાજબી ઠરાવી નહી શકાશે. એક કજીયામાં એક માણસના ઉપર ઘોડો ચોરવાનો વાંક મેહેલવામાં આવ્યો હતો. અહીં તેનો એક સોબતી ફરીયાદીના તબેલામાં ગયો. તેણે એક બીજો ઘોડો બાહાર કાઢયો, અને તેને એક કોયલાની ખાણમાં પાડી નાંખીને મારી નાંખ્યો. અહીં એમ કરવાની તેની ધારણા એવું બતાવવાની હતી કે પેહેલો ઘોડો પણ એમ અકસ્માત મરી ગયો. જો કે તેણે બીજા ઘો-

કાંને ખાડામાં પાડીને આગલ્યા ઘોડાનું અકસ્માત પડવું દેખાડવા શિવાય પોતાના ઉપયોગમાં લાવવાની ઇચ્છા ન્હોતી; તોપણ તેના ઉપર ચોરીનો ગુન્હો શાબીત કરવામાં આવ્યો હ-તો. અને બંગાળાના એક કજીયામાં એવોજ ફેંસલો કરવામાં આવ્યો હતો. એ કજીયામાં કેદી ફરીયાદીની મરજી ઉપરાંત તેના બળદો લઈ ગયો અને તેના (ફરીયાદીના) માગનારા વચે વેંહેચી આપ્યા. હવે આંહી પણ કેદીના ઉપર ચોરીનો ગુન્હો શાબીત કરવામાં આ-વ્યો. જો કે કેદી બળદો લઈ ગયો તે કાંઈ પોતાના વાપરને માટે નહી હતા તેતો ફ-રીયાદીના પોતાના માગનારાઓની વચે વેંહેચી આપવા માટે લઈ ગયો હતો; પણ અહીં કેદીએ તેમ ફરીયાદીની મરજી ઉપરાંતનું કર્યું, એટલે પછી ગુન્હો શાબીત કરવાને ધારા પ્રમાણે પુરતો પુરાવો મળી ચુક્યો.

૧૩. જેની પાસેથી ચોરીવાળો માલ લઈ જવામાં આવ્યો હોય તે પોતે તેનો ધણીહતો એવું શાબીત કરવાની કાંઈ જરૂર નથી, પણ એટલું શાબીત થવું જોઇએ કે તેમ કરવું અપ્રમાણીક હતું કે નહી, અને તેમ થવાથી લેઇ જનારને કાંઈ ગેરવ્યાજબી ફાયદો હતો કે નહી, તથા જેની પાસેથી લઇ જવામાં આવ્યો હોય તેને ગેરફાયદો થાય છે કે નહીં, પણ કોઈ વાર એવું પણ બને કે એક બીજાની પરસ્પર સ્થીતી એવી હોય કે જેથી એક જણો બીજાનો માલ તેની રજા પુછ્યા વગર અથવા તેણે તેને રજા આપ્યા વગર લઈ જાય તો, તેમાં કાંઈ અપ્રમાણીક કામ કરેલું કહેવાય નહી. એ ઉપરથી જો કોઈ બાયડી પોતાના ભરથારનો માલ લઇ જાય અને પોતાના ઉપયોગમાં લાવે તો, તેથી ઈંગ્રેજી ધારા પ્રમાણે ચોરી જેવો કોઇ ગુન્હો થતો નથી, કારણ કે તે ધારા પ્રમાણે બાયડી અને તેનો ભરથાર એકજ આશામી છે, અને મદ્રાસ હાયકોર્ટનો પણ એવોજ વિચાર છે.

૧૪. મદ્રાસની હાઈકોર્ટમાં એકકે કજીયામાં વડા ન્યાયાધીશ સ્કોટલંડસાહેબે જુના સાહેબોને જણાવ્યું કે "કેદીના ઉપર ચોરીનો માલ લેવાનું એક તોહમત મેહેલવામાં આવ્યું છે તે તેના ઉપર પુરવાર કરી શકાય નહીં, કારણ કે જે સખસ પાસેથી તે માલ લાવ્યો તેતો ફરિયાદીની બાઈડી હતી." ઈંગ્રેજી ધોરણ પ્રમાણે એવો નિર્ણય કરવામાં આ-વ્યો છે કે હિંદુ રીવાજ પ્રમાણે એક હિંદુ ભરથારને તેની બાઈડીનો માલ ચોરવા માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહીં, કારણ કે તે ધારા પ્રમાણે સ્ત્રી તેણીના ધણીની સત્તા તળે બધિ રીતે આવે છે. પણ મને શક છે કે આ તકરાર જ્યાં કોઈ હિંદુ ભરથાર તેની બાયડીનું સ્ત્રીધન અપ્રમાણીકપણે લઈ જાય, કે જે ધન ઉપર બાઈડી એકલીનો પુરતો અખત્યાર ચાલે છે ત્યાં પેલા ભરથાર ઉપર લાગુ પડે; અથવા કોઈ મુસલમાન ભરથાર કે જે તેના લગ્ન થયા પછે તેની બાયડીની મીલકત ઉપર કાંઈ પણ હક્ક ધરાવતો નથી, તેવી વખતે કદાચ લાગુ પડે.

૧૫. એજ પ્રમાણે જે કોઈ સખસ પોતાની મીલકતને બીજા પુરૂષે રાખી હોય અને જેનો તેની ઉપર કાંઈ દાવો નહી હોય, તે જો પાછી મેળવે તો તેથી તે મેળવનાર કાંઈ ચોર ઠરી શકે નહીં. તેમજ સાથે રહેનારા જેમકે હિંદુઓના એક આખા કુટંબના એક ગ્રહસ્થની ઉપર તે કુળનો માલ ચોરવાનો વાંક મેહેલી શકાય નહીં, કારણ કે જેનો હક્ક તે કુટંબના બીજા માણસોનો આ એકઠી મીલકતના ઉપર છે, તેવોજ હક્ક તેનો પણ છે. પણ સાથે રેહેનારા કુટંબના એક ગ્રહસ્થની બાબતમાં તે ચોર ક્યારે ઠરી શકે છે કે જે માલ લઈ જાય તે પોતાનાજ ખાસ વાપરવા માટે દગાથી લઈ જાય, કે જ્યારે દાખલા

તરીકે તે કુટંબની ભેગી મીલકતમાંથી કોઈ ભાગ પોતાના એકલાના ફાયદા માટે છુપાવે, અથવા હિસ્સા પાડવાના હોય ત્યારે મીલકતમાંથી બીજાઓની જાણ વગર કાંઈ ચીજ પોતાને વધતો હિસ્સો મળવા માટે લઈ જાય તો, તેના ઉપર ચોરીનો વાંક મેહેલી શકાયછે. જે ધણી પાસે માલ હોય તેમાં તેને પોતાનો કંઈ સ્વાર્થ હોવાને લીધે ધણીની મરજી ઉપરાંત પાસે રાખે ત્યારે પણ ગુન્હેગાર ઠરે. જો હું મ્હારૂં ઘડીયાળ ઘરેણે મેહેલું અને જો ઘરાણે રાખનારને તેનાં નાણાં પાછાં આપ્યા વગર જો તેની પાસેથી ઘડીયાળ પાછું લઈ જાઉ તો, તે ચોરી કર્યા બરાબર થાય છે. એક માણસ પોતાનાજ પઈશા પોતાના ચાકર પાસેથી લઈ લે તો ચોર ઠરે છે. જ્યારે તે ચાકર તે પઈશા કેમ કાહાડી લીધા તે જાણતો ન હોય અને તેને તે ભરી આપવા પડે, ત્યારે આ હકીકત ઘણીજ ગંભીર છે.

૧૬. શેવીનીસાહેબ એક ઘણો અજાયબ સવાલ કરે છે;—એક માણસનો પોતાનોજ માલ છે, એવું જાણ્યા વગર એક બીજો આશામી જેણે તે ચોરેલું હોય તેની પાસેથી ચોરવાની ધારણાથી લે, તેના ઉપર ચોરીનો વાંક લાગુ પડે કે નહીં?" તેનો ફૈંસલો તે સાહેબ એમ કરે છે કે તે સખસના ઉપર ચોરીનો વાંક લાગુ પડી શકે નહીં. માલધણી જે આ રીતે પોતાનો માલ ચોરી કરવાની ધારણાથી લઈ જાય છે તે ખરેખર કાંઈ ચોરી કરતો નથી, કારણ કે ચોરીનો ગુન્હો શાબીત કરતાં જોઇતી શરતોમાંની એક અગત્યની શરતની ગેરહાજરી હોય છે, તે શરત એ છે કે બીજા કોઈના હકકો ડુબાડવાની ને તેને ઈજા કરવાની ધારણા રાખી હોય તે અહીં હાજર નથી. પછે ખરેખર ઈજા કરવાની શાબીતીની કાંઈ જરૂર નથી.

૧૭. ચોરીના કજીયાઓનો નીવેડો કરવામાં આવે છે તેમાંના ઘણાખરા કજીયાઓમાં ચોરીવાળો માલ બુરી રીતે અને તેના ધણીની રજામંદી વગર લીધેલો માલમ પડે છે. કોઈ વાર એવું બને છે કે જણશ ઉપરનો કબજો તેનો ધણી પોતાની રાજી ખુશીથી છોડી દે છે, ત્યારે એક વીકટ સવાલ ઉત્પન્ન થાય છે કે અસલ માલધણીએ જેના સ્વાધીનમાં પોતાના માલનો કબજો છોડ્યો, ને તે પાછળથી તે ચીજોની સાથે કાંઈ વ્યવહાર કરે તો તે ચોર થાય કે નહીં? જેમકે કોઈ સખસે બીજા પાસેથી ચોપડી ઉછીની લીધી હોય, અને પાછળથી તે ખોવાઈ જતાં ચોપડી તેની ઉછીની લીધીજ નથી એવું નામુકર જાય તો, નામુકર જનાર ઉપર ફોજદારી લાવી શકાય; અથવા કોઇ સખસ બીજા પાસેથી માલ વેચાતો લે અને પછી તેના પઈશા આપવાને અથવા તે માલ પાછો આપવાને ના કેહે તો, તેના ઉપર પણ ફોજદારી લાવી શકાય.

૧૮. કલમ ૨૭ મી પ્રમાણે એક સખસના કબજામાં તેની મીલકત છે એવું જ્યારે કેહવાય છે, ત્યારે તે તેની બાઈડી, મેહેતો, કે ચાકર પાસે હોય તોપણ તેનો કબજો કેહેવાય છે, પછે તે થોડા વખતનો અથવા કોઈ ચોકસ વખતે ચાકરીમાં રહેલો માણસ હોય, એવાના કબજામાં હોય તોપણ ચાલે.

૧૯. દાખલા તરીકે મ્હારા ઘોડાવાળાના સ્વાધીનમાં મ્હારો ઘોડો આપું અથવા મ્હારા રાંધનારના સ્વાધીનમાં મ્હારો દારૂ અને સામાન આપું તો, તેથી તેઓ ઉપરનો મ્હારો કબજો કાંઇ બદલાતો નથી. માલ હું તે બીજે હાથે રાખુંછું. તેને તાળા કુંચીથી બંધ કરવાને બદલે હું તે ઉપર માણસાઇ તાળુ મારૂં છું, એટલે તેને બીજા માણસના સ્વાધીનમાં અને સંભાળ તળે આપુંછું, તેથી મ્હારો તે ઉપર હક્ક કોઇ પણ રીતે જતો

નથી. એથી કરીને જો મ્હારો ચાકર મ્હારા ઘોડાને વેચે, મ્હારો દારૂ પીએ, અથવા સામાન વગેરે મેલે તો, એ વિશ્વાસઘાત કરેલો કહેવાય, તે લેઇને નાશી જાય તો ચોરી કહેવાય, કેમકે તે મ્હારો માલ પાધરો મ્હારા કબજામાંથી મ્હારી રજા વગર સાપ્રાધ રીતે લેઇ જાય છે, અને એવા અભિપ્રાય ઘણાક કજીયાઓમાં આપવામાં આવ્યા છે કે, જ્યાં ચાકરોએ તેઓના શેઠનો માલ પોતાના ઉપયોગમાં આણ્યો, પોતે વાપરયો, અથવા શેઠની હુંડી વટાવીને તેનાં નાણાં પોતે ખાઇ ગયા, અથવા રોકડ જે શેઠે તેમને રાખવા માટે અથવા શેઠના પોતાના વાપરવા સારૂ આપી હતી તે ઉડાવી નાંખી, તો તે ચોરી નહી પણ વિશ્વાસઘાતનો ગુન્હો કેહેવાય.

૨૦. પણ શેઠે ચાકરને માલ સોંપ્યો ન હોય અને ખોટે બાહાને ચાકરે પોતે લીધેલો કબજો મેળવ્યો હોય તો, એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે તેથી કાંઇ શેઠનો પોતાનો કબજો કેહેવાય નહી. જ્યાં ચાકરને એવો હુકમ હોય કે તેને દરરોજની સાંજરે પોતાના શેઠના સરાફ પાસેથી તેના શેઠને માટે કરેલી ચોકસ ખરીદીનાં નાણાં લેવાં, અને તેમાં તે સરાફ પાસેથી ખોટી ખરીદી બતાવીને જોઇએ તે કરતાં વધારે નાણાં લે અને પોતાના વાપરમાં લાવે તો, તેથી તેના ઉપર જો ચોરીનો નહી, તોપણ ઠગાઇનો અપ્રાધ લાવી શકાય છે.

૨૧. જ્યાંહાં કોઈ સખસ પોતાનો માલ બીજાને ફક્ત થોડી વાર વાપરવાને આપે છે, ત્યાંહાં પણ ઉપર માફકજ બને છે, ને ધણી પોતાના માલ ઉપરનો પોતાનો દાવો છોડતો નથી. દાખલા તરીકે—એક વીસીવાળો પોતાને ત્યાંહાંજ ઉતારો લીધેલા માણસને તેનો સામાન વાપરવા આપે, ત્યારે વાપરવા શિવાય બીજો કોઈ પણ હક્ક સામાનના ઉપર તેને આપતો નથી, માટે જો તે સામાન વીશીમાંથી બાહાર લઈ જાય તો જેવો તે કોઈ માણસના ઘરમાંથી લઈ જતાં ચોર ઠરે, તેવાજ આ ઠેકાણે પણ ઠરે છે. કેમકે સામાન જે સ્વાધીનમાં આપ્યો હતો તે કાંઈ બાહાર લઈ જઇને વાપરવા માટે નહી, પણ વીશીમાં જ્યાંહાં સુધી તે રેહે ત્યાં સુધી તેને વાપરવો અને જ્યારે તે ત્યાંથી બાહાર જાય ત્યારે તે વીશીવાળાને સ્વાધીન કરવો.

૨૨. હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે આવા અપ્રાધો માટે ૪૦૫ મી કલમ પ્રમાણે વિશ્વાસઘાત કરવાની સજા થાય છે. વળી કોઇ ઉઘરાણી કરનાર તેના શેઠને હિસાબે જે પૈસા તેણે ઉઘરાવ્યા હોય, તે જો પોતાના કામમાં લાવે તો તેણે ૪૦૮ મી કલમ પ્રમાણે ખરેખર વિશ્વાસઘાત કરેલો ઠરે.

૨૩. કોઇ વાણોતરને તેના શેઠનો માલ વેચવાની સત્તા મળી હોય, અને જો તે વેચીને તેના પૈસા પોતાના કામમાં લાવે તો, તેના ઉપર તે માલની ચોરી કરવાનો વાંક મેહેલાય નહી, કારણ કે તે માલનું તેના ધણીના કબજામાંથી ખશેડવું ગેરવ્યાજબી નહી હતું; પણ તેના ઉપર ૪૦૮ મી કલમ પ્રમાણે સાપ્રાધ વિશ્વાસઘાતનો વાંક મેહેલાય છે.

૨૪. એવું બને કે માલધણી પોતાના માલ ઉપરનો પોતાનો કબજો છોડી દે એટલુંજ નહી, પણ તે ઉપરનો તે પોતાનો હક્ક અને સત્તા બીજો સખસ ચોકસ શરતો કબુલ રાખે તો છોડી દેઇ શકે છે, ત્યારે જે કોઇ સખસ માલધણીનો કબજો માલ ઉપરથી દુર કરવાની ધારણા રાખીને જો તે માલ ઉપર પોતાનો કબજો પેલી શરતો બાહાલ રાખ્યા વગર મેળવે, તો ઈંગ્રેજી ધારા પ્રમાણે તે ચોર ઠરે છે. દાખલા તરીકે—એક આશા-

ની પોષ્ટઆફીસમાં જાય અને ત્યાં જે ઘડીયાળ આવ્યું હોય તેમો પોતે માલેક છે એવું કહીને મેળવે, તો ઈંગ્રેજી ધારા પ્રમાણે તે ચોર ઠરે છે, કેમકે પોષ્ટઆફીસવાળાનો વિચાર બીજા કોઇને નહી, પણ ઘડીયાળના ખુદ ધણીને આપવાનો હતો છતાં બીજો લઇ ગયો, અને એવોજ ધારો જ્યાં ચાકરને ચોકસ કામ સારૂ માલ આપ્યો હોય અને તેને તે માલ બીજાને આપવાની રજા નહી આપી હોય, છતાં આપે તો લાગુ પડે છે.

૨૫. પણ આતો શક ભરેલું છે કે આવા મુકદમાઓનો હિંદુસ્થાનના ફોજદારી ધારા પ્રમાણે ચોરીના વાંક તરીકે કે વિશ્વાસઘાત તરીકે ઇનસાફ થઇ શકે. આપણા ફોજદારી ધારા પ્રમાણે તો જે માલ ખશેડયો હોય તે બદઘાનતથી ખશેડયો તથા તેના માલેકની મરજી વગર ખશેડયો છે કે નહી, એટલાનીજ તપાસ કરવી જોઇએ. માટે જ્યાં સુધી કોઇ પણ સત્તા ભરેલો પુરાવો બતાવવામાં ન આવે ત્યાં સુધી હમેશાં ૪૨૦ મી કલમ પ્રમાણેના અપ્રાધોનો ફેંસલો કરવો જોઇએ, કેમકે જે અપ્રાધી ઊપર ઠગવાનો વાંક મેહેલ્યો તેનો ચોરીને માટે ઇનસાફ થાય નહી, અને એક વખત એક વાંક મેહુલ્યો તો તેમાં પાછળથી વધારો થઇ શકે નહીં.

૨૬. જ્યાં કોઈ પણ આશામી બદઘાનત અને દગાફટકા વગર માલના ઊપર કબજો મેળવે અને તે અસલ ધણીનો ચાકર ન હોય, ને જો તે પાછળથી માલ વાપરમાં લાવે અથવા કાંઈ બીજો ઊપયોગ કરે તો, તેના ઊપર ચોરીનો વાંક મેહેલાય નહીં, તેનું કારણ ચોરી શબ્દના અર્થની ખુબીથી બને છે; કારણ કે કોઈ ચીજ કબજામાં લે ને તે ફેરફાર થાય તે પેહલાં કંઈ સાપ્રાધ ધારણા અમલમાં લાવી કેહેવાય નહીં, એ ઊપરથી જ્યાં માલ કોઈ માણસને વિસ્વાસથી સોંપ્યો હોય અથવા તેને ધણીની મરજીથી લીધો હોય, અને જો પાછળથી તે પોતાના કામમાં લાવે તો તેથી તે કાંઈ ચોર ઠરતો નથી. જ્યાંહાં પ્રતીવાદીએ વાદીના ઘરને આગ લાગ્યાથી કાંઈ માલ બાહાર કાઢયો અને તે પોતાને ઘેર લેઈ ગયો, પણ બીજે દીને તે સંતાડયો અને પોતાના કબજામાં છે એવું તેને તદન ના પાડયું, તો જ્યુરીએ એવો વિચાર આપ્યો કે અસલ પ્રતિવાદી માલ લઈ ગયો તે બચાવવાની ધારણાથી લઇ ગયો હતો, અને છેલ્લી ઘડી સુધી તેની કોઈ બુરી નિષ્ટા નહતી, પણ તેનો વિચાર ધણીને તે પાછો આપવાનો હતો. ન્યાયાધીશે એવો વિચાર આપ્યો કે એ કાંઈ મ્હોટો અપ્રાધ નથી, પણ વિશ્વાસઘાત છે. તોપણ આવી જાતના મુકદમાઓમાં ૪૦૩, ૪૦૫ મી કલમ પ્રમાણે અપ્રાધ મેહેલાય છે.

૨૭. છેલ્લા વર્ગના કજીયાઓ નીચેના નિયમ ઊપરથી ઊતપન થાય છે; તે એ છે કે "જો માલધણી તેની કોઈ માલમતાથી છુટો પડે, એટલે કે જો માલેક જે ચીજ લેવામાં આવી હોય તે ઊપરથી પોતાની સત્તા અને કબજો છોડી દે તો, પછે તે ચીજ ગમે એવા દગા ભરેલા ઊપાયોથી લેવામાં આવી હોય, તોપણ તે કાંઈ ચોરી ઠરતી નથી. જ્યાં માલ ઉધાર વેચાયો હોય અને લેનાર ધણી જો તે માલના પૈશા ન આપે અથવા આપવાનો ઈરાદો રાખતો ન હોય, તોપણ તેના ઊપર ચોરીનો ગુન્હો મુકાય નહીં. એજ પ્રમાણે જ્યાં વાદી કે જેને પ્રતીવાદી ઓળખતો હતો તેની પાસેથી તે એક ઘોડો વેચાતો લે, અને પછે તે ઘોડા ઉપર સ્વાર થઈ વાદીને કેહે કે હું હમણાં પાછો આવીશ અને તમને પૈશા આપીશ, અને તેને જો વાદી ઠીક છે કરીને જવાબ દે, અને પછે પ્રતીવાદી ઘોડો ચલાવ્યો જાય અને કદી પાછો ન આવે તો, એ પણ ચોરી કેહેવાય નહી, કારણ કે વાદી પાસેથી તેનો

ધોડા ઉપરનો કબજો તેજ પ્રમાણે રજાથી લેવામાં આવ્યો હતો. એવોજ નિયમ જ્યાં માલ અને તે ઉપરનો કબજો ચાકર પાસેથી લેવામાં આવ્યો હોય ત્યાં પણ ચાલે છે. જેવો કે સરાફી પેહેડીનો એક સરાફ કે જેને તેના રોજનું કામ ચલાવવાની અને તેનો અવેજ આપવાની સત્તા મળેલી હોય તે.

૨૮. આવા મુકદમાઓમાં ૪૨૦ મી કલમ પ્રમાણે ઠગવાનો વાંક મેહેલવામાં આવે, પણ પ્રથમથીજ બદદ્યાનત કેદીની હતી એ શાબીત થાય તો.

૨૯. કોઈ ચીજને ખશેડ્યાથી પણ ચોરીનો ગુન્હો સંપુર્ણ થતો નથી. આ કાયદાનું ધોરણ સ્પષ્ટ છે તે એ કે—"ચોરી કરવાના ફક્ત ઈરાદાથી ચોરીનો ગુન્હો થતો નથી, અને ચોરીના ગુન્હાનો તત્વજ કાંઈ પણ બેકાયદે લઈ જવામાં છે ત્યારે શાબેત કરવું જોઇએ કે એવું કાંઈ પણ તે ગુન્હો કરવામાં થયું હતું. એ વાત શાબીત કરવાની કાંઈ જરૂર નથી, કે માલ તેના હાથમાં ન આવે એટલે સુધી દુર લઈ જવામાં આવ્યો હતો. જે આશામીના ઉપર અપ્રાધ મેહેલ્યામાં આવ્યો હોય તેના એકલાના કબજામાં જો તે માલ એક પળ પણ રહ્યો હોય તો, જે અસલ જગ્યા ઉપર હતો ત્યાંથી ગમે એટલે થોડે છેટે તે ખશેડ્યામાં આવ્યો હોય, તોપણુ ચોરીનો ગુન્હો સંપુર્ણ થાય છે. દાખલા તરીકે—જ્યાં ચોરે પેટીમાંથી માલ કાઢીને જમીન ઉપર મેહેલ્યો અને તે લઈ જાય તેટલામાં જો તરતજ તેને પકડ્યો હોય, તોપણુ ગુન્હો સંપુર્ણ થાય છે. તેજ પ્રમાણે જો કેદી એક ગાડામાં મુકેલું પીપ તેને એક છેડેથી બીજે છેડે ખશેડે તો, તેથી પણ ગુન્હો સંપુર્ણ થાય છે, અને પોષ્ટઆફીસના કાગળો પોહોચાડનારાઓની બાબતમાં જે કોથળીમાં તે કાગળો પોંહોચાડવા લઈ ગયો હોય તેમાંથી કાઢીને પોતાના ગજવામાં મેહેલે તો ત્યાં પણ ગુન્હો સંપુર્ણ થાય છે. એક પોષ્ટઆફીસના ગુન્હામાં તો જ્યુરીએ એવો વિચાર આપ્યો હતો કે કેદીએ કાગળ પોતાના ગજવામાં મેહેલ્યું, તે તેણે ચોરવાની ધારણાથી મેહેલ્યું હતું. તોપણ જ્યાંહાં માલની સ્થિતીમાં ફેરફાર કરયો હોય પણ તેને ખશેડવાની કોશીસ ન કરી હોય, તો ઉપર કરતાં ફેંસલો ઉલટો થાય છે, જેમકે તે કેદી માલ માલની ગાંસડીને ઉભી કરે એવી ધારણાથી કે તેની એક બાજુ કાપીને તેમાંનો માલ કાઢી લે, અને જો તેમ કરવામાં પાર પડે તેની અગાઉ પકડાય તો, ત્યાં ચોરીનો ગુન્હો સંપુર્ણ થયો નથી. ઈંગ્રેજી ધારા પ્રમાણે જો માલ ખશેડનારની સત્તા તળે તે કદી ગયો ન હોય તો ફક્ત ખશેડવાથીજ ગુન્હો સંપુર્ણ થતો નથી; ઉદાહરણ ચોરે પેટી લઈ જવાની કોશીસ કરી, પણ તે દીવાલ સાથે જડેલી હોવાથી લઈ જઈ શકયો નહીં, પણ ૩૭૮ મી કલમની બાંધણી એવી માલમ પડે છે કે તેમાં આવા મુકદમા પણ આવી શકે છે.

૩૦. છેલ્લે અહીં જણાવવું જોઇએ કે ઘણાક મુકદમાઓમાં જે ચોરીના ગુન્હાની શાબીતી મળે છે તે ચોરેલો માલ ચોરના પોતાના કબજામાં મળવાથી મળે છે. આ બાબત ઉપર નોર્ટનસાહેબે તેની પુરાવા બાબતની ચોપડીમાં જોએલા ઉતારાઓ આપ્યા છે, તે ધ્યાન આપવા જોગ છે.

૩૧. આ તો ઘણુંકરીને નિર્ણય થાય તેવું છે કે જ્યારે એક માણસનો માલ તેની પાસેથી તેના જાણ્યા અને રજામંદી વગર લેઈ જવામાં આવે, અને તેજ માલ જો બીજા પાસેથી મળે તો, જેની પાસેથી તે માલ મળ્યો તેની ફરજ છે કે તે તેની પાસે કેમ આવ્યો તે શાબીત કરે, નહી તો એવું અનુમાન થાય છે કે તેણે તે બેકાયદે મેળવ્યો. આવા

સબવને બીજાઓની પેઠે આશપાશની વિગતોથી કાંતો ટેકો મળે છે, કાં નબળો થાય છે, કે કાં પછી ખોટો પાડવામાં આવે છે, જે વિસ્તારીને અત્રે જણાવવું લાંબુ થઈ પડે. માટે અહીં એમાંની મુખ્ય બાબતોનો ઈસારો કરવો બસ થશે.

૩૨. "માલ ખોવાયા અને પાછો મળ્યાની વચે વખત ગયો હોય તે કારણથી જે માલ ખોવાયો હતો તે તેજ હતો કે બીજો, તે વિશે કાંઈ શક ઉત્પન્ન થાય અથવા તે વખતમાં એક હાથથી બીજે હાથ તે ગયો હોય તે સર્વે બાબત ઉપર માલ કેદી પાસે કેમ આવ્યો તેના પુરાવાનો આધાર રેહે છે. આ સઘળાની સાથે માલની ખાશિયત વિશે પણ વિચાર કરવો જરૂર છે. તેમજ જે જગ્યાથી માલ લઈ જવામાં આવ્યો તે જગ્યાની નજદીક કેદીનું તે વેળા હાજર હોવું, અને તેજ પ્રમાણે એ વાત જણાઈ તેની આગળની અને ત્યાર પછીની કેદીની વર્તણુંકની તપાસ કરવી ઘણી અગત્યની છે. પણ જ્યાંહાં સુધી જેનો માલ ખોવાયો હોય તે કોર્ટ અને જ્યુરીનો નિશ્ચય થવા કોઈ બીજી રીતે ખાત્રી કરી નહી આપે કે જે માલ ખોવાયો હતો તે તેજ છે, ત્યાંહાં સુધી કોઈ સખસના કબજામાં જે જાતનો માલ ખોવાયો હતો તે જાતનો માલ મળી આવે છે, એટલુંજ તે માલ બેકાયદે મેળવવામાં આવ્યો હતો એવું શાબીત કરવાને પુરતું નથી. જેમકે જ્યાં કોઈ માલ બનાવતા હોય ત્યાંહાં ખોવાયલો માલ જે જે બનતા માલની ખાશીઅતથી જુદો હોય તો, ત્યાંહાં તે કાયદેસર મેળવ્યો છે એવું કાંઈ વ્યાજબી અનુમત થઈ શકતું નથી, માટે જો કેદી તેથી ઉલટું શાબીત ન કરે તો એવોજ અભિપ્રાય બાંધવો જોઈએ કે ચોરાયલો માલ તેજ છે. જેમકે એક દાણાવાળા પાસે ચોકસ અનાજ છે, જે બીજી કોઈ પીઠમાં નથી તે ચોરાય, ત્યારે બીજાની કણપીઠમાં ઝારો લેતાં તેની પાસે જે જાતનું અનાજ કણપીઠમાં હતું તેજ જાતનું અનાજ શોધી કાહાડે, તો ગુન્હો શાબીત કરવાને પુરતી શાબીતી છે. પણ ખરૂં અનુમાન કરવા માટે ચોરાયલો માલ કેદીના કબજામાં હતો તેની ખુલ્લી તપાસ થવી જોઇએ, અને તે કબજો તરતનો અને તેનો એકલાનો હોવો જોઇએ. ઉદાહરણ કે—તે માલ તેના પોતાના શરીર ઉપરથી અથવા એક તાળુ મારેલા ઘર, ઓરડો અથવા પેટીમાં મળી આવે કે જેની કુંચી કેદી પાસે હતી, તો તેવે સમે કેદીને પોતાનો બચાવ કરવાને કાંઈ વાસ્તવિક કારણ ગણાય નહી, પણ જો ચોરાયલો માલ એક ઘર અથવા ઓરડામાં ખુલ્લો પડેલો માલમ પડે અથવા સામાન્ય ઘર કે ઓરડો જેમાં કેદી બીજાઓની સાથે જેઓ તેનીજ માફક ચોરી કરે તેવા સાથે રેહેતો હોય, અથવા તે માલ એક ઉઘાડો પટારો જેને બીજાઓ પણ વાપરતા હોય તેમાંથી મળે તો, પેલા કેદીના ઉપર ગુન્હો શાબીત થવાને કોઈ પણ ચોકસ અનુમાન થઈ શકતું નથી. એ ધોરણનો વળી એક અપવાદ છે કે જેમાં એવી તકરાર લેવાય કે, જે ઘરમાં તે માલ મળ્યો તેનો ધણી કેદી હોય અને એવું અટકળાય કે તેની રજામંદી વગર ઘરમાંથી કાંઈ બાહાર લેઈ જવાય નહી, અથવા બાહારથી કાંઈ અંદર લેવાય નહીં. દિવાની બાબતની જવાબદારીમાં તો કદાચને આવી તકરાર ચાલે, પણ એક ઘરના માલેકના ઉપર એક મ્હોટો ગુન્હોજ શાબીત કરવો, અને તે પણ વળી બેવડા અનુમાન ઉપરથી. પેહેલું એ કે તે ચોરેલો માલ જે ઘરમાં મેલાયો તે તેના પોતાથી અથવા તેના બીજા પાસેથી મેળવીને ઘરમાં મેહેલ્યો, અને બીજું એ કે જે ચોરે માલ ચોર્યો તે એજ હતો, અને તે અનુમાનોને મળતી જો બીજી શાબેતી ન હોય તો ગુન્હેગાર ઠરાવવો ગેરવ્યાજબી છે.

૩૩. જ્યાંહાં કોઈ કેદીને આ ધારાથી સજા થાય એવો ગુન્હો તે ઉપર શાબીત થાય છે, ને જે ગુન્હાથી માલનો કબજો બદલાયો હોય અને જ્યાંહાં ગુન્હેગારના ઉપર માલધણીએ પોતે અથવા તેના કોઈ વારસ વકીલે ફોજદારી ચલાવી હોય, ત્યાં ગુન્હો શાબીત થયા પછી તે માલ તેવા આશામીને પાછો કોર્ટ આપી શકે.

**ફેંસલા**—કોઈ માણસના કબજામાં મુળ કાયદેસર મીલકત હોય, અને તે મીલકત તે પાછળથી લેઈ ગયો હોય તો તે ચોરી થતી નથી, પણ સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હો બને છે. ભારતચંદ્ર ખ્રિસ્તી અપેલેન્ટ. ૧ વિ. રી. પ્ર. ૨.

ચોરી અને ચોરેલો માલ રાખવાનો એક ગુન્હો ગણાય છે, તેમ જુદી જુદી સજા પણ થઈ શકે નહી. રાણી વિ. શ્રીમંત આદુપ. ૨ વિ. રી. પ્ર. ૬૩.

બદદ્યાનતના ઈરાદાનો અર્થ તે પીનલકોડની વ્યાખ્યામાં બતાવ્યા પ્રમાણે ચોરીનો ગુન્હો છે. રાણી વિ. પ્રીઓનાથ બાનરજી. ૫ વિ. રી. પ્ર. ૬૮.

કેદીઓને પોતાના માલીકની માંછલાં પકડવાની જગ્યાએથી એક મચ્છીઓની ટોળી જાળો ચોરી જતી હતી એવું માલમ પડ્યાથી તેઓએ પોતાના માલીકોના ફાયદાને માટે શુદ્ધબુદ્ધિથી તે જાળો તેમની પાસેથી માલીકનો હુકમ આવતાં સુધી ખુંચાવી લીધી હોય તો, તેઓ ચોરીના ગુન્હેગાર નથી. રાણી વિ. નોબીનચંદ્ર હાવલદાર. ૬ વિ. રી. પ્ર. ૮૫.

હક ગમે તેવો પાયા વગરનો હોય, તોપણ કોઈ માણસ હક તરીકે ચાલીને તે હક સ્થાપે તો, તે ચોરીનો ગુન્હેગાર નથી. રાણી વિ. રામચરનસીંગ. ૭ વિ. રી. પ્ર. ૫૭.

અમુક હદમાં ભાડુ આપ્યા શિવાય માંછલાં પકડવાનો હમેશનો હક શાબીત કરી શકે નહી તે, તે હદમાં માંછલાં પકડવાનો બીલકુલ હક ના હોય અને તેથી કોઈ ત્યાંથી માંછલાં પકડવાને માટે ચોરીનો ગુન્હેગાર બને તેનાથી તદન જુદુ છે. ખેતરનાથ દત્ત વિ. ઈદ્રોજાલા વિગરે. ૧૬ વિ. રી. પ્ર. ૬૮.

ફરીયાદીની કેટલીક ભેંશો તોહમતદારના હુકમથી લેઈ જઈ તેના ચાકરના કબજામાં રાખી હોય તો, તે પીનલકોડની વ્યાખ્યામાં બતાવ્યા મુજબ ચોરીની મદદગારીનો ગુન્હો થાય છે. તારીનીપ્રસાદ બાનરજી વિગરે. ૧૮ વિ. રી. પ્ર. ૮.

કેદીને તેની કબુલત ઉપરથી ચોરીનો ગુન્હેગાર ઠરાવ્યો હતો. તેના ઉપર જે તોહમત હતું તેમાં કોઈ પાસેથી બદદ્યાનતથી કબજો લીધાનું શાબીત થયું ન્હોતું, અને આવી રીતે લીધાનો પુરાવો પણ ન્હોતો. તેમાં ઠરાવ્યું કે શીક્ષા ગેરકાયદેસર હતી. ૫ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૭.

કેદીને ચોરીનો ગુન્હેગાર ઠરાવ્યો હતો. તેમાં એવી હકીકત હતી કે તેના કબજામાંથી ડાંગેર નીકળી હતી, અને પોતાના ડાંગેરના ક્યારાઓ નહી હોવાથી તે ડાંગેર ક્યાંથી લાવ્યો તેનો ખુલાસો કરી શક્યો નહી. આ કેસ એવો છે કે પુરાવો જોતાં શીક્ષા રદ કરવી જોઇએ, કારણ કે પુરાવો ખરો છે એમ ધારીએ તોપણ વ્યાજબી રીતે ગુન્હો નીકળી આવતો નથી. ૭ મ. હા. કો. રી. અપે. પ્ર. ૧૯.

એક સખસ છાકટો થઈ રસ્તામાં પડ્યો હોય, તેનાં કપડાં ચોર લોકો ચોરી જશે એવી દયા ખાઈ તેનાં કપડાં વિગરે કોઈ લેઈ લે, અને પછી નીશો ઉતર્યા પછી પાછાં આપે તો; તેણે ચોરી કરી ગણાય નહી. મ. હા. કો. રી. પ્ર. ૧૬૮.

કોઈ હિંદુ પોતાના કુટુંબથી જુદો રેહેવાનું ધારી મજુર તરીકે ડેમેરેરામાં જઇને

વસ્યો. ૩૦ વર્ષ પછી જાત મેહેનતથી જે પૈશા પેદા કીધા હતા તે લેઈને પોતાના કુટુંબ-માં આવી રહ્યા. તે એકઠો રેહેતો હતો પણ કમાએલી મીલકત મજીયારી ગણી ન્હોતી, અને આગવી મીલકત તરીકે ગણુતો હતો. તે મીલકત તેના ભાઇએ ચોરી. તેમાં ઠરાવ્યું કે એ મીલકત તેની આગવી મીલકત છે અને તેમાં તેના ભાઇનો કાંઇ પણ હિસ્સો નથી, અને તેથી કરીને તે મીલકતની ચોરીને માટે તેનો ભાઈ વ્યાજબી રીતે ગુન્હેગાર થઈ શકે છે. રાણી વિ. સીતારામ. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૧૮૧.

મ્યુનીસીપાલીટીએ બાંધેલા તળાવમાંથી કોઈ માંછલાં પકડે તો તે ચોરી થાય છે, કારણ કે તળાવ બાંધેલું હોવાથી માંછલાંઓની સ્વભાવિક સ્વતંત્રતા જતી રહી હતી, અને માલીકની મરજી આવે તે વખતે તે માંછલાં બાહાર કાઢવાનાં હતાં, તેટલા માટે તેઓને પકડવાં એ ચોરી છે. સેખ આમદ વલદ સેખ ફરીદ. ઈ. લા. રી ૧૦ મું. પ્ર. ૧૫૩.

કાંઈ પણ અખત્યાર અથવા હક્ક શિવાય ગામની વિઘોટી નહી ઠરાવેલી જમીન ખો-દીને અ. તરતજ કેટલાંક ગાડાંઓ ભરી માટી લેઈ ગયો, તે કામમાં એમ ઠરાવ્યું કે અ. ચોરીનો ગુન્હેગાર નથી. રાણી વિ. કોટયા વિગરે. ઈ. લા. રી. ૧૦ મ. પ્ર. ૨૬૫.

સાર્વજનિક નદીનાં માંછલાં તે જે માણસને માંછલાં પકડવાનો હક્ક હોય તેના કબ-જાની મીલકત કેહેવાય નહીં. અને તે હક્ક તોડવો તે પીનલકોડની કલમ ૩૭૮ પ્રમાણે ચોરીનો ગુન્હો કેહેવાય નહીં. એક સાર્વજનિક નદીમાંથી માંછલાં પકડવાના હક્કનો ઈજારો સરકારે ફરીયાદીને આપ્યો હતો, તેમાંથી ગેરકાયદે માંછલાં લેવાનું તોહમતદાર અને બીજા ૧૧ માણસો ઉપર તોહમત હતું, અને નીચેની કોર્ટે બીજા ગુન્હાઓ ભેગા તેમને ચોરી, સાપ્રાધ, મીલકતનો ખોટો ઉપયોગ, બીગાડ, પ્રવેશ, ધમકી અને ગેરકાયદેસર મંડળીના ગુ-ન્હાઓના તકશીરવાન ઠરાવ્યા. તેમાં ઠરાવ્યું કે કાંઈ ગુન્હો થયો નથી, અને ગુન્હો શાબીત થયાનું ખોટી રીતે ગણેલું છે. ભાગીરામ ડોમે વિ. અબર ડોમે વિગરે. ઈ. લા. રી. ૧૫ ક. ૩૮૮.

ફરીયાદીના તળાવમાંથી માંછલાં લેવાનું તોહમતદારના ઉપર તોહમત હતું, અને તે-મને આ કલમ અને કલમ ૪૪૭ પ્રમાણે ચોરી, તથા સાપ્રાધ પ્રવેશના ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે તકરારી તળાવ બધી તરફથી બંધ ન્હોતું, અને પડોશની નેહેર કે જેનો સબંધ વેહેતા ઝરાની સાથે હતો, તે ઉપર તે-નાં માંછલાંની આવકનો આધાર હતો. માંછલાં તળાવમાં ઉછેરીને રાખવામાં આવતાં ન્હો-તાં, જે વખતે ભરતી ચઢતી હતી તે વખતે ગુન્હો બન્યો હતો, અને તળાવનો ઝરા સાથે સબંધ હતો, માટે માંછલાં તેમાંથી પોતાની ખુશી પ્રમાણે જતાં હતાં. તેમાં ઠરાવવામાં આવ્યું કે માંછલાં એ સ્વભાવિક ઉત્પત્તિ છે, અને તે ફરીયાદીના કબજામાં નથી, તેથી કરીને કાંઈ ગુન્હો બન્યો નથી. વળી એમ ઠરાવવામાં આવ્યું કે જો માંછલાંની સ્વભાવિક સ્વતંત્રતા બંધ કરી હતી અને તેઓ તળાવના માલીકની ખુશી પ્રમાણે લેઈ શકાય એવાં હતાં, તે વખતે જો માંછલાં લીધાં હોત તો સજા મંજુર રેહેત. મયારામ સુરમા વિ. ની-ચલકતાની વિગરે. ઈ. લા. રી ૧૫ ક. પ્ર. ૪૦૨.

રેહેવાના ઘર વગેરેમાંથીચો રી કરવી.

**૩૮૦. જે ઇમારત, તંબુ, અથવા વાંહાણ માણસના રેહેવા-માં આવતું હોય, અથવા જેમાં કાંઇ મિલકત રાખવામાં આવ-તી હોય એવી કોઇ ઈમારત, તંબુ અથવા વાંહાણમાંથી જે માણસ ચોરી કરે, તેને સાત વર્ષની મુદ્દત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને નીચેની હકીકતો હોવી જોઈએ.

૧. જે ઘર વિગરેમાં ચોરી થઈ તે ઘર તે વખતે માણસને રેહેવા દાખલ અથવા કાંઈ માલ ભરવા દાખલ વપરાતું હતું.

૨. તેજ ઘરમાંથી તોહમતદારે ચોરી કરી.

૨. જ્યાં એક કપડું ઘરના છાપરા ઉપર સુકવવા મેહેલ્યું હતું, તે દીવાલ ઉપર ચઢીને ચોરી કરવામાં આવ્યું, ત્યાં એવો ઠરાવ થયો કે ચોરી કાંઈ ઘરમાં પેશીને કરી નથી, અને તેટલા માટે ઘર ફાડવાનો અથવા ઘરમાં ચોરી કરવાનો વાંક મેહેલાય નહીં, અને તે છાપરૂં ઘરના કેટલાએક કામને માટે વાપરવામાં આવતું હતું, એ વાતથી પણ કાંઈ ફેર પડતો નથી. ઢોરોને રાખવાનું છાપરૂં આ કલમમાં માલને સંભાળથી રાખવાની ઈમારત ગણાય છે; એટલે ઉપરની ચોરી કલમ ૩૭૮ પ્રમાણે ગણવી. (સન ૧૮૬૪ નો ૮ મો કાયદો જુઓ).

૩. હિંદુસ્થાનના ફોજદારી ધારાની ૩૭૮ મી કલમ પ્રમાણે ચોરીનો અથવા ૩૮૦ મી કલમ પ્રમાણે રેહેવાના ઘર, તંબુ, અથવા વાંહાણમાં ચોરી કરવાના ગુન્હાને માટે કોઈ કેદીની તપાસ થતી વેળા જો એવું શાબીત કરવામાં આવે કે, તે માલ જે રીતે લઈ જવામાં આવ્યો હતો તે રીત જોતાં એ ગુન્હા આ ફોજદારી કાયદાની ૪૦૩ જી કલમ પ્રમાણે સાપ્રાધ ખોટા ઉપયોગના થાય, અથવા ઉપલ્યા ફોજદારી કાયદાની ૪૦૫ મી કલમ પ્રમાણે સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હો ગણાય તો, તેથી કેદી કાંઈ છુટી જાય નહીં, પણ કોર્ટ અથવા જ્યુરી આગળ તપાસ ચાલતી હોય તો તેઓને કેદી ઉપર જે કલમ પ્રમાણે વાંક મુકયો હોય તેમાંથી તેને બીનતકશીરવાર ઠરાવવાની અને તેને ઉપલી ૪૦૩ અથવા ૪૦૫ મી કલમ પ્રમાણે તકશીરવાર ઠરાવવાની છુટ છે, અને તેથી કરીને એવા ગુન્હેગારની ઉપર જે કલમ પ્રમાણે ગુન્હો શાબીત થયો હોય તે કલમ પ્રમાણે તેના ઉપર વાંક મેહેલ્યામાં આવ્યો હોય તો, તેમાં ફરમાવેલી સજા થઈ શકે છે.

૪. હિંદુસ્તાનના ફોજદારી ધારાની છેલ્લી જણાવેલી ૪ કલમોમાંથી કોઈ કલમ પ્રમાણે જો કેદીના ઉપર વાંક મેહેલ્યામાં આવ્યો હોય, અને તે ઉપરથી તપાસ થઈ હોય અને વળી તેને ઉપલ્યા કાયદાની ઉપલી કલમોમાંની બીજી કોઈ કલમથી ગુન્હેગાર ઠરાવવામાં આવે તો, તેજ શાબેતી ઉપરથી પાછળથી તેના ઉપર જે કલમ પ્રમાણે તોહમત મુકવામાં આવ્યું હોય, અથવા જે કલમ પ્રમાણે તેના ઉપર ગુન્હો શાબીત કરવામાં આવ્યો હોય, તે કલમ પ્રમાણે તેના ઉપર ફરીયાદી ફરીને ચલાવી શકાય નહી.

૫. ફક્ત ચોરી કરવાના કરતાં રેહેવાના ઘરમાં ચોરી કરવાનો ગુન્હો મ્હોટો છે.

**ફેંસલા**—કાનસ્ટેબલો તેમને સોંપેલા ઘરમાંથી ચોરી કરે તો, તેઓને આ કલમ પ્રમાણે સજા થાય. તેઓને કલમ ૪૦૯ પ્રમાણે સજા થાય નહીં. રાણી વિ. ઓઈડા નાદસીંગ. ૩ વી. રી. પ્ર. ૨૯.

જો કોઈ સખસ એક ઈમારતના ભાગમાંથી બે જુદા જુદા સખસની મીલકતની ચોરી કરે તો, બે તોહમત ન આવે, એકજ આવે. ૧૧ વી. રી. પ્ર. ૩૮.

એક સગીર ઉમરના કેદીપર આ કલમ મુજબ તોહમત શાબેત થયાથી તેને એક ડુ. માજીસ્ટ્રેટે સુધારાના ઘરમાં એક વર્ષ કેદ રેહેવાની શીક્ષા કરી, પણ પછી તે માજીસ્ટ્રેટને એમ માલમ પડયું કે સુધારાના ઘરમાં રાખવાનો હુકમ હજુ સુધી સરકારથી આ-

વ્યો નથી. તેથી તેણે પોતાનો અગાઉનો શિક્ષાનો હુકમ ફેરવી બે માસ આસાન કેદની શીક્ષા કરી સાધારણ જેલમાં મોકલ્યો. તેમાં ઠરાવ્યું કે એકવાર કેદીને જે શિક્ષાનો હુકમ કર્યો હોય તેમાં ફેરફાર કરવાનો હાયકોર્ટ સિવાય કોઈ પણ ફુલપાવર માજીસ્ટ્રેટને અખત્યાર નથી. ૧ મું. હા. રી. પ્ર. ૩.

એક હથીયારબંધ ટોળું ઘરની બાહાર આવેલું ઉભું જોઇને ઘરધણી બીહીને, અને તેથી ઘરમાથી કાંઈ માલ લેઈને એ ટોળાને આપ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે રેહેવાના ઘરમાંથી ચોરી કરી કેહેવાય નહીં. રાણી વિ. લીઓનાર્ડ. આર્ચ. પ્ર. ૪૩૬.

ઘરમાં પેશી કાંઈ માલ ઉઠાવે એટલામાં પકડાઈ જવાથી ઘરના તેજ ભાગમાં કાંઈ માલ ખોશી દે, તોપણ તેણે રેહેવાના ઘરમાંથી ચોરી કરી કેહેવાય. રાણી વિ. અમીઅર આર્ચ. પ્ર. ૪૩૬, ૪૩૭.

આ કલમ અને કલમ ૪૫૭ પ્રમાણે ચોરી કરવા માટે રાત્રે ઘર ફોડવાના કામમાં કાંતો એ બેઉ માટે એકજ સજા કરવી જોઈએ અથવા જુદી જુદી કરવી જોઈએ, પણ તે શિક્ષાનો એકંદર સર્વાળો એ બે ગુન્હામાં જે મ્હોટો ગુન્હો હોય તેમાં જેટલી શિક્ષા કરવી જોઈએ તેથીં વધારે થવી નહીં જોઈએ. રાણી વિ. તુકીયા બીન તમના. ઇ. લા. રી. ૧ મું. પ્ર. ૨૦૪.

શેઠના કબજા માંહેલી માલ કતની મેહેતા અથવા ચાકરે ચોરી કરવી.

**૩૮૧. કોઈ માણસ મેહેતો અથવા ચાકર હોય અથવા મેહેતા દાખલ કે ચાકર દાખલ રાખેલો હોય, તે માણસ અગર પોતાના શેઠ અથવા રાખનારના કબજા માંહેલી કાંઇ મિલકત ના ચોરી કરે તો, તેને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેનો ગુન્હો શાબીત કરવાને નીચેની બે બાબતો શાબેત થવી જોઈએ.

(૧) શેઠના કબજામાં તે મીલકત હતી.

(૨) ચોરી કરનાર મેહેતો અથવા નોકર હોવો જોઈએ.

૨. જ્યાં એક ચાકરને તેના સાથી ચાકરોએ શેઠ પાસેથી તેઓ બધાનો પગાર લેવા મોકલ્યો, અને પેલો ચાકર જો બધાનો પગાર લેઈને ચાલી ગયો હતો, તેમાં એવો ઠરાવ થયો હતો કે પૈસા પેલા ચાકરે સઘળા ચાકરોને હિસાબે લીધા, અને તેથી હવે તે શેઠની મતા નહી પણ સઘળા ચાકરોની મતા થઈ.

૩. એવા કામમાં ૪૦૬ ઠી કલમ પ્રમાણે સાપ્રાધ વિશ્વાસઘાતની સજા થાય છે.

૪. આ કલમ પ્રમાણે ચાકર અથવા મેહેતા તરીકે પોતાના શેઠના કબજામાંથી માલ ચોરવાના ગુન્હા માટે જો કોઈ અપ્રાધીની તપાસ ચાલતી હોય, અને ત્યાં એવું શાબીત કરવામાં આવે કે પેલો માણસ જે માલ વિશે તપાસ થાય છે, તે એવી રીતે લઈ ગયો કે ૪૦૩ જી કલમ પ્રમાણે તેના ઉપર માલનો સાપ્રાધ ખોટા ઉપયોગનો ગુન્હો લાગુ પડે, અથવા ૪૦૪ થી કલમ પ્રમાણે એક મરનાર સખશ ઊપર તેના મરતી વખતના કબજામાં જે માલ મુકી જાય, તે માલ સાપ્રાધ ખોટા ઊપયોગનો હોય અથવા ઊપર કહેલી ૪૦૪ થી કલમ પ્રમાણે કોઈ સખશનો પોતે મરતી વખતે ચાકર અથવા મેહેતો થઈને

તેના માલનો સાપ્રાધ ખોટો ઉપયોગ કરે, અથવા ઉપલ્યા કાયદાની ૪૦૫ મી કલમ પ્રમાણે સાપ્રાધ વિશ્વાસઘાત કરવાનો વાંક, અથવા ૪૦૮ મી કલમ પ્રમાણે મેહેતો કે ચાકર તરીકે કોઈ ઉપર સાપ્રાધ વિશ્વાસઘાત ગુન્હો લાગુ પડે તો, તેથી કાંઈ કેદીને ગુન્હામાંથી છુટો થવાનો હક મળતો નથી, પણ કોર્ટ અથવા તેની તપાસ જો જ્યુરી આગળ ચાલતી હોય તો, જ્યુરીને છુટ છે કે તે સખસના ઉપર જે ગુન્હો મુક્યો હોય તેમાંથી તેને નીરઅપ્રાધી ઠરાવે, પણ ઉપર કહેલી ૪૦૩, ૪૦૪, ૪૦૫, અને ૪૦૮ માંની જે કલમમાં તેનો ગુન્હો આવી શકતો હોય તે કલમ પ્રમાણે તો અપ્રાધી ઠરાવે, અને તે ઉપરથી આરોપિત સખસ ઉપર ઉપલી કલમોમાંથી કોઈ પણ કલમ પ્રમાણેજ જાણે મુકદમો ચાલ્યો હોય તેમ તેને સજા કરે. એ વિશે ક્રીમીનલ પ્રોસીજર કોડમાં ખુલાસો છે કે તોહમતનામું બદલવાની જરૂર નથી.

**ફેંસલા**—બંધ કરેલી પેટી જેમાં પૈસા હતા, ને તે પેટી ઉપર કેદીઓનો પેરો હતો, અને તેમાંથી તેમણે પૈશા ચોરી લીધા, તે કામમાં પીનલકોડની કલમ ૪૦૯ પ્રમાણે તોહમત રહી શકે નહી, પણ આ કલમ પ્રમાણે રાખવું જોઈએ. રાણી વિ. જગન્નાથસીંગ વિગરે. ૨ વિ. રી. પ્ર. ૫૫.

કેટલાંક માંછલાં પકડવાવાળાઓએ પોતાના ધણીની માંછલાં પકડવાની જગ્યા ઉપર બીજા માંછલાં પકડવાવાળાઓએ જાળ નાંખવાથી તે જાળ લેઈ પોતાના કબજામાં રાખી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તોહમતદારોએ ચોરીનો ગુન્હો કર્યો નથી. રાણી વિ નોબીનચંદ્ર હાલદાલ. ૯ વી. રી. પ્ર. ૫૯.

આ કલમ મુજબ ભાડે રાખેલી હોડીનો માણસ નોકર અથવા કારકુન ગણાતો નથી, આવા માણસે કરેલી ચોરીનો સમાવેશ કલમ ૩૮૦ માં થઈ જાય છે. રાણી વિ. બાવુલમંજી. ૮ વિ. રી. પ્ર. ૩૨.

એક દીવશને માટે ગાડી ભાડે રાખ્યાથી ગાડીવાળો ભાડે રાખનારનો નોકર ગણાય નહી. સ્ટા. પ્ર. ૨૦૫.

ચોરી કરવા સારૂ મોત અથવા વ્યથા કરવાની તૈયારી કરીને ચોરી કરવી.

**૩૮૨. જે માણસ ચોરી કરે, તેણે અગર તે ચોરી કરવા સારૂ અથવા તે ચોરી કર્યા પછી નાશી જવા સારૂ, અથવા તે ચોરીથી મળેલી મિલકત રાખવા સારૂ કોઇ સખસનું મોત આણવાની અથવા કોઇને વ્યથા અથવા અટકાવ કરવાની, અથવા મોત, વ્યથા કે અટકાવનો ભય ઉત્પન્ન કરવાની કાંઇ તૈયારી કરી હોય તો, તે માણસને દશ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**દ્રષ્ટાંતો.**

(अ). **ज. ના કબજા માંહેની કાંઈ મીલકતની अ. ચોરી કરે, અને એ ચોરી કરતી વેળાએ તેનાં કપડામાં રાખેલી એક ભરેલી પીસ્તોલ હોય, અને તે પીસ્તોલ અગર ज. સામો થાય તો, ज. ને વ્યથા કરવાના ઇરાદાથી રાખી હોય તો अ. એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.**

(क). **अ. ज. નું ખીસુ કાતરે, અને તેણે પોતાના કેટલાએક સોબતીઓને**

આશપાસ રાખ્યા હોય, એટલા સારૂ કે અગર શું બને છે તે ज. ના જાણ્યામાં આવે અને ज. સામો થાય, અથવા अ. ને પકડવાની કોશિસ કરે, તો તેઓ ज. ને અટકાવે; તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

---

## જબરાઈથી કહડાવવા બાબત.

જબરાઇથી કહડાવવું.

૩૮૩. જે માણસ ઇરાદાથી કોઇ સખસને તે સખસને પોતાને અથવા બીજા કોઇને નુકશાન કરવાનો ભય ઉત્પન્ન કરે, અને તેમ કરીને તે ભય પામેલો સખસ કાંઇ મિલકત અથવા કીમતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઇ કિમતી દસ્તાવેજ બનાવી શકાય એવી કાંઇ વસ્તુ કોઇ સખસને આપે, એમ બદદ્યાનતથી કરે તો, તે માણસે જબરાઇથી કહડાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

દ્રષ્ટાંતો.

(अ). તું મને પઈશા આપ, નહી તો તારી આબરૂ જાય એવું હું કાંઇ છાપીશ, એમ કહીને अ. न. ને ધમકાવે, અને એમ કરીને न. તેને પઇશા આપે એમ अ. કરે, તો अ. એ જબરાઇથી કહડાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ब). તું આટલા રૂપિયા મને આપવાની એક ચીઠી લખી તે પર સહી કરી આપ, નહીતો હું તારા બાળકને ગેરવ્યાજબી કેદમાં રાખીશ, એવી રીતે अ. न. ને ધમકાવે, અને ब. તેવી ચીઠી લખી તે પર સહી કરી આપે, તો अ. એ જબરાઇથી કહડાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(क). મ્હારા ખેતરમાંના પાકનો આટલો ભાગ હું ब. ને આપીશ અને તે ન આપું તો આટલો દંડ આપીશ, એવી શરતનું એક ખત કરીને તે પર સહી કરીને તું ब. ને આપ, નહીતો તારા ખેતર મધ્યેના પાકનો નાશ કરવાને હું ડંગોરાવાળા માણસો મોકલીશ, એવી રીતે अ. ब. ને ધમકાવે, અને તેથા કરીને न. તેવું ખત લખી તે પર સહી કરી આપે એમ કરે, તો अ. એ જબરાઇથી કહડાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ड) ब. ને મહાવ્યથાનો ભય પમાડીને अ. બદદ્યાનતથી એવું કરે કે એક કોરા કાગળ ઉપર પોતાની સહી અથવા મોહોર કરીને તે કાગળ ब. अ. ને આપે, અને તે પ્રમાણે ज. તે કાગળપર સહી કરીને તે કાગળ ज. ને આપે તો, એ ઠેકાણે તે 'સહી કરેલા કાગળનો કાંઇ કીમતી દસ્તાવેજ બનાવી શકાય, માટે अ. એ જબરાઇથી કહડાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેના તોહમતમાં નીચેની વાત શાબીત કરવી જોઇએ.

(૧) તે સખસને કિંવા બીજા સખસને ઈજા કરવાનો ભય દેખાડયો.

(૨) એ કામ તેણે ઈરાદાથી કર્યું.

(૩) એમ કરવાથી તેણે તોહમતદારને મીલકત આપી.

(૪) એ તેણે બદદાનતથી કર્યું.

**ફેંસલા**—કોઈ ચોકીદારે કપટથી લાલચ બતાવી અથવા બદદાનતથી ઇજા કરવાની બીહીક બતાવી બીજા માણસ પાસેથી પૈશા લીધા હોય, તો તેને પીનલકોડની કલમ ૪૧૭ મુજબ ઠગાઇને માટે, અથવા આ કલમ પ્રમાણે જબરાઈથી કઢાવવાને માટે સજા કરવી જોઇએ, પણ સરકારી નોકર તરીકે સરકારી પૈશાનો સાપ્રાધ ખોટો ઉપયોગ કરવાને માટે ગુન્હેગાર ઠરાવાય નહી. રાણી વિ. રામનારાયણ ચોકીદાર. ૩ વિ. રી. પ્ર ૩૨.

જબરાઈથી કઢાવવાનો ગુન્હો થવાને માટે કોઈ માણસને બુદ્ધિપૂર્વક નુકશાન કરવાની બીહીક બતાવીને અને તે મીલકત છોડી દેવાને બદદાનતથી તેને લલચાવીને મીલકત મેળવવી જોઈએ. લોકોની સ્થિતી સુધારવાને ફક્ત હુકમ કાઢવાથી કોઈ પોલીસ અમલદારને જબરાઇથી કઢાવવામાં અથવા ઠગાઈ કરવામાં મદદગારીનો ગુન્હેગાર ઠરાવવાનું કાયદેસર કારણ મળતું નથી. રાણી વિ. મીજાન વિગરે. ૪ વિ. રી. પ્ર. ૫.

ફોજદારી કરવાની બીહીક બતાવવી તે આ કલમના અર્થ મુજબ નુકશાન કરવાની બીહીક ગણાય છે. બીહીક બતાવેલું તોહમત ખરૂં હોય અગર ખોટું હોય તોપણ જબરાઈથી કઢાવવાનો ગુન્હો એકસરખી રીતે બને છે. રાણી વિ મોબારક વિગરે. ૭ વિ. રી. પ્ર. ૨૮.

આટલા પૈશા આપ, નહી તો તારી નોકરી ખોવરાવીશ, એમ કહી પૈશા કઢાવે, તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કર્યો કેહેવાય. ૧૮ વિ રી પ્ર. ૧૭.

જબરાઈથી કઢાવવાનો ગુન્હેગાર ઠરાવવાનો ઠરાવ હાયકોર્ટે રદ કીધો, કારણ કે આ કલમ મુજબ નુકશાન કરવાની બીહીક બતાવવામાં આવી ન્હોતી, અને તે લાલચથી ફરીયાદીઓએ પૈશા આપ્યા ન્હોતા, અને કેદીએ શુદ્ધબુદ્ધિથી પોતાનો માગવાનો હક્ક છે એવું ધારી માગેલા હતા, પણ તેણે બદદાનતથી પૈશા લીધા હોય એવું કામના પુરાવામાં કોઈ રીતે શાબીત થયું ન્હોતું. રાણી વિ. અબદુલ કાદર વલદ બાલા અમુજી. ૩ મું. હા. કો. રી. ૪૫.

માજીસ્ટ્રેટની રૂબરૂ ચાલતા કેસમાં પ્રતિવાદી ફરીયાદીનો નવો વકીલ હતો, અને તેને ફરીયાદીના પેહેલાના વકીલે કેસની મુદત માગવાની અરજી કરવાની સુચના આપી હતી, પણ પ્રતિવાદીએ ફરીયાદી પાસેથી ખત લખાવી લેઈ તેની તરફથી કેસ ચલાવ્યો. પ્રતિવાદીને જબરાઈથી કઢાવવાને માટે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી રીતે ગુન્હેગાર ઠરાવવું કાયદા વિરૂદ્ધ ગણાય છે. ૫ મ. હા. કો રી. અપે. ૧૪.

જે કામમાં તોહમતદાર ઉપર જે ગુન્હાનું તોહમત મુકયું હોય અને તજવીજ ચલાવી હોય, તેમાં એક કરતાં વધારે ગુન્હા શાબીત થતાં પીનલકોડની કલમ ૭૧ લાગુ પડતી હોય કિંવા લાગુ પડતી ન હોય, તોપણ તેને દરેક ગુન્હાને માટે ગુન્હેગાર ઠરાવવો જોઇએ, અને કલમ ૭૧ ના ઠરાવો ઉપર નજર રાખીને દરેક ગુન્હાની બાબતમાં જુદી જુદી શિક્ષા કરવી જોઈએ. પીનલકોડની કલમ ૧૭૦ અને આ કલમ મુજબ એકના એકજ કાર્યમાં કરેલા ગુન્હાઓની તજવીજમાં એવું માલુમ પડયું કે સરકારી નોકરનો વેશ ધારણ કરવામાં

તોહમતદાર સખસ ફરીયાદ કરેલું જુલમ કરવાનું કૃત્ય કરી શકે, એવી સ્થીતીમાં નહી હોય. તેમાં એવું ઠરાવ્યું કે પીનલકોની કલમ ૭૧ નો પેહેલો અને બીજો પેરેગ્રાફ આ કામને લાગુ પડતો નથી. આ કામની એવી હકીકત છે કે ફરીયાદી રામચરણ ટેલીએ બીજા ત્રણ સખસોની સોબતમાં એરંડીયું ખરીદ કર્યું. તે ઉપર બનારસ શેહેરમાં વેચવાને માટે એકટ્રોઈ નામની જગાત ભરવાની હતી. એકટ્રોઈ થાણાના મુહારીરે સદરહુ ચાર સખસોને તેઓની આમદાનીની ચીજોનો સમાવેશ થાય એવો એક પાસ આપ્યો. આ પાસ તેઓમાંના ફક્ત એક સખસ ભવાનીપ્રસાદના નામનો હતો. એકટ્રોઈ થાણામાંથી નીકળ્યા બાદ ચારે સખ્સો જુદા પડ્યા, તે પાસ ભવાનીપ્રસાદની પાસે રહ્યો, અને તેથી રામચરણે જકાત ભરી હતી એવું બતાવવાને તેની પાસે કાંઈ આધાર રહ્યો ન્હોતો. તે પછી થોડીવારે તોહમતદાર કે જે એવો ઢોંગ કરતો હતો કે હું એકટ્રોઈખાતામાં ગીરવાડ અગર પેટરોલ છું તે આવ્યો, અને તેના ઉપર જકાત ભરયા શિવાય શેહેરમાં એરંડીયું લાવવાનું તોહમત મુક્યું, અને ફરીયાદીએ પાસ બતાવ્યો કે જકાત ભરી છે, તે છતાં છેવટે તેને કેદ કરવાની ધાસ્તી આપીને તેની પાસેથી રૂ.૧) જબરાઈથી કહડાવ્યો. તેથી કાશીના જોઈંટ માજીસ્ટ્રેટે તેને કલમ ૧૭૦ અને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો હતો. આ ઉપરથી કલમ ૭૧ નો ત્રીજો પેરેગ્રાફ પણ લાગુ પડતો ન્હોતો, કારણ કે "ગુન્હો થાય" એવા શબ્દો જે પુરાવાથી ફરીયાદ કરેલું કૃત શાબીત થાય તે એક બાજુ ઉપર રાખતાં પીનલકોડમાં જે ગુન્હાની વાખ્યા છે તેને લાગુ પડે છે. કલમ ૧૭૦ માં વાખ્યા આપ્યા પ્રમાણે સરકારી નોકરનો વેશ ધારણ કરવો એ આ કલમમાં વાખ્યા બતાવ્યા પ્રમાણે જુલમનો અવસ્ય જરૂરનો ભાગ નથી. આ કલમમાં જુલમનો ગુન્હો શીરૂ થતાં પેહેલાં સરકારી નોકરનો વેશ ધારણ કરવાનો ગુન્હો પરીપુર્ણ થઈ ચુકયો હતો. અને તેથી દરેક ગુન્હાને માટે જુદી જુદી સજા કરી હતી તે ગેરકાયદેસર ન્હોતી. મહારાણી વિ. વજીર જાન. ઈ. લા. રી. ૧૦ અ. પ્ર. ૫૮

જબરાઈથી કહડાવવાની શીક્ષા. **૩૮૪. જે માણસ જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરે તેને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કેટલી એક ચોકસ બાબતોમાં જબરીથી કઢાવવું અપહરણ ઠરે છે. પીનલકોડ પ્રમાણે આ ગુન્હામાં કેટલાએક મુકદમાઓ આવે છે. જે ઈંગ્રેજી ધારા પ્રમાણે અપહરણ તરીકે ગણાયામાં આવી જાય છે, પણ સંકોચ ધારા પ્રમાણે નહી.

૨. ઈંગ્રેજી ધારા પ્રમાણે અપહરણનો ગુન્હો જો કે જે માણસને લુટયો હોય તેણે પોતે ધાસ્તી ખાઈ માલ આપી દીધો હોય તોપણ સંપુર્ણ થાય છે, પણ વળી કેટલીક જાતની ધાસ્તી જે ઉપરથી એક માણસ સામો ધણીને તાબે થાય, તેટલાજ ઉપરથી ઈંગ્રેજી ધારો પુરતી શાબીતી ગણતો નથી. જેમકે આબરૂને નુકશાન પુગાડવાની ધમકી અથવા સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હો કરવાનું તોહમત મેહેલવાની ધમકીથી કોઇ માણસ કાંઈ આપી દે તો, તે ઉપરથી અપહરણનો ગુન્હો ગણાય નહી.

૩. કલમ ૩૮૩ મી પ્રમાણે જાસ્તીથી કઢાવવાના ગુન્હામાં બે વર્ગના મુકદમાઓ આવે છે. પેહેલા વર્ગમાં કાંઈ ઈજા ભવિષ્યમાં કરાશે એવી ધમકીના દરએક મુકદમાઓ આવે છે, પછે તે ઈજા ગમે તે પ્રકારની હો; અને બીજા વર્ગમાં તરત ઈજા કરવાની ધમકીના મુ-

કદમા આવે છે, પણ જે ઈજાનો સંભવ હોય તે મોત, ઘા, અથવા ગેરવ્યાજબી અટકાવ ન હોય. પણ ફક્ત લોકો પાસે જઈને તેમને કહેવું કે તેઓ પાસેથી કર લેવાનો હુકમ થયો છે, આમ કહી પઈશા એકઠા કરવા એ કાંઈ જબરીથી કઢાવવાનો ગુન્હો નથી, પણ ઠગવાનો છે.

૪. જે આશામીએ ઈજા કરવાની ધમકી આપી તે આશામી તેમ કરવાની શાબીતી આપે, તોપણ તે ગુન્હો જબરીથી કઢાવવાનો થાય છે, પણ તેમાં ધમકી ગેરવ્યાજબી ફાયદો મેળવવા માટે વાપરેલી હોવી જોઇએ. એક ગુન્હેગારને સજા કરાવવી અથવા એક લુચ્યાને ઉઘાડો પાડવો એ વ્યાજબી છે, પણ તેની બંધીખાને જવાની ધાસ્તીનો લાભ લઈને તેની પાસેથી કાંઈ તેની ખુશી ઉપરાંત મેળવવું, એ જબરીથી કઢાવવાનો ગુન્હો છે.

૫. એ ઉપરથી એવો નિર્ણય કરવામાં આવ્યો છે કે જ્યાંહાં ફોજદારી તોહમત મુકવાની ધમકીથી પૈશા કઢાવ્યા હોય, ત્યાં તે તોહમત ખરું હોય યા નહી, તોપણ જબરીથી કઢાવવાનો ગુન્હો સરખી રીતે થાય છે.

૬. જબરીથી કઢાવવાનો ગુન્હો શાબીત કરવામાં સામા ધણીને ધાસ્તી ખવાડેલી હોવી જોઈએ એટલુંજ નહીં, પણ તે ધાસ્તીથી તેને પોતાનો માલ આપી દેવો પડ્યો એ પણ શાબીત થવું જોઈએ છે.

૭. જુદા જુદા મુકદમાઓમાં આવી ધાસ્તી ઘણી અથવા થોડી હોય છે એનો મુખ્ય તત્વ એ છે કે, ધાસ્તી એવી જાતની અને એટલી હોવી જોઈએ કે તેનાથી જેનામાં તે ઉત્પન્ન કરવામાં આવી હોય તેના ઉપર અસર થઈ જાય કિંવા તેનું મન બેચેન થઈ જાય, અને જેથી કરીને તેની સ્વતંત્રપણે આપખુદીથી કામ કરવાની શક્તિ લેઈ લેવામાં આવે.

૮. તોપણ આ કામ અપ્રમાણીક રીતે થયલું હોવું જોઈએ. ૨૪ મી કલમ જુઓ, અને તેટલા માટે જો કોઈ પુરૂષ પ્રમાણીક રીતે માનતો હોય કે મીલકત કે જે વિશે વાંધો છે તેના ઉપર તેનો હક્ક છે, તો ગુન્હો સંપુર્ણ થતો નથી.

૯. જ્યાંહાં કેટલાએક સખસો વેંહેચી લેવાનો સંપ કરી તેમાંના થોડાએકો બીજાને ધમકી આપે, અને પછી આવી ધમકીથી મેળવેલો માલ સઘળા જણાઓ વેંહેચી લે તો, સઘળા જણાઓના ઉપર જાસ્તીથી કઢાવવાનો ગુન્હો સરખી રીતે લાગુ પડે છે.

૧૦. જે માણુસને ધમકી આપી હોય તે પોતાનો માલ આપી દે એ બાબત આ ગુન્હો શાબીત કરવામાં ઘણી અગત્યની છે. તેટલા માટે જો આ પ્રમાણે માલ આપવામાં નથી આવતો, પણ જેઓને ધમકી આપ્યામાં આવી હોય તેઓ ધમકી આપનારને પોતાની મેળે માલ લઈ જવા દે, અને તેને આપેલી ધમકી જો ૩૯૦ મી કલમ પ્રમાણે હોય તો, તે ગુન્હો કાંઈ જબરીથી કઢાવવાનો નહી, પણ અપહરણનો ઠરે છે.

**ફેંસલા**—પીનલકોડ મુજબ જબરાઈથી કઢાવવાના ગુન્હામાં ધમકી આપવામાં અને મીલકત લેવામાં એકજ માણુસ જોઈએ, તેમજ લેનાર માણુસ ઉપર મદદગારીનું તોહમત રાખવું જોઈએ, એ કાંઈ જરૂરનું નથી. રાણી વિ. શંકર ભગવત. ૨ મું. હા. કો. રી. પ્ર. ૩૫૪

કેટલાક માણુસો પોત પોતામાં બંદોબસ્ત કરે, અને પછીથી તેમાંનો કોઈ ધાસ્તી આપે, અને બીજાઓ મીલકત કઢાવે, તો સઘળા એકસરખી રીતે જોર જુલમથી કઢાવવાના ગુન્હેગાર થાય છે. રાણી વિ. શંકર. ૨ મું. હા. રી. પ્ર. ૪૧૭

નોકરી આપવાની ના પાડી હોય અથવા નોકરી લેઈ લીધી હોય તેવા કેસમાં ભય બતાવી કોઈ માણુસની મરજી ઉપરાંત ખરી અથવા ધારેલી વગ બતાવી. પૈસા કઢાવવા

તે આ કલમના અર્થ મુજબ જબરાઈથી કઢાવવું ગણાય છે. મીર આબાસઅલી વિ. ઉમેદઅલી. ૧૮ વિ. રી પ્ર. ૧૭

કોઈ ગામડાના ચોકીદારની રૂબરૂ તેના તરફથી કાંઈ પણ નાપસંદગી બતાવ્યા શિવાય આ કલમ મુજબ જબરાઈથી કઢાવવાનો ગુન્હો બન્યો છે, એટલીજ બાબત ઉપરથી ઉપલ્યા ગુન્હામાં મદદગારી તરીકે તે જવાબદાર થશે નહી. ગોપાળચંદ સરદાર વિ. પુલમોની બેવા. ૭ ક. લા. રી. ૩૨૩ અને ઈં. લા. રી. ૮ ક. પ્ર. ૭૨૮

જબરાઈથી કહુડાવવાનો ગુન્હો કરવાસારૂ કોઈ સખસને નુકશાનનોભય ઉત્પન્ન કરવો.

**૩૮૫. જબરાઇથી કહુડાવવાનો ગુન્હો કરવા સારૂ જે માણસ કોઈ સખસને કાંઇ નુકશાનનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશિસ કરે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

મોત અથવા મહાવ્યથાનેભય કોઈ સખસને પમાડીને જબરાઇથી કહુડાવવાનો ગુન્હો કરવો.

**૩૮૬. કોઇ સખસને, તે સખસને પોતાને અથવા બીજા કોઇને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરીને જે માણસ જબરાઈથી કહુડાવવાનો ગુન્હો કરે, તે માણસને દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

જબરાઈથીકહડાવવાનો ગુન્હોકરવાસારૂ કોઇસખસને મોત અથવા મહાવ્યથાનો ભય ઉત્પન્ન કરવો.

**૩૮૭. જે માણસ જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરવા સારૂ કોઇ સખસને, તે સખસને પોતાને અથવા બીજા કોઈને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશિસ કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—જબરાઈથી પૈસા કઢાવવાને માટે આત્મહત્યા કરવાનો ઢોંગ કરવો, તે આ કલમ મુજબ ગુન્હો ગણાય છે. રાણી વિ. ગ્રેગરી. ૧ ઈં. જ્યુ ઉ. દ. પ્ર. ૪૨૩

મોત અથવા સમુદ્રપાર વગેરેની શીક્ષાથઈ શકે એવા ગુન્હાનું તોહમત મુકવાનાભયઉત્પન કરીને જબરાઈથી ક

**૩૮૮. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કર્યાનું, અથવા કરવાની કોશીસ કર્યાનું અથવા એવો ગુન્હો બીજા કોઈ સખસ પાસે કરવાને તેને લલચાવવાની કોસિસ કર્યાનું તોહમત કોઇ સખસની પોતાની ઉપર અથવા કોઈ બીજાની ઉપર મુકવાનો ભય તે સખસને ઉત્પન્ન કરીને જે માણસ જબરાઇથી કહુડાવવાનો ગુન્હો કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા ક-**

હડાવવાનો ગુન્હો કરવો. રવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ૩૭૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો તે ગુન્હો હોય તો, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે.

## વિશેષ સમજુતી.

જ્યાંહાં કેદીએ અ. ના બાપને ધમકી આપી કે તે અ. ના ઉપર એક ગધેડી સાથે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હા કરવાનું તોહમત મેલશે કેદીની આમ કરવાની ધારણા એ હતી કે અ. નો બાપ કેદી માગે તે કીમતે તેની ગધેડી ખરીદ કરી લે. અહીં ઈંગ્રેજી એક ધારો કે જેની અસર આ ધારાની આ કલમના જેવી છે, તે પ્રમાણે તે ગુન્હાને જબરીથી કહડાવવાનો ગુન્હો ઠરાવ્યો છે.

આ કલમ અને ૩૮૯ મી કલમો પ્રમાણે ગુન્હેગાર ઠરેલા સખસોને ફોજદારી ધારામાં જણાવેલી સજાને ઠેકાણે બાંધી મારવાની સજા થઈ શકે છે. અને જો તેઓ બીજીવાર ગુન્હેગાર ઠરે ને તેમને પાંચ વર્ષથી વધારે સજા કરવામાં આવી ન હોય તો, તેમને બંદીખાનાની સાથે બાંધી મારવાની સજા થાય છે. (૧૮૬૪ ના ધારા ૬ ઠા કલમ ૨, ૩, ૭,)

જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરવા કોઇ સખસને કોઈ ગુન્હાના તોહમતનો ભય ઉત્પન કરવો. **૩૮૯.** જબરાઇથી કહાડવાનો ગુન્હો કરવા સારૂ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુન્હો કર્યાનું, અથવા કરવાની કોશિસ કર્યાનું તોહમત કોઇ સખસની પોતાની ઉપર અથવા કોઇ બીજાની ઉપર મુકવાનો ભય તે સખસને જે માણસ ઉત્પન્ન કરે, અથવા ઉત્પન કરવાની કોશિસ કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ૩૭૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો તે ગુન્હો હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે.

---

## અપહરણ, ડાકાઈટી બાબત.

અપહરણ. **૩૯૦.** સર્વ અપહરણમાં અગર તે ચોરી અથવા જબરાઇથી કઢાવવાનો ગુન્હો હોય છે.

ચોરીકયારેઅપહરણથાયછે. અગર કાંઈ ચોરી કરવા સારૂ, અથવા ચોરી કરવામાં, અથવા ચોરીથી મળેલી મીલકત લેઈ જવામાં અથવા લેઇ જવાની કોશિસ કરવામાં તે ગુન્હેગાર તે મતલબસર; બુદ્ધિપુર્વક કોઇ સખસનું મોત આણે, અથવા તેને વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે અથવા મોત, વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશિસ કરે, અથવા તાત્કાળિક મોત, તાત્કાળિક વ્યથા, કે તાત્કાળિક ગેરવ્યાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન કરે, અથવા ભય ઉત્પન કરવાની કોશિસ કરે, તો તે ચોરી અપહરણ થાય છે, એમ સમજવું.

જબરાઈથી અગર જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરતી વખતે તે

જબરાઈથી કહડાવવું તે ક્યારે અપહરણ થાય છે. ગુન્હો કરનાર ભય પમાડેલા સખસની આગળ હાજર હોય અને તાત્કાળિક મોત, અથવા તાત્કાળિક વ્યથા, અથવા તાત્કાળિક ગેરવ્યાજબી અટકાવ તે સખસને અથવા કોઈ બીજા સખસને કરવાનો ભય તે સખસને ઉત્પન કરીને, તે જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરે, અને એ પ્રમાણે ભય ઉત્પન કરીને તે ભય પમાડેલા સખસનું મન એવું કરે કે તે સખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઈથી કઢાવેલી વસ્તુ આપી દે તો, તે જબરાઈથી કઢાવવું અપહરણ થાય છે, એમ સમજવું.

ખુલાસો—અગર તે ગુન્હો કરનાર એટલો નજદીક હોય કે તેથી તે બીજા સખસને તાત્કાળિક મોતનો, અથવા તાત્કાળિક વ્યથાનો અથવા તાત્કાળિક ગેરવ્યાજબી અટકાવનો; ભય ઉત્પન થાય, તો તે હાજર છે એમ સમજવું.

દૃષ્ટાંત.

(अ). अ. ज. ને નીચે દાબીને ઝાલી રેહે, અને ज. ની રજામંદી સિવાય ज. ના કપડામાંથી ज. ના પૈશા તથા દાગીના દગલબાજીથી કહાડી લે તો, એ ઠેકાણે अ. એ ચોરી કરી, અને તે ચોરી કરવા સારૂ તેણે બુદ્ધિપુર્વક ज. ને ગેરવ્યાજબી અટકાવ કર્યો, માટે તેણે અપહરણ કર્યું એમ સમજવું.

(ब.) अ. ज. ને ધોરી રસ્તાપર મળે અને એક પિસ્તોલ દેખાડીને કેહે, કે તાહારી નાણાની થેલી આપ, અને તે પરથી ज. પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે તાત્કાળીક વ્યથાનો ભય ઉત્પન્ન કરીને अ. એ ज. ની પાસેથી તે થેલી જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો, અને તે ગુન્હો કરતી વખતે તે ज. ની આગળ હાજર હતો. માટે अ. એ અપહરણ કર્યું એમં સમજવું.

(क.) ज. પોતાના બાળકને લઇને જાય છે એવામાં ધોરી રસ્તાપર તેને अ. મળે, અને તે બાળકને લઈને अ. ज. ને એમ કેહે કે, તું તાહારી નાણાની થેલી આપ, નહી તો હું આ બાળકને પેલી ટેકરી ઉપરથી નીચે ફેંકી દઇશ; અને તે પરથી ज. પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે જે બાળક ત્યાં હાજર છે તે બાળકને તાત્કાળિક વ્યથા કરવાનો ભય ज. ને ઉત્પન્ન કરીને ज. ની પાસેથી તેની થેલી अ. એ જબરાઈથી કઢાવી, માટે अ. એ ज. ની પાસેથી અપહરણ કર્યું એમ સમજવું.

(ड.) "તારૂં બાળક મ્હારી ટોળીના હાથમાં છે, અને તું અમને દશ હજાર રૂપીયા મોકલ," નહી તો અમે તારા બાળકનો જીવ લઇશું" એમ કહીને अ. ज. ની પાસેથી કાંઇ મિલકત મેળવે, તો એનું નામ જબરાઇથી કઢાવવું અને એને માટે તે ગુન્હાની શિક્ષા થઈ શકે; પણ પોતાના બાળકનું તાત્કાળીક મોત થવાનો ભય ज. ને ઉત્પન્ન કરવામાં આવે નહી, તો એ કાંઈ અપહરણ ગણાય નહી.

## વિશેષ સમજુતી.

આ કલમમા સમજાવ્યા પ્રમાણે અપહરણ સંપુર્ણ ચોરી અથવા સંપુર્ણ જબરીથી કઢાવવાના કામની સાથે બીજી કેટલીએક બાબતો આવેથી થાય છે. આ કલમ પ્રમાણે જે મુકરદમો અપહરણનો ઠરે છે તેને અંગ્રેજી ધારો પણ મળતો છે, પણ એથી કાંઇ ઉલટું હો એમ જણાતું નથી. ઇંગ્રેજી અને સ્કાચ ધારા પ્રમાણે અપહરણની સમજ જાસ્તીથી અથવા ભય ઉત્પન્ન કરીને કરેલી ચોરી એવી છે, તેટલા માટે એક મુકરદ્દમા મધ્યે એવું માલમ પડયું કે, એક ગ્રહસ્થની બાજુએ લટકતી તલવાર કેદીએ છીનવવા માંડી, તે ઉપરથી પેલા ગ્રહસ્થે મ્યાન મજબુત પકડી રાખ્યું, જેથી બંને વચે ખેંચા ખેંચી થઈ અને કેદીના કબજામાં તલવાર આવી, ને તે લઈ ગયો. હવે અહીં એવો નિર્ણય થયો કે કેદીએ અપહરણ કર્યું, પણ ઉપલી કલમ પ્રમાણે જે જાસ્તી ગુજારવામાં આવી હોય તેથી પ્રાણઘાત, અથવા વ્યથા, (ક. ૩૧૯ મી જુઓ) અથવા ગેરવ્યાજબી અટકાવ (કલમ ૩૩૯ મી) અથવા તેવું કાંઈ બનવાની ધાસ્તી ઉત્પન્ન થવી જોઈએ, અથવા એમ કરવાની તજવીજ થવી જોઈએ. અહીં તલવાર અથવા શરીરને ઈજા પુગાડવાનો સંભવ કાંઇ અપહરણ ન થાય, તોપણ તે ૩૮૩ મી કલમ પ્રમાણે જબરીથી કઢાવવું થઈ શકે છે.

૨. જ્યાં માલધણી પાસેથી તેનો માલ જોર જુલમથી ઉપલી હાલતમાં લઇ જવામાં આવ્યો હોય, ત્યાં ચોરીનો ગુન્હો બદલાઈને અપહરણનો થાય છે. પણ જ્યાં માલ ધણીને તેનો માલ આપી દેવાની ફરજ પાડવામાં આવે છે, ત્યાં જબરીથી કઢાવવાનો ગુન્હો વધીને અપહરણનો થાય છે.

૩. અપહરણનો ગુન્હો સંપુર્ણ કરવા માટે, ચોરી અથવા જબરીથી કઢાવવાનો ગુન્હો કરેલો હોવો જોઈએ, અને તેટલા માટે કેદીના કબજામાં માલ એવી રીતે આવવો જોઈએ કે તેથી ઉપલ્યા ગુન્હા થાય. એક પળભાર પણ માલ ગુન્હેગારના તાબામાં રેહે તો બસ છે, અને જો માલ તાબડતોબ પાછો આપવામાં આવે તોપણ ગુન્હો સંપુર્ણ રીતે થઈ ચુકે છે.

૪. એટલા ઉપરથી એક મુકદ્દમો કે જેમાં એવું માલમ પડ્યું કે કેદીએ ફરીયાદીને તેની ખાંધ ઉપર એક બીછાનું લઈ જતાં અટકાવ્યો, અને કહ્યું કે નીચે મુકી દે નહીં તો મારી નાંખીશ. ફરીયાદીએ બીછાનું જમીન ઉપર મેહેલ્યું પણ કેદી તે બીછાનું જે જગ્યા ઉપર હતું ત્યાંથી ખશેડવાને માટે ઉપાડે છે એટલામાં પકડાયો, એ બાબતમાં ન્યાયાધીશોનો એવો વિચાર હતો કે ગુન્હો સંપુર્ણ થયો ન્હોતો, અને તેટલા માટે કેદીને છોડી મેલવામાં આવ્યો હતો.

૫. અલબતાં આ ધારા પ્રમાણે આવા પ્રકારના મુકદ્દમામાં ૫૧૧ મી કલમ પ્રમાણે કેદીના ઉપર અપહરણ કરવાના યત્નનો ગુન્હો શાબીત થઈ શકે છે.

૬. જ્યાં સુધી આ કલમમાં જણાવ્યા પ્રમાણેની મતલબસર જાસ્તી વાપરવામાં આવી ન હોય, ત્યાં સુધી ચોરીનો ગુન્હો બદલાઇને અપહરણનો ગુન્હો થતો નથી; તેટલા માટે જ્યાં ચોરે પોતાને જોએલો જાણીને પોતાની લુટ છોડી દીધી, અને ધણીને પાછળ આવતો અટકાવવા માટે પથરા ફેંકતો નાશી ગયો, ત્યાં મદ્રાસની હાઇકોર્ટે એવો નિર્ણય કરયો કે તે ગુન્હો અપહરણનો ન્હોતો.

૭. જેમ ચોરી અથવા જાસ્તીથી કઢાવવાની બાબતમાં તેમજ અપહરણના ભેગા ગુન્હામાં તે કૃત્ય અપ્રમાણીક રીતે કરેલુ હોવું જોઇએ; ( ૨૪ મી કલમ જુઓ), અને તેટલા માટે

જો કોઈ પુરૂષ પ્રમાણીક રીતે એવું માનતો હોય કે જે માલ બીજાના કબજામાં છે તે તેનો પોતાનો અથવા જેની વતી તે કામ કરતો હોય તેનો છે, અને જો તે માલ એવા પુરૂષ પાસેથી ધમકી અને જાસ્તીથી લઈ જાય તો તે કાંઈ અપહરણ ન થાય; પણ એ પ્રમાણે માનીને કરવામાં તે પ્રમાણીક હતો કે નહીં તેની પુરવારી હોવી જોઇએ.

૮. અપહરણના ગુન્હા વિશે લાં કમીશનરો ટીકા કરે છે કેઃ—

" જે ગુન્હો ચોરી અથવા જબરીથી કઢાવવાની સમજણ તળે આવતો નથી, તે "
" ગુન્હો અપહરણનો હોયજ નહીં. પણ ઈનસાફ કરવામાં હમેશાં સંશય ઉત્પન્ન થશે કે "
" અપહરણનું અમુક કામ ચોરી અથવા જબરીથી કઢાવવાનો ગુન્હો છે. અપહરણના "
" ઘણાંક કામો અર્ધા ચોરી અને અર્ધા જબરીથી કઢાવવાનાં થશે. अ. ज ને પકડે "
" છે, અને જો પોતાની મીલકત न. આપી દે, તો મારી નાંખવાની ધમકી આપે છે, "
" અને ज. નાં ઘરેણાં કાહાડવાં શરૂ કરે છે. ज. ભયથી માગી લે છે કે अ. તેની પાસે "
" જે કાંઈ છે તે લે, અને તેનો જીવ ઉગારે. ज. તેનાં ઘરેણાં કાહાડવામાં મદદ કરે છે, "
" અને તે अ. ને આપી દે છે. અહિયાં જે ઘરેણાં ज. ની મરજી વગર अ. એ લીધાં, "
" તે ચોરીથી લીધેલાં કહેવાય. અને જે ઘરેણાં ज. એ પ્રાણઘાતની ધાસ્તીથી આપી "
" દીધાં, તે જબરીથી કઢાવેલાં કહેવાય."

ડાકાઈટી.

**૩૯૧. અગર પાંચ અથવા વધારે સખસો એકઠા મળીને કાંઇ અપહરણ કરે, અથવા કરવાની કોશિસ કરે, અથવા જે સખસો એકઠા મળીને અપહરણ કરતાં અથવા કરવાની કોશિસ કરતા હોય તે, તથા જે સખસો હાજર હોય અને તે અપહરણ અથવા કોશિસ કરવામાં સાહાય કરતા હોય તે, એ બંને મળીને તેઓની આંખી સંખ્યા પાંચ અથવા વધારે થાય, તો એ પ્રમાણે અપહરણ કરનાર, કોશિસ કરનાર, અથવા સાહાય કરનાર, હરએક સખસે "ડાકાઈટી" કરી એમ સમજવું.**

**ફેંસલા**—ગાયકવાડના મુલકમાં કોઈ ડાકાઇટીનો ગુન્હો થયો હોય તો, ઇંગ્રિજી રાજ્યની કોર્ટથી તેનો ઇનસાફ થઈ શકે નહી, પણ ડાકાઈટી કરતાં જે મીલકત લેવાઈ હોય તે ઇંગ્રેજ સરકારના મુલકમાંથી હાથ આવે તો, ડાકાઈટીમાં ગએલ મીલકત રાખવાના ગુન્હાનો ઇનસાફ તે કોર્ટ કરી શકે છે. ઈ. લા. રી. ૧ મું. પ્ર. ૫૦

તોહમતવાળાઓએ ફરીયાદીનું ઘર ફોડયું, અને પછી ફરીયાદી પાસે પોતાના દેવાનું ખત માગ્યું. પછી તોહમતવાળાઓમાંથી એકે તેનું નાક ઝાલ્યું ને બીજાએ કાપ્યું તથા નાક ઝાલનારે તેની વીંટી કાહાડી લીધી. તેમાં ઠરાવ્યું કે ફરીયાદીના ખતની ચોરી સર્વે તોહમતવાળાઓએ કરવા ફરીયાદીને અટકાવમાં રાખ્યાનું શાબીત થાય છે, તેથી તોહમતવાળાઓ ડાકાઈટીના ગુન્હેગાર થાય છે. ઈ. લા. રી. ૧ મું. પ્ર. ૧૦.

અપહરણની શિક્ષા.

**૩૯૨. જે માણસ અપહરણ કરે, તેને દશ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે અપહરણ ધોરી રસ્તાપર, સુરીયાસ્ત તથા સૂર્યોદયની વચ્ચે કરવામાં આવે, તો કેદ ચઉદ વર્ષ સુધીની થઇ શકે.**

## વિશેષ સમજુતી.

• અપહરણનો ગુન્હો નીચેની હકીકત હોશે તો શાબેત ગણાશે.

૧. તોહમતદારોએજ તે ચોરી કરી હોય.

૨. મોત, મહાવ્યથા વિગરે કરીને, અથવા એમ કરવાને બીહીક દેખાડીને તોહમતદારે ચોરી કરી હોય.

અપહરણ કરતી વખતે તોહમતદારે કરેલા કૃત્યથી શરીરને હાની પોંહોચવાની ખરેખરી બીહીક ફરીયાદીને હતી, એવું નુકશાન કરશે, એવી બીહીક આણવાનાં મને આટલાં આટલાં કારણ હતાં, એવી શાબીતી આપવી જોઇએ.

**ફેંસલા**—જો બીહીકને લીધે કોઈ પણ માણસ પોતાની મીલકત લેઈ જતાં કાંઈ પણ અટકાવ કરતો નથી, પણ જે માણસો મીલકત લેઈ જાય છે તેને તે ખુશીથી આપતો નથી તો, લેઈ જવાનો ગુન્હો એ અપહરણ ગણાય છે, પણ તે જબરાઈથી કઢાવવાનો ગુન્હો ગણાય નહી. રાણી વિ. દુલીમુદીન સેખ વિગરે. ૫ વિ. રી. પ્ર. ૧૯.

ચોરી કરવામાં વ્યથા કરવાનો યત્ન કરવો એવો ઈરાદો ખરી રીતે માલમ પડે તો, અપહરણનો ગુન્હો ગણાય છે. રાણી વિ. ટીકઈ ભીયર. ૫ વિ. રી. પ્ર. ૯૫.

મહાવ્યથા કરવાથી ચોરી એ અપહરણ ગણાય છે, અને તે ગુન્હામાં જે માણસો સામેલ હોય તેમને શીક્ષા થવી જોઈએ. રાણી વિ. હંસરત સેખ. ૬ વિ. રી. પ્ર. ૮૫.

અપહરણના ગુન્હામાં ખરાબ ઈરાદો શાબીત થવોજ જોઇએ. ૫ મ. હા. રી. અ. ૩૯.

અપહરણમાં મોત કિંવા મહાવ્યથા થવી જોઇએ, કિંવા તેમ થવાની કોશીસ થવી જોઈએ, એ અપહરણ થયા વખતે કિંવા અપહરણ થયા પેહેલાંની હોવી જોઈએ. અપહરણ થયા પછી થાય તો અપહરણ કેહેવાય નહી. રાણી વિ. નોસીલ. આર્ચ. પ્ર. ૪૫૨.

અપહરણ કરવાનીકોશિસ.

**૩૯૩. જે માણસ અપહરણ કરવાની કોશિસ કરે, તેને સાત વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

અપહરણ કરવામાં બુદ્ધિપુર્વક વ્યથા કરવી.

**૩૯૪. અગર કોઈ સખસ અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશિસ કરવામાં બુદ્ધિપુર્વક વ્યથા કરે, તો તે સખસને તથા બીજો કોઈ સખસ તેની સાથે તે અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશિસ કરવામાં સામીલ હોય, તે સખસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—લુટ સાથે બુદ્ધિપુર્વક વ્યથા થઈ હોય તો કલમ ૩૯૨, ૩૯૪ પ્રમાણે નહી, પણ એકલી આ કલમ પ્રમાણે સજા થાય. રાણી વિ. મુકતી કોરા. ૨ વી. રી. પ્ર. ૧

ડાકાઈટીની શિક્ષા.

**૩૯૫. જે માંણસ ડાકાઇટી કરે તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો.**—એક ગુન્હાથી બીજો ગુન્હો જુદો પડવાની સ્પષ્ટ હકીકત, જેવી કે લાંબો વખત અથવા અંતર માલમ પડયા સિવાય ડાકાઈટીની ટોળીમાંના કોઈપણ સખસના કબજામાં ચોરીની મીલકત માલમ પડે તો, "જાણી બુજીને કબજાનો ગુન્હો" મુળના ડાકાઇટીના ગુન્હામાં આવી જાય છે એમ ધારવું જોઇએ રાણી વિ અબદુલ હુસેન વિગરે. ૧ વિ રી. પ્ર ૪૮

ડાકાઇટીનો ગુન્હો બન્યા પછી છ કલાકની અંદર કેટલાક માણસોના કબજામાંથી લુટેલી મીલકતનો કેટલોક ભાગ માલમ પડે તો, કાયદા પ્રમાણે એવું અનમાન થાય કે તેઓ ડાકાઇટીમાં સામેલ છે, પણ ફક્ત માલ લેનારાઓ નથી. રાણી વિ. કાસીમલ વિગરે. ૩ વિ. રી. પ્ર. ૧૦

પીનલકોડમાં ડાકાઇટીની વાખ્યા એવી રીતે વિસ્તારથી બતાવેલી છે કે તેની અંદર અસલના કાયદા પ્રમાણે લુટના કામનો સમાવેશ થઈ જાય છે. રાણી વિ. કાયરાતઅલી બેગ વિગરે. ૩. વિ. રી. પ્ર. ૬૦

ડાકાઈટી કરવાનો ઈરાદો જાણવાથી અને તે ગુન્હો સેહેલાઈથી બનશે એવા વિચારથી તે ઈરાદો બુદ્ધિપુર્વક છુપાવવાથી, ડાકાઈટીની મદદગારીનો ગુન્હો બનતો નથી. રાણી વિ. જગરૂ વિગરે. ૪ વિ. રી. પ્ર. ૨.

જે માણસોએ ખરી રીતે ડાકાઇટીનો ગુન્હો કર્યો હોય તે માણસોને ચોરીને માટે ગુન્હેગાર ઠરાવવાનો ડેપ્યુટી માજીસ્ટ્રેટને અધિકાર નથી. તે ફક્ત તેમને સેશનકોર્ટમાં કમીટ કરી શકે છે. શંભુ રોય વિ. એજેઇલ આહીર વિગરે. ૬. વિ. રી. પ્ર. ૪૯

ડાકાઇટીના કેસમાં ફક્ત દંડની સજા કરવી કાયદા વિરૂદ્ધ છે. રાણી વિ. ભોજા વિગરે. ૬ વિ. રી. પ્ર. ૫૪

કોઇ માણસની ટોળીએ હુમલો કરીને કોઇ ઘર લુટયું હોય, અને તે ઘરના માલીકનું કુટુંબ લુટારાઓ જબરજસ્તીથી ઘરની અંદર પેઠા ત્યાર પેહેલાં, થોડા વખત ઉપર ફક્ત નાશી જવાથી આ કલમમાંથી તે ગુન્હો જતો રેહેતો નથી. આ કલમ લગાડવાને માટે એટલું બસ છે કે લુટારાઓએ એકદમ ઈજા કરવાની અથવા એકદમ ગેરવ્યાજબી રીતે અટકાવવાની બીહીક બતાવી હતી, અથવા બતાવવાને યત્ન કર્યો હતો. રાણી વિ. કીસોરી પાટર વિગરે. ૭ વી. રી. પ્ર. ૩૫

પીનલકોડની કલમ ૫૧૧ ડાકાઈટીના કેસને લાગુ પડતી નથી. કોઇ કેસમાં ઉપલી કલમ મુજબ ડાકાઈટીનો યત્ન કરવાને અને કલમ ૩૯૭ મુજબ તેવી રીતના યત્નમાં મહાવ્યથા કરવાને માટે કેદીને ગુન્હેગાર ઠરાવી ત્રણ વર્ષની સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરેલી, તે ઠરાવમાં "૩૯૭ અને ૫૧૧ કલમો" છેકી નાંખીને તેને બદલે આ કલમ દાખલ કરી સુધારો કરવામાં આવ્યો હતો. રાણી વિ. કુની. ૭ વિ. રી. પ્ર. ૪૮.

આ કલમ મુજબ ડાકાઇટીના કેસમાં ચૌદ વર્ષની સજા થઈ શકે નહી. રાણી વિ. હરૂરનવાર વિગરે. ૧૩ વિ. રી. પ્ર. ૨૭

કોઈ માણસને ડાકાઇટીને માટે ગુન્હેગાર ઠરાવી સજા કરવામાં આવી હોય, તો તેવી રીતે મેળવેલી ચોરીની મીલકત રાખવાને અથવા લેવાને માટે તેને વળી ગુન્હેગાર ઠરાવી સજા થઇ શકે નહી. ભાયરબ સીલ વિગરે અપેલેન્ટો. ૨૭ મી સપ્ટંબર વિ. રી. પ્ર.

ખુનની સાથે ડાકાઈટી.

**૩૯૬. અગર પાંચ અથવા વધારે સખસો સાથે મળીને ડાકાઇટી કરતા હોય, તેઓમાંનો કોઇ તે પ્રમાણે ડાકાઇટી કરવામાં ખુન કરે તો, તે સખસોમાંના હરએકને મોતની, અથવા**

**જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા**—ડાકાઈટીમાં સામેલ થએલા કોઈ પણ માણસે અજાણપણે ખુન કર્યું હોય તો, તે આ કલમ મુજબ શિક્ષાને પાત્ર થાય છે, પણ કલમ ૩૦૨ મુજબ ખુન અને કલમ ૩૯૫ મુજબ ડાકાઈટી એ બંન્નેને માટે તેને જુદો જુદો ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. રઘુ વિગરે. વિ. રી. ૩૦ સપ્ટંબર.

ડાકાઈટી કરતી વખતે જો ખુન થયું હોય તો, ડાકાઈટીમાં સામેલ થએલો દરેક માણસ મોતની સજાને પાત્ર છે. રાણી વિ. રૂચી આહેન. ૨ વિ. રી. પ્ર. ૩૯.

ખુનની અથવા મહાવ્યથા કરવાની કોશિસની સાથે અપહરણ અથવા ડાકાઈટી.

**૩૯૭. અગર અપહરણ અથવા ડાકાઈટી કરતી વખતે, તે ગુન્હેગાર કંઈ ભયંકર શસ્ત્ર વાપરે, અથવા કોઇ સખસને મહાવ્યથા કરે, અથવા કોઇ સખસનું મોત આણવાની કે તેને મહાવ્યથા કરવાની કોશિસ કરે, તો તે ગુન્હેગારને કેદની જે શિક્ષા કરવામાં આવશે, તે સાત વર્ષથી ઓછી થશે નહીં.**

કાંઈ ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હોય, તે વખતે અપહરણ અથવાડાકાઈટી કરવાનીકોશીસ

**૩૯૮. અગર અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશિસ કરતી વખતે તે ગુન્હેગારે કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કરયું હોય તો, તે ગુન્હેગારને કેદની જે શિક્ષા કરવામાં આવશે તે સાત વર્ષથી ઓછી થશે નહીં.**

ડાકાઈટી કરવાની તઈઆરી કરવી.

**૩૯૯. જે માણસ ડાકાઇટી કરવાની કાંઇ તઇયારી કરે, તેને દસ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

ડાકાઈટીની ટોળીમાં હોવાની શિક્ષા.

**૪૦૦. આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે નિત્ય ડાકાઇટી કરવાના કારણસર મળેલા સખસોની કોઇ ટોળીમાં જે માણસ હોશે, તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—આ કલમ મુજબ તોહમત શાબીત કરવાને માટે બતાવેલે વખતે માણસોની ટોળી હમેશ પ્રમાણે ડાકાઈટી કરવાને માટે એકઠી મળી હતી, અને તોહમતદાર તે ટોળીમાંનો એક માણસ હતો એવું ફરીયાદીને શાબીત કરવાની જરૂર છે. રાણી વિ. મુક્તારામ સીરદાર. ૨૩ વિ. રી. પ્ર. ૧૮.

ચોરોની ભટકતી ટોળીમાં હોવાનીશિક્ષા.

**૪૦૧. આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે નિત્ય ચોરી અથવા અપહરણ કરવાના કારણસર મળેલા સખસોની કોઇ ભટકતી અથવા બીજી ટોળીમાં જે માણસ હશે, અને તે ટોળી ઠગ અથવા ડાકાઈટોની ટોળી નહી હશે તો, તે માણસને સાત વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત થવા માટે નિત્ય ડાકાઈટી કરવાની ટોળી ઉભી થઇ હતી, અને એ ટોળીનો હેતુ હમેશાં એવા ગુન્હા કરવાનો હતો, એવું શાબેત થવું જોઇએ. ૬. મ. હા. રી, પ્ર. ૧૨૦

ડાકાઈટી કરવાનાકારણસર એકઠા થવું.

**૪૦૨. આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે ડાકાઈટી કરવાના કારણસર એકઠા થએલા પાંચ અથવા વધારે સખસોમાંનો જે માણસ હશે, તેને સાત વર્ષની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેનો ગુન્હો કરનાર સખસ જ્યાંહાં પકડાય ત્યાંહાં તેનો ઈનસાફ થવો જોઇએ. ક્રી. પ્રો. કો. ક. ૬૭ દ્રષ્ટાંત ક.

આવી મંડળીના દરેક માણસના સારી ચાલના જમાન લેવાને માટે જેઓ માજીસ્ટ્રેટની સત્તા ચલાવતા હોય, તેઓ સારીવર્ત્તણુંકને માટે જામીન લેઇશકે. ક્રી. પ્રો. કો. કલમ ૧૧૦

**ફેંસલો**—ગેરકાયદે મંડળી ડાકાઈટી કરવાને ઉભી કરવામાં આવતી હતી એટલુંજ નહી, પણ સઘળા માણસો ડાકાઈટી કરીને જે આવે તેના ઉપર ગુજરાન ચલાવતા, અને તે શિવાય ગુજરાન ચલાવવાનું તેમને બીજું કાંઈ સાધન ન્હોતું, એવું તે મંડળીના અંગભુતો જાણતા હતા, એમ તેઓએ કબુલ કરવાથી તેમને ગેરકાયદેસર મંડળીના કેસમાં આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા હતા. રાણી વિ. કેનદ્ર કામર વિગેરે. ૭ વિ. રી. પ્ર. ૬૧

---

## મીલકતના સાપ્રાધ ખોટા ઉપયોગ બાબત.

બદદ્યાનતથી મીલકતનો ખોટો ઉપયોગ.

**૪૦૩. જે માણસ બદદ્યાનતથી કાંઇ પણ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**દ્રષ્ટાંત.**

(अ). **अ. ज. ની મીલકત ज. ના કબજાંમાંથી લે, અને તે લેતી વખતે શુદ્ધબુદ્ધિથી તે એમ માનતો હોય કે એ મીલકત મ્હારી છે તો, अ. ચોરીનો તકશીરવાર નથી. પણ પોતાની ભુલ માલમ પડ્યા પછી અગર अ. બદદ્યાનતથી તે મીલકત પોતાને કામે લગાડે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.**

(ब). **अ. ને ज. ની સાથે દોસ્તી છે. અને તે ज. ના કીતાબખાનામાં ज. નહી હોય એવી વેળાએ જઇને ज. ની સાફ રજામંદી સિવાય તેમાંથી એક ચોપડી લઈ જાય. હવે એ ઠેકાણે અગર अ. ના મનમાં એમ હોય કે તે ચોપડી વાંચવાના કારણસર લેવાની અને ज. ની અર્થાત સમજાય એવી રજામંદી છે. તો अ. એ ચોરી કરી નથી, પણ અગર પાછળથી अ. પોતાના ફાયદાને સારૂ તે ચોપડી વેચે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.**

(क). अ. તથા ब. એ બંને એક ઘોડાના એકઠા માલિક છે, અને अ. વાપરવાનો ઇરાદો કરીને તે ઘોડાને ब. ના કબજામાંથી લઇ જાય તો, એ ઠેકાણે તે ઘોડો વાપરવાનો अ. નો હક્ક છે, માટે તેણે બદ-દ્યાનતથી તે ઘોડાનો ખોટો ઉપયોગ કર્યો એમ સમજવું નહીં, પ-ણ અગર अ. તે ઘોડો વેચે અને તેની કીંમત ઉપજે તે સઘળી પોતાને કામે લગાડે તો, તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો ૧ લો—ફક્ત થોડીવાર સૂધીજ ખોટો ઉપયોગ કર્યો હોય, તો-પણ આ કલમના અર્થ મુજબનો ખોટો ઉપયોગ છે, એમ સમજવું.

દ્રષ્ટાંત

ज. ની એક સરકારી પ્રામિસરી નોટ ખાલી શેરાવાળી अ. ને જડે, અને તે નોટ ज. ની છે એમ જાણ્યા છતાં अ. એક સરાફને ત્યાંહાંથી કાંઈ રૂપિયા કાહાડીને તેના અવેજમાં તે નોટ ગીરે મુકે, એવા ઇરાદાથી કે પછી તે છોડાવીને હું ज. ને પાછી આપીશ, તો अ. એ આ કલમ મુજબ ગુન્હો કરયો, એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે મિલકત કોઈ બીજા સખસના કબજામાં ન હોય એવી કાંઇ મિલકત કોઈ સખસને જડે, અને તે મિલકત સાચવવાના અથવા તેના માલીકને પાછી આપવાના કારણસર તે સખસ તે મિલકત લે તો, તે સખસે તે મિલકત બદદ્યાનતથી લીધી અથવા તેનો ખોટો ઉપયોગ કર્યો ન-થી, અને તેણે ગુન્હો કર્યો એમ સમજવું નહી; પણ તે મિલકતનો માલીક કોણ છે એ વાતની તેને ખબર હોય, અથવા તે શોધી કહાડવાનો તેની પા-સે ઇલાજ હોય તે છતાં, અથવા માલીકને શોધી કાહાડીને તેને ખબર આ-પવાના ઘટતા ઇલાજ વાપર્યા પેહેલાં તથા માલિક આવીને તે મિલકતનો દાવો કરે એટલા સારૂ ઘટતી મુદત સુધી તે મિલકત રાખ્યા પેહેલાં, અગર તે સખસ તે મિલકત પોતાને કામે લગાડે, તો તેણે ઉપર બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

એવી બાબતમાં ઘટતા ઉપાય તે કયા, અથવા ઘટતી મુદત તે કેટલી, એ હકીકતની બાબત છે.

મીલકત જેને જડે તે સખસે તે મીલકતનો ધણી કોણ છે, અથવા તેનો ધણી કોઇ અમુક સખસ છે, એમ જાણવું જોઇએ એવું કાંઇ જરૂર નથી; અ-ગર તે મીલકત કામે લગાડતી વખતે મીલકત પોતાની છે એમ તે માનતો ન હોય, અથવા તેનો ખરો માલીક જડી શકતો નથી, એમ જો તે શુદ્ધબુદ્ધિથી માનતો ન હોય તો બસ છે.

દ્રષ્ટાંત.

(अ) ધોરી રસ્તાપર પડેલો એક રૂપિયો अ. જોયે, તે કોનો છે તે अ. ને ખબર નહી હોય, અને अ. તે રૂપીયો ઉચકી લે, તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું નહી.

(ब) ધોરી રસ્તાપર પડેલો એક કાગળ अ. ને જડે, તે કાગળમાં એક

એક નોટ હોય, અને તે કાગળના શિરનામાપરથી તથા તેમાં લખેલી બિનાપરથી તે નોટ કોની છે એ વાત તેના જાણ્યામાં આવે, અને પછી તે નોટ તે વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(क) આ લાવે તેને નાણું આપજો, એવી તરેહુનો अ ને એક ચેક જડે, તે ચેક કોનો ગયો છે એ વાતની તેથી અટકળ થઇ શકે નહીં, પણ જે સખસે તે ચેક લખ્યો હોય તે સખસનું નામ તે ચેકમાં લખેલું હોય, અને अ. એમ જાણતો હોય કે તે સખસ મનેબતાવી શકશે કે ફલાણા ધણીને માટે એ ચેક લખ્યો હતો. તેવું છતાં તે માલિકને શોધી કાહાડવાની કોશિસ ન કરતાં अ. તે ચેક વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(ड) ज. ની પૈસા ભરેલી એક થેલી ज. ના હાથમાંથી નીકળી પડતી अ. જોયે, અને તે ज. ને પાછી આપવાના ઈરાદાથી अ. ઉચકી લે, પણ પાછળથી તે તેને પોતાને કામે લગાડે, તો अ. એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(इ) अ. ને એક પૈસા ભરેલી થેલી જડે, તે થેલી કોની છે એ વાત अ. જાણતો નહીં હોય; પણ પાછળથી તેને ખબર પડે કે તે ज. ની છે. અને તેવું છતાં તે થેલી પોતાને કામે લગાડે, તો अ. એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(फ) अ. ને એક કિમતી વીંટી જડે, તે વીંટી કોની છે એ વાત अ. જાણતો નહી હોય, પણ તેનો માલિક શોધી કાહાડવાની કોશિસ કર્યા સિવાય તુરત अ. તે વીંટી વેચે, તો अ. એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

જેવી રીતે ચોરીના ગુન્હામાં બદઘાનતથી વસ્તું લેવાની છે, તેવીજ રીતે મીલક્તનો ખોટો ઊપયોગ કરવાના ગુન્હામાં પણ બદઘાનતથી હોવી જોઇએ.

સાપ્રાધ ખોટો ઉપયોગ કરવાના ગુન્હામાં, વસ્તુનો કબજો પ્રથમથી નીરપ્રાધીપણાની રીતે આવ્યો હોય, પણ પછીથી મન બગડવાથી તેનો ખોટો ઉપયોગ કરવામાં આવે, જેમકે કોઈ સખસના ઘરમાં આગ લાગતી હોય, તે વખતે તે સખસનો માલ બચાવવામાં કોઈ સખસ મદદ કરે અને તેની આજ્ઞા શિવાય પોતાને ઘેર લેઇ જાય, અને બીજે દીવશે તે માલ પોતાને ઘેર લેઈ ગયો નથી એવું કેહે તો, તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો, કેમકે પ્રથમ તે માલનો કબજો નીરપ્રાધીપણા રીતે આવ્યો હતો, પણ પછીથી તેનું મન બગડવાથી માલ લીધાની ના કહી.

આ કલમની મતલબ જે કેટલાએક ગુન્હા બીજી કલમો પ્રમાણે ફોજદારી ઠરતા નથી, તેઓને માટે યોજના કરવા સારૂ છે. ચોરીના ગુન્હામાં સાપ્રાધ કૃત્ય આવે છે, અને વખતે માલધણીના કબજામાંથી માલ લેવાનું પણ આવે છે, સાપ્રાધ ખોટો ઉપયોગ ત્યારે બને છે કે જ્યારે તે માલ કાંઈ પણ અપ્રાધ વગર કબજામાં આવે છે અને તેમાં પા-

છળથી ધારણા બદલાઈ જાય છે, અથવા હરકોઈ બીજી નવી બાબદ જેની તેને પ્રથમ માહીતગારી ન્હોતી તે જાણવામાં આવે છે, ત્યારે આવી બાબતમાં તે માલનું કબજામાં રાખવું બેકાયદે અને ઠગાઇ ભરેલું થાય છે. સાપ્રાધે વિસવાસઘાત ક્યારે બને છે કે જ્યારે બંને બાજુવાળા વચે કાંઇ વિસ્વાસનો સબંધ હોય છે ત્યારે, પણ આ કલમમાં એટલુંજ અગત્યનું છે કે કેદીએ જે માલ તેનો પોતાનો નથી તે પોતાના ઉપયોગમાં આણ્યો, અને તે માલ વિશે તે જાણતો હતો કે તે મ્હારો નથી, તથા તેમ વાપરવાની મને સત્તા નથી. ઠગાઈમાં ચોરીની માફક પ્રથમથીજ જ્યારે માલ કબજામાં લેવામાં આવે છે, ત્યારથીજ બદદ્યાનત ભરેલી ધારણા હોય છે, પણ તેની આ ગુન્હામાં કાંઈ જરૂર નથી.

ઈંગ્રેજી ધારા પ્રમાણે જે સખસને કાંઇ માલ મળે તે માલના ધણીને તે જાણતો હોય અથવા તેને શોધી કાહાડી શકતો હોય, અને એવું છતાં જો તે પેલા જડેલા માલનો પોતે ઉપયોગ કરે તો તેને ચોરી કરી એમ કેહેવાય છે. પણ જે વેળાએ તેણે માલનો ઉપયોગ કર્યો તે વેળાએ જો તે તેના માલીકને જાણતો અથવા જાણીશકતો ન હોય તો, તેમ કરવાથી તે કાંઇ પણ ગુન્હા કરતો નથી, અને ત્યાર પછે જો તેનો માલીક તેને માલમ પડે તોપણ તે માલ પેલો આશામી બુદ્ધિપુર્વક રાખી શકે છે. આ ધારાની ૪૦૩ મી કલમ પ્રમાણે આ બંને જાતના મુકદમાઓમાં સાપ્રાધ ખોટો ઉપયોગ કર્યો ઠરે છે.

આ ગુન્હા માટે પ્રાયમાફેસી કેસ થઇ ગુન્હેગારને પરરાજ્યમાંથી બોલાવી શકાય છે. (જુઓ એકસ્ટ્રાડીશન આકટ કલમ ૧૧), તેમજ કલમ ૪૦૪ માટે પણ.

**ફેંસલા**—હિસાબ કરીને બાકી નીકળે તે આપવાને ફરીયાદીએ તોહમતદારને મુદત આપી, તેટલીજ બાબત ઉપર બદદ્યાનતથી ઉપયોગ કરવાને માટે ગુન્હેગાર ઠરાવવું, અથવા તે બાબત ફક્ત દિવાની કોર્ટ લાયક છે એવું બતાવવું જતું રેહેતું નથી. શ્રીકંત બીસ્વાસ. ૫ વિ. રી. પ્ર. ૫૬.

જડેલી વસ્તુ કોઇ માણસ પોતાના કબજામાં રાખે, એટલા માટે તેને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ગણાય નહી. રાણી વિ. અબદુલ. ૧૦ વી. રી પ્ર. ૨૩.

આ કલમની અંદર કેદીનો કેસ લાવવાને માટે ઉપયોગ કરેલી વસ્તુ ખરેખરી રીતે કેદીના પોતાના ઉપયોગમાં વપરાયેલી શાબીત થવી જોઈએ. તે ઉપરથી જડેલી વસ્તુ કેદીએ ફક્ત પોતાના કબજામાં રાખેલી હોવાથી ઉપલી કલમ મુજબ સાપ્રાધ ખોટો ઉપયોગ કરવાના ગુન્હામાંથી તેને નિર્દોષ ઠરાવી છોડી મુકવામાં આવ્યો હતો. રાણી વિ. અબદુલ. ૧૦ વિ. રી. પ્ર. ૨૩૦.

જે પૈશા એકઠા કરવાનો નોકરનો હક્ક છે અને જે પૈશા તેને પોતાના કરજદાર પાસેથી એકઠા કરયા હોય, તેવા પૈશા તે પોતાના હાથમાં ચઢી ગયેલા પગારને પેટે રાખે તો, તે સાપ્રાધ ખોટા ઉપયોગને માટે ગુન્હેગાર ગણાય છે. રાણી વિ. બીસેસર રોય. ૧૧ વિ.રી. પ્ર. ૫૧.

આ કલમ મુજબ બદદ્યાનતથી ખોટો ઉપયોગ કર્યાનું જે કેસમાં તોહમતદાર ઉપર તોહમત રાખવામાં આવ્યું હોય, તેમાં બતાવવું જોઈએ કે મીલકત કીયા માણસની હતી. જ્યાં અગાડી બીજા માણસોની સાથે મીલકતમાં તોહમતદારનો જે ભાગ હોય તે કબજે લેઈ વેચે તો, બેશક તે ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. પરબતીચરણ ચકરબતી. ૧૪ વિ. રી. પ્ર. ૧૩

કોઇ માણસને સોંપેલી પૈશાની દરેક જુદી રકમનો ખોટો ઉપયોગ કરવો તે જુદો ગુન્હો ગણાય છે, અને તેની સાથે સંબંધ રાખતી હકીકતોની જુદી તજવીજ ચલાવવી જોઈએ. સી. એ. ચેતર અપેલેન્ટ. ૧૫ વિ. રી. પ્ર. ૫.

કેદી જેણે ફરીયાદણ પાસેથી કેટલાંક ચાંમડાંઓ રાખ્યાં હતાં; પણ કીંમત આપવાની ના પાડેલી, તે તેની અને ફરીયાદણની વચે વેહેપાર સબંધી બાબત હતી એમ ધારી, આ કલમ મુજબ બદઘાનતથી ખોટો ઉપયોગ કરવાનો તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો ન્હોતો. રાણી વિ. ઓયરટુમ મોચી અરજદાર. ૧૭ વિ. રી. પ્ર. ૧૧.

કોઈ માણસને ભુલથી પૈશા આપવામાં આવ્યા હોય, અને પૈશા લેતી વખતે અથવા પછીથી પૈશા પાછા આપતા પેહેલાં કોઈ પણ વખતે તે માણસને ભુલ માલમ પડી હોય, તેમ છતાં તે પૈશાનો ઉપયોગ કરવાને તેણે નિર્ણય કર્યો હોય તો, સાપ્રાધ ખોટો ઉપયોગ કરવાને માટે તે ગુન્હેગાર છે, પણ ઠગાઈને માટે ગુન્હેગાર નથી. રાણી વિ. શામ સુંદર. ૨ ના. વે. પ્રા. પ્ર. ૪૭૫.

એક નોકર પોતાના શેઠ તરફથી ઉઘરાણી કરી શેઠને નાણાં નહી આપતાં શેઠની પાસે પોતાનો પગાર લેહેણો હોય તે માટે તે નાણાં રાખે તો, તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો ગણાય. રાણી વિ. બીલરરામ. કો. ઈ. ડા. પ્ર. ૩૪૫.

કોઈ સખસની ભુલથી કાંઈ નાણાં વધારે આપવામાં આવે, તે સખસ તે લેતી વખતે કિંવા પાછળથી અમુક નાણાં વધારે આવ્યાં છે એવું જાણે, પણ તે પાછાં નહી આપતાં પોતાના ઉપયોગમાં લે તો, તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો કેહેવાય. રાણી વિ. શામ સુંદર. કો. ઈ. ડા. પ્ર. ૩૪૬.

આરોપી કલેકટરની ઓફીસમાં ઈનકમટેક્ષ કલાર્ક હતો, અને તેને રૂપીઆ આવેથી લેઈ તીજોરીમાં ભરવાનું કામ સોંપ્યું હતું, તેણે કેટલીક રકમો વસુલ લીધી હતી છતાં લાંબી મુદત સુધી તે પોતાના ઘેર તે રકમ લઈ ગયો ને તીજોરીમાં ભરી નહી. તેણે આ વાત કબુલ કરીને એવું જાહેર કર્યું કે, રૂપીયાની રકમ મ્હારા ધુંજામાં મુકી ઘેર લઈ ગયો હતો, પણ કોઈને ખબર ન પડે એવી રીતે તીજોરીમાં તે રકમ ભરી દેવાનો લાગ જોતો હતો. આ ઉપરથી તેને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો હતો. ઘણા કેસોમાં બદઘાનત ભરેલો ઈરાદો શાબીત કરવાને માટે રૂપીયા પોંહોચ્યાનું ઇનકાર કરવાની વાત જરૂરની છે. પરંતુ અમારા અભિપ્રાય પ્રમાણે આ કેસ તેવી પ્રકારનો નથી. સદરહુ રૂપીયા આરોપી ઘેર લેઈ ગયો હતો અને તેણે તે પોતાની પાસે રાખવાનો મનસુબો કર્યો હતો, ને તે તીજોરીમાં ભર્યા ન્હોતા તેથી તેને ગુન્હેગાર ઠરાવેલો વ્યાજબી છે. મહારાણી વિ. રામકૃષ્ણ. ઈ. લા. રી. ૧૨ મ. પ્ર. ૪૯

કોઈ સખસ મરી જાય તે વખતે તેની પાસે જે મિલકત હોય તેમિલકતનો બદઘાનતથી ખોટો ઉપયોગ.

**૪૦૪. જો કોઈ માણસ બદઘાનતથી કાંઈ મિલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તેને પોતાને કામે લગાડે, અને તે એમ જાણતો હોય કે ફલાણો સખસ ગુજરી ગયો તે વખતે એ મીલકત તેના કબજામાં હતી, તથા ત્યાર પછી તે કબજામાં લેવાનો કાયદા મુજબ જેનો હક્ક હોય એવા કોઇ સખસના કબજામાં આવી નથી, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હો કરનાર ને તે સખસે તે મુઓ ત્યારે મેહેતા અથવા ચાકર દાખલ રાખેલો હોય, તો તે કેદ સાત વર્ષ સુધીની થઈ શકે.**

દ્રષ્ટાંત.

**ज. ના કબજામાં કેટલો એક ઘરનો સામાન તથા નાણું છતાં ज. ગુજરી જાય, પછી તે નાણું કબજામાં લેવાનો જેને હુક્ક હોય એવા કોઇ સખસના કબજામાં તે આવતા પેહેલાં ज. નો ચાકર अ. બદદાનતથી તેનો ખોટો ઉપયોગ કરે, તો अ. એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેનો ગુન્હો થવાને એવું શાબીત થવું જોઈએ કે મરનારના મોત વખતે તે વસ્તુ મરનારના કબજામાં હતી, અને ત્યાર કેડે તે સખસે એવું જાણીને કે તે મીલકત મરનારની છે, તે છતાં તેનો ખોટો ઉપયોગ કર્યો છે.

આવો ગુન્હો કોઇ મેહેતા અથવા નોકરે કરયો હોય તો, એવો પુરાવો જોઇએ કે તે મેહેતો અથવા નોકર મરનારના મોત વખતે તે નોકરીમાં હતો.

**ફેંસલા**—કોઈ મરનારે મરતી વખતે સોંપેલા પૈશાનો કોઈ માણસ બદદાનતથી આ કલમ મુજબ ખોટો ઉપયોગ કરે, અને જો કે તે પૈશા તેણે પોતાના ઉપયોગમાં લીધા ના હોય, તોપણ બદદાનતથી ખોટો ઉપયોગ કર્યાનો તે માણસ ગુન્હેગાર થઈ શકે છે. ઈનાઅત હુસેન અરજદાર. ૧૧ વિ. રી. પ્ર. ૧

કોઈ મરનારે મરતી વખતે મીલકત મુકી હોય તેનો આ કલમ મુજબ બદદાનતથી ખોટો ઉપયોગ કરવાનો ગુન્હો ઠરાવવાને માટે તોહમતદારે તે પોતાના ઉપયોગમાં લેવી જોઈએ એવી કાંઈ જરૂર નથી. મી. માકફીજડજે એમ ઠરાવ્યું કે જે મુદ્દાઓ કોઈ જીવતા માણસના સબંધમાં સાપ્રાધ ખોટો ઉપયોગ કરવાના ગુન્હાને માટે જરૂરના છે, તે સઘળા મુદ્દાઓ આ કલમ મુજબ ગુન્હો થવાને માટે જરૂરના છે. રાણી વિ. નોબીનચંદ્ર સીરકાર. ૧૨ વિ. રી. પ્ર. ૩૯

ઠરાવવામાં આવ્યું કે આ કલમ (મરનારે મુકેલી મીલકતનો ખોટો ઉપયોગ કરવો અથવા પોતાના ઉપયોગમાં લેવા સબંધી) સ્થાવર મીલકતનો ખોટો ઉપયોગ કરે તેને લાગુ પડતી નથી. રાણી વિ. ગીરધર ધરમદાસ. ૬. મુ. હા. કો. રી. પ્ર. ૩૩

## સાપ્રાધ વિશ્વાસઘાત.

સાપ્રાધ વિશ્વાસઘાત.

**૪૦૫. જે માણસને કોઈ પણ રીતે કાંઈ મિલકત અથવા મિલકતપરનો અખત્યાર સોંપ્યો હોય, તે માણસ અગર બદદાનતથી તે મિલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, અથવા તે સોંપણ શી રીતે બજાવવી એ વિશે કાયદાએ કાંઈ હુકમ ફરમાવ્યો હોય તે હુકમ તોડીને, અથવા તે સોંપણ બજાવવા વિશે તેણે સાફ અથવા અર્થાત સમજાય એવો કાંઈ કાયદેસર કરાર કર્યો હોય તે કરાર તોડીને, બદદાનતથી તે મિલકત વાપરે અથવા તેનો વગ કરે, અથવા જાણી જોઇને કોઈ બીજા માણસને તેમ કરવા દે, તે માણસે "સાપ્રાધ વિશ્વાસઘાત" કર્યો એમ સમજવું.**

દ્રષ્ટાંત.

(अ). એક મરનાર સખસના વિલમાં अ. ને વકીલ ઠરાવેલો છે, તે અગર તે મરનારની મિલકતની વેંહેંચણ તે વિલ પ્રમાણે કરવાનો કાયદાનો હુકમ બદધાનતથી નહી માનીને તે મિલકત પોતાને કામે લગાડે, તો अ. એ સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ब). अ. એક વખારવાળો છે, અને ब. કેથાં ગામ જાય છે, તે પોતાનો સામાન अ. ને સોંપે, એવો કરાર કરીને કે એ સામાન રાખવા માટે હું તમને આટલું વખારનું ભાડું આપું, ત્યારે તમારે એ સામાન મને પાછો આપવો. अ. બદધાનતથી તે માલ વેચી નાંખે, તો अ. એ સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(क). अ. કલકતામાં રહીને ज. દિલ્લીમાં રેહે છે, તેના આડતિયા દાખલ કામ કરે છે, અને अ. તથા ज. ની વચે સાફ કે, અર્થાત સમજાય એવો એક એ રીતનો કરાર થએલો છે કે ज. જેટલું નાણું મોકલે, તેટલું સઘળું अ. એ ज. ના હુકમ મુજબ વાપરવું. પછી ज. એક લાખ રૂપીયા अ. ને મોકલે, અને એમ લખી મોકલે કે अ. એ તે રૂપિયાની કંપનીની નોટો લેવી. अ. બદધાનતથી તે હુકમ નહી માને, અને તે રૂપિયા પોતાના ધંધામાં વાપરે, તો अ. એ સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ड). પણ ઉપલ્યા દ્રષ્ટાંતમાં અગર એમ બને કે, બદધાનતથી નહી, પણ બંગાળાની બેંકના શેર રાખવામાં ज. ને વધારે ગુણ થશે એવું માનીને, શુદ્ધબુદ્ધિથી કંપનીની નોટો નહી ખરીદ કરતાં ज. ને માટે તે બંગાળાની બેંકના શેર अ. ખરીદ કરે, તો એ ઠેકાણે અગર ज. ને હાની થાય અને તે હાનીને માટે अ. ની ઉપર દિવાનીમાં ફરિયાદી કરવાનો તેનો હક્ક હોય, તોપણ अ. એ બદધાનતથી કામ કર્યું નથી, માટે તેણે સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો નથી એમ સમજવું.

(इ). अ. એક મેહેસુલી અમલદાર છે. તેને સરકારી નાણું સોંપેલું છે, અને જે નાણું તેના હવાલામાં હોય તે તેણે ફલાણી તિજોરીમાં ભરવું એવો તેને કાયદાનો હુકમ છે, અથવા એમ કરવાને તે સરકારની સાથેના સાફ અથવા અર્થાંત સમજાય એવી રીતે કરેલા કોઈ કરારથી બંધાયલો છે, એમ છતાં अ. બદધાનતથી તે નાણું વાપરે, તો તેણે સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(फ). अ. એક ભારવાહક છે, તેને ખુસ્કી કે તરીને રસ્તે લઇ જવાને કાંઈ મિલકત ज. એ સોંપી છે, તે મિલકતનો તે બદધાનતથી ખોટો ઉપયોગ કરે, તો તેણે સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

એક મુકદમામાં પ્રતીવાદીને ત્યાં એક પાઘડી ગીરવી મેહેલ્યામાં આવી હતી, તે પાઘ-

ડી વાદીએ પેહેરી, ત્યારે એવો નિર્ણય થયો કે વાદીએ પેહેરવાથી તેણે પાઘડીનો ૪૦૫ મી કલમ પ્રણાણે અપ્રમાણીકપણાથી ખોટો ઉપયોગ કરયો નથી. તે પાઘડીના વાપરવાથી જે બીગાડ થયો તેથી વાદીને કાંઈ એટલો બધો ટોટો ગયો નથી, તેમજ પ્રતીવાદીને તેથી કાંઈ એટલો બધો નફો નથી થયો કે તે કૃત્ય ૨૪ મી કલમમાં આપેલી "અપ્રમાણીકપણે" શબ્દની સમજ તળે આવી શકે.

એક પરણેલી સ્ત્રી જે પોતાની એ સ્થિતિમાં કોઈ બીજા સાથે ધારા પ્રમાણે કાંઈ પણ કોલકરાર કરી શકતી નથી, તે સ્ત્રી જો કશાનો પણ અપ્રમાણીકપણે ખોટો ઉપયોગ કરે અથવા જે માલ તેણીને વિશ્વાસથી સોંપ્યો હોય તે માલને પોતાના કામમાં આણે તો, તેણીના ઉપર આ કલમની પેહેલી રીત પ્રમાણે ગુન્હો પુરવાર થઈ શકે. પણ તેણીના ઉપર આ કલમના પાછલ્યા ભાગ પ્રમાણે કોઈ પણ જણાવેલા અથવા જે વિશે સંભવ હોય તેવા ધારાના કોલકરારથી ઉલટા ચાલીને માલનો ઉપયોગ કરવાનો ગુન્હો શાબીત થઈ શકે નહી. એજ પ્રમાણે તેણીના ઉપર તેણીના ભરથારની મીલકત વિશે સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હો મેલાઈ શકાય નહી, કારણ કે તેણીનો અને તેના ભરથારનો તે માલ ઉપર સાથે કબજો છે.

એક કજીયામાં કેદીને રૂ ખરીદવા માટે પૈશા આપ્યા હતા, કેદીએ રૂ ખરીધું અને તેને પોતાના માહાડમાં ભર્યું, અને રસ્તે જતાં થોડું કાહાડી લઈને બાકીનું વાદીને જાણે તેનો એટલાજ ઉપર હક્ક હોય તેમ આપ્યું. હવે આંહી સવાલ ઉઠ્યો કે ઈંગ્રેજી ધારામાં આવી શકે તે પ્રમાણે વાદીને માલ સોંપવામાં આવ્યો હતો એમ કેહેવાય કે નહી? કેટલાએક ન્યાયાધિશોએ વિચાર્યું કે જ્યારે રૂ પ્રતિવાદીને વાદીએ મુદ્દામ ખરીદવાના કામ સારૂ આપેલા પૈશામાંથી ખરીદવામાં આવ્યું હતું, ત્યારે તે તેના સ્વાધીનમાં હતું. અને પ્રતીવાદી તરફથી વિશ્વાસથી રાખતો હતો. બીજાઓનો એવો વિચાર હતો કે તે માલ પ્રતીવાદીના તાબામાં થવા માટે તેનો પ્રતિવાદીએ વિશેષ ઉપયોગ કરેલો હોવો જોઈએ; પણ બધાઓનું અનુમત છે કે જો એવા વિશેષ ઉપયોગની જરૂર હોય તો, તે શાબીતી ઉપર આધાર રાખે છે.

આ ગુન્હો શાબીત કરવામાં મુખ્ય બે વાતની જરૂર છે (૧) સ્પષ્ટ કિંવા ગર્ભિત કરારથી ઉલટી રીતે કરવું (૨) બદઘાનતથી તેમ કરવું.

આ બે વાતમાંથી એક પણ વાતની ખામી હોય તો, આ ગુન્હો થતોજ નથી. વિસ્વાસઘાતના ગુન્હાને માટે ૪૦૬ થી ૪૦૯ સુધીની કલમો છે, એ તમામ ગુન્હાઓના કેદીને માટે પ્રાયમાંફેસી કેસથી માગણું થઈ શકે છે. જુઓ સન ૧૮૭૯ ના આકટ ૨૧ માની કલમ ૧૧.

**ફેંસલા**—ગીરો મુકયાનું નામુકર જઈતકરારમાં બતાવેલી ગીરવી જમીન આપવાની ના પાડ્યાથી આ કલમ મુજબ સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હો થાય, તેવી રીતે દસ્તાવેજનો બદઘાનતથી ખોટો ઉપીયોગ ગણાતો નથી. રાણી વિ. જાફરનાયક વિગરે. ૨ મું. હા. કો. રી.પ્ર.૧૨૭

ઘરેણું કરાવવા માટે કેદીઓને આપેલા રૂપામાં તેઓએ ત્રાંબાનો ભેળ કર્યો, તેથી તેના પર કલમ ૪૧૭ મુજબ ઠગાઈનું તોહમત રાખેલું, તેમાં ઠરાવ્યું કે સદરહુ પ્રમાણેના બનાવથી આ ગુન્હો ઠગાઇનો નથી, પણ સાપ્રાધ વિશ્વાસઘાતનો છે. સરકાર વિ. બાબાજી બીન ભાઉ વિગરે. ૪ મું. હા. રી. પ્ર. ૧૬

ફરીયાદીએ સોંપેલો માલ ગુન્હેગારે વાપરી ખાધો તે બાબત તેના ઊપર બદદાનત થી વિશ્વાસઘાત કર્યાનું તોહમત રહી શકે છે. સરકાર વિ. ગનુ રામચંદ્ર. ૪ મું. હા. રી. પ્ર. ૩

તોહમતદારને જે માલ વેચવાને આપેલો તે માલની કીંમતને માટે તેને સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. હાઈકોર્ટમાં એવી તકરાર બતાવવામાં આવી હતી કે તોહમત કાયમ રાખી શકાતું નથી, કારણ કે તોહમતદાર ફરીયાદીનો ભાગીદાર હતો. મીં૦ જેકશન જડજે ઠરાવ્યું કે પુરાવા ઉપરથી માજીસ્ત્રેટે અને સેશનજડજે એવો ઠરાવ કર્યો છે કે કેદી ભાગીદાર ન્હોતો; અને આવી રીતના ઠરાવમાં કાયદાની ભુલ માલમ પડ્યા સિવાય તપાસનારી કોર્ટ તરીકે હાઈકોર્ટથી દરમિયાન થઈ શકાતું નથી; ઠરાવ કાયદા પ્રમાણે ખરો હતો. કેદીના જવાબ ઉપરથી એવો અર્થ થઈ શકે નહી કે તે ભાગીદાર હતો, પણ ફક્ત નફામાં તેનો થોડો હિસ્સો હતો. અને આવી રીતના હક્કથી તે ભાગીદાર ગણાતો નથી. મેસર્સ કેમ્પ અને મીત્તર જડજોએ (કેદીને છોડી મુકીને) એમ ઠરાવ્યું કે, જો કે નફામાં ભાગ આપવાથી શેઠ અને નોકરનો સબંધ જતો રહે તો નથી, તોપણ આ કેસમાં તોહમતદારે સ્પષ્ટ રીતે તકરારમાં બતાવ્યું હતું કે તે ભાગીદાર હતો; અને તેને નફામાં હિસ્સો મળતો હતો એટલુંજ નહી, પણ નીચેની કોર્ટે તોહમતદાર નોકર હતો એવો ખરેખરી રીતે નિર્ણય કર્યો ન્હોતો; તેથી કરીને ફરીયાદીએ હિસાબ માગવાને માટે દિવાની દાવો કરવો જોઈએ. લાલચંદ રાય અરજદારના મુકદ્દમાની તપાસ ૮ વિ. રી. પ્ર. ૩૭

જે મીલકતના સબંધમાં સાપ્રાધ વિશ્વાસઘાતનું તોહમત રાખવામાં આવ્યું હોય, તે મીલકતનો વહિવટ અથવા કબજો જે માણસને વિશ્વાસ રાખી સોંપવામાં આવ્યો હોય, તે માણસે બદદાનતથી ખોટો ઉપયોગ કર્યો છે. એવું સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હો ઠરાવવાને માટે શાબીત કરવું જોઈએ. ઇસરચંદ્ર ઘોસ વિ. પીઅરી મોહન પાલીત. ૧૬ વિ. રી. પ્ર. ૩૯.

કાગળ ઉપર જોઈએ તેટલી ટીકીટો ચોંહોડી વધે તે પૈશા પાછા આપવાને તોહમદારને સોંપ્રત કર્યાથી તે પૈશા પાછા નહી આપતાં બે આનાની ટીકટો ખાઈ ગયો, તેને માટે પીનલકોડ મુજબ સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હો નહી ગણતાં પોષ્ટના સન ૧૮૬૬ ના આકટ ૧૪ માની કલમ ૪૯ મુજબ ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરવામાં આવી હતી. સાપ્રાધ વિસ્વસઘાતનું તોહમત રાખી ગુન્હેગાર ઠરાવી શકાય તેના કરતાં વધારે સજા તોહમતદારને થયેલી નહી હોવાથી અને પોષ્ટઑફીસના આકટ મુજબ ગુન્હેગાર ઠરાવ્યાથી તેના વિરૂદ્ધ અભિપ્રાય બંધાયેલો શાબીત નહી થવાથી ક્રીમીનલ પ્રોસીજરકોડ (સન ૧૮૭૨ ના આકટ ૧૦ મા)ની કલમ ૪૨૬ મુજબ હાઈકોર્ટ સજા કરી શકતા નથી. નોબીનચંદ્ર દત્તની બાબતમાં. ૧૭ વી. રી. પ્ર. ૫૦

પાઘડી ગીરવીરાખનારે તે પેહેલેથી સાપ્રાધ વિશ્વાસઘાતનું તેના ઉપર તોહમત રાખી તેને ગુન્હેગાર ઠરવેલો તે રદ કરવામાં આવ્યું, અને પીનલકોડ મુજબ "બદદાનત" એ શબ્દનો અર્થ બતાવવામાં આવ્યો. ૩ મ. હા. કો. રી. અપે. પ્ર. ૬

જે માણસ પોતાને ત્યાં ગીરવી મુકેલો માલ બીજાને ત્યાં ગીરવી મુકે તો, તે સાપ્રાધ વિશ્વાસઘાતને માટે ગુન્હેગાર ગણાય છે. એમાં બે મુદ્દા છે (૧) સ્પષ્ટ અથવા અનુમાનથી સિદ્ધ થાય તેવા કરારથી, અથવા કાયદામાં બતાવેલી આજ્ઞા પ્રમાણે કરેલી સોંપ્રત જે રીતે તે પાળવાની છે, તે મુજબ નહી વર્તીને વ્યવસ્થા કરવી તે. (૨) બદદાનતથી વ્યવસ્થા કરવી તે. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૨૮

કોઇ ભાગીદાર જે પોતાને સોંપેલી મજીઆરી મીલકતનો અથવા જે પોતાના તાબામાં હોય તેવી મીલકતનો બદઘાનતથી ખોટો ઉપયોગ કરે અથવા પોતાના કામમાં વાપરે, અથવા તેમાંની કાંઇ પણ મીલકત બદઘાનતથી વેચે તો તે આ કલમ મુજબ સાપ્રાધ ખોટો ઉપયોગ કરવાને માટે ગુન્હેગાર ગણાય છે. નીજેંદ્રલાલ ચત્તરજી વિ. અબોય કુમરશા વિગરે. ૨૧ વિ. રી. ૫૯; ૧૩ બેં. લા. રી. પ્ર. ૩૭

જે લગ્ન થએલી સ્ત્રીઓથી કાયદા પ્રમાણે કરાર થઈ શકતો નથી, એવી સ્ત્રીઓના તાબામાં કાંઈ મીલકત સુંપ્યા છતાં તે સ્ત્રી તે મીલકતનો બદઘાનતથી ગેરઉપયોગ કરે તો, તે સ્ત્રી આ કલમના પેહેલા ભાગ પ્રમાણે શિક્ષાને લાયક છે. (મે. પ્ર. ૨૮૪)

ફરીયાદીની સાથે કેટલીક ગોઠવણ કર્યા પછી તોહમતદારે તેની પાસેથી પૈસા લેઈ તેનો હિસાબ નહી કરેલો, તે બાબત તેના ઉપર સાપ્રાધ વિશ્વાસઘાતની ફરીયાદ ચાલે નહીં. રાણી વિ. મુરરી. ઈં. લા. રી. ૯ અ. પ્ર. ૬૬૬.

સાપ્રાધ વિશ્વાસઘાતની શિક્ષા.

**૪૦૬. જે માણસ સાપ્રાધ વિશ્વાસઘાત કરે, તેને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

સાપ્રાધ વિશ્વાસઘાતમાં બે મુખ્ય તત્વો છે, પેહેલું, અસલ વિશ્વાસ અને બીજું વિશ્વાસમાં આપેલી મીલકતનો અપ્રમાણીકપણાથી ખોટો ઉપયોગ.

લોર્ડ કોકે વિશ્વાસ વિષે એવી સમજ આપી છે કે હરકોઈ બીજા પુરૂષ ઉપર મેહેલેલા ઇતિબાર માટે જ્યાં અસલ ઇતબાર નથી ત્યાં વિશ્વાસ નથી, અને ખોટો ઉપયોગ જો સજા થઇ શકે એવો હોય તો, તે માટે ૪૦૩ જી કલમ પ્રમાણે સજા થાય છે.

ઘણું કરીને વિશ્વાસની હયાતી વિશે અથવા જે સાપ્રાધ કૃત્યથી વિશ્વાસઘાત થયો તે વિશે કાંઈ પણ શક રેહેતો નથી. જે કજીયામાં એક મેહેતો તેના શેઠને ત્યાંહાં આવતા પૈસા અટકાવે, જ્યાં એક સરાફ તેને ત્યાં મેહેલેલી જામીનગીરીઓ વેચી નાંખે, અથવા જ્યાં એક વાલી તેની સંભાળમાં સોંપેલી ચીજનું એકઠું કરેલું ભાડું પોતાના ઉપયોગમાં લાવે, ત્યાં મુશ્કેલી એજ છે કે તે વાત શાબીત થવી જોઇએ, તોપણ કોઈવાર વિશ્વાસનું કામ ફક્ત કાયદાના સંભવથી ખુલ્લુ પાડ્યામાં આવતું નથી, અને જેના ઉપર વિશ્વાસ મેહેલવામાં આવે તે પછે જાણતો નથી. કોઈવાર જેના ઉપર વિશ્વાસ મેહેલવામાં આવે છે ત્યારે તે પોતાની મેળે પોતાના ઉપર વિશ્વાસ લે છે, પણ જો તે વિચારે કે તેની મરજી ઉપરાંત વધારે લાંબા વખત સુધી પોતા ઉપર લીધેલો વિશ્વાસ જારી રાખવાને હું બંધાએલો નથી, તો તે વ્યાજબી ગણાય. બેશક આમાંની કોઈ પણ બાબતમાં વિશ્વાસઘાત તો થાય, પણ તેને સાપ્રાધ ગુન્હા તરીકે ગણવો ગેરવ્યાજબી છે.

કેટલી એક બાબતોમાં અસલ કાર્ય થયા પછે ધારાના સંસય ઉપરનું વિશ્વાસનું કામ થાય છે. દાખલા તરીકે એક હુંડી શીકરાવનાર પોતાને હિસાબે અને બીજાઓ તરફથી કાંઈ પણ વિશ્વાસપત્ર મેળવ્યા વગર, તે હુંડીને લગતા સઘળા આશામીઓ ઉપર ફરિયાદી માંડી શકે. પણ જો તે હુંડીનાં નાણાં હુંડી લખનારે આપ્યાં હોય તો, તેથી હુંડી શીકરાવનારને હુંડી કબુલ રાખનાર ઉપર ફરિયાદી માંડતાં કાંઈ અટકાવ થતો નથી, અને તે જે રકમ હુંડી કબુલરાખનાર પાસેથી મેળવે તે હુંડી લખનાર કે જેણે તેને નાણાં

અસ્યાં તેને હિસાબે તે વિશ્વાસમાં રાખી શકે છે. વળી કોઈવાર જે વિગતો હોય છે તે વિગતો ઉપરથી સાર કાઢતાં પ્રણ વિસ્વાસઘાતના કામનો સંભવ થાય છે, અને તે વિશે જેના ઉપર વિશ્વાસ મેહેલવામાં આવ્યો હોય તે ખરેખર તદન અજાણ્યો પણ હોય છે. જેમકે એક ઘર ઘરાણે મેહેલેલું હોય, તેના વેચાણ માટે બંધણી થઈ હોય અથવા એવું બીજું કાંઈ બન્યું હોય, અને તે ઘર જો બીજાના નામ ઉપર ગીરવીરાખનારને માટે કાંઈ બંદોબસ્ત કર્યા વગર કરી આપ્યામાં આવે, તો તેનું જોખમ વેચાતું લેનારને માથે છે, કારણ કે વેચનારે પછે તેને તેની ખબર આપી હોય કે નહી, તોપણ તે આગલ્યા ખત પ્રમાણે ચાલવાને બંધાયલો છે; અને ખરીદનારને ખરેખર ખબર આપ્યામાં ન આવ્યા તોપણ કોર્ટ તો જ્યાં તેણે કાંઈ તે વિશે બંદોબસ્ત ન કર્યો ત્યાંહાં તેને છુટ આપશે નહી. અને જો કે કોઈ મ્હોટી વસ્તુની ખરીદી કરનારને આગલ્યા "ટ્રસ્ટની" જ્યાં ખબર મળી હોય ત્યાંજ માત્ર જવાબ આપવાને બંધાએલો છે, તોપણ જો તેને આવી કોઈ બાબતથી માહીતગાર કીધો હોય કે જેથી જે વખતમાં આગલ્યા "ટ્રસ્ટ" વિશે જણાવેલું હોય તેની તે શોધ કરી શકે, તો ઈનસાફ એવું માને છે કે તેને ખબર આપ્યામાં આવી છે. છેલ્લું સર્વ બાબતોની માહીતગારી છતાં ઘણીવાર આ સવાલનો ફેંસલો કરવો બહુ મુસ્કેલ પડે છે, તે એ કે મીલક્ત જે આપવામાં આવી છે તે ફક્ત વિશ્વાસ તરીકે સોંપી છે કે બક્ષીસ તરીકે આપી દીધી છે. જેમકે એક મીલક્ત એક પુરૂષને એવા શબ્દ કહીને આપવામાં આવી હોય કે તેમાંથી બીલકુલ આપી દીધી હોય એવોજ સાર નીકળે, પણ તેની સાથે ઈચ્છા, આશા અને કાલાવાલા દેખડાવનારાં વાક્યો વાપર્યાં હોય કે, જેથી તે મીલક્તને અમુક કામમાં લાવે, તો તેવા વાક્યથી કાંઈ બંધન થાય છે, અને તે બીલકુલ ધ્યાનમાં લેવાં કે નહી એ ફેંસલો કરવો વીકટ થઈ પડે છે.

સંભવિત વિશ્વાસનો ભંગ કરવા માટે ફોજદારી માંડી શકાય કે નહી? તેના વિશે કોઈ સામાન્ય નિયમ આપી શકાય નહી એમ લાગે છે. દરેક મુકદમામાં આ શાબેતી વિષે સવાલ રહેશે કે જે આશામીએ વિશ્વાસઘાત કર્યો, તે એવું જાણતો હતો કે નહી, માલ મને વિશ્વાસે સોંપેલો છે, તથા તેણે ઠગવાની ધારણાથી તેના ઉપર મળેલા વિશ્વાસનો ઘાત કર્યો હતો કે નહી?

ઉપર જે બીજી બાબત વિષે સુચના કરવામાં આવી છે તે જે મુકદમામાં એક પુરૂષ પોતાના કૃત્યથી બીજા કોઈનો "ટ્રસ્ટી" થાય છે તેને લગતી છે. જ્યાં એક મ્હોટા અવેજને માટે ટ્રસ્ટ કર્યામાં આવ્યું હોય, જેમકે એક દેવાળીઓ પોતાના માગનારાઓના ફાયદા માટે વેહેપાર જારી રાખવાનું અને તેના નફાનો તેઓને હિસાબ આપવાનું માથે લે, અને જો પોતાની ખુશીથી તેના માગનારાઓએ તેનામાં મેહેલેલા વિશ્વાસનો ભંગ કરે, તો જાણે તેથી તેના માગનારાએ તેમના આડતીયા તરીકે પોતાને સોંપેલા કામનો વિશ્વાસ ભંગ કર્યો હોય, તે પ્રમાણે આ કામમાં પણ સાપ્રાધ વિશ્વાસઘાત થાય છે, પણ જો એવો "ટ્રસ્ટ" પોતાની મેળે માથે લીધામાં આવ્યો હોય તો એથી જુદોજ બનાવ બને છે. ઈનસાફ કોઈ સખસને બીજાનો "ટ્રસ્ટી" થવા માટે તેણે તેમ કર્યાનો વિચાર કરયા વગર ફરજ પાડતો નથી. પણ જ્યાં તે આશામાં "ટ્રસ્ટી" ની બધી શરતો સંપુર્ણ કરી રહ્યો હોય, તો પછે ઈનસાફ તે માલ તેના ટ્રસ્ટમાં આપ્યા બરાબર ગણે છે.

એમ ધારો કે એક વેહેપારી પોતાના નાણાવટીને તેના છોકરાના નામનું ખાતું પા-

ડવાને હુકમ કરે, અને પોતાના નાણામાંથી કેટલુંક તે ખાતે પોતાના છોકરાના ઉપયોગ માટે અપાવે તો,.તેથી કેટલાએક ફેંસલા થયલા મુકદમાઓ પ્રમાણે આ "ટ્રસ્ટ" અમલમાં આવેલું ગણાય છે. પણ વળી બીચારા પેલાં વેહેપારીને નાણાની એકા એક જરૂર પડી અને થોડા દાહાડામાં છોકરાનું ખાતું રદ કર્યું તો, તેથી પેલા વેહેપારી ઉપર ફોજદારી ચાલી શકે નહીં. જ્યાં એવા ટ્રસ્ટોથી જેમને ફાયદો થવાનો હોય તેઓને તેની ખબર મળી હોય ને તેથી જાણે તે ઉપર હક્ક હોય તે પ્રમાણે વ્યવહાર કરે, ત્યાં અલબતાં જુદીજ વાત થાય છે, ને તે ફાયદો બંધ કરતો અટકાવે છે. આ બાબદોમાં કોઈ સામાન્ય ધોરણ આપવું બીકટ છે.

જ્યાં એક તોહમતદાર ગીરવીરાખનાર ગીરવી રાખવા વિશે નાકબુલ જાય, ત્યાં એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે ખત ઉપરથી તેનો ગુન્હો શાબીત થઈ શકે નહીં.

નાણાં ખાઈ જવાની ઘણી ખરી શાબેતી જે નાણાનો હિસાબ આપ્યો હોય, અથવા જેની પોંહોચ નાકબુલ રાખવામાં આવતી હોય, તેની પોંહોચની પુરવારી આપવાથી છે. હરકોઈ સરકારી નોકર અથવા ટ્રસ્ટીએ રાખેલા હિસાબમાં જો રકમ ખુટે તો તે શાબીતી તેના ઉપર મેહેલેલા ગુન્હાની જ્યાં સુધી તેનો ખુલાસો કરવામાં ન આવે ત્યાં સુધી પુરવારી ગણાય. પણ જ્યાં ટ્રસ્ટી એવું પ્રમાણીક રીતે જાણીને તે પૈશા લઇ ગયો કે તેનો તે ઉપર હક્ક હતો, અથવા જ્યાં તે પૈશા તે હક્કદાર આશામીઓનો હેતુ વધારવાની ધારણાથી લઈ ગયો હોય, અને એવું ધારતો હોય કે તેનું કામ જણાએથી મંજુર રાખવામાં આવશે તો, ત્યાં કાંઇ પણ ગુન્હો થતો નથી. પ્રતિવાદીના જે પઈશા તેની પાસે વિશ્વાસમાં રાખ્યા છે તેમાં ભેગો હક્ક છે, એ બચાવ જો પ્રતિવાદિ પેલા પૈશાનો બદદાનતથી અને ટ્રસ્ટની શરતોથી ઉલટો ચાલીને ઉપયોગ કરે તો ચાલે નહીં.

મીત્રોની મંડળીમાં એક ગ્રહસ્થ મંડળીના મેહેતા તરીકેનું કામ પૈશા લઈને અને ખજાનચી તરીકેનું મુફત કરતો હતો. તે સભાસદો પાસેથી તેમના લવાજમના પૈશા લેતો હતો, તેણે જે નાણાં લીધાં તેટલાની પોંહોચ આપતો હતો, અને મંડળીના નાણામાંથી જે માલ વગેરે લેવાયો તેના પૈશા બરાબર ચુકવી આપતો હતો. પણ તેને હિસાબમાં ખોટી રકમો દાખલ કરી અને તેના પૈશા પોતે ખાઇ ગયો. આ કૃત્ય માલમ પડતાં તેની પાસેથી ખુલાસો માગવામાં આવ્યો, ત્યારે કબુલ કર્યું કે તે પૈશા તેણે લીધા છે અને બોલ્યો કે તે હફતો કરી પાંછા આપવાને ખુશી છે. એવો ઠરાવ થયો કે તેના ઉપર વ્યાજબી રીતે ગુન્હો શાબીત કરવામાં આવ્યો છે.

**ફેંસલો**—સાપ્રાધ વિશ્વાસઘાત કરવાનું જેના ઉપર તોહમત મુકવામાં આવ્યું હોય, તો પોતાના બચાવમાં પોતાનો શુદ્ધબુદ્ધિનો હક્ક બતાવી શકે. કોઈ ગીરોરાખનાર સખસ ગીરો આપ્યું છે એવી ના પાડે તો, ગીરોખતની બાબતમાં તેણે સાપ્રાધ વિશ્વાસઘાત કરયો એવો તેને ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. રાણી વિ. નાહર. ૨ મું. હા. રી. પ્ર. ૧૩૩.

બારવાહક્ક વગેરેએ સાપ્રાધવિશ્વાસઘાત કરવો.

**૪૦૭ કોઈ સખસને ભારવાહક્ક દાખલ, અથવા ડક્કાવાળા કે વખારવાળા દાખલ કાંઈ મિલકત સોંપી હોય, અને તે સખસ તે મિલકત બાબત સાપ્રાધ વિસ્વાસઘાત કરે, તો તે સખસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

ફોજદારી કાયદાની ૪૦૫ મી કલમ પ્રમાણે સાપ્રાધ વિશ્વાસઘાતના અથવા ઉપલ્યાજ કાયદાની ૪૦૭ મી કલમ પ્રમાણે ભારવાહક, ડક્કાવાલા અથવા માલ રાખનાર દાખલ સાપ્રાધ વિશ્વાસઘાત કરવાના તોહમત માટે જો કોઇ કેદીની તપાસ ચાલતાં એવું શાબીત કરવામાં આવે, કે તે પુરૂષ પેલો માલ જે રીતે લઇ ગયો તે રીતે ૩૭૮ મી કલમ પ્રમાણે તે ચોરીનો ગુન્હો ઠરે છે. તો તેથી કેદી કાંઈ છુટી ન જાય, પણ કોર્ટ અથવા જ્યુરી જેની આગળ તેની તપાસ ચાલતી હોય તેને છુટ છે કે તે આવા પુરૂષને તેના ઉપર જે ગુન્હો મુકવામાં આવ્યો હોય તેમાંથી નીરઅપ્રાધી ઠરાવે, પણ તેને ઉપલી ૩૭૮ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવે, અને તે ઉપરથી આવા પુરૂષને જાણે તેના ઉપર ૩૭૮ મી કલમ પ્રમાણે તોહમત મુકીને ગુન્હો શાબીત ઠરાવ્યો હોય તેમજ સજા થાય, એ બાબત ક્રીમીનલકોડમાં ખુલાસો છે.

કોઇ મેહેતા અથવા ચાકરે સાપ્રાધવિસ્વાસઘાત કરવો.

**૪૦૮. કોઈ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા કોઇને મેહેતા કે ચાકર દાખલ રાખ્યો હોય, અને તે દરજ્જાથી તેને કાંઈ મિલકત અથવા કાંઈ મિલકત ઉપર અખત્યાર કોઈ પણ રીતે સોંપ્યો હોય, તે માણસ તે મિલકત બાબત સાપ્રાધ વિસ્વાસઘાત કરે, તો તેને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

જ્યાં કેદીને એક કારખાનાવાળાના સરાફ અને નાણું વસુલ કરનાર દાખલ તેના પગાર ઉપરાંત નફામાંથી શેંકડે દસ્તુરી મળતી હતી, પણ કામકાજમાં ટોટો જાય તે માટે તે જવાબદાર ન્હોતો, અને તેને ધંધાની ગોઠવણ ઉપર કાંઈ સત્તા ન્હોતી; ત્યાં ગુન્હો સપ્ત ઠરયો. પછે એવી તકરાર ઉઠી કે કેદી કાંઇ ચાકર ન્હોતો પણ એક ભાગીયો હતો, પણ કોર્ટે એવો વિચાર આપ્યો કે જો કદાચ ઉપલી બાબદો ઉપરથી જાહેર કામકાજમાં કેદી ભાગીયો ઠરે, તોપણ તેના શેઠની બાબત ધ્યાનમાં લેતાં તો તે ફક્ત એક ચાકર હતો, અને એ પ્રમાણે શાબીત ઠરાવેલો ગુન્હો મંજુર રાખવામાં આવ્યો.

જ્યાં મીત્રોની બે સભામાંથી એક મંડળી બાહાર મોજ શોક માટે જવાની ગોઠવણ કરવા સારૂ ઠરાવી, અને કેદી કે જે તે મંડળીમાં સામેલ હતો તેને ટીકીટો વેચવા આપી, પણ તેની ચાકરીનું તેને કાંઈ દામ મળ્યું નહીં, ત્યાં એવો ઠરાવ થયો કે તે મંડળીના ચાકર તરીકે પૈશા ખઈ જવાના વાંકનું જે તોહમત તેના ઉપર મેહેલ્યામાં આવ્યું તે વ્યાજબી ન્હોતું. પણ એવા મુકદમાઓમાં કેદી ઉપર ૪૦૬ ઠી કલમ પ્રમાણે તોહમત મેહેલાય, પણ ૪૦૮ મી કલમ પ્રમાણે નહીં. એક મુકદમામાં કેદી માલને માટે હુકમ કહડાવવા અને તેના પૈશા લેવા ઉપર કામે લાગેલો હતો, પણ તેને તેની મેહનતના બદલામાં વેચાયલા માલ ઉપર દલાલી મળતી હતી, અને તે ચાહે તે જગાએ અને વખતે હુકમ કડાવવાની અને પૈશા લેવાની તેને છુટ હતી, તેમાં પણ એવોજ નીર્ણય કરવામાં આવ્યો.

જ્યાં કેદી ચાકર અથવા મેહેતો હતો, અને તેના એ દરજ્જામાં તેને માલ સોંપવામાં

આવ્યો હતો, ત્યાં જોકે તેની ચાકરીની રૂઈએ તે માલ પોતાના તાબામાં લેવામાં તે ના પાડી શકે, તોપણ આ કલમ પ્રમાણે તેના ઉપર ગુન્હા શાબીત કરી શકાય. જેમકે એક સાફસુફ કરનાર છોકરાને તેનો શેઠ પોતાનો પગાર લાવવા અને તેમાંથી લીધેલા માલના પૈશા ચુકવવાનું કામ સોંપે, તો એ જોખમ આવા પ્રકારના ચાકરની ફરજની હદ બાહાર જાય છે, જેથી તે વ્યાજબીની રીતે પોતા ઉપર લેવાને ના પાડે. પણ જો તે જોખમ માંથે લે તો ૪૦૮ મી કલમ પ્રમાણે વિશ્વાસઘાતના ગુન્હા મધે આવે છે.

આ કલમ પ્રમાણે મેહેતા અથવા ચાકર દાખલ સાપ્રાધ વિશ્વાસઘાતના ગુન્હા માટે તપાસ ચાલતી વેળા એવું શાબીત કરવામાં આવે કે, તે પુરૂષે તે માલ એવી રીતે લીધો કે આ કાયદાની ૩૭૮ મી કલમ પ્રમાણે તે ચોરીનો ગુન્હો થાય છે, અથવા ૩૮૧ મી કલમ પ્રમાણે ચાકર અથવા મેહેતા દાખલ શેઠના કબજામાંનો માલ ચોરવાનો ગુન્હો થાય છે, તો કેદીને તે ગુન્હામાંથી છુટી જવાનો હક્ક કાંઈ મળતો નથી, પણ કોર્ટ અથવા જ્યુરી આગળ તપાસ ચાલતી હોય તો તે કેદીને જે કલમ પ્રમાણે તોહમત મેહેલવામાં આવ્યું હોય, તેમાંથી નીરઅપ્રાધી અને ૩૭૮ અથવા ૩૮૧ (પછે જે કલમ હોય તે) પ્રમાણે અપ્રાધી ઠરાવી શકે, અને તે ઉપરથી એવા પુરૂષને જાણે ઉપલી કલમોમાંની કોઈ કલમ પ્રમાણે તોહમત મેહેલીને ગુન્હેગાર ઠરાવ્યો હોય તેમ સજા થઈ શકે.

**ફેંસલા**—કોઈ નોકરને અમુક કામને માટે પૈશા આપ્યા હોય અને તેણે તે પૈશા અમુક કામમાં વાપર્યા ના હોય અને તેનો હિસાબ માગવાથી તેણે તે કામમાં વાપર્યા છે એવું જુઠું બતાવ્યું હોય તો, આ કલમ મુજબ તે સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હેગાર ગણાય છે. વોટસન વિ. ગોલાબખાન. ૧૦ વિ. રી. ૨૮; ૧ બેં. લો. રી. દ. ઉ. પ્ર. ૨૧.

કોઈ જમીનદારના ગુમાસ્તાની ફરજ પોતાના શેઠની ઉઘરાણીના પૈશા પોતાના પૈશાથી જુદા રાખવાની અને તેમાંથી તેના નામે ખરચ કરી બાકીના પૈશા તેના શેઠને આપી દેવાની હોય, અને તેણે વિશ્વાસઘાતથી તે પૈશા પોતાના ઉપયોગમાં લીધા હોય તો, ફોજદારી ગુન્હાને માટે તે જવાબદાર થાય છે, અને જે કેસમાં જમીનના માલીકે ગુમાસ્તાને પોતાના પૈશા તેના પૈશા સાથે રાખવાની છુટ આપી હોય, અને તે ગુમાસ્તાએ એવી રીતે આપેલા પૈશા કપટથી અને બદઘાનતથી પોતાના ઉપયોગમાં લીધા હોય, અને પોતાનું કપટ છુપાવવાને માટે ખોટો હિસાબ બતાવ્યો હોય તો, તે સાપ્રાધ ખોટા ઉપયોગનો ગુન્હો ગણાય છે. રાણી વિ. કરીમબક્ષ ૩ ના. વે. પ્રા. પ્ર. ૩૦.

રકમો નક્કી કરી ના હોય તેવા ચાલતા ખાતાને પેટે રૂપીયા ભરવાને કોઈ શેઠે પોતાના નોકરને રકમ સોંપી હોય, અને વેહેપારી નોકરને હિસાબમાં છુટ મુક્યા બદલ કાંઈ ઈનામ આપે તો, તે કુલ કીંમતમાં ઘટાડો કર્યાની બરોબર ગણાય છે, અને એવી રીતે ઘટાડો કરી નોકરે મેળવેલી રકમ શેઠના ફાયદાને માટે મેળવેલી ગણાય છે, અને તે પૈશા હમેશાં શેઠની મીલકત ગણાય છે. અને તેનો તે પોતે ઉપયોગ કરે તો સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હો બને છે, પણ જે કેસમાં શેઠે પોતે વેહેપારી સાથે હિસાબ નક્કી કરી નોકર સાથે રૂપીયા મોકલ્યા હોય, અને તે રૂપીયા ભરી વેહેપારી પાસેથી નોકર કાંઈ ઈનામ દાખલ લેતો સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુન્હો બનતો નથી, કારણ કે જે માણસ પાસેથી તે પૈશા લેછે તે માણસનો પૈશા આપવાનો હક્ક છે એવું તે ધારે છે, તોપણ ન્યાયશાસ્ત્રના ખરેખરા વ્યાજબી નિયમો મુજબ પૈશાનો હિસાબ તે પોતાના શેઠને આપવાને બંધાએલો છે. રાણી વિ. ઈમદાદખાન. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૧૨૦.

કોઈ સરકારી નોકરે અથવા સરાફે, વેહેપારીએ કે આડતીયાએ સાપ્રાધ વિસ્વાસઘાત કરવો.

**૪૦૯. કોઈ માણસને તેના દરજ્જાથી સરકારી નોકર દાખલ અથવા તેના ધંધાસર, તેને સરાફ, વેહેપારી, કોઠીદાર, દલાલ વકીલ, કે આડતીયા દાખલ, કાંઈ મિલકત અથવા કાંઈ મિલકત ઉપર અખ્તિયાર કોઈ પણ રીતે સોંપ્યો હોય, તે માણસ તે મિલકત બાબત સાપ્રાધ વિસ્વાસઘાત કરે, તો તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ મુજબ ગુન્હા થવા માટે જે માલ સરકારી ચાકરને સોંપ્યામાં આવ્યો હોય, તે એવો જોઈએ કે સરકારી નોકર દાખલ તેને તે લેવાને સત્તા હતી. તે તેટલા માટે જ્યાં ગામડાના અમલદારો જેઓને માત્ર સરકારી જમાબંધીના પૈશાજ લેવાનો હુકમ છે, તેઓએ લોકો પાસેથી દાણો લીધો અને ખાનગી રીતે તે દાણાને અમુક પૈશા તરીકે ગણવાને ઠરાવ્યું, ત્યાં એવો નિર્ણય થયો કે તેઓ ઉપર આ કલમ પ્રમાણે ગુન્હો શાબીત ઠરાવી શકાય નહીં. તેજ પ્રમાણે જો ખત વકીલોને ત્યાં અથવા ઝવેરાત દલાલને ત્યાં તેઓની ધંધાદારી હાલતમાં નહીં, પણ ધણીના મીત્રો તરીકે સંભાળથી રાખવા ખાતરજ મુક્યાં હોય, અને તેનો જો ખોટો ઉપયોગ કરે તો, તે માટે ૪૦૬ ઠી કલમ પ્રમાણે સજા થાય, પણ આ કલમ પ્રમાણે થાય નહીં.

**ફેંસલો.**-તોહમતદાર પોષ્ટમાસ્તર હતો. તેની પાસે રૂ. ૧૫) નો મનીઓર્ડર આવ્યો, તે માલીકને નહી આપતાં રૂપીયા પોતે ખાઇ ગયો, અને રૂપીયા માલીકને આપ્યાની ખોટી પોંહોચ બનાવી. તેથી તેને જડજે પીનલકોડની કલમ ૪૦૯ અને ૪૭૧ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો. અપીલમાં એવી તકરાર બતાવી કે પોંહોચ ખોટી હતી તે કેદીનું તરકટ છુપાવવા કરેલી હતી, તેથી તેણે તરકટ કીધું ન્હોતું. માટે જુદા જુદા તોહમતો રેહે નહી. હાયકોર્ટે એવો ફેંસલો આપ્યો કે રૂપીયા લેનારે રૂપીયા લીધાની પોંહોચ આપી છે એવી ખોટી રીતે સરકારને ખબર આપવાથી સરકારને ગેરવ્યાજબી રીતે નુકશાન કરવાનો ઈરાદો હતો, અને નાણાં ઉચાપત કીધાં તેથી તેને ગેરવ્યાજબી ફાયદો કરવાનો તેનો ઈરાદો જણાય છે. આ કામના ગુણદોષ ઉપરથી અપીલ કાહાડી નાંખી. મહારાણી વિ. સભાપતી. ઈ. લા. રી. ૧૧ મ. પ્ર. ૪૧૧.

---

## ચોરીની મિલકત લેવા બાબત.

ચોરીની મિલકત.

**૪૧૦. જે મિલકતનો કબજો ચોરીથી, અથવા જબરાઈના કહડાવવાથી, અથવા અપહરણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોય, તે મિલકત તથા જે મિલકતનો સાપ્રાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપ્રાધ વિસ્વાસઘાતનો ગુન્હો થયો હોય, તે મિલકતનું નામ ચોરીની મિલકત પાડયું છે, પછી બ્રિટીશ ઇંડયાની માંહે અથવા બાહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય અથવા તે સાપ્રાધ ખોટો ઉપયોગ**

**અથવા વિસ્વાસઘાત થયો હોય તોપણ, અગર તે મિલકત જે સખસનો તે કબજામાં લેવાનો કાયદા મુજબ હક્ક હોય, તેવા કોઈ સખસના કબજામાં પાછળથી આવે તો, પછી તે ચોરીની મિલકત સમજવી નહીં.**

## વિશેષ સમજુતી.

ચોરીની મીલકત લેવા બાબત આ બાબ છે, અને તે વિષે ૪૧૧ થી ૪૧૪ સુધીની કલમો છે, એ ગુન્હાનો કેદી પરરાજ્યમાં હોય તો માગણું થઈ શકે છે. (જુઓ. સન ૧૮૭૯ ના આકટ ૨૧ માની કલમ ૧૧.)

ચોરીની મિલકત બદદ્યાનતથી લેવી.

**૪૧૧. કોઇ માણસ બદદ્યાનતથી કાંઈ ચોરીની મિલકત લે અથવા રાખે અને તે ચોરીની મિલકત છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

ઉપલી સજાને બદલે બાંધી મારવાની સજા થઈ શકે, (સન ૧૮૬૪ ના ૬ ઠા કાયદાની કલમ ૨ જી), અને એજ ગુન્હા માટે બીજી વાર ગુન્હેગાર ઠરે તો બંદીખાનાને બદલે બાંધી મારવો અથવા બંદીખાના સાથે બાંધી માર્યામાં આવે.

આ કલમ પ્રમાણે તે માલના તોહમતમાં પેહેલાં તો એ દેખાડવું જરૂરનું છે કે, ૪૧૦ મી કલમ પ્રમાણે તે માલ ચોરાયલો હતો. જેવી શાબેતી મુખ્ય ગુન્હેગારની તપાસને માટે જોઇએ તેવીજ શાબેતીથી આ પણ પુરવાર થવું જોઈએ. તેજ પ્રમાણે મુખ્ય ગુન્હેગારના ઉપર શાબેત થએલો ગુન્હો ચોરીનો માલ લેનારની ઉપર ગુન્હેગાર શાબીત કરવા માટે સાક્ષી તરીકે કામે લગાડી શકાય નહીં, કારણ કે મુખ્ય ગુન્હેગાર સાથે તે કાંઈ હતો નહીં, અને તેને શાક્ષીઓને ઉલટ પાલટ તપાસવાની સત્તા પણ હતી, અને હજી પણ જે ચોરના ઉપર ગુન્હો શાબીત કરવામાં આવ્યો તેનું નિર્દોષપણું તે શાબીત કરી શકે.

માલ અસલ ચોરીનો હતો એ દેખાડવું જોઈએ એટલુંજ નહીં, પણ એ પણ બતલાવવું જોઈએ છે કે લેતી વેળાએ તે માલ તેજ હાલતમાં હતો. એક કજીયામાં માલ ચોરાયો હતો અને જ્યારે ચોરને પકડી કાહાડયો ત્યારે માલ તેની પાસેથી લઈ લેવામાં આવ્યો, અને ધણીની મરજીથી તે માલ પાછો ચોરને આપ્યો, કે જેને તે હમેશાં પોતાનો ચોરેલો માલ વેચતો હોય તો તેમ તેને પણ વેચે. હવે જ્યારે છેલ્લાના ઉપર ચોરીનો માલ લેવાનું તોહમત મેહેલવામાં આવ્યું, ત્યારે એવો ઠરાવ થયો કે તે માલ લેતી વેળાએ કાંઈ ચોરેલો ન્હોતો, અને તેટલા માટે ચોરેલો માલ લેવાનો ગુન્હો શાબીત કરી શકાય નહીં.

વળી માલ લેવાયલો હોવો જોઈએ. આ ઘણુંકરીને ચોરાયલો માલ તોહમતવાળાના તાબામાં હતો એ શાબીત કર્યાથી પુરતી રીતે પુરવાર થાય છે, પણ એ કાંઈ સામાન્ય ધોરણ નથી. જેના ઉપર ચોરીનો માલ લેવાનું તોહમત મેહેલ્યામાં આવ્યું તે દેખડાવી શકે કે તે માલ ત્યાં હતો એ તે જાણતો ન્હોતો, અથવા જે જગા ઉપરથી તે માલ મળ્યો તે જગાએ તેનો અને તેજ પ્રમાણે બીજાઓનો આવજાવ હતો, તો છુટી જઈ શકે છે.

ચોરેલો માલ લેવાની સાબાધ ધારણા અને તે માલ ચોરેલો હતો એવો સંભવ હોય, તો- પણ જે માલ ચોરના એકલાનાજ કબજામાં હોય તો તે ચોરીનો માલ લેવાનો ગુન્હો શાબીત થઈ શકે નહીં, જેમકે કોઈ ઝવેરીને એક ચોર સાથે ચોરેલા ઘડીયાળનું સાટું કરતાં પકડ્યો હોય, તો જ્યાં સુધી સાટું પુરૂં કરવામાં ન આવ્યું ત્યાં સુધી ગુન્હો સંપુર્ણ ન થયો. માલ લેવાનો ગુન્હો સંપૂર્ણ કરવા માટે તે માલને ખરેખરો તાબામાં લેવો જોઈએ અથવા અડકવું જોઈએ એવું કાંઈ નથી. જો તે માલ જેના ઉપર તેનો હુકમ ચાલતો હોય તેના તાબામાં એવી રીતે હોય કે, જ્યારે તે હુકમ કરે ત્યારે તે માલ તેને મળી આવે તો બસ છે. જ્યાં કેદીએ ચોરીનો માલ જાણીને લીધો હોય પછે તે ચોરને મદદ કરવા માટે હોય કે છુપાવવા માટે હોય, અને તેથી લેનારને તેમાં ફાયદો પણ થતો ન હોય, તોપણ ગુન્હો સરખી રીતે શાબીત થાય છે.

બીજાએ કરેલા કામને પાછળથી મંજુર રાખવાથી પણ માલ લેવાઈ શકાય. એક બાઈડીએ તેના ભરથારની ગેરહાજરીમાં અને તેના જાણવા વગર ચોરેલો માલ લીધો, અને તેને માટે પૈશા આપ્યા. ત્યાર પછી તે માલ ચોરનાર અને પેલી માલ લેનાર બાઈડીનો ભરથાર સાથે મળ્યા. ત્યાર કેડે પેલા ભરથારને માલમ પડ્યું કે માલ ચોરેલો હતો અને તે માલ જેટલી કીમતે ખરીદવામાં આવ્યો હતો તે કબુલ રાખીને બાકીના પૈશા પેલા પુરૂષને આપ્યા. ત્યારે એવો ઠરાવ થયો કે તેને પેલો માલ ચોરીનો જાણવા છતાં જ્યારથી તેણે તેની બાઈડીનું કામ કબુલ મંજુર રાખ્યું, ત્યારથી પેલા ભરથારના ઉપર ચોરીનો માલ લેવાનો ગુન્હો સંપૂર્ણ થઈ ચુક્યો.

છેલ્લું અને અગત્યનું એ છે કે સામા ધણીને તે માલ ચોરેલો હતો તેનું જ્ઞાન હતું, એ શાબીત કરવું જાઈએ. ફક્ત ચોરેલો માલ તરત કબજામાં આવે તો તે કાંઈ પુરતું ન ગણાય, કારણ કે એવા તરતના કબજા ઉપરથી ચોરીનો માલ લીધાના કરતાં ચોરી વધારે માલમ પડે છે. એ જ્ઞાન મુખ્ય ચોરની શાક્ષી લીધાથી શાબીત થાય છે (તેને ગુન્હો કબુલ રાખવો એ શાબીત તરીકે ગણાય નહી), અથવા આશપાશની હકીકત ઉપરથી એવું દેખાડવામાં આવે કે પ્રતિવાદીએ તે માલ તેની અસલ કીમત કરતાં ઘણે ઓછે ભાવે ખરીદ્યો છે, અથવા તે તેના કબજામાં હોવા છતાં ના કહ્યું અથવા એવુંજ કાંઈ બીજું કર્યું.

જ્યાં એવી શાબેતી લાવવામાં આવી હતી કે જુદા જુદા ચોરોએ જુદે જુદે વખતે જુદા જુદા ધણીઓ પાસેથી ચોરેલો જુદી જુદી જાતનો માલ લીધો હતો, ત્યાં એવો ફેંસલો થયો કે ગુન્હો ચાલી શકે નહી. એવી બાબતોમાં સંભવથી થોડી કીમત આપવી એ શાબીતી છે, નહી તો એવી જાતની શાબેતીઓ સઘળા વેહેપારી જેઓ બીજા હાટનો માલ લે છે તેની સામે લાવી શકાય.

અહિંયાં જણાવવું જોઈએ કે આ કલમમાં "તે માલ ચોરીનો છે એવું માનવાનો સંભવ છતાં" એવા શબ્દો આવેલા છે. આ આગલ્યા કાયદાની બાહાર જાય છે; તે કાયદામાં તો ખરેખરા જ્ઞાનની જરૂર હતી.

અને જ્યાં માલ એવી શક ભરેલી હાલતમાં લીધો હોય કે કોઈ પણ પ્રમાણીક માણસમાં તે વિશેનો સંશય ઉત્પન થયા વિના ન રેહે, ત્યાં જ્યુરીને ધારા પ્રમાણે ગુન્હો શાબીત ઠરાવવાની છુટ છે.

એક બાઈડીના ઉપર તેનો ભરથાર જે ચોરેલો માલ ઘરમાં લાવ્યો હોય, તે લેવનો

અથવા છુપાવવાનો ગુન્હો જ્યાં સુધી તે બાઈડી તે માલ બાબત કાંઈ વ્યવહાર ન કરે અથવા તે માલને વેચવા સાટવામાં ભાગ ન લે, ત્યાં સુધી તેણીની ઉપર ચોરીનો ગુન્હો મેહેલાય નહીં.

આવી હાલતમાં બાઈડીનો બચાવ કરવા વિશે આ કાયદામાં કાંઇએ જણાવેલું નથી, પણ તેણીની સામા ચોરીનો માલ લેવામાં ભાગ લેવાનો ગુન્હો ખાત્રી ભરેલી રીતે શાબીત કરવા માટે ઘણી મજબુત પુરવારી હોવી જોઈએ, કારણ કે ઘરમાં તે પોતાના ભરથારની તાબેદારીમાં હોવાથી ફક્ત જો માલ ઘરમાં મળે તો, તે કાંઈ પણ પુરવારી કેહેવાય નહી.

એક ભરથારના ઉપર તેની બાઈડી પાસેથી માલ લેવા માટે ગુન્હો શાબીત ઠરાવી શકાય. એક પુરૂષ જેણે એક બાઇડી પાસેથી તેના ભરથારનો માલ લીધો હોય તેના ઉપર ગુન્હો શાબીત ઠરાવી શકાય કે નહીં, તે માટે આગળ જણાવી ગયા છીએ.

**ફેંસલા.**—ફરીયાદીના ઘરમાંથી એક રાતના ચોરી થઈ તે ચોરીમાંનો માલ તે પછી થોડા દીવશમાં આરોપીના કબજામાંથી જમીનમાં છુપાવેલો મળી આવ્યો. આ કામમાં ચોરીનો માલ આરોપીના કબજામાંથી એવા રીતે મળેલો હતો કે તેઓની ગુન્હા ભરેલી માહીતી છે, એવું શાબીત થાય. તે સિવાય તેઓના ઉપર આ કામમાં બીજો કાંઈ પણ પુરાવો નહોતો. કેદીઓએ માલ પોતાના કબજામાંથી નિકળ્યાનું કબુલ કીધું હતું, પણ તે બાબતની સઘળી માહીતી ઈનકાર કરી હતી. આ હકીકત ઉપરથી પીનલકોડની કલમ ૪૧૧ મુજબ ચોરીનો માલ ચોરીનો છે એવું જાણ્યા છતાં અગર માનવાનું કારણ છતાં બદદ્યાનતથી રાખ્યાના ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. ઈશનમુચી વિગરે વિ. મહારાણી સાહેબ. ઈં. લા. રી. ૧૫ ક. પ્ર. ૫૧૧.

ડાકાઈટી કરતાં ચોરેલી મીલકત બદદ્યાનતથી લેવી.

**૪૧૨. કોઈ માણસ બદદ્યાનતથી કાંઈ ચોરીની મિલકત લે અથવા રાખે, અને તે મિલકતનો કબજો ડાકાઇટી કરવાથી એકની પાસેથી બીજાની પાસે આવેલો છે એમ તે માણસ જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા જે સખસ ડાકાઇટોની ટોળીમાં છે અથવા તેઓની ટોળીમાં હતો એવું જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, એવા કોઇ સખસ પાસેથી કોઇ માણસ બદદ્યાનતથી કાંઇ મિલકત લે, અને તે મિલકત ચોરેલી છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તો, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા**—ડાકાઈટી થયા પછી આઠ દીવશે કોઈ કેદીના કબજામાંથી લુટેલો કેટલોક માલ પકડાયો હોય તો, ડાકાઈટીને માટે તેમજ ગુન્હો થયાની માહીતીથી મીલકત રાખવાને માટે તેના ઉપર તોહમતો રાખવાનું બ્યાજબી કારણ છે, અને તેના ઉપર બેમાંથી એક બાબતનું તોહમત રાખવું જોઈએ. રાણી. વિ. મોતી જોલાહ. ૫ વિ. રી. પ્ર. ૬૬.

આ કલમ મુજબ ડાકાઈટીમાંથી ચોરેલી મીલકત લેવાનો ગુન્હો ઠરાવવાને કેદીને ખબર હતી, અથવા તેને એવું માનવાનું કારણ હતું કે જે માણસો પાસેથી તે મીલકત લે છે તે માણસોએ ડાકાઈટી કરી છે, અથવા તેઓ ડાકાઈટીના માણસો છે, એવું શાબીત કરવાની જરૂર છે. રાણી વિ. જોગેશર બાંદગી વિગરે. ૭ વિ. રી. પ્ર. ૭૩.

આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવતા પેહેલાં એમ શાબીત થવું જોઈએ કે, લુટેલી મીલકત લુટની છે એવું જાણીને રાખવામાં આવી હતી. બિશુમાનજી અરજદાર. ૯ વિ. રી. પ્ર. ૧૬.

પીનલકોડની કલમ ૩૯૫ મુજબ ડાકાઈટીના ગુન્હાને માટે કોઇને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હોય, અને એક ગુન્હા કરતાં વધારે ગુન્હાઓ કર્યાનો કાંઈ પણ પુરાવો ના હોય તો, તેને પીનલકોડની કલમ ૪૧૧ મુજબ અથવા આ કલમ મુજબ ડાકાઈટીમાં આવેલી મીલકત રાખવાને માટે પણ ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. ચોરીની મીલકત રાખવાના કેસમાં કેદીઓની કબુલત શી રીતે પુરાવામાં લેવી તે બતાવવામાં આવ્યું. રાણી વિ. શાહબાઝ સેખ વિગરે અપેલેન્ટો. ૧૩ વિ. રી. પ્ર. ૪૨.

નજીવી ચોરીની મીલકત કોઈ માણસના કબજામાં હોય તો તે ઉપરથી એમ અનુમાન થઈ શકે કહી કે, તે માણસે ડાકાઈટીમાંથી મેળવેલી છે, અથવા કોઈ ડાકાઈટીની ટોળીવાળા માણસ પાસેથી મેળવેલી છે એવું જાણતો હતો. રાણી વિ. સમીરૂદીન. ૧૮ વિ. રી. પ્ર. ૨૫.

વેલનપુર નામના ગાયકવાડી ગામમાં ડાકાઈટી બનેલી હોવાથી અને તોહમતદારે તે ચોરીની સંતાડેલી થોડીક મીલકત ઈંગ્રેજી હદમાંથી જડી આવવાથી, તેમાં ઠરાવવામાં આવ્યું કે ડાકાઈટીના માટે ગુન્હગાર ઠરાવેલું કાયમ રાખી શકાતું નથી, કેમકે તે ગુન્હો ઈંગ્રેજી હદની બાહાર બનેલો છે; પણ ચોરીની મીલકત સંઘરવાને માટે ગુન્હેગાર ઠરાવી કરેલી સજા કાયમ રાખવામાં આવે છે. રાણી વિ. લાખયા ગોવિંદ. ઈ. લા. રી. ૧ મું. પ્ર. ૫૦.

ડાકાઈટીથી મેળવેલી મીલકત ચોરીની જાણીને રાખવાનું તોહમત **બ.** નામના માણસ ઉપર મુકી તજવીજ ચાલી હતી. તે કામમાં ઠરાવવામાં આવ્યું કે **બ.** ના કબજામાંથી નીકળેલી વસ્તુઓ તેજ ચોરાયલી વસ્તુઓ હતી, એવો પુરાવો આ કલમ મુજબ મુકેલા તોહમતમાં હોવો જોઈએ. તેવો પુરાવો તે કામમાં નહી હોવાથી **બ.** ની સામે ગુન્હો શાબીત થતો નથી. રાણી વિ. બાલા પટેલ. ઈ. લા. રી. ૫ મું. પ્ર. ૬૩.

ચોરીની મીલકત કોઈ માણસના ઘરમાં સંતાડેલી માલમ પડે તો તે ઉપરથી એમ અનુમાન થઈ શકે કે, મીલકત ચોરીની હતી એ તે માણસના જાણવામાં હતું, પણ મીલકત ડાકાઈટીથી મેળવેલી હતી એવું તે ઉપરથી શાબીત થઈ શકે નહીં. રાણી. વિ. મલ્હારી. ઈ. લા. રી. ૭ મું. પ્ર. ૭૩૧.

દેશી રાજ્યમાં કેટલાંક માણસો જેઓ ઈંગ્રેજી રઈયત ન્હોતા, તેમના કબજામાંથી ઈંગ્રેજી હદની અંદર થયેલી ડાકાઈટીનો કેટલોક માલ મળી આવ્યો હતો, તેઓ ડાકાઈટીમાં સામેલ હતા એવું શાબીત થયેલું ન્હોતું, અને ઈંગ્રેજી હદમાં ચોરીની મીલકત તેઓએ રાખી હતી અથવા લીધી હતી, તે પણ શાબીત થયું ન્હોતું. આ કલમ મુજબ શિક્ષા થઈ શકે તેવા ગુન્હાઓને માટે તેઓને ગુન્હેગાર ઠરાવ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે ઈંગ્રેજી કોર્ટની હકુમતમાં થએલો કાંઇ પણ ગુન્હો શાબીત થતો નથી. રાણી વિ. કીરપાલસીંગ વિગરે. ઈ. લા. રી. ૯ અ. પ્ર. ૫૨૩.

નિત્ય ચોરીની મિલકતનો ધંધો કરવો.

**૪૧૩. જે મિલકત ચોરીની મિલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં જે માણસ નિત્ય તેવી મિલકત લે અથવા તેનો ધંધો કરે, તે માણસને જીવતાં સુધી**

**સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હા બીજી વાર પુરવાર થવાથી ઉપલી શીક્ષા સાથે ફાંસી મારવાની સજા પણ થાય છે. (સન ૧૮૬૪ ના ૬ ઠા કાયદાની કલમ ૪૩).

આ કલમ પ્રમાણે ગુન્હા શાબીત કરવા માટે ક્યા પ્રકારની શાક્ષી ચાલી શકે. અને કેટલી શાબીતી બસ થઈ શકે એ કહેવું મુસ્કેલ છે. ઓછામાં ઓછા ચોરીનો માલ લેવાના અથવા તેની બાબતમાં વેહેપાર કરવાનાં બે કામો શાબીત થવાં જોઈએ, અથવા તેઓનો સંભવ હોવો જોઈએ, અને આ કામો થોડા થોડા વખતને અંતરે બનેલાં હોવાં જોઈએ, નહીંતર તેઓથી નિત્ય ચોરેલો માલ લેવાની વાત પુરવાર થતી નથી. જ્યાં કોઈ માણસના ઉપર કેટલીક વાર ગુન્હો શાબીત થયો હોય, ત્યાં એ ગુન્હા શાબીત કરવાની પુરતી શાબીતી છે, અને તેના ઉપર આગળ ગુન્હો શાબીત થયો હતો એજ પુરતી ગવાઈ છે. આગલી ગુન્હાની શાબીતીઓ પુરવાર કરવા માટે નોંધ હાજર કરવાની કાંઈ જરૂર નથી. એ વાતની શાબેતીમાં જે કચેરીમાં તેના ઉપર ગુન્હો શાબીત કરવામાં આવ્યો હોય તે કચેરીનો શીરસ્તેદાર અથવા જે બીજો અમલદાર તે કચેરીના દફતરો રાખતો હોય તેની સાહેદી બસ છે, અગર ઠરાવની નકલો સહી સાથેની આપવી જોઈએ શાબીત થયેલા ગુન્હા ન હોય ત્યાં જે કામો ઉપરથી નિત્ય ચોરીનો માલ લેવાની ગવાઈ આપવાની હોય, તેઓને જાણે જુદા મતો હોય તે પ્રમાણે શાબીત કરવા પડે છે. કોઈ વાર એની કાંઈ ઘણી જરૂર નથી હોતી. જો એવું શાબીત કરવામાં આવે કે એક માણસ દુકાન રાખતો હતો, જ્યાં જે માણસો ચોર હતા, અને જેઓ તે દુકાનદાર ચોર છે એમ જાણતા તેઓજ આવજાવ કરતા હતા. જે જાતનો માલ તેણે ખરીદ્યો તે તેની જે તેણે કીમત આપી તે જે સંભાળથી તે માલ વેચાતો લેવામાં, રાખવામાં, અને વેચવામાં આવ્યો તે; તે દુકાન ઉપર માલ છુપાવવા માટે, તે માલ જલદી બાહાર લઈ જવા માટે; અને બાહારના માણસોને એકાએક અંદર દાખલ ન કરવા વિશે જે હીકમતો વાપરી હોય તે અને બીજી એવીજ હકીકતો ઉપરથી, જો પેલો દુકાનદાર જે પ્રકારનો વેહેપાર કરતો હતો તેની પુરતી શાબેતી મળી તો, પછે જો ચોરીનો માલ લેવાનો એકજ દાખલો શાબીત થયો હોય, તોપણ આ કલમ પ્રમાણે ગુન્હા પુરવાર ઠરાવી શકાય છે. પણ આવી પ્રકારની શાક્ષી લેતી વેળા ઘણી સંભાળ રાખવી જોઈએ છે.

**ફેંસલો**—આ કલમ પ્રમાણે ચોરીના માલનો વેહેપાર કરવાનો વહિવટ રાખ્યા બદલ કેદીનો એકદમ ઈનસાફ કરવો નહીં. એવે પ્રસંગે યોગ્ય માર્ગ એટલોજ કે કલમ ૪૧૧ પ્રમાણે આરોપીતની પ્રથમ ચોકસીમાં ઈનસાફ કરવો, અને તેમાં જો તેના ઉપર તોહમત શાબીત થાય તો તેમાંના કાગળ પત્રો પુરાવામાં લેઈ આ કલમ પ્રમાણે પછી ઇનિસાફ કરવો. સરકાર વિ. ઉતમ કુંડુ વિગરે. ઈ. લા. રી. ૮ ક. પ્ર. ૩૪.

ચોરીની મિલકતસંતાડવામાં મદદ કરવી. **૪૧૪. કાંઈ મિલકત ચોરીની મિલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં તે મિલકત સંતાડવામાં અથવા તેનો વગ કરવામાં કે તે ખશેડવામાં જે માણસ**

**બુદ્ધિપુર્વક મદદ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બે-માંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

એવું ધારવામાં આવે છે કે આ કલમ જે કજીયાઓમાં ચોરીનો માલ લેવાનો ગુન્હો શાબીત થાય એવો તે માલનો કબજો ન હોય, તેવા કજીયાઓને લાગુ પડે છે. જ્યાં એવો કબજો હોય છે ત્યાં ચોરીનો માલ લેવાનો ગુન્હો સંપુર્ણ થાય છે. જો કે તે માલ ઘણોજ થોડા વખત સુધી રાખવામાં આવ્યો હોય અથવા તે માલ હમેશાં કબજામાં રાખવાની ધારણા ન હોય, તોપણ થોડો વખત છુપાવવાની ધારણા હોયતો ગુન્હો સંપુર્ણ થાય છે.

**ફેંસલા**—કોઈ માણસ મીલકત ચોરીની છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં એવી મીલકત સંતાડવામાં અથવા વેચવામાં મદદ કરે, તો મીલકતની જાત અને જે બાબતો મુજબ તે વેચાઈ તે બંન્ને ધ્યાનમાં લેવું જોઈએ. રાણી વિ. હરીશંકર ફકીરભટ. ૨ મું. હા. કો. રી. પ્ર. ૧૩૦.

કોઈ કેદીએ ચોરીની મીલકત લેઈ પોતાના ઘરમાં સંતાડી હોય તો, પીનલકોડ કલમ ૪૧૧ પ્રમાણે બદદ્યાનતથી ચોરીની મીલકત લેવી અને આ કલમ મુજબ તે સંતાડવામાં મદદ કરવી, એ બંન્ને ગુન્હાઓને માટે તોહમતો રાખી ગુન્હેગાર ઠરાવી શકાય નહી. સરકાર વિ. મુસ્તનાફલીઆ. ૧ આગ્રા. હા. કો. રી. પ્ર. ૯.

આ કલમમાં "માનવું" એ શબ્દ "અંદેશો આવવો" એ શબ્દો કરતાં વધારે મજબુત છે, અને તેથી હકીકત એવી હતી કે સાધારણ માણસના મનને પણ ખાત્રી થાય કે જે તે મીલકતનો વેહેપાર કરતો હતો તે મીલકત ચોરીની હતી, એવી શાબીતીની જરૂર છે એમ નીકળી આવે છે. આવા કેસમાં તોહમતદાર બેરીકરો હતો, અને મીલકત ચોરીની છે એવો તેને વેહેમ આવવાનું કારણ હતું, અથવા તે વસ્તુ પ્રમાણીક રીતે તેણે મેળવેલી છે કે નહી તે શોધી કાઢવાને તેણે પુરતો તપાસ કર્યો નહી એ શાબીત કરવું બસ નથી. રાણી. વિ. રંગોતી માજી. ઈં. લા. રી. ૬ મું. પ્ર ૪૦૨.

એક સખસે કેટલીક ચોરીની ચીજ એક સખસના ઘરમાં અને ખેતરમાં છુપાવી, એવા ઈરાદાથી કે એથી એ ઘર અને ખેતરના માલીક ઉપર ચોરીનું તોહમત આવે. તેમાં ઠરાવવામાં આવ્યું કે છુપાડનાર ઉપર કલમ ૧૯૩ પ્રમાણે ખોટો પુરાવો બનાવવાનો તથા આ કલમ પ્રમાણે ચોરીની મીલકત છુપાવવાનું તોહમત આવે. રાણી વિ. રામેશ્વરરાવ. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૩૭૯.

---

## ઠગાઈ બાબત.

ઠગાઈ.

**૪૧૫. જે માણસ કોઇ સખસ સાથે ફરેબ કરીને દગલબાજીથી અથવા બદદ્યાનતથી એવું કરે કે, જેની સાથે ફરેબ કર્યો હોય તે સખસ કોઇ સખસને કાંઇ મિલક્ત આપે અથવા કોઇ સખસની પાસે કાંઇ મિલકત રેહેવા દેવાની રજામંદી આપે, અથવા અગર ફરેબ નહી કર્યો હોય તો જે વસ્તુ તે સખસ કરે નહી અથવા કરવામાં કસુર કરે નહી, એવી કાંઇ વસ્તુ તે ફરેબ દીધેલા સખસને કરવાને અથવા તે કરવામાં કસુર કરવાને**

ઇરાદાથી લલચાવે અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે સખસને શરીર, મન, આબરૂ કે મિલકત તરફની કાંઇ નુકશાની કે હાની થાય, અથવા થશે એવો સંભવ હોય તો, તે માણસે ઠગાઈ કરી એમ સમજવું.

ખુલાસો—કાંઇ હકીકતને બદદ્યાનતથી છુપાવવી તે પણ આ કલમના અર્થ પ્રમાણેનો ફરેબ છે, એમ સમજવું.

દ્રષ્ટાંત.

(अ.) હું સીવીલ સરવીસમાં છું એવો ખોટો ઢોંગ કરીને अ. ઇરાદાથી ज. ને ફરેબ દે, અને એ પ્રમાણે બદદ્યાનતથી એમ કરે કે ज. તેને કાંઇ માલ ઉધાર લઈ જવા દે, અને अ. તે માલનાં નાણાં આપવાનો ઈરાદો રાખતો નહી હોય તો, अ. એ ઠગાઇ કરી એમ સમજવું.

(ब.) अ. કોઈ વસ્તુપર એક ખોટી નીશાની કરીને ઇરાદાથી ज. ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂંસો ઉત્પન્ન કરે કે એ વસ્તુ ફલાણા નામીચા કારીગરે બનાવેલી છે, અને એમ કરીને તે વસ્તુ ખરીદ કરીને તેની કિંમત આપવાને ज. ને બદદ્યાનતથી લલચાવે તો, अ. એ ઠગાઇ કરી એમ સમજવું.

(क.) अ. કાંઈ માલનો ખોટો નમુનો બતલાવીને ઇરાદાથી ज. ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂંસો ઉત્પન્ન કરે કે તે માલ નમુના જેવોજ છે, અને એમ કરીને તે માલ ખરીદ કરીને તેની કિંમત આપવાને ज. ને બદદ્યાનતથી લલચાવે તો, अ. એ ઠગાઇ કરી એમ સમજવું.

(ड.) अ. એ કાંઇ માલ ખરીદ કર્યો છે તેની કીંમત આપવાને બદલે अ. એક પેહેડી ઉપર હુંડી લખી આપે, અને તે પેહેડીમાં अ. નું કાંઇ નાણું હોય નહી અને તેથી अ. ને ઉમેદ હોય કે હું જે હુંડી આપું છું તે શિકરાવાની નથી, તેમ છતાં તે હુંડી આપીને अ. ઇરાદાથી ज. ને ફરેબ દે, અને એમ કરીને તે માલ આપવાને ज. ને બદદ્યાનતથી લલચાવે, અને તેને નાણું આપવાનો પોતાનો ઇરાદો હોય નહી તો, अ. એ ઠગાઇ કરી એમ સમજવું.

(ई. કાંઇ વસ્તુ હીરા નથી એમ अ. જાણતો હોય, તે વસ્તુ હીરા છે એમ કહીને अ. તે ગીરો મુકે, અને ઇરાદાથી ज. ને ફરેબ દે, અને એમ કરીને તે ઉપર રૂપીયા ધીરવાને ज. ને બદદ્યાનતથી લલચાવે, તો अ. એ ઠગાઇ કરી એમ સમજવું.

(फ.) अ. ઇરાદાથી ज. ને ફરેબ દઇને તેના મનમાં એવો ભરૂંસો ઉત્પન્ન કરે કે, હું अ. ને જે રૂપીયા ધીરીશ તે अ. મને પાછા આપશે, અને એમ કરીને રૂપીયા ધીરવાને ज. ને બદદ્યાનતથી अ. લલચાવે, અને તે રૂપીયા પાછા આપવાનો પોતાનો ઈરાદો નહી હોય, તો अ. એ ઠગાઇ કરી એમ સમજવું.

(ग.) अ. ઇરાદાથી ફરેબ દેઇને ज. ના મનમાં એવો ભરૂંસો ઉત્પન્ન કરે કે, अ. મને આટલા ગળીના છોડવા આપવાનો ઇરાદો રાખે છે,

અને अ. નો કાંઇ આપવાનો ઇરાદો નહી હોય, અને એમ કરીને તે આપવાના ભરોંસા ઉપર કાંઇ નાણું આગળથી આપવાને ज. ને બદદ્યાનતથી લલચાવે, તો अ. એ ઠગાઇ કરી એમ સમજવું, પણ અગર તે રૂપીયા લેતી વખતે अ. નો ઇરાદો તે છોડવા આપવાનો હોય, અને પછી પોતાનો કરાર તોડીને તે છોડવા નહી આપે, તો તેણે ઠગાઇ કરી એમ સમજવું નહી; પણ તેની ઉપર કરાર તોડવાની દિવાનીમાં ફક્ત ફરિયાદી ચાલી શકશે.

(ह.) अ. એ ज. ની સાથે કાંઇ કરાર કર્યો છે, તે કરારમાંનો જેટલો ભાગ अ. એ બજાવવાનો છે તેટલો अ. બજાવી ચુકયો, એ પ્રમાણે अ. ફરેબ દઇને ज. ના મનમાં ભરૂંસો ઉત્પન્ન કરે, અને એમ કરીને પઇશા આપવાને ज. ને બદદ્યાનતથી લલચાવે, તો अ. એ ઠગાઇ કરી એમ સમજવું.

(इ.) अ. એક સ્થાવર મિલકત ब. ને વેચીને તેના નામનું ખત કરી આપે, પછી તે મિલકત વેચી માટે હવે મ્હારો તે પર કાંઇ હક્ક રહયો નથી એમ જાણયા છતાં, આગળ થએલા વેચાણ તથા ખતની ज. ને ખબર નહી આપતાં તે મિલકત अ. ज. ને વેચાતી અથવા ગીરો આપે, અને ज. ની પાસેથી તેની કીંમતના કે ગીરો બાબતનાં નાણાં લે તો, अ. એ ઠગાઈ કરી એમ સમજવું.

## વિશેષ સમજુતી.

જ્યાંહાં કેટલીએક ખોટી હકીકતો આપ્યામાં આવી હોય કે જેથી કોઈ પણ ઠગાય, ત્યાંહાં જો એવો વાંધો ઉઠાવવામાં આવે કે એમાંની કેટલીએક હકીકતો વિશે ધારા પ્રમાણે ફરીયાદી ન ચાલે, પણ જો તેમાંની કોઈ પણ હકીકત એવી ન હોય કે જે માટે ફરીયાદી ચાલી શકે, ને જેથી કરીને માલ મેળવ્યામાં આવ્યો હતો તો, પેલો વાંધો ચાલી શકે નહી.

ઈંગ્રેજી ધારા પ્રમાણે ભવિષ્યને માટે આપેલી ખોટી હકીકત જેમ ઠગવાનો ગુન્હો થતો નથી, તેમજ કોઇએ એવું કહ્યું હોય કે અમુક આશામી હું ફલાણું કામ કરીશ કે જે કામ કરવાનો તેનો પ્રથમ ઈરાદો ન્હોતો. જેમકે માલ મળેથી પૈશા આપીશ તો એવા બોલવા માટે ફરીયાદી ન ચાલે, અને એજ પ્રમાણે સ્કાટલંડમાં નિર્ણય કરવામાં આવ્યો હતો કે કાંઈ પણ ખોટી હકીકત આપ્યા વગર ઉધાર માલ મંગાવવો અને તેના પૈશા ન આપવાનો મ્હોટો દગો, આ જાતના ગુન્હા તળે આવતો નથી.

પણ ઉપર આપેલો મુકદમો આ ધારા પ્રમાણે નથી, જે ह. અને ग. દ્રષ્ટાંતો ઉપરથી માલમ પડે છે, ને જેઓમાં ઈરાદા વિશેનો ખોટો ઢોંગ ગુન્હો ઠરે છે. જ્યારે કાંઈ પણ કોલકરારો કર્યા હોય છે ત્યારે તે દરેક આશામી વિશે એવું સંભવે છે કે તેઓ એક બીજાનું કામ બજાવશે, અને ત્યાર પછી જો તે પ્રમાણે તે ન કરે તો આ કલમ પ્રમાણે ફરીયાદી માંડવામાં કાંઈ હરકત નથી, અને ત્યાં માત્ર સવાલ એજ ઉઠશે કે કોલકરાર કરતી વેળાએ સામા આશામીની તે પ્રમાણે ચાલવાની ધારણા હતી કે નહી. કોલકરારો ફક્ત તોડવાથી અસલ ઠગાઈ ભરેલી ધારણાની ખુલ્લી શાબીતી મળતી નથી. ફરીયાદીએ આ ધારણા વિશેની પુરતી શાબેતી આપવી જોઇએ, જેમકે કોઈ સખસ નાણું

લીધું હૈ તેની બાબતમાં એવી શાબીતી હોવી જોઇએ કે, જ્યારે તેણે નાણું લીધું ત્યારે તે તદન નાદાર હતો અને તે નાણું પાછું આપવાને શક્તિવાન થવાની કંઈ આશા ન્હોતી. જો કોઈ પુરૂષે માલ આપવાને કબુલ કર્યું હોય તો ત્યાં એવી શાબીતી હોવી જોઇએ કે તે આશામી પાસે કબુલેલો માલ આપવાનું કાંઈ પણ સાધન ન્હોતું, અને તે મેળવવા માટે તેણે કદી કાંઈ તજવીજ નથી કરી. આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે જો કોઈ કામ પોતે નિર્દોષ હોય પણ તે અમુક ધારણાએ કરવાથી અથવા અમુક બાબતમાં કરવાથી તે ગેરવ્યાજબી થાય, તોપણ જ્યાં સુધી જે વાતોથી પેલા નિર્દોષપણાનો નાશ થાય છે તે શાબીત ન કરવામાં આવે, ત્યાં સુધી નિર્દોષપણાનો સંભવ રેહે છે.

હરકોઈ વસ્તુના વેચાણની વેળાએ જે ખોટી હકીકતો કહી હોય તે બાબતની ફરીઆદની વેળાએ ઘણી સાધારણ અડચણ નડે છે. માલ વેચનારાઓ હમેશાં પોતાના માલની ખરી કીંમત કરતાં તે અતી ઘણી કીંમત અને માલ ઘણો સરસ કેહે છે, તેથી એ પ્રમાણે પોતાના માલ માટે કરેલી તારીફ જો ખોટી પડે અને તેને જો સાપ્રાધ ગુન્હા તરીકે ગણાય તો, દરેક વેચાણ ફરીયાદીની બાબત થઈ પડે. બીજા હાથ ઉપર જો કોઈ માણસ બીજા માણસને એક અમુક જણશ આપવાનું કહીને તેની પાસેથી પૈશા લે, અને તેને બદલે બીજી જણશ આપે તો, તેથી આપનાર ઉપર જણાવેલા ગુન્હાની માફકનો મ્હોટો દગો કરે છે.

એક મુકદમામાં કેદીએ ગીરવી મુકનારને ત્યાં કેટલાક ચમચા રૂપાના છે એમ કહીને ગીરવી મુકયા અને તેના ઉપર પૈશા કઢાવ્યા, તે ચમચા કાંઈ રૂપાના ન્હોતા પણ તે ઉપર રૂપાનો ઢોળ ચઢાવ્યો હતો, અને કેદી ધારતો હતો કે તે ઘણીજ હલકી ધાતુના બનાવેલા હતા, છતાં જે પઈશા તેના ઉપર કઢાવ્યા તેટલી તેની કીંમત હતી અહીં શાબીત કરેલો ગુન્હો ગેરવ્યાજબી ઠરાવવામાં આવ્યો.

આ ફોજદારી કાયદો ઈંગ્રેજી કાયદા કર્તાને નિમિત વિશેની ખુબીમાંજ નહીં, પણ તેની મતલબમાં પણ આગળ વધે છે. ઈંગ્રેજી ધારા પ્રમાણે તે કામની મતલબ, માલ, પૈશા અથવા બીજી કાંઈ કીમતી જામીનગીરી મેળવવાની હોવી જોઇએ. પણ આ કલમ પ્રમાણે તો જો તે કામથી ફરીયાદીને પોતાની સ્થિતી બદલવી પડે, કે જેથી કરીને તેના શરીર, મન, આબરૂ, કે મીલકતની તરફની કાંઈ નુકશાની કે હાની થાય તો, તેથી ગુન્હો સંપુર્ણ થાય છે. બંગાળાના એક કજીયામા એવો ફેંસલો થયો કે એક ઊંચી નાતના માણસને હલકી નાતની સ્ત્રી સાથે તે ઊંચી નાતની છે એવું જુઠું કહીને પરણવાને લલચાવ્યો, તેથી ૪૧૬ મી કલમ પ્રમાણે બીજા માણસનો ડોળ ઘાલીને તે ઉપર ઠગવાનો ગુન્હો શાબીત થયો હતો. જો કોઈ માણસ વકીલ હોવાનું ડોળ ઘાલીને કાંઈ કજીયો પોતે લે, અને બીજા માણસને તે કજીયો ચલાવવાને સોંપે, અને જો કે તે માટે કાંઈ પણ દામ લીધામાં આવ્યું ન હોય, તોપણ એ ફોજદારી ધારા પ્રમાણે ગુન્હા થાય છે, પણ ઈંગ્રેજી ધારા પ્રમાણે એથી કાંઈ ગુન્હો થતો નથી. આ ધારા પ્રમાણે ખરેખરા વેહેપારી કામકાજમાં એક આશામી ખોટી હકીકતથી બીજાને કાંઈ નુકશાન કરે અથવા તેને નુકશાનની ધાસ્તીમાં લાવે, તેથી ફરીયાદી ચાલી શકે તો ગુન્હો છે.

એવી કાંઈ જરૂર નથી કે ખોટું નીમીત શબ્દમાં હોવું જોઈએ. તે આશામીની ચાલચલણ અને કામકાજ મ્હોડેના કાંઈ પણ બોલવા વગર બસ છે. જેમકે એક આશામી

બ. ની પાસેથી માલ લે અને જે પેહેડી સાથે તેને કાંઈ પણ લેવડદેવડ ન હોય તે પેહેડી ઉપર એક હુંડી પેલા માલના નાણાને પેટે આપે, તો આ કાયદા પ્રમાણે ઉપલ્યું કામ ખોટું ડોળ કર્યો થાય છે. તેજ પ્રમાણે એક માણસ, બીજો માણસ કે જેના પૈશા નિકળતા હોય તેનું નામ ધારણ કરે તો, તેથી પણ ઉપલ્યો ગુન્હો થાય છે. તેજ પ્રમાણે એક આશામીને જે ખાતા સાથે પોતાને સબંધ ન હોય તે ખાતાનું ડોળ ઘાલીને તે ખાતા માટે બીજા આશામી પાસેથી માલ લે અને મ્હોડે કાંઈ પણ વાત ન થઈ હોય, તોપણ એ પુરતું ખોટું ડોળ ઘાલવું થાય છે.

વળી ખોટા ડોળની રીતે પૈશા મેળવેલા અથવા વર્તણુંક માંહે ફેરફાર થયેલો હોવો જોઈએ. જે હકીકત કહી હોય તે તે કામને લગતી હોવી જોઈએ; કારણ કે તે હકીકત જો બીનજરૂરની ને તે બાબતને લગતી ન હોય, તો તેથી કાંઈ એવો સંભવ ન થાય કે સામા ધણીને લલચાવવામાં તેની કાંઈ અસર થઈ. તેજ પ્રમાણે તે હકીકત માન્યામાં આવેલી હોવી જોઇએ, નહીં તો જેઓને તે કેહેવામાં આવી હોય તેઓ આગળ તેનું કાંઈ પણ વજન ન થાય. એક કજીયામાં એવું માલમ પડ્યું કે કેદીએ જે કામ કર્યું તેના કરતાં વધારે કહ્યું, એવી મતલબથી કે તેના નિકળતા પૈશા કરતાં વધારે મળે, વાદિએ, પ્રતિવાદીએ માગેલા પૈશા તેણે કહેલી હકીકત ખોટી જાણતા છતાં હસ્તા આપ્યા. આ કજીયાના ફેંસલામાં અપીલ કર્યામાં આવી, અને તેનો ફેંસલો કરતી વેળા વડા જડજ કોકબર્નસાહેબે કહ્યું કે:—

આ શાબીત કરેલા તોહમતને ટેકો મળે નહીં. અહીં વાદિ જાણતો હતો કે ડોળ ખોટું હતું, ત્યારે સવાલ એ ઉઠે છે કે વાદીને આ નાણા આપવા માટે કયા કારણથી લલચાવવામાં આવ્યો? જો પ્રતિવાદીએ કહેલી ખોટી હકીકત માનવામાં આવી હતે તો, કજીયો શાબીત થયેલો કેહેવાતે, પણ આતો કાંઈ તેમ નથી.

છેલ્લું ખોટું ડોળ ઠગવા માટે વાપરેલું હોવું જોઈએ. આનો સંભવ જો દગો રચ્યામાં આવ્યો હોય તો તે ઉપરથી થાય છે. બીજા હાથ ઉપર કોઈ કજીયામાં એવું દેખડાવવામાં આવે કે ખોટું ડોળ ફક્ત મશ્કરીને ખાતર અથવા કાંઈ એવા બીજા કારણસર ઘાલ્યું હતું, અને તેથી કાંઈ ઠગવાની ધારણા ન્હોતી, તો તે કજીયો સારી રીતે ધ્યાનમાં લેવો જોઈએ. એક કજીયામાં નીચલી જાણવા જોગ બાબતો માલમ પડી. વાદીએ એક કેદીના શેઠને કાંઈ પૈશા દેવા હતા, જે પૈશા કેદી લાવી શકનો ન્હોતો, અને તે પોતાના હાથે શેઠને આપવા માટે વાદીની બાઈડી પાસે તેની ગેરહાજરીમાં ગયો, અને કહ્યું કે તેના શેઠે તેણીના ભરથાર પાસેથી (ચોકસ વસ્તુ) ખરીદી છે, જે લઈ જવા માટે મને મોકલ્યો છે, તેથી તેણીએ તે કેદીને હવાલે કર્યા.

"જો કે જુબાની ઘણી ખુલ્લી છે, તોપણ તમારી ખાત્રી થવી જોઇએ કે જે ખોટું ડોળ ઘાલવામાં આવ્યું તે ઠગવાને માટે હતું, પણ જો તમો એમ વિચારો કે તેતો ફક્ત તેના શેઠનું જે વ્યાજબી લેહેણું પ્રતીવાદીના ઉપર નિકળતું હતું તે આપવાની ફરજ પડે, તે માટે વાદીનો માલ ખોટું ડોળ ઘાલીને લાવ્યો; તો તમારી ફરજ છે કે કેદી બીનતકશીરવાર છે એવો વિચાર આપવો. કેદીએ જે વાત ખોટી છે એવું તે જાણતો હતો તે કહી, અને તેથી માલ મેળવ્યો એ કાંઈ પુરતી શાબીતી ગણાય નહીં. તમારી ખાત્રી થવી જોઇએ કે કેદીની તે ધારણા વાદીને ઠગવાની હતી."

મદ્રાસમાં ચુકેલા એક કજીયામાં ઉપલ્યા કજીયાના ફેંસલા ઉપર ઘણો આધાર રાખવામાં આવ્યો હતો. એ કજીયામાં કેદીએ કબુલ કર્યું કે કોળીઓની ખરેખરી સંખ્યા કરતાં વધારે સંખ્યા માટે તેને આંકડો કર્યો હતો, અને તે ઉપર પૈશા લીધા, તોપણ તેણે એવો બચાવ કરવાની તજવીજ કરી કે રેલવે કંપનીને પુરા પાડેલા માલની બાબતમાં તેને એક ચોકસ રકમ પોતાની ગાંઠથી આપી હતી; ભુલથી તેનાથી તે રકમ વ્યાજબી વખતે મંગાઇ નહી. અને તેની ભુલ માટે ઠપકો મળવાની ધાસ્તીથી તેણે તે રકમ પાછળથી માગી નહીં, પણ આ પ્રમાણેની આડકતરી રીતે પોતાનાં નાણાં પાછાં મેળવવાની તેણે તજવીજ કરી. આ ઉપરથી તેના શેઠો સાથે કાંઇ પણ દગો રમવામાં આવ્યો ન્હોતો, અને ખોટા ડોળનું પરીણામ એજ નીપજ્યું કે તેઓએ જે પૈશા એક ચીજને માટે નિકળતા હતા તે બીજી ચીજને માટે આપ્યા. જડજસાહેબે સાહેદીઓ લેવા ના પાડ્યું, અને તેનું કારણ એ આપ્યું કે તેથી કાંઈ બચાવ થનાર નથી. ઉપલ્યો કજીયો રજુ કરવાથી તેણે કહ્યું કે પેહેલાં તો ઉપલ્યા કજીયામાં કરજ વ્યાજબી હતું, અને અહીંયાં તો તેની રેલવે કંપનીને ખબર પણ આપ્યામાં આવી ન્હોતી. બીજું તો પેલા કજીયામાં કેદીનો વિચાર વાદિ પાસેથી તેનો માલ હમેશાં લેઈ લેવા માટે ન્હોતો, પણ ફક્ત થોડો વખત અટકાવવાનો કે જેથી તેના ઉપર કરજ આપવાનું દબાણ થાય, અને ફરજ પડે.

એક કજીયામાં પ્રતીવાદીના ઉપર વાદી પાસેથી ખોટે બાહાને ગાડી મેળવવાનો વાંક મેહેલ્યામાં આવ્યો હતો. પ્રતીવાદીએ આ વાત કબુલ કરી, પણ તેણે કહ્યું કે વાદીના પાસે તે કેટલાક પૈશા માગતો હતો તે આપવાને વાદીને ફરજ પાડવા માટે તેણે ગાડી મેળવી. જડજ બીટલસને જ્યુરીને આ મુકદમાની તપસીલ સમજાવતી વેળાએ કહ્યું કે:—

જ્યાં સુધી તમારી ખાત્રી ન થાય કે કેદીએ જે માલ મેળવ્યો તે પોતાનાજ ઉપયોગમાં આણવા માટે મેળવ્યો, ત્યાં સુધી તેના ઉપર તોહમત શાબીત ઠરાવશો માં. જો તમો વિચારો કે તે માલ પોતાની પાસે રાખવા માટે નહી, પણ તેનું જે વ્યાજબી લેહેણું સામા આશામી ઉપર નીકળતું હતું તે આપવાની ફરજ પાડવાની ધારણાથી મેળવ્યો, તો તેના ઉપર તોહમત શાબીત થતું નથી. વાદી લેહેણું કબુલ કરે છે અને તે બાબતની તકરારની લવાદી વિશેની પણ શાબીતી છે. જો તમો ધારો કે આતો ફક્ત દબાણને માટે એક ઠગબાજી કરવામાં આવી હતી, તો હું તમને ભળામણ કરૂં છું કે કેદીને નિરઅપરાધી ઠરાવવો. લેહેણદેણની બાબતમાં ફોજદારી વાંક માટે ગુન્હો શાબીત ઠરાવવો ઘણું ભય ભરેલું છે.

આ વાત ધ્યાનમાં રાખવી કે ઉપલ્યા તોહમતો જુના કાયદા પ્રમાણે મેહેલ્યાં હતાં, તોપણ આવા મુકદમાઓ આ કલમમાં આવી શકે.

આ કલમ પ્રમાણે તો ગુન્હો શાબીત કરવામાં માલ કઢાવવા માટે ઠગવું અને જે રીતે તે માલ વાપરવાની ધારણા રાખી હોય તે, અથવા જેટલો વખત સુધી તે માલ રાખવાની ધારણા હોય તે બાબતો ઘણી અગત્યની છે. ઈંગ્રેજી ધારા પ્રમાણે આથી જુદુંજ છે. ત્યાંહાં તો ખોટે બાહાને માલ મેળવવાથી અને તે સાથે તેજ માલ વિશે કોઈ પુરૂષને ઠગવાની અથવા દગો કરવાની ધારણા રાખ્યાથી ગુન્હો થાય છે. તે માલ જો હમેશાં કબજામાં રાખવાનો ન હોય, અને જો તેથી માલધણીને કાંઇ પણ નુકશાન કરવાનું ન હોય, તો વ્યાજબી રીતે કહી શકાય કે ત્યાંહાં ઠગવાની અથવા દગો રમવાની કાંઇ ધારણા ન હોય. આ ધારા પ્રમાણે આવા કજીયા માટેનો આધાર સામાના માલનો કબજો ફેરવવા

મારેનું પ્રમાણીકપણું છે. વિલાતમાં પણ કોઈ કેદી માલ ખોટે નીમીતે લઈ અને કહે કે તેની ધારણા જ્યારે તેનાથી બની આવે ત્યારે તેના પઈશા આપવાની હતી, તો એ કાંઈ બચાવ તરીકે ગણાય નહી.

જ્યાંહાં એવો સવાલ ઉઠ્યો હોય કે કેદીએ જે ખોટી હકીકત કહી તે ઠગવા માટે હતી કે નહી? ત્યાંહાં જો એવી શાબીતી લાવવામાં આવે કે તેણે આગળ પણ એમ કરીને પઇશા મેળવ્યા હતા, તો તે શાબીતી દાખલ કીધામાં ન આવે એવો ઠરાવ થયો છે.

**ફેંસલા**—કોઈ છોકરાને તેના બાપના શા પરીણામો બનશે એવી ફક્ત ધાસ્તી આપીને દેવું આપવાને લલચાવવો તે ઠગાઈ નથી. ખરેખરા સંભવ કરતાં તે પરીણામો વધારે મ્હોટા બતાવવા તે છેતરવું ગણાય, પણ કાંઈ કપટ અથવા બદઘાનતના ઈરાદા સિવાય કેહેવામાં આવ્યા હોય તો ઠગાઈ ગણાતી નથી. રાણી વિ. રાજકુમાર બાનરજી. તા૦ ૨૫ મી સપ્ટંબર. વિ. રી. પ્ર.

એક દીવશ ફક્ત પૈશા લેઇને બીજે દીવશે તે પઈશા પાછા આપ્યા સિવાય બદઘાનતથી નાશી જવાથી બેશક ઠગાઈનો ગુન્હો બનતો નથી. પૈશા લેતી વખતે છેતરવાનો અને કપટ કરવાનો ઈરાદો હોવો જોઇએ. કેદીની પછીની વર્તણુંક તેનો અગાઉનો બદઘાનતનો ઈરાદો શાબીત કરવાને પુરાવો છે. રાણી વિ. હીરામમ હલવઈ. ૫ વિ. રી. પ્ર. ૫.

જે માણસને પૈશા આપી દેવાને અને તેને પરણાવવાની છોડી બાહ્મણી હતી, એવું ખોટું સમજાવી પરણાવવાનો તેની પાસેથી કરાર કરાવી લેવાને લલચાવવામાં આવ્યો હતો, તેને ઠગવાનો ગુન્હેગાર ઠરાવ્યો. રાણી વિ. પદોમોની બોઈસ્ટોબી. ૫ વિ. રી. પ્ર. ૫૮.

પાણી ભેળવેલું દુધ અને નીચી જાતની મીઠાઈ વેચવાને માટે તોહમતદારો ઉપર આ કલમ મુજબ ઠગાઇનું તોહમત રાખી તેમને નિર્દોષ ઠરાવી છોડી મુકવામાં આવ્યા હતા; કારણ ખરીદદાર જાણતો હતો અને તેને કહ્યું હતું કે દુધ, પાણીના ભેગવાળું છે, તેથી તેમાં કાંઈ ઠગાઈ થતી નથી. અને મીઠાઈના સબંધમાં એ કારણ બતાવવામાં આવ્યું હતું કે મીઠાઈ ખરીદ કરતાં પેહેલાં ચાખવામાં આવી હશે, અને તનદુરસ્તીને નુકશાન થાય એવી કાંઈ પણ ચીજોની તે બનાવવામાં આવી ન્હોતી. રાણી વિ. કાલીમોદક. ૧૮ વિ. રી. ૬૧.

કોઈ તોહમતદાર ટીકીટ લીધા શિવાય છાનોમાનો તમાશાના મકાનમાં ગયેલો, અને ત્યાંથી પકડાયલો, તેમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે આવા કૃત્યથી આ કલમ મુજબ ઠગાઈનો ગુન્હો બનતો નથી. પીનલકોડની કલમ ૪૪૧ માં બતાવેલા કોઈ પણ ઈરાદાથી પ્રવેશ કર્યો હોય તો તેથી સાપ્રાધ પ્રવેશનો અથવા બીજો કોઈ ગુન્હો બને છે. રાણી વિ. મેહેરવાનજી બેજનજી. ૬ મું. હા. કો. રી. પ્ર. ૬.

વેષ લઈને ઠગાઈ કરવી

**૪૧૬. પોતે કોઇ બીજો સખસ હોવાનો ઢોંગ કરીને, અથવા જાણીબુજીને એક સખસને ઠેકાણે બીજો સખસ મુકીને, અથવા પોતે અથવા કોઇ બીજો સખસ ખરેખર જે હોય તેથી જુદોજ સખસ છે એવું બતાવીને, અગર કોઇ માણસ ઠગાઈ કરે, તો તેણે "વેષ લઇને ઠગાઇ કરી" એમ સમજવું.**

**ખુલાસો—જે સખસનો વેષ લીધો હોય તે સખસ ખરેખર કોઇ હોય અથવા નહી હોય, તોપણ એ ગુન્હો થયો એમ સમજવું.**

**દ્રષ્ટાંતો.**

**(अ.) હું अ. નામનો ફુલાણો માતબર સરાફ છું, એમ કોઇ अ. ઢોંગ કરીને ઠગાઇ કરે, તો अ. એ વેષ લેઇને ઠગાઇ કરી એમ સમજવું.**

**(ब.) હું ब. છું એમ ઢોંગ કરીને अ. ઠગાઇ કરે, અને ब. તો મરી ગએલો સખસ હોય, તો अ. એ વેષ લઇને ઠગાઇ કરી એમ સમજવું.**

**ફેંસલા**—હું અમુક પોલીસ અમલદાર છું એવું કહી ગામડાના લોકો પાસેથી પૈસા કઢાવે, તો તેણે ઠગાઈ અને સરકારી નોકરે વેષ લીધાનો ગુન્હો કર્યો કેહેવાય. ૨ વી. રી. પ્ર. ૨૯

કોઈ માણસે એક છોડીને કોઈ એક સ્ત્રીની દીકરી, બીજી સ્ત્રીની તે દીકરી છે એવું જાણ્યા છતાં બતાવેલી, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુજબ વેષ ધારણ કરી ઠગાઇ કરવાનો તે ગુન્હેગાર છે, પણ તે ગુન્હાને પીનલકોડની કલમ ૧૦૯ મુજબ મદદગારીમાં લાવવાની જરૂર ન્હોતી. રાણી વિ. ધનપત ઓઝા. ૭ વિ. રી. પ્ર. ૫૧.

કેદીઓએ લેવડદેવડમાંથી બે છોકરીઓ ખરીદ કરી દુર પરહદમાં લેઈ જઈ, તેઓ ખરેખરી રીતે હતી તેના કરતાં વધારે ઉત્તમ જાતની સ્ત્રીઓ દગાથી બતાવી. રીવાજ માફક બક્ષીસો લેઈ તેમને બે રજપુતો સાથે પરણાવી દીધી; તેમાં એમ ઠરાવ્યું કે પીનલકોડની કલમ ૩૭૩ મુજબ તેઓને ગુન્હેગાર ઠરાવી શકાય નહી, પણ આ કલમ મુજબ ઠગાઈ અને જુઠો વેષ ધારણ કરવાને માટે ગુન્હેગાર ઠરાવી શકાય. રાણી વિ. ડાબીસીંગ વિગરે. ૭ વિ. રી. પ્ર. ૫૫.

તોહમતદાર છોડીને તેણીના કાયદેસર વાલીના હવાલામાંથી મરજી વિરૂદ્ધ લેઈ ગયો, એવું શાબીત થયા સિવાય પીનલકોડની કલમ ૩૬૬ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. આ કેસમાં તોહમતદારે છોડી બ્રાહ્મણ છે એવું બતાવી ફરીયાદીના ભાઈને પરણાવવાનું કબુલ કરી તેના બદલામાં તેની પાસેથી અનેજ લીધેલો, પણ ખરૂં જોતાં છોડી શુદ્ર જાતની હોવાથી એમ ઠરાવવામાં આવ્યું હતું કે તે આ કલમ મુજબ જુઠો વેષ ધારણ કરી ઠગવાનો ગુન્હેગાર છે. મોહીમચંદ જસીલ અપેલેન્ટ. ૧૬ વિ. રી. પ્ર. ૪૨.

બીજાનું નામ લેઈ જુબાની આપવી તે આ કલમ પ્રમાણેનો વેષ લેઈ ઠગાઈનો ગુન્હો નથી, પણ કલમ ૧૯૩ પ્રમાણે ખોટી જુબાની આપ્યાનો ગુન્હો થાય છે. રાણી વિ. પ્રેમા ભીખા. ૧ મું. હા. રી. પ્ર. ૮૯.

કેદીએ પોતાનું ખરૂં નામ નહી કેહેતાં હું અમુક માણસ છું એમ કહી એક કાગળ સ્ટાંપવેંડર પાસેથી વેચાણ લીધો, તેમાં ઠરાવ્યું કે આ ગુન્હો આ કલમ પ્રમાણે વેષ બદલી ઠગાઈ કર્યાનો નથી, પણ કલમ ૧૭૭ મુજબ ખોટી ખબર આપ્યા બદલનો છે. ૩ મું. હા. રી. પ્ર. ૪૨.

ઠગાઈની શિક્ષા.

**૪૧૭. જે માણસ ઠગાઇ કરે, તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—ઠગાઈને માટે ગુન્હેગાર ઠરાવતા પેહેલાં પૈસા લેતી વખતે બદયાનતનો ઈરાદો હતો એવી કોર્ટને ખાત્રી થવી જોઈએ. હીરામમ હલવાઈ અપેલેન્ટ. ૧ ઈં. જ્યુ. ઉ. દ. ૯૭.

પ્રતીવાદીએ પાંચ વર્ષ સુધી કાંઈ પણ વીઘોટી ભર્યા સિવાય કેટલીક જમીન લેવાને માટે તેહેસીલદારને અરજી કરી, અને તે જમીન નકામી છે એવું જુઠું તેમાં લખ્યું. આ

ઉપરથી તેને ઠગાઈ કર્યાનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. ગુન્હેગાર કાયદેસર છે એમ ઠરાવવામાં આવ્યું. ૬ મ. હા. કો. રી. પ્ર. ૧૨.

કોઈ હોડીવાળાને પૈશા આપવા કરી નદીની સામે પાર કોઈ સખસ ઉતરે, અને પછી પૈશા આપવાની ના પાડે, તેથી તેને ઠગાઈનો ગુન્હો કર્યાનો ગુન્હેગાર ઠરાવ્યો. ૨ ના. વે. પ્રા. પ્ર. ૪૩૧.

કોઈ માણસે લગ્નમાં વાપરવાને માટે કેટલીક મીલકત ભાડે લાવીને કેટલુંક ભાડું આપ્યું, અને બાકીનું ભાડુ આપવાની અને લગ્ન થઈ રહ્યા પછી મીલકત પાછી આપવાની ચીઠી લખી આપી, પણ લગ્નની વાત જુઠી હતી અને તેના જાણવામાં સારી રીતે હતું, અને તે મીલકત લીધા પછી તકરારમાં બતાવેલા દિવાની દાવાની જપ્તીમાં આપવાનો તેનો વિચાર હોવાથી તે ઠગાઈ કર્યાનો ગુન્હેગાર છે. રાણી વિ. કાદીરબક્ષ. ૩ ના. વે. પ્રા. પ્ર. ૧૬.

કેદીઓએ પોતાને ત્યાં ગીરો રાખેલા કેટલાક દાગીનાઓ પાછા આપવાનું વચન આપી એક સરકાર ચલણી નોટ લીધું, પણ તે દાગીનાઓ પાછા આપવાનો તેમનો વિચાર ન્હોતો; અને પાછળથી તેઓએ તે નોટ મોકલનારની પાસે બીજું લેહેણું હતું તેને પેટે રાખ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેઓ ઠગાઈના ગુન્હેગાર હતા. રાણી વિ. શીઓ દરસનદાસ. ૩ ના. વે. પ્રા. પ્ર. ૧૭.

જે વર્ગની ટીકીટ લીધી હોય તે વર્ગમાં નહી બેસતાં ઉપલા વર્ગમાં બેશી કોઈ માણસે રેલવેની મુસાફરી કરી હોય તો, તે આ કલમ મુજબ ઠગાઈને માટે ગુન્હેગાર ગણાતો નથી, પણ તેને રેલવેના સન ૧૮૫૪ ના આકટ ૧૮ મા મુજબ સજા થાય છે. રાણી વિ. ડાહ્યાભાઈ પ્રભારામ. ૧ મું. હા. કો. રી. પ્ર. ૧૪૦.

ટીકટ વગર પ્રદરશનમાં છાનું જવું એ આ કલમ પ્રમાણે ઠગાઈનો ગુન્હો થતો નથી. રાણી વિ. મેહેરવાનજી બેજનજી. ૬ મું. હા. કો. રી. પ્ર. ૬.

ઠગાઈના ગુન્હાનો અપરાધી ઠરાવવાને માટે વચન આપતી વખતે ઠગવાનો ઈરાદો હતો એવો કેટલોક પુરાવો જોઇએ, અને આવી રીતે વચન નહી પાળવાથી ઠગાઈનો ગુન્હો પુરો થાય છે. રાણી વિ. હરગોવનદાસ અને હરીકીશ્ણદાસ. ૯ મું. હા. કો. રી. પ્ર. ૪૪૮.

એક મજુર કરેલી મજુરીનાં નાણાં લેવા આવ્યો, ત્યારે તે આપનાર ધણીએ પુછ્યું કે કામ બરોબર કર્યું છે. મજુરે હા કહી. કામ પુરૂં કર્યું નથી એવું તે શેઠ જાણતો હતો, તેમ છતાં તેને ફસાવવા માટે પુરેપુરાં નાણાં આપ્યાં અને પછી તેના ઉપર ઠગાઈની ફરીયાદ માંડી, તેમાં ઠરાવવામાં આવ્યું કે ઠગાઇનું તોહમત રેહે નહી. પુરૂં કામ કર્યું નથી એવું તે જાણતો હતો જેથી મજુરની લુચાઇથી ઠગાય તેમ ન્હોતું ૧૧ વી. રી. પ્ર. ૫૧.

મજુર લોકોનો પગાર જે તારીખે ચુકવી આપવામાં આવે તે તારીખે તેટલો પગાર લેહેણો ન હોય, તેમ છતાં અધુરા કામનો પગાર કોઇ મુકાદમ લે. મજુરોને કરેલા કામનાં નાણાં આપે. અધુરા કામનાં પોતા પાસે રાખે તો, તેણે ઠગાઈનો ગુન્હો કરચો કેહેવાય. ૧૦ વી. રી. પ્ર. ૨૮.

આ કલમ મુજબ ઠગાઇને માટે ગુન્હેગાર ઠરેલા કોઈ વકીલના કેસમાં ડીસ્ત્રીકટ જડજે હાઈકોર્ટને ધંધો ચલાવવાની પરવાનગી આપવાને તે નાલાયક છે એવા હુકમો કાઢવા ને રીપોર્ટ કર્યો. કેસ સાંભળ્યા પછી વકીલના કૃત્યોથી કાયદા પ્રમાણે ઠગાઈનો ગુન્હો લગતો નથી એવું શાબીત કરવાને માટે પાછળનો ગુન્હો બતાવવાની વકીલ (કાનસલ) ને પરવાનગી આપવામાં આવીહતી. વકીલ દુરગાચરનની બાબતમાં. ઈ. લા. રી. ૭ અ. પ્ર. ૨૯૦.

ફરીયાદીએ પોતાનો ચોપડો કેદીને હીસાબ જોવા આપ્યો, તે જોઈ કેદીએ કહ્યું કે તમારા રૂ. ૩૩–૫–૩ મારે દેવા નીકળે છે. તે ઉપરથી ફરીયાદીએ કેદીને એ મતલબનું ખાતુ ચોપડીમાં પાડી આપવા કહ્યું કેદીએ ફરીયાદી નહી જાણે એવી ભાષામાં જુદી રીતે લખ્યું કે તે રૂપીયા ફરીયાદીને તેણે આપ્યા છે, ને હિસાબ ચુકતે કર્યો છે, તેથી કેદીને પીનલકોડની કલમ ૪૬૫ મુજબ ખોટો દસ્તાવેજ બનાવ્યાનો ગુન્હેગાર ઠરાવ્યો હતો. આ હકીકત ઉપરથી એ કલમ મુજબનો ગુન્હો થતો નથી, પણ ફરીયાદીને છેતરવાનો ઈરાદો કેદીએ કરેલો જણાય છે,તેથી આ કલમ અને કલમ ૫૧૧ મુજબ ઠગાઈની કોશીસનો ગુન્હેગાર ઠરાવવામાં આવે છે. રાણી કૈસરે હિંદ. વિ. કુન્હુંનાયરાં. ઈ. લા. રી. ૧૨ મ. પ્ર. ૧૧૪.

જેનો લાભ જાળવવાનીજે સખસની ફરજ હોય તેને ગેરવ્યાજબી હાનીપશેએવું જાણીનેતેસખસેઠગાઈકરવી.

**૪૧૮. કોઇ સખસ ઠગાઇ કરે, અને તે એમ જાણતો હોય કે, જે પ્રકરણમાં હું ઠગાઇ કરૂં છું તે પ્રકરણમાં ફલાણા સખસનો લાભ જાળવવાની કાયદા પ્રમાણે અથવા કાંઇ કાયદેસર કરાર પ્રમાણે મ્હારી ફરજ છે, તે સખસને એ ઠગાઇથી ગેરવ્યાજબી હાની મ્હારાથી થાય એવો સંભવ છે, તો તે સખસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ જે મુકરદમાઓમાં વાલી, "ટ્રસ્ટી", વકીલ, આડતીયા, અથવા કોઈ હિંદુ કુટંબના કારભારીએ ઠગાઈ કરી હોય, તેને લાગુ પડે છે

વેષ લઈને ઠગાઈ કરવાની શિક્ષા.

**૪૧૯. જે માણસ વેષ લઇને ઠગાઇ કરે, તેને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**–કોઈ કેદી પોલીસ અમલદાર તરીકે ડોળ બતાવી કેટલાક ગામડાઓમાંથી પૈશા ઠગીને લેઈ ગએલો તેને ઠગાઈ અને ખોટી રીતે સરકારી નોકરનો વેષ ધારણ કરવાને માટે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. રાણી વિ. સદાનંદ ડોસ ઉરફે સોના બીસ્વાસ. ૨ વિ. રી. ૨૯.

अ. સ્ત્રીએ દસ્તાવેજ રજીષ્ટર કરાવવાનો વિચાર કરેલો, પણ તે ઘણી માંદી હોવાથી ब. જેને તે ઓળખતી હતી તેણે अ. સ્ત્રીનો વેષ ધારણ કરી તેણીના નામે દસ્તાવેજ રજીષ્ટર કરાવ્યો, તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે કોઈ પણ માણસને કપટ કરવાનો ઈરાદો હતો એવું શાબીત થયા સિવાય, આ કલમ મુજબ વેષ ધારણ કરી ઠગાઈ કરવાને માટે अ. ગુન્હેગાર નથી, પણ સન ૧૮૬૬ ના આકટ ૨૦ માની કલમ ૯૩ મુજબ ગુન્હેગાર છે. લુથી એવા વિગરેના કામની તપાસણી. ૧૧ વિ. રી. ૨૪; ૨ બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૨૫.

ઠગાઈ કરીને બદદ્યાનતથીકાંઈ મીલકત અપાવવી.

**૪૨૦. કોઇ માણસ ઠગાઇ કરે, અને તેથી કરીને બદદ્યાનતથી એમ કરે કે તે ફરેબ દીધેલો સખસ કાંઇ મિલકત કોઇ સખસને આપે અથવા કાંઇ કીંમતી દસ્તાવેજ અથવા સહી કે મ્હોર કરેલી કાંઇ વસ્તુ જેનો કીમતી દસ્તાવેજ બની શકે તે આખી કે થોડી ઘણી બનાવે, ફેરવે, કે તેનો નાશ કરે, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા.**—આ કલમ મુજબ ઠગાઇના તોહમતમાં બતાવવું જોઈએ કે લીધેલી મીલકત કપટ કરવામાં આવેલા માણસની હતી. રાણી વિ. વીલીયમ. ઈ. જ્યુ. પ્ર. ૯૪, ૧ મું. હા. કો. રી. પ્ર. ૩૧.

કોઈ માણુસે દુષ્કાળમાં આશરો આપનારા અમલદાર પાસેથી એક રૂપીયાના ૧૬ શેર લેખે ચોખા દરેક રૂપીયે શેર ઓછા વેચવાની શરતે ખરીદ કરેલા, તે માણુસને આ કલમ મુજબ ઠગાઈને માટે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો, કારણ કે કબુલ કરેલા દરે નહી વેચતાં તેણે એક રૂપીયાના બાર શેર લેખે ચોખા વેચ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે પીનલકોડની કલમો ૨૩ અને ૨૪ ના અર્થ મુજબ ગેરવ્યાજબી લાભ અથવા નુકશાન કોઈ માણુસને નહી થવાથી ગુન્હો બન્યો નથી. રાણી વિ. લાલમહમદ વિગરે. ૨૨ વિ. રી. પ્ર. ૮૨.

પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટના કોઈ કંટ્રાકટરે જે કામ તે વખતે પુરૂં થયું ન્હોતું તે કામને માટે પૈશાની કેટલીક રકમો લીધેલી, તે સબંધમાં તેના ઉપર ઠગાઈ કર્યાનું તોહમત રાખવામાં આવેલું, તેને માટે પુરાવા ઉપરથી નિર્દોષ થઈ છુટી ગયો હતો, કારણ કે નીચે બતાવેલી બાબતો શાબીત થઈ ન્હોતી, (૧) તોહમતદારે ખોટું બાહાનું બતાવ્યું હતું; (૨) તોહમતદાર ખોટું બાહાનું બતાવે છે અથવા તેનો કપટ કરવાનો ઈરાદો હતો એ તેના જાણવામાં હતું; (૩) બાહાનું ખરૂં બતાવ્યું છે એવા ભરોંસાથી પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ ઠગાયું હતું; અને (૪) તોહમતદારે સરકારને ગેરવ્યાજબી નુકશાન ન કરવાના ઈરાદાથી પૈશા લીધા હતા. રાણી વિ. કાલીપડો પોરમા નીક. ૨૩ વિ. રી. પ્ર. ૪૩.

કોઈ ગુણકાએ પોતાને ચાંદીનો રોગ થયો છે એવી જે માણસને તેણીની સાથે લાગતું હતું તેને ખબર આપ્યાથી તે પીનલકોડની કલમ ૨૬૯ મુજબ "જીંદગીને જોખમ પોંહોચે એવા રોગનો ચેપ પસરે એવું ગફલતીનું કામ" કરવાને માટે શિક્ષાને પાત્ર થતી નથી. તેણીએ જો કાંઈ ખોટું સમજાવીને કોઈ માણુસને બદકામ કરવાને લલચાવ્યો હોય, તો તેણીના ઉપર કલમ ૪૧૭ અથવા આ કલમ મુજબ ઠગાઈને માટે તોહમત રાખી શકાય. રાણી વિ. કરમાકોમ સાધુ. ઈ. લા. રી. ૧૧ મું. પ્ર. ૫૯.

---

## દગાનાં ખતો તથા મિલકતની વ્યવસ્થા બાબત.

માગનારાઓમાં વેંહેચણથી અટકાવવાને માટે કાંઈ મીલકતનું બદયાનતથી અથવા દગલબાજીથી ખશેડવું અથવા છુપાવવું

**૪૨૧. જે માણુસ બદયાનતથી કે દગલબાજીથી કાંઇ મિલકત ખશેડે અથવા છુપાવે, અથવા પુરેપુરી કીંમત લીધા વિના કોઇ સખસને આપે કે તેને નામે કરી આપે કે કરાવી આપે, એવા ઇરાદાથી કે તેમ કરીને પોતાના કે કોઇ બીજા સખસના માગનારાઓમાં તે મિલકત કાયદા મુજબ વેંહેચાતી અટકે, અથવા તેમ કરવાથી તે વેહેંચાતી અટકશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

કોઈનું કાંઈ લેહેણું કે મા

**૪૨૨. પોતાનું અથવા કોઇ બીજા સખસનું કાંઇ 'લેહેણું' કે માગણું હોય, તે પોતાનું અથવા તે સખસનું કરજ અદા**

ગણ્યું હોય તે પોતાના માગનીરાઓને મળતું, તે માણસે બદધાનતથી અથવા દગલ બાજીથી અટકાવવું.

**કરવામાં કાયદા મુજબ કામે આવતું જે માણસ બદધાનતથી અથવા દગલબાજીથી અટકાવે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ અને ૨૦૬ અને ૨૦૮ મી કલમો વચેનો તફાવત ઠરાવવો ઘણો મુશ્કેલ છે. ૪૨૧ મી કલમમાં જે શબ્દો "માગનારા વચે ધારા પ્રમાણે માલની વેહેચણ કરવાને" લગતા છે, તે નાદારીના ધારા સાથે સબંધ રાખતા માલમ પડે છે, એજ બાબતમાં માલ માલની આ પ્રમાણે વેહેચણી કર્યામાં આવે છે. તેઓની અસર કદાચને જે લુચ્ચા, દેવાળીઆઓ ખોટાં નામો તેઓના માગનારા દાખલ આપે છે, અથવા અમુક માગનારને બીજા માગનાર કરતાં વધારે લાભ કરે છે, એવા આશામીઓને શિક્ષા કરવાની હશે. નાદારીના ધારાનો એવો નિયમ છે કે દરેક માગનારાઓને તેના કરજના પ્રમાણમાં દેવાળીયાની માલ મિલકતનો હિસ્સો મળવો જોઈએ.

એક વેહેપારી દેવાળું કાહાડવાની સાંજરે જે મીલકત તેના સઘળા માગનારા વચે દેવાળાના પ્રમાણમાં વેંહેચી આપવી જાઈએ તે મીલકત એકજ માગનારને હવાલે કરે, તો તેણે ધારાથી ઉલટો ચાલીને ઠગાઈ કરી એમ ઠરવું જોઈએ. પણ આવા કામની વખતે કોઈ એવી હકીકતો મળી આવે કે જેથી એ કામનું સ્વરૂપ બદલાઈ જાય, અને એવું માલમ પડે કે દેવાદારે જુદાજ હેતુંથી એ કામ કર્યું; તો આ હકીકતો જ્યુરીના વિચાર ઉપર રાખવી જોઈએ; જેઓને જણાવવું જોઈએ કે જ્યાહાં સુધી તમારી ખાત્રી થાય કે આ કામની મતલબ ધારાથી ઉલટો ચાલવાની અને એક અમુક માગનારને બીજા માગનારાને નુકશાન પુગાડીને તેની કોઈ મિલકત આપવાની અને તેથી મિલકતના સરખા હિસ્સા થવાનો અટકાવ કરવાની હતી, ત્યાંહાં સુધી આ કામ ધારા પ્રમાણે વ્યાજબી છે.

એક મુકરદમામાં નાદારે એક મ્હોટી રકમ જ્યારે તે ઘણીજ નાદારી હાલતમાં હતો ત્યારે પાછી આપી હતી, પણ એવું માલમ પડયું કે એ કામ તેણે દગા ભરેલી ધારણાથી નથી કર્યું, પણ તે દાહાડે તે રકમ આપવાને આગમચથી થયેલી કબુલાત પ્રમાણે કર્યું હતું. કોર્ટે જણાવ્યું કે દગા ભરેલી ધારણાનો સંભવ માલ માગનાર તરફના દબાણની ગેરહાજરીથીજ ઊઠે છે, પણ તે સંભવ બીજી હકીકતોથી ખોટો પાડી શકે છે, જે વિશે હકીકતો એવું દેખાડે છે કે બધા માગનારાઓને મિલકત આપી દેવાની દગા ભરેલી ધારણાથી તેણે આ કામ કર્યું ન્હોતું.

**ફેંસલો.**—કેટલાક માસીક હફતાની રકમો બરોબર વસુલ કરવાના જામીન તરીકે क. એ દાવો ब. ને વેચાણ આપ્યાથી, अ. એ क. ના દાવાનું સમાધાન નહી કરવાનો તેની સાથે કરાર કરેલો, તેમ છતાં પછીથી अ. એ क. ની સાથે દાવાનું સમાધાન કર્યું. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે, क. ની સાથે કપટથી, અથવા બદધાનતથી સમાધાન કરવામાં આવ્યું હતું એ શાબીત થયા શિવાય, આ કલમ મુજબ अ. ને ગુન્હેગાર ઠરાવી શકાતો નથી. નોબીનચંદ્ર મુદક અરજદારની બાબતમાં. ૨૩ વિ. રી. પ્ર. ૪૬

કોઈના નામની કાંઈ મિલકત કરી આપવાના જે ખતમાં કિંમતનો જિકર ખોટો લખ્યો હોય, એવા ખત પર બદઘાનતથી કે દગલબાજીથી સહી કરવી.

૪૨૩. જે ખત કે દસ્તાવેજ કાંઈ મિલકત અથવા તે માંહેલો કાંઈ હક્ક કોઇ સખસના નામપર કરી આપવાની મતલબનો અથવા કાંઇ મિલકતમાંથી કે તે માંહેલા કાંઇ હક્કમાંથી કાંઇ રકમ અપાતી થાય એવી મતલબનો હોય, અને જેમાં તે નામપર કરી આપવાની અથવા તે રકમ અપાતી થવાની કિંમત બાબત, કે જે સખસ અથવા સખસોના ઉપયોગ અથવા લાભમાં તે ખત અથવા દસ્તાવેજનો અમલ થવાનો ખરેખર ઇરાદો કર્યો હોય, તે સખસ અથવા સખસો બાબત કાંઇ ખોટો જીકર લખેલો હોય એવા કોઇ ખત કે દસ્તાવેજપર જે માણસ બદઘાનતથી અથવા દગલબાજીથી સહી કરે, અથવા એવું ખત કે દસ્તાવેજ લખી આપે અથવા લખી આપનાર કે લખાવી લેનાર થાય, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ-સમજુતિ.

આ કલમ પ્રમાણે ગુન્હો શાબીત કરવા માટે બે તત્વોની જરૂર છે. પેહેલું દગા ભરેલી ધારણા અને બીજું તે દસ્તાવેજથી આપતી કરેલી રકમની બાબતમાં, અથવા તેથી જે સખસને લાભ થવાનો હોય તે સખસની બાબતમાં ખોટી હકીકત. જે સખસને કાંઈ લાગતું વળગતું ન હોય તેના નામ ઉપર કરી આપવું. આજ વાત કાંઈ પુરતી ગણાય નહી. જો કોઈ કરજદાર બીજાને નામે કાંઇ મિલકત ખરીદે કે જેથી તેના માગનારાઓ ન જાણે અથવા કાંઈ ખોટું ગીરવી ખત ઉભું કરે; અથવા કોઈ હિંદુ કુટુંબનો કારભારી તે કુટુંબની મિલકત બીનજરૂરે બીજાના નામ ઉપર કરે, અને લખતમાં જણાવે કે સરકારનો કર આપવા માટે અથવા વડીલોનું કોઈ દેવું ચુકવવા માટે આમ કર્યું, તો આવાં કામો ૪૨૩ મી કલમ તળે આવે એટલા દગા ભરેલાં થાય છે.

કાંઈ મિલકતનું બદઘાનતથી અથવા દગલબાજીથી ખશેડવું કે છુપાવવું.

૪૨૪. પોતાની અથવા બીજા કોઇ સખસની કાંઈ મિલકત જે માણસ બદઘાનતથી અથવા દગલબાજીથી છુપાવે કે ખશેડે, અથવા તે છુપાવવામાં કે ખશેડવામાં જે માણસ બદઘાનતથી અથવા દગલબાજીથી મદદ કરે, અથવા કાંઇ માગણી કે લેહેણાપર પોતાનો હક્ક હોય તે જે માણસ બદઘાનતથી કે દગલબાજીથી મુકી દે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતિ.

કોઈ ભાડુતે ભાડાના રૂપીયા માટે માંડેલી ફરીયાદીથી બચવા માટે પોતાનો માલ કાહાડી જવો અથવા કેટલાએક વશીયતનામું ચલાવનારા ભાગીયા, અથવા ભેગા માગનારામાંના હરકોઈ એક દેવાદારનો બીજાઓને નુકશાન જાય તેવી રીતે છુટકો કરવો. આવા કામો આ કલમમાં આવે છે.

ફેંસલો—આ કલમમાં બતાવ્યા મુજબ મીલકત એવી રીતે સંતાડવી અથવા ખસેડવી જોઈએ કે, જે જગાએ તે મુકી હોય તે જગાએથી બીજી જગાએ કપટથી લેઇ જવામાં આવી હોય એમ ધારી શકાય; જો કે કપટ લેહેણદારોને અથવા ભાગીદારોને વાસ્તે કરવામાં આવ્યું હોય તો એમ થવું જોઇએ. કાયામુદીન વિ. અલાબક્ષના કેસમાં તફાવત બતાવવામાં આવ્યો. ૧૫ વિ. રી. ૫૧; ગોરએનોડી દત્ત વિગરે અરજદાર. ૨૧ વિ. રી. ૧૦; ૧૩ બં. લા. રી. પ્ર. ૩૦૮

## બીગાડ બાબત.

બિગાડ. **૪૨૫. લોકને અથવા કોઇ સખસને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાના ઈરાદાથી, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને, જે માણસ કાંઇ મિલકતનો નાશ કરે, અથવા કાંઇ મિલકતમાં કે તેની સ્થિતિમાં એવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કિંમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય, અથવા તેની કિંમત કે ઉપયોગીપણું ઓછું થાય અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય, તો તે માણસે "બિગાડ" કર્યો એમ સમજવું.**

ખુલાસો ૧ લો—જે મિલકતને નુકશાન કરયુ હોય અથવા જેનો નાશ કર્યો હોય, તે મિલકતના ધણીને કાંઈ હાની અથવા નુકશાની કરવાનો ઈરાદો તે ગુન્હો કરનારે કર્યો જોઇએ એવું કાંઈ બીગાડના ગુન્હામાં જરૂર નથી, અગર કાંઇ મિલકતને નુકશાન કરીને કોઇ પણ સખસને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઈરાદો હોય, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણવામાં હોય તો બસ છે. પછી તે મીલકત તે સખસની હોય કે નહી, તોપણ.

ખુલાસો ૨ જો—પોતાનીજ અથવા પોતાની સાથે બીજા સખસોના રાશખાતાની કાંઇ મિલકત બાબત, પણ કાંઈ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે.

દૃષ્ટાંત.

(अ.) ञ. ને ગેરવ્યાજબી હાની કરવાના ઈરાદાથી ञ. નો એક કીમતી દસ્તાવેજ अ. બુદ્ધિપુર્વક બાળી નાંખે, તો अ. એ બીગાડ કર્યો એમ સમજવું.

(ब.) ञ. ને ગેરવ્યાજબી હાની કરવાના ઈરાદાથી ञ. ની એક બરફની વખારમાં अ. પાણી દાખલ કરે. અને તેથી કરીને તે બરફ પીંગળી જાય, તો अ. એ બીગાડ કર્યો એમ સમજવું.

(क.) ञ. ને ગેરવ્યાજબી હાની કરવાના ઈરાદાથી ञ. ની એક વીંટી अ. બુદ્ધિપુર્વક એક નદીમાં નાંખી દે તો, अ. એ બિગાડ કર્યો એમ સમજવું.

(ड.) મ્હારી પાસે ञ. ના આટલા રૂપીયા નીકળે છે તે અદા થવા સારૂ હુકમનામું બજીને મ્હારી મિલકત જપ્ત થવાની છે, એમ अ.

ના જાણ્યામાં હોય અને ज. ને તે રૂપીયા મળતા અટકાવવાના તથા એમ કરીને ज. ને નુકશાની કરવાના ઈરાદાથી અગર अ. તે મિલકત બાળી નાંખે, તો अ. એ બીગાડ કર્યો એમ સમજવું.

(ई.) अ. એ એક વાંહાણનો વીમો ઉતરાવ્યો છે, હુવે વીમાવાળાઓને નુકશાની કરવાના ઇરાદાથી અગર अ. તે વાંહાણને બુદ્ધિપુર્વક ખરાબાપર ચહુડાવી દે, તો તેણે બીગાડ કર્યો એમ સમજવું.

(फ.) ज. એ એક વાંહાણપર જોખમી નાણાં ધીર્યાં છે, તેને નુકશાની કરવાના ઈરાદાથી અગર अ. તે વાંહાણને ખરાબાપર ચહુડાવી દે, તો अ. એ બીગાડ કર્યો એમ સમજવું.

(ग.) એક ઘોડો अ તથા ज. એ બન્નેની રાશખાતાની મિલકત છે, તે ઘોડાને अ. ગોળી મારે, એવા ઈરાદાથી કે તેમ કરીને ब. ને ગેરવ્યાજબી હાની કરવી, તો अ. એ બીગાડ કર્યો એમ સમજવું.

(ह.) अ. ज. ના ખેતરમાં કેટલાએક ઢોરને મોકલે, એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે, તેથી ज. ના પાકને નુકશાની થાય, તો अ. એ બીગાડ કર્યો એમ સમજવું.

## વિશેષ સમજુતિ.

આ બીગાડના બાબ મધ્યે કલમ ૪૩૫ થી કલમ ૪૪૦ સુધીમાં જે ગુન્હાઓ છે, તે કામનો ગુન્હેગાર પરરાજ્યમાં હોય તો, તે બાબત પ્રાયમાફેસી કેસથી માગણી થઈ શકે છે. (જુઓ સન ૧૮૭૯ ના આકટ ૨૧ માની કલમ ૧૧)

**ફેંસલા**—બીગાડના કૃત્યોને માટે સજા કરવાનો ફોજદારી કોર્ટોને આપેલો અધિકાર એવો છે કે, તેનો અમલ ઘણી સાવચેતીથી કરવો જોઈએ, અને ગુન્હેગાર ઠરાવતા પેહેલાં તોહમતદારનો આ કલમના અર્થમાં સમાવેશ થઈ જાય છે, એવું સ્પષ્ટ રીતે શાબીત થવું જોઈએ. રામગોલામસીંઘ અરજદાર. ૬ વિ. રી. પ્ર. ૫૯.

આ કલમમાં બતાવ્યા પ્રમાણે નુકશાન કરવાના ઈરાદાથી નાશ થએલો હોવો જોઈએ, પણ ફક્ત બેફીકરાઈથી નાશ થએલો હોવો નહી જોઈએ; અને સન ૧૮૫૭ ના આકટ ૩ જાની કલમ ૧૭ મુજબ બીગાડ ભુલથી નહી, પણ બુદ્ધિપુર્વક થએલો હોવો જોઇએ. આરજી સીરકારના કેસમાં. ૧૦ વિ. રી. પ્ર. ૨૯.

આ કલમ મુજબ બીગાડને માટે ગુન્હેગાર ઠરાવતા પેહેલાં પીનલકોડની કલમ ૨૩ મુજબ ગેરવ્યાજબી નુકશાન કરવાનું તોહમતદારે ધાર્યું હતું, અથવા થવાનો સંભવ બનશે એવું જાણતો હતો, એ શાબીત કરવું જોઇએ. રાણી વિ. ઉેનુબંધુ બીસ્વાસ વિગરે. ૩ બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૧૭ અને ૧૨ વિ. રી. પ્ર. ૧.

ઢોરના પ્રવેશથી થએલા નુકશાનને લીધે આ કલમ મુજબ બીગાડ કર્યાનો કોઈ માણસને ગુન્હેગાર ઠરાવવાને માટે ફરીયાદીના ખેતરમાં ઢોરો પેસાડવાથી તેને નુકશાન થવાનો સંભવ છે એવું જાણીને ઢોરો પેસાડવાનું શાબેત થવું જોઈએ. ઢોરોને રખડતાં અટકાવવામાં ફક્ત ભુલ થયાથી ગુન્હો બનતો નથી. મેજર હોરબસ વિ. ગીરીશંચંદ્ર ભટાચારજી. ૬ બં. લા. રી. અપે. પ્ર. ૩. ૧૪ વિ. રી. પ્ર. ૩૧.

ફરીયાદીને ગેરવ્યાજબી નુકશાન કરવાનો તોહમતદારનો ઇરાદો હતો અથવા નુકશાન થવાનો સંભવ બનશે એવું તે જાણતો હતો, એવો પુરાવો મળ્યા સિવાય આ કલમ મુજબ બીગાડનો ગુન્હો શાબીત થતો નથી, એમ ઠરાવવામાં આવ્યું હતું. કાશીનાથ ઘોસ વિગરે વિ. દીનોબંધુ મીટી. ૧૬ વિ. રી. પ્ર. ૬૨.

પરવાનગી સિવાય સરકારી ઝાડો કાપીને પોતાના ઉપયોગમાં લીધાનાં તોહમતો કેદીઓ ઉપર રાખેલાં હોવાથી બીગાડ અને ચોરીને માટે તેઓને ગુન્હેગાર ઠરાવવા તે કાયદેસર છે, એમ ઠરાવવામાં આવ્યું. રાણી વિ. નારાયણ ક્રીષ્ણ. ૨ મું.હા. કો. રી. પ્ર. ૩૯૨.

બીગાડનો ગુન્હો થવાને માટે કરેલા ફ્લથી કોઈ મિલકતનો નાશ અથવા તેમાં એવી રીતનો ફેરફાર થવો જોઇએ કે જેથી તેની કીંમત ઓછી થઈ જાય, અથવા તેની સ્થીતીમાં ફેરફાર થઇ જઈ નુકશાન થાય તેવું બન એવું શાબીત કરવું જોઈએ. તે ઉપરથી બીજી મિલકતને નુકશાન થવાનો સંભવ થયો હોય તો, તેથી બીગાડ થએલો ગણાય નહી. ૪ મ. હા. કો. રી. અપે. પ્ર. ૧૫.

કોઈ સખસે સરકારી જમીન ભાડે રાખી હોય, અને તેણે જે દર ઠરાવ્યો હોય તે દર આપ્યા શિવાય તે પોતાનાં ઢોર તે જમીનમાં ચરાવે તો, તેણે આ કલમ પ્રમાણે બીગાડનો ગુન્હો કર્યો એમ કેહેવાય નહી. ૫ મ. હા. રી. પ્ર. ૨૯. તેમજ સરકારી ફી આપ્યા શિવાય ઉજડ જમીનમાં ઢોર ચરાવવાં એ પણ કાંઈ બીગાડ કર્યો કેહેવાય નહી. ૫ મ. હા.રી.પ્ર. ૩૦

તોહમતદારો પુલ ઉપરથી લાકડાં લેઇ જતા હતા તે વખતે કેટલાક લાકડાના ઢીંમચાઓથી પુલની કમાન ભાગી ગઈ હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ માલેકોનો તેમ કરવામાં ઇરાદો કિંવા જ્ઞાન હતું એવો પુરાવો નથી, તેથી તેમની ઉપર આ ગુન્હો ઠરી શકે નહી. ૫ મ. હા. કો. રી. અપે. પ્ર. ૪૦.

પ્રતિવાદીઓને બીગાડ કરવાને માટે નિચે બતાવેલી હકીકત મુજબ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. વર્ષની કેટલી રૂતુઓમાં તેઓએ પોતાની જમીનને કોઈ એક ખાળમાંથી પાણી પાયું હતું. બીજી રૂતુમાં તે ખાળ બંધ કરી પાણી બીજા ખેડુતોની જમીનમાં વેહેતુ મુક્યું હતું. આ ગોઠવણ રેવન્યુ અધિકારીએ કરી આપી હતી, અને પ્રતિવાદીઓએ બીજા ખેડુતોની જમીનને પાણી પાવાને માટે ઠરાવેલી અમુક રૂતુઓમાં આ ખાળ ઉઘાડો મુકી કરેલી ગોઠવણ તોડી. હાઈકોર્ટે એમ ઠરાવ્યું કે ગુન્હેગાર ઠરાવવું બાહાલ રાખી શકાય નહિ; કારણ કે આ કલમની વ્યાખ્ય પ્રમાણે પ્રતિવાદીઓએ મિલકતનો નાશ કર્યો નથી, અથવા તેની કીંમત કે ઉપયોગીપણું કાંઈ ઓછું થઈ ગયું નથી. ૭ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૯.

આ કલમ મુજબ ગુન્હો થવાને માટે ઢોરના માલીકે બેશીકરાઈથી ઢોર ચરાવી નુકશાન કર્યું હતું, એટલું શાબીત કરવું બસ નથી. ગેરવ્યાજબી હાની કે નુકશાન કરવાનો ઈરાદો હતો એ શાબીત કરવાને ફરીયાદી બંધાએલો છે. રાણી.વિ. બાઈબાયા. ઈ. લા. રી. ૭ મું. પ્ર. ૧૨૬.

ફરીયાદીને લેઈ જવાને માટે ગાડામાં કેટલોક માલ નાંખ્યો હતો, અને તોહમતદારે આવીને ગાડું જોડયા સિવાય તે માલ રસ્તામાં નાંખી દીધો, તે ઉપરથી ફરીયાદી માલ ત્યાં રેહેવા દઈને જતો રહ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે કામની હકીકત જોતાં પીનલકોડની કલમ ૩૪૧ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાય નહી; પણ આ કલમમાં આવી જાય તે

વો "બીગાડ" થયો હતો. વળી એમ પણ ઠરાવવામાં આવ્યું કે આ કલમમાં નાશ કરાય એવી જાતનું નુકશાન કાંઈ બતાવેલું નથી. તેમાં એમ બતાવેલું છે કે હક્ક ઉપર હુમલો થવો જોઇએ, અને તેવી રીતના હુમલાથી મીલકતની કીંમત ઘટી જશે એવું કરનાર માણુસે કરતી વખતે ધારવું જોઇએ. જગેસ્વરદાસ વિ. કૈલાશચંદ્ર ચતરજી. ઈ.લા. રી. ૧૨ ક. ૫૫.

આ કલમમાં બતાવેલું નુકશાન ઘણું કરીને ચાલતો અને હયાતીમાં હોય એવો પુર્ણ હક્ક તોડવાથી થવું જોઇએ નહી, પણ તેનું નુકશાન ચાલતાં અથવા હવે પછીના હક્કને કાઢી નાંખવાના અથવા ઓલંઘન કરવાના ઈરાદાથી થએલું હોવું જોઈએ. કોઈ માણુસ મીલકત ખરીદ કરવાનો કરાર કરી બાહાના દાખલ કાંઈક પૈશા આપે તો, જો કે તેનો પુર્ણ હક્ક ગણાતો નથી અથવા તેનો છેવટનો અને ખરેખરો હક્ક ગણાતો નથી, કે જેથી આવી મીલકતનો નાશ કરી નાંખવાથી આ કલમના અર્થ મુજબ ગેરવ્યાજબી હાની કે નુકશાન ગણાય, તોપણુ તે મીલકતમાં ઉપર બતાવ્યા પ્રમાણે તેનો અપુર્ણ હક્ક ગણાય છે. ધરમદાસ ઘોસ વિ. નસરૂદીન. ઈ. લા. રી. ૧૨ ક. પ્ર. ૨૬૦.

મજીયારી જમીન ઉપર બીજા મજીયારા માલીકના અનુમત સિવાય એકે ઈમારત બાંધી, તેથી બીજાએ તે તોડી નાંખવા દિવાની ફરીયાદ કીધી. તેમાં તેનું હુકમનામું થયું. તે ઉપરથી તેના નોકરોએ તે ઈમારત પાડી નાંખી, તેથી તેમને નુકશાન કીધાના ગુન્હેગાર ઠરાવી દંડની શિક્ષા કરી. તેમાં જસ્ટીસ જાકશનસાહેબે ઠરાવ્યું કે જે નુકશાન કર્યું છે તે કાંઈ ખોટી રીતનું નુકશાન થયું નથી, સબબ તોહમતવાળાનું નુકશાન કરવાના ગુન્હેગાર નથી. રાણી વિ. રાજકુમારસીંઘ વગરે. ઈ. લા. રી. ૧૩ ક. પ્ર. ૫૭૩.

તોહમત પુરાવાથી કાયમ રાખી શકાતું નથી એવું કારણ બતાવી ગુન્હાઓ અને સજાઓ રદ કરવામાં આવી. તેઓએ લોકોને અથવા કોઈ બીજા માણસને નુકશાન અથવા બીગાડ કર્યો હોય અથવા કરવાનો ઈરાદો કર્યો હોય એવું શાબીત થયું નથી. તેઓનો ગુન્હો અપ્રાધ કરતાં ભુલ ગણાય છે, અને તેને માટે પોલીસ આકટ મુજબ સજા થઈ શકે છે. સરકાર વિ. અબદુલ હક્ક વિગરે. ૩ આગ્રા હા. કો. રી. પ્ર. ૧.

બિગાડ કરવાની શિક્ષા. **૪૨૬. જે માણુસ બિગાડ કરે, તેને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા**—ફક્ત ઢોરના ભટકવાથી ફરીયાદીને નુકશાન થયું હોય તો, તે પુરાવો બીગાડના તોહમતની મજબુતીમાં લેવાતો નથી. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૬.

ફરીયાદીએ અગાઉ તોહમતદારના પાકને નુકશાન કર્યું હતું, તેથી તોહમતદારે એકદમ ફરીયાદી નહી કરતાં પોતે લાગ જોઈને ફરીયાદીનો પાક લેઈ ગયો, એવું કેસમાં શાબીત થવાથી બીગાડનો ગુન્હો રદ કરવામાં આવ્યો હતો. મહમદ ફેયઝ વિ. ખાનમહમદ. ૧૮ વિ. રી. પ્ર. ૧૦.

વાંસ કાપીને લેઈ જવાને માટે જે કેસમાં તોહમતદારને ગુન્હેગાર ઠરાવ્યો હતો, અને હક્ક વિશે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો, તે કેસમાં, એમ ઠરાવવામાં આવ્યું હતું કે આ કલમ મુજબ બીગાડને માટે તેને ગુન્હેગાર ઠરાવી શકાય નહી. શાકર મહમદ વિ. ચંદરમોહનશા. ૨૧ વિ. રી. પ્ર. ૩૮.

કોઈ માણુસ પોતાના હક્કની જમીન જેનો કબજો હુકમનામાથી તેનું વેચાણ કરવા

પછી બીજા માણસને સોંપવામાં આવ્યો હોય, અને તેમાં પોતાના તરફથી કાંઈ પણ વાંધો ઉઠાવવામાં આવ્યો હોય અથવા પોતે રીતસર દરમિયાન પણ થયો ના હોય, તેવી જમીનનાં ઝાડો કાપી લે તો, તે માણસ બીગાડને માટે ગુન્હેગાર થાય છે. સાનાઈ સરદાર વિ. બખતર સરદાર. ૨૫ વિ. રી. પ્ર. ૪૬.

સવારમાં એક દીવશે માજીસ્ટ્રેટ ફરવા નીકળેલા તે વખતે તોહમતદારના ઘર આગળ થઈ જતાં બીગાડ કર્યાના ગુન્હાનો જવાબ તેણે માજીસ્ટ્રેટના કેહેવાથી આપ્યો, અને માજીસ્ટ્રેટે સંક્ષેપમાં રજુઆત ચલાવી તેને બે માસની સખ્ત મજુરી સાથે કેદની સજા કરી; અને હાયકોર્ટના રજીસ્ટ્રારના કાગળનો માજીસ્ટ્રેટે એવો ખુલાસો આપ્યો હતો કે, ઘરનો પાયો નાંખતી વખતે અને બગીચો વધારતી વખતે તોહમતદારે નદીના બાંધકામનો અંદરનો ઢાળ કેટલોક રોકયો હતો, અને તેથી આખા આરાના લોકોના જાન માલને ભય ઉત્પન્ન થવાનો સંભવ હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીગાડના ગુન્હાને સારૂ વ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવવાને માટે પેહેલાં એમ શાબીત થવું જોઈએ કે, તોહમતદારે અમુક ખાસ નુકશાન કરવાના ઈરાદાથી અથવા નુકશાન થવાનો સંભવ છે એવું જાણીને કર્યું હતું; અને ઘર અને બગીચો જે બનાવવામાં તોહમતદાર રોકાયો હતો તે બંધ ભાગી જાય અને નદી ફરી વળે તો પેહેલવેહેલાજ ઘસડાઈ જાય એવાં હોવાથી, તેનો ગુન્હો થાય એવી માહીતી અથવા ઈરાદો હતો એવું વ્યાજબી રીતે અનુમાન થઈ શકે નહી, અને આવી જાતના કેસમાં માજીસ્ટ્રેટ જે પોતાના મનસ્વીપણે ચાલ્યો હતો તેને કાંઈ પણ ફરીયાદ કરવામાં આવી ન્હોતી, પણ સરકાર પોતે ફરીયાદી હોવાથી કેસની સંક્ષેપમાં રજુઆત ચલાવી તોહમતદારને કેદની સજા કરવામાં માજીસ્ટ્રેટે મ્હોટી ભુલ કરી હતી, પ્રાણનાથ શાહ અને રામનાથ બાનરજી અરજદારો. ૨૫ વિ. રી. પ્ર. ૬૯.

અનિતીના કારણથી કોઈ દસ્તાવેજ કાયદા વિરૂદ્ધ હોય તેવા દસ્તાવેજનો નાશ કરવાને આ કલમના અર્થ મુજબ બીગાડનો ગુન્હો ગણાય છે. રાણી વિ. વ્યાપુરી, ઈ. લા. રી. ૫ મ. પ્ર. ૪૦૧.

દેશના રીવાજ પ્રમાણે ગામડાનો ઢેડો ચામડી લેઈ જાય નહી તેવા સ્પષ્ટ ઈરાદાથી જો કે ઢોરનો માલીક મુવા પછી ઢોર ડાટે, તોપણ તે બીગાડ અથવા બીજા કોઈ ગુન્હાને માટે ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. ગોવિંદા પુંજા ઈ. લો રી. ૮ મું. પ્ર. ૨૯૫.

બીજાની જમીન ઉપર જઈને પાકનું નુકશાન જે ઢોર કરે, તે ઢોરના માલીકે જાણીને ઢોર હાંકી મુકયું હતું એવું શાબીત થયા શિવાય આ કલમ મુજબ તે માલીક બીગાડનો ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. શકે રાજુ. ઈ. લા. રી. ૯ મું. પ્ર. ૧૭૩

બીગાડ કરી ને ૫૦ રૂપીયાની નુકશાની કરવી.

**૪૨૭. જે માણસ બિગાડ કરે અને તેથી પચાસ રૂપીયાની કે તેથી વધારેની હાનિ અથવા નુકશાની કરે, તે માણસને બે વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલા—**ફરીયાદીનો જે ફી લેવાનો હક્ક હતો તે ફી આપ્યા શિવાય નકામી પડતર જમીન ઉપર ઢોરો ચરાવવાને માટે આ કલમ મુજબ બીગાડ કર્યાનું તોહમત રાખી પ્રતીવાદીઓને ગુન્હેગાર ઠરાવ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતિવાદીઓએ બીગાડ કર્યાના કામમાં કાંઈ પુરાવો ન્હોતો. ૫ ગ. હા. કો. રી. અપે. પ્ર. ૨૯.

થાણા જીલ્લાના માનોરી ગામના કેટલાક વતનીઓએ હોડીઓમાં બેશી કીનારાની ત્રણ માઇલની અંદરની માંછલાં પકડવાની નીશાનીઓ જે કાયદેસરરીતે કરવામાં આવી હતી તે કાઢી નાંખી. તેમાં ઠરાવવામાં આવ્યું કે કલમ ૪૨૫ અને આ કલમના અર્થ મુજબ બીગાડનો ગુન્હો ગણાય છે. રાણી વિ. કાસ્ટયા રામા. ૮ મું. હા. કો. રી. પ્ર. ૬૩.

દસ રૂપીયાનીકીંમતનાકોઈજાનવરનેમારી નાંખીને અથવા લંગડુલુલુ કરીને બીગાડ કરવો.

**૪૨૮. દસ રૂપીયાની અથવા તેથી વધારે કીંમતના કોઈ જાનવર અથવા જાનવરોને મારી નાંખીને, અથવા ઝેર દઇને, અથવા લંગડાં લુલાં કરીને, અથવા નકામાં કરીને જે માણસ બિગાડ કરે, તેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

બીગાડની વ્યાખ્યામાં જાણી જોઈને અથવા જેવા ઇરાદાથી નુકશાન કરવાનું અથવા નાશ કરવાનું બતાવ્યું છે, તેવા પ્રકારનો નાશ અથવા નુકશાન હોવું જોઈએ, વાઘ, રીંછ વિગેરે જે જંગલી જાનવરોને પાંજરામાં રાખ્યાં હોય, તે પણ આ કલમ પ્રમાણે ગણવાં જોઈએ.

ઢોર વગેરેને અથવા ૫૦ રૂપીયાની કીંમતના કોઇ જાનવરને મારી નાંખીને અથવા લંગડુ લુલુ કરીને બીગાડ કરવો.

**૪૨૯. કોઇ હાથી, ઊંટ, ઘોડો, ખચ્ચર, ભેંશ અથવા પાડો, ગોધો, ગાય, અથવા બળદ, એ જાનવરની પછી ગમે તે કિંમત હોય તોપણ તેને, અથવા પચાસ રૂપીયાની કે તેથી વધારે કીંમતના કોઇ બીજા જાનવરને મારી નાંખીને, ઝેર દઇને, લંગડુ લુલુ કરીને, અથવા નકામું કરીને જે માણસ બિગાડ કરે, તેને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

બળદ, ગોધો અને ગાય એ શબ્દોમાં સાંઢનો સમાસ થતો નથી, અને તેથી કરીને જો તેમાંનું કોઇ જાનવર રૂ. ૫૦) ની કીમતનું ન હોય, અને તેનો નાશ કર્યો હોય તો, કલમ ૪૨૬ અને ૪૨૮ પ્રમાણે તેની કીંમતના પ્રમાણમાં શીક્ષા થઈ શકે.

પાણી સીંચવાના કામોને નુકશાનકરીને અથવા ગેર વ્યાજબીરીતે પાણીનોરસ્તો બદલીનેબીગાડ કરવો.

**૪૩૦. ખેતીવાડીના કારણસર, અથવા માણસોના અથવા જે જાનવરો કોઇની મિલકત હોય એવા જાનવરોના ખાવાપીવાના કારણસર અથવા સ્વચ્છતાના કારણસર, અથવા કોઇ કારખાનાનું કામ ચલાવવાના કારણસર પોહોંચતુ પાણી જેથી ઓછું થાય, અથવા જેથી તે ઓછું થવાનો સંભવ પોતાને માલમ હોય, તેવું કાંઇ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

ફૈસલા—પાણી તેની મેળે વગર ખપનું જવા દીધું હોય, તેથી ગુન્હો બનતો નથી. કરેલું કૃત્ય કાંઈ પણ હક વિના કરેલું હોય તો એટલી હકીકત આ ગુન્હાને માટે બસ છે. ખેતીવાડીના કામોને માટે પાણી પુરૂં પાડવાનો ઘટડો કરવાના ગુન્હાની વાખ્યાનો તે ભાગ નથી, પણ તોહમતદારનું કૃત્ય ફક્ત ખુશીથી પાણી ગુમાવવાનું છે. રામકૃષ્ણ ચેતી વિ. પાલનચંદી કુંદાબર. ઈ. લો. રી. ૧ મ. પ્ર. ૨૬૨.

કામના પુરાવા ઉપરથી એમ શાબીત થયું કે મોરીનો ખરેખરો માલીક ફરીયાદી હતો, અને તે ઉપર તોહમતદારનો બીલકુલ હક ન્હોતો, તેથી પાણી આવતું અટકાવવાથી જો કે હક તરીકે ગણી અટકાવ્યું હતું, તોપણ તે નુકશાનમાં વધારો થયો એમ ઠરાવવામાં આવ્યું હતું, અને તેથી આ કલમના અર્થ મુજબ બીગાડનો ગુન્હો બને છે. રાણી વિ. જગનનાથ ભીકાજી ત્રાંબે. ઈ. લા. રી. ૧૦ મું. પ્ર. ૧૮૩.

કોઇસિરીયામ રસ્તાને, પુલને અથવા નદીને, નુકશાન કરીને બીગાડ કરવો.

**૪૩૧. કોઇ સરિયામ રસ્તો, પુલ, નૌકાગમ્ય નદી, અથવા નૌકાગમ્ય નેહેર; પછી તે કૃત્રીમ હોય કે અકૃત્રિમ, તે જેથી અગમ્ય થાય અથવા મુસાફરી કરવાને કે માલ લઇ જવાને ઓછી સલામતી ભરેલી થાય, અથવા જેથી તે તેવી થવાનો સંભવ પોતાના જાણ્યામાં હોય એવું કાંઇ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

નુકશાનીથાય એવીરીતેકોઇ સરીયામ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બીગાડ કરવો.

**૪૩૨. જેથી કોઇ સરીયામ ગટરમાંથી પાણી રેલાઇ જાય, અથવા તે ગટર બંધ થઇ જાય, અને તેથી નુકશાન કે હાની પણ થાય, અથવા જેથી તેમ થવાનો સંભવ પોતાના જાણ્યામાં હોય એવું કાંઇ કામ કરીને જે માણસ બીગાડ કરે, તે માણસને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતિ.

જે કામ વિશે આ કલમ પ્રમાણે ફરીયાદી માંડવામાં આવી હોય તે કામ જે વખતે કર્યું તે વખતે પોતેજ નુકશાનકારક હોવું જોઈએ. કોઈ ગટરમાંથી પાણી રેલાઇ જાય અથવા તે ગટર બંધ થઈ જવાનો સંભવ માત્ર અધિકતાની એક હકીકત છે. તેટલા માટે જ્યાં એક પુરૂષે કોઈ નદીને આડે બાંધ બાંધ્યો, કે જે બાંધથી કાંઈ પણ માલની હાની ન થઈ અથવા નદીનો ઉપયોગ કોઈ પણ રીતે બંધ ન પડ્યો, અથવા તેની સ્થિતીમાં કાંઈ પણ નુકશાનકારક રીતે ફેરફાર ન થયો, ત્યાં એવો ઠરાવ થયો કે આ કલમ પ્રમાણે એ કામને માટે સજા ન થાય. ઉપલી જાતના એક મુકદમામાં માજીસ્ત્રેટે જણાવ્યું કે તે જાણતો હતો કે આવા કામથી આશપાશના ગામમાં રેલ આવે છે.

કાંઈ દાંડીનો દીવો અથવા રીયાઈનીશાદ

**૪૩૩. કાંઈ દાંડીનો દીવો અથવા બીજી રોશની દરિયાની નિશાની દાખલ કરવામાં આવતી હોય, અથવા કાંઇ દરિયાની નિશાની અથવા બોયું; અથવા વાંહાણ ચલાવનારાઓને**

નીહોયતેનોનાશકરીને,તેનેખશેડીને અથવા ઓછી ઉપયોગી કરીનેઅથવા ખોટીરીશની બતાવીને બીગાડકરવો.

સૂચના દાખલ મુકેલી બીજી કાંઇ વસ્તુ હોય, તેનો નાશ કરીને અથવા તેને ખશેડીને, અથવા જેથી તે હાંડીનો દીવો દરીયાની નિશાની, બોયું, અથવા ઉપર લખેલા પ્રકારની બીજી વસ્તુ વાંહાણ ચલાવનારાઓને સૂચના દાખલ ઓછી ઉપયોગી થઇ પડે એવું કાંઇ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સરકારી અખત્યારથીઉભી કરેલી કાંઈ જમીનની નીશાનીનોનાશ કરી તેને ખશેડી વીગરે કરીને બીગાડ કરવો.

૪૩૪. કોઇ સરકારી નોકરના અખત્યારથી ઉભી કરેલી કાંઇ જમીનની નિશાનીનો નાશ કરીને અથવા તેને ખશેડીને અથવા જેથી તે જમીનની નિશાની, જમીનની નિશાની દાખલ ઓછી ઉપયોગી થઇ પડે એવું કાંઇ કામ કરીને જે માણસ બગાડ કરે, તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.

૧૦૦ રૂપીયાનીનુકશાની કરવાના ઈરાદાથીઅગ્નીવડે અથવા અવાજસાથે ફુટેએવાકાંઇપદાર્થવડેબીગાડકરવો

૪૩૫. જો કોઇ માણસ અગ્નીથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થથી બીગાડ કરે, અને તેથી કાંઈ મિલકતને સો અથવા વધારે રૂપીયાની અથવા (જ્યારે મીલકત ખેતરમાં ઉત્પન થએલો માલ હોય ત્યારે) દસ અથવા વધારે રૂપીયાની નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય, અથવા તેથી તેટલી નુકશાની થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય તો, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કાંઈ ઘરવગેરેનો નાશ કરવાનાઈરાદાથી અગ્નીવડેઅથવા અવાજસાથે ફુટેએવાપદાર્થવડે બીગાડ કરવો.

૪૩૬. જો કોઈ માણસ અગ્નીથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થથી બીગાડ કરે, અને તેથી જે ઇમારત ઘણું કરીને પુજાના ઠેકાણા દાખલ અથવા માણસના રેહેવાના ઠેકાણા દાખલ, અથવા માલ ભરવાનાં ઠેકાણા દાખલ વપરાતી હોય એવી કોઇ ઇમારતનો નાશ કરવો એવો તેનો ઇરાદો હોય, અથવા તેથી તેનો નાશ થશે એવો સંભવ છે, એમ તે જાણતો હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ફેંસલા**—આરોપીઓને એક વખારના છાપરા ઉપર ચઢી તે વખાર તથા તેમાં ભરેલો માલ બાળી નાંખવાના ઈરાદાથી આગ મુક્યા બાબત આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શિક્ષા કરી, અને કલમ ૪૩૫ મુજબ સો રૂપીયાથી વધારે કીંમતના માલને નુકશાન કર્યા બાબત પણ ગુન્હેગાર ઠરાવી વધુ શિક્ષા (જુદી જુદી) કરી. તેમાં ઠરાવ્યું કે તોહમતદારના ઈરાદા અથવા માહીતી સાથે ગણતાં તેના કૃત્યથી વધારે ભારે ગુન્હો થતો

હોય, અને તેજ કૃત્ય વળી વધારે હલકા ગુન્હાની વાખ્યામાં આવી જતું હોય તો, તેથી વધારે સજાને પાત્ર ગણાતો નથી. જે કેસોને માટે જુદી જુદી કલમો બતાવી છે તે કેસોમાં તેજ કૃત્યને માટે જુદી શિક્ષા બતાવવામાં આવી. તેથી કરીને આ કલમ મુજબ કરેલી શીક્ષા બાહાલ રાખી કલમ ૪૩૫ મુજબ કરેલી શીક્ષા રદ કરી. રાણી વિ. દાદબસયા વિગેરે. ૧૧ મું. હા. કો. રી. પ્ર. ૧૩.

કઈ ઈમારતને નુકશાન કરવામાં આવ્યું, તે આ કલમ પ્રમાણેના તોહમતમાં બતાવવું જોઈએ. ૮ વી. રી. પ્ર. ૩૦.

તુતકવાળાવાંહાણુનો અથવા ૨૦ ટનનાબારનાવાંહાણુનોનાશ કરવાનાઈરાદાથી અથવા તેવા વાંહાણુને જોખમ ભરેલું કરવાના ઈરાદાથી બીગાડ કરવો.

**૪૩૭.** કોઇ તુતકવાળા વાંહાણુને અથવા વિસ ટનના કે તેથી વધારે ભારના વાંહાણુનો જો કોઇ માણસ બીગાડ કરે, અને તેથી તે વાંહાણુનો નાશ કરવાનો અથવા તેને જોખમ ભરેલું કરવાનો તે માણસનો ઇરાદો હોય, અથવા તેથી તે વાંહાણુનો નાશ થશે અથવા તે જોખમ ભરેલું થશે એવો સંભવ છે, એમ તે જાણતો હોય તો, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

છેલ્લી કલમમાં બ્યાન કરેલો બિગાડ અગ્નિવડે અથવા અવાજસાથે ફુટે એવા કાંઈપદાર્થ વડે કરવાનીશિક્ષા.

**૪૩૮.** ઉપલી કલમમાં જે બિગાડનું બ્યાન કર્યું છે, એવો બિગાડ જે માણસ અગ્નીવડે કે અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થવડે કરે અથવા કરવાની કોશિસ કરે, તે માણસને જીવતાં સૂધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ચોરી વગેરે કરવાના ઇરાદાથીવાંહાણુને જમીનપરકેકીનારાપર ચઢાવી દેવું તેની શિક્ષા.

**૪૩૯.** કોઈ વાંહાણુમાં જે કાંઇ માલ હોય તે માલની ચોરી કરવાના ઇરાદાથી અથવા તે માલનો બદદ્યાનતથી ખોટો ઉપયોગ કરવાનાં ઇરાદાથી અથવા તે માલની ચોરી કે ખોટો ઉપયોગ કરવામાં આવે એવા ઇરાદાથી, જે માણસ જાણી જોઇને તે વાંહાણુને જમીનપર અથવા કીનારાપર ચઢાવી દે, તે માણસને દસ વર્ષની મુદત સૂધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

મોત અથવા વ્યથા કરવાની તૈયારી કરીને બિગાડ કરવો.

**૪૪૦.** કોઇ સખસનું મોત આણવાની અથવા કોઇને વ્યથા કરવાની કે ગેરવ્યાજબી અટકાવ કરવાની અથવા મોતનો, વ્યથાનો કે ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તઇયારી કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## સાપ્રાધ પ્રવેશ બાબત.

સાપ્રાધપ્રવેશ. **૪૪૧. જે સખસના કબજામાં કાંઇ મિલકત હોય તે સખસને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઇરાદાથી અથવા કાંઇ ગુન્હો કરવાના ઈરાદાથી, તે મિલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે; અથવા તે મિલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી, તેવા કોઇ સખસને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઇરાદાથી, અથવા કાંઇ ગુન્હો કરવાના ઈરાદાથી, જે માણસ કાયદા વિરૂદ્ધ ત્યાં રેહે, તે માણસે સાપ્રાધ પ્રવેશ કર્યો એમ સમજવું.**

### વિશેષ સમજુતી.

આ કલમ ઘણીજ ગુપ્ત છે. ધારો કે કોઈ પુરૂષના દોસ્તે તેની જે નાલાશી કરી હોય કે જે બદનકસી કરવાની કલમમાં આવે છે, તેનું વેર લેવા માટે તેની ભેટ લેવા જાય, તો આ શું સાપ્રાધપ્રવેશ થયો ? એ કલમમાં આપેલી સમજ પ્રમાણે તો તેમ થાય છે, કારણ કે તે જે મીલકત બીજાના કબજામાં છે તેમાં દાખલ થાય છે, અને તે સાથે તેની ધારણા ગુન્હા કરવાની છે. વળી જો કોઈ ચોર ચોરીનો માલ લેનારના ઘેર તેનો માલ પોતાથી છુટો પાડવાની ધારણાથી જાય અને તેમ કરે. અહિયાં ચોર ગુન્હા કરે છે તે એ કે તે પેલા માલ લેનારને ગુન્હો કરવામાં મદદ કરે છે, પણ શું તે વળી સાપ્રાધપ્રવેશ પણ કરે છે? આ વિશે એવું ધારવામાં આવે છે કે આ કલમ જે કજીયામાં દાખલ થવાનું કામ જાતે ગેરવ્યાજબી છે, અને તે જાહેર રીતે અથવા મોઘમમાં તે માલના ધણીની મરજી ઉપરાંત કર્યામાં આવ્યું હોય, તેવાજ કજીયાઓને તે લાગુ પાડવી જોઈએ. જેમકે એક દાખલા તરીકે એક સખસ બીજાની મીલકત ઉપર તેના પૈશા ચોરવાની, તેની છોકરી કાહાડી જવાની, તેનો ઘોડો લંગડો કરવાની. અથવા એવા કાંઈ બીજા કામની ધારણાથી જાય. અહિયાં દાખલ થવાનો સબંધ હમેશાં જે ગુન્હો કરવો ધાર્યો હોય તેની સાથે હોય છે, અને તે મીલકતના માલીકની મરજી ઉપરાંત હોય છે.

અલબત દાખલ થવા માટે આપેલી સત્તા ખુલ્લી રીતે અથવા સંભવવાળી રીતે રદ કરી શકાય છે. એક કામને માટે દાખલ થવાની સત્તા જો મળી હોય તે સત્તા જો કોઈ ગુન્હો કરવા માટે વાપરવામાં આવે તો, ત્યાં સત્તા હોવાનો કાંઈ સંભવ રેહેતો નથી. તેટલાજ માટે જો કોઈ પરોણો તેની પરોણાગત કરનારની પેટીની કળ પૈશા કાહાડી લઈ જવા માટે ભાગે તો, તેથી તે ગુન્હો કરવા માટે ગેરવ્યાજબી રીતે ઘરમાં રહેલો ઠરે છે, અને તેટલા માટે તેના ઉપર ઘરમાં સાપ્રાધ પ્રવેશ કરવાનો ગુન્હો લાગુ પડે છે. પણ જો તે પેલા ઘરધણી સાથે પોતાને કાંઈ ખોટા શીક્કા પાડવામાં કામે લગાડે તો તેના ઉપર મુખ્ય ગુન્હાનું તોહમત મેહેલી શકાય, પણ ફક્ત ઘરમાં રેહેવાથી ગેરવ્યાજબી રેહેવું ઠરતું નથી. જે પુરૂષ ઉપર તોહમત મેહેલ્યામાં આવ્યું હોય તેના મનમાં કાંઈ સાપ્રાધ ધારણા હોય છે, ત્યારેજ માત્ર સાપ્રાધ પ્રવેશનો ગુન્હો થાય છે—અને આ પ્રકરણની ૪૪૮, ૪૫૧, ૪૫૪, ૪૫૭ માંની જે કલમ પ્રમાણે કેદીની એક અથવા બીજો ગુન્હો કરવાની ધારણા હોય તે પ્રમાણે તેને વધારે અથવા ઓછી સજા થાય છે. કજીયાના અંદર હકીકતો હોવી જોઇએ કે જેના ઉપરથી એવું સમજાય કે કેદીની કાંઈ પણ સાપ્રાધ ધારણા હતી; જે અમુક ધા-

રણાનું તેના ઉપર તોહમત મેહેલ્યામાં આવ્યું હોય, તે કાંઈ કામનું નથી. બીજી શાબીતીની ગેરહાજરીમાં એમ કદી ગણાય, પણ એમજ ધારવું કે મુખ્ય ગુન્હા શાબીત કરવા માટે જે શાહેદોજ હાજર થયા હોય તેનાથી તદન અલાયદા શાહેદી હમેશાં આ બાબત પુરવાર કરવા માટે લાવવા જોઇએ. ઉદાહરણ કોઈ માણસ બીજા માણસના ઘરમાં મધરાત્રે મળી આવે તો, આથી પોતાનીજ મેળે તેના ઉપર રાત્રે ઘર ભાગવાનોજ નહીં, પણ ચોરીનો ગુન્હો શાબીત થાય છે. બીજા હાથ ઉપર જો અલાયદી હકીકતો હોય તોજ માલમ પડે કે તેની ધારણા છીનાળુ કરવાની અથવા ખુન કરવાની હતી. તેમજ જો કોઈ આશામીઓ બીજાની જમીન ઉપર ઉજાણી કરતા મળી આવે તો એ પણ સાપ્રાધ પ્રવેશની ખુલ્લી શાબેતી નથી, પણ જો એવું દેખાડવામાં આવે કે તેઓ આગળથી કરેલી મનાઈથી ઉલટા ચાલીને ત્યાં ગયા હતા તો, તે હકીકત અપમાન આપવાની અથવા કંટાળો આપવાની શાબીતી દાખલ લેવાય.

એક મુકદમામાં પ્રતીવાદી સરકારની ઉજડ જમીન વગર રજાએ ખેડતો મળ્યો હતો, એજ બાબત સાપ્રાધ ગુન્હો નથી એવો ઠરાવ થયો હતો, કારણ કે ત્યાં એવીજ કોઇ શાબીતી ન્હોતી કે જે ઉપરથી તોહમતદાર આ કલમમાં જણાવેલી કોઈ પણ ધારણાથી તે જમીન ઉપર ગયો એવું માલમ પડે.

કબજો શાને કેહેછે એ વિશેના ઘણા બીકટ સવાલો એવી જગે ઉઠે છે કે, જે જગે કોઇ આશામીના કબજામાં મીલક્ત હોય તે ઉપર તેનો કાંઇ હક્ક નથી હોતો, પણ જેના ઉપર પ્રવેશ કરવાનો ગુન્હો મળેલો હોય છે તેનો હક્ક હોય છે. એક કજીયામાં સર પીકાકસાહેબે કહ્યું છે કેઃ—

એક પ્રવેશ કરનાર પ્રવેશ કરવાના કામથી જે જમીન અથવા ઘરમાં તેણે પ્રવેશ કર્યો હોય, અને જે તે સાપ્રાધ બળથી રાખી બેઠો છે તેના માલીકની સમતી વગર તરત ધણી થતો નથી. પણ જો તેને તે જમીન અથવા ઘર ઉપર રેહેવા દીધો હોય અને ધણી પોતાના હક્કો ઊપર પાણી ફેરવે અને તેને તે ઉપરથી ખશેડવાની કાંઇ કોશીસ ન કરે તો, તે કબજો મેળવે છે, અને તે ખોટો હોય તોપણ તેને જાસ્તીથી પાછળથી કાહાડી શકાય નહીં. હક્કદાર માલીક જો તેની પોતાની જમીન ઊપર પ્રવેશ કરે, ને જો તેથી નુકશાની જાય તો તેનો જવાબ તે ન આપે; કારણ કે જો તેને તે મીલક્ત ઉપર જવાનો હક્ક છે તો, તે પ્રવેશ કરનાર કેહેવાય નહી. પણ જે પુરૂષોના તાબામાં તે જમીન કાયદાસર આવી હોય અને તેઓનો તે વાપરવાનો ચોકસ હક્ક થયા પછે ગેરવ્યાજબી રીતે જે રાખી બેઠો હોય, તે જો તે ઊપર હુમલો કરે તો તે હુમલાને માટે જવાબદાર ઠરે, અને જાસ્તીથી દાખલ થવાનું તોહમત તેઓના ઉપર મેહેલાય.

જે જમીન એક માણસ પોતાની છે એવું માનતો હોય તે જમીન જો કે બીજાના કબજામાં હોય તોપણ તેના ઉપર તે પોતાનો હક્ક શાબીત કરવાની ધારણાથી, પણ બીજાને ધમકી આપવાની, અથવા કંટાળો આપવાની ધારણાથી નહી, એવી રીતે દાખલ થાય તો, તે કાંઇ સાપ્રાધ પ્રવેશ કેહેવાય નહીં.

"ધમકી આપવી" અને "અપમાન કરવું" એ શબ્દોની જે સાપ્રાધ કામો વિષે ૫૦૩, ૫૦૪ થી કલમમાં યોજના કરી છે તેને લગતી છે; આ કાયદામાં " કંટાળો આપવો" એ શબ્દની સમજ આપી નથી. એ શબ્દ ઉપરથીજ મન ઉપર બે ચીજો કરવા

ની મતલબ નીકળે છે. જે કરજ આપણાથી આપી ન શકાય તેના વિશે વારે વારે ઉઘરાણી કરવામાં આવે તેનાથી વધારે કંટાળો આપનારૂં બીજું કાંઈ નથી, પણ તે કાંઈ ગુન્હો નથી. ત્યારે એ શબ્દની મતલબ ગેરવ્યાજબી કંટાળાની છે, અને તેની આગળ ગએલા બે શબ્દોના કરતાં તેમાં કાંઈ વધારે મતલબ સમાયલી નથી.

આ આખા બાબમાં બતાવેલા ગુન્હાઓ બાબત પ્રાયમાફેસી કેસથી પરરાજ્યમાં ગુન્હેગારનું માગણું થઈ શકે છે. (જુઓ સન ૧૮૭૯ ના આકટ ૨૧ માની કલમ ૧૧) એકસ્ટ્રાડીશ આકટમાં કલમ ૪૪૩ થી ૪૪૬ સુધી બતાવી છે, તે માત્ર વાખ્યાની બતાવી છે.

**ફેંસલા**—કોઈ માણસ બીજાની મિલકત ઉપર પેશીને ઝાડો કાપી લે તો, તે મીલકતનો સાપ્રાધ પ્રવેશ ગણાય છે. રાણી વિરૂદ્ધ જીનત બીબી. ૧ વિ. રી. પ્ર. ૪૬.

બીજા માણસને હુકમનામું કરી આપેલી જમીનના કબજાવાળા માણસો સામે પ્રવેશ કર્યાનું તોહમત, જો કે પ્રવેશ કરનારાઓને હુકમનામાની ખબર હોય અગર ના હોય "તોપણ નજીવું જુઠું અને કંટાળો ઉપજાવે તેવું" ગણાતું નથી. સીબનારાયણ પોલ વિગરે વિ. રામરતન દત્ત વિગરે. ૩ વિ. રી. પ્ર. ૩૨.

કોઈ માણસ બીજાના કબજાની જમીનમાં જોર જુલમથી પેશી તેના ઉપર ઈમારત બાંધે, અથવા કબજાવાળા માણસને હેરાન કરવાના ઈરાદાથી બીજું કાંઇ કૃત્ય કરે તો, છેવટે તે જમીનનો હક્કદાર કોણ થશે એ સવાલ ઉપર સબંધ રાખ્યા શિવાય આ કલમના અર્થ મુજબ તે માણસ સાપ્રાધ પ્રવેશનો ગુન્હેગાર થાય છે. રાણી વિ. રામદયાળ મંડળ. ૭ વિ. રી. પ્ર. ૨૮.

આ કલમ મુજબ સાપ્રાધ પ્રવેશનો ગુન્હેગાર ઠરાવવાને માટે મીલકત ફરીયાદીના કબજામાં હતી, અને કબજાવાળા માણસને "ધમકી આપવાના, તિરસ્કાર કરવાના, ઈજા કરવાના, અથવા ગુન્હો કરવાના" ઈરાદાથી પ્રવેશ કરવામાં આવ્યો હતો એ શાબીત કરવું જોઇએ. કાલીનાથ નાગચોધ્રીનું રેફરન્સ. ૯ વિ. રી. પ્ર. ૧.

ફરિયાદી જમીનમાં પોતાનો હક્ક શાબીત કરી શકયો નહીં, તેટલા માટે આ કલમ મુજબ સાપ્રાધ પ્રવેશના કેસની તજવીજ ચલાવવાને માજીસ્ટ્રેટે ના પાડવી જોઇએ નહી. જો કે કબજો હક્કથી મળ્યો ના હોય તોપણ કોઈ માણસના કબજાની મિલકતના સબંધમાં ગુન્હો થઇ શકે છે. રાણી વિરૂદ્ધ સરવાનસીંઘ વિગ્રરે. ૧૧ વિ રી. પ્ર. ૧૧.

આ કલમમાં બતાવેલી પ્રવેશની વ્યાખ્યામાં કેસ લાવવાને માટે, પ્રવેશનો ગુન્હો ધમકી, તિરસ્કાર અથવા દુખ દેવાના ઈરાદાથી થવો જોઈએ. મજીઆરા ઘરમાં એકત્ર કુટુંબનો કોઈ માણસ પેસે તો, તે એકઠા કુટુંબના માણસે પ્રવેશનો ગુન્હો કર્યો એમ ગણાતું નથી, પણ કુટુંબના બીજા કોઈ માણસથી સાધારણ રીતે વપરાતી હોય એવી કોઈ ઓરડીમાં તે માણસ પેસે તો, તે ઉપલ્યા ગુન્હાને માટે ગુન્હેગાર થાય છે. પ્રાણકીસ્તો ચંદ્ર વિગરે વિ. બીસોનાથ ચંદ્ર, ૬ બે. લા. રી. અપે. ૮૦ અને ૧૫ વિ. રી. પ્ર. ૬

જે ગુન્હાને માટે પુરાવો લેઈ તજવીજ ચલાવી કાયદા પ્રમાણે ફેંસલો આપવાને માટે માજીસ્ટ્રેટ બંધાયલ છે, તે ગુન્હામાં પ્રવેશનો ગુન્હો પીનલકોડ મુજબ આવી જાય છે. ગંગારામ માળી અરજદાર. ૧૮ વિ. રી. પ્ર. ૧૪.

સાપ્રાધ પ્રવેશની વાખ્યામાં પેસવું તે અને જે ઈરાદાથી પક્ષકાર પેઠો હોય તે, એ બન્ને જરૂરના મુદ્દાઓ છે. તે ઉપરથી अ. અને ब. એ કાંઈ પણ આપ્યા શિવાય તળાવમાં

થી માંછલાં પકડવાનો પોતાનો હક્ક બધે ઠેકાણે શાબીત કરેલો; અને ભાડું વસુલ કરવાને સન ૧૮૫૯ ના આકટ ૧૦ મા મુજબ તેઓના ઉપર કરેલા દાવામાં જમીનદાર અને ભાડવાતનો સબંધ क. એ નહી શાબીત કરી, ઠરાવવામાં આવ્યું કે अ. અને ब. ને સાપ્રાધ પ્રવેશને માટે કોઈ રીતે ગુન્હેગાર ઠરાવી શકાય નહી, તેથી કરીને क. જો તેમને પ્રવેશ કરનારાઓ તરીકે ધારતો હોય તો તેણે કબજો લેવાનો અથવા આગળ ઉપર ભાડુ આપવાને તેઓ જવાબદાર છે, એવું ઠરાવવાનો દિવાની કોર્ટમાં દાવો કરવો જોઈએ. શ્રીસતીધર પારઈવિગરે વિ. ઈંદોભૂશન ચકરબતી. ૯ બેં. લા. રી. અપે. ૧૯ અને ૧૮ વિ. રી. પ્ર. ૨૫.

પ્રવેશનું કૃત્ય આ કલમના અર્થમાં લાવવાને માટે કોઇ જમીન ઉપર ઈજા કરવાના ઈરાદાથી પ્રવેશ થવો જોઇએ, જેનો અર્થ કબજાવાળા માણસને ઈજા કરવી એવો થાય છે. શીબનાથ બાનરજી અરજદાર. ૨૪ વિ. રી. પ્ર. ૫૮.

તોહમતદાર ફરીયાદીના કુટુંબનો યજમાન હતો, તેણે કરેલું વેચાણ રદ કરવાનું ફરિયાદીએ હુકમનામું મેળવેલું. તે હુકમનામું બજાવીને ફરિયાદીએ વેચાણ રાખનાર પાસેથી કબજો મેળવ્યો. તોહમતદારે એ જમિનમાં પ્રવેશ કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે સાપ્રાધ પ્રવેશનો ગુન્હો કર્યો નથી. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૧૯.

કબજાવાળા માણસને દુઃખ દેવાના, ધમકી બતાવવાના, અથવા તિરસ્કાર કરવાના, અથવા ગુન્હો કરવાના ઈરાદાથી સાપ્રાધ પ્રવેશ કરવામાં ના આવ્યો હોય, પણ શુદ્ધબુદ્ધિથી હક્ક જાહેર કરવા માટે કરવામાં આવ્યો હોય તો, તેથી સાપ્રાધ પ્રવેશ થતો નથી. ગોકળચંદ વિ. શેઠ રૈસનલાલ. ૨ ના. વે. પ્રા. પ્ર. ૮૨.

હક્ક સબંધી સવાલોની ફોજદારી કોર્ટોએ તજવીજ કરવી જોઈએ નહી, એ હમેશાં ફરમાવેલું છે, તોપણ જે કેસોમાં આવા સવાલોનો આધાર જુના દસ્તાવેજોના લખાણ ઉપર અથવા જે કૃત્યોને માટે ઘણુંકરીને પુરેપુરૂં દફતર રાખવામાં આવ્યું ના હોય તેવા કૃત્યો ઉપર હોય તો, તેની તજવીજ કોઈ પણ રીતે ફોજદારી કોર્ટ કરી શકે નહી. હક્ક બદદ્યાનતથી અથવા કપટથી ઠરાવવામાં આવ્યો હતો એવું ઠરાવવાને માટે ફરીયાદીએ શાબીત કરવું જોઇએ કે, હક્ક ઠરાવવાને માટે તોહમતદારને વ્યાજબી કારણ ન્હોતું, અને તોહમતદારે પીનલકોડમાં બતાવેલા શબ્દોના અર્થ મુજબ કપટથી અથવા બદદ્યાનતથી હક્ક ઠરાવ્યો હતો. રાણી વિ. કીશનપ્રસાદ. ૨ ના. વે. પ્રા. પ્ર. ૨૦૨.

કોઈ તકરારી જમીન જેના ઉપર अ. હક્ક રાખતો હતો, તે ઉપર પોતે ઝુંપડું બાંધ્યું, અને બીજા હક્કદારની ફરીયાદ ઉપરથી તેને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે અપ્રાધી ઠરાવેલો કાયદા વિરૂદ્ધ છે, કારણ કે ઝુંપડી બાંધતી વખતે તોહમતદારનો ઈજા કરવાનો વિચાર ન્હોતો. નુકશાન અથવા બીગાડથી સ્વભાવિક રીતે ઈજા થઈ શકે છે, પણ આ કલમમાં બતાવેલી ઈજા ગણાતી નથી. સંભુનાથ સરકાર અને રામકમલ ગુહા અરજદારોની બાબતમાં. ૧૩ ક. લો. રી. પ્ર. ૨૧૨.

કોઈ સાર્વજનિક નદીના કોઇ ભાગમાં માંછલાં પકડવાનો ખાસ હક્ક કાયદા વિરૂદ્ધ ઓલંઘન કરવો, તે એવી જાતનો ગુન્હો નથી કે પીનલકોડમાં બતાવ્યા પ્રમાણે "સાપ્રાધ પ્રવેશ" ની વાખ્યામાં આવી શકે. રાણી વિ. ચારૂનાપીઆહ. ઈ. લો. રી. ૨ ક. પ્ર. ૩૫૪

જમીન ઉપર કોઈ સહિઆરીએ બાકીના સહિઆરીઓની કબુલાત મેળવ્યા સિવાય મકાન બાંધેલું, તે બે અથવા વધારે એકઠા માલીકોમાંના એક માલીકે પાડી નાંખ્યું હોય,

તો તે સાપ્રાધ પ્રવેશનો ગુન્હેગાર ગણાતો નથી. દેનોનાથ ઘટક વિ. રાજકુમારસીંઘ. ૨ ક. લા. રી. પ્ર. ૬૨ અને ઈ. લા. રી. ૩ ક. પ્ર. ૭૩

अ. જેને ब. ની જમીન છે એવી ચેતવણી મળી હતી, તેણે પછીથી ब. ની જમીનની હદ પાસે એક હરણને ગોળી મારવાથી તે હરણ ब. ની જમીનમાં નાશી ગયું, અને તેથી તેને મારવાને માટે તે માણસ તેની પાછળ પડયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી રીતે ब. ની જમીનમાં પાછળ પડવાથી સાપ્રાધ પ્રવેશનો ગુન્હો બનતો નથી. ચંદુ નારાયણ વિ. જે. જી. ફાર્કહરસન. ઈ. લા. રી. ૪ ક. પ્ર. ૮૩૭

ब. નો નોકર अ. એ તેના ભાડવાત क. ની જમીન ઉપર જઈને તેને પોતાનો પાક લણવામાં અટકાવ કર્યાથી સાપ્રાધ પ્રવેશને માટે अ. ને ગુન્હેગાર ઠરાવ્યો હતો. अ. અને ब. એ કેસમાં એવી તકરાર બતાવી કે તેઓ ભાડા દાખલ કાંઈ પણ ચીજ કબજ કરવામાં પોતાનો કાયદેસર હક્ક બજાવતા હતા. બંગાળાના ભાડાના સન ૧૮૬૯ ના આકટ ૮ માની કલમ ૭૨ મુજબ ચઢી ગએલા ભાડાની હિસાબ સાથે લખીત માગણી क. પાસે કરવામાં આવી ન્હોતી, અને તે આકટની કલમ ૭૬ મુજબ ब. એ પોતાના નોકરને કાંઈ પણ લખીત અધિકાર આપ્યો ન્હોતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે કાયદા પ્રમાણે અથવા શુદ્ધબુદ્ધિથી ફરીયાદીનો પાક ભાડા બદલ કબજ કરવાના ઈરાદાથી તેઓ ચાલ્યા હતા, એ શાબીત કરવાનું તેમને શીર છે; અને અપ્રાધ ઠરાવેલો કાયદેસર હતો. વળી એમ પણ ઠરાવવામાં આવ્યું કે ભાડા દાખલ કબજ કરવાનું હોય તેમ છતાં પણ કલમ ૭૪ મુજબ ઉભો પાક અને એકઠો નહી કરેલો માલ લણીને ખેડુત એકઠો કરી શકે છે. જો કે अ. શુદ્ધબુદ્ધિથી ચાલતો હતો તોપણ क. ને પોતાનો પાક લણતો અટકાવવાને તેનો કાંઈ પણ હક્ક ન્હોતો. ઝુમકનો નીઆહ વિ. શુદાશીબ રોય. ઈ. લા. રી. ૭ ક. પ્ર. ૨૬.

સરકારી હોડી મુકવાની જગ્યાથી ત્રણ માઈલને છેટે કોઈ માણસ ભાડે હોડી ચલાવતો હોય તો, તેવી રીતનું ચલાવવું તે આ કલમના અર્થ મુજબ "સાપ્રાધ પ્રવેશ" ગણાતો નથી. સરકારી હોડી મુકવાની જગ્યામાં અથવા તેની નજદીક કોઈ માણસે હોડી ચલાવવી નહી એવો કોઈ સરકારી નોકરે હુકમ કાઢયો હોય, અને તે હુકમનું અપમાન જે કોઈ કરે, તે પીનલકોડ મુજબ સજાને પાત્ર થાય છે. મથુરાં વિરૂદ્ધ જવાહીર. ઈ. લા. રી. ૧ અ. ૫૨૭.

કોઈ માણસ શુદ્ધબુદ્ધિથી પોતાનો હક્ક છે એવું ધારીને અને ધમકી, તિરસ્કાર અથવા બીજા કોઈ માણસને ઉપદ્રવ અથવા કાંઈ ગુન્હો કરવાના ઇરાદા શિવાય, બીજાના કબજાની જમીનમાં પેસે, અને જો કે તે વખતે તેનો હક્ક તે જમીન ઉપર કાંઈ પણ ના હોય, તોપણ તેને સાપ્રાધ પ્રવેશનો ગુન્હેગાર ઠરાવી શકાતો નથી. રાણી વિ. બુદ્ધસીંઘ ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૧૦૧

क. ग. અને બીજા કોઇ માણસની એકઠી મજીયારી કેટલીક સ્થાવર મિલક્ત હતી. ह. એ તે મીલકત કબજે લેવાને માટે ग. ઉપર હુકમનામું કરાવ્યું. અને તે બજાવી મીલકત કબજે કરી. क. એ શુદ્ધબુદ્ધિથી અને પોતાનો હક્ક ઠરાવવાના વિચારથી અને ધમકી, તિરસ્કાર અથવા ह. ને કાંઈ પણ ઈજા કરવાના અથવા કાંઈ પણ ગુન્હો કરવાના ઈરાદા શિવાય અને ग. પોતાના સહીઆરીઓની સાથે હક્ક ઠરાવવાના વિચારથી તે મીલકતમાં રહ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે ઉપલી હકીકત ધ્યાનમાં લેતાં સાપ્રાધ પ્રવેશને માટે તેઓને ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. જે જમીનમાંથી કોઈ માણસને દિવાની પ્રોસેસથી કાઢી

મુકવામાં આવ્યો હોય, અથવા જેનો કબજો બીજા માણસને સોંપવામાં આવ્યો હોય, તે જમીનમાં પોતાના સહીઆરીઓ સાથેનો એકઠો હક્ક, અથવા પોતાનો સ્વતંત્ર હક્ક ઠરાવવાને માટે ફરીથી પ્રવેશ કરવો અથવા તેમાં રેહેવું તે કાંઈ પણ ધમકી, તિરસ્કાર, ઈજા અથવા ગુન્હો કરવાનો ઈરાદો ખરેખરી રીતે શાબીત થયા શીવાય ફોજદારી ગુન્હો ગણાતો નથી. ગોવિંદ પ્રસાદ, ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૪૬૫.

કોઇ હિંદુ સ્ત્રીને ન્યાત બાહાર મુકવાથી તેણીનો પોતાના ધણીની સાથે ઘરનો એકઠો ભોગવટો એવી રીતે જતો રેહેતો નથી કે, જો તે ખોરાકી માગવાને ઘરમાં પેસે તો ત પ્રવેશ કરનાર ગણાય છે. રાણી વિરૂદ્ધ મરી મુતુ. ઈ. લા. રી. ૪ મ. પ્ર. ૨૪૩.

લોકલફંડ બજારનો કર છુપાવવાના ઈરાદાથી બજારમાં પેસવું તે સાપ્રાધ પ્રવેશ ગણાતો નથી. રાણી વિરૂદ્ધ વરથાપા. ઈ. લા. રી. ૫ મ. પ્ર. ૩૮૨.

જમીનનો કબજો પ્રવેશ કરનારનો છે, અને જે સામો થાય છે તેની ખેડેલી જમિનમાં જબરજસ્તીથી પ્રવેશ કરી હંગામો થયાના તોહમતમાં કબજો લેવાનો હક્ક છે, એવો કાંઇ જવાબ ગણાતો નથી. રાણી વિ. અપાલુ. ઈ. લા. રી. ૬ મ. પ્ર. ૨૪૫.

ગ્રહપ્રવેશ. **૪૪૨. કાંઇ ઈમારત, તંબુ, અથવા વાંહાણ, જે માણસને રેહેવાના ઠેકાણા દાખલ વપરાતું હોય તેમાં, અથવા કાંઈ ઇમારત, પુજાસ્થાન અથવા માલ રાખવાના ઠેકાણા દાખલ વપરાતી હોય, તેમાં પેશીને અથવા તે મધે રહીને જે માણસ સાપ્રાધ પ્રવેશ કરે, તેણે "ગ્રહ પ્રવેશ" કરયો એમ સમજવું.**

**ખુલાસો—પેસવામાં તે સાપ્રાધ પ્રવેશ કરનારના શરીરના કાંઈ પણ ભાગનો પ્રવેશ થાય તો, ગ્રહપ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે.**

## વિશેષ સમજુતિ.

જ્યાં જે મીલક્ત વિષે સવાલ ઉઠયો હોય, તે દિવાનખાના દાખલ વપરાઈ હોય, પણ ગુન્હો થતી વખતે અને તેની થોડુંક અગાઉ ખાલી હતી, ત્યાં એવો નિર્ણય કરવામાં આવ્યો કે તે મીલક્તનું મનુષ્ય રેહેઠાણ દાખલ જે ધ્યાન કર્યું હતું તે વ્યાજબી હતું.

આ કલમની મતલબ પ્રમાણે દાણા ભરવાનો એક અલાઅદો કોઠાર, જે પરાળનો બાંધેલો હતો, તે ઉપરથી ખુલ્લો હતો, અને પછવાડેના વંડામાં આવેલો હતો, તે માલ રાખવાનું ઠેકાણું ન ગણાય એવો નિર્ણય થયો હતો. તેટલા માટે આ કોઠારની બાબતમાં ઘર ફોડવાનો ગુન્હો થઈ ન શકે માટે તેમાં ખાતર પાડવાથી ખરેખરો જે ગુન્હો કર્યો તે ૪૬૧ મી કલમ પ્રમાણે અપ્રમાણીક રીતે એક બંધ કરેલા અને માલથી ભરેલા કોઠારને ફોડવાનો હતો.

**ફેંસલા**—કોઈ માણસ ખોરાક લેઈ જવાના ઈરાદાથી કેદીની હવાલત (જેલ) માં પેસે, તો તે આ કલમ મુજબ ઘર પ્રવેશનો ગુન્હો થતો નથી. રાણી વિ. લાલઇ. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૩૦૧.

કોર્ટે એવું અનુમાન કર્યું કે ઢોર બાંધવાનો વાડો જેની ચારે બાજુ પ્રથમ ભીંતો હતી, અને તેની એક બાજુ દુરસ્ત થઇ શકે તેવી નહીં હોવાથી થુરીઆથી બંધ કરેલું

એક બાકું હોય તો, તે માલ રાખવાને માટે કામમાં આવે તેવું મકાન આ કલમના અર્થ પ્રમાણે ગણાય છે. રાણી વિ. દુલી. ૬ ના. વે. પ્રા. પ્ર. ૩૦૭.

કોઈ સખસ છીનાળું કરવાને ઈરાદે કોઈના ઘરમાં પેસે તો, તેણે આ કલમ પ્રમાણે ગ્રહપ્રવેશ કરયો એમ કેહેવાય. પછી તે છીનાળું કુંવારી છોકરી સાથે કરવાનું હોય તોપણ. ૮ મ. હા. રી. પ્ર. ૬.

ગુપ્ત ગ્રહપ્રવેશ. **૪૪૩. કોઈ માણસ ગ્રહપ્રવેશ કરે, અને તેણે આગળથી એવી તદબીર કરી હોય કે જે ઈમારત, તંબુ, અથવા વાંહાણ તે પ્રવેશનું સ્થાન હોય, તે મધ્યે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધ્યેથી તેને બાહાર કહાડી મુકવાનો જેનો હક્ક હોય, એવા કોઈ સખસથી તે ગૃહપ્રવેશ છાનો રેહે, તો તે માણસે "ગુપ્ત ગૃહપ્રવેશ" કર્યો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

જે સખસ ૪૪૩ થી ૪૪૬ સુધીની કલમોમાં જણાવેલા ગુન્હા કરે છે તેને તે કલમોમાં ફરમાવેલી સજાને બદલે બાંધી મારવાની સજા થાય છે (સન ૧૮૬૪ ના ૬ હા કાયદાની કલમ ૨ ); અને ઉપલી કલમો પ્રમાણે જો કોઈ પુરૂષ બીજીવાર ગુન્હેગાર ઠરે તો તેને બંદીખાનાની સજાને બદલે અથવા બંદીખાનાની સાથે બાંધી મારવાની સજા થાય છે.

ફેંસલો—મ્યુનિસીપાલ કમીશનરે કાઢેલો હુકમ તોડીને ખુલ્લા મેદાનમાં ગાડાંઓ હાંકવાને માટે તોહમતદારો ઉપર આ કલમ મુજબ સાપ્રાધ પ્રવેશનું તોહમત રાખી તેમને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી રીતનો હુકમ કરવાને મ્યુનસીપલ કમીશનરને અખત્યાર હતો એવું કોઈ રીતે માલમ પડતું નથી. અને તેથી કરીને એવો હુકમ તોડવાને માટે ફોજદારી ગુન્હો બનતો નથી. ૫ મ. હા. કો. રી. અપે. પ્ર. ૩૮

રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ. **૪૪૪. સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતા પેહેલાં જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે "તેણે રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ" કર્યો એમ સમજવું.**

ઘર ફોડવું. **૪૪૫. કોઇ સખસ ગ્રહપ્રવેશ કરે, તે અગર તે ઘર મધ્યે અથવા તેના કોઇ પણ ભાગ મધ્યે પોતાનો પ્રવેશ નીચે બ્યાન કરેલા છ પ્રકારોમાંના કોઈ પણ પ્રકારે કરે; અથવા ત્યાંહાં કાંઈ ગુન્હો કરવાના કારણસર તે ઘર મધ્યે અથવા તેના કોઇ પણ ભાગ મધ્યે ગયા પછી, અથવા તે મધ્યે કાંઇ ગુન્હો કરી રહ્યા પછી, અગર તે સખસ તે ઘર મધ્યેથી અથવા તેના કોઈ પણ ભાગ મધ્યેથી તે છ પ્રકારોમાંના કોઇ પણ પ્રકારે બાહાર નિકળે, તો તે સખસે "ઘર ફોડવાનો ગુન્હો" કર્યો એમ સમજવું, તે પ્રકારોની વિગતઃ—**

**પેહેલો—તે ગ્રહપ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કર્યો હોય, અથવા તે ગ્રહપ્રવેશ મધ્યે મદદગારી કરનારા કોઈ માણસે જે રસ્તો કર્યો હોય, એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અગર બાહાર નિકળે તો, .**

**બીજો—પોતે અથવા તે ગુન્હાહમાં મદદગારી કરનાર કોઇ માણસએ શિ-**

वाय बीजा कोई सखसे माणसने पेसवा माटे कर्यो नही होय, एवे कोइ रस्ते थइने अगर ते मांहे पेसे. अथवा बाहार नीकळे, अथवा कोई भींत अथवा ईमारतपर सीडीथी अथवा बीजी रीते चडी जइने जे रस्तो हाथ लागे, एवे कोइ रस्ते थइने अगर ते मांहे पेसे अथवा बाहार नीकळे, तो.

त्रीजो—ते ग्रहप्रवेश करवा माटे ते घर मधे रेहेनारा माणसे जे साधनवडे कांइ रस्तो उघाडवानो इरादो राख्यो नही होय, एवा कांइ साधनवडे, पोते अथवा ते ग्रहप्रवेशमां मददगारी करनारा कोई सखसे जे रस्तो उघाडयो होय, एवे कोइ रस्ते थइने अगर ते मांहे पेसे अथवा बाहार नीकळे, तो.

चोथो—ते ग्रहप्रवेश करवा माटे अथवा कांई ग्रहप्रवेश कर्या पछी ते घरमांथी बाहार नीकळवा माटे, अगर ते कांइ कळ उघाडीने मांहे जाय अथवा बाहार नीकळे, तो.

पांचमो—सापराध बळ वापरीने, अथवा हुमलो करीने, अथवा कोइ सखसने हुमलानो डर देखाडीने अगर ते मांहे जाय, अथवा बाहार नीकळे तो,

छठो—जे रस्तेथी कोइ ए प्रमाणे आवे जाय नही, एटला माटे ते बंध करेलो छे एम ते जाणतो होय तथा जे रस्ताने पोतेज अथवा ते ग्रहप्रवेशमां मददगारी करनार कोई सखसे उघाडेलो छे एम ते जाणतो होय, एवे कोइ रस्ते थइने अगर ते मांहे जाय अथवा बाहार नीकळे तो,

खुलासो—कांई उपगृह अथवा इमारत कोई घरनी साथेज उपभोगमां आवती होय, अने ते उपग्रह तथा घर एओनी वच्चे बीजे केथां न जतां एकमांथी बीजामां जवानो रस्तो होय तो, ते उपग्रहने ते घरनो आ कलमना अर्थ प्रमाणेनो भाग समजवो.

दृष्टांत.

(अ.) ज. ना घरनी भींतमां एक खातर पाडीने ते बाका मध्ये पोतानो हाथ घालीने अगर अ. ग्रहप्रवेश करे तो, ते घर फोडवानो गुन्हो समजवो.

(ब.) अगर कोइ वांहाणना बे तुतकोनी वचेनी एक बारीमांथी घुशीने अ. गृहप्रवेश करे तो, ते घर फोडवानो गुन्हो समजवो.

(क.) अगर एक बारीमांथी ज. ना घरमां पेशीने अ. ग्रहप्रवेश करे तो, ते घर फोडवानो गुन्हो समजवो.

(ड.) अगर कोई दरवाजो बंध करेलो होय ते उघाडीने ज. ना घरना दरवाजामांथी ज. ना घरमां पेशीने अ. गृहप्रवेश करे तो, ते घर फोडवानो गुन्हो समजवो.

(ई.) एक दरवाजा मधे काणुं छे ते काणा मध्ये एक तार घालीने ते दरवाजानी आगळी उघाडी नांखीने अगर ते दरवाजामांथी ज. ना घरमां पेशीने अ. गृहप्रवेश करे तो, ते घर फोडवानो गुन्हो समजवो.

(फ.) ज. थी पोताना घरना दरवाजानी कुंची खोवाइ गइ छे ते अगर अ. ने जडे अने ते कुंचीवडे दरवाजो उघाडीने ज. ना घरमां पेशीने अ. ग्रहप्रवेश करे तो, ते घर फोडवानो गुन्हो समजवो.

(ग.) **ज. પોતાના દરવાજામાં ઉભો છે તેને નીચે પાડી નાંખીને જબરાઈથી अ. રસ્તો કરે અને ઘરમાં પેશીને ગ્રહપ્રવેશ કરે તો, તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.**

(ह.) **ज. य. નો દરવાન છે તે य. ના દરવાજામાં ઉભો છે, તેને મારવાનો ડર દેખાડીને સામો થતો અટકાવીને અગર अ. તે ઘરમાં પેશીને ગ્રેહપ્રવેશ કરે તો, તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.**

## વિશેષ સમજુતિ.

એક કજીયામાં કેદી વાદીના ઘરમાં રાત્રે પકડાયો હતો, અને પુરાવા ઊપરથી એવું માલમ પડયું કે તે ઘરમાં દીવાળ ઊપરથી ચહડીને ગયા વગર કેદી દાખલ થવાય એવું ન્હોતું. આ મુકદ્દમામાં કેદી ઉપર જે તોહમત શાબીત ઠરાવવામાં આવ્યું હતું તે બાહાલ રહ્યું.

જો કોઈ આશામી કોઇ ઘરમાં ઉઘાડે બારણે દાખલ થાય, અને જો તે માંહેલા કોઈ ઓરડાનું તાળુ તે ઓરડામાં દાખલ થવા માટે ભાગે તો, તે પણ ઘર ફોડવાનો ગુન્હો થાય છે. પણ જો તે માત્ર કોઈ પેટી કે પટારો ઉઘાડે તો, તેમાં કાંઈ આ કલમ પ્રમાણે ગુન્હો કરતો નથી; પણ તે માટે ૪૬૧ મી કલમ પ્રમાણે સજા થાય છે.

**ફેંસલા**—ભીંત કોચીને રાત્રે ઘરમાં જવાનું બાકું પાડવું, તે આ કલમ મુજબ રાત્રે ઘર ફોડવાનો ગુન્હો ગણાય છે. રાણી વિ. ઈમદાદઅલી. ૨ વિ. રી. પ્ર. ૬૫.

કોઈ દુકાનનું બારણું ભાગીને ઊઘાડવામાં આવ્યું હોય તો, રાત્રે ઘર ફોડવાને માટે ગુન્હેગાર ઠરાવવો જોઈએ, પણ ફક્ત રાત્રે છાનામાના ઘર પ્રવેશ કરવાનો ગુન્હો ગણાતો નથી. રાણી વિ. કનેરામ બોસી. ૪. વિ. રી. પ્ર. ૧૯.

ડાકાઇટી અને હંગામાનું તોહમત રાખી કેદીને છોડી મુકવામાં આવ્યો હોય તો, તે તેને વાંચી સંભળાવી સમજાવ્યા સિવાય અને તેની તકરાર સાંભળ્યા સિવાય ઘર પ્રવેશના તોહમતને માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. સાલમતઅલ્લી વિગરે. ૨૩ વી. રી. પ્ર. ૫૯.

ઝાડ કાપીને અંદર પેસવું એ આ કલમ પ્રમાણેનો પ્રવેશ છે, અને તેમ થએ ઘર ફોડયાનો ગુન્હેગાર છે, રાણી વિ. જીનતબીબી. કો. ઈ. ડા. પ્ર. ૩૪૬

રાતે ઘર ફોડવું. **૪૪૬. જે માણસ સુર્યનો અસ્ત થયા પછી તથા સૂર્યનો ઉદય થતા પેહેલાં ઘર ફોડવાનો ગુન્હો કરે, તેણે રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કર્યો એમ સમજવું.**

**ફેંસલો**—આ કલમ મુજબ કોઈ પણ માણસને ગુન્હેગાર ઠરાવતા પેહેલાં એમ શાબીત થવું જોઈએ કે, ગેરવ્યાજબી કેદ એવી રીતે કરી હતી કે જેથી કેદ કરાયલા માણસને કોઈ શોધી કાહાડે નહી એવો ઈરાદો માલમ પડતો હતો. શ્રીનાથ બાનરજી. ઈ. લા. રી. ૯ ક. પ્ર. ૨૨૧.

સાપ્રાધ પ્રવેશની શિક્ષા. **૪૪૭. જે માણસ સાપ્રાધ પ્રવેશ કરે, તેને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામા આવશે.**

**ફેંસલા**—ગામઠાની જે નકામી પડી રહેલી જમીન પ્રતિવાદીએ નહીં ખેડવી એવો તાબાના માજીસ્ટ્રેટે હુકમ કર્યો હતો, તે જમીન ખેડવાને માટે આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. હાઇકોર્ટે શિક્ષા બાહાલ રાખી. ૫ મ. હા. કો. રી. અપે. પ્ર. ૧૭.

આશપાશ વાડ કરીને મુડદા દાટવાની જગ્યાનો કડકો ખેડવાનો શરૂ કર્યાથી સાપ્રાધ પ્રવેશને માટે પ્રતિવાદીને ગુન્હેગાર ઠરાવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હો બરોબર છે. મડદાં દાટવાની જગ્યાનો કબજો એ કેટલાક ભાગના લોકોનો કબજો ગણાય છે. અને તે જગ્યા વાપરવાનો તેઓનો હક્ક છે. અને ત્યાં ખેડાણ કરવું એ તે લોકોને ઈજા કરવાનો ઈરાદો બતાવે છે, અને જે લોકોને તે જગ્યા વાપરવાનો હક્ક હતો, તે લોકોમાંનો પ્રતિવાદી ન્હોતો. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૨૫.

પ્રતિવાદીએ પોતાની માલકી જગ્યામાં લોકોના પગ રસ્તાની કેટલીક જગો ઉમેરવાથી તેને સાપ્રાધ પ્રવેશને માટે ગુન્હેગાર ઠરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સાધારણ રીતે પગ રસ્તાની જગો વાપરવાને લોકોનો હક્ક હોવાથી બીજાના કબજાની જગોમાં તેને હેરાન કરવાના ઇરાદાથી પ્રતિવાદીએ કાયદા વિરૂદ્ધ પ્રવેશ કર્યો, એમ ગણાતું નથી, તેથી તેને ગેરકાયદેસર રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૨૯.

કોઈ બીજા સખસના કબજામાં હોય એવી જમીન ઉપર કોઈ સખસ જોર જુલમથી જાય, અને પછી તેના ઉપર કાંઈ મકાન બાંધે અથવા એવી બીજી રીતે કબજાવાળા સખસને હરક્ત કરે તો, તે કલમ ૪૪૧ પ્રમાણે સાપ્રાધ પ્રવેશનો ગુન્હેગાર ગણી શકાય. રાણી વિ. રામદયાળ મંડલ ૭ વી. રી. પ્ર. ૨૮.

કોઈ જાહેર નદી હોય, તેના એક ભાગમાં માંછલાં પકડવાનો હક્ક રાખ્યો હોય તેના હક્કનો ભંગ કરવો એ આ કલમ પ્રમાણે પ્રવેશનો ગુન્હો નથી, રાણી વિ. ચારૂનાર્કયા. ઈં. લા. રી. ૨ ક. પ્ર. ૩૫૪.

ગ્રહપ્રવેશની શિક્ષા.

**૪૪૮. જે માણસ ગ્રહપ્રવેશ કરે તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

મોતની શિક્ષા થઈ શકે એવો ગુન્હો કરવા સારૂ ગૃહપ્રવેશ

**૪૪૯. મોતની શિક્ષા થઈ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણસ ગ્રહપ્રવેશ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

જીવતાંસુધીસમુદ્રપારની શિક્ષાથઈ શકેએવોકોઇગુન્હો કરવાસારૂગૃહપ્રવેશ કરવો.

**૪૫૦. જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણસ ગ્રહપ્રવેશ કરે, તે માણસને દસ વર્ષના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

કેદની શિક્ષા થઈ શકે એવો

**૪૫૧. કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણસ ગ્રહપ્રવેશ કરે, તે માણસને બે વર્ષની મુદત સુધી-**

કોઈ ગુન્હો કરવા સારૂ ગૃહ પ્રવેશ કરવો.

**ની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોય, તો તે કેદની મુદ્દત સાત વર્ષ સુધીની થઇ શકે.**

**ફેંસલો**—હોડીને પીનલકોડની કલમ ૪૪૨ મુજબ કેટલાક કારણો માટે ઘરોના વર્ગમાં ગણેલી છે, તોપણ તે જંગમ મીલકત ગણાય છે. આ કલમ મુજબ તોહમત રાખવામાં આવ્યું હોય તો શીક્ષા થઈ શકે એવો કાંઈ અમુક ગુન્હો કરવાના ઈરાદાથી તોહમતદારે ઘર પ્રવેશ કર્યો છે એમ બતાવવું જોઈએ. રાણી વિ. મેહેર દોવાલીઆ વિગરે અપેલેન્ટો. ૧૬ વી. રી. પ્ર. ૫૩.

કોઈ સખસને વ્યથા કરવાની તઇયારી કર્યા પછી ગ્રહ પ્રવેશ કરવો.

**૪૫૨. કોઇ સખસને વ્યથા કરવાની, અથવા કોઈ સખસની ઉપર હુમલો કરવાની અથવા કોઇ સખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની, અથવા કોઈ સખસને વ્યથા, હુમલા અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તઇયારી કરીને જે માણસ ગ્રહપ્રવેશ કરે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—અ. નામનો માણુસ બનાવટી કેદનું વારંટ લેઈ ઘરમાં પેસે, અને તેમાંના એક માણસને એવી રીતના વારંટના અધિકારથી તેની મરજી વિરૂદ્ધ પકડે તો, આ કલમ મુજબ એ માણસને ગેરવ્યાજબી અટકાવની બીહીક બતાવી ઘર પ્રવેશ કરવાનો તે ગુન્હેગાર ગણાય છે. રાણી વિ. નંદમોહન સીરકાર. ૩ વી. રી. પ્ર. ૩૩.

ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો, અથવા ઘરફોડવું તેની શિક્ષા.

**૪૫૩. જે માણુસ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણસને બે વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

કેદની શિક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુન્હો કરવા સારૂ ગુપ્ત ગ્રહ પ્રવેશ કરવો અથવા ઘરફોડવું.

**૪૫૪. કેદની શિક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુન્હો કરવા સારૂ જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઈરાદો કર્યો હોય; તો તે કેદની મુદત દસ વર્ષ સુધીની થઈ શકે.**

**ફેંસલા**—ચોરી સાથે ગ્રહપ્રવેશના તોહમતમાં માજીસ્ત્રેટના અધિકાર બાહાર જઈ બેઉ ગુન્હાની જુદી જુદી તજવીજ કરવી જરૂર નથી. જે મ્હોટી સજા હોય તેમાં ન્હાની સજા સમાઈ જાય છે. રાણી વિ. ગનુ લાધા. ૨ મું. હા. રી. પ્ર. ૧૨૬.

કોઈ માણસને રેહેવાનું ઘર રાત્રે ફોડીને તેમાં પેસે, અને તેમાંથી કાંઈ મીલકત ચોરે, તો ગુન્હો એકજ પુરેપુરો થયો છે અને તેથી કરીને એકજ ગુન્હાની માફક તેની વ્યવસ્થા થાય. રાણી વિ. તોનાઉ કોચ. ૨ વી. રી. પ્ર. ૯૩.

પીનલકોડની કલમ ૩૮૦ અને ૪૫૪ મુજબ શીક્ષા થઇ શકે એવા ચોરી કરવાના ઇરાદાથી ઘર ફોડી ચોરીના ગુન્હા કે જેઓ એકજ કૃત્યમાંથી ઊત્પન્ન થવાથી ભેગી તજવીજ થઈ શકે, એવા પ્રથક પ્રથક ગુન્હાને સારૂ કોઇ માજીસ્ટ્રેટ જુદી જુદી બે વર્ષની સખ્ત કેદની અને દંડની સજાઓ કરી શકે. આવી બાબતમાં એક તોહમતદારને પેહેલાં ત્રણ વખત સજાઓ થએલી હતી, તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે સદરહુ માજીસ્ટ્રેટે તે કામ પીનલકોડની કલમ ૪૫૪ અને ૭૫ મુજબ તોહમત રાખી સેશન કમીટ કરવું જોઇતું હતું. મહારાણી વિ. જોરસીંગ; ઈ. લા. રી. ૧૦ અ. પ્ર. ૧૪૬.

કોઈ સખસને વ્યથા કરવાની તઈયારી કરીને ગુપ્ત ગ્રહપ્રવેશકરવો અથવા ઘર ફોડવું.

**૪૫૫. કોઈ સખસને વ્યથા કરવાની, અથવા કોઈ સખસની ઉપર હુમલો કરવાની, અથવા કોઈ સખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની, અથવા કોઇ સખસને વ્યથા, હુમલા, અથવા ગેરવ્યાજબી અટકાવવાનો ભય ઉત્પન્ન કરવાની તઈયારી કરીને જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘરફોડવુંતેનીશિક્ષા.

**૪૫૬. જે માણસ રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા**—સુર્યઉગ્યા પેહેલાં તોહમતદારો (હુકમનામા લેણદારો) એ અખત્યાર મળેલા કોઈ બેલીફની સાથે જઇ મીલકત કબજે લેવાના ઇરાદાથી ફરીયાદીનું બારણું ભાગીને ઉઘાડયું; તે ઉપરથી તેઓને રાત્રે છાનામાના ઘર પ્રવેશ કરવાને માટે અથવા રાત્રે ઘર ફાડયાને માટે ગુન્હેગાર ઠરાવેલા, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે સાપ્રાધ પ્રવેશના ગુન્હાને માટે તેઓ અપ્રાધી નહી હોવાથી ઊપર બતાવેલા ગુન્હાઓ થવાને માટે જેવા ઈરાદાની જરૂર છે, તેવી જાતનો ઈરાદો માલમ પડતો નથી, અને તેઓના ઉપર તોહમત રાખવામાં આવેલા ગુન્હાઓમાંના ગમે તે ગુન્હાનો સાપ્રાધ પ્રવેશ મુલતત્વ હોવાથી અપ્રાધ રદ થવો જોઈએ. જેથરામ દવે. ઈ. લા. રી. ૨ મ. પ્ર. ૩૦.

હથીયાર સહીત પાંચ માણસો રાત્રે ઘર ફોડતા માલમ પડયા, એમાંનો એક માણસ દીવાલમાં બાકુ પાડતો હતો. અને બીજા ચાર ચોકી કરતા હતા. જ્યારે બુમ પાડવામાં આવી ત્યારે પાડોશી દોડી આવ્યા, અને ચોરમાંના એકે એક ગામડીયાનું માથું કાપી નાંખ્યું, તેમાં ઠરાવ્યું કે તેઓ ઊપર રાત્રે ઘર ફોડવાનું તોહમત આવે, અને ડાકાઈટીનું તોહમત ના આવે. રાણી વિ. રેવાત રાજવાર. વી. રી. ૧૮૬૪પ્ર. ૬૫.

એક ઘરમાં આબરૂદાર ઘરની બે વિધવા રેહેતી હતી તે ઘરમાં તોહમતદાર મધરાતે માલુમ પડયો ને તેને પકડવાની કોશીસ થઇ, ત્યારે તે બળ વાપરી નાશી ગયો, તેથી તેના ઉપર આ કલમ અને કલમ ૩૨૩ પ્રમાણે તોહમત મુકી ગુન્હેગાર ઠરાવેલો. આરોપીનો એવો બચાવ હતો કે કાંઇ પણ ગુન્હો કરવાના ઇરાદાથી તે ગયો હતો એમ ફરીયાદીએ શાબીત કર્યું નથી ત્યાં સુધી તે ગુન્હેગાર નથી. પણ કેસની હકીકત અને તેને પકડવાની કોશીસ વખતે બળ વાપરયું ને તે નાશી ગયો તે વિચારમાં લેતાં પીનલકોડની કલમ ૪૧૧ માં બતાવ્યા મુજબ તેણે ઈરાદા પૂર્વક પ્રવેશ કર્યો હતો એમ ધારવું જોઇએ. ઇલાસચંદ્ર ચક્રબતીની અરજીની બાબતમાં ઈ. લા. રી. ૧૬ પાનું ૬૫૭.

કેદની શિક્ષા થઈ શકતી હોય એવો ગુન્હો કરવા સારૂ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવાઘરફોડવું

**૪૫૭. કેદની શિક્ષા થઈ શકતી હોય એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણસ રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે અથવા રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને પાંચ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોય તો, તે કેદની મુદત ચઉદ વર્ષ સુધીની થઇ શકે.**

**ફેંસલા**—કોઈ ચોર રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કરતાં ઘરના માલેકને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાની કોશીસ કરે તો, તેને આ કલમ તથા કલમ ૩૨૪ પ્રમાણે સજા થાય નહી, પણ **કલમ** ૪૬૦ પ્રમાણે સજા થાય. રાણી વિ. લખમણદાસ. ૨ વિ. રી. પ્ર. ૫૨.

કોઈ સખસ ઉપર ઘર ફાડીને તરતજ ચોરી કરવાનું તોહમત મુકવામાં આવ્યું હોય તો, તેને ફક્ત આ કલમ પ્રમાણે શીક્ષા થાય. રાણી વિ. ચઇતન ખોરા. ૫. વી. રી. પ્ર ૪૫.

કોઈ માણસને ઘર ફાડવાની સાથે ચોરી કરવાને માટે ગુન્હેગાર ઠરાવ્યો હોય તો, તેને ફક્ત આ કલમ મુજબ શીક્ષા થઈ શકે છે. રાણી વિ. ચાયટન ખોવરા વિગરે. ૫ વિ. રી. પ્ર. ૪૯.

ચોરી એ ઘર ફાડવાનો પરીણામ છે, અને તેથી તેને માટે જુદી સજા થઈ શકે નહીં. આવા કેસમાં વધારીને ત્રણ વર્ષની સજા કરેલી કાયદા વિરૂદ્ધ ઠરાવવામાં આવી હતી. મુસાફર દાઉદ. ૬ વી. રી. પ્ર. ૯૨.

પાંચ હથીયારબંધ માણસ રાત્રે ઘર ફાડતા માલમ પડયા હતા. એમાંનો એક માણસ ભીંતમાં બાકું પાડતો હતો, અને બીજા ચાર માણસો આશપાશ તેને કોઈ દેખે નહી એની સભાળ રાખવાને ઉભા હતા. બુમ પાડી એટલે આશપાશના પાડોશીઓ દોડી આવ્યા, અને એમાંના એક ચોરે એક ગામડીયાને મારી નાંખ્યો ને પછી તે ચોરો નાશી ગયા, પણ તે મધેના બે તેમનાથી અલગ થઈ પકડાયા. તેમાં ઠરાવવામાં આવ્યું કે કેદીઓ રાત્રે ઘર ફાડવાના ગુન્હાને માટે ગુન્હેગાર છે, પણ તેઓ ડાકાઈટીના ગુન્હાને માટે અપ્રાધી નથી. રાણી વિ. રેયટ રાજવર વિગરે વી. રી. સપ્ટંબર. ૩૯.

"ચોરી કરવાને માટે ઘર ફાડવાનું અને ચોરીનું" એ બંને ગુન્હાઓ માટે એક ચાલુ ક્લમના ભાગો હોવાથી કોઈ કેદીને ગુન્હેગાર ઠરાવી પ્રેહેલા ગુન્હાને માટે આ કલમ મુજબ એક વર્ષની સજા કરી, અને બીજા ગુન્હાને માટે ફટકાના આકટની કલમ ૨ મુજબ ૨૦ ફટકા મારવાનો હુકમ કર્યો. જુદી સજાઓ જો કે કાયદા વિરૂદ્ધ ન્હોતી, તોપણ ફટકા મારવાના આકટની વિરૂદ્ધ ગણી નામંજુર કરવામાં આવી હતી. રાણી વિ. ગનુ બીન આકુ. ૫ મું. હા. કો રી. પ્ર. ૮૩.

ચોરી કરવાને માટે ઘર ફાડવું અને રેહેવાના ઘરમાં ચોરી કરવી એ બંને ગુન્હાઓનું કોઈ કેદી ઉપર તોહમત રાખી તેમાંના દરેકને માટે જુદી સજા કરવાનો, જો તે બંને ગુન્હાઓને માટે કરેલી એકંદર સજા તેમાંના વધારે ભારે ગુન્હામાં બતાવેલી સજા કરતાં વધી જતી ના હોય, અને માજીસ્ત્રેટને જેટલી સજા કરવાનો અખત્યાર છે તેના કરતાં પણ તે સજા વધી જતી ના હોય તો, માજીસ્ત્રેટને અખત્યાર છે. રાણી વિ. અનવરખાન વલદે ગુલખાન. ૯. મું. હા. કો. રી. પ્ર. ૧૭૨.

તોહમતદાર રાત્રે ફરીયાદીના ઘરમાં માલમ પડી આવ્યો હતો, પણ તેણે એમ બતાવ્યું કે ફરીયાદીની સ્ત્રી જોડે કારસ્તાન ચલાવવાને માટે તે ત્યાં રહ્યો હતો. ફરીયાદીએ છીનાળુ કરવાના ઈરાદાથી ઘરપ્રવેશ કરવાની ફરીયાદ માંડવાની ના પાડી તેમાં ઠરાવવામાં આવ્યું કે તે સ્ત્રીના ધણીએ જે ગુન્હાની ફરીયાદ માંડવાને નાપાડી હતી તે ગુન્હાની ફરીયાદને માટે માજીસ્ટ્રેટે તોહમતદારને ગુન્હેગાર ઠરાવ્યો તે વ્યાજબી હતું. સન૧૮૬૯ મ. હા. રી. અપે.પ્ર.૫

કેદીની મતલબ ફરીયાદીની સ્ત્રી જોડે બદકામ કરવાની હોવાથી તેને ઘર ફાડવાને માટે ગુન્હેગાર ઠરાવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હેગાર ઠરાવવું તે કાયદાસર છે. ૮ મ. હા. કો. રી. અપે. પ્ર. ૬.

ડ. નામનો માણસ પોતાના કાકાના ઘરનો માણસ હોવાથી તેણે તીજોરી ઉઘાડી, તેમાંથી કેટલીક મીલકત લીધી. આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ મુજબ વ્યાજબી રીતે તેને ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વિ. તાસુદક હુસેન. ૬ ના. વે. પ્રા. પ્ર. ૩૦૧.

એકજ કામની અંદર અને એકજ મતલબ પાર પાડવાને માટે તોહમતદારે ઘણાં કૃત્યો કર્યાં છે એમ શાબીત થયું હોય, અને તે કૃત્યો દરેક જુદાં જુદાં લેવાના કરતાં બધાં એકઠાં થવાથી વધારે ભારે ગુન્હો બને તેમ હોય, અને જો કે રજુઆત ચલાવવાને માટે તોહમતનામું ફેરવીને ફક્ત મુખ્ય ગુન્હાઓ લખવા એટલુંજ નહી, પણ સઘળા પેટાના ગુન્હાઓ લખવા એ વધારે યોગ્ય જણાય, તોપણ વધારે સગવડ ભરેલું અને ખુલ્લું કરવાને માટે ઉત્તમ રસ્તો એ છે કે, શાબીત થયેલા ભારેમાં ભારે ગુન્હાને માટે અપ્રાધી ઠરાવી શિક્ષા કરવી જોઈએ. આ ઉપરથી કોઈ માણસે રાત્રે ઘર ફાડીને ચોરી કરેલી તેના ઉપર પીનલકોડની કલમ ૩૮૦ અને આ કલમ મુજબ તોહમતો રાખી બંને ગુન્હાઓને માટે અપ્રાધી ઠરાવી જુદી જુદી સજા કરેલી, તેમાં આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી ત્રણ વર્ષની સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરી, અને કલમ ૩૮૦ મુજબ રાખેલા તોહમતને માટે નિર્દોષ ઠરાવ્યો. રાણી વિ. અજુધ્યા. ઇં. લા. રી. ૨ અ. પ્ર. ૬૪૪.

*કોઈ સખસને વ્યથા કરવાની તઈયારી કરીને રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.*

**૪૫૮. કોઇ સખસને વ્યથા કરવાની અથવા કોઇ સખસની ઉપર હુમલો કરવાની અથવા કોઇ સખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઇ સખસને વ્યથા, હુમલા અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તઇયારી કરીને જે માણસ રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને ચઉદ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

*ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઈને મહાવ્યથા કરવી.*

**૪૫૯. કોઇ માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતો હોય તેવામાં જો તે કોઇ સખસને મહાવ્યથા કરે, અથવા કોઇ સખસનું મોત આણવાની કે કોઇને મહાવ્યથા કરવાની કોશસ કરે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

ઘણા સખસો ઘર ફોડવા વગેરેમાં સામીલ હોય, અને તેઓમાંનો કોઈ એક મ્હોત અથવા મહાવ્યથા કરે, તો તે સઘળા ખસ સોને તેની શીક્ષા થઈ શકે.

૪૬૦. અગર રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કરતી વખતે અથવા રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હાનો તકશીરવાર કોઇ સખસ બુદ્ધિપુર્વક કોઇનું મ્હોત આણે, અથવા કોઇને મહાવ્યથા કરે અથવા મ્હોત આણવાની કે મહાવ્યથા કરવાની કોશિસ કરે, તો જે જે સખસ રાત્રે તે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવામાં અથવા રાત્રે તે ઘર ફોડવાનો ગુન્હો કરવામાં જોડે સામીલ હોય, તે હરએક સખસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ફેંસલા**—કોઈ કેદી રાત્રે ઘરમાં છાનોમાનો ઘર પ્રવેશ કરતી વખતે ઘરનો માલીક જે તેને પકડવાનો યત્ન કરે છે, તેના ઉપર બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તો તેને આ કલમ મુજબ સજા થઈ શકે છે, પણ કલમ ૪૫૭ અને ૩૨૪ મુજબ સજા થઇ શકે નહી. રાણી વિ. લુખન ડોસ. ૨ વી. રી પ્ર. ૫૨.

પીનલકોડની કલમો ૪૫૯ અને આ કલમમાં મીક્ષ ગુન્હો બતાવેલો છે, જેનું ખરેખરૂં તત્વ એ છે કે "રાત્રે છાનામાના ઘર પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું" તે બંને ગુન્હાઓની સાથે કોઈ માણુસ મહાવ્યથા અથવા મોત અને માહાવ્યથા કરવાનો યત્ન કરે છે તેને ઉપલી કલમો મુજબ જુમ્મેદાર ઠરાવવાને માટે તે બેમાંનો ગમે તે ગુન્હો પુરેપુરો થવો જોઈએ કલમોનો અર્થ બરોબર રીતે કરવો જોઈએ, અને જ્યાં અગાડી તોહમતદારના મુખ્ય કૃત્યથી ફક્ત રાત્રે છાનામાના ઘરપ્રવેશ કરવાના યત્નનો અથવા ઘર ફોડવાના યત્નના ગુન્હો બને છે, ત્યાં અગાડી ઉપલી કલમો લાગુ પડતી નથી. રાણી વિ. ઇસ્મેઇલ ખાન. ઈ. લો. રી. ૮ અ. પ્ર ૬૪૦.

કાંઈ બંધ કરેલા નિધાનમાં કાંઈ મિલકત હોય, અથવા કાંઈ મિલકત છે એમ ધરાયું હોય, તે નિધાનને બદઘાનતથી ફોડીને ઉઘાડવું.

૪૬૧. જે નિધાન મધ્યે કાંઇ મિલકત રહેલી હોય અથવા જે મધ્યે કાંઇ મિલકત રહેલી છે એમ પોતે માનતો હોય, એવા કોઇ બંધ કરેલા નિધાનને જે માણુસ બદઘાનતથી અથવા બીગાડ કરવાના ઇરાદાથી ફોડીને ઉઘાડે અથવા તેના બંધ છોડે, તે માણુસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

તેજ ગુન્હો જ્યારે તે નીધાન જેને સોંપ્યું હોય તેમાણુસ કરે ત્યારે.

૪૬૨. જે નિધાન મધ્યે કાંઇ મિલકત રહેલી હોય અથવા જે મધ્યે કાંઇ મિલકત રહેલી છે એમ પોતે માનતો હોય, એવું બંધ કરેલું કાંઇ નિધાન કોઇ માણુસને સોંપ્યું હોય, અને તે માણુસને તે ઉઘાડવાનો અખત્યાર નહી છતાં અગર તે માણુસ બદઘાનતથી અથવા બીગાડ કરવાના ઇરાદાથી તે નિધાન-

૨ તેની શિક્ષા. ને ફોડીને ઉઘાડે અથવા તેના બંધ છોડે તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## બાબ ૧૮ મો.

## લેખ સબંધી તથા વેહેપારની અથવા મિલકતની નીશાનીઓ સબંધી ગુન્હા બાબત.

ખોટા લેખ બનાવવાનો ગુન્હો.

**૪૬૩. જો કોઇ માણસ કાંઇ લેખ અથવા લેખનો કાંઇ ભાગ ખોટો બનાવે, એવા ઇરાદાથી કે લોકને અથવા કોઇ સખસને કાંઇ હાની કે નુકશાન કરવું અથવા કાંઇ દાવાને કે હક્કને મજબુતી આપવી, અથવા કોઇ સખસ પાસે કાંઇ મિલકત છોડાવવી અથવા તેની પાસે કાંઇ સાફ કે અર્થાંત સમજાય એવો કરાર કરાવવો, અથવા એવા ઇરાદાથી કે દગો કરવો અથવા દગો કરવામાં આવે તો, તે માણસે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.**

### વિશેષ સમજુતિ.

જો કોઇના ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૩, ૪૭૧, ૪૭૫, અથવા ૪૭૬ મી કલમોમાં વર્ણવેલા લખતો બાબત તોહમત મેહેલ્યામાં આવ્યું હોય, અને જો તે લખતને ફોજદારી અથવા દિવાની કોર્ટમાં પુરાવા દાખલ આપ્યું હોય તો, હરકોઈ ફોજદારી કોર્ટમાં જેની સામે ઉપલી કલમ પ્રમાણે કામ ચાલતું હોય તે કામની શાબીતી દાખલ લીધામાં નહી આવશે, પણ જે કોર્ટમાં તે દસ્તાવેજ પુરાવામાં આપ્યો હોય તે કોર્ટની અથવા જે બીજી કોર્ટ આ કોર્ટથી ઉપલી કોર્ટ કેહેવાતી હોય તેની રજામંદી મળે તો, તે ફરીયાદ ફોજદારી કોર્ટ સાંભળી શકે (જુઓ ક્રી. પ્રે. કોડ કલમ ૧૯૫.)

જ્યારે કોઇ મુકદમાની કોર્ટ આગળ તપાસ ચાલતાં કોર્ટને પુરતા આધાર ઉપરથી એવું માલમ પડે, કે કજીયામાં પુરાવા દાખલ આપેલા દસ્તાવેજની બાબતમાં હિંદુસ્તાનના ફોજદારી ધારાની ૪૬૩, ૪૭૧, ૪૭૫, ૪૭૬ મી કલમોમાં જણાવેલાં તોહમતોની તપાસ માજીસ્ત્રેટની આગળ થવી જોઇએ, તો ત્યાં કોર્ટ જે આશામીના ઉપર તોહમત મેહેલ્યામાં આવ્યું હોય તેને માજીસ્ત્રેટને ત્યાં ચોકીદારોની સંભાળ તળે મોકલે, અથવા માજીસ્ત્રેટને ત્યાં હાજર થવાના તેના પુરતા જામીન લે. કોર્ટે તે તોહમતને લગતી શાહેદી અને દસ્તાવેજો માજીસ્ત્રેટને ત્યાં મોકલવા જોઇએ. માજીસ્ત્રેટ તેના ઉપર મોકલેલા આવા તોહમતની તે વખતે જે નિયમો અમલમાં હોય તે તે પ્રમાણે તપાસ ચલાવશે.

તોહમત મેહેલી શકાય એવું જે કામ થયું હોય, તે દગા ભરેલું અને નુકશાનકારક હોવું જોઇએ. કોઈ પુરૂષના ઉપર જમવા તેડવા માટેનો ખોટો કાગળ લખવો એ ઠગવા સારૂ કરેલી મશ્કરી દાખલ ઘણું થાય તો સપ્રાવ ગણાય, પણ તે કાંઈ કોઈ પુરૂષ સાથે દગો કરેલો કેહેવાય નહી. જે કામ કર્યું તેના પરીણામથી કોઈ પુરૂષને ઠગવામાં આવ્યો

હોય તો પછે એવી કાંઈ જરૂર નથી કે ધારા પ્રમાણે આ ગુન્હો સંપુર્ણ કરવા માટે જે વેળાએ તોહમતદારે આ કામ કર્યું તે વેળાએ તેના મનમાં અમુક પુરૂષને ઠગાવાની ધારણાજ હોવી જોઇએ.

પણ આ સઘળું છતાં એઆવા દગાથી કોઇ પણ પુરૂષના ઠગાવવાનો સંભવ હોવો જોઈએ. એક કજીયામાં એવું દેખાડવામાં આવ્યું કે કેદીએ જામીનગીરીપત્ર સાદા કાગળ ઉપર આપ્યાથી તેને એવો હુકમ થયો હતો કે તેણે તે પત્ર છાપી કાગળ ઉપર આપવો. તે ઉપરથી તેણે તે દસ્તાવેજની પુરતી કીમતના કાગળ ઉપર નકલ કરી અને શાહેદીઓનાં નામો પણ પોતેજ લખ્યાં, અને જામીન પાસે પોતાને હાથે સહી કરાવી. આ મુકદમામાં એવો નિર્ણય થયો કે દગાની કોઈ પણ ધારણા વગર શાહેદીઓનાં નામો પોતાને હાથે લખવાથી કાંઈ ખોટા દસ્તાવેજ બનાવવાનો ગુન્હો થતો નથી.

**ફૈસલા**—કોઈ દસ્તાવેજની નકલનો ખોટા લેખ બનાવે તો, તે આ કલમમાં બતાવેલી ખોટા લેખની વાખ્યામાં આવી જાય છે. ઈશનચંદ્ર દત્ત વિગરે વિ. પ્રાણનાથ ચોધ્રી વિગરે. માર્સ. રી. ૨૭૦ અને વી. રી. પ્ર. ૭૧.

મુખત્યારનામા પ્રમાણે ચાલવાને માટે કોઈ માણસે કબુલ કર્યું હોય, અને તે કબુલ કરવાની નિશાની તરીકે પોતાનું નામ લખ્યું હોય, અને મુખત્યારનામું ખોટું માલમ પડે તો, તેથી તે ખોટા મુખત્યારનામાનો બનાવનાર થતો નથી. રાણી વિ. બરજો બારીક વિગરે. ૫ વી. રી. પ્ર. ૭૦.

એકઠા હુકમનામાવાળાઓ પાસેથી અધિકાર લીધા સિવાય તેમના નામના વકીલાતનામામાં સહી કરી, તે વકીલાતનામું વકીલને આપી કરજ ભર્યું છે, અને દાવો કાઢી નાંખવો જોઇએ એવી બાબતની અરજી કામમાં દાખલ કરવાની તેને સુચના આપી હોય,તો તે આ કલમના અર્થ પ્રમાણે ખોટા લેખનો ગુન્હો છે. રાણી વિ. ગાયત્રીરામ. ૬ વી. રી. પ્ર. ૭૮.

આ કલમ પ્રમાણેનો ગુન્હો થવા માટે આખો યા તેમાંના કોઈ ભાગનો દસ્તાવેજ બનાવેલો હોવો જોઈએ, તે એવા ઈરાદાથી કે જેના નામનો તે દસ્તાવેજ બનાવે તે સખસે તે લખ્યો છે એમ મનાય. ૧૦ વી. રી. પ્ર. ૭.

જે કેદીએ સન ૧૮૬૭ ના આકટ ૨૧ મા મુજબ આસેસરના હુકમ ઉપર કમીશનરને અપીલ કરી હતી, તેણે અપીલની મુદત પુરી થયા પછી આસેસરના ઠરાવની નકલને બદલે સ્ટાંપનો કાગળ દાખલ કર્યો, અને અપીલમાં એવું બતાવ્યું કે મુદત પુરી થયા પેહેલાં આ કાગળ દાખલ કરવામાં આવ્યો હતો, અને તેવી રીતનું કપટથી સર્ટિફીકેટ પેહેલાંની તારીખનું મેળવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે આ કલમના કલોઝ ૧ લા અને કલમ ૪૬૪ મુજબ ખોટા લેખ બનાવવામાં મદદ કર્યાને માટે તે ગુન્હેગાર હતો. રાણી વિ. સુખમય ઘોસ. ૧૦ વી. રી. પ્ર. ૨૩.

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને ફક્ત કાંઈ ખોટા દસ્તાવેજ કરેલો તે બસ છે. એવી કાંઈ જરૂર નથી કે કોઈ સખસને તેની આબરૂમાં નુકશાન થવા સારૂ પ્રસિદ્ધ કરવું જોઈએ અથવા બાહાર પાડવું જોઇએ· રાણી વિ: શાઈફતઅલી. ૧૦ વી. રી. પ્ર. ૬૧.

જે દસ્તાવેજ સબંધી તોહમત રાખવામાં આવ્યું છે તે દસ્તાવેજથી નુકશાન એ તોહમતદાર જાણતો હતો, એવું આ કલમની વ્યાખ્યામાં બતાવ્યા મુજબ ખોટા લેખનો ગુન્હો ઠરાવવાને શાબીત કરવાની જરૂર નથી, પણ તેથી બીજાને નુકશાન થવું જોઈએ, એવો તેનો ઈરાદો હતો તે શાબીત કરવું જોઈએ. રાણી વિ. ફેલહુસેન. ૧૦ ક.લા. રી. ૧૯૪.

કાંઈ માલુરીરના કબજામાં સોંપેલા રોજનામચાબાકી જે નિશાળોના ડેપ્યુટી ઈન્સ્પેક્ટરની ઓફીસમાં રાખવામાં આવતું હતું, તેમાં ફજેતી અને સજામાંથી માત્ર બચી જવાય એવા ઈરાદાથી અગાઉ કરવામાં આવેલું કાંઈ કપટ છુપાવવાને માટે પાછળથી ખોટું લખવામાં આવ્યું હોય તો, પીનલકોડમાં આપેલી ખોટા લેખની વાખ્યામાં તે આવી જતું નથી. ગોરકપુરના સેશનજડજના હુકમ ઉપર કરેલી અપીલ. રાણી વિ. જોગેશ્વર પ્રસાદ. ના. વે. પ્રા પ્ર. ૫૬.

કપટ કેહેવાય નહીં તેવી અગાઉના કૃત્યની ભુલ છુપાવવા માટે દફતર ખોટાં લખવાથી આ કલમ અને કલમ ૪૬૪ ના અર્થ મુજબ ખોટા લેખનો ગુન્હો બનતો નથી. રાણી વિ. શંકર. ઈ. લા. રી.૪ થું પ્ર. ૬૫૭

બીજાઓની સાથે ધારેલા ખોટા દસ્તાવેજની નકલ બનાવવાને માટે સ્ટાંપનો કાગળ ખરીદ કરવો, અને તેમાં લખવાની હકીકતની ખબર મેળવવી, તેથી ખોટો લેખ બનાવવાનો યત્ન પીનલકોડ મુજબ ગણાતો નથી, પણ આવાં કૃત્યો ગુન્હો સેહેલાઈથી કરવાને કરેલાં હોવાથી ખોટા લેખની મદદ કરવાનો ગુન્હો બને છે. રાણી વિ. પદલા વંકટસ્વામી. ઈ. લા. રી. ૩ મ પ્ર. ૪.

લેખ ખોટા બનાવવો એટલે શું ?

**૪૬૪. જે માણસ નીચે લખ્યા પ્રમાણે કરે તેને ખોટો લેખ બનાવ્યો એમ સમજવું.**

**પેહેલું—જે માણસ બદદ્યાનતથી અથવા દગલબાજીથી કાંઇ લેખ અથવા લેખનો ભાગ બનાવે, તે ઉપર સહી કરે, મોહોર કરે અથવા તે લખી આપે, અથવા કોઇ લેખ લખી આપ્યો છે એવું બતાવવાની કાંઈ નીશાની કરે, એવા ઇરાદાથી કે જે સખસે અથવા જેના અખિયારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો નથી, અથવા તેપર સહી કે મોહોર થઇ નથી, અથવા તે લખી આપ્યો નથી એવું તે માણસ પોતે જાણતો હોય, તે સખસે અથવા તેના અખિયારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો છે, અથવા તેપર સહી કે મોહોર થઇ છે અથવા તે લખી આપ્યો છે, એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો અથવા જે વખતે તે બન્યો નથી તેપર સહી કે મોહોર થઇ નથી, અથવા તે લખી આપ્યો નથી એવું તે માણસ જાણતો હોય, તે એવે વખતે તે બન્યો છે, તેપર સહી કે મોહોર થઇ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વિસ્વાસ ઉત્પન્ન કરવો; અથવા:—**

**બીજું—જે માણસ કાંઇ લેખ પોતે ખુદ કે બીજા કોઇ સખસે કર્યા અથવા લખી આપ્યા પછી ચેહેરીને અથવા બીજી રીતે કાંઇ જરૂરના ભાગમાં તે લેખને કાયદેસર અખિયાર સિવાય બદદ્યાનતથી અથવા દગલબાજીથી ફેરવે, પછી તે ફેરવતી વખતે તે બીજો સખસ હયાત હોય કે મરી ગયો હોય તોપણ; અથવા:—**

**ત્રીજું—જે માણસ બદદ્યાનતથી અથવા દગલબાજીથી કોઇ સખસ પાસે કાંઈ લેખપર સહી કે મોહોર કરાવે, અથવા કાંઇ લેખ તે સખસ લખી આપે એમ કરે, અથવા તેની પાસે કાંઇ લેખને ફેરવાવે એવું જાણ્યા છતાં કે તે લેખ-**

માં શું લખ્યું છે, અથવા હું શો ફેરફાર કરૂંછું, એ વાત તે સખસ દીવાનગી અથવા કેફના સબબથી જાણવાને શક્તિમાન નથી, અથવા તેને ફરેબ દીધો છે તે સબબથી તે સખસ જાણતો નથી.

દ્રષ્ટાંતો.

(अ.) अ. ની પાસે ज. નો લખેલો ब. ની ઉપરનો ૧૦૦૦૦ રૂપીયાનો એક ભળામણનો કાગળ છે, હવે ब. ને દગો દેવા સારૂ અગર अ. તે ૧૦૦૦૦ પર એક મીડું વધારીને તે રકમને ૧૦૦૦૦૦ કરે, એવા ઈરાદાથી કે તે કાગળ ज. એ તેટલી રકમનો લખ્યો છે એમ ब. માને તો अ.એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવું.

(ब) કાંઇ સ્થાવરમિલકત ज. એ अ. ને લખી આપી હોય, એવી મતલબના એક ખતપર ज.ના અખિયાર સિવાય अ. ज. ની મોહોર કરે, એવા ઇરાદાથી કે તે મિલકત ब. ને વેચીને તેની કિમતના રૂપિયા ब. પાસેથી લેવા, તો अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવું.

[क] એક ચેકપર ब. ની સહી છેઅને તે ચેક જે લઈ આવે તેને તે નાણાં મળે એવી તરેહનો છે, પણ તે મધે કાંઈ રકમ ભરેલી નથી, તે ચેક લઇને अ. દગલબાજીથી તે મધે દસહજાર રૂપીયાની રકમ ભરે તો, अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ड) अ. પોતાના માણસ ब. ને એક સરાફ ઉપર ચેક લખીને તેપર સહી કરીને આપે, પણ તેમાં આપવાની કાંઈ રકમ લખે નહીં, અને ब. ને એવો અખિયાર આપે કે ફલાણા ફલાણા લોકોના રૂપિયા આપવા છે માટે દસહજાર રૂપિયા સુધીની રકમ તું એ ચેકમાં ભરજે, પછી ब. દગલબાજીથી તે ચેકમાં વીસહજાર રૂપિયાની રકમ ભરે તો, ब. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

[इ] ब. ના અખિયાર સિવાય अ. ब. ના નામથી પોતાની ઉપર એક હુંડી લખે, એવા ઇરાદાથી કે તે હુંડીને ખરી હુંડી દાખલ કોઈ સરાફને ત્યાં વટાવવી તથા તે હુંડી પાકેથી તે સરાફ પાસેથીતે લઇને તેનાં નાણાં આપવાં, તો એ ઠેકાણે ब. ની જામીની છે એવો પોતાના મનમાં વિચાર ઉત્પન થઇને તે સરાફ તે હુંડીનાં નાણાં આપે, એ રીતે તેને છેતરવા સારૂ अ. એ તે હુંડી લખી, માટે अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

[फ] ज. ના વિલમાં આ શબ્દો લખેલા છે. હું ફરમાવું છું કે મ્હારી સઘળી બાકી રહેલી મિલક્ત अ. ब. અને क. એઓની વચે સરખે હિસ્સે વેહેંચાય. अ. બદદાનતથી તે મધેથી ब. નું નામ છીલ્લી નાંખે, એવા ઇરાદાથી કે તેથી એમ માનવામાં આવે કે સઘળી મિલક્ત अ. ને તથા क. ને માટે ज. લખી ગયો છે, તો अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

[ग] "ज. ને અથવા તે ફરમાવે તેને આપજો" એ પ્રમાણે એક સરકારી

પ્રામીસરીનોટની પાછળ શેરો કરીને તે શેરાપર સહી કરીને તેનાં નાણાં अ. ને અથવા ज. ફરમાવે તેને મળે એવું अ કરે, પછી "अ. ને અથવા તે ફરમાવે તેને આપજો" એ શબ્દો ब. બદઘાનતથી છીલી નાંખે, અને એ પ્રમાણે તે ખાસ શેરાનો ખાલી શેરો કરે તો, ब. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ह] अ. એક સ્થાવર મિલક્ત ज. ને વેચીને તેનું ખત કરી આપે, પછી ज. ને દગો દઇને તેની પાસેથી તે મિલક્ત જાય એવું કરવા સારૂ તેજ મિલક્તનું अ. એક ખત ब. ને લખી આપે, અને તે ખત ઉપર ज. ને કરી આપેલા ખતની તારીખથી છ મહીનાની પેહેલાંની તારીખ લખે, એવા ઇરાદાથી કે તે મિલકતનું ખત ज. ને કરી આપ્યા પેહેલાં તેણે તે મિલક્તનું ખત ब. ને કરી આપ્યું છે એમ માનવામાં આવે તો, अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(इ) ज. બોલ બોલીને પોતાનું વીલ अ. પાસે લખાવે, તેમાં વશીયત આપવાને જેનું નામ લખવાનું ज. એ કહ્યું હોય તેનું નામ નહીં લખતાં अ. ઇરાદાથી એક બીજા સખસનું નામ લખે, અને તમારા કહ્યા મુજબ આ વિલ લખ્યું છે એમ अ. ज. ને સમજાવીને તે વિલપર ज. ની પાસે સહી કરાવે, તો अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ज] अ. એક કાગળ લખીને ब. ના અખ્તિયાર શિવાય તેપર ब. ના નામની સહી કરે, અને તેમાં એમ લખે કે अ. સારી આબરૂનો માણસ છે, અને નહી ધારેલી કમનશીબીથી માઠી હાલતમાં આવી પડેલો છે, અને તેનો ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવીને ज. પાસે તથા બીજા સખસો પાસે ભીખ મેળવવી, તો એ ઠેકાણે ज. ને પોતાની મીલક્ત છોડવાને લલચાવવા સારૂ अ. એ લેખ ખોટો બનાવ્યો. માટે अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ट) ब. ના અખ્તિયાર શિવાય अ. એક કાગળ લખીને તેપર ब. ના નામની સહી કરે, અને તે કાગળ મધ્યે એમ લખે કે अ. ની આબરૂ સારી છે, અને તેનો ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવીને ज. ના હાથ તળે કાંઇ નોકરી મેળવવી, તો अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું, કેમકે તે બનાવટના સર્ટીફીકેટથી ज. ને છેતરીને ज. ની પાસે નોકરી બાબતનો કાંઈ સાફ કે અર્થાંત સમજાય તેવો કરાર કરવાનો अ. નો ઇરાદો છે.

ખુલાસો ૧ લો—કોઈ માણસ પોતાના નામની સહી કરે તો, તે પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો થઈ શકે છે.

દૃષ્ટાંતો.

[अ] એક હુંડીપર अ. પોતાના નામની સહી કરે, એવા ઇરાદાથી કે તે જ નામના એક બીજા સખસે તે હુંડી લખી છે એમ માનવામાં

આવે, તો अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ब) એક કાગળના કકડાપર "સિકારી" એટલો શબ્દ લખાને તેપર अ. ज. ના નામની સહી કરે, એટલા સારૂ કે પછી તે કાગળપર ज. ની ઉપરની એક હુંડી ब. લખે, અને તે હુંડી જાણે ज. એ સિકારી હોય એ રીતે બજારમાં ચલાવે, તો अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું. अ. ને અગર તે હકીકત જાણીને अ. ના ઇરાદા મુજબ ब. તે કાગળપર હુંડી લખે, તો ब. એ પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(क) अ. નાજ નામનો કોઇ બીજો સખ્સ ફરમાવે તે ધણીને નાણાં આપવાં એવી એક હુંડી अ. ને જડે, અને તેની પાછળ अ. પોતાનાજ નામનો શેરો કરે, એવા ઇરાદાથી કે જે સખ્સ ફરમાવે તે ધણીને નાણાં આપવાની એ હુંડી છે તેજ સખસે એ શેરો કર્યો છે એમ માનવામાં આવે, તો એ ઠેકાણે अ. એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ड.) ब. ની ઉપર એક હુકમનામું થએલું બજે, તેમાં એક સ્થાવર મીલકત વેચાય તે अ. ખરીદ કરે, હવે તે મિલકત જપ્ત થયા પછી ब. ज. ની સાથે મળી જઇને કાંઇ જુજ ભાડે તે મિલકતનું લાંબી મુદતનું એક ભાડાનામું ज. ને લખી આપે, અને તે ભાડાનામામાં તે જપ્તીની તારીખથી છ મહિના આગળની તારીખ ભરે, એવા ઇરાદાથી કે अ. ને દગો કરવો તથા જપ્તી થતા પેહેલાં તે ભાડાનામું લખી આપ્યું છે એમ માનવામાં આવે તો, અગર ब. એ તે ભાડાનામાપર પોતાના નામની સહી કરી છે, તોપણ તેણે આગળની તારીખ લખી તેથી તેણે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ई.) દેવાળુ કાહાડવાનો આગળથી વિચાર કરીને अ. વેહેપારી પોતાના ફાયદાને સારૂ તથા પોતાના માગનારાઓને દગો દેવાના ઇરાદાથી કાંઇ મિલકત ब. ની પાસે રાખે, અને તે કામ બાહારથી વ્યાજબી જણાય એટલા સારૂ તે ब. ને એક ચીઠી લખી આપે કે તમારી પાસે અવેજ લીધો છે તે બાબતની મ્હારે તમને આટલી રકમ દેવી. અને તે ચીઠીપર આગળની તારીખ નાંખે એવા ઇરાદાથી કે अ. દેવાળુ કાહાડવાની તઇયારીમાં હતો. ત્યાર પેહેલાં એ ચીઠી તેણે લખી છે એમ માનવામાં આવે તો अ. એ ઉપર લખેલા લક્ષણ પેહેલા પ્રકાર પ્રમાણે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો ૨ જો—કોઇ માણસ કોઈ ખોટા સખ્સના નામથી કાંઈ ખોટો લેખ કરે, એવા ઇરાદાથી કે તે લેખ કોઇ ખરા સખસે કરેલો છે એવું માનવામાં આવે, અથવા કોઈ મુવેલા સખસના ના-

**મથી કરે, એવા ઇરાદાથી કે તે સખસે પોતાની હયાતીમાં તે લેખ કર્યો છે એવું માનવામાં આવે તો, તે પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો થઇ શકે છે.**

**દ્રષ્ટાંત.**

**[અ] એક ખોટા સખસની ઉપર એક હુંડી લખે, અને તે ચલાવવાના ઇરાદાથી તે ખોટા સખસને નામે તે હુંડી દગલબાજીથી શિકારે, તો અ એ. ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

જે દસ્તાવેજ ખરેખરો હોય અને તોહમતદારે જો તે દસ્તાવેજ અપ્રમાણીક અને ઠગાઇ ભરેલી રીતે બનાવ્યો હોય, અને તે સાથે તેની ધારણા તે ૪૬૩ મી કલમમાં જણાવેલાં કામો સારવા માટે દસ્તાવેજ વાપરવાની હોય, તો ગુન્હો સંપુર્ણ થાય છે; આ પ્રમાણે બનાવેલો દસ્તાવેજ વાપરયો ન હોય અથવા વાપરવાની તજવીજ પણ કરી ન હોય, તોપણ ગુન્હો સંપુર્ણ છે. અને જો કે તે દસ્તાવેજમાં જે બાબત વર્ણવેલી છે તેની તે દસ્તાવેજ કાયદાસરની શાબીતી ન ગણાય, તોપણ જે આશામીઓએ તે બનાવ્યો તેઓ એવી બાબતની આ દસ્તાવેજ પુરવારી છે એવું ધારતા હોય, અને તેઓનો પુરવારી દાખલ વાપરવાનો ઈરાદો હોય, તો ૨૯ મી કલમ પ્રમાણેના એક દસ્તાવેજ દાખલ તે દસ્તાવેજ ગણાશે.

એક આખો દસ્તાવેજ ખોટો બનાવટથી ઉભો કરવામાં ખોટો દસ્તાવેજ બનાવવાનો ગુન્હો થાય છે એટલુંજ નહીં, પણ કોઈ દસ્તાવેજમાં દગા ભરેલું કાંઈ ઉમેરવાથી, ફેરફાર કરવાથી અથવા કાહાડી નાંખવાથી, પછે તે એક અક્ષરજ હોય તોપણ ગુન્હો સંપુર્ણ થાય છે, પણ આ પ્રમાણે કરેલો ફેરફાર કોઈ ખરા દસ્તાવેજના ઊપયોગી ભાગમાં હોવો જોઇએ, અને તેથી તે દસ્તાવેજની મતલબમાં ફેર પડવો જોઈએ. અને જો આવો દસ્તાવેજ જે આશામી તેમાંની ઠગાઈથી અજાણ્યો હોય તે પાછળથી અમલમાં લાવે, તોપણ ગુન્હો સંપુર્ણ થાય છે.

આ બાબમાં આ કલમથી કલમ ૪૬૮ સુધીની કલમોનું પ્રાયમાફેસી કેસથી ગુન્હેગારનું પરરાજ્યમાંથી માગણું થઇ શકે છે. (જુઓ સન ૧૮૭૯ ના આકટ ૨૧ માની કલમ ૧૧)

**ફેંસલા**—ખોટો દસ્તાવેજ બનાવવાને માટે આ કલબ મુજબ ગુન્હેગાર ઠરાવતા પેહેલાં તોહમતદારે દસ્તાવેજની વાત કોઈ માણસના જાણ્યામાં આવે નહીં તેવી રીતે છુપાવવાને દગલબાજી કરી હતી, એ શાબીત થવું જોઇએ. રાણી વિ. નુજીબુતુલાહ. ૯ વિ રી. પ્ર. ૨૦

દસ્તાવેજ અથવા દસ્તાવેજનો કાંઈ પણ ભાગ કોઈ માણસના અધિકારથી બનાવવામાં આવ્યો છે એવું માનવાના ઈરાદાથી તોહમતદારે પોતે તે દસ્તાવેજ અથવા તેનો કાંઈપણ ભાગ બનાવ્યો હતો, જેના અધિકારથી તે બનાવવામાં આવ્યો ન્હોતો એવું તે જાણતો હતો, એવું શાબીત થયા શિવાય પીનલકોડ મુજબ ખોટા લેખનો ગુન્હો બનતો નથી. રાણી વિ. રામગોપાળધર. ૧૦ વિ. રી. પ્ર. ૭.

તોહમતદાર રજીષ્ટર ઓફીસમાં મોહુરીર હોવાથી કેટલાક દસ્તાવેજો પાછળ રજીષ્ટર કર્યાના ખોટા શેરાઓ કરવાનું તેના ઉપર તોહમત રાખવામાં આવ્યું હતું, શેરાઓ ઉપર રજીસ્ટ્રારે સહીઓ કરી હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમના ત્રીજા ભાગ મુજબ ખોટા લેખને માટે ગુન્હેગાર ઠરાવતા પેહેલાં એમ શાબીત થવું જોઈએ કે, તોહમતદારે ર-

જીસ્ટ્રાર ઉપર કરેલા દગાથી જે દસ્તાવેજ ઉપર તે સહી કરતો હતો તેમાં શી બાબત લ-ખેલી હતી તે તેના જાણવામાં ન્હોતી; સન ૧૮૬૨ ના આક્ટ ૯ મા મુજબ રાખેલા મો-હુરીરે દસ્તાવેજને રજીસ્ટર કર્યાની ફી લીધેલી તે સરકારી નોકર તરીકે તેને સોંપવામાં આવેલા પઈશા ગણાય છે. રાણી વિ. દ્વારકાંનાથ ઘોસ. ૨૦ વિ. રી. પ્ર. ૪૯.

કોઈ માણસના ઓહ્દા વિષે ખોટું લખાણ કર્યું હોય તો તે ઠગાઈના ગુન્હામાં આવી જાય છે, પણ તે જુઠા લેખનો ગુન્હો ગણાતો નથી. જી. એલ. નામના પટવારીએ કોઈ દસ્તાવેજ ઉપર સહી કરેલી, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે એ દસ્તાવેજ ઉપર જી. એલ. નામની સહી છે, પણ તે પટવારી ન્હોતો તે વખતની છે. આથી આ કલમ મુજબ જુઠા લેખનો ગુન્હો બનતો નથી. જેયકરણસીંગવિગરે વિ. માનપાટક. ૨૧ વિ. રી. પ્ર. ૪૬.

સન ૧૮૨૭ ના રેગ્યુલેશન ૧૭ મા મુજબ ब. ના ભાડુવાતો પાસેથી ભાડુ વસુલ કરવાને માટે મામલતદાર ઉપરની મદદ માગવાને માટે क. એ અરજી આપેલી, તેમાં ब. ના નામની સહી अ. એ કરી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કે ब. એ પોતાના નામની સહી કરવાને अ. ને કાંઈ પણ સત્તા આપી ન્હોતી, અને अ. પોતે ब. નામનો માણસ છે એવું બતાવી મામલતદારને ઠગવાનો તેમનો વિચાર હોય, તોપણ કોઈ માણસ ઉપર કપટ થયેલું માલમ પડતું નથી, તેમજ अ. અથવા ब. ને કાંઇ પણ ગેરવ્યાજબી લાભ અથવા નુકશાન થયેલું નથી, તેથી પીનલકોડના અર્થ મુજબ ખોટા લેખનો ગુન્હો બનતો નથી. તકરાર અટકાવવાથી સરકારને કાંઇ ગેરવ્યાજબી નુકશાન થતું નથી. રાણી વિ. ભવાનીશંકર. ૧૧ મું. હા. કો. રી. પ્ર. ૩.

સેટલમેન્ટ ઓફીસર પાસેથી "લશ્કર" નો કીતાબ મેળવવાને તોહમતદારનો હક છે, એવી કબુલાત કરેલી નોકરીના બદલામાં સેટલમેન્ટ અમલદાર પાસેથી મેળવવાને મા-ટે તેઓએ તે કીતાબ મળવાની મતલબની સનંદ તે અમલદારની રૂબરૂ રજુ કરી. આ દસ્તા-વેજ ખોટો હતો એમ માલમ પડયું. સેશનજડજે આ કલમ અને કલમ ૪૭૧ મુજબ તોહમત-દારને શિક્ષા કરી. અપીલમાં એમ ઠરાવવામાં આવ્યું કે, જો કે તોહમતદારે એ ખોટો છે છે એવું જાણી દસ્તાવેજ વાપર્યો એમ ધારીએ, તોપણ તેઓ ગુન્હેગાર નથી, કારણ કે તોહમતદારોનો વિચાર કોઇને ગેરવ્યાજબી નુકશાન અથવા ફાયદો કરવાનો ન્હોતો; "લ-શ્કર" નો કીતાબ મેળવવાને તે હકદાર હતા એવું ખોટું સેટલમેન્ટ અમલદારના મનમાં ઠસાવવાનો તેઓનો વિચાર હતો, અને આથી કાંઇ "કપટ કરવાનો ઈરાદો" કહી શકાય નહીં. કોઇ માણસને કીતાબ આપવા બાબતની સનંદ એ પીનલકોડના અર્થ મુજબ કીં-મતી દસ્તાવેજ ગણાતો નથી. રાણી વિ. વેરીસમીહ અને રાણી વિ. જાનમહમદ. ઈં. લા. રી. ૧૦ ક. પ્ર. ૫૮૪.

ब. નામની સબડીવીઝન ઓફીસમાં તોહમતદાર જે એક નકલ કરનારો હતો, તે-ણે તે ઓફીસમાં ખાલી પડેલી કલાર્કની જગ્યાને માટે અરજી કરી. તોહમતદારે પોતાની અરજીમાં તે જગ્યાની ભળામણનો જાણે તે ઓફીસના ઉપરી અમલદારે કર્યો હોય એવી રીતનો ખોટો શેરો કરેલો, એમ માલમ પડયું હ. વળી ખાલી જગ્યાને માટે તોહમત-દારને પસંદ કરવામાં આવ્યો છે એવી ખબરનો કલેકટરે તે જગ્યાની સબડીવીઝન ઓ-ફીસના ઉપરી અમલદાર તરફ લખેલો કાગળ તોહમતદારે ખોટો બનાવી તે અરજીની સાથે મોકલ્યો હતો. સબડીવીઝન ઓફીસના ઉપરી અમલદારને કલેકટરનો લખેલો કાગળ

છે કે શી રીતે તે બાબતનો શક પડવાથી તેણે કલેક્ટર ઉપર સરકારી રીતે તે ખાનગી કાગળની બાબત નક્કી કરવાને માટે કાગળ લખ્યો; આ કાગળ તે જગ્યાની પોષ્ટ ઓફીસમાં નાંખ્યા પછી તે મોકલવા બંધ રાખવા વિષેનો પોષ્ટમાસ્તર ઉપરનો કાગળ તે અમલદારના નામનો બનાવી તોહમતદારે ત્રીજો ખોટો દસ્તાવેજ કર્યો. આ ત્રણ દસ્તાવેજના સંબંધમાં આ કલમ મુજબ ખોટા લેખનું તોહમત શાબીત ઠરાવવામાં આવ્યું. તેમાં ઠરાવ્યું કે પેહેલા બે દસ્તાવેજોના સંબંધમાં ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરેલી વ્યાજબી હતી, પણ ત્રીજા દસ્તાવેજને માટે તે કલમના અર્થ મુજબ એમ કહી શકાય નહી કે બદદ્યાનતથી અથવા કપટ અથવા બેમાંના એક વિચારથી તેણે તે બનાવ્યો હતો. રાણી વિરૂદ્ધ અબદુલ હમીદ. ઈ. લા. રી. ૧૩ ક. પ્ર. ૬૪૯.

કોઇ તીજોરીના હિસાબ રાખનાર ઉપર નીચે બતાવેલી બાબતો ઉપરથી આ કલમ અને કલમ ૨૧૮ મુજબ ગુન્હાઓ કર્યાનું તોહમત મુકવામાં આવ્યું હતું. રૂ. ૫૦૦) ની રકમ જે તીજોરીમાં હતી અને જે દિવાની અદાલતની મારફતે કોઈ અમુક માણસને આપવાની હતી તે ઉપાડી લેઈ ખોટા ચેકોથી બીજા માણસને આપી દેવામાં આવી હતી. રૂ ૫૦૦) ની રકમ ઉપાડી લીધા પછી, પણ તે રકમ આવી રીતે ઉપાડી લેવામાં આવી છે તે માલમ પડયા પેહેલાં, જે માણસને તે રકમ આપવાની હતી તે માણસના વારસોએ તે રકમ લેવાને માટે અરજ કરી,. તે વખતે બેવાર કેદીએ એવા રીપોર્ટો કરી વાળ્યા કે બતાવેલી રૂ. ૫૦૦) ની રકમ મેહેસુલની ઉપજ તરીકે અનામત જમાં કરેલી છે, અને તે રકમ બદલીને દિવાની કોર્ટના નાંમે ચઢાવવાની છે. આમાંના પેહેલા રીપોર્ટ ઉપરથી તીજોરીના અમલદારે તે રકમ દિવાની કોર્ટના નામે ચઢાવવાનો હુકમ કર્યો હતો, અને આવી રીતે નામે ચઢાવવાને માટે ઉપર બતાવેલા મુદ્દારીરે અગાઉની માફક ઉપર બતાવેલી રૂ. ૫૦૦) ની રકમ ઉપાડવાને માટે ચેક તૈયાર કર્યો હતો. આ ચેક ઉપર સહી કરતાં તીજોરીના અમલદારને કેટલીક વાર લાગ્યાથી, કેદીએ ઉપર બતાવેલી રકમના પછીની તેટલાજ રૂપીયાની બીજા માણસના નામની રકમનો તે ચેક હોય એવી રીતે તે ચેક બદલી નાંખ્યો. આનો પરીણામ એ થયો કે બીજાના નામે જમાં થએલા રૂ. ૫૦૦) ની રકમ પેહેલા માણસના વારસોને નામે જમાં ગણી તે રકમ બદલીને દિવાની કોર્ટના નામે ચઢાવવામાં આવી. કેદી ઉપર ચેકને માટે પીનલકોડની કલમ ૪૬૫ મુજબ અને ઉપર બતાવેલા બે રીપોર્ટો માટે કલમ ૨૧૮ મુજબ તોહમત રાખી ગુન્હેગાર ઠરાવ્યો. ખોટા દસ્તાવેજના તોહમતના સબંધમાં એમ ઠરાવવામાં આવ્યું કે કેદીના અસંભવિત અને પેહેલાંનો ઇરાદો નહી જોતાં વધારે સંભવિત અને નીકટ સબંધ રાખનારો તેનો ઈરાદો ઠરાવવો જોઈએ, અને તે એકે બીજો માણસ જે રૂપિયાનો માલીક હતો તેણીની લેહેણી રૂ ૫૦૦) ની રકમ આપવાની ઢીલ. કાંઈ તેણીને ગેરવ્યાજબી નુકશાન કરવાના ઈરાદાથી કરવામાં આવી ન્હોતી, અને જો તે કસથી તેણીને નુકશાન થયું, તો તે નુકશાન પેહેલા ધણીની રૂ. ૫૦૦) ની રકમ કપટથી ઉપાડી લેવામાં આવી હતી તે રકમ છુપાવવાના ઇરાદાથી થયું હતું. આ હકીક્ત ધ્યાનમાં લેતાં તે પીનલકોડની કલમ ૨૪ અથવા આ કલમ મુજબ કપટ અથવા બદદ્યાનતથી ચાલ્યો એમ કહી શકાય નહી; અને તેથી કરીને ખોટા દસ્તાવેજ બનાવ્યાનો ગુન્હો બનતો નથી. ખોટા રીપોર્ટો કરવાનો કેદીનો એ ઈરાદો હતો કે અગાઉ કરેલું કપટ જણાઈ ના આવે અને પોતે અથવા ખરેખરી રીતે તે કપટ કરનાર માણસ કાયદેસર સજામાંથી બચી જાય; અને જો

રીતે રીપોર્ટો કરવામાં આવેલા તે રીત ખોટી હતી એવી કેદીને માહીતી હોવાથી પીનલ-કોડની કલમ ૨૧૮ મુજબ તેને વ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. રાણી વિ. ગીરધારીલાલ. ઈં. લા. રી. ૮ અ. પ્ર. ૬૫૩.

ખોટો લેખબ નાવવાની શીક્ષા. **૪૬૫. જે માણસ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરે, તેને બે વર્ષની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતિ.

જે પુરૂષ ૪૬૩, ૪૬૬, ૪૬૭, ૪૬૮, ૪૬૯ મી કલમોમાં સમજાવેલો ખોટો દસ્તાવેજ બનાવવાના ગુન્હા માટે બીજીવાર ગુન્હેગાર ઠરે છે તેને આ ફોજદારી ધારામાં આપેલી સત્તા ઉપરાંત બાંધી પણ મરાય છે. (સન ૧૮૬૪ ના ૬ ઠા કાયદાની કલમ ચોથી.)

**ફેંસલા**—એક સખસ મુખત્યાર તરીકે કામ કરવાનું કબુલ કરે, અને તેમ કરવામાં પોતાની મંજુરી તરીકે તેની નીશાની મુખત્યારનામા નીચે કરી આપે. પાછળથી એ મુખત્યારનામું ખોટું લખેલું માલમ પડે તો, તે મુખત્યાર ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરે છે એવું ગણાય નહીં. રાણી વિ. બરજો બરીખ. ૫ વી. રી. પ્ર. ૭૦.

કોઈ એકઠા હુકમનામાવાળાની મંજુરી વગર એક વકીલાતનામું લખી સઘળાના નામની સહી કરી કોઈ વકીલને આપે, અને વકીલને તેમાં એવું લખી આપે કે હુકમનામાનાં નાણાં પુરેપુરાં પોહોંચ્યાં છે, તો એ સહી કરનાર સખસે ખોટો લેખ બનાવ્યો કેહેવાય. રાણી વિ. ગયાનીરામ. ૬ વી. રી. પ્ર. ૭૮

કેદીએ પોતાની ભુલ છુપાવવાને માટે ઓફીસના રીપોર્ટમાં ફેરફાર કર્યો હોય, તો તેની પીનલકોડમાં એવી વર્તણુંક બતાવેલી છે કે જે ખોટા લેખની વાખ્યામાં આવી જતી નથી. રાણી વિ. લાલ ગુમલર. ૨ ના. વે. પ્રા. પ્ર. ૧૧.

તોહમત રાખવામાં આવેલા યત્નમાં ફતેહ થયા સિવાય અને ગુન્હો બન્યા સિવાય પીનલકોડની કલમ ૫૧૧ મુજબ ગુન્હેગાર કરવાની કોશીસ કરવાને માટે કોઇ માણસને ગુન્હેગાર ઠરાવી શકાય નહી. કીંમતી દસ્તાવેજનો ખોટો લેખ બનાવવા યત્ન કરવાને માટે જે કેદી ઉપર તોહમત રાખવામાં આવેલું તેને જ્યુરીએ ખોટો લેખ કરવાની કોશીસને માટે ગુન્હેગાર ઠરાવ્યો હતો. કેદીએ બંગાળાની કોલ કંપનીના જેવી કેટલીક પોહોંચો છાપી આપવાનો હુકમ કર્યો હતો. તેમાંનો એક ફરમો છાપીને તૈયાર થયો હતો, અને તેનાં પ્રુફો તેણે સુધાર્યા હતાં. ખોટો દસ્તાવેજ બને તેવી રીતે છાપેલા નમુનામાં કેટલોક વધારો કરવાનો કેદીનો ઈરાદો હતો, અને તે તેણે બદઘાનતથી અને કપટ કરવાના ઈરાદાથી કર્યું હતું, એવું પોતાના ઠરાવમાં જ્યુરીએ સમજાવ્યું. ખોટો લેખ બનાવવાની કોશીસ કરવાને માટે સેશનજડજે આ કલમ અને કલમ ૫૧૧ મુજબ એક વર્ષની સખ્ત મજુરી સાથે કેદીને સજા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે શિક્ષા કાયદા વિરૂદ્ધ હતી અને તેથી તે રદ કરવી જોઈએ. રાણી વિરૂદ્ધ રાયસતઅહ્વી ઉરફે બાબુમીયાં ઉરફે બોદીઉ ઝુમા. ૮ ક. લા. રી. ૫૭૨ અને ઇં. લા. રી. ૭ ક. ૩૫૨

કોઈ એક ગુમાસ્તો જેણે કે સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો હતો તેણે પછીથી પોતાનો ગુન્હો છુપાવવાના ઇરાદાથી ચોપડાઓમાં ખોટી રકમો લખેલી, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે આવી રીતની લખેલી રકમોથી ખોટા લેખનો ગુન્હો બનતો નથી. તેટલા માટે

તેને આ કલમ મુજબ કાયદાસર ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો રાણી વિ જીવાનંદ. ઈ. લા. રી. ૫ મ. પ્ર. ૨૨૧

અ. એ પોતે બ. છે, એમ યુનીવરસીટીની પરીક્ષા વખતે ખોટું જાહેર કરી બ. ના નામની પરીક્ષામાં બેસવાની ટીકેટ લીધી, અને સ્વાલોના જવાબ બ. ના નામથી પોતે લખ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ અને કલમ ૪૧૯ મુજબ અ. એ ખોટો દસ્તાવેજ બનાવવાનો અને ખોટું નામ ધારણ કરી ઠગાઈ કર્યાનો, એ બાતે ગુન્હા કીધા છે. મહારાણી વિ. આપા સામી. ઈ. લા. રી ૧૨ મ. પાનું. ૧૫૧

કોઈ ઈનસાફની કોર્ટનું દફતર અથવા જન્મ વિગરે બાબતનો સરકારી રજીષ્ટર ખોટો બનાવવો.

**૪૬૬. કોઈ ઈનસાફની કોર્ટનું દફતર અથવા તે કોર્ટ મધે ચાલેલા કામનો કાગળ હોય એવી મતલબનો કાંઈ લેખ, અથવા જન્મ, બાસીસમ, લગ્ન, કે ગાડવા બાબતનો કાંઇ રજીષ્ટર, અથવા કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાના જોરથી રાખતો હોય એવો કાંઇ રજીષ્ટર, અથવા કોઇ સરકારી નોકરે પોતાના સરકારી હોદ્દાના જોરથી કરેલો હોય એવી મતલબનો કાંઈ દાખલો કે લેખ, અથવા કાંઈ ફરીયાદી કે જવાબ કરવાનો, અથવા તેમાં કાંઈ પણ કામ ચલાવવાનો, અથવા કબુલાતથી હુકમનામું થવા દેવાનો જેમાં અખિયાર આપ્યો હોય એવો લેખ, અથવા વકીલાતનામું કે મુખત્યારનામું જે માણસ ખોટું બનાવે તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેસલો**—કોઇ પણ દસ્તાવેજ ન્યાયની કોર્ટને ઠગવાને માટે વાપરવાના ઈરાદાથી બનાવવામાં આવ્યો હોય, તો તે કામને માટે વાપરવાના ઈરાદાથી તે બનાવ્યો છે તેટલા માટે કોઈ માણસ બીજાની અરજી ઉપરથી તેને ફસાવવાને માટે ડેપ્યુટી કલેકટરની સહી અને મોહોરવાળી ખોટી નોટીસ, ચાલતા દાવામાં વાપરવાને માટે તેની જરૂર છે (જે ખરૂં જોતાં કરવામાં આવ્યો ન્હોતો) એવી બીજા માણસે ખબર આપ્યા પછી બનાવી આપે તો, જે માણસ ખોટો દસ્તાવેજ બનાવે છે તે માણસ સિવાય બીજા માણસના મનમાં તે દસ્તાવેજ કપટથી વાપરવાનો ઈરાદો હતો તેની કાંઈ જરૂર નહીં હોવાથી તે જુઠા લેખને માટે ગુન્હેગાર છે. રાણી વિ હરધન મૈતી ઈ લા. રી ૧૪ ક. પ્ર. ૫૧૩

કાંઈ કીમતી દસ્તાવેજ અથવા વીલ ખોટું બનાવવું.

**૪૬૭. જે લેખ કાંઇ કિમતી દસ્તાવેજની મતલબનો, અથવા કાંઇ વીલની મતલબનો અથવા દત્તક લેવાના અખત્યારનામાની મતલબનો હોય, અથવા જે લેખ કોઇ સખસને કાંઇ કીમતી દસ્તાવેજ કરવાનો અથવા બીજાના નામનો કરી આપવાનો, અથવા તેના મુદલ રૂપીયા, વ્યાજ કે નફાની વેહેંચણ લેવાનો અખત્યાર આપવાની મતલબનો હોય; અથવા કાંઇ નાણું જંગમ મિલકત, અથવા કીમતી દસ્તાવેજ લેવાનો કે આપવાનો અખિયાર આપવાની મતલબનો હોય, અથવા જે લેખ કાંઇ ફારગતી અથવા નાણાં ભર્યાની પોંહોચની મતલબનો, અથવા કાંઇ ફારગતી કે કાંઇ જંગમ મિલકત અથવા**

**કીમતી દસ્તાવેજ આપ્યાની પોંહોચના મતલબનો હોય, એવો કોઇ લેખ જે માણસ ખોટો બનાવે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા**—કપટથી કલેકટરનું ચીલન બદલવું તે આ કલમમાં બતાવ્યા પ્રમાણે દસ્તાવેજનો ખોટો લેખ ગણાય છે. રાણી વિ. હરીશ્ચંદ્ર બોસ તા૦ ૨૨ મી સપ્ટેંબર, વી. રી. પ્ર.

દસ્તાવેજ જે ફક્ત જોવાથીજ નકલ છે એવું માલમ પડે, અને ખરી નકલ હોય તોપણ જંગમ મિલકત આપવાનો અધિકાર જેથી મળતો ના હોય, તેવો દસ્તાવેજ ચલાવવાને માટે આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. રાણી વિ. નારો ગોપાળ. ૫ મું. હા. કો. રી. પ્ર. ૫૬.

એક ખતની રૂઈએ દિવાની કોર્ટમાં કરેલા દાવામાં કોર્ટે એમ ઠરાવ્યું કે તેપર કરજદારની સહી ખરી નથી, તેથી તેના ઉપર ખોટો દસ્તાવેજ બનાવવાના તોહમત બદલ કામ ચલાવવા પરવાનગી આપવાથી ફરીયાદી કરી, તે વખતે દિવાની કોર્ટનો ફેંસલો પુરાવામાં આપ્યો. તેમાં ઠરાવ્યું કે દિવાની કોર્ટનો ફેંસલો પુરાવામાં લીધો તે ગેરકાયદેસર છે. સરકાર વિ. ગોગનચંદ્ર ઘોસ. ઈ. લા. રી. ૬ ક. પ્ર. ૨૪૭.

દસ્તાવેજ ખોટો કરવાનો ઈરાદો છે તે દસ્તાવેજની નકલ કરવી, તથા ખોટો દસ્તાવેજ લખવા સ્ટાંપ વેચાતો લાવવો, અને તે દસ્તાવેજમાં દાખલ કરવા માટે એક વાતની માહીતી મેળવવી, એટલું કર્યા છતાં પીનલકોડ પ્રમાણે બનાવટી દસ્તાવેજ કરવાનો ગુન્હો થતો નથી, કિંવા તેવો દસ્તાવેજ કર્યાંનો પ્રયત્ન કર્યાનો પણ ગુન્હો થતો નથી; પરંતુ તે અપ્રાધ કરવાનું કામ સેહેલ થવા માટે સાહ્ય કર્યાનો માત્ર ગુન્હો થઈ શકે છે. સરકાર વિ. પાડલ વ્યંકટસ્વામી વિગરે. ઈ. લા. રી. ૩ મ. પ્ર. ૪.

ઠગાઈ કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

**૪૬૮. જો કોઇ માણસ ખોટો લેખ બનાવે એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ ઠગાઈ કરવાના કારણસર વપરાય તો, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલા**—પુરાવામાં વાપરવા સારૂ કોઈ અરજી અથવા મુસદો કર્યો હોય, અને તેમાં કોઈની આબરૂને બટો લાગે એવો મચકુર લખ્યો હોય તો, કલમ ૪૬૮ પ્રમાણે ગુન્હો થઇ શકે છે; ૧૦ વી રી. ફો. પ્ર. ૬૧.

ઠરાવવામાં આવ્યું કે કોઈ માણસની મતલબ પોતાના કબજાના ચોપડાઓ ખોટા લખી શેઠને ઠગવાની હોય તો, આવી જાતના દગાથી શેઠને નુકશાન થવાનો સંભવ હોવાથી તે માણસને ફક્ત ખોટા લેખને માટે ગુન્હેગાર ઠરાવવાને બદલે કલમ ૪૬૮ મુજબ ઠગાઈ કરવાના ઈરાદાથી ખોટા લેખને માટે ગુન્હેગાર ઠરાવેલો તે વ્યાજબી હતું. રાણી વિ. બેનીસર બીસ્વાસ. ૧૮ વિ. રી. પ્ર. ૪૬.

કોઈ સખસની આબરૂને હાની કરવાના કારણસર ખોટો

**૪૬૯. જો કોઇ માણસ ખોટો લેખ બનાવે એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ કોઇ ધણીની આબરૂને હાની કરે, અથવા તે લેખ તેવા કારણસર વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ વર્ષની મુદત**

**લેખ બનાવવો. સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—ફક્ત ખોટો દસ્તાવેજ બનાવ્યાથી પીનલકોડની કલમ ૪૬૩ મુજબ ગુન્હો બને છે, અને તે કોર્ટમાં રજુ કરીને અથવા કોર્ટને બતાવીને કોઈ માણસની આબરૂને નુકશાન પોંહોચે તેવી રીતે પ્રસિદ્ધ કરવાની કાંઈ જરૂર નથી. ખોટો દસ્તાવેજ ખોટા માણસના નામથી બનાવવો જોઇએ. કોઈ બાબતના પુરાવામાં આપવાના વિચારથી અરજીનો ખરડો.તૈયાર કરવામાં આવેલો, તે બાબતમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે તે પીનલકોડની કલમ ૨૯ ના અર્થમાં આવી જાય છે; અને કોઈ માણસની આબરૂને નુકશાન થાય તેવી ખોટી હકીકત તેની અંદર લખેલી હોવાથી તે આ કલમ મુજબ ગુન્હેગાર ગણાય છે. શફિઉટઅલી વિગેરેના કામની તપાસણીમાં ૧૦વી. રી. ૬૧; ૨ બેં. લા. રી. ક્રી અ. પ્ર. ૧૨.

"બનાવટનો લેખ" **૪૭૦. જે ખોટો લેખ સઘળો કે થોડો ઘણો, ખોટો લેખ બનાવવાના ગુન્હાથી બન્યો હોય, તેનું નામ "બનાવટનો લેખ". પાડયું છે.**

**ફેંસલો**—વેચાણખતમાં જે નંબરની જમીન બતાવવામાં આવી હતી તે નંબર ખરો નહી હોવાથી વેચાણ રાખનાર માણસે તેમાં ફેરફાર કર્યો. આવી રીતે ફેરફાર કરી વેચાણખત દાવામાં પુરાવા તરીકે તેઓએ વાપરયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે વેચાણખતમાં કરેલો ફેરફાર પીનલકોડની કલમ ૪૬૩ ના અર્થ મુજબ "ખોટો લેખ" ગણાતો નથી, તેમજ ફેરફાર કરયા પછી તે દસ્તાવેજ આ કલમમાં બતાવ્યા મુજબ "બનાવટી દસ્તાવેજ" ગણાતો નથી, કારણ કે ગેરવ્યાજબી નુકશાન અથવા લાભ અથવા કપટ કરવાનો ઈરાદો માલમ પડતો નથી; તેમજ એમ પણ કહી શકાય નહી કે "બનાવટી દસ્તાવેજ" ખરા તરીકે "કપટથી" અથવા "બદદાનતથી" વેચાણ રાખનારાએ વાપર્યો છે; તેટલા માટે તે દસ્તાવેજ વાપર્યાથી પીનલકોડની કલમ ૪૭૧ મુજબ ગુન્હેગાર થતા નથી. વળી તે દસ્તાવેજનો ઉપયોગ કરવાને માટે તેઓ. પીનલકોડની કલમ ૧૯૬ મુજબ પણ ગુન્હેગાર થતા નથી. રાણી વિ. ફતેહ. ઈ. લા. રી. ૫ અ. પ્ર. ૨૧૭.

બનાવટનો લેખ ખરા દાખલ વાંપરવો. **૪૭૧. જે લેખ બનાવટનો લેખ છે એમ પોતે જાણતો હોય અથવા એમ માનવાનું પોતાને કારણ હોય, એવો કોઇ લેખ જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી ખરા દાખલ વાપરે, તે માણસને જાણે તેણે તે ખોટો લેખ બનાવ્યોજ હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

કલમ ૪૭૧ થી ૪૭૭ સુધીની સઘળી કલમોમાં બતાવેલા ગુન્હા બાબત ગુન્હેગારો પરરાજ્યમાં ગયા હોય તો માગણું થઈ શકે છે. જુઓ સ ૧૮૭૯ના આકટ ૨૧ ની કલમ ૧૧

**ફેંસલા**—વાંચી ન શકાય તેવી સહી અને સીલ છતાં સરકારી નોકરે સરકારી હોદ્દાની રૂઈએ બનાવ્યા છે એવી મતલબનો ખોટો દસ્તાવેજ ખરા તરીકે વાપર્યાને માટે ગુન્હો થઈ શકે. રાણી વિ. પ્રોસોનો બોસ વિગરે. ૫ વિ. રી. પ્ર. ૯૬.

કોઈ માણસ ખોટો દસ્તાવેજ જાણતો હોય અને તે દસ્તાવેજની નકલ ઉપરથી નકલ

ફક્ત પ્રથમ રજુ કરે તો, દસ્તાવેજ ખરા તરીકે વાપરવાને માટે તે ગુન્હેગાર થઇ શકે. રાણી વિ. નજરઅલી. ૬ વિ. રી. પ્ર. ૪૧.

ખોટા પટા જાણ્યા છતાં તે ખરા તરીકે બદદ્યાનતથી વાપરવાને માટે તોહમતદાર ઉપર તોહમત રાખેલો કેસ જેમાં કપટ જણાઈ આવતું હતું, તેવા કેસમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે તેણે જાતે શબ્દ દાખલ કર્યો હતો એ શાબીત કરવાની કાંઇ જરૂર નથી, પણ તેની માહીતીથી દાખલ કરવામાં આવ્યો હતો તેટલું શાબેત કરવું બસ છે. રાણી વિ. હેમોરૂદી મંડલ. ૯ વિ. રી. પ્ર. ૨૨.

પોલીસની રોજની નોંધમાં હેડકાન્સ્ટેબલે ખોટો ફેરફાર કર્યો હોય તો, સરકારી ઓહ્દાની રૂઈએ સરકારી નોકરે ખોટો દસ્તાવેજ બનાવ્યાનો ગુન્હો આ કલમ મુજબ ગણાય છે. રાણી વિ. રઘુ બારીક. ૧૧ વિ. રી. પ્ર. ૪૪.

આ કલમ મુજબ ગુન્હો ઠરાવતા પેહેલાં કપટથી અને બદદ્યાનતથી ખરા તરીકે દસ્તાવેજ વાપરવામાં આવ્યો હતો તે શાબીત થવું જોઇએ. રાણી વિ. જાનબક્ષ. ૮ વી. રી. ૮૧ અને ૧૭ વી. રી. પ્ર. ૩૨.

કોઈ પોલીસ કાન્સ્ટેબલના લેહેણદારોએ ડીસ્ત્રીક્ટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને અરજ કરી કે દેવું વળી રેહે ત્યાં સુધી તે કોન્સ્ટેબલના પગારમાંથી દર માસે બે રૂપીઆ કાપી લેવા જોઈએ. આવી રીતે પગારમાંથી કાપી આપવાનો હુકમ થયા ઊપરથી કરજદારે આખું દેવું વાળ્યાની અઢાર રૂપીયાની પોહોંચ રજુ કરી. પોંહોચ આઠ રૂપીયાની હતી, પણ કરજદારે અઢાર રૂપીયાની કરવાને માટે તેના અગાડી એકડો વધાર્યો હતો, એવું પાછળથી માલમ પડયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે કેદીનો ખરો વિચાર પોતાના ઉપરીને કાયદા વિરૂદ્ધ પગારમાંથી કાંઈ અમુક ભાગ કાપી લેતો અટકાવવાનો હતો. ફોજદારી કેસમાં કામમાંથી કોર્ટને માલમ પડી આવે તેના કરતાં બીજો વિચાર હતો એવો તર્ક કોર્ટે બાંધવો જોઈએ નહીં; તેથી બેશક એવું અનુમાન થતું નથી કે લેહેણાદારનો હક્ક બતાવવાને માટે ફેરફાર કરેલી પોંહોચ રજુ કરવાનું તેણે ધાર્યું; અને તેટલા માટે આ કલમ મુજબ તેને ગુન્હેગાર ઠરાવવો જોઈતો ન્હોતો. રાણી વિ. સઈયદ હુસેન. ઇં. લા. રી. ૭ અ. પ્ર. ૪૦૩.

બનાવટી દસ્તાવેજ જાણ્યા છતાં કપટથી અને બદદ્યાનતથી ખરા તરીકે વાપરવાને માટે આ કલમ મુજબ તોહમત રાખેલા કામની રજુઆતમાં એમ શાબીત થયું હતું કે ખરી પોંહોચો ખોવાયલી હતી, તેઓને બદલે કેદીએ ભાડુ આપ્યાની ચાર ખોટી પોંહોચો બનાવી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે પીનલકોડની કલમો ૨૪ અને ૨૫ માં બતાવેલી "કપટથી" અને "બદદ્યાનતથી" એ શબ્દોની વાખ્યાઓ ઉપર, અને કામમાં શાબીત થએલી હકીકત ઉપર નજર રાખતાં, આ કલમ મુજબ શીક્ષા કરવા લાયક ગુન્હો બનેલો નથી. રાણી વિ. શીયો દયાલ. ઇં. લા. રી. ૭ અ. પ્ર. ૪૫૯.

કોઈ માણસ મીલક્તનો કબજો લેવાને પોતાની સામે કરેલા દાવામાં હક્ક શાબીત કરવાને માટે બનાવટી દસ્તાવેજ, જો કે તે વાપરવાની કાંઇ પણ જરૂર ના હોય તેમ છતાં વાપરે તો, આવી રીતનું વાપરવું ખુલ્લી રીતે કપટ ગણાય છે. ધનમકાઝીની બાબતમાં. ૧૧ ક. લા. રી. પ્ર. ૬૯ અને ઈ. લા. રી. ૯ ક. પ્ર. ૫૩

૪૬૭ મી કલમ મુજબ આશે **૪૭૨. જો કોઇ માણસ કાંઇ મોહોર, પતરૂં અથવા છાપ પાડવાનું કાંઇ બીજું હથીયાર બનાવે, અથવા ખોટું બનાવે,**

ક્ષા થઈ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઈરાદાથી ખોટી મોહોર, પતરૂં વગેરે બનાવવું અથવા કબજામાં રાખવું.

**એવા ઇરાદાથી કે તે ૪૬૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના કારણસર વાપરવામાં આવે; અથવા તે મોહોર, પતરૂ અથવા બીજું હથીયાર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલ્યા ઇરાદાથી અગર કોઇ માણસ તે મોહોર, પતરૂં અથવા બીજું હથિયાર પોતાના કબજામાં રાખે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામા આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—કોઇ તોહમતદારના કબજામાં ખોટા શીક્કા અને ખોટા બનાવેલા દસ્તાવેજો માલમ પડયા. તે તેની પાસે કેવી રીતે આવ્યા તેનો તે સંતોષકારક ખુલાસો આપી શકયો નહી, તેમાં ઠરાવ્યું કે ખરા તરીકે તે વાપરવાનો તેનો ઇરાદો હતો, અને તેથી તેણે કબજામાં રાખ્યા એવું ગણવું જોઈએ. ૨ વી. રી. પ્ર. ૫.

બીજી કોઈ કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઈરાદાથી ખોટી મોહોર, પતરૂં વગેરે બનાવવું અથવા કબજામાં રાખવું.

**૪૭૩. જો કોઈ માણસ કાંઇ મોહોર, પતરૂં અથવા છાપ પાડવાનું કાંઈ બીજું હથિયાર બનાવે, અથવા ખોટું બનાવે, એવા ઇરાદાથી કે તે આ બાબ માંહેલી ૪૬૭ મી સિવાયની કોઇ પણ કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના કારણસર વાપરવામાં આવે, અથવા તે મોહોર, પતરૂં અથવા બીજું હથીયાર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલ્યા ઇરાદાથી અગર કોઈ માણસ તે મોહોર, પતરૂં અથવા બીજું હથીયાર પોતાના કબજામાં રાખે તો, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—તોહમતદારના કબજામાંથી ખોટા લેખ બનાવવાના ઈરાદાના સાહીદ તરીકે જુદી જુદી જાતની કેટલીક સીલ માલમ પડી. તેમાં ઠરાવવામાં આવ્યું કે દરેક જડી આવેલી સીલને માટે આ કલમ મુજબ પુરેપુરો જુદો જુદો ગુન્હો બને છે, અને આવી ઘણી મોહોરો તેના કબજામાં કોઈ અમુક ખોટો લેખ બનાવવાના ઈરાદાથી રાખવામાં આવી હતી એવું શાબીત થયા શિવાય, દરેક મોહોરને માટે કાયદા પ્રમાણે જુદો જુદો ગુન્હો રાખી તેને ગુન્હેગાર ઠરાવવો જોઇએ. રાણી વિ. ગોકળચંદ્ર વિગેરે. ૧૩ વી.રી. પ્ર. ૧૯.

કાંઈ કીમતી દસ્તાવેજ અથવા વીલ ખોટું બનાવેલું છે એવું જાણીને તે ખરા દાખલ વાપરવા

**૪૭૪. જો કોઈ માણસના કબજામાં કાંઈ લેખ હોય, અને તે લેખ ખોટો બનાવેલો છે એમ તે માણસ જાણતો હોય, તથા તે લેખ ખરા દાખલ દગલબાજીથી અથવા બદદાનતથી વાપરવામાં આવે એવો તે માણસનો ઇરાદો હોય તો, અગર તે લેખ ૪૬૬ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે; અને અ-**

ના ઈરાદાથી ક બજામાં રાખ વું. **ગર તે લેખ ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

આ ગુન્હો શાબીત કરવામાં ખોટો દસ્તાવેજ વાપરવાની દગા ભરેલી ધારણાની ઘણી જરૂર છે. આ ઈરાદો કવચીતજ સરળ રીતે શાબીત કરી શકાય છે. જ્યાં ખોટો દસ્તાવેજ દગા ભરેલી રીતે વાપરવાનો સંભવ હોય, અને જ્યાં જે માણસને તે દગા ભરેલી રીતે વાપર્યાથી લાભ થતો હોય તેના કબજામાં મળી આવે, ત્યાં જો કેદી પોતાના હાથમાં તે કયાંથી આવ્યો તેની શાબેતી ન આપે તો, ગુન્હો શાબીત ઠરાવેલો સત્તા ભરેલો ગણાય એવું ધારવામાં આવે છે. જેમકે એક દેણદારના તાબામાં કોઈ ખોટી ફારગતી મળી આવે, અથવા કોઈ મીલકતના દાવેદારના તાબામાં ખોટું વશિયતનામું અથવા સાટં ખત મળે તો, એ આશામીઓએ તેઓ પાસે એ દસ્તાવેજો કાંઈ પણ અપ્રાધ વગર આવ્યા એ પુરવાર કરવું જોઇએ. પણ જે પુરૂષના તાબામાં ખોટો દસ્તાવેજ મળી આવે તે પુરૂષ જો એવો ખુલાસો કરે કે તેમાંથી તે પુરૂષના ખોટા દસ્તાવેજની ખાશીયતના જાણવાનો અથવા ન જાણવાનો એ બંને સાર નિકળે તો, વળી ત્યાં નિરાપ્રાધનો સંભવ ઉઠે છે. જેમકે કોઈ મીલકત ખરીદ કરનારના કબજામાં કેટલાંક ખત હોય કે જેમાંનાં થોડાં એક ખોટાં હોય, તો તે ઉપરથી પેલા આશામી ઉપર ગુન્હો શાબીત થઈ શકે નહીં; કારણ કે તે ખતો કયાંથી આવ્યાં તેની શાબેતીની ગેરહાજરીમાં સ્વભાવિક રીતે એવો સાર નિકળે છે કે એ ખતો વેચનારે વેચેલી મીલકતના ઉપર પોતાનો હક્ક છે એવું લેનારને દેખાડવા માટે આપ્યાં હશે, અને જો એમજ હોય ત્યારે તો વ્યાજબી સંભવ એજ આવે કે લેનારે તે કાંઈ પણ અપ્રાધ વગર લીધાં છે.

**ફેંસલા**—આ કલમ મુજબ ગુન્હો ઠરાવવામે કેદીએ ફેરફાર દસ્તાવેજ વાપર્યો હશે એ શાબીત કરવાની જરૂર નથી. ગુન્હો થવાનો ઈરાદો શાબીત કરવો જોઈએ, પણ અનુમાન કરવું જોઇએ નહી. રાણી વિ. લોકનાથ શાહ. વિ. રી. ૧૨ સપ્ટંબર.

જો કલમ ૪૭૧ પ્રમાણેનું તોહમત તોહમતદાર ઉપર મુકવામાં આવે તો, પછી આ કલમ પ્રમાણેનું તોહમત રેહે નહી, કેમકે એ કલમ ૪૭૧ દસ્તાવેજ વાપરવાની છે. આ કબજામાં રાખવાની છે. વાપરવાનું તોહમત આવે તે કબજામાં હોવા વગર કેમ આવી શકે. વાપર્યું ન હોય, પણ માત્ર કબજામાં રાખ્યું હોય તે માટે આ કલમ છે. રાણી વિ. નજરઅલી. ૬ બ. હા. કો. રી. પ્ર. ૩૯

૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાં **૪૭૫. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના કોઇ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઇ મુદ્રા કે નીશાની કોઇ માણસ કાંઇ પદાર્થ ઉપર અથવા કાંઈ પદાર્થ મધ્યે ખોટી બનાવે, એવા ઇરાદાથી કે તે પદાર્થ ઉપર તે વખતે કાંઈ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનવાનો હોય, તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાની વાપરવામાં આવે, અથવા જે**

ઈ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવી, અથવા ખોટી નીશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો.

**પદાર્થ ઉપર અથવા જે પદાર્થ મધ્યે એવી કાંઇ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઇ પદાર્થ ઉપર લખેલા ઇરાદાથી કોઈ માણસ પોતાના કબજામાં રાખે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે તોહમતદારના કબજામાં જે દસ્તાવેજ હોય તેના ઉપર ખોટી નીશાની હોવી જોઇએ, અને પુરાવા ઉપરથી એમ શાબીત થવું જોઈએ કે તે દસ્તાવેજ ખરો છે એવું બતાવવાને માટે આવી ખોટી નીશાની વાપરવાના ઇરાદાથી તે દસ્તાવેજ તોહમતદારના કબજામાં હતો, અને તે પીનલકોડની કલમ ૪૬૭ માં બતાવેલી જાતનો દસ્તાવેજ હોવો જોઇએ. રાણી વિ. રઘુનંદન પત્રોનુવીસ અપેલેન્ટ. ૧૫ વિ. રી. પ્ર. ૧૯.

૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઈ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવી અથવા ખોટી નીશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો.

**૪૭૬. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના કોઈ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઈ મુદ્રા કે નિશાની કોઈ માણસ કાંઈ પદાર્થ ઉપર અથવા કાંઈ પદાર્થ મધ્યે ખોટી બનાવે, એવા ઇરાદાથી કે તે પદાર્થ ઉપર તે વખતે કાંઈ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનવાનો હોય, તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાની વાપરવામાં આવે, અથવા જે પદાર્થ ઉપર અથવા જે પદાર્થ મધ્યે એવી કાંઈ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઇ પદાર્થ, ઉપર લખેલા ઇરાદાથી કોઇ માણસ પોતાના કબજામાં રાખે તો, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—કોઈ કેદીના કબજામાંથી ખોટી સીલો અને ખોટા દસ્તાવેજો નીકળી આવ્યા હતા, અને તેના કબજામાં તે શી રીતે આવ્યા તેનો તેણે બરોબર ખુલાસો નહી આપ્યાથી કપટથી વાપરવાના ઈરાદાથી રાખેલા એમ અનુમાન થયું. રાણી વિ. ક્રીસ્તોસુંદર ડેખ. ૨ વિ. રી. પ્ર. ૫.

કોઈ વીલને દગલબાજીથી ચેહેરી નાંખવું અથવા તેનો નાશ કર

**૪૭૭. કાંઇ લેખ વીલ હોય કે વીલની મતલબનો હોય અથવા દત્તક લેવાનું અખ્તિયારનામું હોય કે તેવી મતલબનો હોય, અથવા કાંઈ કિંમતી દસ્તાવેજ હોય કે તેવી મતલબનો હોય, તેવા કોઇ લેખને, અગર કોઈ માણસ દગલબાજીથી કે બદયાનતથી અથવા લોકને કોઈ સખસને હાની અથવા નુકશાન**

વો વગેરે. કરવાના ઈરાદાથી છેકી નાંખે, તેનો નાશ કરે અથવા ચેરી નાંખે, અથવા છેકી નાંખવાની, નાશ કરવાની, કે ચેહેરી નાંખવાની કોશિસ કરે, અથવા છુપાવે કે છુપાવવાની કોશિસ કરે, અથવા તેવા લેખ સબંધી બિગાડ કરે તો, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ફેંસલા**—આ કલમના અર્થ મુજબ પટો ફાડી નાંખવો એ કીમતીદસ્તાવેજ ફાડી નાંખવાની બરોબર છે. રાણી વિ. નીતાઈ મંડળ. ૩ વી. રી. પ્ર. ૩૮.

સાદા કાગળ ઉપર દસ્તાવેજ હોવાથી પુરાવામાં લેવાય નહીં એવો હોય, તોપણ આ કલમના અર્થ મુજબ તે કીમતી દસ્તાવેજ ગણાય છે. ૭ મ. હા કો. રી. અપે. પ્ર. ૨૬.

તોહમતદારને એક પ્રોમીસરીનોટ ફરીયાદીની ફાડી નાંખ્યા બદલ પીનલકોડની કલમ ૪૨૬ મુજબ ગુન્હેગાર ઠરાવ્યો હતો. તે કામમાં હાયકોર્ટે ઠરાવ્યું કે પ્રામીસરીનોટ એ એક કીંમતી દસ્તાવેજ છે, ને તેનો નાશ કરવો એથી આ કલમ પ્રમાણે ગુન્હો બને છે, સબબ તોહમતદાર ઉપર આ કલમ મુજબ ચાર્જ મુકી તેને સેશનકમીટ કરવો જોઈએ. મદુરાઈના કેસમાં. ઈં. લા. રી. ૧૨ મ. પ્ર. ૫૪.

अ. અને ब. વચે કેટલીક લેવડદેવડ ચાલતી હતી, અને તે દરમિયાન ब. ના દેવાનો હિસાબ अ. એ કરેલો હતો. અને તેના સર્વાળા નીચે अ. એ સહી કરી હતી. બાદ ब. એ अ. પાસે તે રૂપીયા માગ્યા તેમાં થોડા રૂપીયા આપ્યા. તે પછી તેમની વચમાં રકઝક થઈને તેમાં अ. એ કાગળ ફાડી નાંખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પ્રમાણે નો કાગળ ફાડી નાંખવો એ કૃત્ય વેલ્યુએબલ સીકયુરીટીનો નાશ કર્યા બરોબર છે.ઈ.લા રી.

## વેહેપારની, મિલકતની તથા બીજી નીશાનીઓ બાબત.

વહેપારની નીશાની. **૪૭૮. આ માલ ફલાણા કારીગરે બનાવેલો છે, અથવા ફલાણા કારીગરના વેહેપારની જણસ છે. એ બતાવવાને માટે જે નીશાની વાપરવામાં આવે તેનું નામ "વેહેપારની નીશાની" પાડયું છે, અને આ કાયદાના કારણ સારૂ "વેહેપારની નીશાની" આ શબ્દોમાં સન ૧૮૮૩ ના પેટન્ટ ડીઝાઈન અને ટ્રેડ માર્કસ આકટ મુજબ રાખેલા રજીષ્ટરમાં જે કોઈ પણ વેહેપારની નીશાની નોંધી હોય તે નિશાણીનો તથા સન ૧૮૮૩ ના પેટન્ટ ડીઝાઈન અને ટ્રેડ માર્કસ આકટની કલમ ૧૦૩ માંના ઠરાવ કોંસીલમાં કરેલા હુકમની રૂઇએ વિધમાન કાળે જે કોઈ પણ બ્રિટિશ મુલકને અથવા પારકા રાજ્યને લાગુ હોય, તે મુલકમાં અથવા રાજ્યમાં નોંધેલી અગર વગર નોંધેલી વેહેપારની જે નીશાનીનું કાયદાથી રક્ષણ થતું હોય, તે નીશાનીનો સમાસ થાય છે.**

મીલકતનીની શાની. **૪૭૯. આ જંગમ મિલકત ફલાણા સખસની છે, એ બતાવવાને માટે જે નીશાની વાપરવામાં આવે તેનું નામ "મિલકતની નીશાની" પાડયું છે**

વેહેપારની ખોટી નીશાની વાપરવી.

**૪૮૦. જે કોઇ માણસ કાંઈ માલ ઉપર અથવા માલ ભરેલી કાંઈ પેટી કે ઘર ઉપર, ગાંસડી ઉપર, કે બીજા કોઈ બારદાન ઉપર કાંઇ નીશાની કરે તે, અથવા જેપર કાંઇ નિશાની હોય એવી પેટી કે ઘર, ગાંસડી કે બીજું બારદાન વાપરે, તે એવી રીતે કે સદરહુ પ્રમાણે નીશાની કરેલો માલ અથવા સદરહુ પ્રમાણે નીશાની કરેલા એવા કોઈ પણ બારદાનમાં ભરેલો કાંઇ માલ, જે કારીગરે બનાવ્યો ન હોય તેણે બનાવ્યો છે એવો, અથવા જે કારીગરના વેહેપારની જણશ ન હોય તે તેની જણશ છે એવો વ્યાજબી રીતે વિશ્વાસ ઉત્પન થાય તો, તે માણસે વેહેપારની ખોટી નીશાની વાપરી એમ સમજવું.**

## વિશેષ સમજુતિ.

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને વાસ્તે તે વસ્તુ શી રીતે ઉત્પન્ન થઈ છે તેને વાસ્તે કોઇને ખોટો ભરોંસો ઉત્પન્ન કરવાનો ઈરાદો હતો, એમ હોવાની જરૂર છે, અને તેવો ભરોંસો ઉત્પન્ન કરવાના સબંધથી કાંઈ આશપાશની બાબતનો ઉપયોગ કરવો જોઈએ.

માલકતની ખોટી નીશાની વાપરવી.

**૪૮૧. જો કોઈ માણસ કાંઇ જંગમ મિલકત કે માલ ઉપર, જંગમ મિલકત કે માલ ભરેલી કાંઈ પેટી કે ઘર ઉપર, ગાંસડી ઉપર અથવા બીજા કાંઇ બારદાન ઉપર કાંઇ નિશાની કરે તે, અથવા જેપર કાંઈ નિશાની હોય એવી કાંઇ પેટી કે ઘર, ગાંસડી કે બીજું બારદાન વાપરે, તે એવી રીતે કે સદરહુ પ્રમાણે નિશાની કરેલી મિલકત અથવા માલ, અથવા સદરહુ પ્રમાણે નીશાની કરેલા એવા કોઇ પણ બારદાનમાં રાખેલી કાંઇ મિલકત કે માલ જે સખસનો ન હોય તે સખસનો છે એવો વ્યાજબી રીતે વિસ્વાસ ઉત્પન્ન થાય તો, તે માણસે મિલકતની ખોટી નીશાની વાપરી એમ સમજવું.**

વેહેપારની અથવા મીલકતની કાંઈ ખોટી નીશાની વાપરવાની શિક્ષા.

**૪૮૨. જે માણસ વેહેપારની કાંઇ ખોટી નીશાની અથવા મિલકતની કાંઇ ખોટી નીશાની વાપરે, તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; પરંતુ તે માણસે દગલબાજી કરવાના ઈરાદાથી તેમ કર્યું નથી એવું તે શાબીત કરશે તો, તે સદરહુ શિક્ષાને પાત્ર થશે નહી.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં જે દગલબાજી વિશે ઈસારો કરવામાં આવ્યો છે, તે એવી દગલબાજી હોવી જોઈએ કે દગો અથવા કોઈ ધારાના બંધણથી ઉલટું ચાલવું થાય. બીજા હાથ ઉપર કોઈ પરોણાગત કરનાર કરકસર સાથ ભપકાદી પરોણાગત કરવામાં પરોણાને ચંપીનની બાટલીમાં બીજી જાતનો દારૂ આપે તો, આપનાર ઉપર તે દગલબાજી માટે તોહમત મેહેલી ન શકાય, પણ જો કોઈ વીશીનો માલેક તેને જે જાતના દારૂ માટે પઈશા મળ્યા હોય તેથી ઉતરતી જાતનો દારૂ પાય તો, તે વીશીવાળાપર આ કલમ પ્રમાણે સાપ્રાધ દગો કરવાનો ગુન્હો લાગુ પડી શકે છે.

કોઇબીજાએમા

**૪૮૩. જે માણસ બીજો કોઇ પણ સખસ વાપરતો હોય**

ણુસ કાંઈ વેહેપારની અથવા મિલકતની નીશાની વાપરતો હોય તેવી નીશાની ખોટી બનાવવી.

**એવી કાંઇ વેહેપારની અથવા મિલકતની નીશાની ખોટી બનાવે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણેનો ગુન્હો શાબીત કરવા માટે એટલુંજ પુરવાર કરવું જોઈએ કે, લોકોના મનમાં માલની અસલ ઉત્પતીનો ખોટો વિશ્વાસ ઉત્પન કરવાનો ઈરાદો હતો, અને ખોટો વિશ્વાસ ઉત્પન કરવા માટે બાહારથી કાંઈ નીશાનીનો ઉપયોગ કર્યો હતો. જ્યાં કોઈ વેહેપારીની ચાલતી નીશાનીની નકલ કરવામાંઆવી હોય ત્યાં અસલ અને નકલને એવી રીતે મળતી આવવાની કાંઈ જરૂર નથી, કેતેથી એક માણસ બંનેને અકેકની પાસે મુકેલી જોઈને પણ ઠગાય. ઈંગ્લંડ ખાતે ચુકેલા એક કજીયામાં ન્યાયાધીશે કહ્યું કેઃ—

જો કોઈ ખરીદનાર તેને આપેલા માલ ઉપરની નીશાની ઉપરથી સ્વભાવિક રીતે ધારે કે તે માલ અસલ બનાવનારનો બનાવેલો છે, અને એવું જાણીને તે માલ ખરીદે તો આવી નીશાનીનો ઉપયોગ દગા ભરેલો છે. હું એથી પણ આગળ જાઉંછું. હું વિચારતો નથી કે જે સવાલના ઉપર ધ્યાન આપવું જોઈએ તે માત્ર બંને નીશાનીઓના સરખાપણા વિશેજ છે. હું ધારૂંછું કે કોઈ બનાવનારનો માલ જો બજારમાં તેણે જે નીશાની અથવા ઉપાય વાપરયા હોય તે અમુક નામથી પ્રખ્યાત થયો હોય, અને જો તેનો બરોબરીઓ વેહેપારી પણ તેવુંજ નામ બજારમાં ધારણ કરે તો, તેથી પેલા વેહેપારીની નીશાનીની ખરેખરી નકલ કર્યાના જેવોજ બરોબરીઆ વેહેપારીનો હક ડુબાડેલો કેહેવાય.

એ ઉપરથી એક કજીયો કે જેમાં વાદી પોતાના પીપના ઉપર છાપ મારીને તેમાં કાંઈ અમુક શબ્દ સાથે મુગટ પાડતો હતો, અને તે છાપની નીશાનીને નામે તે માલ બજારમાં જણાયલો હતો, તેને મળતી નીશાની પ્રતીવાદી વાપરતો હતો, તે બંધ કરવા માટે હુકમ કાહાડવામાં આવ્યો હતો.

કોઈ સરકારી નોકર જે નિશાની વાપરતો હોય,તેવી નીશાની ખોટી બનાવવી.

**૪૮૪. કોઇ સરકારી નોકર વાપરતો હોય તેવી કાંઇ મિલકતની નીશાની, અથવા આ મિલકત ફલાણા કારીગરે અથવા ફલાણી વખતે કે ઠેકાણે બનાવેલી છે અથવા તે ફલાણી જાતની છે, અથવા ફલાણી આફીસમાંથી પાસ થઇ છે, અથવા કાંઇ માફીને લાયક છે, એવું બતાવવાને સારૂ કોઇ સરકારી નોકર જે નીશાની વાપરતો હોય તેવી કાંઇ નિશાની, જો કોઇ માણસ ખોટી બનાવે અથવા એવી કાંઇ નીશાની ખોટી બનાવેલી છે એમ જાણ્યા છતાં તેને ખરી દાખલ વાપરે તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

વેહેપારની નીશાની અથવા

**૪૮૫. વેહેપારની નીશાની અથવા મીલકતની નીશાની ખોટી બનાવવાના કારણસર કાંઇ છાપ, પતરૂં, અથવા બીજું**

મીલકતની નીશાની ખોટીબનાવવાનું કાંઈ હથીયાર બનાવવું, અથવા કબજામાં રાખવું.

હથીયાર જો કોઇ માણસ બનાવે અથવા પોતાના કબજામાં રાખે, અથવા કાંઇ માલ જે કારીગરે બનાવ્યો ન હોય તેણે તે બનાવ્યો છે એમ, અથવા તે જે કારીગરના વેહેપારની જણશ ન હોય તેની જણશ છે એમ, અથવા જે સખસનો તે માલ અથવા જણશ ન હોય તે સખસની છે એમ બતાવવાના કારણસર કોઇ માણસ કાંઇ વેહેપારની નીશાની અથવા મિલકતની નીશાની પોતાના કબજામાં રાખે તો, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

આ કલમ પ્રમાણે જે કજીયામાં તોહમત મેહેલી ન શકાય ત્યાં હુકમ અથવા તાકીદપત્ર કાહાડી શકાય છે; કારણ તે નીશાનીથી ખોટો વિશ્વાસ ઉત્પન થશે એ શાબીત કરવું જોઇએ એટલુંજ નહી, પણ તે સાથે તે નીશાની ખોટો વિશ્વાસ ઉત્પન્ન કરવાના ઈરાદાથી વાપરી હતી, એ પણ શાબીત કરવું જોઈએ.

ખોટો વિશ્વાસ ઉત્પન કરવાનો ઈરાદો જ્યાં નીશાની ઉપરની હકીકત ખોટી હોય, અને જ્યાં તે નીશાની એવી રીતે પાડી હોય કે તેના ઉપર વિશ્વાસ લાવવામાં આવે, ત્યાં માલમ પડે છે જો સ્મીથ નામનો દુકાનદાર બરમી ગામની લોહોડાની છરીના ઉપર "રોડજસ સેફીલડ" નામની નીશાની પાડે, તો પેલા દુકાનદારનો ઈરાદો આ માલના બનાવનાર અને ઉત્પતિ વિશે ખોટો વિશ્વાસ ઉત્પન કરવાનો હતો, એ શાબીત કરવા માટે બીજા કાંઈ પણ પુરાવાની જરૂર નથી.

વેહેપારનીખોટીનીશાની અથવામીલકતની ખોટી નીશાની જેપર હોય, એવો માલ વેચવો.

૪૮૬. વેહેપારની ખોટી નીશાની અથવા મિલકતની ખોટી નીશાની જે કાંઇ માલ ઉપર અથવા પદાર્થ ઉપર અથવા એવા માલવાળી કાંઇ પેટી કે ઘર, ગાંસડી અથવા બીજા બારદાન ઉપર ચોહોડેલી અથવા પાડેલી હોય, તે માલ અથવા પદાર્થ જે કોઇ માણસ વેચે અથવા વેચવા સારૂ અથવા વેહેપારના અગર તેમાંથી બીજી જણશ તઇયાર કરવાના કોઇ પણ કારણ સારૂ માંડી મુકે અથવા પોતાના કબજામાં રાખે, તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

### દ્રષ્ટાંતો.

(अ.) આ કલમ વિરૂદ્ધ કાંઇ પણ ગુન્હો ન કરવા બાબત સઘળા પુર્વોપાય લીધા પછી જે ગુન્હો કર્યાનું તોહમત આવ્યું છે, તે ગુન્હો કરતી વખતે સદરહુ નીશાનીના ખરાપણા બાબત વેહેમ લાવવાને મને કાંઇ પણ કારણ ન્હોતું, અને

[ब]. જે માણસો પાસેથી સદરહુ પ્રકારનો માલ અથવા પદાર્થ મને મળ્યો તે માણસો સબંધી, મેં મ્હારી પોતાની યથાશક્તિ પ્રમાણે સઘળી હકીકત ફરીયાદીએ અથવા તેના તરફથી બીજા કોઇએ પુછી, એટલે આપી હતી, અથવા;

**(क.) બીજી બધી રીતે હું પોતે નીષ્કપટથી ચાલ્યો હતો એમ કોઇ માણસ શાબીત કરી આપશે તો, તે સદરહુ શિક્ષાને પાત્ર થશે નહી.**

## વિશેષ સમજુતી.

જો તે નીશાની બીજાઓની નીશાનીને મળતી આવતી હોય, તોપણ તેમાં કાંઈ ખોટી હકીકત ન હોય અને તે નીશાનીને જો અકસ્માત અને અપ્રાધ વગર ધારણ કરી હોય, તો તે વાત જુદીજ થાય છે.

આ કલમમાં સમુદાયની ખોટી હકીકતના મુકદમાઓ આવતા નથી. તેટલા માટે એક દગો કે જેમાં રના ચરખા ઉપર ૩૦૦ વારની નીશાની પાડવામાં આવી હતી, પણ ખરેખર તો ૨૫૦ વાર હતો તેને માટે કાંઈ સજા થાય નહી, પણ જો તેના ઉપર માંડેલો માલ તેમાં છે એવી શરતે જો તે વેચે તો, ૪૧૫ મી કલમ પ્રમાણે તે ઠગવાનો ગુન્હો થાય.

કાંઈ બારદાન મધ્યે માલ હોય તે ઉપર ખોટીનીશાની કરવી.

**૪૮૭. કાંઇ માલ ભરેલી પેટી, કે ઘર, ગાંસડી અથવા બીજા કોઇ બારદાન ઉપર જો કોઇ માણસ ખોટી નીશાની કરે, તે એવી રીતે કે કોઇ સરકારી નોકરના અથવા કોઇ બીજા સખસના મનમાં એવો વ્યાજબી રીતે વિસ્વાસ ઉત્પન્ન થાય કે, તે બારદાન મધ્યે જે માલ ન હોય તે તે મધ્યે છે અથવા તે મધ્યે જે માલ હોય તે તે મધ્યે નથી, અથવા તે બારદાન મધ્યેનો માલ ખરેખર જે જાતનો અથવા તરેહનો હોય તેથી જુદી જાતનો અથવા તરેહનો છે, તો તે માણસને ત્રણ વર્ષના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, પરંતુ તે માણસે દગલબાજી કરવાના ઇરાદાથી તેમ કર્યું નથી એમ તે શાબીત કરી આપશે, તો તે સદરહુ શિક્ષાને પાત્ર થશે નહી.**

તેવી કાંઈ ખોટી નીશાનીનો ઉપયોગ કરવાની શિક્ષા.

**૪૮૮. કોઇ માણસ ૪૮૭ મી કલમ ઉપરથી મના કરેલી કોઇ પણ રીતે એવી કાંઇ પણ ખોટી નીશાનીનો ઉપયોગ કરે, તો તે માણસે સદરહુ કલમ વિરૂદ્ધ ગુન્હો કર્યો છે એમ જાણી તેને શિક્ષા કરવામાં આવશે, પરંતુ તે માણસે દગલબાજી કરવાના ઇરાદાથી તેમ કર્યું નથી એમ તે શાબીત કરી આપશે તો, સદરહુ શિક્ષાને પાત્ર થશે નહી.**

નુકશાન કરવાનાઇરાદાથી મીલકતનીનીશાનીમાં કમીજાસ્તી કરવું.

**૪૮૯. કોઇ માણસ કાંઈ મિલકતની નીશાની કાહાડી નાંખે, તેનો નાશ કરે, તેને ચેહેરી નાંખે અથવા તેમાં ઉમેરો કરે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે, એમ કરવાથી પોતાથી કોઈ સખસને નુકશાન થાય, તો તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

# બાબ ૧૯ મો.

## નોકરી કરવાના કરાર તોડવાની ગુન્હા બાબત.

તરી અથવા ખુસ્કીનારસ્તા નીમુસાફરીમાં નોકરીકરવાનો કરાર તોડવો.

૪૯૦. કોઇ સખસને અથવા કાંઈ મિલકતને એક ઠેકાણે-થી બીજે ઠેકાણે લઇ જવા અથવા પોંહોચાડવામાં પોતાના અંગની નોકરી કરવાને અથવા તરી કે ખુસ્કીના રસ્તાની કોઇ મુસાફરીમાં કોઇ સખસના નોકર દાખલ કામ કરવાને અથવાતરી કે ખુસ્કીના રસ્તાની કોઇ મુસાફરીમાં કોઇ સખસને કે કાંઈ મિલકતને સંભાળવાને જે માણસ કાયદેસર કરારથી બંધાયો હોય, તે માંદગી અથવા પોતાની સાથે માઠી વર્તણુંકના સબબ શિવાય તે પ્રમાણે કરવામાં બુદ્ધિપુર્વક કસુર કરે, તો તે માણસને એક મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકસો રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(अ.) अ. એક પાલખી ઉચકનારો ग. ને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાને કાયદેસર કરારથી બંધાયલો છતાં રસ્તામાંથી અધવચ નાશી જાય તો, अ. એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ब.) अ. એક મજુર ग. નો સામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં, તે સામાન ફેંકી દે તો, अ. એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(क.) अ. એક બળદીયાઓનો માલીક પોતાના બળદીયા ઉપર ભરીને કાંઇ માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં તેમ કરવામાં કાયદા વિરૂદ્ધ કસુર કરે, તો अ. એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવુ.

(ड.) अ. કાયદા વિરૂદ્ધ ઉપાયથી પોતાનો સામાન લઇ જવાની ब. મજુરને જરૂર પાડે, અને ब. ચાલતાં ચાલતાં રસ્તામાં તે સામાન મુકીને નાશી જાય તો, એ ઠેકાણે ब. એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી, કેમકે તે સામાન લઇ જવાની કાયદા પ્રમાણે તેની ફરજ નથી.

ખુલાસો—આ ગુન્હામાં એવું કાંઇ જરૂર નથી કે જે સખસને સારૂ નોકરી કરવી છે તેનીજ સાથે કરાર થવો જોઇએ. જે સખસ તે નોકરી કરવાનો છે તે સખસે કાયદા પ્રમાણે કોઇ પણ સખસની સાથે સાફ રીતે કે અર્થાંત સમજાય એવી રીતે, તે કરાર કીધો હોય તો બસ છે.

દ્રષ્ટાંત.

**અ. એક ડાક કંપનીની સાથે એક મહીના સુધી પોતાના ગાડી હાંકવાનો કરાર કરે, અને બ. તે ડાક કંપનીની સાથે ખુસ્કીએ કાંઇ મજલપર પોતાને પોંહોચાડવાનો બંદોબસ્ત કરે, અને પેલી એક મહીનાની મુદત સુધી તે કંપની બ. ને અ. હાંકે એવી એક ગાડી આપે, અને અ. રસ્તામાં અધવચ તે ગાડી બુદ્ધિપુર્વક મુકીને જતો રેહે, તો એ ઠેકાણે અગર અ. એ બ. ની સાથે કરાર કરયો નથી, તોપણ અ. એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.**

## વિશેષ સમજુતી.

બાબ ૧૯ મો કરાર તોડવાથી થતા ગુન્હાની શીક્ષા માટે છે, પરંતુ ન્યાયશાસ્ત્રીયોનો એવો વિચાર છે કે કરાર તોડવો એને ફોજદારી ઘટતી નથી. કરાર તોડવાથી થતી નુકશાનીથી દિવાની ફરીયાદ ઉઠે છે, ફોજદારી ગુન્હો નહીં.

૨. ત્યારે સવાલ ઉઠે છે કે શું હિંદુસ્તાનનો પીનલકોડ ઘડનારા ન્યાયશાસ્ત્રમાં કાચા હતા? ના. કરાર તોડવો એ સાધારણ વાતમાં દિવાની ગુન્હેગારી છે ખરી, પણ કેટલાક કરાર તોડવાથી નુકશાની એટલી થાય છે કે તેનો બદલો કોઈ રીતે વાળી શકાયજ નહીં, અથવા એવા દારીદ્ર માણસોથી કરાર તુટે કે તેમના પાસેથી થતી નુકશાની તેમને વેચે તોપણ પુરી પડે નહીં. આવી વખ્તે કરાર તોડવાને ફોજદારી શીક્ષા થાય તો તે વ્યાજબી છે, અને ચાલુ બાબની એ ત્રણ કલમોની બાંધણીમાં ધારા બાંધનારાઓએ ઉપલ્યો નિયમજ મનમાં રાખ્યો છે. છતાં આટલું જણાવવું જોઇએ કે આપણો ધારો ઈંગ્રેજી ધારા કરતાં વધુ કડક છે.

૩. ઉપર જે દ્રષ્ટાંતો પાલખી ઉચકનારા મજુર વિગરેનાં આપ્યાં છે તે દ્રષ્ટાંતમાં લઈ જવા ઉચકવાનો બંદોબસ્ત દામ ઠરાવી કાયદાસરનો હોવો જોઇએ. પણ ગામઠી રાજ્યોમાં જ્યાં વેઠે કામ કરાવે છે ત્યાં મુસાફર કે માલધણીને નુકશાન થાય ને તે ગમે તેવું મ્હોટું પણ હોય, તે છતાં તે વેઠની મેહનત હોય તો તે ફરીયાદ ધ્યાનમાં લેવાયજ નહીં. રાજાઓ વેઠ માટે જુલમ કરે છે, તે કોઈ પણ કાયદાને અનુસરતુ નથી.

૪. આ કલમ પ્રમાણેનો ગુન્હો ઠરાવવાને માટે નીચેની હકીકત હોવી જોઈએ.

૧ કરેલો કરાર કાયદાસર હતો.

૨ નોકર તરીકે કામ કરવાને બંધાએલો હતો.

૩ કરાર મુસાફરીમાં નોકરી કરવાનો હતો.

૪ કરાર નોકરે તોડયો.

૫. ડોળીવાળાઓ, બગીવાળાઓ વિગરે માર્ગમાં મુસાફરને રખડાવી કરાર તોડે તેમને અટકાવવા માટે આ કલમ છે.

૬. મહીને મહીને પગાર આપવો કરી જે નોકરોને રાખ્યા હોય તેવા નોકરોને આ કલમ લાગુ પડતી નથી, તેમજ એક મહિના અગાઉ નોટીસ આપ્યા સિવાય જેમની નોકરી છોડી શકાતી ના હોય તેવી રીતે જે નોકરો નોકરી કરતા હોય, તેવા નોકરોને પણ આ કલમ લાગુ પડતી નથી.

**ફેંસલા**—ખેતરમાંથી કુંડાઓમાં જાત મેહેનતથી ગળી લેઈ જવાનો કરાર કર્યો

હોય તો, તે કરાર નથી; અને તે તોડવું આ કલમ મુજબ ગુન્હો ગણાય છે. નવા તારી વિગરે. ૬. વિ. રી. પ્ર. ૮૦.

આ કલમમાં "દરીયાની અથવા જમીનની મુસાફરીમાં" એ શબ્દોથી તેમાં બતાવેલા ગુન્હાઓમાં ફક્ત મુસાફરોના ગુન્હા આવી જાય છે કે શી રીતે? ફરીયાદીને તેની મરજી આવે તે જગાએ માલ લેઈ જવાને, પ્રતિવાદીએ અમુક વખત સુધી પોતાનાં ગાડાંઓ આપવાં એવી જાતનો કરાર કરેલો, તે આ કલમમાં આવી જતો નથી. સેઈજ વિ. નિરંજન ચાતરજી. ૯ વિ. રી. પ્ર. ૧૨.

લાચાર સખસોની ખીદમત કરવા તથા તેઓની હાજતો પુરી પાડવાનો કરાર તોડવો.

**૪૯૧. જે સખસ પોતાની ન્હાની ઊંમરના અથવા ગાંડાપણાના અથવા કાંઇ રોગ કે શરીરની નબળાઈના સબબથી લાચાર અથવા પોતાની સલામતીનો બંદોબસ્ત રાખવાને; અથવા પોતાની હાજતો પુરી પાડવાને અશક્ત હોય, તેની ખીદમત કરવાને અથવા તેની હાજતો પુરી પાડવાને જે માણસ કાયદેસર કરારથી બંધાએલો છતાં તેમ કરવામાં બુદ્ધિપુર્વક કસુર કરે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસેં રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

આ કલમમાં જે શરતોથી કરાર તુટે છે તે હમેશ ફોજદારી ગુન્હામાં ગણાય છે, નબળા, અશક્ત, ગાંડા વિગરે માણસોની દેખરેખ રાખવા કરેલો કરાર તોડવો અથવા તે બજાવવામાં કસુર કરવી તેથી નુકશાની થાય, તે ખરેખર એટલી મ્હોટી થાય કે તે કોઈ અમુક રકમથી પુરી પાડી શકાય નહી. મનુષ્ય જાતને તેની કસુર અથવા વિશ્વાસઘાતથી હાની પોંહોચે છે. ને જેથી મનુષ્ય જાતને હાની પુગે તેને શીક્ષાજ કરવી એ સર્વ કાયદાની વલણ છે.

કોઈ દુર જગોપર ચાકરી કરવાનો કરાર કર્યો હોય, અને તે જગોપર શેઠને ખરચે ચાકરને લઈ ગયા હોય, તેવો કરાર તોડવો.

**૪૯૨. બ્રિટિશ ઈંડ્યા માંહેની કોઇ પણ જગોપર કોઇ બીજા સખસને વાસ્તે ત્રણ વર્ષ સુધીની કોઇ પણ મુદત સુધી કારીગર કામ કરનાર અથવા મજુર દાખલ કામ કરવાને જે સખસ લખેલા કાયદેસર કરારથી બંધાએલો હોય, અને તે કરારની શરત મુજબ તેને તે જગોપર તે બીજા સખસને ખરચે લઇ ગયા અથવા લઇ જવાના હોય, તે સખસ પોતાનો કરાર કાયમ છે તે દરમિયાનમાં, બુદ્ધિપુર્વક તે બીજા સખસની ચાકરી છોડી દે, અથવા કબુલ કરેલી ચાકરી વ્યાજબી અને યોગ્ય સબબ છતાં વ્યાજબી સબબ વગર તે ચાકરી કરવાની ના કેહે, તો તે સખસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા તે ખરચથી બમણી રકમ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; પણ જો તેના શેઠે તેની સાથે કાઇ માઠી વર્તણુંક કરી હોય અથવા પોતેજ તે કરારમુજબ 'અમલ કરવામાં ગફલત' કરી હોય, તો તે ચાકરને કાંઇ શિક્ષા કરવામાં આવશે નહી.**

## વિશેષ-સમજુતી.

ઉપલી કલમમાં ચાકરો પોતાના શેઠ સાથે કરાર તોડે તેમને શીક્ષા ફરમાવી છે ખ-રી, પરંતું તે શીક્ષાઓ અમલમાં આણુતાં "શેઠ અને વાણોતર" વચે કાયદો શું સબંધ રાખે છે તેનો વિચાર ન્યાયાધીશ પોતાના મનમાં રાખે છે; પણ વાંહાણના ચાકરોને પો-તાની ચાકરીનો કરાર તોડવા માટે હમેશ ફોજદારી શીક્ષાજ થાય છે. અને તેનો સબબ એટલો કે જો ભર રસ્તે તેઓ સંપ કરી પોતાનાં કામ અટકાવી મેહેલે અને તે માટે સરકાર તેમને સક્ત શીક્ષા ન આપે તો, તેથી માલ અને જાનની જે ખરાબીઓ થાય તેનો પાર લાગે નહી. ભર દરીએ કોઈ પણ ખલાશી કરાર તોડી આડો થઈ બેસે તો તેને જેટલી શીક્ષા કરાય તે થોડી છે, પણ જો વાંહાણ બારામાં નાંગર્યું હોય ને તેવામાં ખલાશીઓ આડા થયા તો તેની નુકશાની સેહેજ ભરી લેવાય, છતાં વાંહાણ ઉપડવાનું હોય ને ખલાશીઓ આડા થઈ ભાગી જાય, તો તેટલા માટે વાંહાણને સફરમાં અટકાવ થયો તે ભરદરીએ નુકશાની થઈ તેવી ગણાય છે.

---

# બાબ ૨૦ મો.

## લગ્ન સબંધી ગુન્હાઓ બાબત.

કાયદા મુજબ લગ્ન થયાનો કપટથી વિશ્વાસ બેસાડીને દંપતી બાવે રેહેવું.

**૪૯૩. પોતાની સાથે કાયદા મુજબ જે સ્ત્રી પરણી નથી તે સ્ત્રીને કપટથી તે પુરૂષ એવો વિસ્વાસ બેસાડે કે હું એ પુ-રૂષની સાથે કાયદા મુજબ પરણી છું, અને એવો વિશ્વાસ છતાં તે સ્ત્રી તેની સાથે તેની વહુ હોય એવી રીતે રેહે અથવા સં-ભોગ કરે, એમ તે પુરૂષ કરે તો, તેને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

## વિશેષ સમજુતી.

ઈંગ્લંડમાં એ બાઇડી કરવા માટેનો કાયદો એક તરફથી ઘણો સખત દીસે છે, તેમ બીજી તરફથી ઘણો છુટવાળો માલમ પડે છે. ઇંગ્લંડમાં એ લગ્ન વિશેનો કાયદો અને જુઠી પ્રતિજ્ઞાનો કાયદો એકસરખો ઉતરે છે. એ બંને બાબતોનો કાયદો કોઈ એવી ધોરણથી નથી બાંધ્યો કે લોકોને તે ગુન્હાથી અટકાવવાજ. એટલે એક પ્રતિજ્ઞા એવી હોય કે જેથી કોઈ નીરઅપ્રાધી બીચારો ફશી જાય અને બીજી જુઠી પ્રતિજ્ઞા કોઈ નીરઅપ્રાધીનો જીવ બચાવવાને કરી હોય, તો બંને જુઠી તો છેજ પણ તેના પરીણામ જુદા છે. તે બંને વચ્ચે કાયદાથી કાંઈ તફાવત થઈ શકતો નથી. લગ્ન તેમજ લગ્ન વિરૂદ્ધ ગુન્હો એક એવો હોય કે, જેથી અપરમપાર સંતાપ ઉપજે; અને બીજો એવો હોય કે જેથી કોઈને પણ સંતાપ ન ઉપજ્યો, તો તેઓ વચે પણ તફાવત થતો નથી, પણ હિંદુસ્તાનમાં લગ્ન વિરૂદ્ધ ગુન્હામાં કાયદાએ તેના પરીણામ પ્રમાણે તફાવત રાખ્યો છે.

૨. છીનાળા માટે શિક્ષા કરવાનો કાયદો કાહાડતાં બહુ મેહેનત પડી હતી, અને જુદા

જુદા ઈલાકામાં લોકની રીતભાત અને રૂચી માટે સવાલો કર્યા હતા તે સવાલોના જવાબમાં પાંચ છ જાણવા જોગ વિગતો જણાવી છે. તેમાં એક એ છે કે મ્હોટા વર્ગના ગામડીઓ છીનાળા માટે પોતાની બાયડી અથવા તેણીના યાર સામે કોર્ટમાં આવવા બહુ શરમાય છે, અને જેઓ એવા કજીયા લઈ કોર્ટમાં આવે છે તે ઘણુંકરીને હલકા વર્ગના ગામડીઓ હોય છે કે જેમની બાયડી ભાગી ગઈ હોય છે, અને તેઓ જે ફરીયાદ કરે છે તે પોતાની બાઈડી તરફથી પોતાને મ્હોટું દુઃખ લાગ્યું છે એવી રીતની નહી, પણ જાણે પોતાના ઘરનું એક આદમી ખોવાઈ ગયાથી પોતાની નુકશાની ગઈ હોય તેમજ;અને તેમની માગણી એજ હોય કે કાંતો બાઈડી પાછી અપાવવી ને કાંતો લગ્નનો ખર્ચ પાછો અપાવવો.

૩. એટલા ઉપરથી જારના કર્મોને માટે આપણા ન્યાયાધિશોએ વિગતવાર કાયદા કાહાડ્યા નથી. તેમના મનમાં એજ વિચાર ઠશી ગએલો હતો કે એવા ઉપર કાયદો કરવો ફોકટ છે. સબબ કે જે મ્હોટા વર્ગના છે તેઓ તો ફરીયાદ કરનાર નથી, અને ન્હાના વર્ગવાળાને બાઈડી તો બકરી અથવા ઢોર તુલ્ય મનાય છે. પણ જારકર્મ વિગરેનો અટકાવ એ નિતીશાસ્ત્રનો છે, અને નિતીશાસ્ત્ર શીખવવું એ કાયદાની સત્તા નથી. માટે જો જારકર્મને માટે એજ વ્યાજબી કેહેવાય કે કાંતો તેને સખ્તમાં સખ્ત શીક્ષા કરવી, ને કાંતો શીક્ષા કરવીજ નહી. પણ એ બાબતમાં કદાચ આપણા ગામડી રાજાઓની વલણ વધારે ડાહાપણવાળી કેહેવાય. ગામડી તરીકે આપણા લોકોને આ વાત વીસ્મિત લાગવી જોઈએ કે, જાર કરનારો પકડાય તો થોડા મહીના જેલમાં જઈ આવી છુટી જાય, ને ખોટા શીક્કા પાડનાર ૧૪ વર્ષ સડ્યાં કરે! જારકર્મથી કુટુંબોમાં જે સંતાપ પેદા થાય છે, હાની પોહોચે છે, એ બધાનો જો સમતોલ વિચાર કરીને જો શીક્ષા ઠરાવી હોય તો તે વ્યાજબી કેહેવાય, પણ એ સંતાપને ક્લેશ માપવા અથવા જોખવા કેમ જવાય, એટલાજ કારણથી અહીં અડચણ નડે છે.

વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કરવું.

**૪૯૪. જેનો વર અથવા જેની વહુ હયાત હોય તે જો પરણે, અને તે એવી રીતે કે વર અથવા વહુની હયાતીમાં થયાના સબબથી તે લગ્ન થએલું રદ ગણાય, તો તેને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**અપવાદ—જે સખસનો વર અથવા વહુ હયાત છે, પણ જેનું તેની સાથે થએલું લગ્ન કોઇ મુખ્તિયાર કોર્ટે રદ ઠરાવ્યું છે; તેને આ કલમ લાગુ પડતી નથી; અને જે સખસનું તે પાછળનું લગ્ન થતા પેહેલાં સાત વર્ષની મુદત સુધી નીરંતર તેનો વર અથવા વહુ બાહાર રહયો અથવા રહી હોય, અને તે દરમિયાનમાં તે સખસને તે વર અથવા વહુ હયાત છે એવી ખબર નહી મળી હોય, અને તે સખસ પોતાના આગલ્યા વર અથવા વહુની હયાતીમાં લગ્ન કરે, તેને પણ આ કલમ લાગુ પડતી નથી; પરંતુ જે એ સખસ પ્રમાણે પાછળનું લગ્ન કરે, તેણે જેની સાથે તે લગ્ન કરે તેને તે લગ્ન થતા પેહેલાં સર્વ બીના ખરેખરી પોતાના જાણ્યામાં હોય તેટલી જણાવવી જોઇએ.**

## વિશેષ સમજુતી.

આ કલમ હિંદુ યા મુસલમાન ધણીયોને લાગુ નથી,કેમકે તેમનામાં એક છતાં બી-

બી બાઈડી કરવાનો હક્ક છે; પરંતુ તે જાતની બઈરીઓને લાગુ છે, કેમકે તેમનાથી એક ધણી છતાં બીજો ધણી થઇ શકતો નથી, એટલે જેમને એકથી વધારે સ્ત્રી અથવા ધણી કરવાનો હક્ક નથી તેમનેજ આ કલમ લાગુ પડે છે.

૨. આ કલમ પ્રમાણે ગુન્હો થવાને મુખ્ય એ બીના જોઈએ.

૧. ફરીયાદી અને તોહમતદારનાં આગળ લગ્ન થઈ ગયાં છે.

૨. એવાં લગ્ન થયા છતાં તેણે બીજા સખસ સાથે લગ્ન કર્યું.

૩. બીજા લગ્ન વખતે આગલ્યું લગ્ન હજુ ચાલુ છે, એવું તોહમતદાર જાણતો હતો.

૩. તોહમતદારે પોતાના બચાવ માટે નીચેની હકીકત શાબેત કરવી જોઈએ.

૧ તોહમતદારનો ધણી અથવા મરદ હોય તો સ્ત્રી ૭ વર્ષથી જુદાં રેહેતાં હતાં, અને તે અરસામાં તેઓ જીવતાં તે એવું પરસ્પરના માનવામાં ન્હોતું, અથવા

૨. આગલ્યા ધણી ધણીયાણી વચે છુટા છેડા થઈ ગયા છે, અથવા

૩. આગલ્યું લગ્ન ખરૂં લગ્ન નથી, એવું કોઈ ઈનિસાફની કોર્ટે ઠરાવ્યું હતું.

૪. લગ્નની જાહેર નોટીસ છપાવે એ આ કલમ પ્રમાણે ગુન્હો બનવાની તઈયારી કેહેવાય, પણ કોશીસ ના કેહેવાય.

**ફેંસલા**—આ કલમમાં જે લગ્ન બીજીવારનું લખ્યું છે તેમાં નીકા લગ્ન આવી જાય છે. રાણી વિ. જદુ મુસલમાની વિગરે. ૬ વિ. રી. પ્ર. ૬૦.

તલપદા કોળીની ન્યાતના રીવાજ પ્રમાણે એક સ્ત્રીને પોતાના પ્રથમના ધણીને છોડી દેઈને બીજાની જોડે પેહેલા ધણીની હયાતીમાં અને તેની કબુલાત સિવાય નાતરૂં કરવાની રજા આપવી જોઈએ, એ રીવાજ ગેરવ્યાજબી છે એમ ઠરાવવામાં આવ્યું, કારણ કે તે હિંદુશાસ્ત્રના નિયમથી તદન ઊલટું છે; અને આવી જાતનાં લગ્નો "પ્રથમના ધણીની હયાતી"માં થવાથી ગેરકાયદેસર ગણાય છે; અને તેટલા માટે સ્ત્રીને આ કલમપ્રમાણે શીક્ષા થઈ શકે; અને જે મરદની સાથે લગ્ન કર્યું તેણે સ્ત્રીની સાથે બદકામ કર્યાથી અને તેને ખરી દાનતથી તે પોતાની સ્ત્રી છે એવું નહી માનેલું શાબીત થવાથી, તે કલમ ૪૯૭ મુજબ છીનાળાનો ગુન્હેગાર છે. રાણી વિ કરશન ગોજા તથા રાણી વિ. બાઈ રૂપા. ૨ મું. હા. કો. રી. પ્ર. ૧૧૭.

બેવાર લગ્ન, છીનાળુ, અને પરણેલી સ્ત્રીને ફોસલાવવું; એ ગુન્હાઓમાં લગ્ન બરોબર રીતે શાબીત કરવું જોઈએ. રાણી વિ. પીતાંબરસીંગ. ૫ ક. લા. રી. ૫૯, અને ઈ. લા. રી. ૫ ક. પ્ર ૫૬૬.

કોઈ હિંદુ વટલાઈને ખ્રીસ્તી થએલો તે ફરીથી હિંદુ થઈ કોઈ હિંદુ સ્ત્રી સાથે લગ્ન કરે તો, ખ્રિસ્તી હતો તે વખતે તેની પરણેલી સ્ત્રી જીવતી હતી એ કારણ બતાવી તેને બેવાર લગ્ન કરવાને માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહી. ૩ મ. હા. કો. રી. અ પ્ર. ૭

તોહમતદાર જે ન્યાતનો છે તે ન્યાતમાં આવાં લગ્નો ઘણાં થાય છે, અને તે કાયદા વિરૂદ્ધ ગણાતાં નથી એવું કેસના પુરાવા ઊપરથી શાબીત થયું હોય અને સ્ત્રી અથવા ધણીની હયાતીમાં ફરીથી લગ્ન કરવાને માટે આ કલમ મુજબ કોઈ માણસને ગુન્હેગાર ઠરાવ્યો હોય તો, તે બાહાલ રાખી શકાય નહી એમ ઠરાવવામાં આવ્યું. મુસામત ચામીઆ. ૭ ક. લા. રી. પ્ર. ૩૫૪.

લગ્ન રદ કરવાનો અથવા કોઇ સ્ત્રીને ફરીથી પરણવાની રજા આપવાનો ન્યાતનો અધિકાર કાયદાની કચેરીઓ મંજુર રાખશે નહીં. એક ધણીની હયાતીમાં ફરીથી પરણવાને માટે આ કલમ મુજબ રાખેલું તોહમત અથવા કલમ ૧૦૯ મુજબ તે ગુન્હાની મદદગારીના તોહમતના જવાબમાં ન્યાતે આપેલી પરવાનગીથી બીજીવારનું લગ્ન કાયદેસર હતું, એમ શુદ્ધબુદ્ધિથી ધારવું હતું, એવું તકરારમાં બતાવી શકાય નહી. રાણી વિ. શંભુ રાઘુ. ઈ. લા. રી. ૧ મું. પ્ર ૩૪૭.

કોઈ હિંદુ સ્ત્રીને વટલાવીને મુસલમાન કરી દેવાથી તેણીનું પોતાના ધણીની સાથેનું લગ્ન તેવા કૃત્યથી છુટી જતું નથી; તેટલા માટે તે ધણીની હયાતીમાં બીજી વાર કાયદેસર લગ્ન તે કરી શકતી નથી. તેણીએ કોઈ મુસલમાન સાથે નિક્કાની ક્રિયા કરવાથી આ કલમ મુજબ તે ગુન્હેગાર ગણાય છે. મુંબાઈ સરકાર વિ. ગંગા. ઈ. લા. રી. ૪ મું પ્ર.૩૩૦.

ખાનદેશમાં રેહેનારી આંજણા રજપુતાણી ગુજર ન્યાતના કોઈ માણસે પોતાની સ્ત્રીને ફારગતી આપી. પુરાવા ઉપરથી કોર્ટે એવું ઠરાવ્યું કે ફારગતી શાબીત થાય છે, અને બદચાલ જેવું પુરતું કારણ મળી આવે તો ધણી પોતાની સ્ત્રીને ફારગતી આ ન્યાતમાં આપી શકે છે. ચાલતા કેસમાં ફારગતી પુરતા કારણોને લીધે આપવામાં આવી છે એવું શાબીત નહી થવાથી બીજીવાર લગ્ન કરેલા પક્ષકારો આ કલમ મુજબ ગુન્હેગાર છે; અને તે લગ્ન વખતે ક્રિયા કરાવનાર ગોર પીનલકોડની કલમો ૧૦૯ અને આ કલમ મુજબ મદદગાર હતો. કાયદા વિરૂદ્ધ લગ્નમાં હાજર રહેલા માણસોની ફક્ત કબુલાત અથવા લગ્નની ક્રિયા કરવાને માટે ઘર આપ્યાથી આવી રીતના લગ્નમાં મદદગારી કર્યાનો ગુન્હો બનતો નથી. રાણી વિ. ઊમી. ઈ. લા. રી. ૬ મું. પ્ર. ૧૨૬.

પરણેલી કોઈ ન્હાની સ્ત્રીનો મુસલમાન વાલી તેણીના ધણીની હઈયાતીમાં બીજાની સાથે તેણીને લગ્ન ક્રિયા કરાવે છે, અને પોતે તે કૃત્યમાં કાંઈ પણ ભાગ નહી લેવાથી આ કલમ અને કલમ ૧૦૯ મુજબ ગુન્હેગાર ગણાતો નથી. રાણી વિ. અબદુલ કરીમ. ઈ. લા. રી. ૪ ક. પ્ર. ૧૦.

લગ્નના ઠરાવની જાહેરખબર છપાવવી તે લગ્નની તઈયારી માટે કરેલું કૃત્ય ગણાય છે, પણ તેથી લગ્ન કરવાનો યત્ન ગણાતો નથી. તે ઊપરથી કોઇ માણસે પોતાની સ્ત્રીની હયાતીમાં કોઈ સ્ત્રીની સાથે લગ્ન કરવાનો ઠરાવ કર્યો અને તે છપાવ્યો, તેથી તેણે પોતાની સ્ત્રીની હયાતીમાં ફરીથી પરણવાનો યત્ન કર્યો એવું ગણાતું નથી. રાણી વિ. પીટરસન. ઈ. લા. રી. ૧ અ. પ્ર. ૩૧૬.

अ. નામની સ્ત્રી ન્હાનપણથી રોમનકેથોલીક ધર્મમાં દાખલ થઈ હતી, પણ પાછળથી તેણીના બાકીના કુટુંબ સાથે તે હિંદુ ધર્મમાં ગઈ, અને હિંદુ સાથે લગ્ન કીધું હતું. તે પછી તે હિંદુ ધણીએ તેણીને કાહાડી મુકી અને કહ્યું કે તે રોમન કેથોલીક ધર્મની છે એવું પેહેલેથી તે જાણતો હોત તો કદી પણ લગ્ન કરત નહી. પછીથી अ. ને રોમન કેથોલીક ધર્મમાં દાખલ કરવામાં આવી હતી, અને તેણીએ પોતાના હિંદુ ધણીની હયાતીમાં ब. નામના કોઈ રોમન કેથોલીક ધર્મના ગોર જોડે લગ્ન કર્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણીએ ખ્રીસ્તી લગ્ન કર્યું તે વખતે તેણીનું પેહેલાંનું હિંદુ લગ્ન કાયમ અને કાયદેસર હતું. અને તેથી કરીને બે વાર લગ્ન કરવાને માટે તે ગુન્હેગાર હતી; અને ब. તે ગુન્હામાં મદદગારીને માટે ગુન્હેગાર હતો. લોપેઝ વિ. લોપેઝ. ઈ. લા. રી. ૧૨ ક. ૭૦૬ ના કેસ ઉપર ટીકા કરવામાં આવી. મીલાર્ડની બાબત. ઈ. લા. રી. ૧૦ મ. ૨૧૮.

તેજ ગુન્હો, પણ જે સખસની સાથે પાછળનું લગ્નથાય તેનાથી આગળનાલગ્નની વાત છુપાવીને કરેલો.

**૪૯૫. જેની સાથે પાછળનું લગ્ન કરવામાં આવે તેનાથી આગલ્યા લગ્નની વાત છુપાવીને જે સખસ ઉપલી કલમમાં લખેલો ગુન્હો કરે, તેને દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

કાયદા મુજબ લગ્ન થતાં દગલબાજીના ઈરાદાથી થવા દીધેલા લગ્ન વિધી.

**૪૯૬. જે માણસ બદદ્યાનતથી અથવા દગલબાજીના ઈરાદાથી પોતાનો લગ્નવિધી થવા દે, એવું જાણીને કે તેમ થવાથી કાયદા મુજબ ન્હારૂ લગ્ન થતું નથી, તો તેને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.**

**ફેંસલો**—ખોટી રીતે લગ્નની ક્રિયા કરવાને માટે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવા સારૂ બદદ્યાનત અથવા કપટ ભરેલો ઇરાદો શાબીત કરવાની જરૂર છે. લગ્ન ફક્ત કોઈ માણસે પોતાના ઘરમાં કરવા દીધું હોય તો, તેથી કાયદા વિરૂદ્ધ લગ્નની મદદગારીનો ગુન્હો બનતો નથી. રાણી વિ. કદમ વિગરે. વિ. રી. પ્ર. ૧૩ તા. ૧૨ સપ્ટંબર.

છીનાળું.

**૪૯૭. આ સખસ બીજા પુરૂષની સ્ત્રી છે, એવું જે જાણે છે અથવા એવું માનવાનું જેને કારણ છે, તે માણસ તે સખસની સાથે બીજા પુરૂષની રજામંદી સિવાય અથવા તે બીજા પુરૂષે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે, અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુન્હો ન થતો હોય, તો તે માણસે છીનાળાનો ગુન્હો કર્યો એમ સમજવું, અને તેને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, એવી બાબતમાં તે સ્ત્રીને મદદગારીની માફક શિક્ષા કરવામાં આવશે નહી.**

## વિશેષ સમજુતી.

આ કલમ છીનાળાને માટે છે. દરેક માણસે પોત પોતાની મિલકત ભોગવવી જોઈએ, એ ન્યાયનું એક મહાવાક્ય છે, એથી ઉલટા જેઓ બીજાની સ્ત્રી ભોગવે તેમને માટે આ કલમ છે. ઘણી વખતે ધણીએ આંખ આડા કાન કરયા એવી તકરાર લાવી તોહમતદાર તરફથી તોહમત ઊડાવી દેવાની તજવીજ કરવામાં આવે છે, ત્યારે આંખ આડા કાન કરવા કોને કેહે છે તે જાણવું અગત્યનું જાણી નીચે બતાવવામાં આવે છે.

૨. છીનાળ સ્ત્રીની ચાલ જાણવા માટે ધણીએ ગફલત કરી હોય, ધ્યાન થોડું આપ્યું હોય, તેની ચાલ ઉપર થોડો શક રાખી કોઈ ભેળી જાય, આવે, બેસે, ઉઠે, તે માટે થોડો વેહેમ રાખ્યો હોય, એટલા ઉપરથીજ ધણીએ આંખ આડા કાન કરયા એવું ગણાય નહી. ભલે છીનાળું કરે એવો તેના તરફનો ઈરાદો હોવો જોઈએ. ઈરાદાવાળાની સ્ત્રીની ચાલ માટે ફરીયાદ કરવાનો વખત મળ્યો હોય તેમ છતાં ફરીયાદ કરી ન હોય તો, પછી તેણે આંખ આડા કાન કરયા કેહેવાય, પણ એક વખત સ્ત્રીની ચાલ ખરાબ માલમ પ-

ડી હોય, ત્યારે એની ચાલ ફરીથી નહી ચલાવવા ધણી તેને કહે, તેમ છતાં બીજી વખતે તેવી ચાલ ચલાવે તો પૈહેલી વખતે આંખ આડા કાન કર્યા કેહેવાય નહીં.

૩. છીનાળાની ફરીયાદ સ્ત્રીના ધણી વગર કિંવા તે છીનાળું કરતી વખતે જેના હવાલામાં હોય તેના વગર બીજાથી થાય નહી. ક્રી. પ્રો. કોડ કલમ ૪૭૮.

૪. છીનાળાના કેસમાં સ્ત્રી તેના ધણી વિરૂદ્ધ પુરાવો આપી શકે. ફીલ્ડસાહેબના પુરાવાના કાયદાના પુસ્તકનું પ્ર. ૮૫

**ફેંસલા**—કોઈ માણુસને આ કલમ મુજબ છીનાળાને માટે ગુન્હેગાર ઠરાવ્યો હોય, અને સ્ત્રીને ફોસલાવીને લેઈ જવામાં આવી ના હોય તો, તેને પીનલકોડની કલમ ૪૯૮ મુજબ ગુન્હેગાર ઠરાવવો જોઈએ નહીં. રાણી વિ. પોચનચંગ. ૨ વિ. રી. પ્ર. ૪૫.

છીનાળાના ગુન્હાના કામમાં જેની સાથે છીનાળું કર્યું છે તે સ્ત્રી પરણેલી હતી, એ બાબત ખરેખરી રીતે શાબીત કરવાની જરૂર છે, અને તોહમત સ્ત્રીના ધણીએ મુકવું જોઈએ. રાણી વિ. જી. આર. સ્મીથ. ૮ વિ. રી. પ્ર. ૩૧.

પોતાની સ્ત્રીને છીનાળું કરતાં કોઈ સખસે જોઈ હોય, અને તેથી ધુસ્સામાં આવી તે સ્ત્રીને તેણે મારી નાંખી હોય, તેને માટે જન્મ દેશનીકાલની શીક્ષા થઈ હોય, તોપણુ છીનાળું કરનાર ઉપર તે આ કલમ પ્રમાણે કામ ચલાવી શકે. ગુન્હેગાર માણુસ ફોજદારી મુકરદમો ચલાવી શકે નહી એવો કાંઈ નિયમ નથી. છીનાળાના કેસમાં સંગ કરેલો શાબીત કરવો જોઈએ, અને જેવા સંગની બળાત્કાર સંભોગના કામમા જરૂર છે તેવાજ સંગની છીનાળાના કેસમાં જરૂર છે. સ્ત્રી પરણેલી છે એવું છીનાળું કરનાર માણુસ જાણતો હોય તો, છીનાળાના કૃત્યનો સ્પષ્ટ પુરાવો અથવા તે કોની સ્ત્રી હતી તે જાણવાની કાંઈ જરૂર નથી. રાણી વિ. માધવચંદ્ર ગીરી મહંત. ૨૧ વિ. રી. પ્ર ૧૩.

છીનાળાનો ગુન્હેગાર ઠરેલો કોઈ માણુસ પોતાના જવાબમાં એમ બતાવે કે જે સ્ત્રીની જોડે છીનાળું કર્યું કેહેવાય છે તે સ્ત્રીએ નાત્યના રીવાજ પ્રમાણે તેની સાથે નાતરૂં કરેલું છે, તો નાતરૂં કરતી વખતે તે સ્ત્રી બીજા માણુસની બાયડી હતી એવું તોહમતદારનું પ્રમાણીક રીતે માનવું હતું કે નહી, એ સ્વાલનું કોર્ટે નિરાકરણુ કરવાનું છે. રાણી વિ. મનોહર રાયજી. ૫ મું. હા. કો. રી. પ્ર ૧૭.

જે સ્ત્રીની સાથે છીનાળું કરવામાં આવ્યું છે તે સ્ત્રીનો ધણી કામ ચલાવવાને નાખુશી હોવાથી આસીસ્ટંટ સેશનજડજે તોહમતદારને છોડી મુકવાનો હુકમ કર્યો. તે બાબતમાં હાઈકોર્ટે દરમિયાન થવાની ના પાડી. રાણી વિ. રામલો જેરીઓ ૫ મું. હા. રી. પ્ર. ૨૭.

આ કલમ મુજબ કોઈ છીનાળાના કેસમાં ધણીનું મોત થવાથી ફરીયાદનો અંત આવતો નથી. ફરીયાદ ફક્ત ધણીએ કરવી જોઈએ એટલીજ કાયદા પ્રમાણે જરૂર છે. ૪ મ. હા. કો. રી. અપે. પ્ર. ૫૫.

માત માજીસ્ત્રેટની કબુલાતથી છીનાળાના કેસની ફરીયાદ પાછી ખેંચી શકાય નહી. રાણી વિ. ગંભીઅર. ૨ ના. વે. પ્રા. પ્ર. ૨૩૪.

બાહાર પ્રગણાની કોયરીઝ અને બીજી નીચ ન્યાતોમાં સગાઈના ચાલતા રીવાજ મુજબ પરણેલી વિધવા સ્ત્રીઓ તેઓના ધણીની કાયદા પ્રમાણે સ્ત્રીઓ ગણાય છે, અને તેમની જોડે છીનાળું કરનાર માણુસોને સજા કરવી વ્યાજબી ગણાય છે. રાણી વિ. બીસુરામ કોયરી. ૩ ક. લા. રી. પ્ર. ૪૧૦.

**ન. એ હ** ઉપર પોતાની સ્ત્રી જોડે છીનાળું કીધાની ફરીયાદ કરેલી, તે કામમાં **હ.** ઉપર સેશનજડજે તોહમત શાબીત ઠરાવી શીક્ષા કીધી. શીક્ષા થયા પછી **ન.** અને તેની સ્ત્રી વચે સલાહ થઈ, તેથી **હ.** ની અપીલ હાયકોર્ટમાં ચાલતી વખતે **ન.** એ રાજીનામું આપવાની પરવાનગી માગી. તેમાં ઠરાવ્યું કે આ વખતે તોહમત પાછું ખેંચી લેવાની પરવાનગી આપી શકાય નહી. રાણી વિ. થોમ્પસન ઈ. લા. રી ૨ અ. પ્ર. ૩૩૯.

છીનાળાની ફરીયાદ કર્યા પછી ધણી મરી જાય તો, ઘણુંકરીને તે ફરીયાદનું કામ બંધ પડતું નથી. કો. ઈ. ડા. પ્ર. ૩૪૧.

જે સખસે પોતાની સ્ત્રી સાથે બીજા કોઈએ છીનાળું કર્યાની ફરીયાદ કરી હોય, તેના ઉપર દિવાનીમાંનુકશાની લેવાની પણ ફરીયાદ થઈ શકે છે તા. ૨૦ જાનેવારી સન ૧૮૮૦.

છીનાળું કરવાના ઈરાદાથી ઘર પ્રવેશ કરવાને વાસ્તે કોઇ પણ સખસને ગુન્હેગાર ઠરાવી શકાય, અને વળી જો ધણીની રજામંદી અગર અખાડા હોય નહી, તો તેવી ફરીયાદ ધણી શિવાય બીજા કોઈ સખસે કરી હોય તોપણ ગુન્હેગાર ઠરાવી શકાય. ૩ મ. જ્યુ. પ્ર. ૨૮૫.

સાપ્રાધ ઈરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી, લઈ જવી, અથવા રોકી રાખવી.

**૪૯૮. જે સ્ત્રી કોઇ બીજા પુરૂષની સ્ત્રી છે, અને તેની સ્ત્રી છે એવું જે માણસ જાણે છે અથવા એવું માનવાનું જેને કારણ છે તે, અગર તે સ્ત્રીને તે પુરૂષ પાસેથી અથવા તે પુરૂષની વતી જે સખસના હવાલામાં તે સ્ત્રી હોય તે સખસ પાસેથી લઇ જાય, અથવા ફોસલાવીને લઇ જાય, એવા ઇરાદાથી કે તે સ્ત્રી કોઇ સખસની સાથે જારકર્મ કરે, અથવા એવી કોઇ સ્ત્રીને તે ઇરાદાથી સંતાડી અથવા રોકી રાખે, તો તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

પરાયા સખસો બીજાનીસ્ત્રીને આડાવ્યહવાર માટે ભગવી લઈ જાય,તે માટે આ કલમ છે.

૨. કોઈ સખસની સ્ત્રી બીજાની સાથે આપખુશીથી જતી હોય, અને તે સ્ત્રીના કેહેવાથી તે સખસ તેની સાથે જતો હોય, તોપણ આ કલમ પ્રમાણે લેઈ જવાનો ગુન્હેગાર થાય છે.

૩. આ કલમ પ્રમાણેના ગુન્હાનું તોહમત તે સ્ત્રીના ધણીથીજ લાવી શકાય, અગર તે ધણીએ જેની સંભાળમાં તે સ્ત્રીને સોંપી હોય તેવા સખસથી લાવી શકાય.

**ફેંસલા.**—કોઈ વીસ વર્ષની પ્રખ્ત ઉમરની પરણેલી સ્ત્રીને તેણીના ધણીનું ઘર છોડવાની ઉશ્કેરણી આપવા બાબત કોઈ કુટણીને ગુન્હેગાર ઠરાવી હતી. પુરાવા ઉપરથી એમ જણાયું કે તે સ્ત્રીએ પોતાની ખુશીથી ધણીનું ઘર છોડયું હતું, ને કીસબણનો ધંધો કરવાનો વિચાર હતો. તેમાં કોર્ટે આ કલમ પ્રમાણે કુટણીને ગુન્હેગાર ઠરાવી, કેમકે જો તે કુટણી તેણીને મળી ના હોત તો તે સ્ત્રી પોતાની ધારણામાં પાર પડી શકત નહી. રાણી વિ. શ્રી મોતી પુડી વિગરે. ૧ વિ. રી. પ્ર. ૪૫.

બદકામ કરવાના ઈરાદાથી કોઈ સ્ત્રીને ધણીની થોડા વખતની ગેરહાજરીમાં તેણીના ધણીના ઘરમાંથી અથવા તેણીને રેહેવાને માટે ભાડે રાખેલા ઘરમાંથી ફોસલાવી અથવા લાલચ આપી કાઢી જવી, તે કાઢી જનાર માણસ જે માણસના ઘરમાંથી તેને કાઢી છે તે માણસની તે સ્ત્રી છે એવું તે જાણતો હોય તો, તે આ કલમ મુજબ સજા કરવા લાયક ગુન્હો ગણાય છે. મતીખાન વિ. મંગલુખાન શામા. ૫ વિ. રી. પ્ર. ૫૦.

પરણેલી સ્ત્રીને કાઢી જવાને માટે આ કલમ મુજબ રાખેલા તોહમતમાં સ્ત્રી પુરૂષ ભેગાં રેહે છે એ બાબત ઉપરથી, અને તે તેની પરણેલી ઓરત છે એવી તેઓની જુબાની ઉપરથી લગ્ન થએલું છે એવું અનુમાન કરવું જોઈએ, રાણી વિ. વઝીરાહ વિગેરે. ૮ બેં. લા. રી. અપે. ૬૩ અને ૧૭ વી. રી. પ્ર. ૫.

કેદી કોઈ પરણેલી સ્ત્રીને તેણીના ધણીના કબજામાંથી અથવા ધણીના તરફથી જે માણસ સંભાળ રાખતો હતો તેના કબજામાંથી કોઈ માણસની સાથે બદકામ કરવાના વિચારથી લેઈ ગયો છે, અથવા તેણે ફોસલાવી છે અથવા એવા વિચારથી તેણીને સંતાડી રાખી અટકાવી છે, એવો આ કલમમાં લખેલા શબ્દો પ્રમાણે બરોબર રીતે ઠરાવ લખવામાં આવ્યો હોય, અને જો કે ઘણા ગુન્હાઓમાંનો કયો ગુન્હો બંન્યો છે એ વિષે શક પડતી બાબત હોય, અને તે વેહેમ દુર કરી આ કલમના કયા ભાગ મુજબ કેદી ગુન્હેગાર છે એનો નિર્ણય થઈ શકતો હોય તો, તે ઠરાવ ખરેખરી રીતે કાયદા વિરૂદ્ધ નથી, તોપણ તેનો ઉપયોગ કરવો જોઈએ નહી. રાણી વિ. મથુરાંનાથ રાય. ૨૨ વિ. રી પ્ર. ૭૨.

ધણી ભાડે લીધેલા ઘરમાં પોતાની સ્ત્રીને રાખી બાહાર ગામ ગયો હોય, તે ઘેરથી તે સ્ત્રીને ભગવી લેઈ જવી એ આ કલમ પ્રમાણે ગુન્હો છે. એવી સ્ત્રી સાથે તેના સાસરાનો જે સખસ જાય તે મદદગાર ગણાય. મ હા. રી. સન ૧૮૬૪.

अ. એ म. ની સ્ત્રી હતી એવું કેદી જાણતો હતો, તેણીને બદકામ કરવાના ઈરાદાથી તે લેઈ ગયો એવું તેના ઉપર આ કલમ મુજબ તોહમત રાખવામાં આવેલું, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે જો કે સ્ત્રીએ લેઈ જવાની આજીજી કરી હતી, અને તે ખુશીથી ગઈ હતી અને કેટલાક વખત સુધી કેદીએ તેણીની અરજ નામંજુર કરી હતી, તોપણ તે આ કલમના અર્થ મુજબ કાઢી જવું ગણાય છે રાણી વિ. કુમરાસ્વામી. ૨ મ. હા. રી. પ્ર. ૩૩૧.

આ કલમ મુજબ રાખેલા તોહમતમાં તે કલમમાં લખેલા "સંતાડવું અથવા અટકાવવું" એ શબ્દો કોઈ સ્ત્રીને તેણીના ધણીથી સંતાડી લલચાવવી અથવા ફોસલાવવી, એની સાથે સબંધ રાખે છે એમ ધારવું જોઈએ. બદકામ કરવાના ઈરાદાથી કોઈ ધણીનો તેની સ્ત્રીના ઉપરથી દાબ લેવરાવી લેવો તે ગુન્હાનો મુદ્દો છે, અને આવી રીતે છીનાવી લેઈ અટકાવવાનો વખત ફક્ત મોહની અને લાલચ બતાવવાથી આવે છે. સુંદરદાસ ટેવનની બાબતમાં. ૪ મુ. હા. કો. રી પ્ર. ૨૦.

જે સ્ત્રીને વિષે તોહમત રાખવામાં આવ્યું છે તે સ્ત્રી અને ફરીયાદી, સ્ત્રી પુરૂષ તરીકે એકઠાં રેહેતાં એવું આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે શાબીત કરવાની જરૂર નથી. કાયદેસર લગ્ન થયું છે એ બાબત પુરાવાના આકટની કલમ ૬૦ મુજબ શાબીત કરવાની જરૂર છે. પીતાંબર સીંધની બાબત જુઓ. (૫ ક. લા. રી. ૫૮૭, ઈ. લા. રી. ૫ ક. ૫૬૬), રાણી. વિ. અરસાદઅલી. ૧૩ ક. લા. રી. ૧૨૫.

જ્યાં સુધી સ્ત્રીને ફોસલાવવાનું શાબીત થયું નથી, ત્યાં સુધી આ કલમના છેલ્લા ભાગ મુજબ ફોસલાવી સ્ત્રીને રોકી રાખવાને માટે ગુન્હેગાર થઈ શકે નહી. રાણી વિ. ટીકાસીંધ. ઈ. લા. રી. ૩ અ પ્ર. ૨૫૧.

રીવાજ જે સારી રીતે સ્થાપન થએલો શાબીત થાય તો, સાધારણ વિખ્યાતીની બાબત ગણાયે એનો સ્પષ્ટ રીતે પુરાવો મળ્યા સિવાય અલયાસનટન રીવાજ પ્રમાણે સ્ત્રી

પુરૂષનું ભેગુ રેહેવું તે એવી રીતનું લગ્ન ગણાતું નથી, કે જેથી કરીને આ કલમમાં બતાવેલા ઇરાદાથી કોઈ માણસ કોઇ સ્ત્રીને ફોસલાવી લેઈ જાય તો, તેને આ કલમ મુજબ સજા થઈ શકે. રાણી વિ. કોરગા. ઇં. લા. રી. ૬ મ. પ્ર. ૩૭૪.

લ. અને મ. ને ફરીયાદીની સ્ત્રી ફોસલાવીને લેઈ જવાને માટે ગુન્હેગાર ઠરાવેલા, તે આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે લગ્ન સબંધી ખરેખરી શાબીતીની જરૂર છે એવું અપીલમાં કારણ બતાવી રદ કરવામાં આવ્યું હતું; કારણ કે ફરીયાદી સ્ત્રી અને તેણીની માએ લગ્ન સબંધી બાબત વિષે સોગન ઉપર જુબાનીઓ આપી હતી, તે ખરૂં જોતાં લગ્ન થયું હતું કે નહી, અને થયું હતું તો તે કાયદેસર હતું કે નહી એ વિષેનો કોર્ટને મત બાંધવાને માટે જોઈએ તેવો પુરાવો ન્હોતો. કાયદેસર લગ્ન હતું કે નહી એ બાબત વિષે તોહમતદારોએ ઉલટ સુલટ તપાસ કરી ન્હોતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે લગ્ન જોઈએ તેવી રીતે શાબીત થયું હતું. રાણી વિ. સુબ્રાયન. ઈં. લા. રી. ૯ મ. પ્ર. ૯.

ફરીયાદીની સ્ત્રી તેના પાસેથી નાશી ગઈ ને તે તોહમતદારના ઘરમાં માલુમ પડી. ફરીયાદીએ પોતાની સ્ત્રીને પાછી માગી, પણ તે ફરીયાદીની સ્ત્રી છે એ જાણ્યા છતાં તેને અટકાવી રાખી; તેથી માજીસ્ટ્રેટે તેને ગુન્હેગાર ઠરાવ્યો હતો. ફરીયાદીની સ્ત્રી છે એમ માલુમ પડ્યા પછી પણ તેને અટકાવી રાખે તો, તે આ કલમ મુજબ ગુન્હેગાર થયો એમ કેહેવાય, તેથી કરીને તોહમતદારને અમારા ધારવા પ્રમાણે ખરી રીતે ગુન્હેગાર ઠરાવવામાં આવેલો છે. મહારાણી. વિ. નીઆદર. ઈં. લા. રી. ૧૦ અ. પ્ર. ૫૮૦.

---

# બાબ ૨૧ મો.

## આબરૂ લેવા બાબત.

---

આબરૂલેવી. **૪૯૯. જે માણસ બોલેલા અથવા વાંચવાને ઇરાદો રાખેલા શબ્દોથી અથવા કાંઇ ચિન્હો કે આકારોથી કોઇ સખસની બાબત કાંઈ આરોપ મુકે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે તે આરોપથી તે સખસની આબરૂને હાનિ પોંહોચાડવી, અથવા હાનિ પોંહોચશે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં, તો તેણે તે સખસની આબરૂ લીધી એમ સમજવું, પણ નીચેના અપવાદો મધ્યેની બાબતોમાં એમ સમજવું નહી.**

**ખુલાસો ૧ લો—કોઇ મુએલા સખસની ઉપર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી થઇ શકે. જો તે આરોપ એવો હોય કે તેથી તે સખસ જીવતો હોય, તો તેની આબરૂને હાનિ પોંહોચે તથા એવા ઇરાદાથી તે આરોપ મુકયો હોય કે તેથી તે સખસના કુટુંબને અથવા પાસેના બીજા સગાઓને માઠું લાગે.**

**ખુલાસો ૨ જો—કોઈ કંપની અથવા મંડળી અથવા મનુષ્ય સમુદાય વિશે કાંઈ આરોપ મુકવો, એ આબરૂ લેવી થઈ શકે.**

ખુલાસો ૩ જો—વઇકલ્પીક રીતે, અથવા વ્યાજોક્તિની રીતે મુકેલો આરોપ, આબરૂ લેવી થઈ શકે.

ખુલાસો ૪ થો—જે આરોપ પોતેજ અથવા દ્વારાંતરે બીજાઓની નજરમાં જે સખસની નિતી અથવા બુદ્ધિ વિશે હલકો વિચાર ઉત્પન્ન ન કરે અથવા જે સખસનું પોતાની જાતી અથવા ધંધા સબંધી માન ઓછું ન કરે, અથવા જે સખસની શાખ ઓછી ન કરે, અથવા જે સખસનું શરીર કંટાળો ઉપજાવે એવી હાલતમાં, અથવા જે હાલત ઘણા માણસોના વિચાર પ્રમાણે શરમ ભરેલી ગણાય છે તેવી હાલતમાં છે એવું માનવાનું કારણ ન થઈ પડે, તે આરોપથી તે સખસની આબરૂને હાની પોંહોચી એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

(अ.) "ज. ભલો માણસ છે, તેણે કદી ब. નું ઘડીયાળ ચોર્યું નથી," એ પ્રમાણે अ. બોલે, એવા ઇરાદાથી કે ज. એ ब. નું ઘડીયાળ ચોર્યું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે, પણ જો એકાદા અપવાદમાં એ દાખલ થાય તો નહી.

(ब.) ब. નું ઘડીયાળ કોણે ચોર્યું ? એવો સવાલ अ. ને પુછતાં अ. ज. ની તરફ આંગળી કરે, એવા ઇરાદાથી કે ब. નું ઘડીયાળ ज. એ ચોર્યું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે; પણ જો એકાદા અપવાદમાં દાખલ થાય તો નહી.

(क.) ब. નું ઘડીયાળ લઇને ज. નાશી જતો હોય એવું अ. એક ચીત્ર પાડે, એવા ઇરાદાથી કે ब નું ઘડીયાળ ज. એ ચોર્યું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે, પણ જો એકાદા અપવાદમાં એ દાખલ થાય તો નહી.

## વિશેષ સમજુતી.

લાઈબલ ત્રણ પ્રકારનાં હોય—૧ લું જેથી રાજ્યમાં ફીસાદ ઉઠે, ૨ જું રાજ્યને ઉતારી પાડે, ને ૩ જું ખાનગી લોકોની આબરૂને નુકશાન કરનારૂં.

૨. આ બાબમાં છેલ્લા બે પ્રકાર લીધા છે. ૧ લા પ્રકારને લગતો અમુક ભાગ અગાઉ ગયો છે. ને જે ૧૮૭૦ નો ૨૭ મો કાયદો (આ કાયદાનો સુધારો) બાહાર પાડયો છે, તેની નેમ પેહેલા પ્રકારનો ખુલાસો કરવા સારૂ છે, ને તે વળી કાંઈ બીજા પ્રકાર સાથે પણ સબંધ રાખે છે.

૩. જે શબ્દો અથવા લખાણથી બલવો ઉઠે તે પેહેલા પ્રકારનું લાઈબલ. જેમકે ૧૮૫૭ ના બલવામાં ગાયના ચામડાનો કારતુસ બનાવવાની ગપ ચાલી હતી, તે બલવો ઉઠયાનું કારણ હતું. એ લાયબલને રાજ્ય વિરૂદ્ધ ગુન્હો કેહે છે.

૪. બીજા પ્રકારની બરાબર વ્યાખ્યા કે હદ આપવી મુશ્કેલ છે, સબબ ઇંગ્રેજી કાયદા પ્રમાણે સરકારી કામ સબંધી ચરચા કરવાની સર્વને છુટ છે એ છુટ કેટલી હદ સુધી વાપરવાની અને કેટલી હદ મુક્યા પછી ગુન્હાનું કામ કેહેવાય તે બતાવવાનું ઘણું મુશ્કેલ પડે છે.

૫. સરકારના કામ સર્વે રીતે કાંઈ શુદ્ધ હોતાં નથી. તે કામોની ચુકો શુ ભાવથી

દેખાડી તો તે કાંઈ લાઈબલ થતું નથી. સરકારના કાયદાની ટીકા કરતી વેળા તેઓના આદમીઓને ઉતારી પાડવાં તે ગુન્હો ગણાય.

૬. અમુક કારભારી પોતાના હોદ્દાના કામમાં સરકારને નુકશાન કરે છે, રૈયતને ગેરફાયદો કરે છે, તેના કામથી જુલમ થાય છે, એ બોલવું લાઈબલ નથી, પણ તે જાતે લુચ્ચો છે, બદઘાનતથી કરે છે, એમ ટીકા કરવી તે તેના ખાનગી પંડ ઉપર ટીકા થાય છે, ને તેવી ટીકા આ પ્રકારના લાઈબલમાં આવી શકે.

૭. ત્રીજા પ્રકારમાં કોઈની આબરૂને હાની કરવા બાબતની બીના છે. હવે એ બાબતમાં ઈંગ્રેજી અને હિંદુસ્થાની કાયદામાં કેટલોક ફેર રહેલો છે હિંદુસ્થાની કાયદો જેવો વધારે સખત છે તેમજ તે વધારે સારો છે.

૮. ઈંગ્રેજી ધારા પ્રમાણે જ્યાં સુધી શબ્દો લખાયા નથી, લખાઈ બીજા પાસે ગયા નથી, ને તે બીજા પાસે જઈને લોકોમાં ફેલાયા નથી અથવા તેથી માણસને હાની પોંહોચી નથી, ત્યાં સુધી તે લાયબલમાં ગણાતા નથી. એટલે બોલેલા બોલોમાં લાયબલ ગણાય નહી. હિંદુસ્થાનમાં તો બોલીને કે લખીને કોઈપર આરોપ મુકયો કે તેની આબરૂ લીધી સમજાય છે; એટલે તે કાયદો ઘણો સખ્ત છે.

૯. ઈંગ્લાંડના કાયદા કરતાં ઈંડિયાનો વધારે સખ્ત છે, તે એમ કે કેટલીક વખત જો કે બોલેલા શબ્દો તેના થોડા વખત ટકવાથી, તેની થોડી અસરથી, ને તરત બોલેલાની આખરી આવવાથી વધારે અસર કરી શકતા નથી, માટે ઈંગ્લાંડમાં તે ઉપર ઘણી સખ્તી કરી નથી. પણ હિંદુસ્થાનના ધારામાં એવી નેમ રાખી સખ્તી કરી છે, કે વખતે બોલેલા બોલજ મ્હોટું નુકશાન કરે છે; જેમકે સ્ત્રી વિશેની ધણી પાસ ચુગલી આવી, અમુક વાત જે બોલતાંજ ફેલાઈ જાય તેવી વાત બોલવી, આવી નુકશાનીઓનો તે અટકાવ કરે છે, તથાપી તે વળી નુકશાનકારક એટલા સારૂ કે હિંદુસ્થાનના અર્ધા સુધરેલા લોકો સેહેજમાં ગાળવાળા શબ્દોથીજ વાત કરે છે, ને જ્યાં એવો ચાલ છે ત્યાં તે કાયદો ઘણો દુઃખદાયક ગણાય છે.

લોક કલ્યાણાર્થેજેસાચોઆરોપ મુકવોઅથવા પ્રગટ કરવોજરૂરહોયતે

**પેહેલો અપવાદ—જે કાંઈ સાચી વાતનો આરોપ કોઈ સખસની ઉપર મુકવો અથવા પ્રગટ કરવો લોક કલ્યાણાર્થે જરૂર હોય, તે આરોપ મુકવો અથવા પ્રગટ કરવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહી, તેમ કરવું લોક કલ્યાણાર્થે જરૂર છે કે નહી એ હકીકતની બાબત છે.**

## વિશેષ સમજુતી.

કોઈ સખસ અમેરીકામાં કોઈ લોકોનું નાણું ખાઈ જઈ મુંબઈ આવી પેહેડી કાઢવા માગતો હોય, ઈંગ્લાંડમાં નાલાયક ચાલ ચલાવતાં ત્યાંથી ભાગી આંહી આવી લોકોને બોધ કરવા નિશાળ કરવા માગતો હોય. કોઈ વેહેપારીઓ ગરીબ ખેડુતને એવું સમજાવે કે બીજે શેહેર ચાલો તમને વધુ લાભ થશે, એમ સમજાવી તેઓને બાહાર જઈ ગુલામ તરીકે વેચે; તે ફરી તેવું કરતો હોય. એક માણસ કોઈની બૈરી કાહાડી લાવ્યો હોય ને તેને બદ્ધિ સોસાઈટીમાં પોતાની પરણેતર તરીકે દાખલ કરે એવાઓ વિશે, જો તેની વાત જાહેર કરવી તે લોક કલ્યાણાર્થે કરી કેહેવાય.

સરકારી નો

**બીજો અપવાદ—પોતાનો સરકારી અમલ ચલાવવા સબં-**

કરોની સરકારી અમલ સબંધીની ચાલ. **બીની કોઈ સરકારી નોકરની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત, શુદ્ધબુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો, એ બાબરૂ લેવી છે એમ સમજવું નહી.**

## વિશેષ સમજુતી.

એ વિશે આગળ જણાવ્યું છે કે સરકારી નોકરીના કામ ઉપર ટીકા કરવી તેમાં સરકારને ખરાબ લાગવા બદલે ફાયદા છે, સબબ તેથી બહુ કરી કહીએ તો તેઓની ખોડ માલ માલુમ પડે છે. માટે સરકારી નોકરીના કામ ઉપર ટીકા કરવી તે કાંઈ તેના પોતા ઉપર નથી, પણ સરકાર ઉપર છે. પણ અમુક કામ ઉપરથી અમુક અમલદારને હલકો પાડવો એ બ્યાજબી નથી, પણ સરકારી નોકર કોને કેહેવાય તે આગળ જણાવ્યું છે.

૨. સરકારી કામો ઉપર ટીકા કરવાની ફરજ પડે છે, તે કામમાં હમેશાં અમુક અમલદારો હોય છે એમજ કાંઈ નથી. ઘણીવાર અમુક કામમાં થોડીવાર બીજા અમલદારોની પણ સાહાતા લેવી પડે છે, ને તે અમલદારોને પોતાને એ વધારે કામ કરતી વેળાએ એ કામના સબંધમાં સરકારી અમલદાર તરીકે સમજવો, ને તે પણ બીજા અપવાદ પ્રમાણે થવું જોઈએ.

કાંઈ સાર્વજનીક વિષયસબંધી કોઈપણ સખસનીચાલ. **ત્રીજો અપવાદ—કાંઈ સાર્વજનિક વિષય સબંધી કોઈ પણ સખસની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત, શુદ્ધબુદ્ધિથી કાંઈ પણ અભિપ્રાય આપવો, એ આબરૂ લેવી એમ સમજવું નહી.**

દ્રષ્ટાંત.

**કાંઈ સાર્વજનીક વિષય સબંધી સરકારને અરજી કરવામાં, અથવા કાંઈ સાર્વજનીક વિષય સબંધી એક મંડળી મેળવવાની દરખાસ્ત ઉપર સહી કરવામાં અથવા તે મંડળીમાં જવા અથવા તે મંડળીના પ્રમુખ થવામાં, અથવા લોકનો આશ્રય માગનારી કોઈ સભા ઉભી કરવામાં અથવા તેમાં સામીલ થવામાં, અથવા જે જગાનું કામ સારી રીતે ચલાવવામાં લોકને ફાયદો હોય એવી કોઇ જગાને માટે કોઇ ઉમેદવારની તરફ સંમત માગવા અથવા આપવામાં, ન. ની ચાલ સબંધી શુદ્ધબુદ્ધિથી અ. ગમે તે અભિપ્રાય આપે, તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહી.**

## વિશેષ સમજુતી.

નાસના કામમાં કોઈ પટેલ કે નાલગોર ઉપર કાંઈ પણ દુષ્ટભાવ વગર ટીકા કરવી તે લાઈબલ ન કેહેવાય. પણ એ ટીકા એટલે સુધી થાય કે જે સઘળી સામાન્ય લાભ માટે જ હોય, પણ તે વગરની બીજી લાઇબલમાં ગણાય. જો કે તેને માટે ધારો કે શીક્ષા કરી શકે નહી એ શક ભર્યું હોય, તોપણ જેમકે એક માણસે રાંડ રાખી, કોઈ ભાંગ વધુ પીએ છે કિંવા વધારે કંજુશવેડા કરે છે, અથવા તેના ઘણા વખત પેહેલાં કુકર્મનાં કામો આઈ જવાંજ, તેથી સાર્વજનીક લાભનો સંભવ છેજ નહી; છતાં સાંભળનારને દુઃખ લાગે તે માટે કાયદામાં કદી સજા ન હોય, તોપણ બોલનારને માટે તો તે ધીકારજ ઉત્પન્ન કરે છે.

ઇનસાફનીકો **ચોથો અપવાદ—કોઇ ઇનસાફની કોર્ટમાંના મુકદમાનો**

ટેમાંના મુકદ્દમાઓની હકીકત છાપવી.

અથવા તેવા કોઈ મુકદ્દમાના નિવેડાનો મતલબ બરાબર હોય એવો ખરેખરો હેવાલ જાહેર કરવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

ખુલાસો—કોઇ ઇનસાફની કોર્ટમાં ચોકશી થતા પેહેલાં ખુલ્લી કોર્ટમાં કોઇ સુલેહનો અમલદાર અથવા બીજો અમલદાર કાંઇ તજવીજ કરતો હોય, તે ઉપલી કલમના અર્થ પ્રમાણેની કોર્ટ છે એમ સમજવું.

## વિશેષ સમજુતી.

ઈંગ્રેજી કાયદાનું ધોરણ દરેક વાત ઉપર છુટથી તકરાર કરવી ને તે જાહેર રીતે થવી જોઈએ, એમ હોવાથી કોર્ટનાં કામો, ત્યાંના વાદી પ્રતીવાદી, મુખત્યાર, શાક્ષી વિગરેની વિગતો બાહેર જાહેર પડે તો, તેથી જેને ખરાબ લાગતું હોય તેને નુકશાન કર્યું ન ગણાય, કારણ કોર્ટ જાહેર મકાન છે.

૨. જેમકે अ. એ ખોટી શાક્ષી આપી અથવા એક મુકદમો ચાલતાં अ. નો પુરાવો લુલો જુઠો, અથવા વગર આધારે છે એમ નીકાલ થયો. ને તે જાહેર પડે તો, તે લોકમાં જાહેર ન પાડવો અથવા છાપી ન કાહાડવો એવી જો બંધણી હોય તો, ધારામાં કોર્ટને જાહેર મકાન કહ્યું છે તે ફોકટ કેહેવાય. માટે કોર્ટમાં જે કાંઈ બને તે જાહેરમાં લાવવા હરકત નથી. પણ પુરેપુરો હેવાલ બાહાર પાડવો તે એકતરફી વાત બાહાર પાડ્યાથી દ્વેષબુદ્ધિ કેહેવાય.

કોઈ ઈનસાફની કોર્ટ મધ્યે ફેંસલ થએલા મુકદમાની કેફીયત અથવા તે માંહેલા શાહેદો તથા બીજા સબંધ રાખનારાઓની ચાલ

પાંચમો અપવાદ—કોઇ ઇનસાફની કોર્ટમાં જે દિવાની કે ફોજદારી મુકદમાનો ફેંસલો થઇ ચુકયો હોય, તે મુકદમાની કેફિયત બાબત અથવા એવા કોઈ મુકદમામાં પક્ષકાર શાહેદ અથવા મુખ્તિયાર દાખલ કોઈ પણ સખસની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તે સખસની આબરૂ બાબત, શુદ્ધબુદ્ધિથી ગમે તે અભિપ્રાય આપવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

### દ્રષ્ટાંત.

(अ.) 'પેલા' મુકદમામાં ज. એ આપેલી શાહેદી એવી ઉલટી છે કે, મને એમ લાગે છે કે તે મુરખ અથવા અપ્રમાણિક હોવો જોઇએ," એ પ્રમાણે જો अ. શુદ્ધબુદ્ધિથી કેહે, તો તે આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે જે અભિપ્રાય તે આપે છે તે શાહેદી દાખલ ज. ની ચાલ ઉપરથીજ નજર આવતી ज. ની આબરૂ બાબત છે.

(ब.) પણ જો તે પ્રમાણે કેહે કે, "તે મુકદમામાં ज. એ જે કહ્યું તે હું ખરૂં માનતો નથી, કેમકે હું જાણું છું કે એ અપ્રમાણીક માણસ છે," તો अ. આ અપવાદમાં દાખલ થતો નથી, કેમકે ज. ની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપે છે તે શાહેદ દાખલ ज. ની ચાલ ઉપરથી આધાર રાખતો અભિપ્રાય નથી.

## વિશેષ સમજુતી.

ઈન્સાફની કોર્ટ મધ્યે ફેંસલ થએલા મુકદમાની કેફિયત ઉપર અથવા તેના લગતા સાક્ષી વિગરે ઉપર ટીકા કરવાની છુટ છે, પણ ફેંસલ થયા પેહેલાં બ્યાજબી પણ ટીકા કરી તો તે ટીકાથી જેને નુકશાન થતું હોય તે ફરીયાદ લાવી શકે.

૨. તે એટલે સુધી કે એક કજીયો ઘણા દીવશ ચાલતાં તેમાં અપ્રાધીનો અપ્રાધ છેક સાબીત થવાની અંતપર આવ્યો હોય અથવા શાબીત પણ થઈ ચુક્યો હોય, અને જ્યુરીએ તે માટે દયા માગી હોય, તોપણ જડજ જડજમેંટ આપવા એક બે દીવશ વાર લગાડે તેટલામાં કોઈ પણ સખસ અગર લખનાર જ્યુરીએ દયા માગી, એ ખોટું કર્યું એમ ટીકા કરે, એ પણ કેદીને નુકશાન કરી શકે.

પ્રસિદ્ધ કૃતિનાગુણદોષ.

છઠો અપવાદ—જે કૃતી તેના કર્તાએ લોકના વિચારપર રજુ કરી છે એવી કોઈ કૃતીના ગુણદોષ વિશે અથવા તે કૃતીમાંજ નજર આવતી તેના કર્તાની આબરૂ વિશે શુદ્ધબુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

ખુલાસો—કાંઇ કૃતી લોકના વિચારપર સ્પષ્ટ રીતે રજુ થાય, અથવા તેના કર્તાના કામો ઉપરથી તે લોકોના વિચારપર રજુ કરી, એવું અનુમાન થઇ શકે.

દ્રષ્ટાંતો.

(अ.) જે સખસ કાંઈ પુસ્તક પ્રગટ કરે છે, તે તે પુસ્તક લોકના વિચારપર રજુ કરે છે.

(ब.) જે સખસ જાહેર રીતે કાંઈ ભાષણ કરે છે, તે તે ભાષણ લોકના વિચારપર રજુ કરે છે.

(क.) જે નાટકવાળો અથવા ગાનારો લોકની આગળ નાટકમાં વેષ લઇને આવે, તે પોતાની નાટકની અથવા ગાયનની કૃતી લોકના વિચારપર રજુ કરે છે.

(ड.) ज. એ એક પુસ્તક પ્રગટ કરયું છે, તે વિશે अ. એમ કેહે કે "ज. નું પુસ્તક બેવકુફી ભરેલું છે, માટે ज. મંદબુદ્ધિ હોવો જોઇએ. ज. નું પુસ્તક બીભસ્ત છે, માટે ज. નઠારા મનનો માણસ હોવો જોઇએ." હવે જો એ પ્રમાણે अ. શુદ્ધબુદ્ધિથી કેહેતો હોય તો તે આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે ज. બાબત જે અભિપ્રાય તે આપે છે, તે ફક્ત ज. ના પુસ્તકમાંજ નજર આવતી ज.-ની આબરૂ બાબત છે.

(ई.) પણ જો તે એમ કેહે કે "ज. નું પુસ્તક બેવકુફી ભરેલું તથા બીભસ્ત છે, એ જોઇને મને કાંઈ આશ્ચર્ય લાગતું નથી, કેમકે તે જાતેજ મંદબુદ્ધિ તથા સોદો છે," તો अ. આ અપવાદમાં દાખલ થતો નથી. કેમકે ज. ની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપે છે, તે ज. ના પુસ્તક ઉપર આધાર રાખતો અભિપ્રાય નથી.

## વિશેષ સમજુતી.

અમલદારને લગતી સર્વે કેફીયત ગ્રંથ કર્તાના કામને પણ લાગુ પડે છે.

જે સખસના બીજા સખસની ઉપર કાયદા પ્રમાણે અખત્યાર છે તેણે શુદ્ધબુદ્ધિથી તેબીજા સખસને દાધેલો ઠપકો.

સાતમો અપવાદ—જે સખસને કોઈ બીજા સખસની ઉપર કાયદાએ આપેલો કાંઈ અખત્યાર હોય, અથવા તે બીજા સખસની સાથે કરેલા કાંઇ કાયદેસર કરારમાંથી નીકળતો અખત્યાર હોય, તે સખસ જે બાબતોને તે કાયદેસર અખત્યાર લાગે છે, તે બાબતોમાં તે બીજા સખસની ચાલ સબંધી શુદ્ધબુદ્ધિથી કાંઇ ઠપકો દે, તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

દ્રષ્ટાંત.

જે જડજ કોઈ શાહેદની અથવા કોર્ટના કોઇ અમલદારની ચાલ સબંધી શુદ્ધ બુદ્ધિથી ઠપકો દે તે, કોઈ ખાતાનો ઉપરી પોતાના હુકમ તળેના માણસોને શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે; મા અથવા બાપ પોતાના છોકરાને બીજા છોકરાંઓના દેખતાં શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે; કોઇ મેહેતાજી જેનો અખ્તિયાર મા અથવા બાપથી મળેલો છે તે કોઈ નિશાળીયાને બીજા નિશાળીયાઓના દેખતાં શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે, નોકરીમાં આળસ કરવા સારૂ કોઇ શેઠ પોતાના ચાકરને શુધ્ધબુધ્ધિથી ઠપકો દે તે; કોઈ સરાફ પોતાની પેહેડીના કીલીદારને તે કીલીદારની કીલીદારી બાબતની કાંઈ ચાલને વાસ્તે શુધ્ધબુધ્ધિથી ઠપકો દે તે, એ સઘળા આ અપવાદમાં દાખલ થાય છે.

કાયદા પ્રમાણે અખત્યાર પામેલા સખસની આગળ શુદ્ધબુદ્ધિથી મુકેલું તોહમત.

આઠમો અપવાદ—કોઈ પણ સખસની ઉપર, તોહમતની બાબતમાં તે સખસની ઉપર જે સખસોનો કાયદા પ્રમાણે અખ્તિયાર હોય, તે સખસોમાંના કોઈ પણ સખસની આગળ શુદ્ધબુદ્ધિથી કાંઇ તોહમત મુકવું, એ આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

દ્રષ્ટાંત.

જો अ. કોઇ માજીસ્ત્રેટની આગળ ज. ની ઉપર શુદ્ધબુદ્ધિથી કાંઇ તોહમત મુકે. જો अ. કોઇ ज. ચાકરની ચાલ બાબત ज. ના શેઠની આગળ શુધ્ધબુધ્ધિથી ફરીયાદ કરે; જો अ. કોઇ ज. છોકરાની ચાલ બાબત ज. ના બાપની આગળ શુધ્ધબુધ્ધિથી ફરીયાદ કરે, તો अ. આ અપવાદમાં દાખલ થાય છે.

કોઈ સખસે પોતાનો લાભ જાળવવાને શુદ્ધબુદ્ધિથી મુકેલો આરોપ.

નવમો અપવાદ—બીજાની આબરૂપર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી ન ગણાય, પણ ક્યારે કે તે આરોપ મુકનાર સખસ પોતાનો અથવા કોઇ બીજા સખસનો લાભ જાળવવાને, અથવા લોક કલ્યાણાર્થે, શુધ્ધબુધ્ધિથી તે આરોપ મુકતો હોય તો.

દ્રષ્ટાંત.

(अ.) अ. એક દુકાનદાર પોતાના ગુમાસ્તા ब. ને એ પ્રમાણે કેહે કે, "ज. રોકડાં નાણાં તને ન આપે તો તેને કાંઇ માલ તું વેચીશ માં, કેમકે તેના પ્રમાણીકપણા વિશે મ્હારો વિચાર સારો નથી." હવે જો પોતાનો લાભ જાળવવા સારૂ શુધ્ધબુધ્ધિથી अ. એ ज. ની ઉપર આરોપ મુકયો હોય, તો अ. આ અપવાદમાં દાખલ થાય છે.

(ब.) अ. એક માજીસ્ટ્રેટ પોતાના ઉપરી અમલદારને રીપોર્ટ કરવામાં ज. ની આબરૂ બાબત કાંઇ આરોપ મુકે, હવે શુધ્ધબુધ્ધિથી લોક કલ્યાણાર્થે તે આરોપ મુકયો હોય, તો अ. આ અપવાદમાં દાખલ થાય છે.

સુચના જે સખસને આપી હોય તે સખસનો ફાયદો થાય એવા ઈરાદાથી અથવા લોક કલ્યાણાર્થે આપી હોય તો.

દસમો અપવાદ—ફલાણાથી હોંશીયાર રેહેજે એવી સુચના શુદ્ધબુદ્ધિથી કોઇ સખસને આપવી, એ આબરૂ લેવી ગણાય નહીં, પણ કયારે કે જે સખસને તે સુચના આપી હોય તે સખસનો, અથવા જે સખસની સાથે તેનો સબંધ હોય એવા કોઇ સખસનો ફાયદો થાય એવા ઇરાદાથી, અથવા લોક કલ્યાણના ઇરાદાથી તે સુચના કરી હોય તો.

## વિશેષ સમજુતી.

આ કલમના દસ અપવાદમાં જે કાંઈ આરોપ મુકયું તે ખરૂંજ હોય તો મુકી શકાય એવી કાયદો છુટ આપતો નથી. કારણ જો એવી છુટ હોય તો આ અપવાદો રાખવાની જરૂર નહતી, કારણ તેથી કશો લાભ નથી.

૨. મુખ્ય વાત એ જોઈએ કે જે આરોપ મુકવો તે શુદ્ધ ભાવથી,ને કાંઈપણ દ્વેષભાવ વગર હોવો જોઇએ. ઘણીવાર લોકો એમ બાહાનું લાવે કે હું અમુક માણસને ઓળખતો નથી, એટલે મને દ્વેષજ નથી. પણ કાયદો દ્વેષનું પ્રમાણ એ રીતે નથી માપતો, પણ તેતો પરીણામ જોઈનેજ દ્વેષનું અસ્તીત્વપણું માની લે છે, પછે ખરેખરો દ્વેષ હોય કિંવા નહીં.

૩. માણુસ પોતાના દરેક કૃત્યથી નીકળતા પરીણામને માટે પોતે જવાબદાર છે.

૪. લાયબલના મુકદમામાં કોર્ટમાં પેહેલો સવાલ એ નીસરે છે કે અપ્રાધીનો શુદ્ધ ભાવ હતો કે નઠારો, તે શાબીત કરવાનો બોજો વખતે અપ્રાધી ઉપર ને વખતે અપ્રાધ મુકનાર ઉપર પડે છે. એ માટે મુકરર નિયમ નથી. પણ તે માટે કોર્ટને નક્કી કરવું કઠણ નથી. લખાણનો મુખ્ય ભાવ જોઈને જડજ ઠરાવે છે. જેમકે એક ટીકાકારે કોઈ સરકારી અમલદાર ઉપર સામાન્ય શબ્દોમાં નાલાયક કે અશક્ત કહ્યો હોય તો, તેના ઉપર જે લાયબલ લાવે તે શાબીત કરવાનો તેનો બોજો અપ્રાધ મુકનાર ઉપર પડે છે, પણ વિરૂદ્ધ હોય તો અપ્રાધી ઉપર છે.

૫. જેમકે ટીકાકારે મ્હારી પાસે પૈશા માગેલા ને તે ન આપું તો વિરૂદ્ધ લખશે એમ બોલ્યો હતો, એ ઉપરથી સામાન્ય શબ્દમાં લખાણ હોય તોપણ તે ગુન્હેગાર ઉપર બોજો પડતાં બહુ કરી ગુન્હેગારજ ઠરે છે.

ફેંસલા–પંચાતમાં સોંપેલા દાવામાં કોઈ એક સીરસ્તેદારે શી રીતે પન્ચના કાદચા હતા તે બાબત ઉપર ફક્ત સાદુ ઈકરારનામું કરેલું તે કાંઈ આબરૂને નુકશાન થાય એવું લખાણ ગણાતું નથી. રાણી વિ. હેમંચંદ્ર મુકરજી. ૧ વિ. રી. પ્ર. ૨૪.

દ્વેષબુદ્ધિથી કોઈ પક્ષકાર ઉપર જુઠું તોહમત મુકવું એ આબરૂ લેવાના તોહમતની અંદર આવી જાય છે. ફરીયાદી નાચી જાતનો છે તેથી તેના ઉપર ખોટું ચોરીનું તોહમત મુકેલું હોય, તેને માટે આબરૂની ફરીયાદ માંડવાને તેને કાંઈ બાધ લાગતો નથી. રાણી વિ. નોબીન ડોમ. ૨ વિ. રી. પ્ર. ૩૫.

આ કલમ પ્રમાણેના ગુન્હામાં લખવાથી અને બોલવાથી આબરૂ લેવી તેમાં કાંઈ તફાવત બતાવ્યો નથી. રાણી વિ. મોહનત પરસોરામદાસ. ૨ વિ. રી. પ્ર. ૩૬.

કોઈ પણ માણસ પોતાના છોકરાના હિતના બચાવને માટે આબરૂ લે એવા શબ્દો વાપરી શકે નહી, પણ જો તે શુદ્ધબુદ્ધિથી એટલે પુરતી સંભાળ અને ધ્યાનથી વાપરે તો વાપરી શકે છે. રાણી વિ. પરશોરામદાસ. ૩ વિ. રી. પ્ર. ૪૫.

આબરૂ લેવાના કેસમાં શુદ્ધબુદ્ધિ શાબીત કરવાનો બોજો તોહમત મુકનાર માણસને માથે છે. આ કલમના ૯ મા અપવાદનો આવા માણસને લાભ આપતાં અવલ તેણે એમ શાબીત કરી આપવું જોઇએ કે ઘટતી સંભાળ અને સાવચેતી રાખવામાં આવી હતી. સીલી વિ. રામનારાયણ બોસ. ૪ વિ. રી. પ્ર ૨૨.

કોઈ એક પ્રગણામાં આબરૂ જાય એવો કાગળ પોષ્ટમાં મોકલવામાં આવ્યો હોય તો, એ બાબતની શાબીતી એ આબરૂ લેવાના કેસમાં તે પ્રગણામાં છાપવામાં આવ્યું હોય તેની બરોબર છે. રાણી વિ. કાળીદાસ મીત્તર વિગરે. ૫ વિ. રી. પ્ર. ૪૪.

આબરૂ લેવાના કેસની અંદર ફરીયાદીએ જે તોહમતો રાખી ફરીયાદ કરી હતી તે સઘળાં તોહમતો કબુલ કર્યાં. ગુન્હો ઠરાવવાને માટે મુદ્દાની વાત (શુદ્ધબુદ્ધિથી તોહમત મુકવામાં આવ્યું નથી) તદન રહી ગઈ હતી, તે ઉપરથી ગુન્હો અને સજા રદ કરવામાં આવી. અસરૂદીનખાન વિ. બાબુખાન વિગરે. ૧૦ વિ. રી. પ્ર. ૬.

કોઈ સરકારી અમલદારે પોતાના ઉપરીના હુકમ પ્રમાણે કેટલાક આદમી સામે પોતાની નોકરીની ફરજની અંદર રીપોર્ટ કરયો હોય, જેમાં સારા અને ખોટા બધા દોષો આવી ગયા હોય, અને તે રીપોર્ટ ઉપરથી એમ માલમ પડે કે તે દોષો અવિચારીપણે અને ગેરવ્યાજબી રીતે મુકવામાં આવ્યા નથી, તો તે રીપોર્ટથી આબરૂ લેવાનો ગુન્હો બન્યો એમ ધારી શકાય નહી, અને એવી જાતનો રીપોર્ટ આ કલમના ૯ મા અપવાદ મુજબ કાયદેસર ગણાય છે. રાજનારણ સીન વિ. ડીગુગર પોલ. ૬ બં. લા. રી. અપે. પ્ર. ૪૨, અને ૧૪ વિ રી. પ્ર. ૨૨.

કોઈ માણસની આબરૂ જાય એવા દોષોવાળી અરજી કોર્ટમાં ફાઈલ કરવામાં આવે, એવા ઈરાદાથી કે બીજા માણસોના વાંચવામાં આવ્યાથી તેની આબરૂને બટો લાગશે, તો તે કૃત્ય આ કલમ મુજબ દોષો કાઢવા અથવા છપાવવાની બરોબર છે. આબરૂની બાબતમાં આ દેશનો ફોજદારી કાયદો, આ કલમના શબ્દોની રચના ઉપર આધાર રાખે છે, પણ તે બાબત વિશેના ઈંગ્રેજી કાયદા ઉપર આધાર રાખતો નથી. ડોકટર જે. એ. ગ્રીન વિ. જે. પી. ડીલેની. ૧૪ વિ. રી. પ્ર. ૨૭.

કોઈ મુખત્યાર અથવા વકીલ પોતાના અસીલના કહેવા ઉપર ભરોંસો રાખીને શુદ્ધ-

બુદ્ધિથી તકરાર કરતી પખને આબરૂ લે એવાં વચનો ખાત્રીથી કેહે તો, ને આ કલમના ૯ મા અપવાદ મુજબ આબરૂ લેવાના ગુન્હાને માટે જુમ્મેદાર ગણાય નહી; પણ જો તકરાર કરવાના મુદ્દાઓ આવા ઓદ્ધા વગરના કોઈ બીજા માણસે દ્વેષબુદ્ધિથી કાઢ્યા હોય તો, તે આબરૂ લેવાના ગુન્હા માટે જુમ્મેદાર ગણાય છે. રાણી વિ કાશીઅન. ૨ ના. વે. પ્રા. ૪૭૩.

આબરૂ લેવાના કામમાં ફરીયાદીને પોતાની જાતને અથવા બીજી રીતે નુકશાન થયું નથી એવું શાબીત કરવાની કાંઈ જરૂર નથી. ફરીયાદીની આબરૂને નુકશાન પોંહોચશે એમ તોહમતદાર ધારતો હતો, અથવા તેને ધારવાને કારણ હતું, એટલી શાબીતી બસ છે. રાણી વિ. ઠાકરદાસ. ૬ ના. વે. પ્રા. પ્ર. ૮૬.

કોઈ બ્રાહ્મણે પડોશના બ્રાહ્મણો ઉપર પોતાના તેમજ તે બ્રાહ્મણોના ધર્મ સબંધી હિતને અસર કરતી બાબત ઉપર ઠરાવ મેળવવાના ઇરાદાથી શુદ્ધબુદ્ધિથી કાગળ લખ્યો હોય તો; તે આ કલમના ૮ મા અથવા ૧૦ મા અપવાદમાં આવી જાય છે. રાણી વિ. કાશીનાથ બચાજી બાગલ ૮ મું. હા કો. રી. પ્ર. ૧૬૮.

કોઈ ગુરૂના ગુમાસ્તાએ ફરીયાદીને પોતાના શેઠે ન્યાતમાંથી દુર કર્યો છે એવું છાપેલું, તેમાં એવી હકીકત હતી કે ફરીયાદીએ કોઈ માણસનો હુકમ નહી માની તેને અપમાન કર્યું હતું. આ કાગળમાં આબરૂ જાય એવું લખાણ નથી. જેનું અપમાન કરવામાં આવ્યું તે માણસ ઓદ્ધાવાળો હોય અને તેના ઓદ્ધની રૂઈએ હુકમ ગળવાનો હોય, અને તેવી બાબતમાં હુકમનું અપમાન થયું હોય તો તે ગુન્હો કેહેવાય, અને તે ઓદ્ધાની રૂઈએ એવી જાતનું અપમાન તે માણસની રજા સિવાય ખુલ્લું થાય નહી; એવી બાબત ના હોય તો ફરીયાદીએ જેનો હુકમ નહી માન્યો તેનો હુકમ માનવાને તે બંધાયેલો ન્હોતો, એવી જાતના લખાણથી આબરૂને નુકશાન થયું એમ ગણાશે નહી. ૬ મ. હા. કો. રી. અપે. પ્ર. ૪૬.

તોહમતદાર એક વર્તમાનપત્રનો છાપનાર હતો, તેણે એક આર્ટીકલ છાપ્યો, જેમાં નીચે બતાવેલું વાક્ય ફરીયાદીને ખરી રીતે લાગુ પડતું હતું.-"તેની (ફરીયાદી) ચાલ ચલગતનો તપાસ કરવામાં આવ્યો છે! કોઈ માણસને યાદ નથી કે આ માણસને સોલાપુરના સબાર્ડીનેટ જડજસાહેબે કામ ચલાવવા ફોજદારીમાં મોકલ્યો હતો! સબાર્ડીનેટ જડજે તપાસ કરેલો મુકરદમો દફતરમાં નથી મળી આવતો!-" માજીસ્ટ્રેટે ઠરાવ્યું કે આ વાક્યનો શબ્દેશબ્દ ખરો છે, અને ફરીયાદીને ફોજદારીમાં તપાસ થવા મોકલ્યો હતો. વળી એ પણ ખરૂં છે કે ફરીયાદી ઉપરથી ફરીયાદ ડીસ્ટ્રીક્ટ જડજ સાહેબના હુકમથી ખેંચી લેવામાં આવી હતી, અને તે તોહમતદારના જાણવામાં હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે હકીકત ખરી છે, તોપણ અધુરી અને લોકોને ભુલાવામાં નાંખે તેવી છે; અને તોહમતદારને ખબર હતી કે ફરીયાદી ઉપરથી ફરીયાદ ખેંચી લેવામાં આવી હતી, અને તેથી ફરીયાદીની ચાલ ચલગતને કાંઈ પણ નુકશાન લાગ્યું ન્હોતું, તેથી તોહમતનું પ્રસિદ્ધ કરવું શુદ્ધ અંતઃકરણથી થયું નથી રાણી વિ. બી. કાકડે. ઈં. લા. રી. ૪ મું. પ્ર. ૨૯૮.

તોહમતદાર પોતાના ભાગીદારને માટે દિવાની મુકદમાની તપાસ રાખતો હતો. કેસની રજુઆત વખતે તોહમતદારે સબાર્ડીનેટ જડજસાહેબને જાહેર કર્યું કે ફરીયાદી સાહેદીઓને બતાવે છે માટે તેને કોર્ટમાં બેસાડવો જોઈએ, તે ઉપરથી જડજસાહેબે ફરીયાદીને કોર્ટમાં બેસવાનો હુકમ કર્યો, તેથી ફરીયાદીએ માજીસ્ટ્રેટ કોર્ટમાં તોહમતદાર ઊ-

પર આબરૂ લીધા બદલ ફરીયાદી કરી. તે કામમાં ઠરાવવામાં આવ્યું કે દ્વેષબુદ્ધિથી આરોપ મુકવાનો ઈરાદો કાંઈ જણાતો નથી, તેથી તોહમતદારનો કેસ આ કલમના અપવાદ ૯ મામાં આવી જાય છે. અને તેથી તોહમતદાર ગુન્હેગાર થતો નથી રાણી વિ. પરસોતમ કાળા. ઈં લા. રી. ૯ મું. પ. ૨૬૯.

ह. નામના ડાકટરે જાહેર ખબર કાઢી હતી જેમાં પોતાને હાથે વાઢકુટના કામમાં સાજા થએલા દરદીઓની સંખ્યા બતાવી હતી, અને પોતે જે હોસ્પીતાલનો કામ ચલાઊ સરજન હતો તે હોસ્પીતાલમાં દાખલ થવાની લોકોને ભળામણ કરી હતી. આ જાહેર ખબર વિશે म. નામના એક બીજો ડાકટર જે મહીને મહીને ડાકટરી ન્યુસપેપર કાઢતો હતો, તેણે નીચે મુજબ પોતાના પેપરમાં લખાણ કર્યું. "જાહેર ખબર આપનારની ચમત્કારીક કૃતેહને માટે બેશક તેને મુબારકબાદી આપવી જોઈએ; પણ આવી રીતે લલકારાબંધ ખબર આપવી એ વૈદકશાસ્ત્રના ધંધાના રીવાજથી ઊલટું છે, જે રીત મુજબ પોતે વરત્યો છે તે રીત તેની જોડેના અમલદારોએ પસંદ કરી નથી, એમાં કાંઈ અચંબો પામવા જેવું નથી, અને આ બાબતમાં તેની વર્તણુંક કેવળ ધંધાથી ઊલટી છે, એવું જાહેરાંત રીતે કહેવાને અમે કોઈ રીતે આંચકો ખાતા નથી." તેમાં ઠરાવવાંમાં આવ્યું કે આ ચરચાપત્રીથી એ હોસ્પીતાલને માટે લોકોમાં સવાલ ઊઠ્યો, અને તે સવાલનું નીરાકરણ પણ લોકોના અભિપ્રાય ઊપર મુકવામાં આવ્યું, તેથી અને म. નામના માણસે શુદ્ધબુદ્ધિથી પોતાનો અભિપ્રાય જણાવ્યો હતો, તેથી તેનું લખાણ તે આ કલમના ૩ જા ૬ ઠા અને ૯ મા અપવાદમાં આવી જાય છે. રાણી વિ. મેકલીઓડ, ઈં.લા.રી.૩ અ.પ્ર.૩૪૨.

क. નામના માણસને એક બૈરી જે તે ન્યાતની હતી તેની જોડે લાગતું હતું, તે ઊપરથી ન્યાતના કેટલાક માણસોએ પંચાત કરી क. ને ન્યાત બાહાર મુક્યો હતો, અને એક કાગળ કેટલાક આદમીઓએ ન્યાતમાં ફેરવ્યો. તેમાં લખ્યું હતું કે क. અને તેને જે સ્ત્રી જોડે લાગતુ છે તે બંનેને ન્યાત બાહાર મુક્યાં છે, અને તે મુકવાનું કારણ પણ લખ્યું હતું, માટે તેમની જોડે કોઈએ ખાવા પીવા વગરૈનો સબંધ રાખવો જોઈએ નહી, અથવા તેમને પોતાના ઘેર પણ બોલાવવા નહી, તેઓએ क. અથવા તે સ્ત્રીને સરખી રીતે લાગુ પડે તેવા કેટલાક અભિપ્રાયો લખ્યા હતા. આ અભિપ્રાયો આ કલમ મુજબ આબરૂ લે તેવા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો આ માણસોએ क. ને લાગુ પડે તેવી ભાષા વિચાર કર્યા વગર લખી હોય તો તેઓએ એ ભાષા પોતાના જોખમે વાપરી, અને તેઓએ તે સ્ત્રીને લાગુ પડે એમ ધારી વાપરી હતી, એમ બતાવવાથી તેઓ क. ની આબરૂ લેવાના ગુન્હાની જુમ્મેદારોમાંથી બચી શકતા નથી; કાગળની વર્તણુંક અને જે બાબત લખાયો હતો તે અને क. ને તેમાં બતાવેલા કારણ માટે ન્યાત બાહાર મુકયો હતો, તે સઘળું જોતાંબાલમ પડે છે કે જો તેઓને માટે પંચાતે ઠરાવ કરેલો, તે ઠરાવ ફક્ત જાહેર કરી બેશી રહ્યા હોત તો તેમનો બચાવ થાત, પણ એટલેથી સંતોષ નહી પામી क. ના માટે નહી માગેલી ને જુઠી હકીકત જાહેર કરી, તેથી તેઓ શુદ્ધબુદ્ધિથી ચાલ્યા નથી એમ ખરી રીતે અનુમાન થઈ શકે છે. રાણી વિ. રામાનંદ. ઈં લા. રી. ૩ અ. પ્ર. ૬૬૪.

આબરૂ લેવાના ગુન્હામાં તોહમતદાર આબરૂ લેવાનું લખાણ ખરી રીતે કર્યું છે એ બાબત ઊપર પુરાવો આપવાનું ધારે તો, તેના વકીલે જે બાબત ઊપર પુરાવો આપવામાં આવે તે દરેક બાબત ઊપર ફરીયાદીને ઊલટ સુલટ તપાસવો જોઈએ. જો તે પ્ર-

બાજુ તે ઉલટ સુલટ તપાસ ના કરે તો, કોઈ અગત્યની બાબત જેના ઉપર ઉલટ સુલટ તપાસ થઇ ના હોય એવી બાબત વિશે પછીથી પુરાવો લેવાય કે નહી, એ મ્હોટા વિચારની બાબત છે. રાણી વિ. ધમસીંગ. ઈ. લા. રી. ૬ અ. પ્ર. ૨૨૦

ફુલબેંચે એવો ઠરાવ કર્યો કે, કોઈ માણસે સીવીલ પ્રોસીજરકોડની કલમ ૪૨૪ મુજબ કોઈ સરકારી નોકરને તેની ચાલ ચલગત ઉપર આરોપ મુકીને એક નોટીસ કવરમાં બીડીને ટપાલમાં મોકલી હોય, પણ તે નોટીસની મતલબ તોહમતદારે કોઈ બીજા માણસને કહી ના હોય તો, એવી રીતના લખાણથી કાંઈ આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. રાણી વિ. ટાકીહુસેન. ઈ. લા. રી. ૭ અ. પ્ર. ૨૦૫.

ફરીયાદી જે એક જ્યુડીશીયલ અમલદાર હતો તેના ઉપર નીચે બતાવેલા આરોપો મુકવામાં આવ્યા હતા. (૧) અમુક વખતે કોર્ટમાં હાજર થએલા કોઈ આબરૂદાર દેશી પક્ષકારોને ગાળો દીધી હતી; (૨) બીજે પ્રસંગે પણ બીજા આબરૂદાર દેશીઓને પણ તેજ પ્રમાણે ગાળો દીધી હતી, જેનાં નામો જાણવામાં આવ્યાં નથી. રજુઆત વખતે પ્રતીવાદીએ ગુન્હો કર્યો નથી એમ બતાવ્યું, અને આ કલમનાં અપવાદો ૧–૮ અને ૯ ઉપર આધાર રાખ્યો. ઊપર બતાવેલા લાઈબલમાં મુકેલા દોષો ફરીયાદી ઊપર ખુલી રીતે દ્વેષથી ઉશ્કેરાઈને પ્રતીવાદીએ મુકયા છે એમ શાબીત કરવાને ફરીયાદીએ પુરાવો આપ્યો. આ કલમ ઊપર આધાર રાખી એમ ઠરાવવામાં આવ્યું કે, ફરીયાદીએ પેહેલા પોતાની કોર્ટમાં હાજર થએલા કેટલાક દેશીઓને ગાળો દીધી, એ બાબતના અમુક દાખલાઓનો પુરાવો આપી શકાય. પેહેલું એ કે પ્રતિવાદી જે માણસોની આબરૂનું નુકશાન કર્યું બતાવે છે તે માણસની આબરૂ કેવી હતી; અને બીજું એ કે તકરારી લેખના લખાણમાં એકંદર જોતાં દ્વેષબુદ્ધિ જણાઈ આવે છે કે નહી એ શોધી કાઢવું જોઈએ. લેઈક મેન વિ. હીઅરસી. ઈ. લા. રી. ૭ અ. પ્ર. ૯૦૬.

न. નામનો માણસ હિંદુ વિધવાનું લગ્ન જે સન ૧૮૫૬ ના આકટ ૧૫ માથી કાયદેસર હતું તે લગ્નમાં ગયો, તેથી તેના ધર્માધ્યક્ષ स. એ નોટીસ છપાવી જાહેર કર્યું કે તેને ન્યાત બાહાર મુકવામાં આવ્યો છે, અને તેથી તે દેહપ્રાયશ્ચિત કરી પવિત્ર થયાનું સર્ટીફીકેટ મેળવે નહી ત્યાં સુધી કોઈએ તેની સોબત કરવી નહી. વળી તે માણસે એવીજ મતલબનું એક પોષ્ટકાર્ડ રજીષ્ટર કરાવીને न ને મોકલ્યું. स. ની મનાથી દેવળમાં બાધા મુકવા દીધી નહી, તેને પોતાના સગાની સોબત ખોઈ અને બીજી રીતે પણ નુકશાન થયું. न. એ स. ઉપર સાપરાધ ધમકી અને ધર્મ સમ્બંધી કોઈનું દીલ દુખાવવાના પાકા ઈરાદાથી તેને વિશ્વાસ રાખવાને લલચાવ્યો એવાં બે તોહમત મુકયાં. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે પેહેલાં બે તોહમતો આધાર વગરનાં છે, પણ स. એ ન્યાત બાહાર મુકવાની સજા કરી તેની પોષ્ટકાર્ડ રજીષ્ટર કરી ખબર न. ને આપી, તેથી તેને આબરૂ લેવાના ગુન્હાને માટે ગુન્હેગાર ઠરાવ્યો. રાણી વિ. શંકર. ઈ. લા. રી. ૬ મ. પ્ર. ૩૮૧.

ફરીયાદીના સગાઓએ એકઠા કરેલા પંચના માણસોએ આબરૂ જાય એવી ટીકા કરવાનું શું કારણ હતું તે પુછવાને કોઈ માણસને બોલાવ્યો હોય, તે માણસે કારણ સમજાવવામાં પોતાનો અભિપ્રાય આપ્યો હોય તો, તે અભીપ્રાય આપવાની તે માણસને છુટ છે. અને એવા અભીપ્રાયનો દોષ મુકી ગુન્હેગાર ઠરાવવું એ ગેરવ્યાજબી છે. ગોવિંદ દાપાની બાબતમાં. ઈ. લા. રી. ૭ મ પ્ર ૩૬.

એક વર્તમાનપત્રમાં આબરૂ જાય એવી હકીકત છાપવામાં આવી હતી, અને તે પત્રના છાપનાર તોહમતદાર છે એમ તે પત્રમાં લખેલું હતું, માજીસ્ટ્રેટે એવું ઠરાવ્યું કે અધીપતી ગુન્હેગાર છે; પણ સેશનજડજે એવું ઠરાવ્યું કે અધીપતીએ લખ્યું અથવા છાપ્યું એવો કાંઈ પુરાવો નથી, તેથી તોહમત રદ કર્યું. તે કામમાં હાયકોર્ટે ઠરાવ્યું કે પત્રમાં છાપનાર તોહમતદાર છે એમ ખુલ્લું શાબીત થાય છે. આબરૂ લેવાનું લખાણ તેની ગેરહાજરીમાં થયું હતું અને તેની પોતાને ખબર ન્હોતી, અને પેપરની સુપ્રત તેની ગેરહાજરીમાં થોડા દાહાડાને માટે બીજા કોઇને કરવામાં આવી હતી એવું જો એડીટરે શાબીત કર્યું હોત તો જોઈએ તેવો પુરાવો થાત. રામાસામી વિ લોકાનંદ. ઈ. લા. રી. ૯ મ. ૩૮૭.

જે શબ્દો ઉપર તોહમત રાખવામાં આવ્યું હોય તે શબ્દો જાતેજ આબરૂ લે તેવા હોય તો, આ કલમનો ખુલાસો ૪ થો તેને લાગુ પડતો નથી; તોપણ જ્યાં અગાડી લખેલા અથવા બોલેલા શબ્દોનો અર્થ શક ભરેલો હોય, અને તે શબ્દોની મતલબથી અમુક માણસની આબરૂને નુકશાન થાય છે કે નહી, એ શોધી કાઢવાને માટે પુરાવાની જરૂર હોય તો, તે ખુલાસામાં બતાવેલો આધાર બરોબર રીતે લગાડી શકાય. રાણી વિ. એમ. કારથી. ઈ. લા. રી. ૯ અ. પ્ર. ૪૨૦.

ફરીયાદી હાવર્ડે ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની કોર્ટમાં એક ફરીયાદ કરી હતી, તેમાં મુંબઈના એડવોકેટ ઓફ ઈંડીઆ નામના વર્તમાનપત્રના માલીક ઉપર અપકીર્તિ કર્યાનું તોહમત મુકયું હતું. સદરહુ વર્તમાનપત્રમાં છાપેલા ત્રણ પેરેગ્રાફ અથવા રીપોર્ટની બાબતમાં ફરીયાદ કરવામાં આવી છે. એ પેરેગ્રાફો પુના ઓબઝરવર અને દક્ષિણ હેરલ્ડ નામના ન્યુસપેપરમાં છપાએલા તે ઉપરથી આ પત્રમાં છાપેલા હતા. માજીસ્ટ્રેટે એવા કારણથી ફરીયાદ કાહાડી નાંખી કે અસલ રીપોર્ટ જે અપકીર્તિવાળા હતા તે માટે દક્ષણ હેરલ્ડના ઉપર ફરીયાદ ચલાવવામાં આવે અને તેમાં તેઓને ગુન્હેગાર ઠરાવવામાં આવે ત્યાં સુધી એડવોકેટ ઓફ ઈંડીઆ ઉપર ફરીથી છાપ્યાને માટે ફરીયાદ થઈ શકે નહીં. તે ઠરાવ ઉપર હાઈકોર્ટમાં અપીલ કરવામાં આવી. તેમાં ઠરાવ થયો કે પ્રથમની હકીકત બાબત ફરીયાદ થયા શિવાય પાછળની હકીકત બાબત ફરીયાદ ચાલી શકે નહીં એ વિશે કાયદામાં કાંઈ નથી. પીનલકોડમાં પ્રથમ છાપેલી બીના સાથે મુકાબલો કર્યા પ્રમાણે બીજી અને ત્રીજીવાર છાપવાને માટે કાંઇ અપવાદ નથી; અને આવો અપવાદ કરવાથી અપકીર્તિ કર્યા બાબતના મુખ્ય કાયદાનો હેતુ બરબાદ જવાનું સાધન થઈ પડે. માટે અમે હુકમ કરીએ છીએ કે ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટે આ કામની અંદરની ફરીયાદી વિશે વિચાર કરવાનું ફરીથી શીરૂ કરવું. હાવર્ડના કામની ફરીતપાસ. ઈ. લા. રી. ૧૨ મું. પાનું ૧૬૭.

આબરૂ લેવાની શિક્ષા.

**૫૦૦. જે માણસ કોઇ બીજા માણસની આબરૂ લે, તેને બે વર્ષની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

**ફેંસલો**—આરોપી ઉપર એવું તોહમત મુકી શીક્ષા કરી હતી કે, એક ફોજદારી કેસમાં તેની શાહેદી થતી હતી તેમાં તે બીજાની આબરૂ જાય એવી હકીકત બોલ્યો. જેથી તેને આ કાયદાની આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો હતો હાઇકોર્ટે એવું ઠરાવ્યું કે શાહેદીઓ પોતાની જુબાનીમાં જે કાંઈ કેહે તેના પરીણામથી તેઓ છુટા છે. એટલે તેને માટે આબરૂના નુકશાનની તેમના ઉપર ફરીયાદ ચાલતી નથી, પરંતુ જુઠા સોગનનું તોહમત તેમના ઉપર ચલાવી શકાય છે. માનજાયા. વિ. સેસા સેટી. ઈ. લા. રી. ૧૧ મ. પ્ર. ૪૭૭.

કાંઈ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને છાપવી અથવા કોતરવી.

૫૦૧. કાંઇ બાબત કોઇ સખસની આબરૂ લેવા જેવી છે એવું જાણીને અથવા એવું માનવાનું સારૂં કારણ છતાં, જે માણસ તે બાબત છાપે અથવા કોતરે તેને બે વર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

આબરૂ લેવા જેવી બાબત વાળી છાપેલી અથવા કોતરેલીવસ્તુવેચવી.

૫૦૨. કાંઇ પણ છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી કાંઈ બાબત છે એવું જાણીને જે માણસ તે વસ્તુ વેચે અથવા વેચવા માંડે, તેને બેવર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

---

## બાબ ૨૨ મો.

### સાપ્રાધ ધમકી, તિરસ્કાર તથા દુઃખ બાબત.

---

સાપ્રાધ ધમકી.

૫૦૩. જે સખસ કોઇ બીજા સખસને તેના શરીરને, આબરૂને અથવા મિલકતને કાંઇ નુકશાન કરવાનો અથવા જેની સાથે તે બીજા સખસને સબંધ હોય તેના શરીરને અથવા આબરૂને કાંઇ નુકશાન કરવાનો ડર દેખાડે, એવા ઇરાદાથી કે તે સખસને ગભરાટ પેદા થાય, અથવા તે ડર અમલમાં ન આવે એટલા માટે જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે સખસ કરે, અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક્ક હોય તે કામ કરવામાં તે સખસ કસુર કરે, તેણે સાપ્રાધ ધમકીનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો—કોઇ મુવેલા સખસની સાથે જે સખસને સબંધ હોય તે સખસને તે મુવેલા સખસની આબરૂને નુકશાન કરવાનો ડર દેખાડવો, તે આ કલમમાં દાખલ થાય છે.

દ્રષ્ટાંત.

ઘ. એક દિવાની મુકરદમો ચલાવતો બંધ થાય એવા હેતુથી अ. ब. ને ડર દેખાડે કે હું તારૂં ઘર બાળી નાંખીશ, તો अ. સાપ્રાધ ધમકીના ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

ફેંસલા—ત્રણ શાહેદીઓને ધમકી દેવાને માટે તોહમતદારને ગુન્હેગાર ઠરાવી દરેકને ધમકી દેવાને માટે ચાર માસની સજા કરી. અને એકંદર એક વર્ષની સજા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો કોઈ માણસ એક વખત ગુન્હો થાય તેવી રીતે ત્રણ જુદા જુદા માણસોને ધમકાવે, અને તેમાંનો દરેક માણસ તેના ઉપર જુદુ તોહમત મુકે તો, તેને દરેક ગુન્હાને માટે જુદો જુદો ગુન્હેગાર ઠરાવી સજા કરવી જોઈએ. તોપણ આ કેસમાં કામની હકીકત અને પુરાવો સજા થઈ શકે તેવો ન્હોતો, અને તેથી કરીને સજા ઘણીજ સખત અને ગેરવ્યાજબી ગણી ફેરવવામાં આવી હતી. ગુલઝારખાન અરજદારના કેસનું રેફરન્સ. ૯ વી. રી. પ્ર. ૩૦.

ઘરના કબજાવાળા માણસને ધમકી બતાવવાનો, તિરસ્કાર કરવાનો, અથવા ઉપદ્રવ કરવાનો ઇરાદો હોય તો, તેનો અર્થ અનુમાન લભ્ય કબજાવાળા માણસને દુખ અથવા તિરસ્કાર કરવો એવો થતો નથી, પણ ખરેખરા કબજાવાળા માણસને દુઃખ અથવા તિરસ્કાર કરવો એવો અર્થ થાય છે. ઇસીચંદ્ર કરમોકર વિ. શીતળદાસ મીતર ૮ બેં. લા. રી. અપે ૬૨ અને ૧૭ વી. રી. પ્ર. ૮.

કોઈ પુખ્ત ઉમરની સ્ત્રીના ભાઈ જે ફરીયાદી હતો તેની પાસે તોહમતદારે જઈ તેને એવું કહ્યું કે તે સરકારમાંથી આવ્યો છે, અને જો ફરીયાદી તેની બેહેનને જવા નહી દે તો સરકાર તેને ૭ માસની કેદની સજા કરશે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ શબ્દોથી (પીનલકોડના અર્થ પ્રમાણે કાંઈ નુકશાન કરે તેવી ધમકી નહી હોવાથી) આ કલમના અર્થ મુજબ સાપ્રાધ ધમકી અથવા કાયદામાં બતાવેલો કાંઈ ગુન્હો બનતો નથી. રાણી વિ. મેરોબા ભાસ્કરજી. ૮ મું. હા. કો. રી. પ્ર ૧૦૧.

કોઈ કેસમાં ધર્મ સબંધી હકુમતને ધર્મ સબંધી મંડળીના નિગમેથી બીજી કોઈ રીતે મંજુરી નહી મળેલી હોવાથી અધિકાર ઉપરાંત તે બજાવવામાં આવેલી હોય, અથવા જે કેસમાં આવા નિયમોથી સાધારણ કાયદાનું ઓલંઘન થઈ જતું હોય, અને તેમાંના ગમે તે કેસમાં એવા પરીણામો થાય કે જેથી ફોજદારી કાયદાની રૂઈએ તે અટકાવવાની જરૂર પડે તો, ફોજદારી કોર્ટોને અધિકાર નથી એવું ઠરાવવાની છુટ આપતી નથી. ન્યાત બાહાર મુકવાથી કાયદા વિરૂદ્ધ સજા કરવાની બીહીક બતાવી, દેવળની મીલકતના સબંધમાં દિવાની દાવો લાવવાનો કાયદેસર હક્ક ઠરાવે નહી એવા વિચારથી ન્યાત બાહાર મુકેલો હોય, એવી કોઈ રોમન કેથોલીકે માજીસ્ટ્રેટને ફરીયાદ કરી. જ્યાં સુધી ધર્મ સબંધી અધિકારીઓનું કૃત્ય કાયદા વિરૂદ્ધ છે એવું દિવાની દાવામાં ફરીયાદી શાબીત કરે નહી, ત્યાં સુધી માજીસ્ટ્રેટે રજુઆત ચલાવવી બંધ રાખવી જોઈએ, એ કેસની હકીકત જોતાં સુલભ રસ્તો છે એમ ઠરાવવામાં આવ્યું. ડી. કુઝની બાબત. ઈ. લા. રી. ૮ મ. પ્ર. ૧૪૦.

સમાધાનીનો ભંગ કરાવવાના ઇરાદાથી જાણી જોઈને કોઈનો તિરસ્કાર કરવો.

**૫૦૪. જે માણસ ઇરાદાથી કોઇ સખસનો તિરસ્કાર કરીને તેને ક્રોધ ઉત્પન્ન કરે, એવા ઇરાદાથી કે તે ક્રોધને લીધે તે લોકની સુલેહમાં ભંગ કરે અથવા કાંઇ બીજો ગુન્હો કરે, અથવા એમ જાણીને કે તે સખસ તે ક્રોધને લીધે લોકની સુલેહમાં ભંગ અથવા કાંઇ બીજો ગુન્હો કરશે એવો સંભવ છે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

## વિશેષ સમજુતી.

ઉપલી કલમમાં જણાવેલો સુલેહનો ભંગ કરવાનો સંભવ ઘણું કરીને જ્યારે કોઈ માણસનો ધર્મ અર્થે તિરસ્કાર કરવામાં આવે ત્યારે રેહે છે જેમકે બ્રાહ્મણને કોઈ ઢેડ કાયદા મુજબ સર્વે માણસ સમાન છે એમ સમજી અડે, ને તેથી સુલેહ ભાગવાનો જે સંભવ ઉઠે છે તેથી ફોજદારી ઉઠે છે, અગર કાંઈ તિરસ્કારનો શબ્દ વાપરવાથી પણ ક્રોધ ઉત્પન્ન થાય છે, વિગરે.

બંડ અથવા રાજ્ય વિરૂદ્ધ કાંઇ ગુન્હો કરવાના

**૫૦૫. કાંઇ વાત, અફવા અથવા બુમ, જે માણસ ખોટી જાણતો હોય તે માણસ તે ચલાવે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજ માહેલો કોઇ આફિસર, સોલજર, અથવા ખલાશી બંડ કરે, અથવા એ-**

ઉશ્કેરણી એ બીજી મુખ્ય બાબત વગેરે.

વા ઇશરાકાથી કે લોકમાં ભય અથવા ગભરાટ પેદા થાય, અને તેણે કરીને કોઇ સખસને રાજ્ય વિરૂદ્ધ અથવા લોકની સમાધાની વિરૂદ્ધ કાંઇ ગુન્હો કરવાનું મન થાય, તો તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

ઉપલી કલમ મુજબના ગુન્હા બળવાના વખતમાં ઘણા થયા હતા. દીલ્હીમાં બંડખોરો શેહેર લઈ બેઠા બાદ જ્યારે ઈંગ્રેજોનો ઘેરો ફરી વળ્યો હતો, ને કીલ્લો તોડી માંહે પેઠા છતાં બંગાળા તરફ શીશાદીયાઓ એવી બુમો ઉડાડતા કે ઈંગ્રેજ હારી પાછો હટ્યો છે, તેથી ગામડી લસ્કરના માણસોનાં મન ફર્ગી જતાં. હાલ પણ મુસલમાનો (તેરમી સીદી) બુમો ઉરાડતા ફરે છે કે તેમના કુરાનમાં કહેલો જમાનો આવી પુગ્યો છે, હવે ઈંગ્રેજોની પડતી આવશે, ને અમારૂં રાજ્ય ને ધર્મ આખી પૃથ્વીમાં પ્રસરશે તે ફોજદારી છ કલકત્તામાંના વાબી ગરાશીયાઓને એવા વિચારના ગુન્હાને માટે પકડી કેદ ઠોકી ઘાલ્યા હતા

સાપ્રાધ ધમકીના ગુન્હાની શિક્ષા

૫૦૬. જે માણસ સાપ્રાધ ધમકીનો ગુન્હો કરે, તેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર મોત અથવા મહાવ્યથા કરવાનો, અથવા આગથી કાંઇ મિલકતનો નાશ કરવાનો, અથવા મોતની કે સમુદ્રપારની, અથવા સાત વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા થાય એવો કાંઇ ગુન્હો કરાવવાનો, અથવા કોઇ સ્ત્રીની સાથે વ્યભિચારનો દોષ મુકવાનો ડર દેખાડયો હોય, તો તેને સાત વર્ષની મુદત સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

જો તે ધમકી મોત અથવા મહાવ્યથા વગરે કરવાની હોય તો.

**ફેંસલો**—"મોત આણવાની સાપ્રાધ ધમકી" તથા "નનામા કાગળ લખી સાપ્રાધ ધમકી" આણ્યાનાં બે જુદાં જુદાં તોહમતો રાખી તે બન્ને બદલ જુદી જુદી શીક્ષા ફરમાવી ૯ વર્ષની શીક્ષા કરી. તેમાં ઠરાવ્યું કે કેદીએ એકજ ગુન્હો કર્યો છે, માટે સેશનજડજે બે કલમો મુજબ જુદી જુદી આપેલી શીક્ષા સદરહુ ગુન્હાને માટે ઠરાવેલી શીક્ષા કરતાં વધારે છે, માટે વધારેની બીજા ગુન્હા બદલની બે વર્ષની શીક્ષા હતી તે રદ કરી. રાણી વિ. જોરાકાર બેગ. ૪ મું. હા. રી. પ્ર ૧૨.

નનામા સંદેશાની મારફતે સાપ્રાધધમકી

૫૦૭. કોઇ નનામા સંદેશાવડે, અથવા ડર દેખાડનારા સખસનું નામ કે તેનું રેહેવાનું ઠેકાણું છુપાવવાની આગળથી તદબીર કરીને, જે માણસ સાપ્રાધ ધમકીનો ગુન્હો કરે તેને, તે ગુન્હાને માટે ઉપલી કલમમાં ઠરાવેલી શિક્ષાથી ઉપરાંત, બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શિક્ષા કરવામાં આવશે.

મ્હારી ઉપર ઈશ્વરની અપ્રસનતા થશે એ

૫૦૮. કોઇ પણ સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે વસ્તુ જે માણસ બુદ્ધિપુર્વક તે સખસ પાસે કરાવે અથવા કરાવવાની કોશિસ કરે, અથવા જે

જો ભય ઉત્પન્ન કરીને કોઇ સખસ પાસે કાંઈ કામ કરાવવું.

વસ્તુ કરવાનો તે સખસનો કાયદા પ્રમાણે હક્ક હોય તે વસ્તુ કરવામાં તેની પાસે કસુર કરાવે અથવા કસુર કરવાની કોશિસ કરે, અને તે એવી રીતે કે જે વસ્તુ મ્હારી પાસે કરાવવાની એ ગુન્હેગારની મતલબ છે. તે હું નહી કરૂં તો, અથવા જે વસ્તુ કરવામાં મ્હારી પાસે કસુર કરાવવાની એ ગુન્હેગારની મતલબ છે તે હું કરૂં તો, મ્હારી ઉપર અથવા જેની સાથે મ્હારે સબંધ છે એવા કોઇ સખસની ઉપર ઇશ્વરની અપ્રસનતા થશે, અથવા એ ગુન્હેગાર કાંઇ કરીને ઇસ્વરની અપ્રસનતા કરાવશે, એવો ભય તે સખસના મનમાં બેસાડી અથવા બેસાડવાની કોશિસ કરીને તે એ પ્રમાણે કરે, તો તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંતો.

(अ.) अ. ञ. ને બારણે લાંધવા બેસે, એવા ઇરાદાથી કે એમ તેને બારણે બેસવાથી ञ. ની ઉપર ઇશ્વરની અપ્રસનતા થશે એવો સંભવ ઉત્પન્ન થાય, તો આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો अ. એ કીધો એમ સમજવું.

(ञ.) अ. ञ. ને એવી રીતે ડરાવે કે જો તું ફલાણું કામ નહી કરે, તો હું મ્હારાં છોકરાંઓમાંના એક છોકરાંનો જીવ તને આપીશ, અને તે એવી હાલતમાં હોય કે તે પોતાના છોકરાંનો જીવ આપશે, તો તેથી ञ. ની ઉપર ઇસ્વરની અપ્રસનતા થશે એવો ભય ઉત્પન્ન થાય, તો अ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કીધો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

આ કલમને બેસતા દાખલા વળી ધર્માધથી થયલા કૃત્ય સાથે સબંધ રાખનારા મળશે જેમકે વૈશ્નવ ટોળામાં ગોંસાઈજી માહારાજવાળા ધર્મના ઉપરી ગણાય છે તથા તેઓ આ અવતારમાં પરમેશ્વર સાથે સબંધ રાખનારા તથા પરમેશ્વર પોતેજ કેહેવડાવે છે. હવે કોઈ વાદી કદી માહારાજ વિરૂદ્ધ ઉઠે ને તેમાં કેટલાક વૈશ્નવને સાક્ષી આપવી પડે, ત્યારે તે વૈશ્નવોને અથવા વાદી પોતે હિંદુ હોય તો તેને પણ ધર્મનો ડર આપી કાયદા વિરૂદ્ધ ચાલવાનો ડર આપે, કે જો કજીયો આગળ ચાલ્યો તો પરમેશ્વર નારાજી થશે, તો તે પણ સાપ્રાધ ધમકી આપી જણાય છે

કોઇસ્ત્રીને લાજવવાના ઈરાદાથી બોલેલા શબ્દ અથવા કરેલા ચાળા.

૫૦૯ કોઇ સ્ત્રીને લાજવવાનો વિચાર કરી જે માણસ કાંઇ શબ્દ બોલે, અથવા કાંઇ આવાજ કે ચાળા કરે, અથવા કાંઇ વસ્તુ દેખાડે, એવા ઈરાદાથી કે તે સ્ત્રી તે શબ્દ અથવા આવાજ સાંભળે અથવા તે ચાળા અથવા વસ્તુ જોય, અથવા તે સ્ત્રીની એકાંત જગાપર જે માણસ વગર રજાએ ઘુસે, તેને એક વર્ષની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## વિશેષ સમજુતી.

આપણા લોકમાં સ્ત્રી દેખતાં અપશબ્દો બોલવા અથવા સ્ત્રીને લાજવવી એ સાધા-

એવું વાત મશહુર છે. સસરો વહુને ગાળ દે, જેઠ અથવા દીયર ભાભીને ગાળ દે એ આ કલમ પ્રમાણે ગુન્હો ઠેરવાય. પણ સ્ત્રીઓ જાતે અસાન તેથી ફરીયાદ કરી શકતી નથી. જો સ્ત્રી અથવા તેનો ધણી અથવા તેનો બાપ જે વેળા ફરીયાદ કરવા નીકળે તો તે વેળા આ કલમથી તેને છુટ મળે. હોળી ટાણે સ્ત્રી રૂબરૂ કેટલાક ભુંડું બોલે છે તે પણ આપણા લોકની બેકાયદે વર્તણુંક છે. તેનો પણ આ કલમ અટકાવ કરે છે

૨. સ્ત્રી જે ઓરડામાં સુતી હોય તે ખાલી હોય તેમાં પણ જવાય નહી, અને કદી સરકારી વારંટ હોય તોપણ સ્ત્રીના સુવાના ઓરડામાં એકદમ જવાય નહીં. ત્યાં સુધી કાયદાએ મના કરી છે.

**ફેંસલો**—આ કલમ મુજબ થએલા ગુન્હાઓ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ ચલાવી શકે છે. મુસામત કુલરી વિરૂદ્ધ જુન્ડ ૭ વિ રી પ્ર. પર.

ખુલ્લી રીતેપી ધેલાસખસની બેમુનાસબ ચાલ.

૫૧૦. જે માણસ કેફની હાલતમાં છતાં, કોઇ જાહેર જગામાં જાય, અથવા જે જગામાં તેણે વગર રજાએ જવું કાયદા વિરૂદ્ધ હોય એવી કોઇ જગામાં જાય, અને ત્યાંહાં કોઇ સખસને દુખ થાય એવી રીતે ચાલે, તેને ચોવીસ કલાકની મુદત સુધીની આસાન કેદની અથવા દસ રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

# બાબ ૨૩ મો.

## ગુન્હા કરવાની કોશિસ બાબત.

જે ગુન્હાઓને માટે સમુદ્રપારની અથવા કેદની શિક્ષાઠરાવી છે તે ગુન્હાકરવાની કોશિસ કરવાની શિક્ષા.

૫૧૧. જે ગુન્હાને માટે આ કાયદામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી હોય એવો કોઇ ગુન્હો કરવાની, અથવા એવો કોઇ ગુન્હો કરાવવાની જે માણસ કોશિસ કરે, અને તે કોશિસમાં તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરે, તે માણસને તેવી કોશિસને માટે શિક્ષા સબંધી આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ ન કર્યો હોય તેવે ઠેકાણે, તે ગુન્હાને માટે જે પ્રકારની કેદની શિક્ષા ઠરાવી હોય, તે પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની અથવા સમુદ્રપારની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદતની કેદની અથવા સમુદ્રપારની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંતો.

(અ.) અ. એક પેટી ફોડીને કાંઇ જેવર ચોરવાની કોશિસ કરે, અને તે પેટી ફોડ્યા પછી તેને માલમ પડે કે માંહે કાંઇ જેવર નથી, તો તેણે ચોરી કરવા તરફ એક કામ કીધું, માટે આ કલમ પ્રમાણે તે તકશીરવાર થયો એમ સમજવું

(બ.) બ. ના ખીસ્સામાં હાથ ઘાલીને તેમાંથી ચોરી કરવાની અ કોશિસ કરે, અને બ. ના ખીસ્સામાં કાંઇ વસ્તુ ન હોવાને લીધે અ તે કોશિસમાં પાર ન પડે, તો આ કલમ પ્રમાણે અ તકશીરવાર થયો એમ સમજવું.

## વિશેષ સમજુતી.

આ કલમ જે ગુન્હાને માટે એકલા દંડની શિક્ષા થઈ શકતી હોય તેને માટે નથી; તે શિવાયના ગુન્હાઓ માટે છે.

૨. કોશિસ (ગુન્હાનો પ્રયત્ન) ક્યારે કેહેવાય, તે સમજવા બે મુખ્ય બાબત છે. તેમાંથી એક પણ થાય તોજ કોશિસનો ગુન્હો બન્યો એમ ગણાશે.

૧. ગુન્હો કરવાનો ઈરાદો કરી તે કૃત્ય પાર પાડવા તે તરફ કોશિસ કરવી.

૨. ગુન્હો કરવા તરફ કોશિસ કરવી, પણ તેમાંથી નિષ્ફળ ગયો હતો.

૩. માત્ર ઈરાદો કરવાથીજ સજા થાય નહીં, તેમ ગુન્હો કરવાની તૈયારીથીજ માત્ર તોહમત લાવી શકાય નહી. કોશીસ કરવા માટેની તૈયારી કરી અને કોશિસ કરવી તેમાં ઘણો તફાવત છે. તૈયારી કરવાનો અર્થ એ છે કે એ ગુન્હો કરવા માટે જે સાધન કિંવા યોજના કરવાની હોય તે કરવી. કોશિસનો અર્થ એ છે કે તૈયારી કરયા પછી તે ગુન્હો કરવા તરફ કાંઈ સીધુ કૃત્ય કરવું. જેમકે અ. એ બ. ને મારવા સારૂ બંદુક ભરી તૈયાર કરી. અત્યાર સુધી કોશિસનો ગુન્હો થયો નથી, પણ બંદુક ભરી બ. તરફ બંદુક લઈ મારવા ચાલ્યો. તો આ ગુન્હો કરવા તરફ વલણ થયું, માટે કોશિસનો ગુન્હો અ. એ કરયો કેહેવાય. તેમજ બ. ઉપર બંદુકનો બાહાર કરે અને બ. ને વાગે નહી, તોપણ.

**ફેંસલા**—કેદીએ એક માણસની સામે બંદુક ભરેલી છે એવું ધારી વગર ભરેલી બંદુક તેને મારવાના ઈરાદાથી તાકી, પણ બંદુકનો ઘોડો ખેંચ્યો નહી તેમાં ઠરાવવામાં આવ્યું કે પીનલકોડની કલમ ૩૦૭ મુજબ રાખેલા તોહમત ઉપરથી તેને ખુનના યત્નને માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહી, પણ એજ બાબતો ઉપરથી કલમ ૨૯૯ અને ૩૦૦ ના સબંધમાં ફક્ત ખુન કરવાની કોશીસ કરવાનું તોહમત આ કલમ મુજબ રાખેલું, તે ઉપરથી તેને શીક્ષા થઈ શકે રાણી વિ. ફ્રાનસીસ કાસીડી. ૪ મું. હા. કો, રી. પ્ર. ૧૭.

મી. ગ્લોવર જડજે એમ ઠરાવ્યું કે ચાંયરાના દડામાં બળતો એક કોયલો મુકી ગામમાં કેટલીક વખત બીજા માણસોનાં ઘરો દ્રેષથી બાળવાથી અને એક સાંજે એવી જાતનો બળતા કોયલાવાળો દડો કેદીની ધોતીમાં સંતાડેલો જડી આવવાથી, આ કલમ મુજબ દેવતાથી નુકશાન કરવાના યત્નને માટે તે ગુન્હેગાર છે. દેવતાથી નુકશાન કરવાનું હથીયાર તેના કબજામાં હોવાથી અને તે લેઈને પંડે બાહાર જવાથી કૃત્ય કરવાનો તેનો ઈરાદો હતો, અને તે કરવાની તૈયારીમાં હતો એવું અનુમાન કરવાનાં તે પુરતાં કારણો છે. યત્ન ઠરાવવાને માટે આ હકીકત જોઈએ તેવી છે. મી૰ મીત્તર જડજે એમ ઠરાવ્યું કે દેવતાનો દડો માલમ પડી આવવાથી અને તે લેઈ બાહાર જવાથી પીનલકોડની કલમ ૪૩૬ અને આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. મનુષ્ય જાતને રેહેવાની ઈમારતનો નાશ કરવાનો ઈરાદો આ હકીકત ઉપરથી પુરેપુરો જણાઈ આવતો નથી. આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવાને માટે કેદીએ ગુન્હો થાય તેવી રીતે સ્પષ્ટ કૃત્ય કરવું જોઇએ, એટલુંજ બસ નથી, પણ તે કૃત્ય ગુન્હો થવાના યત્નમાં થયેલું હોવું જોઈએ. રાણી વિ. દોયલ બાવરી. ૩ બેં. લા. રી. ક્રી. અ. પ્ર. ૫૫.

આ કલમ મુજબ યત્ન કરવાનો ગુન્હો બનવાને માટે ગુન્હો કરવાના ઈરાદાથી અને તે ગુન્હો કરવાને માટે અને ગુન્હો કરવાનો યત્ન કરતી વખતે કૃત્ય થયેલું હોવું જોઈએ. ફક્ત તૈયારી કરવાના ઈરાદાથી કરેલાં કૃત્યો યત્ન તરીકે ગણી આ કલમ મુજબ સજા થઈ શકે નહીં. જો કે ગુન્હો બને તેવી રીતે આ કૃત્યો કરવામાં આવેલાં હોય છે, તોપણ તે કલમમાં બતાવેલા "યત્ન કરવા" એ શબ્દોના અર્થ પ્રમાણે ગુન્હો કરવાના યત્નમાં તે કૃત્યો થયેલાં ગણાતાં નથી. રાણી વિ. રામસરન ચોબી. ૪ ના. વે. પ્રા. પ્ર. ૪૬.

એક સખસે એક ખાડો ખોદી તેમાં મીઠું ભરવાનો ઈરાદો કરયો, એટલામાટે કે એ મીઠું માલમ પડવાથી એ બાબતની તપાસ થઈ પોતાના દુશ્મન ઉપર કામ ચલાવવામાં આવે. તેમાં ઠેરાવવામાં આવ્યું કે તોહમતદારે ખોટો પુરાવો બનાવવાની કોશિસ કરી. ૪ અ. હા. રી પ્ર. ૧૩૦.

કોઈ સ્ત્રી ઉપર નીર્લજ હલ્લો કરવામાં આવે તો તે ઉપરથી એમ નહી સમજવું કે તેની સાથે બળાત્કાર સંભોગ કરવાની કોશિસ કરી, પણ જો કોઈને એમ ખાત્રી થાય કે તે સ્ત્રીએ ના કેહેવા છતાં તથા તેણીની મરજી ઉપરાંત કેદીને પોતાનું દુષ્ટ કર્મ કરવાનો પક્કો ઠરાવ હતો, તો બળાત્કાર સંભોગ કરવાની કોશિસ કરી એમ ગણી શકાય. રાણી વિ. શંકર. ઇ. લા. રી. ૫ મું. પ્ર. ૪૦૩.

કોઈ માણસની પેહેલી બઈરી જીવતાં છતાં અમુક એક બીજી સ્ત્રી જોડે મ્હારૂં લગ્ન થનાર છે એવી જાહેરખબર પ્રસિદ્ધ કરાવે, તેથી કરી પ્રથમની ઓરત જીવતી છતાં બીજું લગ્ન કરવાનો તેણે યત્ન કરયો, એમ આ કલમ પ્રમાણે કોશિસ ગણી તેને ગુન્હેગાર ઠરાવી શકાતો નથી. ઈ. લા રી. ૧ અ. પ્ર. ૬૧૬.

પીનલકોડની કલમ ૪૧૭ અને આ કલમ મુજબ ઠગવાનો પ્રયત્ન કરવાની ફરીયાદ થવાથી તોહમતદાર ઉપર તોહમત રાખી તેણે દાણ લેવાની ઓફીસમાં કેટલાક કુલ્લાઓમાં ભરેલો માલ ખોટો બતાવવાને માટે ગુન્હેગાર ઠરાવ્યો હતો. આવી રીતે જુઠું બોલવાની એ મતલબ હતી કે હાંસલ ભરેલા કેટલાક પૈશા પાછા લેવાનું સર્ટીફીકેટ મળે. આવી રીતનું સર્ટીફીકેટ આપતા પેહેલાં દાણ લેનાર અમલદારોએ કુલ્લાઓમાં શુ ભરયું છે તેનો તપાસ કરયો, અને તપાસ કરતાં એમ માલમ પડયું કે તોહમતદારોએ બતાવેલી હકીકત ખોટી હતી. આવી રીતે માલમ પડયાથી તેને સર્ટીફીકેટ આપવામાં આવ્યું ન્હોતું, પણ ઉપર બતાવ્યા પ્રમાણે તોહમત રાખી તેને ગુન્હેગાર ઠરાવ્યો હતો. દાણ પાછું લેવાની એ રીત હતી કે જે જાતનો માલ બતાવવામાં આવેલો તે પ્રમાણે રજુ કરેલો માલ હતો એવી દાણ લેનાર ઓફીસરને ખાત્રી થયા પછી તે સર્ટીફીકેટ આપે. જે સર્ટીફીકેટ ઉપર શેહેરની બાહાર માલ લેઈ જતી વખતે બાહારના નાકાનો કારકુન શેરો કરે, અને આવી રીતે શેરો કરેલું સર્ટીફીકેટ માલીકે દાણ લેનારી ઓફીસમાં લેઈ જઈ નાણાં મળવાને માટે રજુ કરવું જોઈએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે કામમાં બતાવ્યા પ્રમાણે કુલાઓમાં ભરેલો માલ તોહમતદારે ખોટો બતાવ્યો હતો એમ ધારીએ, તોપણ ઠગવાનો યત્ન પુરેપુરો થતો નથી, પણ તે ઠગવાને માટે તૈયારી કરી હતી અને તેથી શિક્ષા રદ કરવી જોઈએ રાણી વિ. ધોંડી. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૩૦૪.

મ. એ કલકત્તાની કરન્સી ઓફીસને પત્ર લખ્યો, તે સાથે સરકારી કરન્સી નોટોનાં અડધીયાં બીડયાં, અને એવું લખ્યું કે બીજાં બે અડધીયાં ખોવાયાં છે, માટે ખોવાયલી નોટોની કીંમત પાછી મળવાને આ ઈલાજ લેવા. તપાસ કરતાં કરન્સી ઓફીસને માલુમ પડયું કે બીજા અડધીયાંના માલીકને સદરહુ નોટોના પૈશા અપાઈ ગયા છે. સદર નોટો જે ચાલતી બંધ કરી રદ કરવામાં આવી છે તે પરથી રીતસર દાવો ભરી મોકલવાનું ફારમ મ. તરફ મોકલ્યું. પુરાવા ઉપરથી જણાયું કે તકરારી નોટો બાબત મ. ઉપર ફરીયાદ માંડવાનો વિચાર કરન્સી ઓફીસનો ન્હોતો. મ એ તે ફારમ ભરી પાછું મોકલ્યું. સદર નોટોના પૈશા આપવાનો કરન્સી ઓફીસનો વિચાર ન્હોતો, તોપણ મ. એ ઠગાઈની કોશીસનો ગુન્હો કર્યો ગણાય. બંગાળાની સરકાર વિ. ઉમેશચંદ્ર મીત્તર વિગેરે. ઈ લા. રી. ૧૬ ક. પ્ર ૩૧૦.

(True translation.)
Nanabhai Haridass,
Translator.

# પરિશિષ્ટ

## ગુન્હાઓની વિગ

**ખુલાસો**—"ગુન્હો" તથા "હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા" એવા તેમના સબંધની હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જુદી જુદી કલમોમાં બ્યાન કરેલા ગુ-ખલ લખ્યો છે, એમ પણ સમજવું નહીં; તેતો પેહેલા આસન મધ્યે જે કલમની સં-

આ પરિશિષ્ટનું ત્રીજું આસન કલકત્તા તથા મુંબાઈ શેહેરની પોલીસને લાગુ છે.

**બાબ ૫ મો.—**

| કલમ. | ગુન્હો. | વગર વારંટે પોલીસ પકડી શકે નહીં. | ઘણું કરીને પ્રથમજ સમન નીકળે કે વારંટ | જામીન લઈ શકાય કે નહીં. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧૦૯. | કોઈ ગુન્હાની મદદગારી, જો તે મદદગારી પરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તેહેની મદદગારીને માટે બીજે કેથાં સાફ શિક્ષા નહીં ઠરાવી હોય તો. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પકડી શકતા હોય તો વગર વારંટે પકડી શકે, નહીં તો નહીં. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટેવારંટ નિકળી શકતું હોય તો વારંટ, અનેસમન નિકળી શકતો હોય તો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઈ શકતો હોય તો લઈ શકાય, નહીં તો નહીં. |
| ૧૧૦. | કોઈ ગુન્હાની મદદગારી અગર મદદગારી કરેલો સખસ તે કામ મદદગારના ઈરાદા કર્તાં જુદા ઈરાદાથી કરે તો. | એજ. | એજ. | એજ. |
| ૧૧૧. | એક કામમાં મદદગારી કરી હોય અને જુદુજ કામ બને, તો તેની શરત. | એજ. | એજ. | એજ. |
| ૧૧૩. | મદદગારી કરેલા કામથી મદદગારના ધાર્યા કર્તાં જુદી અસર પેદા થાય, તો. | એજ. | એજ. | એજ. |
| ૧૧૪. | ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો. | એજ. | એજ. | એજ. |
| ૧૧૫. | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એહેવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહીં થાય તો. | એજ. | એજ. | જામીન નહીં લેઈ શકાય. |
| | અગર જેથી વ્યથા થાય એહેવું કાંઈ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો. | એજ. | એજ. | એજ. |

૨ જું.

તનું કોષ્ટક.

મથાળાના આ પરિશિષ્ટના બીજા તથા સાતમા આસન મધ્યે જે મચકુર લખ્યો છે, તે ન્હાઓ તથા શિક્ષાઓની વ્યાખ્યા દાખલ લખ્યો છે એમ, અથવા તે કલમોના સાર દાખ્યા લખી છે તે કલમમાં શો વિષય છે તેની માત્ર સૂચનાર્થ લખ્યો છે.

## મદદગારી બાબત

| માંડીવાળી શકાય કે નહીં. | હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા. | કઈ કોર્ટથી ઇનિસાફ થઇ શકે. | ગાયકવાડી સ્થાનિક કાયદાની કલમ. | ગાયકવાડી સ્થાનિક કાયદા પ્રમાણે શિક્ષા. |
|---|---|---|---|---|
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે માંડીવાળી શકાતો હોય તો માંડીવાળી શકાય, નહીં તો નહીં. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઈનસાફ જે કોર્ટથી થઇ શકે તે કોર્ટ. | નિબંધ ૧ અંક ૨, રકમ ૧૧ અથવા ઠરાવ ૧ નીશાની ૨૦ અંક ૧૦ | ફરમાવેલી નથી. |
| એજ. | એજ. | એજ. | સદર. | સદર. |
| એજ. | જે ગુન્હાની મદદગારી કરવાનો ઈરાદો કરયો હોય, તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | એજ. | સદર. | સદર. |
| એજ. | થયેલા ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | એજ. | સદર. | સદર. |
| એજ. | એજ. | એજ. | સદર. | સદર. |
| એજ. | ૭ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. | ઠરાવ ૧ અંક ૨૨ બાબ ૧ | જે ગુન્હાની મદદગારી કરી હોય, તે ગુન્હા પ્રમાણે શિક્ષા. |
| એજ. | ૧૪ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. | વખતે સદર. | સદર. |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧૬. | કેદની શિક્ષા થઈ શકે એહેવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો મદદગારી ઉપરથી નહીં થાય તો. | એજ. | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામિન લઈ શકાતો હોય તો લઈ શકાય, નહીં તો નહીં. |
| | અગર તે મદદગાર અથવા મદદગારી કરેલો સખસ સરકારી નોકર હોય, અને તેહેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો. | એજ. | એજ | એજ |
| ૧૧૭. | લોક પાસે અથવા દસથી વધારે માણસો પાસે કાંઈ ગુન્હો કરાવવામાં મદદગારી કરવી. | એજ. | એજ | એજ |
| ૧૧૮. | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એહેવો કોઈ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુન્હો થાય તો. | એજ. | એજ | જામિન નહીં લઈ શકાય. |
| | અગર તે ગુન્હો નહીં થાય તો. | એજ | એજ | એજ |
| ૧૧૯. | જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય, એવો કોઈ ગુન્હો કરવાની ધારણા કોઈ સરકારી નોકરે છુપાવવી, અગર તે ગુન્હો થાય તો. | એજ. | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામિન લઈ શકાતો હોય તો લઈ શકાય, નહીં તો નહીં. |
| | અગર તે ગુન્હો મોત અથવા સમુદ્રપારની શિક્ષા જોગ હોય તો. | એજ. | એજ | જામીન નહીં લઈ શકાય. |
| | અગર ગુન્હો નહીં થાય તો. | એજ. | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોય, તે ગુન્હાને માટે જામીન લઈ શકાતો હોય તો લઈ શકાય નહીં તો નહીં. |
| ૧૨૦. | કેદની શિક્ષા થઈ શકે એહેવો કોઈ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુન્હો થાય તો. | એજ. | એજ | એજ |
| | અગર નહીં થાય તો. | એજ | એજ | એજ |

